પાવનકારી ગંગા
શુભ્ર સ્વર્ગમાં વસનારી
પણ જ્યારે
એનું અવતરણ થયું ત્યારે?
માટી અને કાદવમાં રગદોળાઈ—

દિગ્દર્શક મહેબૂબનું



મહેબુબ પ્રોડકશન્સ લિ૰નું

# અમર

દિગ્દર્શક **મહેબુબ** સંગીત **નૌશાદ**

પ્રાયશ્ચિતના પુનિત જળથી પાપને ધોવા મથતા
સંસ્કારી આત્માની કરુણ મંગલ કથા છે.

અભિનય: **દિલીપકુમાર * નિમ્મી * મધુબાલા**

ધ્વનિ: કૌશિક ફોટોગ્રાફી: ફરેદુન ઇરાની

# કૃષ્ણ

અમદાવાદ

મહેબુબ પીકચર્સ રીલીઝ

સમાજમાં સંસ્કાર અને
સાહિત્ય રેડતુ સામયિક
સળંગ અંક
૨૯૫-૨૯૬



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯
અંક ૭-૮ (સંયુક્ત)
ઑક્ટો૦-નવે૦ '૫૪

## અનુક્રમ : દિવાળી-૨૦૧૦

૧૪૨૭૩



[ પાછળના પાને ચાલુ ]

[ અનુક્રમ — પાછળના પાનાથી ચાલુ ]





## ચિત્ર સામગ્રી

પૂંઠા ઉપરનું ત્રિરંગી ચિત્ર
ચિત્રકાર : કનુ દેસાઈ

પૂંઠા ઉપરની ડીઝાઈન : ચન્દ્ર ત્રિવેદી

૧૫ મા પેજની સામેનું મુખચિત્ર
ભજનિક : ચિત્રકાર : વ્રજલાલ ત્રિવેદી

૪૦મા પેજની સામેની તસ્વીર
સૌંદર્ય દર્શન :
તસ્વીરકાર : રજનીકાન્ત પટેલ (કંપાલા)

૬૫ મા પેજની સામેની ત્રિરંગી તસ્વીર :
ગેઈશા—જપાનની સ્ત્રી-કળાકારો

*

આ ખાસ અંકની આર્ટપ્લેટો અને સુંદર કવર દીપક પ્રિન્ટરી (રાયપુર દરવાજા બહાર, અમદાવાદ)એ છાપેલ છે. છેલ્લા કેટલાય અંકોથી ઊર્મિ ઉપર ઊડીને આંખે વળગે એવાં સુંદર ત્રિરંગી ચિત્રો અને કલાત્મક રંગોથી ડિઝાઈનો છાપી આપવા માટે દીપક પ્રિન્ટરીના અમૂલ્ય સહકારનો ઉલ્લેખ કરતાં અમને હર્ષ થાય છે.



આ અંકની છૂટક કિંમત
**અઢી રૂપિયા, વિદેશમાં શિ. પાંચ.**

ઑક્ટોબર નવેંબરનો આ સંયુક્ત અંક ખાસ દિવાળી અંક તરીકે પ્રગટ થનો હોઈને હવે પછીનો અંક ૧ લી ડિસેંબરે પ્રગટ થશે તેની ગ્રાહકો ખાસ નોંધ લે એવી વિનંતિ.

## સૂચનાઓ

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું અને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–


ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફેર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. ઑ. નં. ૭૩ : અમદાવાદ ૧



ધૂમકેતુ

## નવી વાતો

**ખેડે** તેની જમીન. વાવે તેનું ખેતર. કામ કરે તેનું ધન. આળસુ કોઈ રહી શકે નહિ. એક માણસ બેઠો મઝા કરે. બીજો એને માટે કામે, પરસેવો ઉતારે, રાત દી મહેનત કરે. એવી વાત હવે ચાલવાની નથી. બધા મહેનત કરે. બધા કામે. જે આવે તે બધા સાથે રહીને ભોગવે. સરખે ભાગે વહેંચી લે. બધા સરખી રીતે રહી શકે. એક જણો બહુ ઉડાઉ રહી શકે. બીજો પૈ પણ ખરચી ન શકે એટલો બધો તફાવત ન જોઈએ, માણસ માણસ વચ્ચે એટલું બધું અંતર ખોટું ગણાય.

એક માણસને રહેવાને બંગલો; બીજાને ઝૂંપડી પણ નહિ. એક રેશમી કાપડ પહેરે; બીજાને ગાભો પણ નહિ. એક આળસમાં કટાઈ જાય; બીજો મહેનતથી ઘસાઈને બિચારો મરી જાય.

આ વાત ખોટી છે. એ વાત અસત્ય છે. એ અન્યાય છે. એ વાત હવે ચાલી શકે નહિ. એક માણસને મહિને બે હજાર રૂપિયા મળે; બીજાને બાર મહિને રોટલો પણ ખાવા ન મળે. એ વાત હવે ચાલે નહિ. ચાલી શકે નહિ. ચાલવી ઘટે નહિ. ચાલવી જોઈએ નહિ. ચાલે એ ઠીક નહિ. એમાંથી અદેખાઈ જન્મે. એમાંથી ગરીબી ઊભી થાય. એમાંથી માણસાઈ પરવારી જાય. એમાંથી લડાઈઓ થાય. એવી વાત બંધ થવી જોઈએ.

માટે આપણે હવે નવી રીતે જીવવું છે. બધાને રહેઠાણ મળે. બધાને લૂગડાં મળે. બધાને ખાવાનું મળે. કોઈ ભીખ માગે નહિ. કોઈ કોઈનો ખોટો લાભ ઉઠાવે નહિ. કોઈ શાહુકાર

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે, સંપાદક: જયન્ત પરમાર

નહિ. કોઈ ગરીબ નહિ. બધા જ સરખા સુખી. બધાનાં છોકરાં ભણે, બધાનાં કામ-કાજ સુખરૂપ ચાલે. સૌ આનંદ કરે. આપણે એવું કરવું છે સૌ સાથે રહે સૌ સાથે આનંદ કરે. સૌ એક બીજાને પ્રેમથી મળે. કોઈ કોઈનો શેઠ નહિ. કોઈ નોકર નહિ. કોઈ ગુલામ નહિ. કોઈ કામચોરી કરે નહિ. સૌ કામે. સૌને સરખો હિસ્સો મળે. સૌ આનંદ કરે.

આપણે હવે એવું કરવું છે.

એ શી રીતે બને ?

નવી રીતે જીવન જીવવાથી. નવી રીતે વિચાર કરવાથી. નવી વાતો સમજવાથી. નવી વાતો ફેલાવવાથી. નવી વાતો લાવવાથી.

★

# આભાર-દર્શન

ભારતી સાહિત્ય સંઘ લિ.ની પ્રવૃત્તિના વધુ વિકાસ માટે મારે એડન, જીબુટી, દીરદવા, એડીસ-અબાબા, નૈરોબી, કંપાલા, જીંજા, મ્બાલે, સરોટી, મોંબાસા વગેરે અનેક સ્થળે જવાનું થયેલું.

અહીંથી ગયો ત્યારે એ પ્રદેશ મારા માટે સાવ નવીન હતો. ત્યાંના માનવીઓથી અજાણ હતો. વતનથી દૂર, હજારો માઈલ દૂર રહેતા ગુજરાતી ભાઈઓમાં સંગઠન ને સુમેળ કેવાં હશે તેની કલ્પના નહોતી. પણ પ્રથમ વાર જ્યારે એડન ઊતર્યો ત્યારથી મેં જે સ્નેહ, સહકાર ને ઉત્કટ પ્રેમનાં દર્શન ત્યાં વસતા ગુજરાતી ભાઈઓમાં કર્યાં તે મારા માટે એક હૃદયંગમ અનુભવ હતો.

એ પછી એડનથી જીબુટી, દીરદવા, એડિસ-અબાબા થઈને નૈરોબી ગયો. નૈરોબીથી કંપાલા, જીંજા, મ્બાલે, સરોટી અને મોંબાસા એ બધા સ્થળોના ગુજરાતી ભાઈઓએ મને ઘણો સાથ આપ્યો. મારી પ્રવૃત્તિઓ એમની પોતાની જ બની અને મારો બોજ ઓછો કર્યો. ત્યાંનાં મધુર સંસ્મરણો અંતરમાં કોતરાઈ ગયાં છે. એ સર્વે ભાઈઓ પોતાના સમયનો ભોગ આપીને મને સહાયરૂપ થયા હતા તે સૌનો આભારી છું. એ બધાનાં વ્યક્તિગત નામ અહીં મૂકતો નથી પણ મારી પ્રવાસ લેખમાળામાં એ સૌનું પ્રેમસ્મરણ કરતો જાઉં છું.

આ પ્રદેશમાં વસતા આપણા ગુજરાતી બંધુઓનો સ્નેહ સદા ચિરસ્મરણીય રહે તેવો ઉત્કટ હતો. વતન પાછા ફર્યા પછી પણ આ બધાં સ્મરણો યાદ આવે છે ત્યારે, મનમાં એક પ્રકારની ચેતના જાગે છે.

આજે તો એ સૌના સદ્ભાવ માટે આભાર વ્યક્ત કરું છું. ત્યાં વસતા સંસ્થાના શુભેચ્છકો, સ્નેહીઓ અને મિત્રોનો હું ઋણી છું.

—ઈશ્વરલાલ મો. દવે
(સંચાલક. ભારતી સાહિત્ય સંઘ લિ.)



સુન્દરમ્

## ચલો ચમેલી !

ચલો ચમેલી, સાંજ ખીલી છે,
સાંજતણી ખુશબોની સુરખી
કપોલ તારે આજ ખીલી છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

મેં નયનોમાં પુષ્પ-નયનની
પરિમલ-ધારા પૂર્ણ ભરી છે,

અહો બગીચે છટા હરિત કો
તવ વસનો શી હરીભરી છે;
ગીત-ઝરણનાં ચરણ તળાંસી
કૈંક મોતીડાં કશાં ઢળ્યાં છે,
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

ચલો ચમેલી ! કો રસરેલી
આભથકી અબ રહી ઝુકી છે,

મેં મટકી મુજ જુગજુગ ખાલી
પનઘટ લઈ જઈ ખુલી મુકી છે;
હે બદરી, તું બરસનહારી,
હવાં કસોટી કોની રહી છે ?
ચલો ચમેલી, સાંજ ખીલી છે.

ચલો ચમેલી, ગોરસઘેલી !
તને પ્યાસની પ્યાસ લગી છે,

આજ શ્યામની ચંદ્રચૂડ પર
મેં મારી અર્પી કલગી છે;
આજ બંસીના અધર પરે કો
અધરતણાં અહેશાન ઢળ્યાં છે.
ચલો ચમેલી, સાંજ ખીલી છે !



ગુલાબદાસ બ્રોકર

## કોઈને ન કહેવી

કોઈને ન કહેવી સખિ ! કોઇને ન કહેવી,
મીઠી મધુર છતાં અંતર વલોવતી
વેદના આ એકલાં સહેવી ?
સખિ, કોઇને ન કહેવી.
ખીલ્યાં ગુલમહોર અને ગ્હેકે ડોલરિયા,
કોયલ કલશોર કરે ગ્હેકે મોરલિયા,
હસતી વનરાઈ પરે હસતા ચાંદલિયાની
ચાંદનીની આગ કેમ સહેવી
સખિ ! એકલાં એ એ આગ કેમ સહેવી !
કોઇને ન કહેવી .....
સરખી સાહેલી મળી ખેલે ઉમંગમાં,
વાસંતી બહાર મહીં રંગ પૂરે અંગના,
મુખડાં મચકોડતી ન જોઇ મને સંગમાં
હસતાં અવહેલના એ સહેવી
સખિ! હસતાં હસતાં તે કેમ સહેવી?
કોઈ ને ન કહેવી ... ... ...



કવિ દુલાભાઈ કાગ

## ઘડનારાને ખાય

વીરા મારા તોપુંના ઘડનારજી.
તોપુંના ઘડનાર ભાઈ મારા, પોરો ખા પલવારજી,
ધરણી કેરી એરણ ધ્રૂજે, મેઘનાં ઘણ મારજી;
સાગરીઆની કુંડી કેરા, ઉકળે નીર અપાર,
માનવીઓનાં ઇંધણ ભારા, ઓર્યાં અપરંપારજી,
વાહોલીઆની ધમણું ફૂંકે વિખ તણા ફુતકાર.
કોશું ભાંગી કોદાળી ભાંગી,ગાળી રેંટુડાની આરજી,
સોયું ગાળી સામટી, ગાળ્યાં તંબૂરાના તાર.
બુદ્ધિ કેરી સાંડસી, જેને ઇશ્વરનાં ઇન્કારજી,
એવડી મોટી નાખ્યું ઘડમાં, લેર ખડા લુવાર
રોષ ભરાણી હાલી રણમાં, ખેલણકાજ સંહારજી,
પેટડીયામાં ભજન બોલે, તંબૂરાનો તાર.
રોમે રોમે એને વેદના ઉપડી, આંખે આંસુ ધારજી,
અંગડે અંગડે ફૂટી નીકળી,, રેંટુડાની આર.
'કાગ'' એની દાઢમાં, આખું જગત ચોંટી જાયજી,
ભૂખી ભરખી એની કાયા, પછી ઘડનારાને ખાય.







રાજહંસ

### નવરાત્રિનો લોકઉત્સવ

ગુજરાતીઓનો કહી શકાય એવો વિશિષ્ટ ઉત્સવ નવરાત્રિના દિવસોમા થઈ શકે એ સભવિત છે હમણાં જે ચાલે છે તેના પાયા ઉપર જાળવીને વ્યવસ્થા રચાય તો આપણા જુદાજુદા વર્ગને સરખો સંતોષ વળી રહે ગુજરાતનુ સગીત ખીલે, અને ગુજરાતણનુ આકર્ષણ-સન્માન વધે

સુદર શણગારેનુ સ્થળ મુકરર સમય, અગાઉથી તાલીમ મેળવીને તૈયાર થયેલા ચોક્કસ પાત્રો, પ્રસગોચિત વેષભુષા, પ્રેક્ષકોની સગવડનો ખ્યાલ, અને ખાસ પસદ કરવામા આવેલાં ગીતો કે સવાદો—આવુ હોય તો નવરાત્રિનો ઉત્સવ જરૂર લોકપ્રિય બને

ગુજરાત ભારેખમ થઈ ગયુ છે ઠાવકું બની ગયુ છે એનુ હાસ્ય ઘટી ગયુ છે, ઉમગ ઓછો થઈ ગયો છે એને લોકઉત્સવની જરૂર છે એની નારીને વિશાળ કુટુબમાથી વિખુટા પડવાને ટાણે એકલતા આવી છે અને આનદનુ સાધન અનિવાર્ય બન્યુ છે નવરાત્રિ એ એનો જવાબ છે

### લોકઉત્સવનાં નવાં લક્ષણો

આ ઉત્સવમાથી જેમ અનિયમિતતા અને અનિશ્ચિતપણુ જવા જોઈએ, તેમ એમાથી ન્યાતના વાડા પણ નીકળે તો સારુ જ્ઞાતિ કરતા સ્થળની નિકટતાનો આગ્રહ હશે તો તૈયારીઓમા વેઠ નહિ આવે અને વખત બચશે શાળાની કન્યાઓ, ઈસ્પિતાલની નર્સો, સ્ત્રીમડળો, ગૃહિણીઓ, કામવાળીઓ, ધધામા રોકાયની સ્ત્રીઓ વગેરે એક મચ ઉપર કાર્યક્રમો તૈયાર કરીને આવે તો સગવડ સચવાય ને શોભા જળવાય

આ સમેલનોમા લહાણીનો બહિષ્કાર થવો જોઈએ લાલચો કે બદલાની આશા એક યા બીજા રૂપમા સમાજમા દાખલ થતી અટકાવવી છે લહાણી માટે ધનિકો ઉપર આધાર રાખવો પડે કે એમનો આભાર માથે લેવો પડે એ અઘટિત છે આ સમેલનોમા અધિકારીઓ ને શ્રીમતોને બન્ને સાહિત્ય-સગીતની પ્રતિષ્ઠા થાય એમ આપણે ઇચ્છીએ

પ્રેક્ષકો સિવાયનુ સમેલન વ્યર્થ પ્રેક્ષકો આવે તો ભલે ને જાય તો ય ભલે એમ થવાને બદલે મહેમાનો ગણી એમનો આદર કરવામા આવે તો આ સમેલનો આર્થિક રીતે બોજારૂપ ના બને બલ્કે, એમાથી સસ્થાઓને મદદ પહોચાડી શકાય અલબત્ત, મહેમાનોને યે ધનની ત્રેવડે આગળ ખુરશી આપવાની ધધાદારી વૃત્તિ આપણે ના ખપે, તેમ મફતીઆ આળસુઓને ખુશ કરવા સારી તૈયારીઓ ના બને કુશળ સનારીઓ કુનેહથી સિદ્ધાત અને શોભા બન્ને જાળવી શકશે

આ ઉત્સવમા ભાડુતી પ્રોગ્રામો માટે જગ્યા નથી ફિલ્મી શો, ફરતી નાટક મડળી, ધધાદારી જાદુગર કે સગીતકાર—એવા લોકોને આધારે ઉત્સવ ગયો તો પછી રસનુ ઝરણુ પ્રજામા વહેતુ મૂકવાનો ઉદ્દેશ નહિ જળવાય, લોકનો શોખ બજારુ ચીજો તરફ વળશે અને ઘેરઘેરથી સ્ફુરતી સાહિત્ય-કળાની ભાવના તરફની નજર બધ થઈ જશે

જે કામ નાટકશાળાએ ના કર્યું ને ફિલ્મે ના કર્યું, જેની અવજ્ઞાએ રગ ને રસ ઝાંખા પડી ગયા, જેના અભાવે જીવન સુગાળવા બની ગયા અને પ્રજાને થાક ચઢી ગયો, એ રસોત્સવ નવી ઢબે ગુજરાતણ



ઊજવે ને ગુજરાતને રીઝવે એવી આપણે આશા રાખીએ.

આ પ્રસંગે માતાની પ્રતિષ્ઠાનો આગ્રહ ભલે થાય. જેમને અનુકૂળ હોય એ શ્રી અરવિંદના દર્શનથી લાધેલું પ્રકૃતિના માતૃત્વનું મહાસ્વરૂપ પ્રજા આગળ મૂકે ને રુઢિ અનુસારનાં હવન પૂજામાંથી લોકોને વારે. પણ માતાની મૂર્તિને હટાવી અધિકારી કે શ્રીમંતને સ્થાપે ને એમનાં ગુણગાન ચાલે એ વાત કબુલ રાખવા જેવી નથી.

આ રસોત્સવમાં ગુજરાતના કવિઓ કેવા ઝગકે છે તે જોવાનો ઘણો આનંદ આવશે. કવિ ન્હાનાલાલ કે દયારામ જેવાઓ માટે તો ખાસ દિવસો પણ રાખી શકાય. કોઈ વિવેચક નવા ફાલનો અભ્યાસ કરી સુંદર પરિચય આપે. યશસ્વી નીવડેલી એનોનો શહેર સમિતિ જાહેર સત્કાર સમારંભ યોજે, વર્તમાન પત્રો એમની લોકપ્રિયતા ગુજરાતભરમાં વધારે—આમ ગુજરાતને એક નવો લાક્ષણિક છંદ લાગે એમ આપણે ઇચ્છીશું.

### લેખકોનો તપભંગ

શબ્દરચના હરીફાઈની જાહેરાતોમાં પોતાનાં નામ મૂકવાની રજા આપી ગુજરાતના કેટલાક લેખકોએ તપભંગ કર્યો છે. હરીફાઈના સંચાલક ઉપર કે યોજનાની ચોકસાઈ માટે વિશ્વાસ હોય તેમ છતાં આવા વળગાડને ઉત્તેજન આપવાનું ઉચિત નથી.

ગુજરાતના લેખકોએ ઘણું ઊંચુ ધોરણ જાળવ્યું છે અને સહન કરવું પડે તો યે પોતાને મળેલી કુદરતની બક્ષિસને એમણે નીચે પડવા દીધી નથી. આમ છતાં એક દિવસમાં ચમત્કારિક રીતે તાલેવંત થઇ જવાની વૃત્તિને એમણે શાથી ટેકો આપ્યો એ ના સમજાય એવી બાબત છે.

શબ્દરચનાને નિર્દોષ રમત ગણવી હોય તો ભલે, એમાંથી જુગારનું તત્વ કાઢી નાખવામાં આવે પછી કોઈને કહેવાપણું નહિ રહે. પણ હરીફાઈનું ઈનામ કાઢી નાખવું એટલે તો વાઘના નખ ઊતારી લેવા જેવી વાત થઈ. નખ હોવા છતાં લેખકો એની પડખે કેમ ઊભા રહી શકે!

હરીફાઈના સંચાલકો પાસે જાતજાતની યોજનાઓ હોઈ શકે. તેઓ અમુક રકમ રેલરાહતમાં ને ગૌશાળામાં મોકલવાનું જાહેર કરે કે ઠાકોરજીના થાળ કરે એથી પ્રજા આગળ મૂકેલું જુગારી તત્વ યોગ્ય ઠરતું નથી. આવી હરીફાઈઓમાં પરીક્ષક બનીને લેખકો તપભંગ ના કરે, એમ કરી ગુજરાતને અવળી દોરવણી ના આપે એવી એમને સદ્બુદ્ધિ સૂઝો.

### સિત્તેર દેશનો સ્વચ્છંદ

ટપાલની ટિકિટોનું પ્રદર્શન યોજીને આપણે હજાર વર્ષ પછીનું પુરાતત્વ આજથી ઊભું કરી આપવાની જાણે દીર્ઘદૃષ્ટિ વાપરી છે.

'કુમાર' જેને સંસારવ્યાપી શોખ ગણાવી દર મહિને જાગૃત રાખવા મથે છે એ ટપાલની ટિકિટ રદ થયા પછી મૂલ્યવાન ગણવામાં શ્રીમંતો સરસાઈ કરે તે એમનું પછાતપણું બતાવે છે. આવી ઐતિહાસિક સમજ ને સંઘરાખોરી કોઈના યે હિતમાં નથી, ઉત્તેજનને જરા ય પાત્ર નથી. અને છતાં એ બાબતમાં રાષ્ટ્રીય ધોરણે પ્રદર્શનો ભરવાં કે સિત્તેર દેશમાંથી ટિકિટો મંગાવવી એ બેહુદું લાગે છે.

વિવિધ દેશો સાથે રાજકારણી સંબંધો નાજુક હોય ત્યારે નિર્દોષ જણાય એવી ભૂમિકા ઉપર પહેલા સંપર્કો બાંધી શકાય; પણ એમ કરીને આ દેશમાં નવા વળગાડને ઉત્તેજન આપવું ના જોઈએ. આ શોખથી નથી બુદ્ધિ ખીલતી કે નથી શરીર સુધરતું. એ જોઈને આનંદ થતો હોય તો એ માનસિક વ્યાધિ ગણાય. કૃત્રિમ મૂલ્યો ઊભાં કરવાનો સ્વચ્છંદ આપણે શા માટે અનુસરવો?

### શાળાઓની સહેલગાહો

લાંબી રજાઓમાં શહેરી નિશાળો વિદ્યાર્થીઓના જે પ્રવાસો યોજે છે તેમાં થોડો ફેરફાર કરવા જેવો છે.





અજંતા ઈલોરા કે કાશ્મીરની મુસાફરીઓ એ તો સહેલગાહો થઈ, અર્ચાળ પણ ખરી. શિક્ષકો આવા પ્રવાસોમાં વિદ્યાર્થીઓની કાળજી રાખી શકે એવી તાલીમ કે સ્વભાવ વિનાના રહ્યા, વિદ્યાર્થીઓની જિજ્ઞાસા સંતોષવાનો સંભવ ઓછો રહ્યો.

આ જાતના પ્રવાસો કરતા નજદીકનાં સ્થળો, સંસ્થાઓ, કારખાનાં, કચેરીઓ વગેરેનો પ્રત્યક્ષ પરિચય અપાયો હોય તો વિદ્યાર્થીને ઘણી માહિતી મળે એ દેખીતી વાત છે. નજદીકના શહેરમાંથી ઘણી જાણવા જેવી માહિતી આપી શકાય, નજીકના ગામડાની મુલાકાતથી ઘણો આનંદ મળી શકે.

પ્રવાસે જનારાઓ પાસે પૈસાની લાયકાત સિવાય બીજી અપેક્ષા રાખવામાં આવે તે ઇચ્છવા જેવું છે. રમત, નાટક, ગરબા, ઉપયોગી પ્રયોગો, માહિતીઓનું નાનકડું પ્રદર્શન, આવી તૈયાર કરેલી સામગ્રી સાથે પ્રવાસે ગયેલાં હોય તેમને કૃતાર્થ થવાનો સંતોષ પણ મળે.

વિદ્યાર્થી અવસ્થામાં શોખની વૃત્તિ ઉપર કાબુ રહે એવું કોઈ નહિ ઇચ્છે ? બાકી, પ્રવાસો યોજાય ત્યારે ત્યારે ઓછું ના આવે એટલા ખાતર પણ માબાપો બાળકોને મોકલશે અને એક અનિચ્છ પ્રથાનીય ચાલુ થઈ જશે.

### ગાયના ધાર્મિક શણગાર

ગાય સત્યાગ્રહોથી ગાયની સ્થિતિમાં કે પ્રજાની ભાવનામાં કશો ફરક ના પડ્યો. અને તોફાનો છતાં પરિસ્થિતિ બગડી નહિ. કૉંગ્રેસ સરકારે આ લડત ટાળી હોત તો બીજી કેટલીયે જૂની સડી ગયેલી માન્યતાઓને માર્ગ કરી આપવાની ફરજ પડત સ્મૃતિઓ જાગૃત થઈ જોર બતાવત અને બીજા ઘણા તંત પાછા ચાલુ થઈ જાત.

ગાયને નામે લોકોની દયા ઉશ્કેરી ફંડફાળા કરનારાઓ કે ઘાસ ખવડાવી પુણ્ય કમાવી આપનારા ધંધાદારીઓના પકડમાંથી પ્રજા નીકળી જાય તો તે પછી ગાયોની પુનઃપ્રતિષ્ઠા સ્થાપી શકાય. ગાયના ધાર્મિક શણગાર ઊતરી જાય ને તે સાથે જ એને માથે આર્થિક બોજાનું રહેવું આળ પણ નીકળી જાય. ગાય બોજારૂપ થવાને બદલે મદદરૂપ જણાય. અત્યારે તો આરેકેન્દ્ર જેવી મબલખ સંસ્થાઓ ગાયનું મૂલ્ય વધારવાના કામમાં ઉપયોગી થઈ શકે. ઘરેઘર ગાય પાળવાની વાતોમાં સાર નથી પણ, મોટી સંસ્થાઓએ હજુ ગાયના તરફ અમી નજર કરી નથી. એ કેમ ભૂલી શકાય ?

### પાલતુ જાનવરો

રાજકોટના મહાજને રખડતાં કૂતરાંનો જીવ બચાવવા હજારો રૂપિયા કાઢી આપ્યા એની તો નવાઈ ના હોય પણ ત્યાંની સંસ્થાએ કૂતરાને પકડી દૂરની હદમાં મૂકી આવવાનું કબુલ કર્યું એ ખેદજનક બિના ગણાય. આ તો દાતણની ચીર સામે ફેંકવા જેવી ગંદી વાત થઈ.

કૂતરાં ઉપર દયા આવે. બીજા પ્રાણીઓ ઉપર પણ આવે. શોખની ખાતર એમનો જીવ ના લેવાય. અને એમને અપંગ હાલતમાં સબડતા રાખી ઉપેક્ષા પણ ના થાય. ને જે જાનવરોને પાળી ના શકીએ તેમને આપણાથી વગડાઉ બનાવી પણ ના શકાય ત્યારે પ્રાણી જાનવરોના ઉપદ્રવ સામે શુ કરવું ?

કૂતરાં પાળવાનો શોખ આપણે ત્યાં થયો નથી ને થવાનો નથી. શેરીના કૂતરા ઉપર સહિયારી માલિકી અને જવાબદારી ગણી લેવામાં આવે છે પણ બંગલામાં વસનારાં આવી જંજાળ કબુલ રાખે એમ નથી. શેરીના ચોકીદારો તરીકે કૂતરા સ્વીકારવામાં આવે તો પણ એમને રોગથી દૂર રાખવાનું કામ અશક્ય છે. નવું વિજ્ઞાન કૂતરાંને ચેપી રોગો સાથે ભળી જતાં જલદી જુએ છે અને તેઓ માખી-ઉંદર કરતાં જલદી ઝડપી શકાય છે એટલે એમણે હવે ગયે જ છૂટકો.

શહેરની ગાયો, ગાડીના ઘોડા ને શેરીનાં કૂતરાં એ ત્રણેએ હવે રૂખસદ લેવાની, મહાજન વચ્ચે પડી



એમાં કાંઈ કરી નહિ શકે. દયા એકલી શું ખપ લાગે ?

## મનોરંજનદ્વારા સેવા

ફિલ્મી કળાકારો મુંબઈમાં રેલરાહતમાં ફાળો ઉઘરાવવા મેદાને પડ્યા ત્યારે ઘણાને એમના પ્રત્યક્ષ દર્શનનો આનંદ થયો, કળાકારોનું બહુમાન થયું એમ પણ કેટલાક સમજ્યા. હકીકતમાં ફિલ્મી માણસો અવારનવાર પોતાની જાહેરાતો કરતા રહે છે અને રાહતનાં કામો સાથે નામ જોડાવાથી લાભ સમજે છે એમ આ પ્રસંગ વિષે પણ માનવું રહ્યું.

પ્રજા સમક્ષ જાહેર કાર્યકરો કેટલાંક ઉપયોગી કામો લઈ અવારનવાર જાય છે. અને લોકોમાં સારી વૃત્તિઓ જગાડે છે. એમના કારોબાર વિષે પ્રજામાં શ્રદ્ધા બેસે એવી કાળજી પણ લેવાય છે. લોકોને ત્યાગની ભાવનાથી રંગવા અને ફરજોનો વિચાર કરતા કરવા એ કામ મુશ્કેલ છે. ફિલ્મી કળાકારો આ ગંભીર બાબતને પોતાના રૂપથી ઢાંકી દે તો પ્રજા આગળ એક કઢંગો શિરસ્તો ચાલુ થાય, જાહેર કાર્યકરોની મુશ્કેલીઓ વધે.

ફિલ્મી શો રાખી હિમાલયના આશ્રમનો ફાળો ઉઘરાવવાની પ્રથા જેમ ખોટી છે તેમ.રાહતકામો માટે ફિલ્મી માણસોનાં પ્રદર્શનો પણ વાજબી નથી. ઇચ્છા ના હોય છતાં એમની હાજરીથી તમાશો થઈ જાય એ સ્વાભાવિક છે. જે વર્ગ એમની પાછળ આજે દોડી રહ્યો છે એ જોતાં કળાકારો પોતે પણ મોટી બાથ ભીડવા જેવાં કામોની જવાબદારી લેતાં પહેલાં વિચાર કરશે.

## કુદરતી આફતો

અતિવૃષ્ટિ, દુકાળ, નદીઓની રેલ વગેરે કુદરતી આફતો આવે છે ત્યારે ઘણાખરાની નજર ભગવાન તરફ રહેમ માટે વળે છે. આપણે પણ એમ કરીએ છીએ અને ઉપરાંતમાં આપણા કોઈક ગુનાની સજારૂપે આફત આવી છે એવું માનીએ છીએ. આમ કુદરત આવી સંબંધ જોડાય તે સારૂં છે.

પાપની સજા થઈ હોય એવું માનનારાઓ ફરીથી એવાં પાપ કરવાનું મન નહિ કરે, પણ આપણે ત્યાં પશ્ચાતાપ પછી વર્તનમાં ફેરફાર દેખાતા નથી. કેટલીક વાર જે પાપ મનાયું હોય છે તેને આ જમાનામાં પાપ ગણવામાંયે ભૂલ થાય છે. એટલે જ્યારે કુદરતી આફત આવે ત્યારે માત્ર વૈજ્ઞાનિક કારણો શોધવાનો અર્થ આપણે સમાજમાં પ્રવર્તી રહેલાં મુખ્ય પાપોનો ઉલ્લેખ કરી પ્રજા સમક્ષ મૂકવાં જોઈએ જેથી પ્રજા એમનું પ્રાયશ્ચિત કરી શકે.

આ જમાનાનું મોટું કલંક કયું એનો વિચાર માત્ર કરનાર આગળ શું શું તરી આવે છે ? મોટી વણઝારો ચાલી જતી દેખાય છે કે સુક્ષ્મદર્શક યંત્ર વડે જોવું પડે છે ?

## શ્રી ર. વ. દેસાઈ

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈએ ગુજરાતી સાહિત્યમાં ઘણા વિશાળ ફલક ઉપર કામગીરી બજાવી અને બહોળા સમુદાય ઉપર પકડ જમાવી. સુરુચિવાળી હવામાં એમનાં મુલાયમ પાત્રો સારું મનોરંજન પૂરું પાડતાં. એ પાત્રોનાં બળ ભિડ્યન વિચારધારા એ બધામાં દિવાનખાનાની ગોઠવણી અને મર્યાદાઓ છે. એ પાત્રો સ્વાભાવિક લાગે છે પણ એમનું વ્યક્તિત્વ ધારદાર બનતું નથી, સહુ પાત્રો એક બીજા સાથે હળી મળી જવાને આતુર હોય એવાં નમણાં લાગે છે. આ રીતે લેખકનું સૌજન્ય એમની ઉપર ફરી વળ્યું છે. પોતાને મળેલી કુદરતી બક્ષિસનો એમના જેટલો સતત ઉપયોગ બીજા થોડા જ લેખકો કરી શકે છે, એમના સાહિત્ય સામે કોઈ વાંધો ઉઠાવી નહિ શકે અને જે કોઈ એમાંથી રસ મેળવશે તેનું પાત્ર બીજો મેળવવા તત્પર દેખાશે.

એમની ખોટ મહાન કે ન પૂરાય એવી ગણીશું તો આપણે ય એમની સુજનતાની અસર તળે આવ્યા એમ સમજવું.

★

પન્નાલાલ પટેલ

# ઉપકારક કલંક

પુત્રીને ઇચ્છાવર સાથે પરણવું છે વડીલો એને બીજે જ છોકરો ભગાડવા માગે છે એકલી મા તાજ એ બીજા છોકરા સાથે લગ્ન નહિ થવા દેવામા કેવા અગત્યનો ભાગ ભજવે છે એવી આ વાર્તાની આલેખનકળામા લેખકનુ કુશળ વસ્તુસંકલન પણ દેખાય છે ..

કપિલાની સગાઈનો પ્રશ્ન એટલો બધો ગૂચવાઈ ગયો હતો કે ગયા વરસથી એનુ લગ્ન ઠેલાયા કરતું હતુ તેમાય આ વરસે તો એ ગૂચવાડાએ ઉગ્ર રૂપ ધરવા માડ્યુ હતુ ને લોકોને, ખાસ કરીને જ્ઞાતિજનોને ઘોડદોડની રેસ જોવા જેટલો આનદ પડી રહ્યો હતો

ઝાઝા ભાગના લોકને જાણે પૂરેપૂરી ખાત્રી હતી કે કપિનાનુ લગ્ન કિરપાશકરના કાન્તિ જોડે જ થશે બલકે કિરપાશકરને પક્ષે ગામનુ મુખીપણુ, જ્ઞાતિનુ આગેવાનપણુ, પૈસો તથા એ બધાય કરતા કાવાદાવા ને આટકાટપણુ જોઈને જ ઝાઝો પક્ષ આ માન્યતા તરફ ઢળ્યો હતો વળી કપિનાનો મા, ત્રણેક વર્ષ પર ગુજરી ગયેના કિરપાશકરના પત્ની દિવાળીબેનની ખાસ બહેનપણી હતી એ પણ આ પક્ષકારોના ગણત્રીમા ખરુ

તો બીજા પક્ષે પેલા થોડાક લોકોય પોતાની માન્યતામા તો અફર જ હતા એમનેય એટલી જ ખાત્રી હતી કે મેટ્રિક પાસ થયેલી કપિલા, અમદાવાદનો કૉલેજમા અભ્યાસ કરતા ગૌરીશકરના શાન્તુ સિવાય બીજા કોઈની જોડેય લગ્ન નહિ કરે આમાના કેટલાક તો એ બે વચ્ચે છેલ્લા બે વરસથી પ્રેમસબધ બલકે પત્ર વહેવાર હોવાનુ પણ માનતા હતા બે-ચાર જુવાનિયા તો ભાતરનો વાત જાણત હોય તેમ છડેચોક કહેતા 'એ તો આ કાન્તિ છ મહિના જરા વહેલો રાડી પડ્યો નકર અત્યાર પહેલા તો ક્યારનાય કપિલા -શાન્તુ વરવહુ બની બેઠા હોત'.

તો કાન્તિનો પક્ષ વળી આમ કહેતો 'એ તો કપિલાને ત્યા માસી મરી ગયાનો શોક હતો એટલે નહિ તો કિરપાકાકાએ તો વહુનો વરસી વાળતા પે'લાજ કાન્તિને ઘોડે ચઢાવી દીધો હોત કપિલાનો મા જ્યા કિરપાકાકાના પક્ષમા હોય ત્યા બાપડી બાપ વગરની કપિલા તે કીસ ગીનતીમાં? અરે એનુ સાભળે જ કોણ?'—

ને આમ લગનસરા આવતા આવતામા તો પચાસ ઘરની વસ્તી ધરાવતી આ જ્ઞાતિમા આ પ્રશ્ન ઉપર રગ જામ્યો

લોક કહેતું કે કપિલાની બા ઉપર પિયરિયાનુ દબાણ આવ્યુ છે કે છોકરીની સગાઈ કિરપાશકરને ત્યા કર નહિ તો તારે આગણે અમારામાંથી કોઈયે નહિ આવે તો વળી કપિલાના કુટુબીઓ તો જાણે તન વાર તાણીને જ બેઠા હતા, 'જોઈએ તો ખરા જોય કેવીક એ પેલા ભીખમગુ ગૌરીશકરને ઘેર સગાઈ કરે છે!' તેમાય, 'કપિનાના કાકાએ તો કિરપાશકર જોડે સાટે કન્યા દેવાનુ નક્કોય કરી દીધુ છે' આ વાતે તો શાન્તુના પક્ષને નરમ પણ પાડી દીધો! એ લોક જાણતા હતા કે કપિલા સરખી સુશીલ સુશિક્ષિત અને રૂપાળી કન્યા માટે કિરપારામ જે કઈ શરત કરે એ ઓછી હતી અરે, પેનો જજમાનવૃત્તિ ઉપર નભતો બુઢ્ઢો ગૌરીશકર પણ આ છોકરી માગે તો ઘર વેચી ખાવા તત્પર હતો પરતુ સિદ્ધાતનુ પૂછડુ પકડનાર શાન્તુ ક્યા માનતો હતો? એણે તો એના પિતાને ચોખ્ખુ કહી રાખ્યુ હતુ, 'તમારે મારા લગ્નની જરાય ચિંતા ન કરવી બાપુ જો કોઈને પૈસા કે સાટે કન્યા આપીને મારી સગાઈ શોધશો તો યાદ રાખજો હુ વળીતો પાછે ઘેર જ નહિ આવુ!'

માને હતુ કે ભાઈની આ શરત બીજી છોકરીઓ પૂરતી જ છે ને? પૂછ્યુ 'પણ બેટા કપિલા સાથે સગપણ કરીએ તો તો ખરૂ ને?'

'તોય નહિ સિદ્ધાન્ત એટલે સિદ્ધાન્ત' શાન્તુનો આ ચોખ્ખો જવાબ હતો



ને એટલે જ એનાં માબાપો શાંત થઈ બેસી રહ્યાં હતાં. બાકી ધાર્યું હોત તો એય કપિલાના કાકાને ઈધર ઉધર સાટું મેળવી આપી સમજાવી શકત. કારણ કે એમના જ મોટા દીકરા સાથે શાન્તુની માસીની દીકરી પરણાવી હતી. વળી લોકવાતો પ્રમાણે જેમ કિરપાશંકરે જીવન નિર્વાહ માટે આ વિધવાને કહેણ મોકલ્યું હતું, એમ આ લોકો ય આ જવાબદારી ઉઠાવી શકત.

પિતાએ શાન્તુને સમજાવવાનો ઘણો ઘણો પ્રયત્ન કરી જોયો હતો. ને આજકાલ કે જ્યારે લગનસરા ઉલવામાં હતી, બે ત્રણ જ લગન મહુરત આવી રહ્યાં હતાં ત્યારે તો કિરપારામના પક્ષમાં થતી 'કપિલાના મામા મુંબઈથી આવ્યા કે સગાઈ ને લગન બધું જ સંગાથે.' આ પ્રકારની વાતોએ એમના અંતરને વલોવી જ નાખ્યું. પિતાએ વળી શાન્તુને લખ્યું કે 'લગન કરવાનું તો તેં તારી બાને વચન આપ્યું છે. પછી કપિલા જેવી સુલક્ષણી છોકરીને જતી કરવાનો મતલબ? ને એટલું તો યાદ રાખજે કે તારાથી ગોળ છોડીને પરગોળમાં તો લગન નથી કરી શકાવાનું પછી તમારા અમદાવાદની પેઠે પરજ્ઞાતિની તો વાત જ ક્યાં રહી? ને એમ કરીશ તો એ જ ઘડીએ તારી બાનું પ્રાણપંખેરું ઊડી જશે એ નક્કી છે. માટે હજુ ય વખત છે ને એમને આપણા બાપદાદાના રિવાજ પ્રમાણે સાટું કે ચાંલ્લો આપીને પ્રયત્ન કરી જોવા દે. જો કે એમ તમારા બેના પૂરેપૂરા લેખ હશે તો જ જોગ ખાશે. કારણ કે લોક કે'છે એ સાચું હોય તો પેલાં સામા પક્ષવાળાંએ તો અંદરખાનેથી બધું પાકું જ કરી નાખ્યું છે. પણ જોઈએ શંભો ભોળાની કૃપા હશે તો કપિલાની બા માનીય જશે માટે તું હવે અમારા ઘડપણનો વિચાર કરીને ય હા ભણ દીકરા!' અને આ ઘરડાં માબાપ શાન્તુના જવાબની કાગને ડોળે રાહ જોઈ રહ્યાં. એમને હિસાબે ચોથી અને મોડામાં મોડી પાંચમી સાંજે તો જવાબ આવવો જ જોઈતો હતો.

ને માટે જ ગૌરીશંકર પાંચમે દિવસે તો છ ને બદલે ચાર વાગ્યાના, બજારમાં જ્યાં ટપાલ વહેંચાતી હતી એ જગ્યા ઉપર જઈ બેઠા. છ–સવાછ વાગ્યા ને પેલો ટપાલી બલકે દેવદૂત બજારને નાકે આવતો દેખાયો. લાગલી જ ગૌરીશંકરે લાકડી સંભાળી અને ટપાલ વહેંચવાની એ જગ્યા છોડી એની સામે જ ધસી ગયા.

પણ હાય! ટપાલીએ તો, કાગળની ના કહી એ તો ઠીક પણ ત્રીજા સવાલે તો છાશિયું જ કર્યું, 'અરે જીવ ખાઈ ગયો ડોસા. બે વાર ના કહ્યું તો ય કેટલીવાર? ન માનો તો લો, જોઈ લો આ બધા કાગળ!'

બિચારા ડોસાની આંખમાં તો ઝળઝળિયાં જ આવી ગયાં. આ પછી તો જ્યાં બેસીને ગામની એ ટપાલ વહેંચાતી હતી ત્યાં જવાની પણ હિંમત ન પડી. ને છેટે બેસીને જ ઉતાવળે બોલતાં નામ સાંભળ્યા કર્યાં.

પણ છેલ્લા કાગળ વખતે ય 'ગૌરીશંકર જટાશંકર ભટ્ટ'નું નામ ન બોલાયું તે ન જ બોલાયું!—

ડોસા જ્યારે ઘેર પહોંચ્યા ત્યારે તો લગભગ ભાંગી જ પડ્યા હતા. કૉલેજમાં રજાઓ પડી છે તો ય, ટ્યુશન ચાલે છે કહીને નથી આવતો તો ભલે; પણ કાગળનો જવાબ તો આપવો જોઈએ?!'

એમના કરતાં ય પત્નીને આ સાંભળીને વધારે દુઃખ થઈ આવ્યું. પણ એ ય જો આમ આંસુ સારવા બેસે તો તો ડોસાના દુઃખમાં ઉલટાનો ઉમેરો જ થાય ને? ને એ, પોતાનું દુઃખ દબાવી ડોસાને શાન્ત્વન આપવા લાગ્યાં: 'કુંવારો રે' તો રે' ત્યારે! આગલાં ત્રણ છોકરાંએ મરી જઈને દુખ આપ્યું તો આ વળી આ રીતે દુઃખ દઈ રહ્યો છે! તો ત્યારે ભગવાનની જેવી મરજી, એના લેખ હશે એમ થશે...કપિલા ઘણી ય સુલક્ષણી, પણ લેખ બળવાન છે ને? માટે—'

ત્યાં તો કોઈએ બારણું ઠેલ્યું. હમણાં જ પ્રગટાવેલા દીવાના ઝાંખા પ્રકાશમાં ડોશીએ જોયું તો પોતાની નાની બહેનની દીકરી સાથે બીજી કોઈક સ્ત્રી હતી.



ધારીને જોયુ તો ઊંચી અને પાતળી, કપડાં પણ સાદાં છતાં ય સફાઈથી—પહેરેલાં કપિના જ લાગી આવ્યુ હોય તેમ એના, 'જય જય કાકી પ્રણામ કાકાજી!' આ પ્રકારના વિનયે અને મંજુલ અવાજે બધુ કિશનનાઈના દીવા જેવુ ચોખ્ખુ કરી આપ્યુ ડોશી—અરે ગેસા પણ અડધા અડધા થઈ ગયા 'આવ બેન આવ! તુ કયાંથી? ઘણા દિવસે!'—

શાન્તુ અહીં હોય ત્યારે તો એ પોતાની આ ભોજાઈ બલ્કે બહેનપણી સાથે અવારનવાર આવતી હતી દીકરીઠ વાર સુધી બેસતી પણ ખરી

પરંતુ આજ તો થેનો પાથરવા જતા ડોશીને એણે અટકાવ્યાં 'ના માકી ફરી કોઈ વાર આવીશ ત્યારે નિરાંતે બેસીશ અત્યારે તો હુ ને ચચગભાભી ઊભા ઊભા જ નીકળી આવ્યા છીએ! અને શરમાયા કે ખચકાયા વગર કહેવુ હતુ એ કહી નાખ્યુ 'અમદાવાદથી મારા ઉપર પત્ર છે કે મારે તમને જાતે આવીને હિંમત આપી જવી માટે લાખ લોકો વાતો કરે તમ તમારે કાળજુ ટાઢુ રાખીને સાભળ્યા કરો ને થાય એ જોયા કરો ગમે તે સજોગોમા ય એટનુ તમારે યાદ રાખવુ કે કપિના હવે બીકી નથી કે નથી આપણી બીજી બહેનો જેવી ડરપોક કે અજ્ઞાન ટૂકામા જ્યા એણે ગાર પાડી છે ત્યા જ એ પરણવાની છે સમજો પરણી ગઈ છે!' અને લાગલી જ એ ચચળને ખેચતી પીઠ ફેરવી ગઈ ઉબર ઓળગતાં ઉમેર્યું 'હા શાન્તિનાન લખે છે કે હુ મોડામા મોડા આવને અઠવાડિયે તો આવી જઈશ'

મગ્ન બની રહેના ડોસાડોસી તો જાણે ઇન્દ્રની મોકલેન કોઈ પરીને સ્વપ્નમાથી સરી જતી ન જોતા હોય એ રીતે જ જોઈ રહ્યાં! એમાથી એકેયનાથી ન બોલાયુ કે આવી છે તો જરી બેસ તો ખરી ઘૂટડો 'ચા' તો પીતી જા પૂરી વાત તો કેતી જા કે અમદાવાદથી કોનો કાગળ છે ને તે ગાર પાડ્યાની વાત કરી તો એનુ તો 'કે' કે એ અમારા શાન્તુ સાથે જ ને?

પરંતુ એ તો પરીની જેમ જ સરી ગઈ અને એ બધુ એકમેકની બુદ્ધિથી આ બે બુઢ્ઢા જીવોએ પોતે જ પ્રકાશરૂપ કરી લીધુ આ સાથે જ એમના આનંદનો તો પાર ન રહ્યો આટનો આનદ તો શાન્તુનો કાગ જેય—ખૂદ શાન્તુ ન આપી શકત અરે ભોળાશભુએ પ્રગટ થઈને વરદાન આપ્યુ હોત તોય એ પળને પાકવાની વાટ જોતા વહેમ ઊઠ્યા કરત પરંતુ આ તો વરદાન બનકે વધુ જ પોતે આવીને શાન્તવન દઈ ગઈ—બનકે વચને બંધાઈ ગઈ હતી

ને છતાય કિરપાશકરને ઘેર લગનની તૈયારીઓ થતી જોઈને આ લોકનો જીવ અદ્ધર તો રહેતો જ હતો હારતો, કપિના ગમે તેટની સ્વતત્ર મિજાજની છોકરી હોય પણ જો એની મા જ એની વાતમા સમત ન થાય તો એ બિચારી શુ કરી શકવાની હતી? ને જેમ એની માને આ એકનૌતી પુત્રી વહાની હતી એમ એ પુત્રીનેય મા એ જ સર્વસ્વ હતુ ને? કે જેણે જ્ઞાતિની ટીકા વહોરીનેય દીકરીને પહેલી જ મેટ્રિક સુધી પહોંચાડી હતી અલબત્ત આમા મુબઈવાસી મામાનોય કઈ નાનો સુનો ફાળો તો ન જ હતો બલ્કે આર્થિક બાજુ તો એમણે જ સભાળી હતી

ને કપિનાનેય જો કઈ મુશ્કેલી હોય તો આ મામાની જ હતી કારણ કે લગ્નની આ બાજી બલ્કે બાજીનુ સર પત્તુ એમના જ હાથમા હતું.

પણ બીજી બાજુ એને આશા હતી કે અડધા મુબઈવાસી બની રહેના મામાને એ સહેજે મનાવી લેશે કોઈવાર અતિઉત્સાહમા હોય ત્યારે તો બાને પણ કહેતી, અરે મા તો મામાને મનાવવાની પણ જરૂર નહિ રહે બા એ જ કા તો કેળનાયના શાન્તુના આ સાટુ જે ચાનો ન આપવાના સુધારક વિચાર સાથે સમત થશે ને અમારા લગ્ન કરી આપીને જ્ઞાતિ સુધારીને પ્રોત્સાહન આપશે!'

પરંતુ ભાઈના સ્વભાવથી સારી પેઠે પરિચિત બાને દીકરીની આ વધુ પડતી આશા ઉલટાની નિરાશ કરી મૂકતી અલબત્ત ઉપરથી તો એ આમ જ કહેતી 'તો તો સારુ જ ને બેન



આપણે તો તું સુખી થાય એટલે લાખ રૂપિયા!'

પરંતુ સાચું પૂછો તો બા એને, મામા કાકાનું મન મનાવી એમને રાજી રાખવાનું ને કિરપાશંકર જેવા જ્ઞાતિના આગેવાનની પુત્રવધૂ થવાની વાત કરી એને જેમ નારાજ નો'તી કરતી એ જ રીતે પુત્રીની મનગમતી વાતને પણ 'જેની મેં આપણા ગામમાં પહેલી જ તને મેટ્રિક પાસ કરાવી એ જ રીતે તને વર પણ આવો પહેલો જ કૉલેજમાં ગયેલો ને વળી સિદ્ધાન્તપ્રિય મળે તો એનાથી અદકો આનંદ મને કયો હોઈ શકે દીકરી!' આમ કહી પ્રોત્સાહન પણ નો'તી જ આપતી

તો છેલ્લે છેલ્લે કિરપારામની સીપારસ લઈને છાશવારે આવતા 'સ્વજનો' ને પણ એ હા યા ના કશું જ નો'તી કહેતી. 'ભાઈ, કપિલા જાણે ને કપિલાના મામા જાણે.'- આમ કહીને જ વિદાય આપતી.

કિરપાશંકરનેય આ જવાબ લગભગ મનગમતા જેવો જ હતો. વાંધો હોય તો એક, 'કપિલા જાણે' આ શબ્દોનો જ હતો. પણ એને તો, 'બોલવાની એક રીત છે' આમ કરીને ઉડાવી દેતા હતા હતા. કારણ કે ભલભલા મુંબઈવાસી—અરે પેલા બે-ચાર આફ્રિકાવાસી જ્ઞાતિજનોમાંથી ય હજુ કોઈ એવો નો'તો નીકળ્યો જે સાચોસાચ દીકરીની મરજી પૂછતો હોય. એના ઉપર જ એના લગનનો સવાલ છોડી દેતો હોય!

તો આ તો બિચારી વિધવા હતી. છે તેય એક ગામડાની આખી-ત્રણ ચોપડી ભણેલી. આસપાસનાં ગામો સિવાય જેણે દુનિયા ય નથી જોઈ ને સંસ્કારે પણ ગામડામાં પંતુજીપણું કરતા પતિની પત્નીમાં રાંધી ખવરાવવા સિવાય બીજા શા હોવાના હતા! આ હિસાબે આસપાસનાં ગામડાંમાં જ દુનિયા એની સમાઈ જતી હતી. તેમાંય વિધવા થયા પછીનાં આ દશ વર્ષ તો ઘરતું ઘોલકું, ઘોલકામાં ગોખલો ને ગોખલામાંના ભગવાન એ જ એની દુનિયા હતી. 'પછી એને તે શી ગમ ને શું જીગર કે આ કિરપારામનું માગું ઠેલે ને 'કપિલા જાણે' કહીને મને બનાવી શકે?'

પરંતુ કિરપારામ ભૂલતા હતા કે જેમ દીવો જલતો હતો એ જ રીતે આ વિધવાના અંતરમાં કપિલા જલી રહી હતી. એટલું જ નહિ એના ઉજ્જડ જીવનમાં પ્રકાશ પાથરી રહી હતી. કે જે પ્રકાશે પેલા એકલતાના અંધકારને નામશેષ કરી દીધો હતો.

વળી પોતાની આ અસહાયતા અને અજ્ઞાનતાએ ય ઉલટાનું એના જીવનમાં ચેતન પ્રગટાવ્યું હતું. ને માટે જ જ્ઞાતિની ટીકા વહોરીને, અરે ભાઈની સલાહ અવગણીને ય એણે દીકરીને મેટ્રિક સુધી ભણાવી હતી. 'બીજું કંઈ નહિ તો ભવિષ્યમાં મારી પેઠે એને પારકા ટૂકડા તરફ મોં વકાસીને બેસી રહેવા વખત તો નહિ આવે!'

અરે ભાઈના એ ટૂકડાય—એને ડર હતો કાં તો આંખો કાઢશે, કિરપારામની ગાડીમાં જ એ બેસી જશે! એટલે જ તો પેલો જહાંગીરી હુકમ છોડ્યો હશે, 'જોજે બે'ન મારા આવ્યા પહેલાં કપિલાની ક્યાંય 'સગાઈ સાંધતી!'—આ સિવાય છેલ્લા કાગળોમાં તો કપિલાના લગ્ન માટેની તૈયારી કરવા પણ લખ્યું હતું. ઉમેર્યું હતું: 'સગાઈ તો-તારી સાથે રૂબરૂ વાત કરીને સગાઈ ને લગ્ન બધું સાથે જ કરી દઈશું,' ઓછું હોય તેમ કિરપારામને ત્યાં ઘર રંગાતું, તો પાપડ વડિયોની પણ તડામાર તૈયારી ચાલતી હતી.— અરે લોક તો કહેતું હતું કે કિરપારામે કપિલાના કાકા મારફત એના જન્માક્ષર મેળવીને કાન્તિના જન્માક્ષર સાથે મેળવી પણ રાખ્યા છે.'

અને કપિલા, ભલે એ જાતે જઈને શાન્તુનાં બુઢ્ઢાં માબાપને હિંમત આપી આવી હતી પરંતુ આ બધું જોઈ સાંભળીને તો એને પોતાને જ પોતા માટે વહેમ આવવા માંડ્યો.—

માટે જ તો એણે જે દિવસ મામા આવવાના હતા એની સવારે જ માને પહેલી ને છેલ્લી ચેતવી દીધી હતી ને? 'જો બા તું એકલી મારા પક્ષમાં હઈશ

[ અનુસંધાન માટે ૧૯૯ સું પેજ જુઓ ]





વિનોબા ભાવે

# આપણાં દુઃખોનું મૂળ

મિઠાઈવાળો મારો મિત્ર હતો. મેં એને પૂછયું કે જો મિઠાઈ થોડા દિવસ સુધી ન વેચાય તો તું શું કરે છે? એણે કહ્યું કે જો ત્રણ દિવસ સુધી ન વેચાય અને બગડી જાય તો ભાવ ઘટાડીને દોઢ રૂપિયાને બદલે આઠ આને શેર વેચું છું મેં કહ્યું કે સસ્તી સમજીને ગરીબ લોકો જ આ સડેલી અને બગડેલી મિઠાઈ ખરીદતા હશે અને મરતા હશે જરૂર હોય એટલી અને ખપી જાય એટલી જ મિઠાઈ તું શા માટે નથી બનાવતો? એટલે જ તો હું કહું છું કે જેટલા કાળા દિલના કાળા બજાર છે એટલા જ કાળા સફેદ બજાર પણ છે જ જે દુ ખો આપણા પર આવે છે એનું કારણ આપણી ચારિત્ર્યશિથિલતા અને નિષ્ઠા-વિમુખતા છે આપણામાં થોડીઘણી શ્રદ્ધા જરૂર હોય છે, પણ કાર્ય સાથે એનો કોઈ સંબંધ નથી હોતો જેટલું જૂઠું આપણા દેશમાં બોલાય છે એટલું ભાગ્યે જ બીજા કોઈ દેશમાં બોલાતું હોય. વકીલ, વેપારી, રાજનીતિજ્ઞ એ દરેકને જાણે જૂઠું બોલવનું આપણે લખી જ આપ્યું છે.

સત્યને માટે જગ્યા કયાં રાખી છે? તો કહેશે કે બાળકો અને સંન્યાસીઓએ સાચું બોલવું જોઈએ ત્રીજાને માટે જગ્યા નથી. પરિણામ એ આવ્યું છે કે બાળકો જૂઠું બોલવા લાગ્યાં છે અને સંન્યાસી ઢોંગી થઈ ગયા છે. જેટલા ખરાબ સંન્યાસી થઈ ગયા છે એટલા ખરાબ ગૃહસ્થી પણ નથી? બાળકોની પણ એવી જ હાલત છે, એમને ચોર માનવામાં આવે છે પરીક્ષા પણ ચોરીનું મેદાન બની ગઈ છે.

વેપારમાં તો એની હદ જ નથી જો મિત્ર પણ દુકાન પર આવી જાય તો દુકાનદાર એને ઠગ્યા વિના નહિ રહે વેપાર એટલે જાણે ઠગવાની વ્યવસ્થિત સિફત. વેપારમાં આપણે ત્યાં એક રામપ્રહર માનવામાં આવે છે. એક દુકાનમાં એ વખતે જ હું ગયો હતો. પછી ખબર પડી કે એ પ્રહરમાં પણ એણે મને ઠગ્યો. બાકીના સાત તો હરામપ્રહર છે છતાંય આ રામપ્રહરમાં પણ ઠગાઈ ચાલે છે!

આવી દુર્દશા આ દેશની થઈ રહી છે ધર્મનું નામ લેવાય છે અને ધર્મનું તો કયાંય નામનિશાન નથી. મંદિરોની હાલત તો જુઓ મંદિરો જેના હાથમાં સોંપેલાં છે એ લોકો કેવા છે? એમનામાં ધર્મતત્ત્વ કેટલુંક છે?

હું નિંદા કરવા નથી માગતો. એ જ કહેવા માગું છું કે જીવનના બધા વ્યવહારોમાં અસત્ય છે. આપણા આ જ નૈતિક દુરાચરણોને લીધે ભગવાનની અવકૃપા આપણા પર રહે છે. આપણે એટલું તો જરૂર જાણીએ છીએ કે જો સમાજમાં આટલું બધું દુરાચરણ ન હોય તો ભગવાન નાહક હેરાન કરે એવો નથી.





ઈશ્વર પેટલીકર

# શિવ-પાર્વતી

માણસને લાગેલો ભયંકર આઘાત જેમ મગજની અસ્થિરતા લાવી મૂકે છે તેમ એવા જ આઘાતથી અસ્થિર મગજને સાજું સારું પણ કરી દે છે. બે ભાઇના કુટુંબજીવનની આ મંગળમય કહાણી એની આગવી મહત્તા સાથે સાથે દેરાણી-જેઠાણીના પ્રેમભાવને પણ મૂર્તિમંત કરે છે......

ઑફિસેથી આવી મોહન બૂટ કાઢતો હતો ત્યાં ચાર વર્ષના રજનીએ તાજા સમાચાર કહ્યા : 'કાકાએ બસ્ટ ભાંગી નાખ્યું.'

ઘરમાં એક જ બસ્ટ હતું, શિવપાર્વતીનું. ટૂંકા પગારમાં પોતાનું અને ભાઈનું કુટુંબ નિભાવતાં કાયમ નાણાંની તંગી રહેતી. મોહનને વિદ્યાર્થી અવસ્થામાં કેળવાયેલો કળાનો એક પણ શોખ સંસાર લઈને બેઠા પછી માણવા મળ્યો ન હતો. પંદર રૂપિયાનું શિવપાર્વતીનું બસ્ટ એ ખરીદી લાવ્યો અને શાન્તાએ શું કામ આટલા રૂપિયા ખર્ચ્યા તેની ટકોર કરી ત્યારે એની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં હતાં. શાન્તા કળા વિશે ઊંચી રસવૃત્તિ ધરાવતી નહોતી, છતાં પતિના શોખને ન સમજે એટલી અબૂધ પણ નહોતી. બસ્ટ ઘરનું ઇસ્ટદેવ હોય તેમ એ રોજ એની સન્મુખ ધૂપસળી મૂકતી. ફૂલ મળ્યાં હોય તો એ પણ ત્યાં મૂકતી. મોહન આમ તો મંદિરે જતો ન હતો, છતાં શિવપાર્વતીના બસ્ટને એણે એકેય દિવસ નમસ્કાર ન કર્યા હોય તેવું ક્યારે ય બનતું નહિ.

આ બસ્ટ ભાંગ્યું તેણે ઓછો ગુનો કર્યો ન હતો. પરંતુ એ ગુનો કરનાર ખુદ મોહનના મોટાભાઈ હતા અને એ ગાંડપણમાં કર્યો હતો. પાંચ વર્ષ ઉપર એમનો દસ વર્ષનો દીકરો મોટર અકસ્માતમાં નિશાળેથી આવતાં રસ્તામાં કચડાઈ ગયો, મૃત્યુ પામ્યો અને એ આઘાત સમા એ ગાંડા થઈ ગયા હતા. મોહન તે વખતે ગ્રૅજ્યુએટ થઈ ગયો હતો એટલે વીમા કંપનીમાં કારકુનની નોકરી મળી જતાં મોટાભાઈની જવાબદારી એણે ઉપાડી લીધી. પરંતુ આ મોંઘવારીમાં એ જવાબદારી ઉપાડવાની સહેલી ન હતી. મોટાભાઈને ચાર સંતાન હતાં તેમાં મોટો દીકરો ગુજરી જતાં ત્રણ અને ભાઈભાભી થઈને પાંચ જણ. એ જ મોટાભાઈના આગ્રહને વશ થઈ જુનિયર બી. કૉમ. માં મોહન હતો ત્યારે એનું લગ્ન થઈ ગયું હતું. મોહનને ઘણું ય થતું કે પોતે પરણેલો ન હોત તો આ સ્થિતિમાં પોતાના કુટુંબની જવાબદારી ઊભી ન કરત. છતાં શાન્તાના કુટુંબવત્સલ સ્વભાવનો એ વિચાર કરતો ત્યારે એને થતું કે, એની વત્સલતાને લીધે પોતાનો બોજો ઘણો હળવો બનતો હતો. એને પોતાને પણ બે બાળકો હતાં.

એક જણના પગારમાં નવ જણને પોષવાનું મુશ્કેલ હતું, છતાં મોટાભાઈને દવાખાનામાં મૂકવાથી ફાયદો થાય તો સારું એ ગણતરીએ એક વરસ તેમાં રાખ્યા હતા, પરંતુ એક આની પણ સુધારો થયો ન હતો. બીજા છ માસ દાક્તરે રાખવાનો આગ્રહ કર્યો તે માન્ય કરી, રાખી જોયા પણ કંઈ પરિણામ આવ્યું નહિ. આ ખર્ચ પેટે દાગીના વેચવા પડેલા ત્યારે દેરાણીજેઠાણી વચ્ચે મીઠો કલહ થયેલો. શાન્તા કહે કે કુટુંબની જવાબદારી મારા પતિ ઉપર છે એટલે ખર્ચને પહોંચી વળવાની એમની ફરજ; એમને મદદ કરવાનો મારો ધર્મ એટલે મારા દાગીના વેચવા જોઈએ. ગંગા કહે કે, મારા ધણી પાછળ ખર્ચ કરવું પડે અને તે પેટે દેરાણીને જણશો વેચવા દઉં તો હું લાજી મરું. મારી જણશો એમના કામમાં ન આવે તો કરવાની શું ? મોહને છેવટે વચલો રસ્તો કાઢી બંનેની થોડી વત્તી જણશો વેચી ખર્ચ પતાવ્યું હતું.

મોટાભાઈ દવાખાનામાં હતા ત્યાં સુધી તો કેવળ ખર્ચનો સવાલ હતો, પરંતુ ઘેર લાવ્યા પછી અનેક પ્રશ્નો ઊભા થવા લાગ્યા. આમ તો એ શાંત બેસી રહેતો, ફરતો, પરંતુ ક્યારે એને ગાંડપણ આવે અને કોઈને મારી બેસે તે કહેવાય નહિ. મોટર ઉપર એને





વેર બધાઈ ગયુ હતુ  દીકરાનો જીવ એણે લીધો એ વાત એને વીસરાઈ ન હતી  એ વેર વાળવા ક્યારેક ક્યારેક એ દોડતી મોટર ઉપર ધા કરતો  મૃત્યુ પામેલા દીકરા જેવો કોઈ બાળક એ જુએ અને એને ઉમળકો થઈ આવે તો એને ઊંચકી લઈ વહાલ કરે  પરતુ ગાડા માણસનુ વહાલ પણ હેરાનગતિમા ગણાય, બાળકો બીએ પણ ખરા  ઘરની વ્યવસ્થામા ઘણી ઊથલપાથલ કરી નાખે

શરૂઆતમા, મોહન મોટાભાઈ તરીકે એમનો વર્તાવ વેઠી લેતો—ગાડા છે, બીજુ થાય પણ શુ, એમ પોતાના મગજની સ્થિરતા સાચવી શકતો, પરતુ આ એક બે દિવસનુ ન હતુ, કાયમના આ વર્તાવથી મોહન અવારનવાર કટાળવા લાગ્યો  મોટાભાઈના ગુનાં બદલ પહેલા એ ધીમેથી કહેતો તેને બદલે એ ખીજાઈને કહેતો થયો  એમાથી એ તો છડાઈથી વર્તતો થયો હતો

'આ સારુ ન કહેવાય' તેમ શાન્તા એને ટોકતી ત્યારે એ જવાબ આપતો  'ગાડા માણસને જે ભાષામા સમજાય તેમા કહેવામા ખોટુ શુ? તુ જ જુએ છે કે મારા કડક વર્તનથી હવે એ બીએ છે, અને તોફાન ઓછુ કરે છે'

શાન્તા પણ થાકતી ત્યારે ખિજાઈ નહોતી જતી એમ નહિ, પરતુ ભાભીને ઓછુ ન આવે માટે એ પોતાનો ક્રોધ મનમા સમાવી દેતી હતી  એ દલીલ કરતા કહેતી, 'તમે કહો છો તે સાચુ હોય તો પણ ભાભીને દુ ખ થાય કે મારો ધણી ગાડો થયો  ત્યારે નાનો ભાઈ પણ એમનુ અપમાન કરે ને?'

ખિજાઈ જતા મોહન કહેતો  'ખરુ પૂછો તો ભાભી જ લાડ કરીને એમને બગાડે છે  એક જગાએ બાધી રાખ્યા હોય તો તરત ઠેકાણે આવી જાય'

શાન્તા: 'ભાભીનો દોષ એમા શુ કામ કાઢો છો? તમારી એવી સ્થિતિ થઈ હોય તો શુ હુ પણ એમ ન કરુ?' અને એની આખમાથી આસુ ટપકી પડ્યા

મોહન થોડા દિવસ મીઠાશથી વર્તતો  પણ એ મીઠાશ જતી ત્યારે એનો પ્રત્યાઘાત વધુ કર્કશ બનતો  માણસ અર્ધે ભૂખ્યે પેટે બીજાને રોટલો આપી શકે પણ તદ્દન ભૂખ્યે પેટે લાબો વખત ભાગ્યે જ આપી શકે છે  મોહન મોટાભાઈના કુટુબ માટે ભોગ આપવા તૈયાર હતો  પરતુ એમા એને સર્વસ્વનો ભોગ આપવો પડતો હતો  નોકરીમા એવો પગાર હતો કે બધાને ઠીક ઠીક રીતે પૂરુ થાય, છતા એ નોકરી જારી રાખવા ઓછી ગુલામી વેઠવી પડતી ન હતી  એને માથે આવી જવાબદારી ન હોત તો છ માસથી લાબી નોકરી તેણે ખેંચી ન હોત  કુટુબજીવનમા પણ એ મોકળાશ અનુભવી શકતો ન હતો  બે ખડના ઘરમા એને આઠના બધા માણસોનો સમાવેશ કરવાનો હતો  સારા નસીબે ઘરની આગળ સ્વતત્ર ખુલ્લો ચોક હતો એટલે તે ત્રીજા ખડની ગરજ સારતો હતો  મોટાભાઈનો સમાવેશ એમા થઈ રહેતો એટલી રાહત હતી  પરતુ એવા સાકડા ઘરમા દપતીજીવનની અલગતા માણવાની મળતી ન હતી

રજાને દિવસે થોડુ ખર્ચ વેઠીને બહાર ફરવા જવાતુ પોષાય તેવુ ન હતુ  છતાં મોહન તૈયાર થાય તો પણ શાન્તા એમા ઉમગથી સહકાર આપવાની ઇચ્છા બતાવતી નહિ  ભાભીના દુ ખમા પોતાના કોઈ પગલાથી વધારો ન થવો જોઈએ એમ વિચારીને એ ચાલતી હતી  પતિપત્ની એમ સહેલ કરવા જઈએ તો ભાભીના મનમા કેવુ થાય? એટલે મોહનની ઇચ્છા અવગણવાની કોઈ શક્યતા ન દેખાય ત્યારે શાન્તા પોતાના અને ભાભીના બાળકોને લઈને બહાર જતી  મનમા એવો સતોષ પણ માનતી કે ભાભીને પતિ સાથે સુખદુ ખની આસુ પાડીને વાત કરવી હશે તો એકાત પણ મેળવી શકશે  પરતુ મોહનને શાન્તાનો સ્વતત્ર સહવાસ આથી મળતો નહિ, એટલે એ રોષ કરીને કહેતો: 'નાની ઉમરમાં તુ કુટુબની વડીલ બની જઈને પ્રિયા મટી ગઈ છે।

આમ જીવનમા સુખ ન માણી શકતા મોહન ઉપર



જવાબદારીનો ભાર દિવસે દિવસે વધતો જાય એનું પરિણામ બીજું આવે પણ શું? એને થતું કે ભગવાન હવે એને આ ઉપાધિમાંથી છોડાવે તો સારું. પણ ભગવાન એમ ક્યાં કોઈની દયા ખાય એવો છે? મોટાભાઈનાં તોફાન કંઈ પહેલાં કરતાં વધી ગયાં ન હતાં, પરંતુ મોહનની સહનશક્તિ ક્ષીણ થઈ ગઈ એટલે ભાઈનું નાનું ગાંડપણ પણ એને મોટું લાગતું હતું. એવા પ્રસંગે અગાઉ જે રીતે વર્ત્યો હોય તેથી વિશેષ તોછડાઈભિર્યું એ વર્તન કરતો હતો.

બાળકને ઊંચકીને વહાલ કરવું, એ ચીસેચીસો પાડે છતાં કોઈ છોડાવે નહિ ત્યાં સુધી એને મુક્ત ન કરવું, એ ગાંડપણ મોટાભાઈનું નવું ન હતું. પરંતુ મોહન માનસિક રીતે એવો નબળો પડી ગયો હતો કે, એ કારણે જ એક વખત એણે ગુસ્સે ભરાઈને તમાચ મારી દીધી. 'હું જોઉં છું કે દોરડેથી એને કોણ છોડે છે.' એમ ત્રાડ નાખી મોટાભાઈને એણે ચોકમાં બાંધ્યા.

ગંગાએ રાત રડી રડીને કાઢી. મોટાભાઈને તમાચ મારવાનો પ્રસંગ હતો. ગંગા એનો અર્થ એ કરતી હતી કે દિયર મોંએ કહી શકતા નથી એટલું જ, બાકી તમાચ પાછળનો અર્થ તો એટલો જ કે તમે મારા મોં આગળથી ટળો. જે ભાઈને ટૂંકા પગારની શિક્ષકની નોકરીમાં મોટાભાઈએ ઉછેરીને મોટો કર્યો, માબાપની ગેરહાજરી સાલવા ન દીધી, પોતે ગરીબાઈને લીધે ભણી ન શક્યા, પણ 'મારો, નાનો ભાઈ ગ્રૅજ્યુએટ થાય' એવા કોડ રાખીને જેને ભણાવ્યો, એ જ ભાઈ અત્યારે એમને તમાચ મારે છે! એ વિચારમાં ડૂબી જતાં ગંગાનાં આંસુ રોક્યાં રોકાતાં નહિ.

હૈયું હળવું થતાં એને મોહનનો ગુનો દેખાતો નહિ. એનો બિચારાનો પણ શું દોષ? નાનપણમાં માબાપનું સુખ ન જોયું, ભાઈની ગરીબાઈને લીધે દુઃખ વેઠીને ભણ્યો, ભણી રહેતાં જ મોટાભાઈના પાંચ માણસોની જવાબદારી માથે પડી, તેમાં ગાંડા માણસની ઉપાધિ! એકલો માણસ કેટલું સહી શકે? સારા નસીબે દેરાણી સમજુ મળી હતી કે બધાંને પોતાનાં માના વર્તતી હતી, પોતાના કરતાં બીજાના સુખનો પહેલો વિચાર ફુરતી હતી. કોઈ સાંકડા મનની મળી હોત તો મોહનથી આટલો ભાર વેઠાત પણ નહિ. એણે એવો કંકાસ કરી મૂક્યો હોત કે પોતે ભેગી રહી શકત નહિ.

આ વિચાર ગંગાને આજે જ આવ્યો હતો એવું પણ ન હતું. દિયર ઉપરનો બોજો પોતે શી રીતે ઓછો કરે તેની એને કાયમ ચિંતા રહેતી હતી. બીજાની ખાંધ ઉપર બેસવું પડે ત્યારે એને ઓછો બોજો લાગે તેમ માણસ ઊંચા શ્વાસે બેસે, તેમ ગંગા દિયરના ઘરમાં રહેતી હતી, પરંતુ પોતે ગમે તેટલો ઊંચો શ્વાસ રાખે પણ લાંબો સમય એ વેઠવાનું આવતાં સામાને ભાર લાગ્યા વગર ન રહે તેમ એ માનતી હતી. એ ભાર ઓછો કરવા એ ગૂંગળામણ અનુભવતી હતી. પરંતુ એ એટલું ભણી ન હતી કે શિક્ષિકા જેવી નોકરી મેળવી શકે. કોઈ જાતમહેનતનું કામ કરવામાં પણ એને નાનમ ન હતી. પરંતુ એમાં દિયરનું ખોટું દેખાય એ ભય એને રહ્યા કરતો હતો. આ ગૂંગળામણ એનાથી સહેવાતી ન હતી અને કહેવાતી પણ ન હતી.

હવે એ કહેવાનો સમય પાકી ગયો હતો. આથી બીજે દિવસે એણે શાન્તાને કહ્યું: 'મારે તમને એક વાત કહેવી છે...'

શાન્તા ગઈ કાલે જે પ્રસંગ બની ગયો હતો તેથી દુઃખી હતી. એને ગુનાની શરમ ગઈ ન હતી, એટલે ભાભીથી મોં છુપાવતી હતી. કદાચ ભાભીએ એ મૌનનો અર્થ પતિના વર્તનમાં પોતાની સંમતિ હશે એમ તો નહિ કર્યો હોય, એ બીકે ગંગાએ સામે ચાલીને વાત કહેવાની શરૂઆત કરી ત્યારે એનાથી રડી દેવાયું. એ ડૂસકાં લેતાં બોલી: 'ભાભી! કાલના પ્રસંગથી હું એવી શરમીંદી પડી ગઈ છું કે તમારી સાથે બોલી શકતી નથી. તમે મનમાં એવું ન માનતાં કે મને એમાં કંઈ ખોટું લાગ્યું નથી





એટલે હુ ચૂપચાપ રહી છુ રાત્રે મે એમને કહેવામા બાકી રાખ્યુ નથી '

ગગાથી પણ રડી દેવાયુ એને શાન્ત પાડતા શાન્તાને સ્વસ્થ થવુ પડયુ બંનેના હૈયા વાદળી વરસીને ખાલી થઈ ગયા એટલે ગગાએ કહ્યુ · ' તમે બંનેએ કર્યું છે અને કરો છો એ બીજાથી થાય એવુ નથી એની કદર કરવાની બાજુએ રહી અને હુ તમને અપજશ આપુ તો મારા જેવી મૂરખ કોણ ? પરંતુ મને લાગે છે કે, હુ હાથપગ ઝાલીને બેસી રહુ તે કરતા કંઈ કામ કરુ તે ઘરમા ઉમેરો થાય મોહનભાઈ એકલા થાકી જાય એમા નવાઈ નથી આ કંઈ થોડા દહાડાનુ નથી કે એની ચિંતા ન કરવી જોઈએ '

' શું કરશો ? '

' બીજુ તો હુ શુ કરી શકુ ? કંઈ જાતમહેનત '

' કોઈના વાસણ-કપડા કરવા જશો ? '

' તમારો આશરો ન હોત તો એ ય કર્યે છૂટકો ન હોત '

' અમારો આશરો એટલે અમને પરાયા ગણો છો ? '

' પોતાના માણસો ઉપર પણ ગજા ઉપરનો બોજો આવે તો એમને ભાર લાગવા માડે છે એ બોજો ઓછો કરવાની પોતાના માણસોની પણ એટલી જ ફરજ છે મોહનભાઈ ઉપર ફરજ નાખીને હુ હાથ પગ ઝાલીને બેસી રહુ તેમા મારી ફરજ ક્યા રહી ?'

' એનો એક રસ્તો મને દેખાય છે, તમે મહેનત કરવા જશો તો એટલુ કમાઈ લાવવાના નથી, તેથી વધારે હુ નોકરી કરુ તો લાવી શકીશ '

ગગાએ બે હાથે જોરથી એનો વિરોધ કરતા કહ્યુ · ' આટલાથી હુ ભારે મરુ છુ તો તમે અમારે લીધે નોકરી કરો એ શી રીતે વેઠ્યુ જાય ? '

શાન્તાએ એનો ભાર લગાડવાનુ કારણ નથી એમ જણાવતા કહ્યુ · ' આ વિચાર તમારા કહેવાથી આવ્યો છે એમ ન માનતા પરંતુ એ સુવાવડો સાથે સાથે આવી ગઈ એટલે મારી ઇચ્છા હોય તો પણ શુ બને ? હવે બાબો ધાવણ છોડે એવો થયો છે ઘર તમે સભાળનાર છો એટલે નોકરી કરવામા મને મુશ્કેલી પણ ક્યા છે ? '

શાન્તાને નોકરી શરૂ કરવાની મોહને ખુશીથી સંમતિ આપી હતી તે વખતે એની એવી ગણતરી હતી કે, આર્થિક તગી ઓછી થાય આર્થિક તગી એથી ઓછી થઈ પણ ખરી પરંતુ સામે પાસે એને જે નુકશાન થયુ તે શાન્તાનો સહવાસ ઓછો થયો એનો સ્વભાવ જે કામ લે તેમા જીવ પરોવવાનો હતો એટલે નિશાળના કામમા એટની બધી શક્તિ ખર્ચી નાખતી હતી કે, ઘર આરામ કરવાનુ સ્થળ એને માટે થઈ પડ્યુ મોહન સાથે વાતચીત કરે તો પણ એની શાળાની શાન્તાના ઉમદા સ્વભાવનો એ આજ સુધી પ્રશસક હતો તે જ સ્વભાવથી નોકરી પછી એ કંટાળતો જતો હતો—આવો વત્સલ સ્વભાવ બીજાઓ માટે ભલે સારો હોય, પતિ માટે તો એ અવગુણ છે।

પરિણામે, પોતાના દુ ખનુ મૂળ શાન્તા હોય તેમ મોહન એની સાથે લડી પડતો ગગા સમજતી કે પોતાને લીધે બંને વચ્ચે કંકાસ થતો હતો પરંતુ એ એવી લાચાર હતી કે, મૂગે મોએ સ્થિતિ સહન કર્યા વગર આરો ન હતો પોતાના પતિનુ નિમિત્ત તો હતુ તેમા પોતાનુ નિમિત્ત ન ઉમેરાય તે માટે ઘરકામમા એ કસૂર આવવા દેતી નહિ શાન્તાના બાળકો માને ભૂલી જાય તે પ્રમાણે એમને રાખતી એનો પોતાનો નાનો બાબો છ વર્ષનો હતો એ શાન્તાના બાબા પાસે રમકડુ જોઈ લેવાની હઠ કરતો હાય અને બાબો આપવા તૈયારી બતાવે, તો પણ એ લેવા દેતી નહિ અને પોતાના બાબાને રડવા દેતી કોઈ ખાવાની વસ્તુ આપવામા કે રસોઈ પીરસતી વખતે એ બાળકોને મા તરીકે પીરસતી નહિ, પણ શેઠાણીના ઘરમા આયા પોતાના બાળકોને સંકોચથી ચીજ-વસ્તુ આપે તેમ એ વર્તતી હતી

શાન્તાથી એ ભાવ અજાણ્યો શી રીતે રહે ? એ ગગાને પોતાનો ભાવ વ્યક્ત કરતા કહેતી ' ભાભી '

[ અનુસંધાન માટે ૨૦૫ મુ પેજ જુઓ ]



**પ્રો. અનંતરાય રાવળ**

# રમણલાલની સેવા

આપણા સુપ્રસિદ્ધ વિવેચક શ્રી વિશ્વનાથ ભટ્ટે 'યુગમૂર્તિ વાર્તાકાર'થી બિરદાવેલા ગુજરાતના એ સમર્થ વાર્તાકાર તો આજે ચિરનિદ્રામાં પોઢી ચૂકયા છે. બાર વર્ષ પહેલાં એમનો વનપ્રવેશ ઉજવાયો ત્યારે અભિનંદનગ્રંથ માટે લખાયેલો શ્રી અ. મ. રા નો આ લેખ આજે પણ મનનીય થાય તેવો છે...

સત્તર વરસ પહેલાંની વાત છે. ઉનાળાની રજા બાદ નિશાળ ઊઘડતાં શિક્ષકે અમે રજામાં બહારનાં કયાં કયાં પુસ્તકો વાંચ્યાં હતાં તે વિષે પૂછ્યું. મારી પાસેના વિદ્યાર્થીએ તરત જ કહ્યું, 'સાહેબ, 'કાળરાત્રિનું ખૂની ખંજર,' અને શિક્ષકે સંમતિસૂચક ડોકું હલાવી કહ્યું, 'હા, એ સરસ ચોપડી છે.'

આ વાત અત્ર સંભારવાનું પ્રયોજન એ બતાવવાનું છે કે એ દાયકા પહેલાં લોકો મોટે ભાગે રંજન અને વાર્તારસ ચૂસતા 'કાળરાત્રિનું ખૂની ખંજર,' 'વિશ્વમોહિની' 'પ્રેમઘેલી પન્ના,' 'મુંબઈની શેઠાણી' જેવી અને સ્વ. નારાયણ ઠકકુર જેવાની ઐતિહાસિક નવલકથાઓમાંથી. પછી મુનશીની નવલોએ એ આકર્ષણ ઓછું કર્યું, અને કલાત્મક નવલકથાઓના સારા નમૂના પૂરા પાડયા. એમ છતાં સાહિત્યસમજની અમુક કક્ષાથી ઉતરતા બહોળા વર્ગને પેલી નવલકથાઓનું આકર્ષણ ચાલું હતું. એ ભૂલાવવાનું અને શાળાકોલેજોના વિદ્યાર્થીઓ, ચારપાંચ ચોપડી ભણેલી ગુજરાતણો, વેપારીઓ, કારકુનો, સાક્ષરો ને પેન્શનર વૃદ્ધો એમ લગભગ આબાલ વૃદ્ધ આખા ગુજરાતી સમુદાય સુધી પહોંચવાનું કામ તો કર્યું છે રમણલાલ દેસાઈની નવલકથાઓએ. પુસ્તકાલયોની ઈશ્યુબુકો અવશ્ય બોલી ઊઠશે કે રમણલાલ દેસાઈની નવલકથાઓ અત્યારે બહોળા વર્ગના હાથમાં જાય છે ને વધુ પ્રમાણમાં વંચાય છે. એમાંય ખાસ કરીને આપણા અગ્રગણ્ય નવલકથાકાર મુનશીએ નવલકથા પરથી નાટક અને અન્ય સાહિત્યપ્રકારો પર નજર દોડાવી તે તરફ કલમને વાળી તેવે વખતે એવી જ શિષ્ટ અને કલાત્મક નવલકથાઓ, અને તેમાંય ખાસ કરીને સામાજિક (મુનશીએ પણ સામાજિકને મુકાબલે ઐતિહાસિક નવલકથાની ઉપાસના વિશેષ કરી હતી. એટલે સામાજિક નવલકથાનું સાહિત્યદૃષ્ટિએ ગણનાપાત્ર લેખવા જેવું સાહિત્ય આપણે ત્યાં ઓછું લખાતું હતું તેવે વખતે સામાજિક નવલકથાઓ સારી એવી સંખ્યામાં લખી આપી રમણલાલે એની ખોટ ઘણે અંશે પૂરી પાડી છે. અને ગુજરાતના બહોળા આમસમુદાયની વાર્તા-ભૂખને ઉત્તેજાય ને સંસ્કારાય એવી રીતે શમાવી ગુજરાતને રંજન પૂરું પાડ્યું છે. આ તેમની સેવા નાનીસૂની ગણાય તેવી નથી.

એમણે રંજન પૂરું પાડ્યું છે. પણ તે શિષ્ટ રંજન છે. એમની નવલોમાં પ્રણયકથા ને શૃંગાર આવી તેમને રસિક બનાવી જાય છે. પણ એ શૃંગાર અપરસ ગણાય એવો કે હલકી કોટિનો કયારેય બનતો નથી. ભેદ અકસ્માત, આગ, લૂંટ, મારામારી જેવા બનાવો એમાં હોય છે, પણ તે નાટકી કે અસ્વાભાવિક લાગે તેટલા પ્રમાણમાં ને તેવા બહુ નથી હોતા. એમની કથાઓમાં કલા હોય છે, પણ, એમણે પોતે કહ્યું છે તેમ છતાંય, કયાંય નિર્હેતુક કલાની પૂજા નથી. એની સાથે કોઈ શુભાશયી ઉદ્દેશ વણાયેલો હોય છે જ. એવો ઉદ્દેશ હોવા છતાં કયાંય પાદરીશાઈ સીધો બોધ નથી હોતો. ટૂંકામાં રમણલાલની નવલકથાઓને શિષ્ટ સાહિત્ય ગણતાં સૂગાળવો (High-brow) સાક્ષર સાહિત્યકાર પણ જેને લીધે અચકાય નહિ તેવાં ગુણ લક્ષણોથી એ અંકિત છે. એમાં વસ્તુનું પાંખાપણું ઘણીવાર આવી જતું હશે, વ્યવસાયી નોકરીમાંથી અવકાશ મળે તેમ તેમ લખાતી હોવાથી તેમાં પ્રથમાર્ધ ધીરી ગતિવાળો ને દ્વિતીયાર્ધ ઉતાવળે આટોપેલો લાગે એવું કેટલીક વાર બનતું હશે, અને અંતમાં કોઈ પાત્ર લટકતું રહી જતું હશે. શોધવા માગનાર તેમની નવલોમાંથી આવી નાનીમોટી ખામીઓ ભલે શોધી શકે, પણ સાદ્યન્ત રસભેર વાંચી જવાય એવી તો એમની નવલો રસીલી બની છે જ એ ભૂલવું ન જોઈએ. અને એ





હકીકતને ય એમના જમાપાસામાં નોંધવી પડે એમ છે.

વળી નવલકથાઓ દ્વારા આમ એકલું શિષ્ટ રંજન જ રમણલાલે પૂરું પાડ્યું છે એમ નથી. છેલ્લા દોઢ બે દાયકાના, વિકસતા જતા ગુજરાતની છબી ચીતરવાનો પણ એમણે એમાં સફળ ગણી શકાય એવો પ્રયાસ કર્યો છે. એમની કેટલીક નવલકથાઓની પ્રસ્તાવનામાં શબ્દોમાં સ્પષ્ટ રીતે વ્યક્ત થયેલા એમના ગુજરાતપ્રેમે એમને ઘડાતા ગુજરાતની સામાજિક અને રાષ્ટ્રિય અકાંક્ષાઓ, પ્રવૃત્તિઓ ને પરાક્રમવાંછા પ્રત્યે પૂરેપૂરા સમભાવી બનાવ્યા છે. વ્યાયામ–પ્રવૃત્તિ, સમાજસુધારો, અહિંસક સત્યાગ્રહ, અસ્પૃશ્યતાનિવારણ, ગ્રામસેવા, સમાજવાદી વિચારસરણી અને કાર્યરીતિ જેવાં વર્તમાન ગુજરાતમાં ક્ષોભ ને ચેતન જગાવી જતાં આંદોલનો ને પ્રવૃત્તિઓને પોતાની નવલોમાં વણી લેવામાં રમણલાલે પોતાની પ્રગતિશીલતા અને ગુજરાતભક્તિ જ દર્શાવ્યાં છે.

નવલકથાવાચનને માથે એક આક્ષેપ એ હોય છે કે એ કેટલીક વાર શરાબી વાચન બની વાંચનારમાં કર્તવ્યવિમુખ, માંદલો, અવાસ્તવિકતાનો ને કલ્પનાનો રસ જગાવે છે રમણલાલની નવલોએ તેના વાચકોને આવા વર્તમાન પ્રશ્નોને વિચારવા–સમજવા–ઉકેલવા તરફ વાળવાનું સુકૃત્ય કરી, તેમજ જગદીશ, કિરીટ, અરુણ, અશ્વિન જેવા ગુજરાતની આશારૂપ તેજસ્વી ભાવનાશાળી યુવકો અને યુવતીઓને એવા પ્રશ્નોનો સક્રિય પ્રવૃત્તિથી ઉકેલ લાવવા મથતાં ચીતરી, આ આક્ષેપને પોતા પૂરતો નિર્મૂળ બનાવ્યો છે. લોકસમૂહનું માનસ તો એવું હોય છે કે એવા પ્રશ્નોની સુસાજસુધારકો, ચિન્તકો કે રાજદ્વારી નેતાઓ વડે થતી સીધી ચર્ચા, વિચારણા કે પ્રવૃત્તિ કરતાં આવી રસાભિષિક્ત વાર્તાઓ દ્વારા થતું તેનું નિરૂપણ તેમના પર વધુ અસર કરે છે. કાન્તાસમ્મિત ઉપદેશ કરવાનું કામ જૂના વખતમાં કવિતાનું ભલે ગણાયું, આજના યુગમાં તો વાર્તા ને નવલકથાનું કલ્પન (Fiction) સાહિત્ય એ કાર્ય કરે છે. આ રીતે વર્તમાન ગુજરાતને ને ગુજરાતની જુવાનીને જે જોઈએ તે તેને આપી રમણલાલ ગાંધીજીના વિચારોના ને પ્રગતિશીલ યુગબળોના એક સારા પ્રચારક પણ બન્યા છે, જેને એમની એક ઉલ્લેખયોગ્ય સેવા અવશ્ય ગણવી જોઈશે.

આવી નવલકથાઓ લોકપ્રિય બન્યા વિના રહે નહિ અને વસ્તુતઃ રહી નથી. એણે નવલકથાનું વાચન વધાર્યું છે, એને પ્રતિષ્ઠા આપી છે, એની ખપત વધારી છે અને પ્રકાશકોને નવલકથાના પ્રકાશન તરફ વાળ્યા છે. મેઘાણી, ધૂમકેતુ, ગુણવંતરાય જેવા સાહિત્યના અન્ય ક્ષેત્રમાં રમતા લેખકોમાં 'આપણેય નવલકથા લખીએ' એવા મનોરથ પ્રગટ્યા તે, અને કેટલાંય ઊગતા જુવાનોના નવલકથાલેખનના કૌમારપ્રયાસોમાં રમણલાલકથાની જ શૈલી દેખાય છે તે, એ બંને હકીકત પણ રમણલાલે નવલકથા માટે કેવી હવા તૈયાર કરી છે અને કેવી અસર કરી છે તે બતાવે છે.

ને આ બધું એમણે કર્યું છે નોકરીની કામગીરી ને જંજાળ વચ્ચે, જે એમનો જન્મજાત સાહિત્યપ્રેમ બતાવે છે. આમ તો નવલકથા ઉપરાંત એમણે નાટકો, વાર્તાઓ, નિબંધો ને અભ્યાસલેખો, કવિતા તેમ જ સાહિત્યવિવેચનના ક્ષેત્રમાં ગણનાપાત્ર કાર્ય કર્યું જે એમની સાહિત્યસેવાની વિપુલતા બતાવે છે પણ એ બધામાં એમનો મુખ્ય ફાળો તો નવલકથાનો જ ગણાશે, અને નવલકથાકાર તરીકે જ સૌ પહેલાં તે સંભારવાના એ ચોક્કસ છે. એમના વન પ્રવેશને પ્રસંગે એમની વનની યાત્રામાં

'યાત્રા હજો શુભમુખી તમ ઊર્ધ્વગામી'

એ તેમના પ્રિય કવિની પંક્તિમાં જ આપણી શુભેચ્છા તેમને ભેટ કરીએ.





ડૉ. શાંતિભાઈ પટેલ

# જનમોજનમનાં પ્રેમી

વિચિત્ર રસભરી કૌતુકપ્રિય (Romantic) વાર્તાઓના લેખક તરીકે જાણીતા થઈ ચૂકેલા આફ્રિકાવાસી બેરિસ્ટર લેખકની આ એક વધુ વાર્તા એવી જ કૌતુકપ્રિયતા અને રસિકતા રેલાવે છે. લેખકની એમાં જ સાચી સફળતા છે......

એ ન્યા અધીરી બની એકાદ કલાકથી નદી કિનારે એના પ્રીતમની રાહ જોતી ઊભી હતી. શરમની સુરખીથી રક્તવર્ણા બનેલા કપોલોનું સૌંદર્ય નિરખતું સારુંય વિયત વાતો કરતું * મોન્ટમાર્ટરનું શ્વેતવર્ણું શિખર સુવર્ણરંગે રંગાઈ ગયું.

પેરિસના રોનકભર્યા, આનંદિત, ઊર્મિલ જીવનની અદ્દ્ભુત પ્રમોદક યાદમાં રત બની હું બગીચાના ફૂલોનું ડોલન જોતો એક પાટલી ઉપર બેઠો હતો. કેટલાંક પ્રેમી યુગલો હજી એ કલામય રીતે બનાવેલા ઉદ્યાનોમાં પ્રણયગુફતેગોથી ગુંજિત ફરતાં હતાં.

આગલે જ દિવસે એક ફ્રેન્ચ યુવતીએ કહેલી એની જીવન કહાણી ઉપર કવિતા લખવાનો વિચાર કરી શહેરમાં બીજે ક્યાંય ફરવા નહિ જતા ઉદ્યાનના કવિતાભર્યા વાતાવરણમાં જઈ શાન્તિથી હાથમાં કલમ અને નોટબુક લઈ હું બેઠો. અનેક વિચારોથી મગજ વિંટાઈ ગયું. શું લખવું? કયા છંદમાં લખવું? કેવી જાતની લીટીથી શરૂઆત કરવી, કયો ભાવ પહેલો લખું? આમ અનેક પ્રશ્નો ઉદ્દ્ભવ્યા.

'અરે મારા પગ નજીક આ ગુલાબ ક્યાંથી પડ્યું!' મેં નીચા વળી ગુલાબ ઊઠાવ્યું. કેટલું સુંદર કેટલું સુલલિત કેટલું કોમળ! ગુલો બનાવી ખુદાએ માનવ જીગરનો ચમન બનાવ્યો. એટલામાં નદી કિનારા તરફ ઝડપથી ચાલી જતી એક રમણીને જોઈ મારું ધ્યાન એ તરફ ખેંચાયું.

'અરે આવો પોશાક આ જમાનામાં?' હું દીંગ થઈ ગયો. પચાસ વરસ પહેલાંનાં દશ્યને બતાવવા ફિલ્મ ઉતારી હોય અને જેવો પોશાક સ્ત્રીને પહેરાવવો જોઈએ એવો પોશાક પેલી સ્ત્રીએ પહેર્યો હતો લાંબી ઝુલવાળી સફેદ રેશમથી શોભતી એની બાંયોવાળું બ્લાઉઝ; અત્યંત કાળજીથી સીવાયલું એનું વક્ષઃસ્થળ નીચેનું લાંબુ ઘેરદાર પગની પાનીને ઢાંકતું નાની મોટી રેશમી ઝુલોથી આકર્ષતું એના સૌન્દર્યને ઢાંકવાનો વ્યર્થ પ્રયત્ન કરી વ્યક્ત કરતું સુંદર વસન, એના લાંબા રેશમરંગી વાળનો પાછળ શોભતો વિશાળ અંબોડલો; એક બાજુના વક્ષસ્થળ ઉપર ખોસેલી વાયોલેટ નામનાં સુગંધી પુષ્પોની કલગી, ધવલવર્ણા સ્ફટિકશા ભાલ પ્રદેશને બે સરખા ભાગે વહેંચતી સુંવાળા ચમકતા ગુંચળાંવાળા વાળની સેંથી જાણે પોતાના પ્રીતમને મળવા જતી, સ્વજનોની ટીકાથી ડરતી, પકડાઈ જવાના ભયથી અંકિત હરિણીશાં ચંચલ નયનોએ આજુબાજુ જોતી અભિસારિકા સમી આ વિચિત્ર છતાં અદ્દ્ભુત આકર્ષક છતાં ભેદ ઉપજાવતી યુવતી કોણ હશે!

આવી જાતનો પોષાક આખા પેરીસ શહેર કે જ્યાંથી યુરોપ અમેરિકાની સ્ત્રીઓ ફેશન શીખે છે તે શહેરમાં પણ આખો પુરાણો વેશ પરિધાન કરતી કોઈ સ્ત્રી આટલા બધા દિવસ હું પેરીસ રહ્યો છતાં મેં જોઈ નથી. આ સ્ત્રી કોણ છે તે મારે જાણવું જ પડશે—મેં વિચાર્યું.

હું બગીચામાંથી ઊઠી એ સ્ત્રી જે તરફથી જતી હતી તેની સામી દિશામાંથી ઉતાવળથી નીકળ્યો. મારે એનો ચહેરો પણ જોવો હતો.

જેવો હું એની નજીક આવ્યો કે મેં એની આંખો જોઈ. એ નયનોનું અકથ્ય સૌન્દર્ય, એ ચહેરા ઉપર બિરાજેલી ગુલ પાંદડી શી કોમલતા.....હૈયું પોકારી ઊઠ્યું 'અહાહા! આટલું સૌન્દર્ય જગતપટે હોઈ શકે!' એનાં નયનોમાં નયનો પરોવતાં હું એક ક્ષણ

* મોન્ટમાર્ટર (Montmartre) પેરીસમાં આવેલું ઊંચી ટેકરી ઉપરનું વિખ્યાત દેવળ.





માટે ઊર્જિત આનંદ પામના મનકાયો મારો મન કાટ–આનંદ જોઈ એ પણ એક ક્ષણ માટે હસી એ એક ક્ષણનુ જ હાસ્ય કેટલો આનંદ આપે છે?

થોડે દૂર ગયા પછી મે પાછુ વાળી જોયુ દી કિનારો ઊનરી ધાર ઉપર ચાની જતી એ સૌન્દર્ય મૂર્તિને હુ જોઈ રહ્યો પેરીસમા હજારો નહિ બલ્કે લાખો સુદર હોય એમ લાગે છે પરંતુ આ સ્ત્રીમા શુ એવુ ગહન રૂપ હતુ શુ એવુ આકર્ષણ હતું કે મને એના વિષે જાણવાની તમન્ના જાગી

બીજે દિવસે રમેને ચૂકી જવાન એ બીકે હુ વહેલો જઈ એ જ બગીચામા એ જ પાટની ઉપર બેઠો કેટલા ય યુગલો ત્યા ફરતા હતા પેની સ્ત્રી જે સામાન્ય પહેરાતા વસ્ત્રો પરિધાન કરી આવશે તો ય હું એને પીછાની શકુ એમ હતુ એના સૌન્દર્યની છાપ મારા હૃદયપટે એવી પડી હતી કે હુ સહેજે ભૂલી શકુ તેમ નહોતું

મે ઘણી વખી રાહ જોઈ પરંતુ આજે પેની સ્ત્રી ત્યા ન આવી એક વૃદ્ધ માણસ મારી બાજુમાં આવી બેઠો એકલો એકલો એ બબડતો હતો 'આટલામાં જ હશે બન્ને ફરતા હશે બીજે ક્યા જવાનાં હતા! કેમ ખરુ ને પરદેશી?' મને છેલ્લ વાક્ય સબોધી જ્યારે એ હસ્યો ત્યારે હુ ચમકી ઊઠ્યો 'પાગલ લાગે છે!' મનમા વિચાર આવ્યો તે જ વખતે પેલો વૃદ્ધ ફરી બોલ્યો, 'બધા મને દિવાનો ધારે છે હુ દિવાનો છુ! વિચિત્ર દુનિયા છે મે વેર વાળ્યુ વેર વિના સતોષ નથી પણ મને સતોષ થયો છે! એમ પૂછો છો? હા હુ જવાબ આપુ છુ કે થયો છે અરે નહિ થયો હોય તો થશે તમે શુ કહો છો!' એમ કહેતા પેલા વૃદ્ધે ઉધરસ ખાધી ઉધરસથી એનુ શરીર વળી ગયુ એને દમનો રોગ હતો એમ લાગ્યુ સાથે એ પાગલ છે એ પણ હુ સમજી શક્યો

માગે પેલી સુર સુવતીશી સ્વર્ગીય સુદરી જેવી હતા ત્યારે આ પાગલ કુરૂપ વૃદ્ધને જોઇ હુ ચીઢાયો છતા હુ ત્યાંથી ઊઠ્યો નહિ ઊઠી શક્યો નહિ જરૂર થોડા વખતમાં અહી આવશે આવા વિચારે હુ આશા રાખતો બેઠો

જ્યારે અંધકાર છવાયો છતાં પેલી સ્ત્રી ત્યાં ન જ આવી ત્યારે કંટાળીને હુ ઊઠ્યો કદાચ બગીચામા આવ્યા સિવાય એ નદી કિનારે જ ચાલતી ગઈ હશે પેરીસ શહેરને બે ભાગમા વહેંચી રહેતી નદી સેઈનના (Seine) કિનારે કિનારે હુ ક્યાય સુધી ચાલ્યો છતા ક્યાય પેલી અલૌકિક સુદરી નજરે ના પડી પાછો હુ બગીચામાં આવ્યો હજી પેલો વૃદ્ધ પાટલી ઉપર બેઠો બેઠો ઉધરસ ખાતો હતો

હુ તરત જ પેલા વૃદ્ધ પાસે ગયો 'કેમ ઘેર નથી જવુ? ધુમ્મસ છે પછી રસ્તો શોધવો મુશ્કેલ પડશે'

'આ જ ઘર છે અહી જ આટલામાં જ એ છે'

આવો જવાબ સાભળી હુ હસીને બોલ્યો, 'આ તમારુ ઘર છે' અહી તમને રાત્રિએ ઠંડી લાગશે ચાલો તમારે ઘેર મૂકી આવુ'

વૃદ્ધે આનાકાની કરી ના પાડી છતા એ વૃદ્ધનુ જર્જરિત શરીર, એને ઠંડીને લીધે ચઢતી ઉધરસ એની સારવાર કરનાર કોઈ નથી એ ખ્યાલ—આ બધી બાબતોએ મને દયા આવી એની ના કહેવા છતા મે અત્યંત આગ્રહ કરી એને ઘેર જવા વિનંતિ કરી છતા પેલાએ જવાની ના પાડી મને વિચાર આવ્યો 'આ કંગાલ માણસને કદાચ ઘર જ નહિ હોય એના જૂનાં કપડા, એનુ દુર્બલ શરીર એ બધુ જોતાં મને લાગ્યુ કે એને ઘરબાર હશે જ નહિ એ બીચારો આવી કઈક રાત્રિઓએ બહાર પડી રહી ઠંડીનો ભોગ બની દમથી પીડાતો હશે

મે ત્યાથી ચાલવા માટે તૈયારી કરી એટલામા એક આધેડ વયનો માણસ ત્યા આવી પહોંચ્યો હુ જે પાટલી ઉપર બેઠો હતો એ તરફ જ તે આવવા લાગ્યો આથી હુ ત્યા જ ઊભો રહ્યો તેણે આવી પેલા વૃદ્ધને બહુ જ નમ્રતા અને વિવેકથી સેસર ખેલ કહી વિનતિ કરતા કહ્યુ 'ઘેર ચાલો આ ઠંડી અને



ધુમ્મસને લીધે તમારું શરીર ઉધરસ ખાઈ ખાઈ એવડું વળી જશે.' એમ કહેતાં એ જાણે કરગરતો ના હોય. એમ આજીજી કરવા માંડી.

હું થોડે ગયો હોવા છતાં પાછો ફર્યો. એટલામાં તો પેલો વૃદ્ધ ઊભો થઈ ગયો. જાણે મીલીટરીમાં કૂચ ના કરતો હોય તેમ એણે કૂચકદમ કરતાં ચાલવા માંડ્યું. એની લશ્કરી ટુકડીને હુકમ ઉપર હુકમ છોડતો હોય એ રીતે સત્તાવાહી મોટા અવાજે એણે હુકમ છોડવા માંડ્યા. એટલામાં પેલો વૃદ્ધ અચાનક ફરી ચઢેલી ઉધરસથી બૂમો પાડતો બંધ થઈ ગયો. એને માટે ચાલવાનું પણ મુશ્કેલ થઈ પડ્યું. મને એ પાગલ ઉપર હસવું આવ્યું છતાં એકલો આધેડ વયનો માણસ એને જે રીતે માનથી જોતો હતો એ રીતથી કુતૂહલ જાગ્યું. આ માણસ કોણ હશે? શાથી આવી રીતે પાગલ બની ગયો હશે?

મારો હાથ પકડી એણે કહ્યું, 'ચાલો મારે ઘેર!' પેલા પાગલ માણસના આમંત્રણથી હું વિચારમાં પડી ગયો. મોડું થઈ જશે. હોટલો બંધ થઈ જશે. હજી મેં ખાધું પણ નહોતું. વળી આ પાગલ કંગાલ માણસનું ઘર કેવું હશે?

'ના, ના, હજી મારે ખાવું છે. આથી મોડું થઈ જશે.' મેં જવાબ વાળ્યો.

'અરે મારે ત્યાં ખાઈ લેજો. ચાલો મારે ઘેર.' કુતૂહલવૃત્તિને વશ થઈ મેં એના આમંત્રણનો સ્વીકાર કર્યો.

પેલા વૃદ્ધ માણસને એનો સાગરીત મમતા અને માનથી દોરતો હતો. નદીકિનારે એક પુરાણ, છતાં સરસ જગ્યાએ આવેલા વૈભવશાળી વિશાળ ત્રણ માળના મકાનમાં અમે પ્રવેશ્યા. શું આ વિશાળ નાના મહેલ જેવા વીલામાં આ પાગલ તો નહિ રહેતો હોય! ના ના, આવા વિશાળ બંગલાનો માલિક આવો કંગાલ પાગલ માણસ ક્યાંથી હોય! એટલામાં બારણું ખોલવા એક આધેડ વયની સ્ત્રી દોડતી આવી બારણું ખોલી ગઈ. એણે ધ્રૂજતા વૃદ્ધનો હાથ પકડી એને અંદર સોફા ઉપર બેસાડ્યો. બીજા બે નોકરો આમ તેમ દોડાદોડી કરવા લાગ્યા. અદબથી જાણે કોઈ કડક શેઠની આમન્યા પાળવા ટેવાયા હોય તેમ ચારેય જણ વર્તતા હતા. હું તો જાણે સિનેમાના પડદા ઉપર કોઈ વિચિત્ર દૃશ્ય ના જોતો હોઉં એમ મને લાગ્યું.

મને થોડીવાર પછી ખાત્રી થઈ કે બંગલાનો માલિક પેલો પાગલ લાગતો વૃદ્ધ જ છે. વૃદ્ધે મને હાથ-મોં ધોવા કહ્યું. હું પણ એની બોલવાની ઢબથી ચમક્યો. જાણે એની ઘેલછા ચાલી ગઈ હોય એમ લાગ્યું.

અમે સાથે જ જમ્યા. જમીને હું પેલા પાગલ માણસ સાથે દિવાનખંડમાં આવ્યો. એ મૌન જ હતો. બેસવા પ્રયત્ન કર્યો પરંતુ એણે મારી સાથે વાત કરી નહિ. એનું ચિત્ત બીજે ક્યાંક ભમતું હોય એમ મને લાગ્યું. એટલામાં એ ઊઠ્યો. નજીકમાં આવેલા એક મોટા કબાટને એણે ખોલ્યું. એ કબાટમાં બહુ જ જૂનાં પરંતુ મૂલ્યવાન કપડાં હતાં. એ કપડાં બધાં જ સ્ત્રીને પહેરવાનાં હતાં. એક પછી એક એમ બધાં કપડાં પેલા ધનાઢ્ય પાગલે કાઢ્યાં. કપડાંને આમથી તેમ ફેરવતાં એ ખડખડાટ હસવા લાગ્યો. એક શ્વેતવર્ણો કપડાને કાઢી એણે એના દુર્બળ હાથમાં મસળ્યું. એટલામાં એને સખત ઉધરસ ચઢી. એની આંખોમાં પાણી આવી ગયું, તરત જ એના અંતરમાંથી ઉદ્દગાર નીકળી ગયો. 'ભગવાન! ક્યાં સુધી રીબાવીશ?'

'એની માફી માગું? હું? એની આવી ભયંકર ભૂલ હોવા છતાં? કદી ના બને.' બીજી જ પળે એણે સામે ટીંગાવેલી છબી સામે ક્રૂર ભાવે તાકતાં જુસ્સામાં આવી તે બોલ્યો. એનું દુર્બળ જર્જરિત શરીર બેસતી વખતે ધ્રૂજતું હતું. જો હું તે વખત નજીકમાં ના હોત તો એ કદાચ ગબડી પડત. મેં એ વૃદ્ધ દુઃખી મનુષ્યના શરીરને ટેકો આપી નજીકના સોફા ઉપર ગોઠવ્યો. થોડીવાર પછી એ અર્ધબેભાન બની ગયો.





મેં આ વિચિત્ર લાગતા વિશાળ ભવનમાથી વિદાય લીધી. મારી હોટલમાં આવી મેં ઊંઘવાનો અત્યંત પ્રયત્ન કર્યો પરતુ ઊઘ જ ના આવી. ગઈ કાલે જોયેલો પેલા આશ્ચર્યચકિત કરે તેવા અપ્રતીમ સૌંદર્ય સુષમાવા સુન્દરીળી આજે એ પાગલ લાગતા ધનિષ્ટ વૃદ્ધનુ અણુઉકલ્યુ જીવન—મારા મગજમા એમના.જ વિચારો આવ્યા કરતા હતા.

ત્રીજે દિવસે પણ હુ એ જ નદીકિનારે આવેલા બગીચામા ગયો. મારી જિજ્ઞાસા, આતુરતા એટલી બધી વધી ગઈ હતી કે હુ પેલી સ્રીના ભેદ જાણ્યા સિવાય રહી શકુ તેમ ન હતુ. ત્રીજે દિવસે હુ બગીચાની ચારે ય બાજુ આટા મારી ચૂક્યો. નદીકિનારે જોઇ વળ્યો. આજુબાજુના શેરીઓમા રસ્તાઓ ઉપર જોયું. પરતુ પેલા સ્વર્ગ અપ્સરા સમી શ્વેતવસ્ત્ર પરિધારિણી સુદરી ક્યાય નજરે ના પડી.

હું થાકીને એ જ બાકડા ઉપર બેઠો. રખડી રખડી હુ થાક્યો હતો. તાપમા રખડવાથી મારા અગ શિથિલ થઈ ગયા હતાં. વળી સધ્યાકાળની ધીરે ધીરે વહેતી મન્દ પવનની લહરીઓ એટલો આનદ આપતી હતી કે થોડી મિનિટ માટે મને ઊંઘ આવી ગઈ.

જાગીને જોયુ તો દૂરથી આવતા એક યુવાનને મે જોયો. એના કપડા ઘણી જૂની ઢબના હતા છતા એ કપડાં પહેરવા પાછળ ઘણી જ કાળજી રાખી હતી.

લોકો ધીરે ધીરે ઘેર ચાલ્યા ગયા હતા. કેટલાક પ્રેમીઓ આમ તેમ બગીચામા ભમી રહ્યા હતા. હુ મારી નોટબુકમા કાઈક લખવાનો વિચાર કરતો હતો. એટલામાં એક બાવીસેક વરસનો યુવાન મારી તરફ આવતો મે જોયો.

'આપ લેખક છો?' એ યુવાને મને સીધો પ્રશ્ન કર્યો.

'લેખક થવાની અભિલાષા રાખુ છું.' મે જવાબ વાળ્યો.

'તો તો હું કહુ તે કહાણી જરૂર લખશો......'

'પહેલાં કહો તો ખરા કે તમારો કહાણી શી છે?' મે હસીને કહ્યુ.

મારો જવાબ પૂરો થતાં જ એણે કહેવું શરૂ કર્યું:

મન મદિરના દ્વાર જેણે બધ કર્યાં હોય એના અંતરમાં પ્રણયદેવ શી રીતે પ્રવેશે? જેણે સ્નેહ બાંધવા પ્રયત્ન કર્યો એણે સ્નેહ ગુમાવ્યો, જેણે પ્રેમનુ સ્વાતંત્ર્ય છિનવવા કોશિષ કરી એની પાસેથી પ્રેમ દૂર ચાલ્યો ગયો.

એણે બિચારાએ પ્રેમને સમજવા યત્ન ના કર્યો પરિણામે એ રોસાળ પ્રણયદેવ એનાથી હમેશાં રિસાઈ ગયો.

'હા પણ આ પ્રેમ પ્રેમ છે શુ?'

'પ્રેમ સિવાય કહાણી શી રીતે લખશો? તમારું નામ?'

'મારું નામ પટેલ.'

તદ્દન સહેલું છે. મીસ્ટર પટેલ!

મારી કહાણીનું મુખ્ય પાત્ર છે એક સુદરી જેનું નામ છે રોઝ બેકોનેલ. (Rose Baconel) એ કર્નલ બેકોનેલની પત્ની. એ લોકોનુ ઘર છે આ જ કિનારે આ દક્ષિણ દિશામા આગળ જાઓ તો વિશાળ મકાન આવે. વારસામા મળેલું બેકોનેલનું મકાન ઘણુ જ સુદર અને સરસ ગણાય.

કર્નલની પત્ની એક વખતે આ બગીચામાં એના ધણી સાથે ફરવા આવી હતી. હુ યુનિવર્સિટીની હોસ્ટેલ છોડી આ બાજુ સસ્તામા રહેવા મળે એ હિસાબે બગીચાના ધારે આવેલા એક મકાનના એક નાની ઓરડી ભાડે રાખી રહેતો હતો હું તે વખતે સાહિત્યનો વિદ્યાર્થી હતો. મારી ઉમર તે વખતે લગભગ બાવીસ વરસની. એમ. એ. ના છેલ્લા વરસની પરીક્ષા પણ મે આપી હતી અને મને સરસ નોકરી મળવાની પણ આશા ખરી.

ગામડામા રહેલી મારી માતાને નોકરી મળતા અહીં

[અનુસંધાન માટે ૨૦૮ મુ પેજ જુઓ]

હવિંદા પંડિત

# ફુરસદ

ધમાલિયા અમેરિકન જીવનમાં વસવાટ કરે ને ત્યારે ફુરસદની ઝંખના ઝંખતાં લેખિકાનો આ લેખ એમનાં ફુરસદ ઝંખતા મનનો પણ પડઘો નથી પાડતો? માનસશાસ્ત્રના આ સરળ લેખો વધુ ને વધુ લોકપ્રિય થતા જાય છે......

જીવનની ઘટમાળ એવી વિચિત્ર રીતે વિસ્તરેલી હોય છે કે દરેક માનવીને ન ગમતાં અનેક કાર્યો સવારથી સાંજ સુધી યાંત્રિક રીતે કરવાં પડે છે. આથી દરેક વ્યક્તિના મનમાં એક જાતનું ધમસાણ ચાલે છે ને દરેક જણ પોતાના મનમાં નક્કી કરે છે કે આખા દિવસના ચોવીસ કલાકમાંથી આરામ તથા યાંત્રિક રીતે કામ કરવાના કલાકો બાદ કરીને પણ અમુક કલાક કે પળો એવી રાખવી જોઈએ જેમાં કોઈ પણ જાતનું ફરજિયાતપણું ન હોય, તન-મનને થકવી નાખનારી નરી યાંત્રિકતા ન હોય. પણ થાકેલાં તન મનને જે કાર્યોમાંથી પ્રેરણા મળે ને એ બંને તાજાં થાય એવાં કાર્યો કરવાની નવરાશ કાઢવી જોઈએ.

સામાન્ય રીતે દરેક જણ પોતાની વાતચીતમાં નવરાશ કે ફુરસદ શબ્દનો ઉપયોગ વારંવાર કરે છે. પણ આ ફુરસદ શું છે? એની કિંમત શી છે? કેવી રીતે ફુરસદ મળે? એનો ઉપયોગ શેમાં કરવો જોઈએ? એવા અનેક નાના નાના પ્રશ્નોના જવાબ શોધવાની તસ્દી બહુ ઓછા માણસો લે છે, અને છતાં ય રોજના વ્યવહારમાં કેટલીય વ્યક્તિઓ 'ફુરસદે આ કામ હાથમાં લઈશું' એમ વિચારીને ઘણાં અગત્યનાં કામો મૂલતવી રાખતી હોય છે.

લેખકો એમ લખે છે કે જે પળો આપણને સુખી બનાવતી હોય છે એ જ પળો આપણને વધારે દુઃખી પણ બનાવતી હોય છે. ઉપલક દૃષ્ટિએ આ વાત જરાક અસ્પષ્ટ લાગશે પણ જરાક ઊંડો વિચાર કરીએ તો સ્પષ્ટ સમજાશે કે જે કામ દ્વારા આપણને અનહદ આનંદ મળતો હોય, જે કામ દ્વારા માનસિક તાજગી મળતી હોય, રાહત મળતી હોય એ કામ આપણી પસંદગીનું હોય છે, આથી આપણે એમાં મન પરોવીને સારી રીતે પાર પાડીએ છીએ. તેથી આપણી શક્તિઓનો ક્રમિક વિકાસ થાય છે. એનાથી ઊલટું જે કામો આપણને ન ગમતાં હોય એ આપણે કરવાં પડે છે માટે કરીએ છીએ પણ આપણને એમાં રસ ન હોવાને કારણે માથા પરથી ભાર ઉતારવા માટે જ કરતાં હોઈએ છીએ. આથી એમાં આપણું ખાસ ઘડતર નથી થતું.

એરિસ્ટોટલે સૈકાઓ પહેલાં કહ્યું છે કે ફુરસદની ભૂખ માનવીમાં એટલી તીવ્ર હોય છે કે સતત મહેનત દ્વારા પણ એ એને મેળવવા મથે છે. આ હકીકત આજે પણ એટલી જ સાચી છે ને? કામના બોજામાંથી છૂટવા માટે ઉતાવળ કરીને ફુરસદની થોડી પળો શાંતિથી પોતાના શોખો પાછળ પસાર કરવાની ઝંખના કરતાં માનવીઓનો આજના જમાનામાં ક્યાંય તોટો નથી, પણ મળેલી ફુરસદનો ક્યાં ને કેવી રીતે ઉપયોગ કરવો એ એક વિચારવાની વસ્તુ છે. અતિશય ઉદ્યમી માણસો ફુરસદનો ઉપયોગ જેટલી ક્રિયાત્મક રીતે કરે છે એટલો નવરા માણસો નથી કરી શકતા એ દીવા જેવી સ્પષ્ટ હકીકત છે. ઇંગ્લાંડના વડાપ્રધાન ચર્ચીલ કામથી કંટાળીને આરામ કરવા ફ્રાન્સ ગયા તો ત્યાં પથારીમાં પડ્યા રહેવાને બદલે કુદરતી સૌંદર્યનાં સુંદર ચિત્રો ચીતરીને માનસિક તાજગી મેળવી. આ પણ ફુરસદનો ઉપયોગ છે ને?

જ્યારે મેક્સીમ ગોર્કી અમેરિકા આવ્યો ત્યારે કેટલાક મિત્રો એને ન્યૂ યોર્કમાં આવેલા 'કોની' ટાપુ (Coney island)—આપણા જુહુ કે વર્સોવા જેવી ફરવાની જગ્યા - પર લઈ ગયા. એમના મનમાં એમ કે ગોર્કીને આ મેળામાં, જ્યાં હજારો બાળકો, સ્ત્રીઓ ને વૃદ્ધો મઝા કરવા આવે છે, ત્યાં જરૂર ગંમત પડશે. ગોર્કીએ આખા મેળામાં સવારથી સાંજ ગાળી ને ચકડોળોમાં, થિયેટરોમાં ને એરોપ્લેનોમાં ઊડીને આનંદ માણતાં લાખો માનવવૃંદોને નિહાળ્યાં. દિવસને અંતે જ્યારે એના મિત્રોએ પૂછ્યું કે, 'કેમ મઝા પડી કે નહીં?' ત્યારે એક પળ ચૂપ રહીને ગોર્કી બોલ્યો: 'તમારાં

લોકોના જીવન કેવા ઉદાસ છે !' આ જવાબ ખરેખર માનવસ્વભાવના અભ્યાસી ને વિશ્લેષક પાસેથી જ મળી શકે એવો સચોટ હતો ગોર્કીને એમ લાગ્યુ કે આખા અઠવાડિયાના સતત કામની ધૂસરીમાથી છૂટેલા —અસંતોષિના આત્માના આ બધા સૂચક હતા ને 'કોની' ટાપુ આથી જ આનદપ્રાપ્તિની જગ્યા નહી, પણ લાખો-કરોડો બિમાર માનવીઓના આત્માના ગાડ પણનો પડઘો પાડનારુ સ્થળ ગણવુ જોઈએ

ઉપરના દાખલાનુ વિરોધી ગણી શકાય એવુ બીજુ દૃષ્ટાત ઓવરસ્ટ્રીટે 'A guide to civilized Leisure' મા નોધ્યુ છે લેખક વર્ણવે છે કે એણે એક દિવસ એક યુવાનને ખૂબ જ ચીવટપૂર્વક છબીઓ પાડતો જોયો છબીઓ પાડી રહ્યા પછી જ્યારે ફિલ્મનુ ગૂચળુ રસાયણોના ડબ્બામા ધોવાતુ હતુ ત્યારે એના મો પર અધીરાઈના ભાવ તરવરતા હતા જાણે કોઈ જાદુગરના ખેલ જોવામા મશગુલ ન હોય એવી એકા ગ્રતા એનામા હતી પણ આ અધીરાઈ ને તલ્લીનતા પાછળ એક જાતની શાતિ હતી એનુ કામ પત્યુ એટલે એણે પરિણામ જોયા ને એના મો પર સતોષની આછી રેખાઓ ચમકી ઊઠી એની અધીરાઈ હેતુ પૂર્વક હતી, તદુરસ્ત હતી ને એમાથી એને આત્મ સુખ મળ્યુ આથી એણે પોતાની ફુરસદનો ઉપયોગ બરાબર કર્યો એમ કહી શકાય ને પહેલા દૃષ્ટાતમાં રાત્રે થાકીને ઘેર જતી માનવમેદની આખા દિવસના કૃત્રિમ આનદ બાદ મેળવેલી મૂડી વિષે વિચાર કરતી હશે, ત્યારે કાઈ સતોષ અનુભવતી હશે કે કેમ એ શકાસ્પદ પ્રશ્ન છે

માનવીના મનને હમેશા, દરેક પળે કાઇક કામ જોઈએ છે 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવતમા કેટલુ બધુ માનસશાસ્ત્રીય સત્ય છુપાયેલુ છે? વળી માનવ કામથી કટાળે ત્યારે એને થોડી પળો નિરાતની પણ જોઈએ છે એવુ કહેવાય છે કે માણસનુ શરીર અતિશય થાકી જાય ત્યારે મન, જીવન આવુ કપરુ કેમ હશે એનો, વિચાર કરવા બેસી જાય છે આથી ફુરસદ પણ એક મેળવવા જેવી તક છે નવરાશ મળતા જ માનવી જો એક ખૂણે શાત બેસીને પોતાની શક્તિઓની આપણી કે સિદ્ધિઓનુ સરવૈયુ કાઢે તો ફુરસદનો સદુપયોગ કરવા માટે એને ઘણી પ્રેરણા મળે ઘણીવાર ફુરસદ એ એક જ વસ્તુ માનવીના જીવનને વધુ સમૃદ્ધ બનાવવામા, જિદગી પ્રત્યેના વલણોને નક્કી કરવામા અને કલ્પનાને આકાર આપવામા મોટો ભાગ ભજવી જાય છે જીવનની યાત્રિકતાથી કે ધમાલમાથી શાતિની પળો ખૂચવી લઈને મનન કરનાર ને અગ ત્યના નિર્ણયો લેનાર વિભૂતિમા ગાધીજીની ગણના કરી શકાય કામ આવી પડે ત્યારે ગધેડાના માફક વૈતરુ કરનાર ગાધીજી ફુરસદને વખતે સાવ નાની પ્રવૃત્તિમાથી કેટલો આનદ લૂટી શકતા એની ઢગના બધ વિગતો મહાદેવભાઈની ડાયરીઓમા જડી આવે છે સામાન્ય રીતે જો આપણા બધા નેતાઓને અગ્રેજ સરકારના મહેમાન બનાવીને જેલ-જીવન દરમ્યાન પૂરતુ વાચવા વિચારવાની તકો ન મળી હોત તો હિદનો ઇતિહાસ જુદો જ લખાયો હોત નેહરુ પણ આજે છે એના કરતા કાઇક જુદા હોત દુનિયાને એમની આત્મકથાનો કે બીજા સમૃદ્ધ પુસ્તકોનો લાભ ન મળ્યો હોત

આ તો થઈ મોટા નેતાઓની વાતો, પણ સાધારણ કક્ષાના માનવીઓ પોતાને મળતી ફુરસદનો ઉપયોગ પોતાના શોખ પૂરા પાડવામા કરે છે બાગબગીચામા રસ લેનારા લોકો નવા નવા છોડ રોપવામા, એમની દરકાર લેવામા, સગીત શોખીનો રાગો શીખવામાં કે વાજીત્ર વગાડવામા, રખડવાના શોખીનો પહાડોની કદરાઓમા રખડવામા, વાચનના શોખીનો આમતેમ ગમે ત્યાથી વાચવા માટે વખત શોધવા ફાફા મારીને પણ પોતાના શોખો પોતપોતાની રીતે પોષે છે આવા લોકો પણ પોતાના જીવનના બગીચામા કાઇક એવા તત્ત્વોની રોપણી કરે છે કે જેથી એમનુ જીવન સભર બને છે માત્ર ફુરસદનો ઉપયોગ કઈ જાતના શોખો પાછળ કરવામા આવે છે એ ઘણી જ અગત્યની વસ્તુ છે

ઉપરના દૃષ્ટિબિદુઓ વિષે વિચારીએ ત્યારે બીજી એક વસ્તુ પણ સમજાય છે કે માનવી સામાજિક પ્રાણી છે, આથી એનુ જીવન પોતાના પૂરતુ મર્યાદિત ન બની જાય એ પણ જોવાનુ છે લગભગ સૌની જાણમા



હશે કે માનવી ગમે તેવું નાનું કામ કરે છે પણ એના બદલામાં એને પ્રશંસાની અપેક્ષા હોય છે. એના સુખદુઃખમાં એને ભાગીદાર તો જોઈએ જ છે. અને આથી જ મિત્રો–સગાં–સંબંધીઓનું પણ માનવીના જીવનમાં અનેરું સ્થાન છે. કદાચ એમ કહીએ કે માનવી પોતાની શક્તિઓને પારખે એ માટે પણ સમાજની એને જરૂર છે. એની શક્તિઓની કદર થાય એટલે એની મહેનત ફળી અને એણે ખર્ચેલો વખત નકામો ન ગયો એ જાતનો વિશ્વાસ એનામાં જન્મે છે અને આ વિશ્વાસ જ એના જીવનને ભર્યુંભર્યું ને સફળ બનાવવા માટે પૂરતો છે.

સાથે સાથે આપણને મળતી ફુરસદનો ઉપયોગ કરવા માટે સુંદર–સશક્ત શરીરની પણ ખાસ જરૂર છે. ઘણા ય માણસો સતત એકધારા કામના પ્રવાહથી એટલા થાકી જાય છે કે કામની ફેરબદલીથી પણ એમના મનને રાહત નથી મળતી. આવી વ્યક્તિએ શરીરને કસવા પ્રયત્ન કરવો જોઈએ. બીજી બાજુ કેટલીક એવી વ્યક્તિઓ પણ હોય છે કે જેમને આખો દિવસ ફુરસદ હોય છે પણ શું કરવું એની સૂઝ ન હોવાને કારણે પાડોશમાં ગપ્પાં મારવામાં કે નીંદાકુથલી કરવામાં વખત બગાડવો પાલવે છે. આવી વ્યક્તિઓના હાથમાં કશું ય આવતું નથી પણ એમને મળતા વખતનો સદુપયોગ (!) કરવાની એમને ટેવ હોય છે.

ઉપર વર્ણવેલી વ્યક્તિઓ શારીરિક ને માનસિક નિષ્ક્રિયતાનો ભોગ બનેલી હોય છે. આથી એમનાં તન–મન કટાઈ ગયાં હોય છે. પુરુષાર્થ દ્વારા મહત્ત્વાકાંક્ષા સિદ્ધ કરવાની વૃત્તિ મરી ગઈ હોય છે. પરિણામે એ લોકો નિંદા કરીને જ સંતોષ મેળવે છે. ઘરનાં હીંચકા, પાટ કે ખાટલા પર પડ્યાં પડ્યાં, પોતાના શરીરની કલ્પી લીધેલી નાદુરસ્તી દૂર કરવાને માટે નોકર–ચાકર રસોઈયા ને આયાઓને પોતાની તહેનાતમાં ખડે પગે ઊભાં રાખે છે. 'આ દુઃખે છે ને પેલું દુખે છે'માંથી એમને ફુરસદ નથી મળતી ને દવાની બાટલીઓ શોભારૂપે ટેબલ પર મૂકી રાખવામાં એમને એમના મોભાનું ગૌરવ દેખાય છે. આવી વ્યક્તિઓ પોતાના વખતનું તો ખૂન કરે છે પણ બીજા લોકોને પણ પોતાના રોગોનું વર્ણન સાંભળવાની ફરજ પાડીને એમના વખતનો સદુપયોગ કરતાં રોકે છે ને સમાજની પ્રવૃત્તિ ને પ્રગતિ જોખમાય છે.

આવી માનસિક સ્થિતિ ધરાવતી પ્રત્યેક વ્યક્તિએ એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે શરીર પાસે લેવાય તેટલું કામ લેવું ને એની વધારે પડતી દરકાર ન કરવામાં આવે તો જ એ સીધું થશે. શરીરને ધ્યેય બનાવીએ તો કશું જ સિદ્ધ ન થાય પણ એને સાધન બનાવીએ તો એની પાસેથી ઘણું કઢાવી શકાય. વળી કામમાં મન પરોવાયેલું રહે તો એ બીજી દિશામાં વિચારતું નથી. આથી માનવીને મળતી દરેક પળનો જોખીજોખીને ઉપયોગ કરવામાં આવે તો ઘણું કામ થઈ શકે.

મનની તાજગી માટે પોતાને મળતી ફુરસદનો ઉપયોગ જો જાસૂસી નવલકથાઓ વાંચવામાં, જુગાર રમવામાં ને ખૂનામરકી કે ધમાચકડીવાળાં ચલચિત્રો જોવાને બદલે કલાક કે બે કલાક ખુલ્લા આકાશ નીચે ફરવામાં ગાળવામાં આવે તો કુદરત સાથેની તાદાત્મ્યતામાંથી ઘણું મેળવી શકાય. એક વખતે સોક્રેટીસ એથેન્સ શહેરના કોટની બહાર ફરવા નીકળ્યો. આ બાજુ તે પહેલાં કોઈ વખત ગયો નહોતો ને એથેન્સ શહેર પણ કદી છોડ્યું નહોતું. એ ફક્ત એક ઝાડ નીચે ઊભો રહ્યો ને કુદરતી સૌંદર્ય જોઈને મુગ્ધ બન્યો. એને થયું કે આવા નિર્મળ સૌંદર્યમાં નાહીને એનો આત્મા નિષ્કલંક ને પ્રફુલ્લિત બને છે. આપણે આપણા શરીરના બહારના દેખાવને કેટલું બધું મહત્ત્વ આપીએ છીએ! પણ આત્માની સુંદરતા માટે ક્યારે ય પ્રયત્ન કરીએ છીએ ખરા?

કેટલાક માનવીઓને મિત્રોના સમૂહમાં કે ઘોંઘાટભર્યા વાતાવરણમાં માનસિક શાંતિ નથી મળતી. એમને ફુરસદની ક્ષણો એકાંતમાં ગાળવી ગમે છે. આથી જ ઘણા માણસો શહેરના ધમાલિયા વાતાવરણથી કંટાળીને શાંતિથી જીવવા માટે ગામડાનાં રહેવા જતા રહે છે. જેમનાથી આ વસ્તુ શક્ય નથી બનતી એ લોકો વર્ષમાં એકાદ બે મહિના કોઈ હવા ખાવાના સ્થળે નિરાંતે જઈને રહે છે, સારા સારા લેખકોનાં મનન

કરવા યોગ્ય પુસ્તકો વાંચે છે ને સાંજ પડ્યે ખુલ્લી હવામાં ફરવા જઈને શારીરિક ને માનસિક સ્ફૂર્તિ મેળવે છે. પણ આ 'બધું' જેમના પર લક્ષ્મીની મહેરબાની હોય એમનાથી જ શક્ય બને છે. સામાન્ય માનવી પણ ફુરસદનો ઉપયોગ ઓછા ખર્ચાળ હોય એવા નાના નાના શોખો પાછળ કરીને કાંઈ રચનાત્મક કાર્ય જરૂર કરી શકે. સંગીત, ચિત્રકળા, ફોટોગ્રાફી, વાચન–લેખન, સ્ત્રીઓ માટે ભરત–ગૂંથણ, શીવણ, નવી નવી વાનગીઓ શીખવામાં અને ઘરશણગાર કે બાગબગીચામાં કામ કરવાનું શક્ય બની શકે. મુખ્ય મુદ્દો એ છે કે રચનાત્મક પ્રવૃત્તિમાંથી સર્જનનો આનંદ ધારીએ તો જરૂર મેળવી શકાય.

ઘણી વ્યક્તિઓનો સ્વભાવ ખૂબ ધમાલીયો હોય છે. આ વ્યક્તિઓ પોતે શાંત રહી શકતી નથી ને બીજાને જંપવા દેતી નથી. આવા લોકોને એકાંત નથી ગમતું. આથી દસ–પાંચના ટોળામાં ભેગાં થઈને વાતો કે ચર્ચાઓ કરવી ગમે છે જો દેશ–વિદેશની વાતો દ્વારા જ્ઞાનપૂર્વકની ચર્ચાઓ થતી હોય તો કશું ખોટું નથી. દરેક દેશની સામાજિક, ધાર્મિક, આર્થિક, સાહિત્યિક ને રાજકીય વાતોમાંથી ઘણું જ્ઞાન પ્રાપ્ત કરી શકાય. આવી ચર્ચાઓમાં ભાગ લેવા માટે જ્ઞાન, ઉદાર મન ને ઊંડી સમજશક્તિની જરૂર હોય છે. વાત કરવાની પણ કલા હોય છે. સાથે સાથે એકલી જીભ ચલાવ્યા કરતાં સાંભળવાની કળાનો પણ બધામાં વિકાસ થયો હોય તો ચર્ચાસમૂહોમાંથી પણ જ્ઞાન સાથે ગંમત મળ્યાનો સંતોષ માણી શકાય ને ફુરસદનો રચનાત્મક ઉપયોગ કરી શકાય.

જેમ જેમ સંસ્કૃતિનો વિકાસ થતો જાય છે તેમ દુનિયાના પ્રશ્નો અને સંસ્કૃતિ એક ચોક્કસ દિશામાં આગળ વધતાં જાય છે. સંસ્કૃતિની પરિપકવતા સાથે એ સંસ્કૃતિમાં વસતાં માનવીઓના રસો પણ વિશાળ ને ઊંડા બનતા જાય છે, કારણ કે પરિપકવ સંસ્કૃતિ પાછળ પોતાનો ગણી શકાય એવો જૂનો ઇતિહાસ પડ્યો હોય છે, અનુભવો પડેલા હોય છે, આદર્શો નક્કી થયેલા હોય છે ને જીવનનાં મૂલ્યોની સાથે સાથે પ્રગતિની ચોક્કસ કેડી સ્પષ્ટ થયેલી હોય છે, જ્યારે નવી ઊભી કરેલી સંસ્કૃતિમાં આ બધી જ વસ્તુની ખામીઓ હોય છે. એક અંગ્રેજ પ્રવાસીએ અમેરિકા વિષે એક રમૂજી અનુભવ એક ઠેકાણે ટાંક્યો છે. અમેરિકામાં એ જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં એની આજુ બાજુ થતી વાતચીતમાં એને ડૉલર ને સેંટ એ બે મુખ્ય શબ્દો જ કાને પડતા. ક્યાંક ક્યાંક ડૉલર–સેંટને લીધે થયેલી તકરાર પણ સાંભળવા મળતી. એને નવાઈ લાગી કે આ અમેરિકન લોકો ડૉલર કે સેંટ સિવાય બીજી કશી વસ્તુ વિષે વિચાર જ નહી કરતા હોય! એણે કેટલાક લોકોને પોતાનો અનુભવ કહ્યો. અમેરિકન લોકોએ પોતાનો બચાવ કરવા ખાતર એમ જવાબ વાળ્યો કે પૈસા વગર જીવાય જ કેમ?

અંગ્રેજ પ્રવાસીને એમ લાગ્યું કે આ લોકો એવા બહાના તળે પોતાની સંસ્કૃતિનું કુલક્ષણ ઢાંકવાનો પ્રયત્ન કરે છે. જે સંસ્કૃતિ પોતાના લોકોના જીવનને ડૉલર–સેંટની દિવાલોમાં બાંધવાનો પ્રયત્ન કરે એ સંસ્કૃતિને પરિપકવ થતાં હજુ ઘણા સૈકાઓ વીતશે.

આમ જુદા જુદા સંસ્કારવાળા માનવીઓ પોતપોતાની રીતે ફુરસદનો ઉપયોગ જુદી જુદી રીતે કરે છે એ આપણે જોયું. જેમ માણસના શોખો સંસ્કારી એમ એની ફુરસદનો ઉપયોગ એના હાથનો વસ્તુ બને. વળી 'વખત ને ભરતી' કોઈને માટે રાહ જોતા નથી એ પણ સમયનો સદુપયોગ કરવા ઇચ્છનારે ખાસ ધ્યાનમાં રાખવુ જોઈએ. ઓવરસ્ટ્રીટે એના પુસ્તકમાં લખ્યું છે કે વખત મારા જેવો છે, હાથ અડકે એટલે ખસવા માંડે. વર્તમાન પણ થોડી જ પળોમાં ભૂતકાળ બની જાય છે. આથી આવા ઝડપી જમાનામાં ફુરસદની જે પળો મળે તેને ઝડપી લેવા માટે દરેક વ્યક્તિએ તૈયાર રહેવું જોઈએ. અને એનો બરાબર કસ કાઢવો જોઈએ. જીવનનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. કયા ક્ષેત્રમાં કયા બીજની વાવણી કરવી એનો નિર્ણય દરેક વ્યક્તિએ ઊંડા વિચારને અંતે કરીને એ રસ્તે ગતિશીલ બનવું જોઈએ. તો જ 'સમય તું ધીરે ધીરે બીત' ગાવાનો વખત નહીં આવે.







**સૌંદર્યદર્શન**

તસ્વીરકાર રજનીકાન્ત પટેલ ( પાના)

ચુનીલાલ મડિયા

# આરસીની ભીતરમાં

એક નારીના વિસરાઈ ગયેલા ભૂતકાળને કેવો સમયસર હાજરાહજૂર કરીને એની ફરજનું, એના હૃદયના સાચા ભાવોનું અને એના અંતરતમ અંતરનું ખુલ્લું દર્શન કરાવી દે છે ! અને તે પણ એને સાન ભૂલાવીને અભિસાર કરાવતી નિર્જીવ આરસી...

વિશાખાએ આખો વોર્ડરોબ વીંખી નાખ્યો. એકેકથી ચડિયાતાં અંબર ઉથલાવી જોયાં પણ એમાંથી એકેય એના મનમાં ન બેઠું. રંગે રંગનાંગવન તપાસી જોયાં પણ એક પણ રંગ એના દિલમાં ગોઠ્યો નહિ. ઢાકાથી માંડીને મદુરા સુધીની મોંઘીદાટ સાડીઓ ફેંદી નાખી પણ આજે એકેયમાં એનું મન મોહ્યું નહિ. જ્યોર્જેટ જોઈ કાઢ્યું પણ જચ્યું નહિ. બનારસી શેલાં તો સળ ઉકેલી ઉકેલીને પાછાં સંકેલી લેવા પડ્યાં.

આખરે એક પટોળું પહેર્યું અને પૂર્ણ કદના આયના સામે ઊભીને જોયું તો અણગમો ઉપજ્યો તેથી પાછું ઉતાર્યું.

અને ભીંત પરના ‘કકુ કલોક'માંથી કોકિલના ૭ કુહુકુહુરવ સંભળાયા.

અરે ! અવનીશના આવવાને હવે એ જ કલાકની વાર ! આઠ વાગે તો ભવ્ય બૂફે ડીનરનો સમારંભ યોજાયો છે ! અને ભોજન પતાવ્યા પછી બન્નેએ છેલ્લા શોમાં પિકચરમાં જવાનો પ્રોગ્રામ ગોઠવી રાખ્યો છે !

એ જ કલાકમાં વસ્ત્ર પરિધાન અને અંગપ્રસાધન નહિ પતે તો મોડું થશે એવા ભયથી વિશાખાએ જરા ચોંપ રાખીને ફરી વાર વોર્ડરોબ ફેંદવા માંડ્યો. હસ્તિનીનો કળશ તો આખરે અંબર ઉપર જ ઢોળાયો, પણ એનો રંગ કયો પસંદ કરવો એ અંગે વળી પાછી વિમાસણ ઊભી થઈ. અવનીશ આજે શું પહેરીને આવશે ? લોન્જ સૂટ તો !...પણ ના, સાંજને વખતે એ સૂટને બદલે ઘણી વાર ‘કોમ્બીનેશન' પસંદ કરે છે. કેવા રંગનો કોટ હશે ? ફોન ઉપર અગાઉથી પૂછી રાખ્યું હોત તો ! ..એમાં પૂછવાનું શું વળી ? સાંજને સમયે એ શાર્ક સ્કીન જ પહેરવાનો. તો પછી હું પણ ખૂલતાં રંગ જ પસંદ કરું. પીરોજી ? ના, ના, અવનીશને એ રંગ દીઠો નથી ગમતો. તપખીરી ? પણ એ રંગ સાથે મેચ થાય એવી ‘કૈઝર' તો બે દિવસથી ગરાજમાં ગઈ છે. આજે તો કેડિલેકમાં જ જવું પડે એમ છે.

અવનીશનો પહેરવેશ અને ગાડીના રંગનો વિચાર કરીને આખરે વિશાખાએ વરિયાળી રંગની સાડી અને એને મળતું બ્લાઉઝ બહાર કાઢ્યાં, છતાં આજે એને આ રંગોથી પૂરેપૂરો સંતોષ ન થયો. સાચી વાત તો એ હતી કે અવનીશના સૂટ કે ગાડીના રંગ કરતાં ય વિશાખાના સુકુમાર હૃદયમાં નૂતન પ્રેમની ઉષા જે રંગો રેલાવી ગઈ હતી એ રંગ સાથે આ અસંખ્ય વસ્ત્રોમાંનો એક પણ રંગ સમવેત સાધી શકે એમ નહોતો.

ઘડિયાળમાં સાડા છનો ટકોરો પડ્યો, કોકિલનો એક ટહૌકાર સંભળાયો.

વિશાખાએ ઝટપટ આયના સામે આવીને અંગપ્રસાધન કરવા માંડ્યું. વાળમાં કાંસકો ફેરવતાં જ મનમાં પ્રશ્ન ઊઠ્યો : અવનીશને કઈ સ્ટાઈલનું કેશગૂંફન ગમશે ? અલકલટ કે અંબોડો ? એક જ સેર કે ચોસર ચોટલો ? રીતસર સેંથી પાડું કે પછી છૂટા વાળમાં બ્લાઉઝના રંગની બો બાંધી દઉં. ના, ના, તો તો પછી વેણીને માટે અવકાશ જ ક્યાંથી રહે ! આજ બપોરથી બટમોગરાની વેણી તૈયાર કરી રહી છું એ સાવ નકામી જ જાય ને ! મોગરો એ અવનીશનું માનીતું ફૂલ છે એ વિશાખા જાણતી હતી. સ્નો, ક્રીમ અને પફ–પાઉડરમાં બીજો અરધો કલાક વીતી ગયો. ભીંત પર પ્રતિષ્ઠિત થયેલા કાળભગવાન થોડા કોઈની રાહ જોવા થોભે એમ હતા ? એમણે તો સમપ્રીત ભાવે સાત કોકિલ–ટહૌકા સંભળાવ્યા. પણ સાચો કોકિલ વિશાખાના હૃદયમાં ટહૂકતો હતો. અવનીશના અભિસાર માટે ઉત્સુક થઈ રહેલું એનું





હૃદય થનગન થનગન નાચતું હતું, પુષ્પધન્વાએ નવ-જાત પ્રણયની અદૃશ્ય અંગુલિ વડે આ અભિસારિકાના જીવનબીનને ઝંકારી મૂક્યું હતું. એની સૂરાવટ અશ્રુત છતાં મનહર ને મનભર લાગતી હતી. અને એ મનભર સૂરાવટથી મત્ત બનીને તો એ શણગાર સજી રહી હતી.

આદતને જોરે જ વિશાખાએ ડ્રેસિંગ ટેબલની બાજુમાં પડેલું રેડિયોગ્રામ ચાલુ કર્યું. એની ઇચ્છા તો પોતાના મસ્તીભર્યા મનોભાવને અનુકૂળ કોઈક સરસ મજાનું સંગીત સાંભળવાની હતી, પણ કમનસીબે અત્યારે કોઈક પ્રધાનજી સંયમ અને સદાચાર વિશે શિખામણ આપી રહ્યા હતા. અને બધાં જ પ્રાદેશિક સ્ટેશનો એ કાર્યક્રમ 'રીલે' કરી રહ્યાં હતાં. સુમધુર કંઠને બદલે કોઈ ભાષણિયા નેતાનો ખોખરો સાદ સાંભળીને વિશાખા નિરાશ થઈ. એણે આરસી સામેની ફ્લડ લાઈટની ચાંપ દાબી અને આંખો આંજવા માંડી. વિશાખા માનતી હતી કે અવનીશ મારી નીલી અણીઆળી આંખ પર મોહ્યો છે. ખાનગીમાં અવનીશે એકાદબે વાર આવો એકરાર પણ કરેલો. એકલો અવનીશ શા માટે? અનેક યુવાનો આ મૃગાક્ષીની આંખનાં અંજન વડે અંજાઈ ગયેલા. પણ અવનીશની સૌંદર્યદૃષ્ટિ બીજાઓ કરતાં વધારે સૂક્ષ્મ હતી, એ યુવાન તો, પોતાની પ્રેયસીની આંખ કરતાંય એની પાંપણ પર વધારે પ્રસન્ન હતો. પોતે અમેરિકામાં હતો અને એમ. આઈ. ટી માં ભણતો ત્યારે વિશાખાને અનેક પત્રોમાં લખી ચૂક્યો હતો કે હોલિવૂડની એક પણ નટીની પાપણના વાળ તારા જેટલા ફુમાશદાર નથી. તેથી જ તો, પાંપણના પલકારા પર વારી ગયેલા અવનીશે એ પાંપણના મહામૂલા વાળનું જતન કરવા, હજારો માઈલ દૂરથી મહામૂલો બ્રશ મોકલેલો ને! કોસ્મેટિકસની પેટીમાંથી એ અતિ નાજુક કાંસકી કાઢતાં વિશાખાના મનમાં કેટકેટલાં સુખદ સંભારણાં સળવળી ઊઠ્યાં!...

બેંતાળીસની 'હિંદ છોડો' લડતનો દાવાનળ સળગતો હતો. જ્વાળામુખીના શિખર પર બેસીને જીવવા જેવો એ અનુભવ હતો. અનેક ઝિંદાદિલ યુવક–યુવતીઓ સાથે વિશાખાએ પણ એ લડતમાં સક્રિયપણે ઝંપલાવેલું. સમય જતાં એ ઝંઝાવાત શાંત પડ્યો, દેશનો મામલો પણ અમુકાંશે થાળે પડ્યો. પણ એ પ્રચંડ ઝંઝાવાતમાં ઊખડી ગયેલાં અનેક જીવનવૃક્ષોની જેમ વિશાખાનું જીવન પણ થાળે ન પડી શક્યું. લડત દરમિયાન વિશાખાએ કૉલેજ તો હંમેશને માટે છોડી જ દીધેલી; પણ રફતેરફતે માબાપને પુત્રીના લગ્નની આશા પણ છોડી દેવી પડી. એનું કારણ તો કોઈને પૂરું સમજાયું નહિ. ખુદ વિશાખા પણ એનું કારણ કદાચ પૂરેપૂરું કે સભાનપણે નહોતી જાણતી. પણ જીવનરસથી છલબછલ એની આંખોમાં એક પ્રકારની નિગૂઢ શૂન્યતા આવી ગયેલી એ ઉપરથી તો સહુ કોઈ કહી શકતાં હતાં કે વિશાખાના જીવનમાં ભયંકર નિર્વેદ છવાઈ ગયો છે. એના પિતા નીતમલાલે પુત્રીના આ નિર્વેદનું નિદાન કરવા–કરાવવાના ઘણા પ્રયત્નો કરી જોયેલા, પણ એમાં એમને એકધારી નિષ્ફળતા જ સાંપડેલી.

એવામાં વિશાખાના જીવનમાં અવનીશે પ્રવેશ કર્યો. એ વરસથી એ મિશિગનમાં ટેક્સ્ટાઈલ એન્જીનિયરીંગનું ભણતો અને રજાઓમાં દેશમાં આવેલો. અવનીશને ન્યાય કરવા ખાતર કહેવું જોઈએ કે એનું અસાધારણ વાક્ચાતુર્ય કોઈ પણ યુવતી પર મોહિની છાંટવાને સમર્થ હતું. એ મોહિનીમાં વિશાખા સપડાઈ એ તો કેવળ અકસ્માત જ. અવનીશનું ચાપલ્ય અને ચાંચલ્ય, છટા તેમજ અદા, બધું અનન્ય–અસાધારણ હતું. સર્વોત્તમ વસ્ત્રપરિધાનની વિશ્વસ્પર્ધા યોજાય તો અવનીશ ઍન્થની ઈડન કે ટી. એસ. એલિયટ કરતાં ઓછો ઊતરે એમ નહોતો. બે વરસના વિદેશ–વસવાટ દરમિયાન પોતે ગુજરાતી ભાષા ભૂલી ગયો હોવા બદલ એ ગર્વ અનુભવતો. કહેવું પડે કે અંગ્રેજી ભાષા ઉપર અવનીશે અજબ પ્રભુત્વ પ્રાપ્ત કરેલું. એના અંગ્રેજી ઉચ્ચારો પર ઑક્સફર્ડ કે

*



કેમ્બ્રિજની નહિ પણ અમેરિકન અસર હતી. અવનીશ જ્યારે સાદ્યન્ત 'સ્લેંગ' શબ્દાવલિમાં વાતચીત કરે ત્યારે ખુદ અંગ્રેજ લોકોને પણ એ સમજવી અઘરી થઈ પડે.

ધીમે ધીમે વિશાખા આ બધાં તત્ત્વોથી પ્રભાવિત થવા લાગી. એના વેરાન હૃદયમાં જીવનરસની નવી સરવાણીઓ ફૂટવા માંડી. અને જોતજોતામાં તો એનું ખાલી પડેલું હૃદયપાત્ર છલબછલ થઈ ગયું. અકાળે મૂરઝાવા માંડેલી વિશાખાની જીવનવેલને અવનીશનું અવલંબન મળતાં ફરી પાછી એ અંકુરિત થઈ ઊઠી અને એના ઉપર પ્રણયપ્રસૂન ખીલવા લાગ્યું.

પુત્રીનું આ સુભગ પરિવર્તન જોઈને માતાપિતા ખરેખર પ્રસન્ન થયાં. આમેય નૌતમલાલની નજરમાં અવનીશ તો ક્યારનો ભાવિ જમાઈ તરીકે વસી ગયો હતો. માત્ર, એમનાં પત્ની વિદ્યાબહેનને અવનીશનો વધારે પડતો બોલકણો સ્વભાવ પસંદ નહોતો. એમનું જરા જુનવાણી પણ વ્યવહારદક્ષ માનસ પતિ તરીકે વાચાળ વક્તા પસંદ કરવાને બદલે શાંત શ્રોતા તરફ વધારે ઢળતું હતું. એમના પોતાના દામ્પત્યમાં પણ નૌતમલાલની કામગીરી કેવળ વિદ્યાબહેનનાં અસ્ખલિત વાગ્બાણો મૂગામૂગા ખમી ખાનાર શાંત શ્રોતા તરીકેની જ હતી, છતાં, વરસોથી 'મારે તો પરણવું જ નથી' નો નનૈયો ભણ્યા કરનાર પુત્રી આખરે અવનીશ પ્રત્યે પીગળી છે એ જાણીને માતાનું હૃદય તો પ્રસન્ન જ થયું અને શુભ દિવસ જોઈને પુત્રીનું વાગ્દાન જાહેર કરી દીધું.

બાકી રહેલો એક વરસનો અભ્યાસ પૂરો કરવા અવનીશ અમેરિકા ગયો. એ અનિવાર્ય વિયોગ પણ વિશાખા માટે તો ઉપકારક નીવડ્યો. એની એકાકિની જીવનવેલ પર ગાંઠ કરીને પાંગરેલું પ્રણયપ્રસૂન આ વિયોગકાળનાં સંવનનવારિ વડે સિંચાઈ સિંચાઈને પ્રફુલ્લદલ પુષ્પ બની ગયું.

અને હવે આવતે મહિને તો વિશાખાનાં લગ્ન થવાનાં હતાં!

*

પાંપણના વાળ ઓળીને કાંસકી પાછી મૂકીને પેટી બીડતાં બીડતાં તો વિશાખાએ સંવનનકાળની કેટકેટલી મધુર સ્મૃતિઓને સ્મરણપટની પેટીમાં જતનપૂર્વક બીડી દીધી!

ઘડિયાળમાં સાડાસાતનો ટકોરો પડ્યો. ફરી કોકિલ ટહૂકી ઊઠ્યો અને વિશાખાના હૃદયમાં કલશોર મચી રહ્યો. પોતે સોળે શણગાર સજીને તૈયાર થઈ ગઈ હતી. છતાં હજી પ્રિયમિલન આડે અરધો કલાક ઊભો હતો. હજી ત્રીસ મિનિટનો અંતરાય હતો—જાણે ત્રીસત્રીસ યુગ સુધી હજી રાહ જોવાની ન હોય!

આરસી પર બત્તીનો ધોધમાર પ્રકાશ નાખીને વિશાખા પોતાની પ્રતિચ્છાયા નીરખી રહી. પહેલવહેલી એની નજર કપાળ પર લહેરાતી અલકલટ પર ઠરી. પછી સ્નેહસ્નિગ્ધ સોહામણી આંખોમાં આંખ પરોવીને એ પોતાની જ સાથે નેત્રપલ્લવી રચી રહી. આંખમાંથી ઊભરાતું સ્મિત ગાલ ઉપર રેલાઈને બંને બાજુએ ખંજન રચતું હતું. હસુંહસું થતાં ઓઠ મહામહેનતે બીડી રાખીને હડપચી પરથી દૃષ્ટિ હેઠી ઉતારી. ઘેરે રાગે ઘૂઘવતા પારેવાની ફૂલેલી ડોક સમી માંસલ ગરદન પરથી સરતીસરતી એ નજર સીધી ઉરપ્રદેશ પર આવી ઊભી. પોતાના શયનગૃહના એકાંતમાં પણ વિશાખાએ સહેજ શરમાઈ જઈને ઉરપ્રદેશ પર અંબરનો છેડો ઓરો ખેંચ્યો. સિંહકટી પરથી નિતંબપ્રદેશ પર થઈને પગની પેની ઉપર નજર થંભી ત્યારે જણાયું કે શણગાર નખશિખ પૂર્ણ થઈ ચૂક્યો હતો. કશું જ બાકી નહોતું રહ્યું.

કશું જ બાકી નહોતું રહ્યું? હા, ઠીક યાદ આવ્યું. સુવાસિત દ્રવ્યો બાકી હતાં. અરે! સેન્ટ તો મેં કેટલાં વરસોથી નથી વાપર્યું! આજે સારો અવસર છે, ચાલ સ્પ્રે કરી દઉં...

કૉલેજ છોડ્યા પછી વિશાખાએ સેન્ટ—અત્તરના શોખ છોડી દીધેલા. પણ આજના પ્રસંગનું મહત્ત્વ જોતાં એને એ સુવાસિત દ્રવ્યો યાદ આવ્યાં. દબાટમાંથી





શીશી કાઢીને ક્રમે સાથે જોડી

વિશાખાના અગોપાગો જ નહિ, આખો ઓરડો મહેકી ઊઠ્યો

હવે ? સેન્ટની માદક મહેકથી પ્રફુલ્લ બનીને વિશાખા આરસીમા પોતાના પ્રતિબિબ ભણી તાકી રહી ફરી વાર પોતાની જ સાથે જાણે કે તારામૈત્રક રચાઈ ગયુ

હવે ? હવે તો અવનીશ એની જૂની આદત પ્રમાણે પાછળથી લપાતોછૂપાતો આવીને મારી આખો દાબી દે એટલી જ વાર ! પણ

પણ અવનીશને આવવાને તો હજી થોડી વાર છે અને રેડિયો પર હજી પ્રધાનજીનુ પ્રવચન ચાલતુ હોવાથી સગીત શરૂ થવાને પણ વાર છે એમ સમજીને વિશાખાએ પોતે જ અવનીશની કામગીરી બજાવી નાખી—પોતે જ પોતાની આખ પર બને હાથ દાબી દીધા

ચર્મચક્ષુ બધ થતા વિશાખાના આતરચક્ષુ જાણે કે ઊઘડી રહ્યા વરસો પહેલાંની પરિચિત સેન્ટનો સુવાસથી તૂટી ગયેલો સ્મૃતિતતુ સધાતો લાગ્યો સુવાસિત દ્રવ્યોની મહેકને આ લગ્નોન્મુખ યુવતીના અણુએ અણુમાથી સાદ સભળાયો

વિશાખાના સઘળા જ્ઞાનતતુ સતેજ બની ગયા, જાણે કે રૂવેરૂવે વીજળીની ઝણઝણાટી લાગી વિહ્વળ બનીને આખ ઊઘાડી તો સામે આયનામા અવનીશને બદલે જયવતનો ભાસ દેખાયો

જયવત ? હા, જયવત જ છે હૂબહૂ જયવત જ બીજુ કોઈ નહિ જુવોને, એ રહી એ જ સુરેખ નમણી મુખમુદ્રા, એ જ તાઝગીભરી દેદિપ્યમાન યૌવનશ્રી અને આખમાથી વાચી શકાતો આદર્શસિદ્ધિ માટેનો એ જ દૃઢ નિર્ધાર

જયવતનુ દર્શન વિશાખાથી જીરવી શકાય એમ નહોતુ કૉલેજમા બને જણા વિજ્ઞાનના વિદ્યાર્થી હતા જુનિયર વર્ષ ચાલતુ હતુ ત્યારે જ ઐતિહાસિક આઠમી ઑગસ્ટ આવી પહોચી ‘હવે ઇંગરેજી ભણતરનો મોહ રાખશો તો જાનનો પ્રાયમર ભણવાનો વારો આવશે’ એવી સરદારવાણી સાભળીને ઘણા કૉલેજિયનોએ કૉલેજમૈયાને છેલ્લા સલામ કરેલા જયવત અને વિશાખા તો એક રાષ્ટ્રવાદી પ્રોફેસરની રાહબરી તળે બૉમ્બપ્રવૃત્તિમા પડેલા કૉલેજની જ લૅબોરેટરીના રસાયણોનો લાભ લઈને એમણે આવડી શકયા એવા હાથ-બૉમ્બ બનાવવા માડેલા અલબત્ત, વિશાખાએ આ અગે માબાપને સાવ અધારામા જ રાખેલા—રાખવા પડેલા કેમકે નૌતમલાલ પોતે આઠ આઠ મિલનો મૅનેજીગ એજન્સી ધરાવતા હતા અને જયવતની ટુકડી તરફથી જે બૉમ્બ તૈયાર થતા એ તો કોઠીહાઉસ અને ટપાલકચેરીઓથી માડીને કાપડની મિલોમા પણ મૂકવામા આવતા કોઈને ગધ પણ ન આવે એવા એક નિર્જન સ્થળે જયવતે અડ્ડો જમાવેલો અને બૉમ્બ બનાવવાની પ્રવૃત્તિ ધમધોકાર ચાલવા લાગેલી એમાં વિશાખા સક્રિયપણે સહાય કરી રહેલી એમના ભૂગર્ભ કારખાનામાથી તૈયાર થતા અણુધડ જેવા હાથબૉમ્બે બ્રિટિશ સરકારને અકળાવી મૂકેલી ગોરા સૈનિકો માટેના ‘ઈન બાઉન્ડ્ઝ’ રેસ્ટોરામા બૉમ્બ ફાટતો સરકારી કચેરીઓમા ભેદી રીતે ધડાકો થતો અને આગ ભભૂકી ઊઠતી ટપાલ લઈ જતી રેલવેમેલ સર્વીસના ફૂરચેફૂરચા ઊડી જતા

નાનપણમા દિવાળીના દિવસોમા નાનો સરખો ફટાકડો ફૂટતાં પણ ગભરાઈ જનારી વિશાખા આવા અગનખેલ કેમ કરીને ખેલી શકે છે એ અગે ખુદ વિશાખા પોતે પણ આશ્ચર્ય અનુભવી રહેતી પણ મરજીવા બનેલા જયવતની ધીરતા જોઈને જ વિશાખા ધરપત અનુભવતી જયવતની ઝિદાદિલીએ વિશાખાનુ ડરપોકપણુ દૂર કરી નાખ્યુ બૉમ્બપ્રવૃત્તિ દરમિયાન બને વચ્ચે સાહજિકપણે જ આત્મીયતા કેળવાઈ ગઈ સમાન આદર્શની સિદ્ધિ અર્થે સમાન ‘વ્યસન’ તળે કામ કરવાને પરિણામે બને

વચ્ચે સારું સખ્ય સરજાઈ ગયેલું. પણ વિધાતાએ એ સાહચર્ય લાંબો સમય નભવા ન દીધું. કેની ભૂલનું એ પરિણામ હતું-એ તો છેવટ સુધી કોઈને બરોબર સમજાયું નહિ, પણ એક દિવસ જયવંતના હાથમાં અધૂરો તૈયાર થયેલો બોમ્બ ફાટી ઊઠ્યોને તત્ક્ષણ જયવંતની ખોપરીના ચૂરેચૂરા ઊડી ગયા. આ ગમખ્વાર બનાવનું કરુણતમ તત્ત્વ તો એ હતું કે લડતના નાજુક સંજોગો જોતાં એની જાહેરાત પણ કરી શકાય એમ નહોતી. એકને કારણે બીજા કાર્યકરોની સલામતી જોખમાઈ જવાનો ભય હતો. સાંભળીને કમકમાં છૂટે એવી આ ઘટના ઉપર પરાણે અંધારપટ પાડી દેવો પડેલો. જયવંત જેવા બત્રીસલક્ષણા જુવાનની આવી જાનફેસાની ઉપર ભેદનું આવરણ છવાઈ ગયેલું.

છતાં એ ઉજમાળા મૃત્યુની મૂક સાક્ષી બની ચૂકેલી વિશાખા તો પોતાના સ્મૃતિપટમાંથી જયવંતની યાદ ભૂંસવા ધારે તો પણ ઓછી ભૂંસી શકે એમ હતી? ઉલ્કાપાત સમો આ બનાવ બન્યા પછી થોડા દહાડા તો વિશાખા શૂન્યમૂન જેવી બની ગયેલી. નજીવી ગફલતને પરિણામે મોત જયવંતનું નીપજ્યું હતું પણ એની ચોટ વિશાખાને લગી હતી. દિવસો સુધી એના કાનમાં બોમ્બ-ધડાકાના સણકા ઊઠ્યા કરતા હતા. નજર સામે જાણે કે અગનઝાળ લબકારા લેતી હતી. જયવંતનો વિકૃત અને બેડોળ બની ગયેલો મૃતદેહ તો આંખ આગળથી ખસે જ શાનો? વિશાખાના વિશાદનું કારણ કોઈને સમજાયું નહિ—માબાપને તો નહિ જ.

વરસો સુધી આ રીતે વિશાખા અંતર્મુખ બની રહેલી. કાળક્રમે જયવંતની યાદ પર વિસ્મૃતિની રાખના થર પથરાવા લાગ્યા. પણ એની અંદર ભારી રાખેલો અંગારો ઓલવાયો નહોતો. સ્મૃતિતંતુ સંધાઈ જતાં અત્યારે એમાંથી ફરી અગનઝાળ ઊઠી હતી.

'કોણ? જયવંત! તું અહીં ક્યાંથી? તું તો તું તો—'

'હા. હું જીવું છું-તારામાં રહીને જીવું છું.' જાણે કે આરસીમાંથી ઉત્તર સંભળાતો હતો.

'પણ તું તો મરી ગયો છે ને? ભૂલથી બોમ્બ ફૂટ્યો ને—'

'કોની ભૂલથી?'

આવો સીધો ને સણસણતો સવાલ વિશાખાથી સહ્યો જાય એમ નહોતો. કોની ભૂલથી બોમ્બ ફૂટી ગયેલો એ હકીકતની આ દુનિયા પર માત્ર એક જ વ્યક્તિને જાણ હતી—જયવંતને; અને એ તો ક્યારનો મરી પરવારેલો, તેથી વિશાખા પોતાને નિર્ભય ગણતી હતી અને સર્વ વાતે સલામતી અનુભવતી હતી. પણ અત્યારે એ એકમાત્ર જાણભેદુ તહોમતનામું પોકારી રહ્યો છે એ જાણીને વિશાખા કમ્પી ઊઠી. આપમેળે જ એની આંખો મીંચાઈ ગઈ. ડ્રેસિંગ ટેબલ સમક્ષ પડેલી બેઠક પર એ ઢગલો થઈને બેસી ગઈ. નસોમાં લોહીના પરિભ્રમણની ગતિ વધી ગઈ.

બહાર દીવાનખાનામાં નોકરચાકરો ભોજનની થાળીઓ ગોઠવી રહ્યા હતા એના અવાજો સંભળાતા હતા, પણ વિશાખાના કાનમાં 'કોની ભૂલથી?' એ પ્રશ્નના જે ઘણ પર ઘણ ઝિંકાતા જતા હતા એની સમક્ષ બહારથી આવતા અવાજો કશી વિસાતમાં નહોતા. વિશાખાના શરીરનાં રસાયણો જાણે કે પલટાઈ રહ્યાં હતાં.

બેબાકળી બનીને એણે ફરી આંખ ઉઘાડી તો આરસીમાં જયવંત દેખાતો નહોતો, એટલું જ નહિ, પોતાની પ્રતિચ્છવિ પણ કળાતી નહોતી; આરસી જાણે કે સાવ અંધારી બની ગઈ હતી: ઝળાંહળાં વિદ્યુત પ્રકાશમાં પણ આયનામાં કાળું ઘોર અંધારું દેખાતું હતું. આંખ આડેથી એક પડળ દૂર થતાં જાણે કે બીજું વધારે ઘેરું પડળ બાઝી ગયું હતું.

વિશાખાના અંતરમાંથી કોઈક ચિરપરિચિત અવાજ ઊઠ્યો:

'કોને માટે સજ્યા છે આ શણગાર?'





વિશાખાએ પ્રયત્ન તો કર્યો 'અવનીશ' બોલવાનો; પણ એની જીભેથી 'જયવંત' સિવાય બીજો જવાબ જ નીકળે એમ નહોતો. એની હૃદયસિતારના તાર અટવાઈ ગયા હતા. એનો સમ વારેવારે અવનીશને બદલે જયવંત પર જ આવી ઊભતો હતો.

બારણા પર વિનયશીલ હાથે ટકોરા પડ્યા અને એથી ય વધારે વિનયશીલ નોકરનો અવાજ સંભળાયો : 'બેન, અવનીશભાઈ આવી ગયા છે...'

વિશાખાએ કશો ઉત્તર ન આપ્યો. એણે બેફામ બનીને માથા પરથી મોગરાની વેણી ખેંચી કાઢીને ખૂણામા ફેંકી દીધી. પરિશ્રમપૂર્વક સજેલા શણગાર એક પછી એક, તે અનાયાસે જ ઉતારવા લાગી.

'વિશાખાબેન, ચાલો, અવનીશભાઈ આવી ગયા છે.' બહારથી નોકરે જરા મોટે અવાજે જાહેરાત કરી. વિશાખાએ વધારે ઝડપથી અલંકારો ઉતારવા માંડ્યા. રેડિયો પરથી આખરે સંગીત શરૂ થઈ ગયું હતું અને એક ફિલ્મી તરજ ગવાતી હતી :

જૂટે પડ ગયે તાર બીન કે...
જૂટે પડ ગયે તાર...

સારી વાર સુધી પુત્રીનો ઉત્તર ન સંભળાયો ત્યારે ખુદ વિદ્યાબેન બારણા નજીક આવીને બોલ્યાં : 'બેટા વિશાખા, અવનીશ ક્યારનો રાહ જુએ છે...તને હજી કેટલી વાર લાગશે?'

બારણા બહારથી અવનીશનું નામ ઉચ્ચારાતું હતું. ઓરડામાં જયવંતનો નાદ ગૂંજતો હતો.

રેડિયો પર ગીત ચાલતું હતું :

પંચમ છેડો મધ્યમ બોલે...
ખરજ બજે ગંધાર...
બીનકે જૂટે પડ ગયે તાર...

'બેટા વિશાખા!' બહારથી નીતમલાલ પોતે બોલતા હતા : 'જલદી જમી લો, નહિતર તમારે પિક્ચરમાં મોડું થશે...'

'બાપુજી, મારી તબિયત સારી નથી. હું જમવાની નથી ને પિક્ચરમાં પણ જવાની નથી', કહીને વિશાખાએ ઓરડાની સઘળી બત્તીઓ બુઝાવી નાખી અને હાંફતીહાંફતી સીધી પલંગ પર જઈ પડી.

ચાડીખોર ચાટલું દેખાતું બંધ થતાં એણે અપાર રાહત અનુભવી.

ઊશીકામા મોઢું છુપાવીને અશ્રુતર્પણ કરી રહેલી વિશાખાને કાને હવે સાવ વિલક્ષણ અવાજ આવ્યો. બારણા બહાર ઊભીને અવનીશ અજબ વહાલથી સ્ત્રૈણ સાદે બોલાવતો હતો.

'વિ...ઈ. શુ! વિ...ઈ..શુ!'

હવે વિશાખાનાં ડૂસકા ઊશીકાના આવરણમાં દાબ્યાં દાબી શકાય એમ નહોતાં.

એ ડૂસકાંમાં જાણે કે ક્રૂરપણે તાલ મેળવવા જ 'કુકુ ક્લોક'માંથી બરોબર આઠ ટહૌકાર સંભળાયા.

અને બારણા પર અવનીશ ટકોરા પાડતો રહ્યો... પાડતો જ રહ્યો.

રેડિયોગ્રામ પર જે ગીત બદલાઈ ગયું હતું એના બોલ હતા :

'જિંદગી કા સાજ ભી ક્યા સાજ થા!'

★

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ગરધાઈ બળવી

આપણા મોં વાટે આપણે જે જે ખોરાક પેટમાં નાખીએ છીએ એ બધાની વિક્રિયા સમજતા હોઈએ તો આપણે કેટલા બધા રોગોના ભોગ બનતા અટકી જઈએ? રોગ અને રોગીની અતિપ્રિય થઈ પડેલી આ લેખમાળા વાચકોનું વધુ ને વધુ આકર્ષણ બનતી જ રહી છે......

ખાધા બાદ ત્રણ કે ચાર કલાકે છાતીના મધ્ય ભાગમાંથી માંડી ગળા સુધી બળતરા થવાની સ્થિતિને છાતીદાહ, અમ્લપિત્ત કે ગરધાઈ બળની (Heart burn) કહેવામાં આવે છે. કદિક ખાટાં ઘચરકાં સાથે મોઢામાં પાણીના કોગળા પણ આવે છે.

આ થવાનું કારણ હોજરીની અતિઅમ્લતા (Hyperacidity) છે. હોજરીના પદાર્થો ઉલટગતિથી અન્તનળીમાં પાછા આવવાથી ગળામાં દાહ બળ્યાની સ્થિતિ ઊભી થાય છે.

આપણે જે ખોરાક ખાઈએ છીએ એમાંથી સ્ટાર્ચ અને પ્રોટીન પદાર્થોનું હોજરીમાં પાચન થાય છે. આ ક્રિયા થવા માટે હોજરીમાં પાચકરસ સ્રવે છે. ચોવીસ કલાકમાં એનું પ્રમાણ ૪૨ થી ૪૫ ઔંસ જેટલું હોય છે. પાચકરસમાં હાઈડ્રોક્લોરિક એસિડ (મીઠાનો તેજાબ) પેપ્સીન, રેનીન, ખનિજ ક્ષારો અને થોડું શ્લેષ્મ હોય છે. હાઈડ્રોક્લોરિક એસિડ પાચનમાં મદદ કરવા ઉપરાંત ખોરાક સાથે પેટમાં આવેલાં અબજો જીવાણુઓનો નાશ કરે છે. જીવાણુઓનો નાશ થવાથી હોજરીમાં ખોરાક સડતો નથી.

હોજરીમાં થતી અતિઅમ્લતા બે પ્રકારની છે. જ્યારે પાચકરસમાં હાઈડ્રોક્લોરિક એસિડ ના હોય ત્યારે જીવાણુઓ સંખ્યામાં વધે છે. એમનાથી ખાધા પછી થોડા કલાકમાં ખોરાક સડી આથો (Fermentation) પેદા થાય છે. જેને લીધે પેટમાં દુખાવો ઊભો થાય છે. આથાના એસિડોને લીધે હોજરીની અમ્લતા વધે છે. બદહજમી, હોજરીનો સોજો, રક્તાક્ષય, કેન્સર વગેરે રોગોમાં હાઈડ્રોક્લોરિક એસિડનું પ્રમાણ ઘટે છે અગર તો બીલકુલ હોતું નથી.

અતિઅમ્લતા થવાનું બીજું કારણ હાઈડ્રોક્લોરિક એસિડનું વધુકું પ્રમાણ છે.

હાઈડ્રોક્લોરિક એસિડનું કામ પ્રોટીન ખોરાક પચાવવાનું છે. દૂધ, દહીં, છાશ, માંસ. માછલી, ઈંડાં, લીલાં પાંદડાંવાળાં શાકમાં પ્રોટીનો છે. ઊતરતા વર્ગનાં પ્રોટીનો આપનાર ખોરાક ઘઉં, બાજરી, ચોખા કઠોળ, મગફળી, બદામ, બટાટા, ગાજર વિગેરે વિગેરે છે.

હાઈડ્રોક્લોરિક એસિડનું પ્રમાણ વધી પડે ત્યારે હોજરીમાં દાહ ઉપજી ભરાવો થઈ આવે છે. આ સ્થિતિ આગળ વધી હોજરીના ચાંદામાં પરિણમે છે. આ વખતે પેટના ખાડામાં મંદ વેદના થાય છે: વધારે એસિડની સ્થિતિ વખતે ખાધા પછી—ખાસ કરી પ્રોટીનવાળા ખોરાક ખાધા પછી તરત સારું લાગે છે. કારણ કે ખોરાકના પ્રોટીનો એસિડનું શોષણ કરી લેવાથી હોજરીનો દાહ ઓછો થાય છે. પણ આ સ્થિતિ બે કલાક સુધી જ રહે છે. પ્રોટીન ખોરાકની હાજરીથી વધારે એસિડ સ્રવે છે. એટલે ખોરાકમાં જેમ પ્રોટીનો વધારો તેમ એસિડનું પ્રમાણ પણ વધે છે. અતિઅમ્લતા થવાનું કારણ ખોરાકમાં વધારે પ્રોટીન ખોરાક લેવાનું છે.

ગરધાઈ બળે ત્યારે ગળાની 'આગ' બૂઝાવવા વધારે ને વધારે પાણી પીવા તરફ મન વળે છે. આથી કાંઈ શાંતિ તો થતી નથી. સોડાબાયકાર્બ, બિસ્મથ અને મેગ્નેશિયા કાર્બ ફ કવાથી તરત રાહત મળે છે. પણ આનાથી આરામ તો થતો નથી જ. આરામ કરવા માટે ખોરાકમાં ફેરફાર કરવાની આવશ્યકતા છે. ખોરાકમાં મરી–મસાલા, રાઈ–મરચાં, ગળપણ, અથાણાં ને ચટણી, તળેલો ખોરાક ને સૂકો મેવો બંધ કરવો જોઈએ. ખટાશવાળાં ફળ અને મીઠું પણ વર્જ્ય કરવાં જોઈએ. ભાત, મગનું પાણી, દૂધ ને છાશ પથ્ય આવે એવો ખોરાક છે.

છાતીદાહ અંગે અમેરિકાની યુનિવર્સિટી ઑફ





## ચિત્ર સમજ

આપણે ખોરાક ખાઈએ છીએ તે અન્નનળીદ્વારા હોજરીમાં આવે છે હોજરીમા ખોરાક ત્રણ થી ચાર કલાક પર્યંત રહે છે આ દરમિયાન એમાં પાચક રસો ભળે છે હોજરીમા આકુચનલહરી થવાથી વલોણા જેવી ક્રિયા થાય છે જેના પરિણામે ખોરાકમા પાચકરસો ઓતપ્રોત ભળી જઈ ખોરાકનુ સુપાચન થાય છે હોજરીની દીવાલમા સૂક્ષ્માતિસૂક્ષ્મ પચાસ લાખ ગ્રંથિઓ આવેલી છે આમાથી પાચકરસો સ્રવે છે ચોવીસ કલાકમા પાચકરસનુ પ્રમાણ ૪૨ થી ૪૫ ઔંસ જેટલુ હોય છે પાચકરસમા હાઇડ્રોક્લોરિક ઍસિડ પણ છે જ્યારે એનું પ્રમાણ વધી પડે છે ત્યારે અતિઅમ્લતા થાય છે છાતીદાહ થવાનુ એક કારણ અતિઅમ્લતા છે છાતીદાહમા છાતીના મધ્ય ભાગથી માંડી ગળા સુધી જાણે કે 'આગ' ના લાગી હોય એવી બળતરા બળે છે





૧ મોઢુ. ૨ ગળાનો અંદરનો ભાગ ૩, અન્નનળી ૪ હોજરી ૫ નાનો આતરડા ૬ મોટો આતરડા ૭ એપેન્ડિક્સ ૮ ગુદા

પેન્સિલ્વાનિયા સ્કૂલ ઑફ મેડિસીનના ડૉ હેનરી જે ટુમેન અને ડૉ એડવિન એમ કોહૂને સંશોધન બાદ નવુ વિધાન રજૂ કર્યું છે

આ દાક્તરોએ શોધ્યુ છે કે અમ્લતાના પ્રમાણને છાતીદાહ સાથે કશો સબધ નથી તપાસ વખતે છાતીદાહવાળા દરદીઓની હોજરીમા અમ્લતા કાઈ વિશેષ પ્રમાણમા ન હતી ઉગ્ર વેદનાવાળા દરદીઓમાં તો તેનુ પ્રમાણ જોઈએ તે કરતા પણ ઓછુ હતુ.

અરે, ઓપરેશનથી હોજરી કાઢી લીધેલા બે દરદીઓ પણ છાતીદાહથી પીડાતા જોવામા આવ્યા હતા કહો, હવે અમ્લતાને છાતીદાહ સાથે કઈ સબધ છે ખરો ?

એમનુ કહેવુ છે કે ગળાની અને અન્નનળીની માસપેશીઓ અક્કડ (તંગ) થવાથી છાતીદાહની વેદના ખડી થાય છે તો પછી સોડાબાયકાર્બથી દાહ મટે છે શી રીતે ? આ ફાકવાથી ઓડકાર આવતા માસ પેશીઓનુ હલનચલન થવાથી એમની ખેચ ઓછી



થાય છે અને આથી દાહ મટે છે.

ડૉ. ટ્રુમેન અને ડૉ. કોહ્‌ન છાતીદાહ થવાનાં બે કારણો ગણાવે છે. (૧) માનસિક સંવેદનાઓની ખેંચ. અને (૨) ખાવાની ખરાબ ટેવો.

વધારે પડતી ચિંતાજનક વિચારશીલતા, આળું દિલ, વહેમી, ચીઢિયો અને બળેલો સ્વભાવ, આવા સ્વભાવવાળી વ્યક્તિઓને મનનો વેગ કાયમ રહેવાથી છાતીદાહ થઈ આવે છે. આ લોકો મનની ખેંચ ઢીલી બનાવે કે તરત એમને રાહત થાય છે.

કામની ધમાલ કે ટેવને લીધે ઉતાવળા ખોરાક પેટમાં નાખવાની ખરાબ ટેવ અને ખાધા બાદ વધારે પાણી પીવાથી હોજરી તણાઈને કદમાં વધવાથી એની વલોણાની ક્રિયા અને ખોરાક આગળ ધકેલવાની ક્રિયા ઉલટગામી બને છે આથી હવા અને પાણી અન્નનળીમાં પાછાં પડે છે. અન્નનળીની કામગીરી વધે છે. આ જ્યારે શાંત પડે ત્યારે આરામ થાય છે.

ખાવાની ટેવ સુધારવા સાથે મનની શાંતિ જાળવવામાં આવે તો છાતીદાહની પીડા અવશ્ય મટે છે.



श्रीकेत

## અનંત પંથ

હિમાલયના બરફવાળા ઉત્તુંગ શિખરો જ્યારે જોયા ત્યારે મનમાંથી એક ઘોષ ઊઠયો: ઓ ભગવાન! તું અહીં જ છો! અને તારી શોધમાં મેં પ્રવાસ શરૂ કર્યો.

નદીના વહેતા પાણીમાં તારી છાયા શોધવાને મથ્યો પણ પાણીએ કહ્યું કે ભગવાન જરા દૂર છે. ઊંચા શરુના વૃક્ષોની ટોચે જોયું કે ભગવાન જરૂર ત્યાં વિરાજમાન હશે. પણ વૃક્ષોએ કહ્યું કે ભગવાન હજી જરા દૂર છે.

પહાડની નાની પગથી ઉપર હું તો તારા દર્શનની ઘેલછાએ દોડી રહ્યો હતો એક મોટો પથ્થર જોયો. મનમાં થયું કે આ જ તારું સિંહાસન હશે. પણ તારું એ સિંહાસન ખાલી હતું. તું ત્યાં નહોતો. પથ્થર હસીને બોલ્યો, ઓ યાત્રાળુ! ભગવાન હજી જરા દૂર છે.

આથડી આથડીને મારા પગો છોલાઇ ગયા ને એમાંથી રૂધિર વહી રહ્યું છે. શરીરના અંગેઅંગ થાકીને શિથિલ બન્યાં છે. પણ પ્રવાસ તો હજી ઘણો બાકી છે.

રાત્રિ ને દિવસ વણથાકયો તારી શોધમાં આથડી રહ્યો છું. જંગલમાં ઊભો રહીને તારા નામનો સાદ કરૂં છું પણ મારો સાદ તારે કાને સંભળાતો નથી. પહાડની ઊંડી ખીણોમાં અથડાઇને એના પડઘા જ કેવળ પાછા આવે છે.

તારે દ્વારે પહોંચવાને મન હવે અધીર બન્યું છે. તું તો પેલા ઊંચા શિખરની ટોચે બેઠો મારા આ બાલીશ પ્રયત્નને જોઈને હસી રહ્યો છે. તારા ચરણો ધોઇને આવતાં આ ઝરણાં મને કહી રહ્યા છે, ઓ પાગલ! પ્રભુને પામવાનો પંથ હજી દૂર છે.





ચુનીલાલ વર્ધમાન શાહ

# કવિ વરરુચિ

એક પ્રાચીન કવિનું ઐતિહાસિક સંશોધન કરીને એના જીવન પ્રસંગો આપણા પીઢ ઐતિહાસિક નવલનવેશ આપે છે એ ખરેખર વિચારણીય છે આપણાં સાહિત્ય-યુદ્ધો તો પરાપૂર્વથી ચાલતા આવ્યાં છે—આપણે પણ એનાજ વારસો હોવાનું ઇતિહાસ આપણને કહે છે .....

વ.રરુચિની ગણના પ્રાચીન કાળના વૈયાકરણોમાં થાય છે તેવી તેની ગણના કવિઓમાં થતી નથી, તેમજ તેનાં રચેલાં કોઈ કાવ્યો ઉપલબ્ધ પણ થયેલાં જાણ્યાં નથી, 'પ્રાકૃત-પ્રકાશ' નામનું તેનું વ્યાકરણ જાણીતું છે. તે પ્રાકૃતનો વૈયાકરણ હોવા ઉપરાંત કવિ પણ હતો એવી માહિતી પ્રાચીન ગ્રંથોમાંથી મળી આવે છે પાટલીપુત્ર નગરમાં તે कवीनां वादिनां वैयाकरणानां शिरोरणि' લેખાતો હતો. હેમચંદ્રના 'પરિશિષ્ટ પર્વ'માંથી તેના વિષેની જે કથા ઉપલબ્ધ થાય છે તેમાં તેનું કવિજીવન પણ વણાઈ ગયેલું છે. 'કથા સરિત્સાગર'માં વરરુચિની કથા આવે છે અને તે 'પરિશિષ્ટ' પર્વમાંની કથાથી ઘણે અંશે જુદી પડે છે, છતાં એ બેમાંથી સમાન અંશ તારવી શકાય છે તે એ છે કે વરરુચિ કવિ હતો, તે શ્રુતધર હતો, તેની પાસે પોતાના કાળના લોકોમાં કંઠસ્થ એવાં 'લોકકાવ્યો' હતાં; તે ઉપરાંત તે નવાં નવાં કાવ્યો પણ રચી શકતો હતો અને લોકોમાં ફેલાવતો હતો કંઠસ્થ લોકકાવ્યોને સંસ્કારી-સમારીને તે લોકોમાં વહેતાં મૂકતો એવો ખ્યાલ પણ આવી શકે છે. બેઉ કથાઓનું તારતમ્ય એ પણ નીકળે છે કે છેવટે તો વરરુચિને પોતાના જીવન પર વિરાગ આવ્યો હતો અને તેને બહુ કષ્ટો વેઠવાં પડ્યાં હતાં.

વરરુચિના કવિજીવન વિષે તો વિશેષાંશે 'પરિશિષ્ટ પર્વ'માંથી જાણવા મળે છે. પાટલીપુત્ર નગરમાં જ્યારે 'નવમા એટલે' છેલ્લા નંદ રાજાનું રાજ્ય હતું અને શકટાલ નામનો જૈન મુત્સદ્દી તેનો મંત્રી હતો ત્યારે વરરુચિ નંદ પાસે જઈને નવાં નવાં કાવ્યો સંભળાવી તેને આનંદ આપતો હતો, પરંતુ નંદ તેને ધન આપી સતોષતો નહોતો. શકટાલ મંત્રીએ તેની પ્રશંસા કરી નહિ, એટલું જ નહિ પણ તેને 'મિથ્યાદૃષ્ટિ' જણાવ્યો, એટલે નંદે તેને ધન આપ્યું નહિ. આથી વરરુચિ શકટાલની પત્ની પાસે ગયો અને તેની દ્વારા શકટાલને મનાવી બીજે દિવસે પાછો રાજા પાસે જઈ કાવ્યો સંભળાવવા લાગ્યો. તે વખતે શકટાલે 'અહો સુભાષિતમ્' એટલું કહી તેની પ્રશંસા કરી, એટલે રાજાએ તેને એકસો ને આઠ શ્લોકની એકસો ને આઠ સોનામહોરો આપી.

પછી વરરુચિને રોજ રોજ એટલી મહોરો રાજા તરફથી મળવા લાગી. એ વાત જાણીને શકટાલ મંત્રીએ આશ્ચર્ય પામી રાજાને તેનું કારણ પૂછ્યું: 'તમે તેની પ્રશંસા કરેલી તેથી દોરાઈને હું તેને રોજ મહોરો આપું છું.' મંત્રીએ કહ્યું: 'મેં તેનાં કાવ્યોને 'સુભાષિત' કહ્યાં છે, પણ તેની એ કાવ્ય રચનાની પ્રશંસા મેં કરી જ નથી. તે તો પરાયાં કાવ્યોને પોતાનાં બનાવીને બોલે છે.' [ पुरो नः परकाव्यानि स्वकीकृत्य पठत्ययम् ] રાજાને એ વાતની પ્રતીતિ ઉપજે તે માટે શકટાલ મંત્રીએ વિશેષમાં કહ્યું: 'વરરુચિનાં બોલેલાં કાવ્યો તો મારી પુત્રીઓને પણ આવડે છે, તે હું આપને બતાવી આપીશ.'

શકટાલ મંત્રીને સાત પુત્રીઓ હતી. તેમાંની મોટી એકપાઠી હતી, એટલે કે એક વાર તેણે જે કાંઈ સાંભળ્યું હોય તે તેને અક્ષરશઃ યાદ રહી જાય અને તુરત તે યથાસ્થિત બોલી સંભળાવે. બીજી દ્વિપાઠી હતી, એટલે બે વાર સાંભળ્યું હોય તે તેને યાદ રહી જાય અને બોલી સંભળાવે. એ જ રીતે ત્રીજી ત્રિપાઠી ચોથી ચતુષ્પાઠી, એમ ઉત્તરોત્તર છેલ્લી સપ્તપાઠી હતી. બીજે દિવસે એક પડદાની પાછળ સાતે પુત્રીઓને મંત્રીએ રાજાની સમક્ષ બેસાડી અને વરરુચિને



પોતાનાં કાવ્યો બોલવાની આજ્ઞા કરી. વરરુચિ એક કાવ્ય બોલે, તે તુરત એકપાઠી છોકરી પડદા પાછળથી બોલી સંભળાવે, પછી દ્વિપાઠી બોલે, એમ ઉત્તરોત્તર સાતે છોકરીઓ તે જ કાવ્ય બોલી સંભળાવે. એ પ્રમાણે વરરુચિનાં બોલેલાં બધાં કાવ્યો બધી છોકરીઓએ બોલી સંભળાવ્યાં તે ઉપરથી રાજાને ખાતરી થઈ કે વરરુચિનાં કાવ્યો પોતાનાં રચેલાં નથી, પણ તે બીજાને આવડે છે માટે કોઈ બીજાનાં રચેલાં અર્થાત્ પરાયાં હશે. પરિણામે વરરુચિને રાજા તરફથી મળતું મહોરોનું દાન બંધ થયું.

'પરિશિષ્ટ પર્વ'માં પરકાવ્યાણિ અને પરકીયાણિ એવા શબ્દપ્રયોગો છે અને તે શકટાલ મંત્રીએ પોતાનાં કથન રૂપે ઉચ્ચારેલા છે. ચૂર્ણીમાં लोकक्व्वानि એવો પ્રાકૃત શબ્દપ્રયોગ છે, જેનો અર્થ લોકોમાં પ્રચલિત એવાં અથવા જનતાએ સ્વયં જોડી કાઢેલાં કાવ્યો એવો થાય છે. આપણી વર્તમાન ભાષામાં પણ લોકકથાઓ અને લોકગીતો સારી પેઠે પ્રચલિત છે. તેમાંના સાહિત્યનો ક્વચિત્ સ્વ. કવિ નાનાલાલે અને સારા પ્રમાણમાં સ્વ. મેઘાણીએ ઉદ્ધાર કર્યો છે, એટલું જ નહિ, પણ તેમાંના સત્વને સ્વકીય નવપ્રયોગોમાં ઉતારી સુંદરતા તથા મધુરતા આપી છે. પ્રાચીનકાળથી કવિઓનો આ વ્યવહાર ચાલતો આવ્યો હોય એમ જોવા મળે છે. હેમચંદ્રે ઘણા સ્વકાલીન લોકપ્રચલિત સાહિત્યને નવરચનાઓમાં ઉતાર્યું છે. શામળે અને પ્રેમાનંદે પણ લોકપ્રચલિત અને પુરોગામી કવિઓની રચનાઓને સમારીને પોતાની કૃતિઓમાં ઉતારી છે. એ પ્રકારના પુષ્કળ દાખલા આજે ઉપલબ્ધ થાય છે. જૂની પ્રાંતિક ભાષાઓની વચ્ચે પણ આવી લેવડ-દેવડ થઈ રહી હોવાના સંખ્યાબંધ દાખલા મળે છે. મારવાડ, મેવાડ, માળવા, ગુજરાત અને પંજાબ સુધી આ પ્રકારની લોકસાહિત્યની લેવડ-દેવડ ચાલી હોય એમ જણાય છે. એટલે વરરુચિએ પ્રાચીનકાળમાં લોકકાવ્યોને સ્વકીય વાણીમાં ગૂંથીને તેનો જે ઉદ્ધાર કે પ્રચાર કરેલો જાણવા મળે છે તેની પરંપરા આજ સુધી જળવાઈ રહેલી છે એમાં શંકા નથી.

વરરુચિએ ગૂંથેલાં લોકકાવ્યો પ્રત્યે લોકોનો કેવો આદર હશે તેનો પુરાવો પણ ત્યારપછીના વરરુચિના જીવન પ્રસંગમાંથી મળે છે. પોતાને રાજા તરફથી મળતું ધન શકટાલે બંધ કરાવ્યું તેથી વરરુચિ તેના પર ગુસ્સે થયો. મંત્રીના ઘરની એક દાસી પાસેથી વરરુચિના જાણવામાં આવ્યું કે મંત્રીના પુત્ર શ્રીયકનું થોડા સમયમાં લગ્ન થવાનું છે, તે વખતે રાજાને જમવા બોલાવી મંત્રી તેને અનેક પ્રકારનાં શસ્ત્રોનો સંગ્રહ સમર્પવા ઇચ્છે છે, કારણકે નંદને શસ્ત્રો બહુ પ્રિય છે. આ વાત જાણીને વરરુચિએ એક છલપ્રયોગ કર્યો. તેણે કાંઈક ખાવાનું આપવાની લાલચ બતાવીને નગરનાં બાળકોને તથા સ્ત્રીઓને એક શ્લોક શીખવીને ઠેરઠેર તેનો પ્રચાર કરવા માંડ્યો:

नंदो राजा नवि जाणति
जं सगडालो करेहिति।
नंदो राया मारेविणु
सिरियं रज्जे ठवेहति ॥

[અર્થ—નંદ રાજા જાણતો નથી કે શકટાલ શું કરશે. નંદ રાજાને મારી પોતાના પુત્ર શ્રીયકને તે રાજાસને સ્થાપશે.]

નગરમાં ચોમેર બાળકો તથા સ્ત્રીઓને મુખેથી આ શ્લોક બોલાતો હોવાનું જાણીને રાજાને વહેમ પડ્યો. તેણે મંત્રીને ઘેર તપાસ કરાવી તો માલૂમ પડ્યું કે શસ્ત્રોનો મોટો સંગ્રહ તેના ઘરમાં છે. આથી રાજાને ખૂબ ક્રોધ ચડ્યો. મંત્રી દરબારમાં જઈ રાજાની સામે ઊભો ત્યારે રાજાએ પોતાનું મુખ ફેરવી નાખ્યું. રાજાના કોપની એ નિશાની હતી, અને કોપનું કારણ પણ મંત્રી જાણી ગયો. પોતે ગમે તેવો બચાવ કરશે પણ વહેમાએલો રાજા હવે સમજવાનો નથી એવું માનીને મંત્રીએ ઝેર ખાધું અને મૃત પિતાનું મસ્તક કાપી રાજનિષ્ઠ શ્રીયકે તે રાજાને ભેટ કર્યું! રાજાએ શ્રીયકને આમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે "રાજદ્રોહીને એ જ શિક્ષા ઘટે છે;"





એથી શ્રીયકની રાજનિષ્ઠાથી તુષ્ટ થએલા નંદરાજાએ તેને પોતાનો મંત્રી બનાવ્યો. વરરુચિના એક શ્લોકનું હીન પરાક્રમ તે શકટાલનું મૃત્યુ એમ જરૂર કહી શકાય; પણ કવિ તરીકેની તેની ગણના તે કાળે થતી હોવાનું પણ એ ઉદાહરણ છે.

પછી તો શ્રીયક વરરુચિ પર પિતાનું વેર વાળવાની યુક્તિ કરે છે. વરરુચિની પ્રિયા ગણિકા ઉપકોશાને વિશ્વાસમાં લઈ શ્રીયક તેની દ્વારા વરરુચિને દારૂ પાય છે, અને પછી પીધેલા વરરુચિને મીંઢળના રસથી લિપ્ત કમળ સૂંઘવા આપીને, તેને રાજસભાની વચ્ચે વમન કરાવી એ બ્રાહ્મણને મદ્યપી રૂપે ખુલ્લો પાડે છે. એ રીતે રાજા, રાજસભા અને નગરજનોના તિરસ્કારને પાત્ર થયેલો વરરુચિ શાસ્ત્રમાં કહેલું પ્રાયશ્ચિત કરવા તૈયાર થાય છે. ગાળેલા સીસાનો રસ પીવા તૈયાર થાય છે, પણ સીસાનો ધગધગતો રસ જોતાં જ મૃત્યુ પામે છે.

શકટાલ અને વરરુચિ બેઉના નીપજેલા કરુણ અંતમાંથી એક વાત એ પણ નિષ્પન્ન થાય છે કે લોકોમ પ્રચલિત એવા સાહિત્યનો કે પુરાતન કંઠસ્થ રચનાઓનો સ્વકાર્યાન જનતાના ઉપભોગને અર્થે ઉપયોગ કરીને નવસર્જનો કરવાનો વ્યાપાર પુરાતન કાળથી જેમ ચાલ્યો આવ્યો છે તેમ તદ્‌વિદ પંડિતો એવા નવસર્જકોને ઉચ્છિષ્ટ ખાનારા કહીને વગોવતા પણ આવ્યા છે. પંડિતોની ટીકાકારોની કે વિવેચકોની બહુશ્રુતતા કે પાંડિત્ય ઉપર તેથી પ્રકાશ પડે ભલે, પરંતુ તેવા કારણસર સર્જકોની થતી નિંદા તો અનિષ્ટ જ લેખાય સર્જનવ્યાપારના અનેક પ્રકારો છે અને વરરુચિના જેવો કાવ્ય સર્જનનો પ્રકાર પણ ઉપકારક બને છે. શકટાલની પાંડિત્ય-દર્શક અહંતાના ઉત્તરોત્તર થયેલા આઘાત પ્રત્યાઘાતોનું નિદર્શન જ એ બેઉના મૃત્યુમાંથી થવા પામે છે. પાંડિત્યના એવા પરસ્પર થતા પ્રહારો આપણને વારસામાં મળ્યા હોવાનું એ ઐતિહાસિક ઉદાહરણ બને છે.



વસંત પારેખ

## નાવ આવી છે

અકલિત નાચતી આજ આવી ઊભી છે, નવીન વરસને પંથ પહેલે પગથિયે;

નિરવ સમયની નાવડી ઘાટ આજે, ફરી ઊપડવા કાજ અહીં લાંગરી છે.

અનેક આવી નાવડીઓ આવી આવીને સરી ગઈ અને હજુ કેટલીયે આવશે. સમયના સાગરકાંઠે ઊભેલા લોકો બૂમો પાડે છે: 'નાવ આવી....નાવ આવી....' થોડીવાર પછી ફરીને પોકાર પડે છે: 'આવજો. . આવજો ...! વિદાય ' 'આવો' અને 'આવજો' ના આંદોલનો આમ ઊઠયા જ કરે છે અનેક નાવડીઓમાં અનેક માણસો આવે છે. અનેક વિદાય લે છે.

ફરીને આજે નવી નાવ આવી છે. એયે ચાલી જશે. કોઈ પૂછતું નથી કે 'કયાંથી કયા બંદરેથી તમે આ અનંત મુસાફરી શરૂ કરી છે? આમ કઈ બાજુ જવાના છો?'

કશુંયે કોઈ પૂછતું નથી. નાવ આવી છે. કોલાહલ વધ્યો છે. ઊંધું ઘાલીને સૌ પોતપોતાનું કામ કરવા લાગી ગયા છે. મનેયે મારે જવાની હોડીની રાહ જોતાં જોતાં મારા ભાગનું કામ કરી લેવા દે. ચારેકોર ધમાલ છે. નવી આશા અને ઉત્સાહ છે. 'કારણ કે નાવ આવી છે





હરભાઈ ત્રિવેદી

# અસંતુષ્ટ વૃત્તિ

બાળમાનસના એક અચ્છા અભ્યાસી અને મનોવિશ્લેષક ગુજરાતી કેળવણીકાર આ લેખમાં અસંતુષ્ટ વૃત્તિ અને તેને વધુ પ્રબળ બનાવનાર બાળપણમાં માતાઓએ કરેલી ભૂલો સમજાવે છે—માનસશાસ્ત્રીય રીતે અને ખૂબ સરળતાથી..........

ચારેકોર નજર ફેરવીએ છીએ તો અસંતુષ્ટ મનોવૃત્તિવાળાં માણસો સારા પ્રમાણમાં નજરે આવે છે. ગમે તેટલા ઉપાયો અજમાવવામાં આવે તો પણ એ વૃત્તિ નાશ પામતી દેખાતી નથી. જીવનમાં જેમણે પરિગ્રહ સ્વીકાર્યો છે તેમના સંબંધમાં આ વૃત્તિ ભારે ઉપદ્રવ કરનારી નીવડે છે. પોતાના મનોરાજ્યમાં નક્કી કરેલા પરિગ્રહથી એમને સંતોષ થતો નથી અને પરિગ્રહોની મર્યાદા તૂટતી નથી. જીવનના સામાન્ય વ્યવહારોમાં સંતોષ થયો છે તેવું બોલનારા અને માનનારા બહુ ઓછા માણસો દેખાય છે. અસંતોષ ઘણા અનર્થોનું મૂળ બની રહે છે, અસંતોષમાંથી નાના કલહો પેદા થાય છે અને વેરઝેર પણ પેદા થાય છે. આવો અસંતોષ માણસ માત્રને પરેશાન કરે છે ત્યારે એ સંબંધે થોડોએક વિચાર કરવો જરૂરી બને છે.

કોઈ પણ પ્રકારની અનિષ્ટકારક વૃત્તિના મૂળમાં બાલવયનો જન્મ સાથે આવેલો કોઈ એક આવેગ પડેલો હોય છે. એ આવેગને પોતાને માર્ગે જવા દેવાની તક આપવામાં આવે અને તેની સાથે સાથે એ આવેગમાંથી ઊંચા પ્રકારની લાગણી જન્મે તેવા રસ્તાઓ તૈયાર રાખવામાં આવે તો દરેક પ્રકારનો આવેગ પોતાની પ્રાથમિક દશાને પોતાનામાં સમાવી દઈને માણસને ઉપકારક બની રહેવાનો છે. આજે આપણે અનેક પ્રકારની માઠી વૃત્તિઓના શમન માટે વિવિધ પ્રકારના ઉપાયો અજમાવીએ છીએ. ધર્મશાસ્ત્રો એવા ઘણા ઉપાયો બતાવે છે. જ્યાં સામાન્ય ઉપાય કામ આવતો નથી ત્યાં હઠયોગનું શરણ લેવાય છે. એવા યોગનું શરણ લેતી વખતે ચિત્તવૃત્તિના નિરોધ માટે યમનિયમો પાળવા પડે છે. તપશ્ચર્યા કરવી પડે છે. અને ઘણી વખત ગુરુકૃપા ઉપર પણ અવલંબન રાખવું પડે છે. આમ છતાં યે દમન શક્ય બનતું નથી અને કુત્સિત બનેલી વૃત્તિઓ પોતાની મરજીમાં આવે તેમ માણસની પાસે વ્યવહારો કરાવે છે. મોટી ઉંમરે આવું બધું કરવાનું ટાળવું હોય તો બાલવયમાં બાળકના ચિત્તમાં સંસ્કારો પાડનારી અને બાળકના ચિત્તને ધક્કો દેનારી બાલવૃત્તિઓને સમજી લેવાનું આવશ્યક ગણવું જોઈએ.

અસંતોષની વૃત્તિ અનેક કારણોમાંથી પેદા થતી હોય છે. અહીં આપણે તેનું એક મૂળગત કારણ તપાસીએ. આપણે સૌ કોઈ સમજી શકીએ છીએ કે નાના બાળકની સંતોષવૃત્તિ એના પોષણના સંતોષમાં રહેલી હોય છે. બાળકને પૂરતો ખોરાક ન મળે એટલે કે છેક જ નાનું બાળક ધાવણું હોય ત્યારે એને જરૂરી એકલું ધાવણ ન મળે તો ત્યાંથી જ અસંતોષનાં મૂળ નંખાય છે. બાળકને સ્તનપાન કરાવવાની બાબતમાં આપણા સમાજમાં ઘણું મોટું અજ્ઞાન પ્રવર્તે છે. આવા અજ્ઞાનના પરિણામે કાં તો માતાના દૂધનો અતિરેક થાય છે અને કાં તો બાળકને માતાનું દૂધ પૂરતા પ્રમાણમાં મળતું નથી. માતાએ પોતાનું શરીર સંપૂર્ણરીતે તંદુરસ્ત રાખવું અને બાળકને સંપૂર્ણ પોષણ મળી શકે તેટલું દૂધ શરીરમાં પેદા થઈ શકે તે પ્રકારની ખાનપાનની કાળજી રાખવી તે અત્યંત મ્હત્ત્વનું છે. આપણી માતાઓ બહુ જ મોટા પ્રમાણમાં આ પ્રકારનું જીવન જીવી શકતી નથી; ગરીબ મા ગરીબાઈના કારણે બાળકને અસંતુષ્ટ રાખે છે. ધનવાન માં સુધારાના ખોટા ખ્યાલોને લીધે બાળકને શીશીનું દૂધ પાઈને અસંતુષ્ટ બનાવે છે. ઘણાં બાળકોની માતા શરીરથી કૃશ થઈ ગયેલી હોવાથી બધા જ બાળકને પોતાના ધાવણદ્વારા પુરતો સંતોષ આપી શકતી નથી. આટલા વિચારો આજના સમાજજીવનમાં ઘણી ક્રાંતિ માગી લે તેવા છે. ગરીબ માને ગરીબીમાં રાખવા માટે સમાજ જવાબદાર છે. ધનવાન માને અજ્ઞાન રાખવા માટે પણ સમાજ જવાબદાર છે અને ઝાઝાં બાળકોની મા થનાર માટે પણ સમાજની જવાબદારી ઘણી મોટી છે. અસંતુષ્ટ

બાલજીવનને ટાળવા માટે સમાજમાંથી ગરીબી હાંકી કાઢવી પડશે, અજ્ઞાન હાંકી કાઢવું પડશે અને કુટુંબ-નિયોજન સ્વીકારવું પડશે. છેક જ બાળપણમાં પોષણનો અસંતોષ ધારણ કરનાર બાળક મોટી ઉંમરે વ્યવહારના વિવિધ ક્ષેત્રમાં તેવો અસંતોષ પ્રગટ કરતુ હોય છે. મનુષ્યમાં રહેલી વૃત્તિઓની એવી ખાસીયત છે કે તે કોઈ પણ પ્રકારે પોતાનો સંતોષ માણવાના પ્રયત્નો કર્યા જ કરે. એક બાબતમાં રહી ગયેલા અસંતોષનું સાટું બીજે ઠેકાણેથી વાળવા મથે છે. બાલવયમાં પોષણ માટેનો અસંતોષ મોટી વયે ખાનપાનમાં જ મર્યાદિત રહે તેવું નથી બનતું. ખાનપાનથી સંતુષ્ટ રહેનાર માણસ પણ બીજા વ્યવહારોમાં બાલવયમાં અજ્ઞાન મનમાં સંઘરી રાખેલા અસતોષને જાણ્યે અજાણ્યે પ્રગટ કરે છે અને સમાજમા અનાવસ્થા પેદા કરે છે. ઉપર ઉપરથી જોનાર માણસને આવી અસંગતીઓનો ઉકેલ જડતો નથી. ઉપરછલ્લા પૃથક્કરણથી અસંગતીઓ ટાળી શકાતી નથી. માણસના અજ્ઞાત ચિત્તમાં પ્રવેશ કરવાની તાકાત અને હિંમત જેમણે કેળવી છે તેવા મનોવૈજ્ઞાનિક જ અજ્ઞાતમનના કોઈ અંધારા ખૂણામાં દબાઈને પડેલી એ પ્રાથમિક વૃત્તિને પકડી રાખે છે અને માણસના વ્યવહારોની અસંગતીના મૂળમાં ઘા કરે છે.

જીવનમાં વારેવારે ડોકીઆં કરતી અસંતોષની વૃત્તિના મૂળમાં બાલવયના ધાવણ છોડાવવાની ક્રિયા વખતની માતપિતાની નાની મોટી અને ખોટી ટેવો પડેલી હોય છે. આપણે જાણીએ છીએ કે બાળકના એક વર્ષની વયમાં બાળકના પોષણનો આધાર માતાનું ધાવણ છે. એ ધાવણની સાથે બાળકને માતાના અંતરનો પ્રેમ પણ સાંપડે છે. ધાવણ છોડાવવાનો પ્રસંગ આવે છે ત્યારે બાળકના જીવનમાં એક નવો પલટો લેવાય છે. સ્વાભાવિક જીવનમાંથી એને હવે અસ્વાભાવિક જીવનમાં પ્રવેશ કરવાનો હોય છે એનો એક માત્ર ખોરાક માતાનું દૂધ હતું તેમાંથી હવે એને બીજાનું દૂધ પીવાનો અથવા તો કંઈક ખોરાક ખાવાનો વખત આવે છે આ કામ ઘણું મુલાયમ છે. મનોવૈજ્ઞાનિકો તો એ કામને બાળકનો પુનર્જન્મ ગણે છે. આ કથનની ગંભીરતા ઓળખવા માટે આપણે એક દૃષ્ટાંત લઈએ. જીવનના ઘણાં લાંબાં વર્ષો સુધી શાકાહારી ખોરાક લેનાર માનવી પાસે એકાએક માંસાહારી ખોરાક ધરવામાં આવે તો એના મનની શી સ્થિતિ થાય તે આપણે સહેજે કલ્પી શકીએ. શરૂઆતમાં તો માણસ માંસાહાર કરવાને બદલે મરણને પસંદ કરશે. કોઈ અકુદરતી જીવન જીવવા માટે માણસ મનથી જલદી તૈયાર થઈ શકતું નથી જે માનસિક વેદના આવા શાકાહારોને થાય છે તેથી એ તો અનેકગણી વધારે માનસિક વેદના માતાનું ધાવણ છોડીને અન્ય અકુદરતી ખોરાક ઉપર જતું બાળક અનુભવતું હોય છે. એના ચિત્તના આ વખતના મુલાયમ કાળને દરેક માતાએ પીછાની લેવો જોઈએ. એવી પીછાન આપણને થઈ જાય તો બાળકનું ધાવણ છોડાવતી વખતે આજે અજ્ઞાનવશ જે ગંભીર ભૂલો કરવામાં આવે છે તે ભૂલો થતો અટકે. માતાનું દૂધ છોડાવવાનો વિષય એક સ્વતંત્ર મીમાંસા માગી લે છે અને તેથી અહીં એનો વિસ્તાર નહિ કરીએ. અહીં તો એટલું જ નોંધવું જરૂરી છે કે માતાનું દૂધ છોડતી વખતે બાળકના જીવનમાં પોષણના તેમજ અન્ય બાબતોના જે અસંતોષો રહી જાય તે મોટી ઉંમરે ઘણું વિકરાળ સ્વરૂપ ધારણ કરે અને માણસના જીવનને અવિવેકી અને અસમતોલ બનાવી મૂકે.

આજના યુગમાં જીવનના વિવેક માટે અને જીવનનીતિની સમતુલા માટે આપણે ઘણા વિચારો કરી રહ્યા છીએ. અનેક પ્રકારના ઉપાયો પણ અજમાવી રહ્યા છીએ. જીવનવિવેક અને જીવનનીતિ માટે પાર વિનાનું સાહિત્ય પણ લખાઈ રહ્યું છે. આમ છતાં યે આ કોયડો ઉકેલાશે કે કેમ ? એ એક પ્રશ્ન રહે છે. આ કોયડાના ઉકેલ માટે બાલજીવન તરફ નજર કરવાનું સમજાઈ જશે અને બાલવયની પ્રાથમિક વૃત્તિઓ તરફ સાચી દિશામાં આપણું સૌનું ધ્યાન ખેંચાશે તો તેનો સાચો ઉકેલ મળી આવશે એ ! શંકા નથી.





જયન્ત પરમાર

# મૃત્યુનો જંપ

શહેરોના દુર્ગુણની જ્યાં રજમાત્ર અસર નથી થઈ એવા પહાડીપ્રદેશની - આ વાર્તાનું મહત્ત્વ એટલે જ નથી વધતું ! એની રજૂઆત પણ મહત્ત્વની છે. 'બીજલેખા'ના આ વાર્તાકારનો બીજો સંગ્રહ 'નદીનાં નીર' આ વાર્તા સાથે હવે પછી પ્રગટ થશે.

પહાડોની રૂપેરી હારમાળા વચ્ચેથી લાંબે સુધી દેખાતી છતાં ક્યારેક એવી તો અદૃશ્ય રીતે અલોપ થઈ જતી એ વાંકવળાંકવાળી પગદંડા ઉપરથી દોડતો એ આવતો ત્યારે એને જોઈ રહેવામાં ખરેખર મઝા જ પડતી. એની ગોરી કાયા ઉપર થાગડથીગડવાળાં અને લઘરવઘર કપડાં રહેતાં છતાં એ કાયા તરફ ક્યારેય ઘૃણાનો ભાવ ન જન્મે એવું માસુમ એ શરીર હતું. ઉંમર તો એની ફક્ત બાર જ વર્ષની હતી. પણ પહાડીમાં ઉછરેલી એ કાયા સહેજે સોળ ઉપરની કહી શકાય એવી કસાયેલી, હિમગિરિની હવાથી થીજેલી અને રૂપેરી બરફથી રંગાયેલી હતી.

સવારના દશ–અગિયાર વાગ્યે હું પથારીની હુંફ છોડીને ઊઠતો અને મને મારા પલંગની પાસેની એ નાની બારીમાંથી હિમાચ્છાદિત પહાડોની ધવલ શિખર–ટોચો, ચિનાર અને દેવદારના લાંબા લાંબાં વૃક્ષોની આંખને થકવી દેનારી હારમાળા, શરુના વૃક્ષોની નયનમનોહર નૈસર્ગિક ગોઠવણી અને એ બધાંમાંથી એકદમ ઉપસી આવતી એ લાંબી પગદંડી જોઈ રહેવાનું, ધરાઈને જોઈ રહેવાનું મન થયા જ કરતું. અને આંખોને થાક લાગવા જ ન દે એવી એ પગદંડી ઉપરથી રોજ એ જ સમયે લગભગ દોડતો એને આવતો જોતો અને મારું પ્રફુલ્લિત મન વધુ પ્રફુલ્લિત બની જતું. હું બૂમ પાડી ઊઠતો :

'આવી ગયો શહેનશાહ ?'

'હાં બાબુજી.' બરફની થીજાવી દેનારી ઠંડીમાં એ એટલું બોલીને સીધો મારી રૂમમાં આવીને હીટર પાસે બેસી જતો. એનું નામ તો રૂડુંરૂપાળું અજમલહુસેનખાન હતું. મેં જ્યારે એનું નામ પૂછ્યું ત્યારે મને પણ એણે એ જ નામ કહેલું. પણ એની બા એના આ એકના એક લાડકાને શહેનશાહ કહીને બોલાવતી એ વાતની મને થોડા દિવસો પછી જ્યારે ખબર પડી ત્યારે મને પણ 'શહેનશાહ' જ ગમી ગયું, તે પછી મને ક્યારેય ખ્યાલ પણ ન આવતો કે એનું નામ શહેનશાહ નથી !

શહેનશાહ એની માનો એકનો એક દીકરો હતો તેમ શહેનશાહને પણ આ ભરી ભરી દુનિયામાં એની મા સિવાય કોઈ નહોતું . એનો બાપ મરી ગયાનું યાદ તો એને ત્યારે આવતું કે જ્યારે કોઈ નવરાશની પળોમાં મા–દીકરો વતોએ ચડ્યાં હોય. એના બાપની વીરગાથા ગાતાં એની મા ક્યારેય થાકતી નહિ. એક પછી એક વાતો એ કર્યે જ જતી, નાનકડો શહેનશાહ વચ્ચે 'પછી શું થયું !' જેવી ડખલ કરવા ક્યારેય તૈયાર નહોતો થતો એટલે એ વાણીપ્રવાહમાં એ તરબોળ બની જતો અને એની માતા સામે મંડાયેલી આંખો ક્યારેક દૃષ્ટિશૂન્ય બનીને દૂર દૂરની પર્વતમાળાઓમાં ખોવાઈ જતી.

શહેનશાહની માતા જ્યારે પહેલે જ દિવસે શહેનશાહને લઈને મારી પાસે આવી ત્યારે જે વાત્સલ્યઝરતી વાણી એના મોંમાંથી સરી પડેલી એ આજે પણ મને યાદ છે. શહેનશાહની જેમ હું પણ એને મા જ કહેવા લાગેલો. શહેનશાહને મારે ત્યાં મૂકીને એ ગઈ અને બીજે જ દિવસે એ શહેનશાહ સાથે જ મારી પાસે આવી. ત્યારે હું વિચારમાં પડેલો. પણ જ્યારે એણે આવીને મારી પાસે ફરિયાદ ઉપર ફરિયાદ કરવા માંડી ને હું એકદમ હસી પડ્યો.

હસવું આવે એવું જ હતું ને ? ફરિયાદ પણ કેવી હતી ? એ કહેવા લાગી કે શહેનશાહને એણે મારે ત્યાં નોકર તરીકે રાખ્યો છે. એને લાડ લડાવીને ફટવી દેવાનો નથી !

બન્યું એવું કે કાશ્મીરના અનેક સહેલાણીઓ માફક





હું ગયો હતો તો સહેલ કરવા. એકલો જ ગયેલો એટલે મારે નોકરની તો ખાસ જરૂર પડે જ. અને તેમાંય હું તો સાવ રખડેલ. એટલે કોઈ ખૂબ કાળજી રાખે એવો નોકર ન મળે તો એ સ્વર્ગભૂમિમાં પણ મારા તો બેહાલ જ થઈ જાય ને?

સવારે શહેનશાહ આવીને ચા-પાણીથી માંડીને મારા માટે ખાણું પણ તૈયાર કરી આપતો. ઊઠીને ચા-પાણી પતાવીને હું તો બહાર ઘૂમવા નીકળી પડતો. બે ત્રણ વાગ્યે આવું ત્યારે શહેનશાહનો ઠપકો તો સાંભળવો જ પડે.

'બાબુજી, તમને ભૂખ પણ નથી લાગતી?'

કેમ એવું પૂછવું પડે છે? તારી બનાવેલી એકેય વાનગી કોઈ દિવસ વધે છે ખરી? એટલું બધું ખાઈ જાઉં છું તો ય પૂછે છે કે ભૂખ નથી લાગતી!'

'મારી કહેવાની મતલબ એ છે કે......'

અધૂરા રહેતા એ વાક્યને ક્યારેય હું પૂરું થવા ન દેતો. હમેશાં હું એના કહેવાનો ઊંધો અર્થ લઈ લેતો ત્યારે એનું આ વાક્ય આવીને ઊભું જ હોય. અને હું પણ પૂરેપૂરો ટેવાઈ ગયેલો એટલે એની દલીલો વધુ આમળ વધે ત્યાં જ હું એને અટકાવી દેતો.

જમી કરીને જરા આળોટતો અને પાછો ઓવરકોટ હાથમાં લેતોક ને હું ઉપડી જતો. ત્યારે પણ એની કાયમી ફરિયાદ તો ઊભી જ રહેતી.

'બાબુજી, સાંજે વહેલા નહિ આવો તો આજે તો તમે આવ્યા પહેલાં જ જતો રહીશ. સાંજે બહુ મોડું થાય એ માને ગમતું નથી.'

'તે તું સાંજે ઘેર જવાનું નામ જ શું કામ લે છે? અહીં રાતે રહેવામાં તને શું વાંધો આવે છે તે સાંજે એટલી બધી ઠંડીમાં ઘેર જાય છે?'

'મા એકલી ઘેર હોય ને? એને મારા વગર શી રીતે ગમે?'

અને મારો રઝળપાટ મને સાંજે ક્યારેય મોડું ન કરાવવા શહેનશાહના આ આજીજીભર્યા શબ્દોથી ચેતવી દેતો. ઠંડીનું મોજું ફરવાને હજુ તો ઘણી વાર હોય તે પહેલાં હું આવી જતો અને શહેનશાહને વાળુ કરાવીને તરત ઘેર મોકલી દેતો.

શહેનશાહની મા જે ઠેકાણે કામે જતી એ પણ એક ખાનદાન ઘરાણાનું કુટુંબ હતું એમ ક્યારેક એ આખું કુટુંબ લાંબી સહેલ કરવા ઊપડી જતું ત્યારે શહેનશાહ સાથે મારે ત્યાં આવતી એની આ બધી વાતો કરી જતી એમાંથી મેં જાણેલું. એટલે જ શહેનશાહની મા શહેનશાહને છોડીને, એ કુટુંબની ખૂબ ખૂબ માયા-મમતા હોવા છતાં ક્યારેય ત્યાં રાત ન રોકાતી અને આવી રીતે શહેનશાહ સાથે એ જ્યારે જ્યારે બે ત્રણ દિવસ માટે મારે ત્યાં આવતી ત્યારે એ એમાંથી એકેય સાંજે ઘેર ન જતાં—હું જવા ન દેતો. સાંજે અમે જમીને ત્રણેય જણ હીટર પાસે બેસીને વાતોએ વળગતાં. અનેકવાર શહેનશાહે સાંભળેલી એના બાપની વીરગાથાનું પુનરાવર્તન થતું અને શહેનશાહની જરાપણ કંટાળા વગરની એ મુખમુદ્રા હું જોઈ જ રહેતો. મને પણ થઈ આવતું કે મારી જ માતા પાસે બેસીને હું આ વાતો જાણે ન સાંભળી રહ્યો હોઉં!

શહેનશાહ મને ઘણીવાર પૂછતો: 'બાબુજી, તમારી મા આમ મારી મા જેમ તમને વાતો કરે ખરી?'

અને કંઈક અણઘટતું કરી નાખ્યું હોય તેમ એની મા એને ધમકાવી નાખતી: 'જરા વિચાર રાખીને તો બોલ! બાબુજી સાથે કઈ રીતે વાત કરવી એ પણ ભૂલી જાય છે?'

હું તરત શહેનશાહની વહારે ધાતો: 'હા શહેનશાહ, મા તો બધાની સરખી જ હોય ને! મારી મા પણ મને તો આમ જ મોડી રાત સુધી વાતો કહેતી. હું પણ એને પૂછી પૂછીને થકવી નાખતો. એ કહેતી થાકી જાય પણ હું સાંભળતાં ક્યારેય નથી થાકી ગયો શહેનશાહ! મા એ તો હમેશાં મા જ રહે છે. પછી એ મારી મા હોય કે તારી મા હોય. અને



અહીં પણ મને મારી માની ઊણપ સાલે એવું છે જ ક્યાં?'

તરત શહેનશાહની મા શરમાઈ જતી: 'બાબુજી, એવું ન કહો. અમે તો ગરીબ...'

'દિલનાં તો તમારા જેવા શ્રીમંત મેં ક્યાં ય નથી જોયાં!' હું ક્યારેય એમની ગરીબીનાં એકરારને પૂરો કરવા જ નહોતો દેતો. એ મા-દીકરાની મારા તરફની મમતા મને શહેનશાહમાં મારા નાના ભાઈનાં દર્શન કરાવતી.

શહેનશાહની જેમ હું પણ એને મા કહીને જ બોલાવતો. અને જેના દિલ પર એકેય ડાઘ પડ્યો નહોતો એવી એ ભોળી માતા મારા પર વાત્સલ્યનો, મમતાનો વરસાદ—હિમપ્રદેશમાં તો વરસાદ ન હોય એટલે હિમપ્રપાત—વરસાવ્યે જતી. અને એમાં હું નહાતો, ભીંજી જતો અને ક્યારેક બધું ભૂલીને આ કુદરતની ગોદમાં જ રહી જવાનું મને મન થઈ જતું.

માતૃવત્સલ એ માતા મને ક્યારેક ગમગીન જોતાં જ એકદમ પૂછી ઊઠતી: 'બાબુજી, હવે બીજી વખત અહીં આવો ત્યારે એકલા ન આવતા.'

'કેમ એકલો? અહીં હું ક્યાં એકલો છું? તમે બંને તો છો જ ને? અને હવે તો આટલા પરિચય પછી તમારી પાસે આવવાનું કેટલું બધું મન થાય?'

'મારી કહેવાની મતલબ એ છે કે...કે તમે પણ અહીં સહેલ કરવા આવતા અનેક સહેલાણીઓની જેમ સજોડે આવો તો કેવી મજા કરી શકો?'

'ઓહ, આમ વાત છે,' હું એકાએક ગમગીનીમાંથી હસી પડતો: 'મા, છોકરાઓ પરણીને માને ભૂલી જાય છે એ વાતનો હજુ તને અનુભવ નથી લાગતો. અને હું પણ સજોડે અહીં આવીશ તો તને ખરેખર ભૂલી જઈશ. પછી તો હું મારી બૈરીમાંથી જ ઊંચો નહિ આવું!'

'બાબુજી, એવું ન બોલો. દુનિયા આખી પરણે છે.'

'એટલે જ આખી દુનિયા હેરાન થાય છે ને?'

'પરણવાથી જ હેરાન થાય છે?'

'પરણવાથી હેરાનગતિની શરૂઆત થાય છે. માતાનું વાત્સલ્ય ત્યારથી એ ભૂલી જાય છે. પત્નીના મોહપાશ એને બીજું શું શું નથી ભૂલાવી દેતા મા?'

'પણ એ મોહપાશ વગર જીવન કેવું હરાયા ઢોર જેવું જ્યાં ત્યાં વેડફાઈ જતું હોય છે એ પણ તમે કેમ ભૂલી જાવ છો બાબુજી!'

'હરાયા ઢોર ખીલાને ઊખેડીને ભાગી શકે અને લહેરથી ચરીને તાજામાજા થઈ શકે. ખીલે બંધાયેલા તો ભૂખે મરે.'

'પણ ઢોરની વાત માણસથી જુદી હોય છે એ તો તમે કબૂલ કરશો ને બાબુજી!'

'એટલે જ માણસ કરતાં ઢોર વધુ સુખી છે.'

'માણસ સમજે છે, વિચારે છે એટલે જ એ દુઃખી થાય છે એમ માને છે, બાકી ઢોર પણ સુખી જ છે એમ તો કેમ કહી શકાય?'

'એમને ચિંતા નહિ, ઉપાધિ નહિ, ગમગીની નહિ...'

'માણસ પણ આ બધું ભૂલી જઈ શકે છે. એને પણ કુદરતે બક્ષિસ આપેલી છે. એ પણ એક ભાગ્યવાન સર્જન છે. માણસ જ્યાં સુધી એ બક્ષિસ ન મેળવે ત્યાં સુધી એ હમેશાં અધૂરો છે.'

'મા, દરેક માતા પોતાના પુત્રને પરણાવવા માટે આટલી બધી ઉતાવળી કેમ થતી હોય છે?'

'કારણ કે દરેક માતા એક વાર કોઈ માતાના પુત્રની પત્ની બની ચૂકી હોય છે ત્યારે જ એ માતાનું વાત્સલ્ય પામી શકી હોય છે!'

બારણું ખોલીને બજારમાં ગયેલો શહેનશાહ ખરીદી કરીને અંદર આવતો દેખાયો અને વાત અટકી પડી. પણ મારામાં જગાવેલી આ વિચારમાળા આગળ વધતી ન જ અટકી. મારી આ પચીસ વરસની



ઉમરમાં મારે પણ માતા પિતા, ભાઈ, બહેન બધુ હોવા છતાં ક્યારેક તો મારુ કોઈ ન હોય એવો અનુભવ કરવો પડ્યો છે ઘણીયવાર એકાન્ત મળતાં હુ ખૂબ નિરાશ થઈ ગયો છુ મારા શોખ મને એકલતા લાગવા નથી દેતા એ વાત સાચી પણ મારે જ્યારે એકાદ પળની પણ એકલતા ભોગવવાનો પ્રસગ આવે છે ત્યારે મારા મો પર અત્જે શહેન શાહની માને દેખાયેલી ગમગીની છવાઈ જાય છે એ ગમગીનીનો ઉકેલ કોઈ માનસશાસ્ત્રી આણી શકે એવુ હુ ધારતો હતો, પણ આ એક અભણ ગ્રામ્ય નારીમા પણ એવી શક્તિ જોઈને હુ ચકિત તો ન થઈ ગયો પણ એના તરફનુ મારુ માન વધી ગયુ એના પતિની વીરગાથા કહેતા એની ધમણ જેવી *વિશાળ છાતી ફુલાતી હુ જોતો ત્યારે મારી ગાથા* ગાનારી પણ કોઈક હોય એવુ મારુ મન મને પોકારી પોકારીને કહી નાખતુ પણ એ વિચારે મને બહુ હેરાન નથી કર્યો એટલે એ ભોળી ગ્રામનારી સાથે આગ્લી ચર્ચા પણ કરી શકુ છુ

શહેનશાહ આવ્યો કે એ બન્ને મા–દીકરો રસોઈ કરવામા રોકાયા અને હુ ખભે ઓવરકોટ ભેરવીને બહાર નીકળવાની તયારી કરવા લાગ્યો સાજ પડવાને હજુ ઘણી વાર હતી તો ય શહેનશાહની માતાથી બોલ્યા વગર ન રહેવાયુ •

'બાબુજી, બહુ મોડુ ન કરતા !'

'હમણા જ આવી જઈશ મા ' કહેતો હુ બહાર નીકળી પડ્યો

*

અઠવાડિયા પછી એક દિવસ સવારે શહેનશાહની મા એકલી જ પગદડી પરથી આવતી મે બારીમાંથી જોઈ અને મને ફાળ પડી એની ચાલમા પણ કાઇક વધુપડતી ઝડપ હતી હુ પથારીમાથી ઊભો થઈ ગયો ઓવરકોટ ચડાવીને બારણુ ખોલીને એની સામો હુ ગયો અને એના મો પરની ચિન્તા અને વિશાદરેખાએ મને પણ વિચારતો કરી દીધો નજીક આવતા જ એ બોલી ઊઠી

'બાબુજી, શહેનશાહ બિમાર પડી ગયો છે આજે એ કામ પર નહિ આવી શકે એ કહેવા હુ આવી છુ થોડુક કામ હુ પતાવીને તરત ઘેર જતી રહીશ'

'શહેનશાહને એકાએક શુ થઈ ગયુ ? કાલે સાજે અહીથી ગયો ત્યા સુધી તો કાઈ જ નહોતુ '

'ઘેર આવ્યો ત્યા સુધી કાઈ નહોતુ પણ મધરાતે એણે એક કાળી ચીસ પાડી મને બોલાવી હુ તો ઝબ કીને એને બાઝી પડી અને એને અડતા જ હુ ચમકી એની કાયા ધગધગતી હતી પહાડીનો ઝેરી તાવ એની આખી કાયાને શેકી રહ્યો હતો મને થયુ કે ક્યારે સવાર પડે ને હુ તમને આવીને કહી જાઉ ?

'મા, ચાલ આપણે દાક્તરને લઈને પાછા જઈએ કઈ કામ કરવુ નથી એ બધુ તો થશે' એમ કહેતો હુ દાક્તર પાસે જવા વળ્યો બહાવરી બનેલી એ માતા પણ મારી પાછળ પાછળ જાણે ઘસડાવા જ લાગી

દાક્તરને લઈને અમે પહોચ્યા ત્યારે શહેનશાહની આખ ઊચી પણ ન થાય એવો તાવ હતો એની આખ જરા ઊઘડી અને બીડાઈ ગઈ એની સામે જ હુ ને એની મા ઊભા હતા, દાક્તરે તપાસીને દવા આપી મને બહાર બોલાવીને મારા આ ઘર સાથેના નાતાનો થોડો ખ્યાલ મેળવીને કહ્યુ કે દરદી બચવો મુશ્કેલ છે અને પહાડ જેવી હિમતવાળી માતાને પણ સાન ભાગી પડેલી જોતા હુ તો આ શબ્દોથી તદ્દન ઢીલો ઢફ બની ગયો છેલ્લા થોડાક જ દિવસો અમારી ઓળખાણને થયા હતા પણ એક કુટુબના જ હોઈએ એમ અમે ત્રણે સધાઈ ગયા હતા અને તેમાય શહેનશાહ તો મારો નાનો ભાઈ જ બની ચૂક્યો હતો

હુ વધુ તો કાઈ જ ન બોલી શક્યો દાક્તર ચાલતા થયા ત્યારે પણ મને ઘેર જવાનુ મન ન થયુ પથારીમાથી ઊઠીને સીધો આમ ક્યાય કોઈ દિવસ ન



ગયેલો હું મારાં ચા-પાણી ભૂલી ગયો, નાસ્તો ભૂલી ગયો, અને મારી આંખ સામે પથારીમાં ધગધગતો શહેનશાહ અને પથારી પાસે પહાડીના બરફથી થીજી જતી એની મા એ બે જ દેખાયાં.

હું જઈને શહેનશાહની પથારી પાસે બેઠો. મા એને દવા પાવા માટે ગરમ પાણી કરવા ઊભી થઈ. એ નાનાં ઝૂંપડામાં અત્યારે ત્રણ જીવ હતા છતાં જાણે એ ત્રણેય એક જ ન થઈ ગયા હોય તેમ કોઈ કશું બોલી શકે તેમ નહોતું.

અચાનક શહેનશાહ સળવળ્યો અને મારું ધ્યાન એના તરફ દોરાયું. એની આંખ પણ જરા ખૂલી. મેં પૂછ્યું: 'કાંઈ જોઈએ છે ?'

એની આંખો જ જાણે જવાબ આપી રહી હોય તેમ એક સંતોષભરી દૃષ્ટિ કરી લેતી પાંપણો ઢંકાઈ ગઈ.

ગરમ પાણી લઈને મા આવી ત્યારે પણ શહેનશાહ ન હાલ્યો કે ન ચાલ્યો. દવા પીવડાવતી મા અત્યારે પણ વેદનાગ્રસ્ત ચહેરે એની સામે તાકી રહી હતી.

બીજો દિવસ પણ એવો જ ગયો. આજે સવારે આવેલા દાક્તરના સ્વરમાં પણ એક નિરાંત મને દેખાઈ અને હવે ભય વીતી ચૂક્યાની એમને થયેલી ખાતરી અમને પણ દેખાવા લાગી. એક નિરાધાર નારીની બંદગીનો પાક ખુદાએ જાણે અવાજ સાંભળ્યો હોય તેમ શહેન-શાહના ચહેરા ઉપર ઝલક દેખાવા લાગી.

અઠવાડિયા પછી શહેનશાહ માંદગીમાંથી ઊઠ્યો અને હું તે દિવસે એની ખબર કાઢવા ઘેર ગયો ત્યારે શહેનશાહને બદલે પથારીમાં એની માને જોઈ ત્યારે પાછો મારો ભયગ્રસ્ત ચહેરો વધુ ભયતીત બની ગયો : કુદરતે એકને બદલે તો બીજાને નહિ બચાવી લીધો હોય !

હું તો તરત દાક્તર પાસે દોડ્યો. દાક્તરે એ જ ભય વ્યક્ત કર્યો. પણ શહેનશાહ વખતનો ભય આટલો બધો નિરાશા ઉપજાવે એવો નહોતો જ્યારે અત્યારે તો દાક્તરે ચોખ્ખું સુણાવી દીધું કે આ કાળજ્વર કોઈ હિસાબે હટે એવું નથી !

માંદગીના બિછાનામાંથી તાજો જ બેઠો થયેલો માસુમ શહેનશાહ આ સાંભળે તો ? મેં ગજબની હિંમત રાખી. અમે બન્નેએ બને તેટલી સારવાર કર્યે રાખી. ત્રીજે દિવસે અમને કાંઈક ફેરફાર લાગ્યો એટલે જરા શાંતિ વળી.

ધીમે ધીમે મા બોલવા પ્રયત્ન કરતી હતી. પણ આ પ્રયત્નો એકદમ આખરના હતા એ તો કેમે કર્યું ન જ સમજાયું. શહેનશાહનો હાથ લઈને મારા હાથમાં મૂકતાં એ ત્રુટક અવાજે બોલી :

'બાબુજી, મારા અજમલને સાચવશો ને ?'

આટલા શબ્દો બોલતા બોલતા તો એને કાંઈ શ્રમ પડ્યો છે ! અને છતાં એ શબ્દો એ પૂરેપૂરા બોલી શકી. જાણે એની આંખો ખૂબ ઉતાવળથી મારા ઉત્તરની રાહ જોઈ રહી હોય તેમ અધીરી બની ગઈ. મારું હૈયું આ કસોટીને કાળે, હતી એટલી બધી હિંમત એકઠું કરીને બોલી ઊઠ્યું :

'મા, અજમલને મારા નાના ભાઈની જેમ સાચવીશ. પણ તું આવું અશુભ બોલ મા.'

મારું બીજું વાક્ય સાંભળવા એ માતાના કાન સરવા ન જ રહી શક્યા. મેં હીબકા લેતા શહેનશાહને મારી છાતીએ ચાંપી દીધો.

પહાડો થીજાવી દેતી રાત્રિની નિઃરવતામાં બંધ પડેલું એક હૈયું જાણે આ બે હૈયાંના ભેગા થઈ ગયેલા ધબકારાથી વધુ શાંત ન બની ગયું હોય ! હિમશિખર ઉપર થીજી ગયેલા બરફ જેટલું જ શાંત અને નિરવ ! શહેનશાહ પાસેથી ખૂંચવીને લઈ લીધેલું મૃત્યુ જાણે એની માને હરીને જંપી ગયું હતું !







નાથાલાલ દવે

# તાજમહાલ

જગતમાં જે અમર પ્રેમનું કાવ્ય આજે પણ એક અને અદ્વિતીય રહ્યુ છે એ તાજમહાલને આ લેખના કવિ-લેખક કેવી સરસ રીતે બહેલાવી જાય છે! લેખકની પ્રવાસકથાઓનું આગામી પુસ્તક 'આસામયાત્રા' આવા પ્રવાસ-સ્થળોથી સમૃદ્ધ થયેલુ છે. આ લેખ વાંચીને પુસ્તકની રાહ જોવાનું મન થાય.

એ વાત જાણી'તી તેતો ભારત-ઈશ્વર શાં'જહાન,
કાલસ્રોતે વહ્યાં જાય જીવન યૌવન ધનમાન.
માત્ર તવ અંતર વેદના
ચિરંતન રહો બની, સમ્રાટની હતી એ સાધના.
રાજશક્તિ વજ્ર શી કઠિન
સંધ્યારક્તરાગસમ તંદ્રાતલે હો ને થતી લીન.
કેવળ એક જ દીર્ઘશ્વાસ,
નિત્ય ઉચ્છ્વાસિત થઇ સકરુણ કરો આ આકાશ.
એ જ તારે મને હતી આશ
હીરામુક્તામાણિક્યની ઘટા
જાણે શૂન્ય દિગંતની ઇન્દ્રજાલ ઇન્દ્રધનુચ્છટા.
ભલે એ સૌ લુપ્ત થઇ જાય,
માત્ર રહી જાય
એક બિન્દુ અશ્રુ કેરું જલ
કાલના કપોલ પરે શુભ્ર સમુજ્જ્વલ
આ તાજમહલ

—રવીન્દ્રનાથ

આગ્રાના સ્ટેશનમાંથી જ તાજનો ધવલ ગુંબજ દેખાયો અને મન તેની પાસે જલદી પહોંચવા તલપાપડ થયું. યમુનાને કાઠે બાવળની કાંટ પાસેથી રસ્તો જતો હતો. કિલ્લાની લાલ પથ્થરની દિવાલો, ઉપરની આરસની ઈમારતો અને ઝરુખાઓએ અસ્ત પામેલા સામ્રાજ્યની વાત કરી ન કરી ત્યાં તો યમુનાના શાંત જલપ્રવાહમાં પોતાનુ સ્થિર પ્રતિબિંબ નિહાળતા તાજનાં ફરીથી દર્શન થયા.

પહેલાં મોટું ચોગાન આવ્યું. ડાબી બાજુ વળતાં તાજ તરફ જવાનો પ્રથમ દરવાજો આવ્યો. લાલ પથ્થરની ત્રણ મંજલાની એ ઈમારત અને તેની ઉપરના અગિયાર ઘુમ્મટોવાળી સફેદ આરસની શિખરમાળા જોઈ. એંશી ફીટ ઊંચી એ દિવાલ પર તુગ્ર લિપિમાં કુરાનની બેતો કોતરી છે. અક્ષરો નીચે નાના, ઉપર મોટા મોટા થતા જાય છે. કારીગરે એવી યુક્તિ કરી છે કે નીચેથી ઉપર સુધી અક્ષરો આપણી આંખોને સરખા માપના જ લાગે છે. પ્રવેશદ્વારમાંથી જોયું તો વિશાળ ચોગાનને અંતે સામે બીજો દરવાજો હતો અને તેની વચ્ચેથી તાજના વચલા ચોરસ દ્વારના દર્શન થતાં હતાં.

વળી વચ્ચે મોટો ચોક. લાલ પથ્થરની ચોરસ સ્તંભમાળા અને તેને છેડે બીજો ઉત્તુંગ દરવાજો. ડગલે ડગલે તાજ નજીક આવતો જાય છે અને દૃશ્ય વિસ્તરતું જાય છે. આ હોજ.. આ ઊડતા ફૂવારા. આ બાગ. હોજને કાઠે કાઠે શરુના વૃક્ષોની હાર. સામેનો ઊંચો ઓટલો. તે 'પર તાજની સ્વચ્છ ધવલ ઈમારત. બાજુની કમાનો. નાના કોમળ ગુંબજો. અને સામે ઉપરનો વિશાળ ભવ્ય ઘુમ્મટ. તે પરનો કળશ. બાજુના ચાર મિનાર. બંને છેડેની ત્રણ ઘુમ્મટવાળી ઈમારતો. અને હોજમાં આખાય દૃશ્યનું પ્રતિબિંબ કેવું સુરેખ, સપ્રમાણ, નિતાંતરમણીય દૃશ્ય છે!

તાજના અનેક વર્ણનો વાંચ્યા છે, અનેક છબીઓ જોઈ છે, અનેક પ્રતિકૃતિઓ નિરખી છે. એનો ખૂણે ખૂણો પરિચિત છે. પણ એના પ્રત્યક્ષ દર્શનથી આવુ જાદુ થતું હશે તેની ખબર ન હતી. પથ્થર કેવો કોમળ બની ગયો છે! કેવું મૃદુ, કરુણ, અપાર્થિવ વાતાવરણ! મીટ માંડીને જોયા જ કરીએ. સ્વયં કાલ જ્યાં થંભી ગયો છે ત્યાં આપણા પગ થંભી જાય એમાં કાંઈ નવાઈ નથી.

સધ્યાનું આકાશ લાલ થયું છે. એક વિશાળ વાદળું તાજના ગુંબજ પાછળ આવીને ઊભું છે. ગુંબજ પર આછી લાલ સુરખી રેલાય છે.

ધીરે ડગલે ઓટલો ચડ્યા. તાજની અષ્ટકોણ ઈમારતની પ્રદક્ષિણા કરી. દિવાલો પર કોતરેલી કુરાનની બેતો જોઈ. ફૂલો અને વેલો જોઈ. પછી અંદર ગયા.

અંદરના ખાલી ખંડો જોતાં મન ગ્લાનિ અનુભવે છે. પહેલી વાર યાદ આવે છે કે સ્નેહની સ્મૃતિનું ભવ્ય મંદિર પણ છેવટ તો કબર માત્ર છે. અંદરની ચૂનાની છો અને વિશાળ ઘુમ્મટવાળા ઓરડા ખાલી ખાલી લાગે છે. પણ ત્યાં ધૂપની સુગંધે આવીને સંભારી આપ્યું, 'રહેવા દો. સાર તારવવાની ઉતાવળ ન કરો. આવો, આમ વચ્ચે આવો.'

આરસની કલામય જાળીઓ પર નજર કરી. પગથિયાં ઊતરી નીચેના ખંડમાં ગયા. ત્યાં ખંડની વચ્ચે મુમતાજ અને શાહજહાં ચિરનિદ્રામાં પોઢયાં છે.

બંને કબરો પર આરસની શિલાઓનાં અદ્‌ભુત કોતરકામ છે. રંગીન વેલો અને ફૂલો બેસાર્યાં છે. કોતરણીના કેવા કોમળ મીઠા રંગો છે! કેવા પ્રવાહી એ વેલોના વળાંક છે! જડ પથ્થર અહીં જીવંત બની જાય છે. પ્રિયવિરહની નિગૂઢ વેદનાની જે કોમળ કરુણ વાત સમ્રાટને કહેવી હતી તે આ નાજુક નકશીની વાણીમાં વ્યક્ત થતી દેખાય છે!

જે હૃદયોએ આવો ઉત્કટ પ્રેમ અને આવો ગંભીર વિરહ અનુભવ્યો તેમને પ્રણામ કર્યાં. પ્રાણપણે જે નરનારી એકબીજાને આવા પ્રેમથી ચાહી શકયાં એ વિશ્વની વંદનાનાં અધિકારી છે.

આકાશમાં સંધ્યા ખીલી. વાદળાંએ ભગવો રંગ ધારણ કર્યો. અને તેની અસર તાજના ઘુમ્મટ પરથી રેલાઈને હોજનાં પાણી સુધી પહોંચી. પાછળ યમુનાએ પણ એ રંગના ઉત્સવમાં સાથ પૂરાવ્યો. બગીચાનાં શરુનો લીલો રંગ હવે વધારે ઘેરો બન્યો. પવનની મંદ લહરથી વૃક્ષો હલી ઊઠયાં. પક્ષીઓ માળા તરફ પાછાં વળતાં હતાં. તાજનો પ્રશાંત ગુંબજ સાંધ્ય આકાશ સામે ઈંગિત કરી સ્વર્ગલોકમાં વિરાજતી મુમતાઝને શાહજહાંનો સંદેશ દેતો હતો, 'મૃત્યુએ ભલે વિરહની વેદના આપી. એ વેદના—ઝાળથી પ્રાણની દીપશિખા પેટાવી તારી આરતિ ઉતારું છું, પલે પલે તને સંદેશ પાઠવું છું, પ્રિય! તને હું ભૂલ્યો નથી, ભૂલ્યો નથી.'

રવીન્દ્રનાથ કહે છે તેમ 'દિલ્હીશ્વર શાહજહાં જ્યોત્સ્નારાતે નિર્ભૃત મંદિરે પ્રેયસીને જે નામથી બોલાવતા હશે તે મૃદુ મંદ વાણી આ સ્થાને અનંતને કાને મૂકી ગયા છે. પ્રેમની કરુણ કોમળતા સૌંદર્યના પુષ્પપુંજ સમા આ પ્રશાંત પાષાણમાં ખીલી ઊઠી છે. હે સમ્રાટ કવિ! આ તમારા અંતરની છબી છે. તમારું આ અપૂર્વ અદ્‌ભુત નવમેઘદૂત છે. પ્રભાતના અરુણ આભાસમાં, કલાંત સંધ્યાવેળાએ કરુણ નિશ્વાસમાં પૂર્ણિમાની ચમેલીના લાવણ્ય વિલાસમાં, ભાષાને અતીત તીરે, અલક્ષ્યની દિશાએ જ્યાં તમારી વિરહિણી પ્રિયા બિરાજે છે ત્યાં તમારો આ સૌંદર્યદૂત કાળના પ્રહરીનું લક્ષ ચૂકાવીને તમારા હૃદયની વાર્તા લઈ જાય છે.'

આગ્રાના કિલ્લામાં ભોમિયા ઉત્સાહથી બતાવે છે: 'આ દિવાનેઆમ, જ્યાં બાદશાહ કચેરી ભરતા. આ દિવાનેખાસ, ત્યાં બેગમો સાથે વાર્તાલાપ કરતા. આ સમનબુરઝ, જ્યાં મિજલસો જામતી. આ હમામશાહી, ત્યાં મોગલરમણીઓ સ્નાન કરતી. આ અત્તરના હોજ! આ હીરાજડિત છતો! આ ઉપવનો! આ મચ્છીભવન! આ બુલંદ દરવાજા! આ નોબતખાના!' એ સાંભળતાં સાંભળતાં થાક લાગે છે. એ સર્વનો આજ કાંઈ અર્થ નથી. એમાંથી સાર એ જ નીકળે છે કે દેહની પૂજા વ્યર્થ છે વૈભવ સર્વ નિઃસાર છે. ઐશ્વર્યના અંતે છે પરાજય, વિલાસને અંતે છે નિર્વેદ. કિલ્લાઓ જમીનદોસ્ત થાય છે. મહેલો ખંડેર બને છે. રાજમુકુટો ઇતિહાસનાં પાનાં સાથે ઊડી જાય છે. શાશ્વત કાંઈ હોય તો તે મનુષ્યનું સત્કર્મ છે. બધું પાણીમાં પતાસું ઓગળે તેમ ઓગળી જાય છે. ટકી રહે છે એક માત્ર ધર્મ, જે આ જગતને ધારણ કરે છે.

આ મુગલ સમ્રાટો અને સામ્રાજ્ઞીઓ વિલાસ, વૈભવ અને ઐશ્વર્યનું કેવું સપ્તરંગી જીવન જીવી ગયાં છે! શી એમની રસિકતા! શા એમના શોખ! શા એમના મિજાજ! નૂરજહાં કહેતી ગઈ છે:

પરવાના મન નીમ કિ બ એક શોલા જાન દહમ !
શમીમ કિ શબ બ સોજમ વ દમ બર નયારમ !

[ હુ પતગ નથી કે એક ક્ષણમા જાન આપી દઉં હુ તો એ રોશની છુ, જે રાતભર જલતી રહે અને ક્ષણ માટે ય વિમુખ થાય નહી ]

દિલ્હીથી કેન્દ્ર સરકારના એક અમલદાર પણ તાજ જોવા આવ્યા હતા તેમણે નોંધ કરી હતી 'મુખ્ય પ્રવેશદ્વારની ઊંચાઈ ૧૦૦ ફીટ ચોગાન ૨૧૧ ચોરસ ફીટ બગીચો ૯૭૧ ફીટ હોજ ૪૩¼ ફીટ ઓટલો ૯૮૫x૩૬૫ ફીટ મિનારાના માળ ત્રણ પગથિયા ૧૫૪, ઊંચાઈ ૧૬૪ ફીટ, તાજના ઘુમ્મટની ઊંચાઈ ૨૪૩½ ફીટ પિત્તળના ગુબજનુ વજન ૩૨ મણ મુખ્ય ગુબજનો વ્યાસ ૫૦ ફીટ મજૂર વીશ હજાર ખર્ચ ૭ કરોડ રૂપિયા '

મે કહ્યુ 'આ આકડાઓ પરથી તાજનો ભવ્યતાનો કશો ખ્યાલ નહી આવે તાજ જોવાની આ રીત નથી'

તેઓ કહે 'કેમ એમા શી હરકત છે?'

મે કહ્યુ 'જેઓ આકડા એકઠા કરે છે તેમની પાસે છેવટ પત્રકો જ રહે છે, જિંદગી હાથમાંથી સરી જાય છે તાજની કવિતા અનુભવવી હોય તો કાકા કાલેલકરની દૃષ્ટિએ તેના દર્શન કરવા જોઈએ જુઓ, ભારતના એ સરકારપ્રેમી પરિવ્રાજકે તાજને કેવી રીતે જોયો છે!'—

"લાલ પથરાનો પવિત્ર દેખાતી દિવાલોનો તે વિસ્તીર્ણ પ્રકાર, પ્રેમ સૌદર્યના દુખિત સ્મરણના ગાભીર્યને છાજે એવો અદરનો બગીચો વિરહી હૃદયના અરીસા જેવા અદરના તળાવ, અને ફરી ફરી છૂટતી દુખનિરાશાની સેરો સમાન ફુવારાઓ અને શરુના ઝાડો, એની અસર કેવી થાય છે એની તો પ્રથમ કલ્પના પણ ન હતી

'મુમતાઝ અને શહાજહાનની પ્રેમકહાણીની કલ્પના કરવાથી જે આદર તાજમહાલ પ્રત્યે ઉત્પન્ન થાય છે તેજ આદર કારીગરે તાજમહેલને પ્રમાણબદ્ધ ઊચો અને પહોળો ઓટલો આપીને પેદા કર્યો છે નીલધવલ શિખરને માટે આધારૂ તો હસ્તિદતસદૃશ અથવા ચિરતપ્ત દુગ્ધ સમાન પીતપાડુર કલેવરથી જ મળી શકે એમ છે ઉપર ચડવાના પગથિયા એક વિશાળ ભિત્તિથી ઢકાઈ ગયેલા હોવાથી ઉપરનુ સ્થાન દુષ્પ્રાપ્ય છે, દૂરથી જ એની પૂજા થઈ શકે એવુ સૂચન થાય છે તળાવ સામે ઊભા રહી, નીલા કાશમા ભળી જતુ તાજમહાલનુ શિખર ઘડીઓ સુધી જુઓ અને પછી નીચે પાણીમા વિહાર કરતું એનુ તરલ પ્રતિબિબ જુઓ સૂર્યનારાયણના લબાયમાન કિરણો જાણે સામેના ચિરસ્થગિત મહોત્સવને પ્રકાશિત કરવા લલચાયા હોય તેમ કેટલાય વખત સુધી ત્યા ને ત્યા જ રહે છે ઘડીકમા ચાર બાજુના ચાર મિનારા તરફ ધ્યાન જાય છે, ઘડીકમા કમાન ઉપર ચડાવી ઉજ્જ્વલ કરેલા તાજમહાલના મુખચદ્ર તરફ ધ્યાન જાય છે, ઘડીકમા એ અષ્ટકોણાકૃતિ ઇમારતના લાવણ્યથી ભવ્ય મહાદ્વાર તરફ દૃષ્ટિ વળે છે આમ દૃષ્ટિ ગમે તેટલો સ્વચ્છદ કરે તો યે દૃષ્ટિને ફરીફરીને તાજમહાલની એ મનોહારી શિખર-ગુજન તરફ જોવુ જ પડે છે કેટલી મોહક એની આકૃતિ ! કેટલુ શુદ્ધ એનુ પ્રમાણ ! કેટલી સયમી એની કોમળતા ! જેમ ગાયનમા ધ્રુપદ ફરી ફરી આવે છે અને એક જાતની તૃપ્તિ અર્પે છે તેમ તાજમહાલના સૌદર્યની મૂર્તિ એ ગુબજમાં જ થાય છે "

સધ્યાની રગલીલા હવે પૂરી થઈ રાખોડી રગનુ વાદળ દૂર ખસી ગયુ અને તાજના ઘુમ્મટની વર્તુલરેખા પાછળ એક તારો ઊગ્યો

એ એકલ નિર્મલ નક્ષત્રે આવીને વળી શાત શુભ્રને નવીન શોભા આપી અને હોજના પાણીમા નક્ષત્રના આછા કિરણોનો ઉજાસ ચમકવા લાગ્યો પવન સ્તબ્ધ હતો વૃક્ષો અડોલ ઊભા હતા ચરાચર સૃષ્ટિ શાતિમા લીન બની હતી તાજ બિરાજતો હતો સન્યાસી જેવો વિરક્ત, એના ઊચા આસને સ્થિર, હોજમાની પોતાની પ્રતિછાયાના એકાત



દર્શનમાં આત્મલીન. કેટલાં દૂર! કેટલો વિશાળ! કેવો અસ્પૃશ્ય ! કેવો અપાર્થિવ !

*

અર્ઝમંદબાનુ બેગમ એનું નામ હતું. ૧૫૯૨માં એનો જન્મ. પિતાનું નામ યમિનુદ્દૌલા અસફખાન. નૂરજહાંના ભાઈ ઈતિમુદ્દૌલાનો એ પુત્ર. અર્ઝમંદ ૧૯ વર્ષની થઈ, ૧૬૧૨માં શાહજાદા ખુર્રમ સાથે તેનાં લગ્ન થયાં. જહાંગીરે પુત્રવધૂનું નામ મુમતાઝમહાલ રાખ્યું.

મુમતાઝ સુંદર હતી તેવી જ બુદ્ધિશાળી પણ હતી. ખુર્રમ જ્યારે શાહજહાંનું નામ ધારણ કરી ગાદીએ બેઠો ત્યારે રાજકારભારમાં પણ મુમતાઝ ભાગ લેવા માંડી. મુમતાઝ સ્વભાવે પ્રેમાળ અને ઉદાર હતી. તેની સલાહથી શાહજહાંએ ઉદાર રાજનીતિ અપનાવી અને અનેક અપરાધીઓને ક્ષમા આપી. શહેનશાહનાં હૃદયને મુમતાઝે પ્રેમના અમૃતથી સીંચીને નવપલ્લવિત કર્યું. શાહી કચેરીમાં, ચાંદની રાતે અગાશીમાં, સંગીતની મહેફિલોમાં, યુદ્ધનાં મેદાનોમાં, મુમતાઝ સ્વામીની સાથે ને સાથે રહી. દામ્પત્યનાં એમ સત્તર વર્ષ સ્વપ્નની જેમ સરી ગયાં.

૧૬૨૯માં દક્ષિણના સુબા ખાન જહાં લોદીએ બળવો કર્યો. તેને શિકસ્ત આપવા શાહજહાં આગ્રાથી નીકળ્યો. મુમતાઝ પણ સાથે થઈ. એ વર્ષના ડિસેમ્બર માસમાં મધ્યભારતનાં બરહાનપુર શહેરમાં મુમતાઝે ગૌહરઆરા નામની પુત્રીને જન્મ આપ્યો. બરહાનપુરમાં મુમતાઝ મૃત્યુ પામી.

બરહાનપુરના ઝીનાબાદ નામના અમાનત(કામચલાઉ કબર)માં તેનો દેહ રાખવામાં આવ્યો અને મુમતાઝના અવશેષોને આગ્રામાં રાજા માનસિંગના બગીચામાં રાખ્યા. ઇતિહાસ નોંધે છે કે શહેનશાહના શોકને અવધિ નથી. કોઈને એ મુલાકાત આપતા નથી. રાજકારભારની વાત કરતા:નથી. સર્વ દરબારીઓએ શોકના લેબાસ પહેર્યા છે. ઉત્સવ, સંગીત, બધું બંધ છે. અત્તર વાપરવાની અને અલંકારો પહેરવાની શહેનશાહે મનાઈ ફરમાવી છે. પુત્રોને રાજ્ય સોંપી પોતે ચાલ્યા જશે એવી વાતો ચાલે છે. બે વર્ષમાં એમના કેશ શ્વેત બની ગયા છે. દર શુક્રવારે એ મુમતાઝની કબર પાસે જાય છે અને ફાતિહા પઢે છે. બેગમના આત્માની શાંતિ માટે ભવ્ય ઉરસ ભરાય છે.

મુમતાઝે એક દિવસ વાત કરી હતી: 'મારી કબર પર જગતમાં અજોડ એવી ઈમારત બંધાવજો.' દિલ્હીપતિને પ્રિયતમાના એ બોલ યાદ હતા. તેથી તેમણે દેશના સર્વોત્તમ સ્થાપત્યવિદોને આગ્રા બોલાવ્યા. ઈરાનથી, અરબસ્તાનથી, તુર્કસ્તાનથી કલાકારો આવ્યા. ફત્તેહપુરસિક્રીથી લાલ પથ્થર આવે છે. જયપુરના રાઈવાળાથી, મકરાણાથી સફેદ આરસ આવે છે. હિમાલયની પેલી પારથી, ઈરાનથી, કાબુલથી રત્નો આવે છે. વીશ હજાર માણસો કામે લાગ્યા. તેમને રહેવા માટે મુમતાઝાબાદ નામનું નગર વસ્યું, હાલ જે તાજગંજને નામે ઓળખાય છે. અને સત્તર વરસે જગતની અપ્રતીમ એવી ઈમારત બાંધવાનું કામ એના દરવાજા પર કોતરેલ છે તેમ, ૧૬૪૮માં 'પરમશક્તિમાન ખુદાની મહેરબાનીથી' પૂરું થયું. મુમતાઝની કબર પર આરસમાં અત્યંત કોમળ વેલોના વળાંક અને ફૂલોના રંગીન બુટ્ટા કોતર્યા છે, જાણે કે કોઈ ચાંદની રાતે નિદ્રાલીન પ્રિયતમાના ગાલ પર પ્રેમીની આંગળીઓ ધીરેધીરે ફરી રહી છે. તેમાં ખુદાના નવ્વાણું નામો અને કુરાનની બેતો કોતરી છે. તેમાં તેના અવસાનની સાલ છે ઈસ્લામી સંવત ૧૦૪૦, (ઈ. સ. ૧૬૨૯). તેની બાજુમાં મુગલ સમ્રાટ શાહજહાં જિંદગીના અનેક વસમા જખ્મો વેઠીને ચિરનિદ્રામાં પોઢ્યા છે. તેમની કબર પર કોતરાયેલ છે ઈસ્લામી સંવત ૧૦૭૬, (ઈ. સ. ૧૬૬૬).

આ થયો તાજનો ઇતિહાસ. પણ ઇતિહાસ જાણીએ તોય ભલે, ન જાણીએ તોય ભલે. તાજ પોતે જ એવો ભવ્ય છે કે તેનું દર્શન મનને સંપૂર્ણપણે ભરી દે છે. બીજા કશાની જરૂર રહેતી નથી.

*





આગ્રાના શાહી મહેલમાં જસમીન બુરજ નામનો સુંદર ઝરુખો છે. તે નૂરજહાંએ પોતાને માટે બંધાવેલો. તેના સ્ફટિક મઢ્યા સ્થંભોની રચના અત્યંત કોમલ અને કલાપૂર્ણ છે. ઔરંગઝેબને સલ્તનતનો લોભ લાગ્યો અને દારા, શુજા વગેરે ભાઈઓની કતલ કરી તેણે ગાદી હાથ કરી. વૃદ્ધ શાહજહાંને કેદ કરીને તેણે આ મહેલમાં રાખેલ. કેદના એ સાત વરસ દરમ્યાન શાહજહાંની પુત્રી જહાંનારા વૃદ્ધ પિતાની પાસે રહી હતી.

એક દિવસ ઔરંગઝેબ પિતા પાસે આવ્યો અને ભૂલની ક્ષમા માગી એ તો તેનો અભિનય જ હતો, પણ નાટકકાર દ્વિજેન્દ્રલાલ રોય કહે છે તેમ, શાહજહાનાં વ્યથિત વત્સલ હૃદયને એથી પણ સમાધાન મળ્યું. તેણે કહ્યું: 'જહાનારા! એ પણ તારી જેમ મા વગરનો છે. એનોતુ માફ કર તું ચૂપ કેમ ઊભી છે, બહેન! સંધ્યા સમયની આ યમુના તરફ જો, એનો પ્રવાહ કેવો સ્વચ્છ છે! જો આ આસમાન તરફ, એનો રંગ કેવો ઘેરો છે! જો આ બાગ, કેવો સુંદર દેખાય છે! અને જો પ્રેમના થીજેલા અશ્રુજલ સમી, વિરહની મૂર્તિમંત કહાણી જેવી મૂક, સ્થિર, શુભ્ર ઈમારત! આ તાજમહાલ તરફ દૃષ્ટિ માંડીને જો. આ બધા તરફ તું નજર કર અને ઔરંગઝેબને માફ કર, બેટા! આ દુનિયાને તું સમજે છે એટલી એ ખરાબ નથી.'

શાહજહાંની અંતીમ ક્ષણોનું કલાકાર અવનીન્દ્રનાથે અદ્ભુત ચિત્ર આલેખ્યું છે. વૃદ્ધ અશક્ત શહેનશાહ આ ઝરૂખામાં સૂતા છે. દૂર યમુનાને સામે તટેથી તાજ દેખાય છે. તેના તરફ શાહજહાંની નજર છે. તેના હૃદયની બધી વેદના, બધી કરુણા એ દૃષ્ટિમાં મૂર્તિમંત થઈ છે. અબનબાબુ "જોરાસાંકોર ધારે"માં કહે છે: 'મેં એ ઝરુખો જોયો ન હતો. કલ્પનાથી જ ચિત્ર દોરેલું. ત્યાર પછી ઘણાં વરસે હું આગ્રા ગયો. રેખાએ રેખા આબેહૂબ મળતી આવતી જોઈ મને પોતાને જ આશ્ચર્ય થયું. કદાચ પૂર્વજન્મની સ્મૃતિ જેવું કંઈ હશે અને તેણે મદદ કરી હશે.'

ઘણા યાત્રીઓ તાજના દર્શને આવ્યા હશે અને પોતાનું જીવન સમૃદ્ધ કરી ગયા હશે પણ કોને ખ્યાલ આવે કે આપણી કેન્દ્ર સરકારના બુઝર્ગ શિક્ષણમંત્રી મૌલાના આઝાદ પણ તાજના રસિયા હશે અને તેમની યુવાનીના દિવસોમાં વહેલા પરોઢે અહીં આવી સિતાર બજાવવા બેસતા હશે! મૌલાના કહે છે: 'અપ્રૈલ કા મહીના થા. જબ રાતકા પિછલા પહર શુરુ હોતા, ચાંદ પરદયે શબ (રાતનો પરદો) હટા કર ઝાંકને લગતા, તો મૈં સિતાર લે કર તાજ ચલા જાતા ઔર છત પર જમના કે રૂખ બૈઠ જાતા. સિતાર પર કોઈ ગત છેડ દેતા. ક્યા કહૂં ઔર કિસ તરહ કહૂં કિ કૈસે કૈસે જલ્વે આંખો કે આગે ગુજર ચૂકે. ક્યા મસ્તી કા આલમ થા!

'ગદા એ મૈકદા અમ, લેક વકતે મસ્તી બી
કિ નાજ બર ફલક, વ હુકમ બર સિતારા કુનમ'

મૈ જો કિ મયખાનેકા ભિખારી હૂં, લેકિન મસ્તી કે આલમમેં મુઝે દેખો કિ, મૈં આસમાન પર નાજ કરતા હૂં, ઔર સિતારો પર હુકમ ચલાતા હૂ.

દરખ્તો કી ટહનિયાં સુરુરમેં આકર ઝૂમને લગતી, રાત કે સ્યાહ પરદોસે કે અંદર સે અનસર (તરવો) કી સરગોશિયા સાફસાફ સુનાઈ દેતીં. બાર હા તાજ કી બુરજિયાં અપની જગહ સે હિલ ગયીં. આપ યકીન કરેં યા ન કરેં—બાર હા મૈને બુરજિયાં સે બાતેં કી હૈ ઔર જબ કભી તાજ કે ગુમ્બદેખામોશ (પ્રશાંત ગુંબજ) કી તરફ નજર ઉઠાઈ હૈ, તો ઉસકે લબો (હોઠો) કો હિલતા હુઆ પાયા હૈ'



सरिहिं न सरेहिं न सरवरेहिं न वि उज्जाण-वणेहिं।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं॥

હે મૂરખ, નદી કે તળાવોથી દેશ સુંદર નથી બનતો, બાગબગીચાથી કે મહાન સરોવરોથી પણ નહિ, પણ એમાં વસનાર સુજનોથી દેશ સુરમ્ય બને છે.





ગેઈશા

જાપાનની નારીશક્તિનો આછો ખ્યાલ આપતી સંસ્થાની એ ગેઈશા

ઉમાકાન્ત

# ગેઈશા

દેશ વિદેશનો પરિચય કેટલો પ્રેરક હોય છે એ તો જાપાનની આ એક જાતિનો ખૂબ જ અભ્યાસુ પરિચય વાંચવાથી જાણી શકાય છે. ગુજરાત બહાર દૂર સાગરપાર વસતા આ લેખકને ગુજરાત જાણે છે નવલનવેશ તરીકે—આ લેખમાં આપણને આ દુનિયાખેડુ લેખક જાપાનમાં લઇ જાય છે......

ચારસો વર્ષ પૂર્વે—

દૂર પૂર્વમાં—જાપાનમાં—ગેઈશાનો જન્મ થયો. ગેઈશા સંસ્થા જાપાનમાં જન્મી, જાપાનમાં જ વિકસી અને જાપાનમાં જ ગોંધાઈ રહી.

બે અલગ શબ્દોની સંધિનો ગેઈશા શબ્દ બન્યો છે. ગેઈ એટલે કળા અને શા એટલે કાર. ગેઈશા એટલે કળા—કાર. મનોરંજનની કળામાં પારંગત બુદ્ધિશાળી સ્ત્રી એટલે ગેઈશા એમ સાદી રીતે કહી શકાય. આગળના યુગમાં ભારતમાં ગણિકા નામની જે સંસ્થા નામનાની ટોચે હતી તેને મળતી જ જાપાનની આ સંસ્થા છે. ગેઈશા અને વેશ્યા શબ્દના ઉચ્ચારણમાં ઘણું સામ્ય હોવાને અંગે આ સંસ્થા માટે અનેક તર્ક વિતર્ક થાય છે, પરંતુ સાચી વાત એ છે કે ગેઈશા અને વેશ્યામાં ઘણો જ તફાવત છે. ગેઈશા સંસ્થાનો આછો પરિચય આપવાનો આ લેખનો ઉદ્દેશ છે અને એટલે જ છેક તેની ઉત્પત્તિથી શરૂઆત કરી છે.

રાજ્યોના જન્મ સાથે જ જગતમાં રાજરમતો જન્મી હતી. દુનિયાના દરેક દેશમાં આ રાજરમતો, એક યા બીજે સ્વરૂપે, ફેલાતી જ રહી છે. એમાંથી યુદ્ધો અને આન્તરિક વિગ્રહો પ્રગટ્યા છે. ભાઈ—ભાઈ વચ્ચે વેરનાં ઝેર રેડાયાં છે. ભયંકર હત્યાકાન્ડો ને લડાઈઓના દાવાનળોથી જગતનો ઇતિહાસ ભરપુર છે, અને આજેયે ઇતિહાસનાં પાનાં વિગ્રહો અને યુદ્ધોના હેવાલોથી જ ભરાતાં જાય છે. માનવજાતિની લોભવૃત્તિ ને કિન્નાખોરીનો સ્વભાવ દુનિયાના કોઈપણ ભાગમાં આજે અણપ્રગટ્યો નથી રહ્યો. ગેઈશાની ઉત્પત્તિ એ માનવજાતિના સ્વભાવના પરિણામનો જ એક અંશ છે.

યેદો રાજ્યના જમાનામાં જાપાનમાં એક ભયંકર આંતરવિગ્રહ ફાટી નીકળ્યો. રાજા, તેના ભાયાતો, ઉમરાવો અને અમલદારોને કતલ કરી નાખવામાં આવ્યા. અને આ આન્તરવિગ્રહ જગાડનાર સામા પક્ષના વડાએ જાપાનની રાજગાદીનો કબજો લીધો. વિગ્રહમાં મરી પરવારેલા રાજા તેના ભાયાતો અને ઉમરાવોની અનાથ બની ગયેલી સ્ત્રીમાંથી, તે દિવસે, આજની ગેઈશા પ્રગટી. ભણેલી—ગણેલી ને લલિતકળાઓમાં નિપૂણ બનેલી એ કન્યાઓને—સ્ત્રીઓને નશીબે માત્ર નવા રાજા અને ઉમરાવોનું મનોરંજન કરવાનું કામ બાકી રહ્યું. એ કન્યાઓમાં પણ ઊંચા અને રજવાડી, ખાનદાન સંસ્કારો હતા એટલે રજવાડી પુરુષોને રીઝવવામાં એ સફળ બની. માત્ર લલિતકળાઓમાં જ આગળની જિંદગી પસાર થઈ હતી, કળાની નિપુણતા મેળવવા સિવાય એમણે અન્ય કંઈ કામ જ નહોતું કર્યું એટલે એમની સફળતા ઝડપી અને પ્રિય નિવડી.

અને આમ ગેઈશા સંસ્થાનો પ્રથમ પાયો નંખાયો. યોશીવારા નામના સ્થળે આ સંસ્થાની પહેલી સ્થાપના થઈ. અને યેદો રાજ્યકાળના રાજા, ઉમરાવો અને અમલદારો તથા અમીરોએ એ રમણીઓના રંગકટોરા પીવા માંડ્યા. માત્ર રજવાડી પુરુષો અને અમીર—ઉમરાવો માટે જ ખુલ્લું રહેતું આ રૂપ—કળા બજાર જતે દિવસે સામાન્ય માણસો માટે પણ ખુલ્લું થયું. અને આજે તો જેના ખિસ્સામાં નાણાં હોય તે સર્વ માટે—દેશી હોય કે પરદેશી—એ રૂપ—કળાધામો ખુલ્લાં છે.

દરેક વસ્તુનો ધરાવો હોય છે તેમ માત્ર શારીરિક રૂપ—સૌન્દર્ય લૂંટવું ને માંસના લોચા ઉથામ્યા કરવાનો યે લોકોને ધરાવો થઈ ગયો. રૂપ અને શરીરનાં બજાર પડવા માંડ્યાં. પુરુષ જાતને કંઈક નવીનતા



જોઈતી હતી. ગેઈશાને તો ગ્રાહક વિના ચાલે તેમ હતું જ નહિ એટલે તેણે પણ રાહ બદલ્યો. અને ગાન–તાન, વાજીંત્રો અને નૃત્યોને ગેઈશાઓએ અપનાવ્યાં. માત્ર એ એક જ ધંધા પર એકેલી ગેઈશાએ ઘણા ટૂંકા સમયમાં જ એ ચીજો પર પ્રભુત્વ મેળવી લીધું. પુરુષ જાતિની ભૂખ સંતોષાઈ. અને જતે દિવસે ચતુર ગેઈશાએ દેહવેચાણનો ધંધો બિલકુલ બંધ કરી, માત્ર નાચ–ગાન ને વાજીંત્રની કળાને જ પોતાના ગ્રાહકો સંતોષવાનું મુખ્ય સાધન બનાવ્યું. ઊંચા વર્ગની ગણાતી ગેઈશા આજે પણ દેહવેચાણથી દૂર છે. યોશીવારામાં આજે પણ એવી કેટલીયે ઉચ્ચ કક્ષાની ગેઈશાઓ છે કે જેમણે પુરુષનું પડખું નથી સેવ્યું એમ કહીએ તો ચાલે. ધનની સામે દેહનો બદલો કરવાથી વિરૂદ્ધ મન ધરાવતો આજે એક મોટો વર્ગ ગેઈશામાં છે.

માત્ર શહેરમાં વસતાં સંસ્કારી કુટુંબોમાંથી જ આજ સુધીની ગેઈશાઓની ઉત્પત્તિ થઈ છે એમ ઘણાઓનું માનવું છે તે સાચું નથી. ગામડાની ઉચ્ચ દરજ્જાની સંસ્કારી કન્યાઓએ પણ ગેઈશાપદ સ્વીકાર્યાના ઘણા દાખલાઓ મોજુદ છે. જાપાનની બહારની દુનિયામાં એક સાધારણ માન્યતા છે કે આજનાં ગેઈશાગૃહો ગરીબ માબાપો પાસેથી તેમની છોકરીઓ વેચાતી લઈ લે છે ને આમ આ ગેઈશા સંસ્થા આગળ વધતી આવે છે. આ વસ્તુ તદ્દન સાચી નથી તેમ તદ્દન જૂઠી પણ નથી. એમાં કંઈક તથ્ય જરૂર છે. ગરીબ માબાપો પોતાની છોકરીઓને ગેઈશાગૃહમાં વેચી દેતાં નથી પણ સોંપી દે છે. અને બદલામાં ગેઈશાગૃહ પાસેથી નાણાં ઉપાડે છે. છોકરી મોટી થઈ ગેઈશા કામ માટે તૈયાર થાય ને કામ કરતી થાય ત્યારે તેની કમાણીમાંથી આ નાણાં કાપવાની ગેઈશાગૃહ શરૂઆત કરે છે. નાણાં જ્યાં સુધી પૂરે પૂરાં ભરપાઈ ન થઈ જાય ત્યાં સુધી છોકરી ગેઈશાગૃહમાંથી છૂટી શકતી નથી. નાણાં ભરપાઈ થઈ જાય તે પછી ગેઈશાગૃહથી તે સ્વતંત્ર થઈ શકે છે. પણ આમ સ્વતંત્ર થવાના એ છોકરી માટે મોકા મળવા મુશ્કેલ હોય છે કારણ કે છોકરીને ગેઈશા બનાવવા પાછળની કેળવણી ને તેનાં સૌન્દર્ય-સાધનો પાછળ અને ભાતભાતનાં પોષાકો પાછળ થતા ખર્ચાનો હિસાબ પણ ગેઈશાગૃહ પાસે મોજુદ હોય છે. અને આ ગેઈશાગૃહો પણ ધર્માદા કાઢીને નથી બેઠાં હોતાં. છોકરી પાછળ થયેલા દરેક ખર્ચાઓ તેના વ્યાજ સાથે તેની પાસેથી વસુલ કરવાના હોય છે. એટલે છોકરી કેળવણી લઈ ગેઈશાનું કામ કરતી થાય છે ત્યારે તેને માથે એવડું મોટું દેવું હોય છે કે તે તરફ નજર કરતાં જ તે નાહિંમત થઈ જાય છે ને લગભગ આખી જિંદગી ગેઈશાગૃહમાં જ પસાર કરી નાખે છે. કમાણી શરૂ થતાં ગમે તે દેવું હોવા છતાં ગેઈશાગૃહ તેને તેની કમાણીમાંથી દશ ટકા જેટલો ભાગ આપે છે પણ આમાં તે પોતાનું પૂરું કરી શકતી નથી. અને કાયદેસર એ ધંધો છોડી શકતી પણ નથી. મુઝાઈને મરવા જેવી કફોડી સ્થિતિમાં તે જીવી જાય છે. હા, કોઈ ને કોઈ સારો ધનવાન મળી જાય અને તે તેના રૂપ–લાવણ્યમાં મુગ્ધ થઈ તેનું દેવું ગેઈશાગૃહને ચુકવી આપી છોડાવી જઈ શકે તો તે છોકરી ગેઈશાગૃહની ગુલામીમાંથી વળી છૂટે છે. અને આમ છૂટેલી છોકરીઓનાં નસીબ પણ છેવટે તો ખરાબ અસર બતાવે છે જ; રૂપ–લાવણ્ય ઘસાઈ જતાં ધનવાન તેને છોડી મૂકતાં ભાગ્યે જ વિચાર કરે છે અને ત્યારે તેની બદનસીબીનો પાર રહેતો નથી. છેવટે તેને કોઈ રેસ્ટોરન્ટમાં નોકરી શોધવાની રહે છે ને જો નાણાં હોય તો પોતાનું આગવું રેસ્ટોરન્ટ ખોલે છે, ને ચલાવે છે. ટોકીયો શહેરમાં આજે મોટા ભાગનાં રેસ્ટોરન્ટ ભૂતકાળની નામાંકિત ગેઈશાઓના હાથ નીચે ને માલિકી નીચે ચાલી રહ્યાં છે.

આવી સંસ્થાઓની શરૂઆત પછી એમાં ઘણા જ સુધારા–વધારાને અવકાશ હોય છે. આમ મેઈજી રાજ્યકાળમાં અને યેદો કાળમાં પણ આ સંસ્થામાં અનેક સુધારા–વધારા થયા છે. મેઈજી કાળમાં તો આ સંસ્થા એ દરજ્જે હતી કે મોટા મોટા રાજપુરુષો,



વડાપ્રધાનો ને અમીર ઉમરાવો આ ગેઈશામાંથી પત્નીની પસંદગી કરતા હતા. અને આ મેનીયા આજ સુધી ચાલુ રહેલો છે. વડાપ્રધાન થોશીદાની પત્ની પણ એક ઉચ્ચ આકાસાકા ગેઈશા છોકરી છે.

મેઈજીકાળ દરમિયાન આ સંસ્થા એટલી બધી ઊંચી કક્ષાએ પહોંચી ગઈ હતી કે રજવાડી પુરુષો સિવાય અન્ય સાધારણ દરજ્જાના માણસને ગેઈશાનાં દર્શન થવાં પણ દુર્લભ થઇ પડ્યાં હતાં. રાજ્યકારભારમાં ગેઈશા એ ઘણું જ અગત્યનું અને જોરદાર અંગ ગણાતું. રાજકાજની ખાનગી વાતો અને મસલતો લગભગ ગેઈશાગૃહમાં જ થતી. રાજદ્વારી પુરુષોની એ અતિ વિશ્વાસુ સંસ્થા ગણાતી હતી. અલબત્ત ગેઈશાએ પણ પોતાને એ દરજ્જાને લાયક થવા પૂરી જહેમત ઉઠાવી હતી. આખા રાજ્યમાં વધારેમાં વધારે લાગવગ ગેઈશા ધરાવતી હતી. દેશમાં શાંતિ સ્થાપવી કે બળવો ઊભો કરવો એ ગેઈશાના ડાબા હાથની રમત ગણાતી. રાજદ્વારી પુરુષો ગેઈશાના હાથનાં રમકડાં બની રહ્યાં હતાં. મેઈજીકાળના મોટા ભાગના રાજપુરુષોએ ગેઈશાઓમાંથી જ પોતાની પત્નીઓ પસંદ કરી હતી. અને આ ચીલો પડ્યા બાદ જાપાનના કેટલાયે મોટા ગણાતા પુરુષોએ ગેઈશાને પત્નીપદે બેસાડી છે. વડાપ્રધાન હીરોકુમી ઈટો અને આરીટોમો યામાગાટા જેવા પુરુષોના ઘરમાં પણ ગેઈશાઓ જ પત્નીપદે હતી.

ગેઈશાની એક નબળી બાજુ એ છે કે એને અંગ્રેજી ભાષાનો કાબુ નથી આવતો. જાપાનની બધી જ સ્ત્રીઓ માટે પણ આમ કહી શકાય તેમ છે. અને આજ સુધી તો અંગ્રેજી ભાષા જ આન્તરરાષ્ટ્રીય ભાષા તરીકે વપરાતી આવી છે એટલે એ પુરતો ગેઈશાનો આનંદ પરદેશીઓ પુરતા પ્રમાણમાં પારખી શકતા નથી. કાળના પ્રવાહ સાથે ગેઈશાસંસ્થાનાં મૂળ ઊંડાં ને ઊંડાં ઉતરતાં ગયાં. માત્ર ઉપરથી થોડો અણગમો દેખાડતો સમાજ રસપૂર્વક એ સંસ્થાની સદ્ધરતા વધારતો ગયો. ગેઈશા સમાજને શાપરૂપ છે કે આશીર્વાદરૂપ એ પ્રશ્ન ઊભો થતા પહેલાં જ દબાઈ જતો હતો, સમાજનો સાધારણ વર્ગ કોઈ વખત કચવાટ કરતો, પણ રાજદ્વારી તત્વો સાથે એકરૂપ થઈ ગયેલી ગેઈશા સામે એમનો કચવાટ ટકી શકતો નહોતો. યેદો ને મેઈજીકાળમાં ગેઈશા એ એકલી જ એવી સ્ત્રી હતી કે જે તદ્દન સ્વતંત્ર કહી શકાય. અને એ સ્વતંત્રતા સાથે તેનામાં રૂપ–યૌવન ને લલિતકળાઓની સાધનાનો ભંડાર હતો. આ કારણે જ રાજપુરુષો એમને વશ થતા હતા ને સાધારણ સમાજની તે અવગણના કરી શકતી.

આ મોંઘી મૉજ હજી પણ સાધારણ કે ગરીબ સ્થિતિવાળા માટે મુશ્કેલ જ રહી છે. ગેઈશાગૃહ શું છે અને તેનો આનંદ પ્રમોદ શું છે એ જાણવાનું હજી કેટલાયે જાપાનીઓના નશીબમાં નથી આવ્યું. ગેઈશાએ હજી પણ પોતાની આર્થિક કિંમત નથી ઘટાડી. છતાં આજે જમાનો જુદો છે. પહેલાં પેઠે આજે તે સંસ્થા માત્ર રાજપુરુષોના આનંદની જ જગ્યા નથી રહી શકી. વાસનાભૂખ્યા નાના નાના અમલદારો અને નાણાંમાં રમતા ગમે તેવા વેપારીઓ આજે ગેઈશાને ખરીદી શકે છે. સંસ્થામાંથી સત્તાનો હાથ નીકળી ગયો છે. આજે માત્ર નાણાંની એ ગુલામ છે. જો કે સાથે સાથે આજે તે સમયના જેવા ક્રાંતિકારીઓ ને બળવાખોરો પણ નથી રહ્યા કે નથી રહી એકહથ્થુ સત્તા કોઈના હાથમાં. સમાન હક્કનો જમાનો છે ને જેની પાસે નાણાં હોય તે બધાં જ એ હક્ક પ્રાપ્ત કરી શકે છે.

અલબત્ત, યેદો કે મેઈજીકાળના જમાના પેઠે આજે આખી ગેઈશા સંસ્થાના હાથમાં જાપાનનું રાજદ્વારી કે આર્થિક તંત્ર નથી રહ્યું—એમાં ઘણા જ ફેરફારો થઈ ચૂક્યા છે, છતાં એ આખી સંસ્થાના અમુક ઘરોના હાથમાં હજી પણ સત્તા મોજુદ રહી શકી છે. આવાં અમુક ઘરો પાસે જ્યાં સત્તા છે તેમની પાસે અનહદ નાણાંની જોગવાઈ છે, અને આધુનિક ઢબે એ લોકો મોટા પાયા પર રેસ્ટોરન્ટને મળતો ધંધો ધમધોકાર ચલાવી રહ્યા છે. રાજદ્વારી પુરુષો અને વહેપારના સ્થંભો આ રેસ્ટોરન્ટમાં આવે



છે. અલબત્ત દરેક ગ્રાહક કે તેના વર્તુલ પુરતી અલાયદા ખંડોની વ્યવસ્થા રાખવામાં આવેલી જ હોય છે એટલે કોણ અને ક્યારે એમાં આવે છે ને જાય છે એ જાણવું સહેલું આજે પણ નથી. ઉપરાન્ત ગેઈશા હજી પણ પોતાની એ જૂની ટેવને એટલી બધી સારી રીતે સાચવી રહી છે કે તેને જોયેલી કે સાંભળેલી વસ્તુને તે તે જ જગ્યાએ ને તે જ વખતે દાબી દે છે. આજે પણ રાજદ્વારી બાબતોની પ્રાથમિક મસલતો ને ચર્ચાઓ આવા રેસ્ટોરન્ટમાં પ્રથમ થાય છે. વેપારી સાહસોના પાયા આ જગ્યાએથી જ નંખાય છે. અગત્યની ઘણી મીટીંગો ને ચર્ચાઓ આ ગેઈશાઓની રૂબરૂમાં જ થાય છે. ગેઈશાએ હજી સુધી એકે વાત ફોડી હોય તેવો દાખલો હજી સુધી બનેલો નોંધાયો નથી. ટોકીયોમાં નાકાગાવા નામનું એક ભવ્ય રેસ્ટોરન્ટ આજે આવાં રેસ્ટોરન્ટમાં મોખરે ગણાય છે. એના કાયમી ગ્રાહક કહેવરાવવું એટલું જ મોટા માણસોની ગણતરીમાં ખપવા માટે પુરતું છે. ત્યાં વડાપ્રધાનથી માંડીને પોલીસનો ખર્ચી શકે તેવો અધિકારી આવે છે, મીલમાલિકો, સ્ટીમર કંપનીઓના ડાયરેકટરો, ફેક્ટરીઓના ભાગીદારો અને તેમના મહેમાનો પણ આવે છે. આનંદ પ્રમોદ સાથે લાખોની ઉથલપાથલો થાય છે, વેપાર અને રાજ્યકારણની અવનવી યોજનાઓ ઘડાય છે. યોજનાઓને અમલમાં મૂકવાના માર્ગો નક્કી થાય છે. લડાઈ કે સુલેહ–શાન્તિની મસલતો પણ અહીં જ ઘડાય છે. બિલાડીના પેટમાં ખીર ટકે તો સ્ત્રીના પેટમાં વાત રહે એ કહેવત અહીં ખોટી પડે છે.

મેઈજી પછીના વચ્ચેના કાળમાં પરવાના ધરાવતી વેશ્યાઓ અને ગેઈશાઓ વચ્ચે કાયદાની દષ્ટિએ બહુ ફેર રાખવામાં આવ્યો નહોતો. બંનેને પુરુષના મનોરંજન માટેની સંસ્થાઓ જ ગણવામાં આવતી હતી. અને કાયદો આ બંને વર્ગ માટે ગેઈશોગી જેવો એક જ શબ્દ વાપરતો હતો.

પરંતુ આજે અસલના જમાના પેઠે ગેઈશા અને વેશ્યાનો તફાવત કાયદાની દૃષ્ટિએ પણ નક્કી થયેલો છે. જારકર્મ માટેના પરવાનાધારી સ્ત્રીને જ વેશ્યા ગણવામાં આવે છે ને કાયદાની દૃષ્ટિએ એને એકલીને જ દેહની દુકાન ચલાવવાનો હક્ક છે. ગેઈશાને દેહ વેચવાની છૂટ નથી. અને એ ગેઈશામાં પણ દરજ્જા પાડી દેવામાં આવ્યા છે, આમાં મુખ્ય પાંચ દરજ્જા છે અને દરેક દરજ્જાવાર દરેકને સ્વતંત્રતા આપવામાં આવેલી છે.

**મુસુમે ગેઈશા :** આ પ્રથમ દરજ્જાની ગેઈશા ગણાય છે. મોટે ભાગે મુસુમે ગેઈશા એ ગેઈશાગૃહની માલકણની પુત્રી જ હોય છે. માલકણને જો પોતાની સગી પુત્રી ના હોય તો તે કોઈ ગરીબ માબાપની સ્વરૂપવાન છોકરીને નાનપણથી દત્તક લઈ એને કાયદેસર પોતાની પુત્રીના પદે સ્થાપે છે. ધનની છોળોમાં ઉછરેલી આ ગેઈશા બધી રીતે પ્રથમ નંબરે આવે તેવી હોય છે.

**જીમાએ ગેઈશા :** આ ગેઈશાને બીજા નંબરનો દરજ્જો આપવામાં આવ્યો છે. આ વર્ગની ગેઈશા પોતે પોતાની જાતે જ પોતાનું નાનકડું ગેઈશાગૃહ ચલાવે છે, અને આર્થિક રીતે કોઈની તાબેદાર હોતી નથી. એને માથે માલકણનો બોજો પણ હોતો નથી.

**કાનબાનકારી ગેઈશા :** આ ત્રીજા દરજ્જાની ગેઈશા છે. મોટા ગેઈશાગૃહમાં એ રહે છે અને મહિને લગભગ દોઢસો રૂપિયા જેટલું ભાડું એને એ ગેઈશાગૃહને આપવું પડે છે. અને પાર્ટીઓ વગેરેમાં જ્યારે જ્યારે તે કામ પર હોય છે ત્યારે તેને બારથી પંદર રૂપિયા જેટલી રકમ મળે છે. માબાપોએ એડવાન્સ નાણાં ગેઈશાગૃહ પાસેથી ઉપાડ્યાં હોય તેવી ગેઈશાઓનો મોટે ભાગે આમાં સમાવેશ થાય છે. એટલે એમની કમાણી કે કામ કંઈ જ સ્વતંત્ર જેવું હોતુ નથી.

**વાકે ગેઈશા :** અસહાય એવી ચોથા દરજ્જાની આ ગેઈશા છે. એ પોતાના ઘરે રહેતી હોવા છતાં



અર્ધપરતંત્ર હોય છે. પોતાની કમાણીમાંથી નક્કી કર્યા પ્રમાણે અર્ધો, એ દ્વિતીયાંશ કે પોણો ભાગ એણે ગેઈશાગૃહની માલકણને આપી દેવાનો હોય છે. **કાકાએ ગેઈશા :** આ પાંચમો દરજ્જો છે. સુધરેલા જમાનાની ગુલામ સ્ત્રી એટલે આ દરજ્જાની ગેઈશા: ગેઈશાગૃહને તે પોતાનો દેહ, ને કળા બધું જ અર્પણ કરી દે છે અને બદલામાં તેણે કશાની આશા રાખવાની હોતી નથી. સ્ત્રીની ગુલામીના કાયદેસરના વહેવાર સિવાય આમાં કંઈ વધારે નથી.

ગેઈશા મનોરંજન આટલું મોંઘું હોવા છતાં સામાન્ય રીતે ગેઈશાની બચત માસિક સોથી દોઢસો રૂપિયા જેટલી જ હોય છે. આનું મુખ્ય કારણ એ લોકોનું ખર્ચાળ જીવન અને ગેઈશાગૃહોની માલકણોની લુંટ જ છે. ગેઈશા કરતાં એ સંસ્થાઓની સંચાલક માલકણોની આવક અનેકગણી વધારે હોય છે. અતિ ખર્ચાળ અને મોભાદાર ગણાતાં ગેઈશાગૃહો કે તેનાં રેસ્ટોરન્ટમાં કામ કરતી ગેઈશાઓની આવક સામાન્ય રીતે એક હજારથી બારસો રૂપિયા જેટલી હોય છે. આ આવકમાંથી તેનો પોતાનો ખર્ચ, ભાડુ ને આયપતવેરો બાદ કરતાં તેની પાસે મહિનાની આખરે ભાગ્યે જ સો રૂપિયા જેટલી રકમ બાકી રહેતી હોય છે. બચતના આ નાનકડા પ્રમાણથી થાકી જઈને અત્યારે કેટલીક સારી ગણાતી ગેઈશા છોકરીઓ એ ધંધાનો ત્યાગ કરી, બંધનરહિત કેબરેટ—રાત્રિ નૃત્ય અને મનોરંજનગૃહો—માં દાખલ થઈ રહી છે. જ્યાં એમની આવકનું પ્રમાણ વધારે હોવા ઉપરાંત રાતના ચાર કલાક જ કામ અને તે પણ કોઈ જાતના શિષ્ટાચારના બંધનો રહિત. આવક કરતાં પણ ગેઈશા સંસ્થાનાં બંધનો ને કડક શિષ્ટાચારો સ્ત્રીઓને વધારે મુંઝવી નાખે છે. અને એટલા પુરતું જ ગેઈશાઓનું પ્રમાણ કેબરેટ છોકરીઓ કરતાં ઓછું થતું આવે છે.

ટોકીયોની ગેઈશા સંસ્થાઓ આજે પોતાનું અસલી સ્વરૂપ બદલતી જાય છે. ગેઈશાગૃહમાં વ્યભિચાર બંને દૃષ્ટિએ ત્યાજ્ય ગણવામાં આવ્યો છે : કાયદાની અને રૂઢીની. છતાં ટોકીયોમાં નામના પામેલ માચીની ગેઈશા રેસ્ટોરન્ટમાં ઉઘાડો વ્યભિચાર જોવો એ આજે નવાઈની વાત નથી ગણાતી. સરકારે એ વ્યભિચાર પર જાપ્તો રાખવા માટે પોલીસની ગોઠવણ રાખી હોવા છતાં તેમાં ફેરફાર થયો નથી. જાપાની ચિંતકોનો મત આજે આ સંસ્થા માટે ઘણો જ ઉતરતો થઈ ગયો છે. તેઓ માને છે કે; ગેઈ-શા આજે તેના સાચા અર્થમાં ગેઈશા નથી રહી. આજે એક પણ ગેઈશા એવી નથી કે જે એકાદ લાખોપતિની કે કરોડોપતિની રખાત ન બની ચૂકી હોય. અને આ રખાત પણ માત્ર નાણાંના લોભની મારી જ બની હોય છે. ગેઈશા એટલે કુશળ રીતે અસત્ય બોલી જાણનાર એ આજે સર્વવિદિત વાત થઈ ગઈ છે. જૂઠું બોલવું એ તેની જરૂરિયાત નહિ, આદત બની ગઈ છે. એમના ગ્રાહકોના મોટા ભાગનો અંત આજે કરુણ ને દયાજનક જ આવે છે. કોઈ વેપારી પેઢીનાં કે સરકારી નાણાં ઉપાચત કરવામાં કે આવી જ રીતની બીજી ચોરીઓમાં તે સંડોવાય છે. ગેઈશાના કુછંદમાં પડેલા સાધારણ માણસને એ બાદશાહી ખર્ચો પોષાતો નથી ને છેવટે તેને પહોંચી વળવા ચોર-ડાકુ બની જેલ કે મોતને સ્વાધીન તેને થવું પડે છે. મોટા ભાગની ગેઈશાઓ સારી ગૃહિણીઓ બની શકે તેવી હોય છે પણ સંજોગો તેમને તેમ કરતાં રોકે છે, ને માત્ર અસંતોષપૂર્વક તે પોતાના ધંધામાં ઘસડાતી જીવતી હોય છે. કોઈની ગૃહિણી બની સુખ-દુઃખના સમભાગી થવાના તેના કોડ મોટે ભાગે કચડાઈ જ જાય છે.

આજના સ્ત્રી સ્વાતંત્ર્યના જમાનામાં ગેઈશા એ સ્ત્રીઓની ગુલામીનો કાયદેસરનો વેપાર છે એમ જાપાનના ઘણા વિચારકો માને છે, છતાં આ સંસ્થા આખા યે જાપાનમાં એ રીતે ગોઠવાઈ ગઈ છે કે એને નાબુદ કરવાનો વિચાર કરવો પણ બેહુદો લાગે છે.

રાજકુટુંબ અને ઉમરાવોની સ્ત્રીઓને હાથે અને કન્યાઓને પ્રતાપે શરૂ થયેલી આ ગેઈશા સંસ્થા





આજે નર્કાગાર ભોગવી રહી છે. કળાની પૂજાને બદલે આજે વ્યભિચાર અને અર્થતંત્રમાં સડી રહી છે. આખા રાજ્યને પોતાના હાથમાં લઈને ફરતી ગેઈશા આજે ગમે તેવા હલકા માણસના હાથમાં ચુંથાઈ રહી છે. અને જો તે પોતાના અસલ સિદ્ધાન્તો તરફ પાછી નહિ વળે તો જાપાનની ગેઈશા અને ભારતની વેશ્યામાં ફરક ગ્હેવો મુશ્કેલ છે. કળાને નામે ચાલતો લોહી માસ અને સૌંદર્યનો આ વેપાર નિયંત્રિત કરવા ચાલુ સાલમા જ જાપાનની સરકાર એક વ્હાઈટ પેપર પ્રગટ કરવાની છે અને તે પર અંકુશો તથા સુધારા દાખલ કરવાની છે. જાપાનમાં આજે બે લાખ પરવાનાધારી વેશ્યાઓ છે, યુનાઈટેડ નેશન્સ અને બીજા અમેરિકન લશ્કરી સિપાઈઓની પચાસ હજાર રખાતો છે, હજારોની સખ્યામાં ખાનગી રીતે ધંધો કરતી છોકરીઓ છે ને એ બધા ઉપરાંત સાઠ હજાર ગેઈશાઓ છે. જાપાનની નારીશકિતનો આવડો મોટો ભાગ આ રીતે સડી રહ્યો છે. અને છતાં જાપાન એ માત્ર દુનિયામાં એક જ એવો દેશ છે કે જ્યાં કોઈ પણ સ્ત્રીને દિવસ કે રાતના, કોઈ પણ વખતે ને ગમે તેવા એકાન્તમાં પણ જરા યે છેડતીનો ભય નથી રહેતો.



પુરુષોત્તમ મિસ્ત્રી

## શિર નમી પડે

તારી આવી ત્રણ ભુવનની હે પ્રભો, આ અટારી,
આ ચંદા ને ઝબૂક દીવડાંથી ભરી વ્યોમથાળી;
શોભે કુંજો તરુવર અને નવ્ય રંગીન ફૂલો;
તારાં પેલાં પુરાણાં ત્રણ પગરણમાં આટલી શી અહો હો!

તારી દીધી પ્રકૃતિ ધરણી, મુક્ત આ ઓજ પાણી,
કલ્લોલે આ વિહગ, ફલનાં ફોરમે મોજ માણી.
આ સંસારે જનવિભવની જ્યાફતો ઠેરઠેર
રેલી જાતા વસંતે ઝરણુ-રમણુની તાહરી શી લહેર!

તારાં દીધાં અબધિજલમાં નાવ તે વાયુયાનો
તારા વાયુમહીં ઉડવવા, વિદ્યુનો વારિમાંથી;
નાથી સૃષ્ટિ નવીન રચતો—આજ આ જેમ જેનો—
દીસે આ તો અહો રે મનુજ વિકસતો વંધ ગેબી મહાર્થી!

ને તો યે આ શિર નમી પડે હે પ્રભુ, જ્યાં દીઠું કે—
આ કાર્યોનો વિધાતા મહત મનુજ તે તેં જ સર્જી દીધો છે!



પ્રઘાત

## સુપ્રભાતે

કયાંથી વિસારું!
તને વિસારુ?

સ્મરું સદાય
ભૂલું કદી ના.

આજે ય ભૂલું?
સ્મરવાના દિને?

આવે હમેશાં
ખુલ્લે હૃદ્દારે

સ્વાગત સદાનાં
તારે જ કાજે,

આવ આવ
એ ઝંખના.

સુ પ્ર ભા તે
મારી તને.





જયન્તિકા ઝવેરી

# સ્નેહનો સેતુ

કહેવાતી સુધરેલી ગણાતી જ્ઞાતિનાં આજે લગ્નજીવનો જે રીતે અસુખ અને આડંબરમાં સબડતાં હોય છે એ ખરેખર એમની કરુણતા ગણાવી જોઈએ એવી જ કરુણતાને મંગલમય બનાવતો આ સત્યપ્રસંગવિશેષ રજૂ કરવામાં લેખિકા બધી રીતે સફળ નીવડયાં છે........

સુધરેલી ગણાતી જ્ઞાતિમાં સાધારણ રીતે યુવક યુવતીને પોતાના લગ્નની પસંદગી અંગે કોઈ જાતની રોકટોક સંભવી શકતી નથી. પરસ્પર મળી વિચારોની આપ-લે કરવી, પોતાનાં કુટુંબની સંમતિ મેળવવી, ક્યારેક લાગણીના સ્રોતમાં વહી જવું—કોઈ પણ રીતે સંપૂર્ણ સંમતિ સાથે પોતાનું ભાવિ નક્કી કર્યા પછી જાણે બીજો કોઈ બાધ તેમને અટકાવી શકે જ નહિ.

ઈલા અને કમલેશ પણ આવી જ એક જ્ઞાતિનાં યુવાન દિલ હતાં. સંપૂર્ણ સંમતિથી તેમના વિવાહ નક્કી થયા. બહાર સાથે હરવા ફરવા જવું તો ગૌણ બની જતું. આ કાળ જ એવો છે કે જ્યારે કોઈ પણ જાતની જવાબદારી માથે ઝઝૂમતી નથી હોતી, આજુબાજુનો ખ્યાલ કરવા કરતાં પોતામાં જ મસ્ત બની જતાં એ વળી બીજી કોઈ જંજાળ તરફ દૃષ્ટિ પણ શાનાં ફેંકી શકે? કમલેશ અને ઈલા એક બીજાને ખૂબ ચાહતાં હતાં. વિચારોનાં વમળમાં પણ તેમને સપડાવું નહોતું પડયું

ગ્રેજ્યુએટ થયા પછી કમલેશને નોકરી અંગે બહારગામ જવું પડયું. ઈલા પણ કૉલેજનું શિક્ષણ લઈ ચૂકી હતી. એટલે તેમને હવે બીજો કોઈ પ્રશ્ન લગ્ન કરવા બાબત ઊભો થતો નહોતો. બન્નેનાં લગ્ન પણ થઈ ગયાં.

સુખી કહી શકાય તેવું તે જીવન હતું. ઘરનાં બીજાં કુટુંબીઓ સાથે પણ ક્યારેય વિખવાદ થાય એવું વાતાવરણ જ નહોતું. છતાં પણ સંઘર્ષ વિનાનું જીવન સંભવી જ કેમ શકે? લગ્ન પહેલાંનું 'મૉજ-શોખી, આનંદી જીવન! કહે છે ને કે દિવસોના દિવસો સાથે રહેવા છતાં પણ મનુષ્યના મનને પારખી શકાતું નથી. અને સાથે રહેવાથી પહેલાં ક્યારેય ન અનુભવ્યું હોય તેવી ઝીણી ઝીણી બાબતોમાં મતભેદ ઊભા થઈ શકે. પણ ઈલાનું જીવન તો આ બધી જ પાયરી વટાવીને જુદે જ ચીલે ચઢી રહ્યું હતું.

તેના જીવનની સુરખી થોડા જ સમયમાં અદૃશ્ય થઈ ગઈ. ઈલા ગર્ભવતી બની અને જાણે કમલેશનું બધું જ હીર વીલાઈ ગયું. તે ખૂબ નિરાશ થઈ ગયો. લગ્ન પછી આટલી ઝડપથી પિતા બનવાની કલ્પના પણ તેને ગુંગળાવી નાખતી—જ્યારે આ તો સત્ય બની રહ્યું હતું. જાણે પોતે પોતાનું બધું જ સુખ ગુમાવી રહ્યો છે તેવું અનુભવવા લાગ્યો.

મિત્રો પોતાને મશ્કરીમાં ઉડાવશે. કદાચ ઈલા પણ માતૃવાત્સલ્યના પ્રવાહમાં તણાઈ પોતા તરફ બેદરકાર બને તો! આવી તો કંઈક કાલ્પનિક દુનિયામાં તેનું આંતરિક મન ભટકવા લાગ્યું. ઊંડે ઊંડેથી એ જ પોકાર ઊઠતો કે કોઈપણ રીતે આ ઘટના બનતી અટકાવવી...અને તેને માટેનો ઉપાય પણ ગર્ભપાત સિવાય બીજો શું હતો!

ઈલા પાસે પોતાનો પ્રસ્તાવ રજૂ કર્યો. ઈલાને પણ આટલું જલદી માતા થવાનું આવ્યું તે ડંખતું તો હતું જ પણ તે તો આવેલી પળને સાચવી લેવામાં માનતી હતી. પણ કમલેશ પાસે તેનું કંઈ ચાલે તેમ નહોતું. કમલેશનો એટલો બધો આગ્રહ હતો કે તેણે કોઈ પણ હિસાબે આ ગર્ભ પડાવી જ નાખવો. ઈલા કંઈક ઢીલી થઈ ગઈ અને તેણે તેની માતાને વાત કરી. તેની માતા તો કોઈથી ગાંજી જાય તેમ નહોતી, કંઈક અંશે સ્વભાવમાં તીખાશ પણ હતી. ઈલાને ચોખ્ખી ના સુણાવી દીધી. પ્રશ્ન એટલો આગળ વધતો જતો હતો કે એ પ્રમાણે નહિ થઈ શકે તો ઈલાની જિંદગીનો પ્રશ્ન સામે આવીને ખડો થશે. ઈલાને ખૂબ હેરાન થવું પડશે. પણ કોઈ પણ આધેડ વયની સ્ત્રી આવું હલકું પગલું ભરવામાં





પોતાની સમતિ કેવી રીતે આપી શકે ! અને તે પણ સામી વ્યક્તિ પોતાને હસ્તે જ થાય તેવુ ઇચ્છતી હોય ત્યારે ગર્ભપાત કરાવવો એટલે એક જીવને રહેસી નાખવો અને ઇનાની જિદગી પણ અધીં ખનાસ કરવી આપણે ત્યા તો કહેવાય છે કે 'સાત સુવાવડ સારી પણ જેને એક કસુવાવડ થઈ તેની જિદગી કથળી' અને આ તો પાછી કુદરતી ક્રિયાની પણ વિરુદ્ધ તેની પાછળનો ભય કેટનો મોટો ! નરમ સ્વભાવની સ્ત્રી હોય તો પણ આટનુ સમજવા હિમત કેવી રીતે ચલાવી શકે ? છતાં એ માતાએ એક રસ્તો મોકળો કરી આપ્યો કે 'મારાથી તો આવુ હનકુ કામ નહિ બને છતાં પણ જો કમલેશનો ખૂબ જ આગ્રહ હોય તુ પણ તેમા સમત થતી હોય તો તારા ઘેર રહીને તુ ફાવે તેમ કર બાકી મારે માટે તો શુ પણ કોઈ પણ એક સ્ત્રી માટે તે અસહ્ય છે'

કમલેશ પોતે તો અપયશ લેવા બિનકુન તૈયાર નહોતો આજના સુશિક્ષિત યુવાનો પણ એમ ઠંડે કલેજે કહી શકે છે કે 'તારી માને ઘેર જઈને જ કરાવ !' ઇનાની માતા ખૂબ જ ગુસ્સે તો હતી જ એટને કમનેશને તીખા શબ્દોમા પોતાની ભૂન બદન સભળાવવામા જરા પણ કમીના ન રાખી તેને તે બાબતનું ખૂબ દુખ થતુ હતુ કે એક વખત ભૂન કરીને પછી તેને જિદગીના જોખમે પણ છુપાવવાનો ડોળ શા માટે કરવો ? કમનેશ પોતે સમજાવી શકશે એવી કલ્પનામા હતો પણ તીખા વેણો સભળવા તેને માટે આકરા હતા અને પછી તો ગરમ થવુ એને માટે પણ ક્યા અઘરુ હતુ ! એટલા જ તીખા શબ્દોમા જવાબ આપી તેણે તે ઘર છોડ્યુ

આ વખતે ઇના સાતમા મહિનામાથી પસાર થઈ રહી હતી પોતાના થયેન અપમાનનો બધો ગુસ્સો એ જ રાત્રે ઇના ઉપર ઠલવાયો ઇલાએ તેની બાના ઘેર જઈને પોતે કહે છે તેમ કરવુ અને તેમ કરવા ન માગતી હોય તો બન્નેના રાહ જુદા એણે તો એટલી હદે જઈને કહ્યુ કે 'આજથી તુ મારા ઘરમા નહિ હુ તારુ મોં જોવા પણ નથી માગતો'

અને ખનાસ ઇલાના જીવનનો એક પડદો પડી ગયો ઇલા તેની બાને ઘેર રહેવા લાગી એને પણ જીવનનો કડવો અનુભવ ઠીક ઠીક થયો તેની કલ્પનામા નહોતુ આવતુ કે એક વખતનો પ્રેમાળ પતિ ક્યારે પણ આવો ક્રૂર બની શકે ! તેને પણ અહ જેવુ કઈ હતુ તો ખરુ મનની નબળી હતી છતાં પણ પોતાનુ અહ ઘવાય છે એ ખ્યાન આવતાની સાથે જ તે વધુ મક્કમ બની

દિવસો પસાર થઈ ગયા અને એક દિવસ ઇનાએ બાબાને જન્મ આપ્યો છોકરાની પાછળ તો આખી દુનિયા ઘેલી હોય છે પણ ઇનાનો આનદ ઉનાસ તો કમલેશની પાછળ ઘવાયેનો હતો ઇના આમ ખૂબ વ્યસ્ત રહેતી પણ ઊડે ઊડે એને કઈક આશા હતી

બાબો મોટો થવા લાગ્યો પણ કમનેશ તરફથી કઈ સમાચાર ન આવ્યા એટનુ જ નહિ પણ કમનેશનાં મા-બાપ સુદ્ધા પણ તેનુ મો જોવા આવ્યાં નહિ

ઇના તો સમાજમા પણ એવી ફસડાઈ ગઈ કારણ સામાન્ય પ્રશ્ન હોય તો તો આવુ કઈ સભવી ન શકે પણ બાર બાર મહિનાથી ઇલા અહી જ રહે છે અને કમનેશ બોલાવતો નથી એટને ચોક્કસ દાળમા કાઇક કાળુ હોવુ જોઈએ કુદરતી ક્રમ મુજબ જે પરિણામ આવ્યુ છે તેને માટે નહિતર કમનેશનો આટલો બધો વિરોધ કેમ હોઈ શકે ! એના મનની સ્થિતિને કોણ સમજવા જવાનુ હતુ ! માની લીધુ કે આમાં શકાનુ સ્થાન અવશ્ય છે અને ગામમાં વાતો વહેતી મુકાઈ ઇલાએ તો આ બધુ મૂગે મોએ સાભળવુ જ રહ્યુ

બાબો શરીરે તદુરસ્ત અને દેખાવડો હતો હવે ઇનાની ધીરજને હદ આવી રહી હતી લગભગ સવા વરસ થવા આવ્યુ પણ કમનેશને નજરે જોવાનો પ્રસગ પણ તેને સાપડ્યો નહિ છેવટે તેની શોધમા તેને જ નીકળવુ પડ્યુ જે ગામમા કમનેશ નોકરી કરતો હતો ત્યા તેનાં માસી રહેતા હતા તે તેમને ઘેર ગઈ



એક દિવસ અચાનક રસ્તામાં કમલેશનો ભેટો થઈ ગયો.

'મારે તમારી સાથે વાત કરવી છે.'

'તારે તો કરવી હશે પણ મારે નથી કરવી ને?' બસ, આટલી જ વાતચીતે તેઓ છૂટાં પડ્યાં પણ ઈલા આટલેથી જ અટકે તેવી નાહિંમત નહોતી. આટલો જવાબ મળ્યો તેમાં પણ તેને આશાના બીજનું અંકુર ફૂટયું લાગ્યું. તેની એક મિત્ર સાથે તે હિંમત કરી કમલેશને મળવા તેને ઘેર ગઈ. એ દિવસે પહેલ વહેલો કમલેશે બાર મહિનાના પોતાના બાબાને જોયો. કોઈનું પણ તંદુરસ્ત દેખાવડું, માસુમ બાળક જોઈને રમાડવાની ઇચ્છા થઈ આવે ત્યારે આ તો પોતાની જ પ્રતિકૃતિ હતી પછી મન પણ બિચારું ક્યાં સુધી હાથ રહે! છતાં એ દિવસે તો કેટલીક ચર્ચા અંતે તેઓ છૂટાં પડ્યાં. પણ બન્નેને શુભ પરિણામની આશા બંધાઈ હતી. આ રીતે બે ત્રણ વખત મળતાંની સાથે સમાધાન થઈ ગયું.

આજે ઈલા તેના પતિ અને બાબા સાથે સુખી જીવન ગાળી રહી છે. પાછી પહેલાંની મસ્તી તેમના જીવનમાં શરૂ થઈ ગઈ છે. હજુ કમલેશનો રોષ કંઈક અંશે પ્રજવળી રહ્યો છે તે તેના શ્વસુરપક્ષે પગ પણ નથી મૂકતો. સાસુ-સસરા સાથે અબોલા ચાલુ છે.

બાબો સાતેક વરસનો થયો હશે. એક વખત કમલેશે તેની સાળીને કહ્યું: 'બાબો સરસ છે નહિ!'

અને તુરત સાળીએ ચોપડાવી: 'હાં, સુંદર તો છે જ ને? પણ આ બધું ડહાપણ હવે આવ્યું ત્યારે અત્યાર સુધી કયાં મોં ધોવા ગયા હતા? તમારે તો તે ક્યાં જોઈતો હતો?'

મહેણાંને જીરવવા કમલેશે ઈલા અને પોતાની વચ્ચેના સ્નેહના સેતુ સમા બાબા સાથે ગેલ શરૂ કરી દીધો.



પ્રો૦ ઉશનસ્

## ધૃષ્ટ સર્જન

મુત્સદ્દીઓ, જિગીષુ, લશ્કર મોવડીઓ
એકાગ્ર દફ્તરવિશે વળી મંત્રણામાં
રોકી લઈ સકલ લક્ષ્ય અને ઘડીઓ,
તાજાં લખંત નિત જંગકરારનામાં!
ખેડાણલાયક ફળાઉ ભૂપે વિશાળા
લોખંડી એડી તણી જંગી પરેડ ચાલે!
સૌ ફેક્ટરી ધ્વનતી મોત તણે મસાલે!
નિર્વાણ પ્રાણનું ચહંત પ્રયોગશાળા!
જામી કટોકટી મનઃસ્થિતિ, સંસ્કૃતિમાં,
આ પૃથ્વીને ગ્રહ ઝઝુંબતી ઘોર આંધી,
ત્યારે ય આ કવિતણી ન છૂટે સમાધિ!
સર્જાય સાવ નવ ગીત નવી પ્રીતિમાં!
ત્યારે ય પાટીપર ડિંભક 'એક' ઘૂંટે!
ખેડાય ભૂ! તરુથી કુંપળ તાજી ફૂટે!



પ્રો૦ ગોવિન્દભાઈ પટેલ

## અદીઠનાં દર્શન

તારે કાજે જગવિષમતા છોડી દૈ નાથ મારા,
વ્હાલાંઓનાં સદય ઉરની ઘેલી વાતો નકારી;
ત્યાગી સ્હેજે સુખદ સ્થૂળતા અંગપે ભસ્મ ધારી
આઘે ચાલ્યો તુજ અદીઠનાં દર્શનાર્થે દયાળા!
શૈલે શૈલે ભ્રમણ કરિયાં, કોતરો કૈંક ભાળ્યાં,
ભાળ્યા સિન્ધુ ગહનગરવા, નિર્ઝરો સાથ ઘૂમ્યો;
ઠંડી ગરમી ભૂખ તરસ ને આંધી સાથે ઝઝૂમ્યો,
ઢૂંઢયો ઢૂંઢયો વનવન ઘૂમી; આખરે નેન ઢાળ્યાં.
ભૂખ્યોતરસ્યો કૃશઅવયવી નેનનાં નીર લ્હોતો,
આશા છોડી તવ મિલનની શાંતિનાં સ્વપ્ન જોતો;
સંકોચાતો અકથ શરમે વેદનાપૂર્ણ હૈયે
આવ્યો અંતે પદ લથડતે પૂર્વનાં સ્નેહધામે.
થાક્યોપાક્યો ભવ ભટકીને સ્નેહીઅંકે હું છૂપ્યો,
ત્યારે રોતાં નયન સમીપે નાથ! તું આવી ઊભો.





શિવકુમાર જોષી

# મને મારો ને.....

બે નાના ભાઈઓ વચ્ચેના સંસ્કારોના તફાવતને કારણે એક ભાઈ બીજા ભાઈને પોતાના વર્તનથી પલટાવે છે એવો આ નાટિકાનો દિલ હચમચાવી દેનારો અંત આપણા કુશળ એકાંકીકાર આ નાટિકામાં લાવે છે ત્યારે ..

[સ્થળ : મધ્યમ વર્ગના કુટુંબનું ગુજરાતના કોઈ શહેરની પોળનું ઘર. તખ્તાની વચમાં એક ગાદી બીછાવી છે. તેના ઉપર ઉજાસ ખોઈ બેઠેલી ચાદર પાથરેલી છે અને ગોળ તકીઓ તે ઉપર ગોઠવેલા છે. જમણી તરફ ઘરની અંદરનો ભાગ છે. ડાબી તરફથી ઘરની બહાર પોળમાં જવાય છે. ગાદી ઉપરની ખીંટીએ એક લાંબો કોટ તથા કાળી ટોપી અને એક લાકડી લટકે છે પાછળની ભીંતમાં કબાટ છે તેમાં થોડાં પાઠ્ય પુસ્તક અને જૂનાં ચોપાનિયાંના ઢગલા છે. બાજુમાં ચોકઠામાં પડતી ખુલ્લી બારી છે.

સમય : સવારના સાડાનવથી દસની વચ્ચેનો. તખ્તાને જમણે ખૂણે ભોંય પર બેસીને ચૌદ વર્ષનો કિશોર યોગેન્દ્ર નવી રંગપેટીમાંથી નવી પીંછીઓથી રંગ લઈને એક ચિત્ર ચીતરતો બેઠો છે થોડીવાર પછી જમણી તરફથી-ઘરમાંથી-બાર વર્ષના નરેન્દ્રને હાથથી ખેંચતાં પાંત્રીસેક વર્ષનાં ચંદાબેન પ્રવેશે છે.]

**ચં**દાબેન : જા કહું છું; આખો દિવસ બસ પતંગ ને દોરી, પતંગ ને દોરી ! મારો જીવ શું કામ ખાય છે? ચાલ ભણવા બેસ.

નરેન્દ્ર : હું નથી ભણવાનો, નથી ભણવાનો...બસ.

ચંદા : ભણીશ નહિ તો શું ઢોરાં ચારીશ ? પેલા લાલા રબારીના છોકરાની જેમ ? માસ્તર કે'તા'તા કે ગણિતમાં તો તું સાવ ઢઠ્ઠો છે. ગયા મહિનાનું તારું પ્રગતિપત્રક બતાવજે ને તારા ભાઈને પછી જો તારી વલે થાય તે.

નરેન્દ્ર : પણ હું કહું છુ તો ખરો કે આટલી ઉતરાણ જવા દે, પછી જો દાખલા કેવા પાકા કરી નાખું છુ. તે...બસ બા મને એક ત્રણ રૂપિયા આપ. મેં એક કોડી પતંગ ને એક ફીરકી પોળને નાકે નન્નુમિયાંની દુકાને બાજુએ મૂકાવી રાખ્યાં છે......

ચંદા : શું ?

નરેન્દ્ર : ઉતરાણ સુધી, પછી પતંગ માટે એક પૈસો નહિ માગું.

ચંદા : તે જઈને માગને તારા ભાઈની પાસે. ત્યાં તો બોબડી બંધ થઈ જાય છે, ને જ્યારે ને ત્યારે બસ મને પજવે છે. હમણાં જમીને આવે એટલે માગજે હિંમત હોય તો...ત્રણ રૂપિયા : હા આ...લે હવે નિશાળનું લેસન કરવા બેસ કહું છું.

નરેન્દ્ર : જ્યારે ને ત્યારે બસ મને લેસન કરવાનું કહે છે, યોગેનને કેમ કોઈ દિવસ કે'તી નથી ! એ જો ત્યાં બેઠો શું લેસન કરે છે ?

ચંદા : તું ત્યાં ખૂણામાં બેસીને શું કરે છે યોગેન !

યોગેન્દ્ર : કાંઈ નહિ બા...આ સહેજ ચીતરું છું.

ચંદા : ઓ હો ! મોટો ચીતરનારો ન થયો હોય જાણે ! ભણવા કરવાનું નહિ હોય, કેમ ?

યોગેન્દ્ર : હું મારું ભણવાનું બધું પતાવીને જ બેઠો છું બા.

ચંદા : પણ તારા ભાઈને આ રંગના લપેડા નથી ગમતા તે જાણવા છતાં આ બધું ક્યાંથી બેઠું કર્યું તેં ?

નરેન્દ્ર : જો ને કેવી નવી નક્કોર રંગની પેટી ને નવી પીંછીઓ લઈ આવ્યો છે !...

ચંદા : તને વચમાં બોલાવ્યો 'તો ? તું તારું કામ કર. એ એનું લેસન પતાવીને બેઠો છે. તું જ્યાં સુધી લેસન પૂરું નહિ કરે ત્યાં સુધી આજે ખાવાનું મળવાનું નથી તે યાદ રાખજે.



નરેન્દ્ર : અહીં ભૂખ જ કોને લાગી છે?

યોગેન્દ્ર : એ તો છે ને બા, તારા હાથની પ્રસાદી ખાઈ ખાઈને જ ધરાઈ ગયો છે.

નરેન્દ્ર : બહુ સારું હવે.

ચંદા : બન્ને ડાહ્યા થઈને બેસજો હો. લઢશો ઝગડશો નહિ. તમારા ભાઈ જમી લે પછી તમારી થાળી પીરસું છું હોં. (ઘરમાં જાય છે.)

યોગેન્દ્ર : જો તો નરેન્, આ રંગ કેવા સરસ ઊઘડે છે!

નરેન્દ્ર : મારે કંઈ એ જોવું નથી. (પાછળની બારીમાંથી બહાર આકાશ તરફ જોઈ રહે છે.)

યોગેન્દ્ર : તે તું ત્યાં લેસન કરે છે કે પોળના છોકરા પતંગ ઉરાડે છે તે જુએ છે?

નરેન્દ્ર : (ઉત્સાહથી) જો તો, જો તો યોગેન્, પેલા આપટ ઘેંશીયાએ ચંદુના માંગદાર ઉપર શું આબાદ ગોથ મારી!......અરે...અરે જો તો, ચંદુ પણ કમાલ છે હોં યોગેન્, એ એ...જો જો પેલા ઘેંશીયાને ખેંચી કાપ્યો!

યોગેન્દ્ર : તું તારું લેસન પૂરું કર હોં નરેન્, નહિતર સાહેબ સાંજના મોડે સુધી વર્ગમાં બેસાડીને લેસન પૂરું કરાવશે ને સાંજના પણ પતંગ નહિ ઉડાડાય.

નરેન્દ્ર : (નિરાશાના સૂરે) પણ પતંગ જ ક્યાં છે? સાંજના પણ ક્યાંથી ઉરાડવાનો હતો? એ... પેલા નન્નુમિયાંને ત્યાં ચંદુએ મારે માટે એક કોડી પાવલા અને એ ટેલરની ફીરકી બાજુએ મૂકાવી રાખ્યાં છે પણ...

યોગેન્દ્ર : નરેન્ તું કોઈનું સાંભળતો નથી પણ ખરું કહું છું હોં ચંદુ છોકરો સારો નથી, એની સોબતમાં તું પણ...

નરેન્દ્ર : અરે જો તો પેલો બીસરંગી કપાતો આવે છે...ઓછામાં ઓછી અડધો ટેલર તો દોરી હશે જ. બોલ તું કહે એટલાની બીટ, બસ... આ જમીઅતકાકાની અગાશીમાંથી ઘસડાઈને જાય છે...આહાહા! ચાલ્યો ગયો, લો...હું હોત તો—

યોગેન્દ્ર : જો તો નરેન્ આ થડમાં કેવો સરસ રંગ પૂર્યો! જો તો. કથ્થાઈમાં સહેજ વાદળી મેળવ્યો ને બરાબર જાણે વડલાનું થડ!...જો નરેન્ તું તારું લેસન પૂરું કરી નાખે તો ભાઈને કહીને તને પણ પતંગ દોરી અપાવરાવીશ, પણ તું પેલા ચંદુની સોબત ન કરીશ...એ તો કેવો લઢવાડીઓ ને ખોટાબોલો છે—તારે પતંગ દોરી જોઈતા હોય તો—

નરેન્દ્ર : ગયે મહિને વર્ગમાં નંબર નીચે ઊતર્યો છે એટલે ભાઈ મને તો આ વખતે પતંગ નહિ જ અપાવવાના...આહાહા, પોળના બધા જ છોકરા પતંગ ઉડાડે ને આપણે આખો દિવસ બસ જાણે લેસન જ કર્યા કરવાનું..

યોગેન્દ્ર : જરા ચિત્રની સંભાળ રાખજે હોં. હું ઓરડીમાં જઈને પીંછીઓ ધોઈને આવું છું. પેલી કાબરચીતરી બિલ્લી બગાડે નહિ હોં, હજી સુકાય છે. [બોલીને યોગેન્દ્ર જમણી તરફથી ઘરમાં જાય છે. નરેન્દ્ર વિચારમાં પડે છે. ગાદી ઉપરની ખીંટીએ લટકતા કોટ ઉપર નજર જાય છે. ચારે તરફ કોઈ નથી એની ખાત્રી કરી લઈને કોટ ઉતારી, અંદરના ખીસામાં હાથ નાખી પાકીટ બહાર કાઢીને, તેમાંથી પાંચ રૂપિયાની એક નોટ લઈને ચડ્ડીના ખીસામાં સરકાવે છે, જ્યારે બીજી એક પાંચ રૂપિયાની નોટ એના ખ્યાલ બહાર ગાદી ઉપર પડી જાય છે. ત્યાં અંદરથી યોગેન્દ્રનો અવાજ સંભળાય છે—]

યોગેન્દ્ર : (બૂમ પાડીને) નરેન્ ભાઈ જમી રહ્યા છે. બા પૂછે છે કે હમણાં જમવા આવે છે કે?





[ પણ જવાબ આપવાને બદલે ઘરની બહાર જવાની ઉતાવળમા જેમ તેમ ખીટીએ ટીગાવે છે ત્યા ફરીથી યોગેન્દ્રની બૂમ સભળાય છે—]
નરેન્, સાભળ્યુ નહિ? બા બોલાવે છે [ પણ નરેન્દ્ર ઝડપથી ઘરની બહાર નીકળી જાય છે એટલે પીછીઓ ખખેરતો યોગેન્દ્ર પ્રવેશે છે, નરેનને પોળની બહાર દોડતો જતો જોઈને બૂમ મારે છે ] નરેન્ નરેન્

[ પણ જવાબ ન મળતા ખાવાને વળે છે ત્યા ગાદી ઉપર રૂપિયા પાચની નોટ અને અસ્તવ્યસ્ત લટકતો કોટ જુએ છે અને શુ થયુ હશે તે સમજી જાય છે એના મુખ ઉપર દુ ખની છાયા પથરાઈ જાય છે ધીરે રહીને નોટ ઉપાડી કોટના ખીસામાથી પાકીટ કાઢીને મૂકવા જાય છે ત્યા એતાલીસેક વર્ષની ઉમ્મરના એના પિતા જસવતલાલ જમ્મા પછી હાથ મો લૂછતા પ્રવેશે છે યોગેન્દ્રને ખીસામા હાથ નાખતો જોઈને—]

જશવત ત્યા શુ કરે છે યોગેન્?

યોગેન્દ્ર (ચમકીને ગભરાયેલા અવાજે ) કઈ નહિ ભાઈ,

જશવત (પાસે આવતા એના હાથમા પાચ રૂપિયાની નોટ જોઈને ) આ નોટ ક્યાથી તારા હાથમા આવી?

યોગેન્દ્ર (ગળચા ખાતા) અહી ગા દી ઉપર પડી તી

જશવત એમ! ગાદી ઉપર પડી 'તી ખરૂ? ત્યા ફૂગી નીકળી હશે? (એનો કાન પકડીને ) ક્યાથી આવુ શીખી આવ્યો? બોલ તો (કોટના ખીસામાથી પાકીટ કાઢીને અદરની નોટો ગણતા ) એમા પાચ પાચની સાત નોટો હતી, પણ આ સુદ્ધા છ જ નોટ થાય છે બોલ• એક નોટ ક્યા મૂકી? (પણ યોગેન્દ્ર ચૂપ જ રહે છે એટલે ગાલ ઉપર સખત ધોલ ચોડી દેતા) લુચ્ચા! હુ તો માનતો હતો કે તુ કહ્યાગરો ડાહ્યો હોશીયાર દીકરો છુ ને તે આ ધધા શરૂ કર્યા!

[ જશવતલાલનો રોષભર્યો અવાજ સાભળી ચદાબેન હાફળા ફાફળા પ્રવેશે છે ]

ચદા શુ થયુ? હે? આટલા ઘાટા કેમ પાડો છો?

જશવત ઘાટા ન પાડુ તો? આ તારા લાડકવાયા દીકરાએ આજે મારુ નામ બોળ્યુ (યોગેન્દ્રને) બોલ કહુ છુ? રૂપિયા ક્યા સતાડ્યા? ( યોગેન્દ્ર નીચુ મુખ રાખી ચૂપ જ રહે છે )

ચદા શેના રૂપિયા? કોણે સતાડ્યા?

જશવત (યોગેન્દ્રનો કાન આમળતા) અરે આ તારા બત્રીસલક્ષણા દીકરાએ તફડચી શરૂ કરી છે આ પહેલા બે ચાર વખત ખીસામાથી આઠ આના, રૂપિયો, કાંઈ ને કાંઈ ગૂમ થયેલુ, પણ મારા મનમા ક્યાક આડે હાથે ખરચ થયુ હશે પણ હવે સમજાય છે કે

ચદા યોગેન્ તુ આવો નીકળ્યો? મારી કૂખ લજવી? ફટ ભૂડા

જશવત (ત્યા યોગેન્દ્રના હાથમાની પીછીઓ તરફ નજર જતા) ક્યાથી લાવ્યો આ પીંછીઓ? બોલ ક્યારે પૈસા ચોરી ગયો તો?

યોગેન્દ્ર ના ભાઈ આ તો

જશવત (બીજી ધોલ મારતા) જુઠ્ઠ મે તો તને કોઈ દિવસ પીછીઓ અપાવી નો તી (ચદાબેનને) તે એને આ ચીતરામણ માટે પૈસા આપ્યા'તા?

ચદા નારે ના તમને એવુ બધુ પસદ નથી એટલે હુ જ એને ચીતરવાનો ના કહુ છુ આજે પણ મે એને વાર્યો તો



જશવંત : બોલ, આ પીંછીઓ ને આ રંગની નવી પેટી ક્યારે લઈ આવ્યો? કે પછી એ પણ ચોરી લાવ્યો છું?

યોગેન્દ્ર : ના ભાઈ, સાચું કહું છું, એ તો...છે ...ને...

જશવંત : (ચાળા પાડતાં) એ તો છે ને ..ભાઈ... તમારા...ખીસામાંથી પાંચ રૂપિયા ચોરીને...

યોગેન્દ્ર : ના ભાઈ, હું પૈસા ચોરીને રંગની પેટી નથી લાવ્યો.

જશવંત : મેં તને મારી સગી આંખે રૂપિયા ચોરતા જોયો છે ને તારી વાત કોણ માનવાનું છે? [ ખીંટીએથી લાકડી લઈ ને મારવા જાય છે ત્યાં.]

ચંદ્રા : (હાથ પકડી લઈને) લો હવે ન મારશો. ફરીથી એવું નહિ કરે. કરીશ યોગેન્? (પણ યોગેન્દ્ર દૃઢતાપૂર્વક નીચું માથું રાખી ચૂપ જ રહે છે).

જશવંત : બોલે છે? એક હરફ પણ કાઢે છે? આટલો ઢીબ્યો તોયે સહેજ સીસકારો પણ બોલાવે છે? પાકકો ચોર બની ગયો છે આ તારો દીકરો. ખબરદાર આજે એને ખાવાનું આપ્યું છે તો (ત્યાં ઘરની બહાર ચોકઠામાં કોલાહલ સંભળાય છે, પોળના બેત્રણ છોકરાઓ પ્રવેશ છે, તેમણે નરેન્દ્રને ટેકો આપ્યો છે. એના કપાળમાંથી ને ઢીંચણેથી લોહી વહે છે, કપડાં રગદોળાયેલાં ને ફાટી ગયાં જણાય છે; એક છોકરાના હાથમાં ફાટેલા પતંગ અને તૂટેલી ફીરકી છે) અરે અરે નરેનને શું થયું?

યોગેન્દ્ર : (ઘાયલ નરેન્દ્રને જોઈ તેના તરફ ધસી જઈને) શું થયું ભાઈ નરેન્? આટલું બધું ક્યાં વગાડી આવ્યો? (પોતાના પહેરણથી આંખ ગાલ ઉપર વહેતું લોહી લૂછે છે, નરેન્દ્ર કાંઈ પણ ન બોલતાં ભોંય ઉપર બેસી જવા જાય છે ત્યાં)

ચંદ્રા : (પોતાના ખોળામાં એને ખેંચી લેતાં) અરે રે! મારા દીકરાને આવું તે કોણે માર્યું?

એક છોકરો : પોળને નાકેથી પતંગ દોરી લઈને ચંદુનો ઓટલો ચઢવા જતો'તો ત્યાં બે આખલા લઢતા'તા તેમની હડફેટમાં આવી ગયો.

બીજો : બીચારાના બધા જ નવા ને નવા પતંગ ફાટી ગયા.

ત્રીજો : અને ફીરકી આખલાના પગ નીચે ચગદાઈ ગઈ. બધી જ દોરીનો ઘાણ વળી ગયો.

યોગેન્દ્ર : રમણ તમે બધા જાવ હવે...તમારે નિશાળે જવાનું મોડું થશે...ભાઈ હું ડૉકટર કાકાને જલદી બોલાવી લાવું. (દોડીને ઘરની બહાર નીકળી જાય છે).

જશવંત : જોઈ ને આ પતંગ દોરીની મો'કાણ. પેલો લુચ્ચો ચંદુડીઓ પૂરો બદમાસ છે. અને છોકરાનો તો જાણે શેઠ! (નરેન્દ્રને) એના પતંગ લેવા તું શું કરવા ગયો 'તો? તું એનો નોકર ચાકર છું?

ચંદ્રા : હવે અત્યારે એને ન ધમકાવશો. લો જરા એનું આ ફાટેલું પહેરણ કાઢવા લાગો.. ને અંદરથી થોડું ગરમ પાણી લાવી આપો, આ ઢીંચણ આગળથી પણ લોહી જાય છે તે ધોઈ નાખું...જરા જલદી કરોને...(એટલામાં પાડોશી આધેડ વયના જમીઅતરામ પ્રવેશ કરે છે; સંસ્કારી અને ઠાવકા જણાય છે.)

જમીઅત : શું થયું જશવંતલાલ? શેની ધમાલ મચી ગઈ? (નરેન્દ્રને જોઈને) અરે નરેન્ કે? આટલું બધું ક્યાંથી વાગ્યું?

ચંદ્રા : અરે જમીઅતરામભાઈ, આ પોળમાં આખલાનો ત્રાસ તો તમે જાણો છો ને? હડફેટમાં આવી ગયો. (જશવંતલાલ ઘરમાં જવા જાય છે ત્યાં.)





જમીઅત : અરે રામ ! હું તો તમને અભિનંદન આપવા આવ્યો હતો, ત્યાં તો—

જસવંત : (આશ્ચર્યચકિત થઈ ને) શેના અભિનંદન વળી ?

ચંદા : શું છે તે ?

જમીઅત : તમે પૂરાં પુણ્યશાળી છો ચંદાબેન. યોગેન્દ્ર જેવા પુત્રની મા છો.

જસવંત : યોગેન ? એનું નામ ન લેશો.

ચંદા : (પતિને વઢતાં) ચૂપ રહો હવે, આખા ગામમાં પાછો ઢંઢેરો ન પીટાવશો.

જમીઅત : આખા ગામમાં શું, આજ સાંજના છાપામાં તો એની આખી વાત આવી જશે. ખરેખર પડોશી તરીકે હું ગર્વ અનુભવું છુ તો તમને માબાપને તો શું નું શું થતું હશે !

જસવંત : (જમીઅતરામ ટીખળમાં બોલે છે એમ માનીને) પણ એવું તે એ કમબખ્તે પાછું શું કર્યું ?

જમીઅત : કેમ આમ બોલો છો ? એવા બહાદુર દીકરા માટે આવો હલકો શબ્દ વાપરો છો ?

ચંદા : બહાદુર ? (નરેન્દ્ર પણ સાવધપણે વાત સાંભળવામાં રસ લે છે)

જમીઅત : કેમ એણે તમને કાંઈ વાત જ નથી કરી ? ગઈકાલના બનાવની ?

ચંદા : શેની વાત ?

જમીઅત : વાહ ભાઈ. યોગેન્દ્ર તો ત્યારે ખરેખર રત્ન છે. પોતાની આવી બહાદુરીની વાત એ પેટમાં સમાવી શકયો છે ! (રંગની પેટી અને વેરણ છેરણ પીંછીઓ ઉપર નજર જતાં) આ રંગની પેટી અને આ પીંછીઓ એને કોણે અપાવી એની વાત જ એણે કરી નથી ?

જસવંત : કોણે અપાવી ? હું તો ધારતો હતો કે—

ચંદા : તમે અપાવી જમીઅતરામભાઈ ? શા માટે ?

જમીઅત : ના, ના મેં નથી અપાવી. એ તો ગઈ કાલની બહાદુરીના બદલામાં બક્ષિસ તરીકે—

જસવંત : પણ શેની બહાદુરી ?

જમીઅત : ગઈ કાલે સાંજે શાળામાંથી છોકરાં બધાં પાછાં ફરતાં 'તાં ત્યાં બાજુની વલ્લભ વાંકાની પોળમાંથી પેલું લાલીયું કૂતરું હડકાયું થયેલું તે દોડતું રસ્તા ઉપર આવ્યું. બૂમાબૂમ થઈ ને ફટાફટ લોકોએ બારણાં બંધ કરી દીધાં, રસ્તે ચાલનારા સૌ આજુબાજુને ઓટલે ચઢી ગયા.

ચંદા : હા આ આ...પછી ?

જમીઅત : જોયું તો નિર્જન થઈ ગયેલા રસ્તા ઉપર માત્ર એક અઢી ત્રણ વર્ષની છોકરી રડતી રડતી ઊભી રહેલી ને સામેથી હડકાયેલું કૂતરું એની તરફ જ દોડયું આવતું'તું

ચંદા : ઓ મા !

જસવંત : પછી ?

જમીઅત : હું આપણા ડૉકટરના દવાખાનામાં ઊભો હતો. અમે બધા વિમાસણમાં પડી ગયા કે હવે શું થાય. ત્યાં...

જસવંત–ચંદા : ત્યાં ?

જમીઅત : ત્યાં કાશી ડોશીના ઓટલા ઉપર પોળનાં છોકરાં ચઢી ગયેલાં તેમાંથી આપણો યોગેન રસ્તા ઉપર કૂદી પડ્યો. એણે એક હાથ ઉપર ચોપડીઓ ખાલી કરેલી થેલી વીંટાળી લીધેલી, બસ !

ચંદા : શું કહો છો ?

જમીઅત : અરે એની હિંમતની વાત તો સાંભળો. પેલું હડકાયું કૂતરું છોકરી પાસે પહોંચે તે પહેલાં તો ડાબા હાથે છોકરીને એણે ઊંચકી લીધી, અને ધસી આવતા કૂતરાના મોંમાં હિંમતથી પોતાનો મુક્કો ઘુસાડી દીધો.



ચંદા : હાય, હાય ! પણ એને કંઈ થયું હોત તો ?

જસવંત : આ બધું સાચું ?...પછી શું થયું ? કૂતરું વીફર્યું નહિ ?

જમીઅત : એણે એટલી હિંમત કરી એટલે તો પછી પેલો લાલો રબારી ડાંગ સાથે પહોંચી ગયો ને એક જ ઘાએ લાલીઓ જમીનદોસ્ત થઈ ગયો.

ચંદા : ભલું થજો લાલા રબારીનું.

જમીઅત : પણ ખરી હિંમત, હાજરબુદ્ધિ જે ગણો તે તો આપણા યોગેનનું જ ને ? [ આખી વાત નરેન્દ્ર એકચિત્તે સાંભળી રહ્યો છે, છેવટનો ભાગ આવતાં તો તે ખૂબ ચંચળ બની જાય છે].

જસવંત : આવો હિંમતવાન દીકરો...તો પછી એને આવું શું સૂઝ્યું ? જમીઅતરામભાઈ, મારું મન તો આજે એણે બગાડી મૂક્યું અને મેં તો એને ઢીબી નાખ્યો. આ તમે આવ્યા તે પહેલાંની જ વાત.

જમીઅત : અરરર. આવા સરસ છોકરા ઉપર તમે હાથ ઉપાડ્યો ?

જસવંત : મારા ખીસામાં હાથ નાખીને એમને મેં પૈસા ચોરતો જોયો. મારી સગી આંખે. ( નરેન્દ્ર સાવધ બની જાય છે ).

જમીઅત : હોય નહિ. એમ બને જ કેમ ? પૈસાની લાલચમાં એ ફસાય એવો જ નથી. ગઈકાલની વાત તો હજી અધૂરી છે. પેલી છોકરી તો પછી આપણા મોહનલાલ શેઠની ભાણી નીકળી. એમને વાતની ખબર પડી ને દોડતા આવ્યા ને ખીસામાંથી રૂપિયા પચીસ કાઢી યોગેન્દ્રને બક્ષિસ આપવા માંડી.

નરેન્દ્ર : હેં !

જસવંત : સાચે જ ?

જમીઅત : પણ યોગેન્ રૂપિયાને અડકે પણ ખરો કે ? એ તો કહે કે મેં તો માત્ર મારી ફરજ બજાવી છે.

ચંદા : પછી શું થયું ? એણે રૂપિયા ન લીધા ને ? હું એને બરાબર ઓળખું છું.

જમીઅત : પછી મોહનલાલ શેઠે ખૂબ જ આગ્રહ કર્યો, મેં ને ડૉક્ટરે પણ એમનું માન રાખવા સમજાવ્યો ને કહ્યું કે રૂપિયા ન લે તો ભલે પણ કોઈ ચીજ વસ્તુ તારે ભેટ તરીકે સ્વીકારવી પડશે. એટલે છેવટે એણે પોતાના શોખની અને જરૂરની વસ્તુ તરીકે રંગની પેટી અને પીંછીઓ માગી લીધી...તમને એણે વાત જ નથી કરી ?

જસવંત : અરે પ્રભુ. એણે તો બીચારાએ બે ત્રણ વખત મને કહેવા પ્રયત્ન કર્યો પણ મેં એનું સાંભળ્યું જ નહિ. હું તો પેલા પાંચ રૂપિયા એણે 'ઉપાડી લીધેલા...

નરેન્દ્ર : (હિંમત એકઠી કરીને ચડ્ડીમાંથી બે રૂપિયા કાઢી આગળ ધરીને) ના...ભાઈ... એ તો...છે ને...પતંગ-દોરી લાવવા મેં—

જસવંત : શું ! બોલ તો ? તેં લીધા 'તા ? ઊભો રહે તું ( બોલી મારવા જાય એટલામાં ડૉક્ટરને લઈને યોગેન્દ્ર પ્રવેશે છે.)

યોગેન્દ્ર : ભાઈ ભાઈ, એને આટલું બધું વાગ્યું છે ને તમે પાછા આ શું કરો છો ? ( નરેન્દ્ર આભારવશ થઈને યોગેન્દ્રને જોઈ જ રહે છે.)

ડૉક્ટર : (વચમાં આવી નરેન્દ્રનો ઘા તપાસતાં) મને યોગેને બધી જ વાત કરી. જસવંતભાઈ એમાં થોડો તમારો પણ દોષ છે હોં...તમે તો તમારું બચપણ સાવ ભૂલી ગયા છો જાણે. પતંગ દોરી લૂંટવા માટે આપણે પણ નાના હતા ત્યારે છાપરાં કૂદતા'તા યાદ છે ને ? સોમનાથ કાકાથી છાનામાના ? ( યોગેન્દ્ર ડૉક્ટરને જ નરેન્દ્રનો ઘા બાંધવામાં મદદ કરે છે)

નરેન્દ્ર : (યોગેન્દ્રના ગાલ ઉપર તમાચાના સોળ જુએ છે) યોગેન્ તને ગાલે આ શું થયું ?





જયંતિ દલાલ

# ક્ષણ હસવું, ક્ષણ રડવું

ટૉલ્સ્ટૉયની યુગસર્જક નવલ 'યુદ્ધ અને શાંતિ'નો પ્રથમ ભાગ પ્રગટ થઈ ચૂક્યો છે. શ્રી જયંતિ દલાલ જેવા કલમ-કસબીના હાથે થઇ રહેલા અનુવાદના બીજા ભાગમાંથી આ પ્રકરણ લીધેલ છે........

ઓસ્ટરલિટ્ઝના યુદ્ધના સમાચાર આવે બે માસ વીત્યા હતા. 'નિરાનંદગિરિ'એ શાહજાદા આન્દ્રેઈના ગૂમ થવાના સમાચાર પહોંચ્યા હતા. એલચી ખાતા મારફતે મોકલેલા પત્ર અને ખાસ કરાવેલી તપાસ છતાં ન તો એનું શબ હાથ લાગતું હતું કે ન તો એનું નામ કેદીની યાદીમાં જાહેર થતું હતું. આન્દ્રેઈનાં સગાંસંબંધી સહુને વધુ પરેશાન કરનારી વાત તો એ હતી કે કદાચ રણક્ષેત્ર પરથી એ ત્યાંના લોકને જડી આવ્યો હોય અને અત્યારે એ સાવ અજાણ્યા માનવીઓ વચ્ચે કાં તો સાજો થતો હોય કે કાં તો મરતો હોય. વધુ દુઃખદ વાત તો એ કે પોતાના કશા જ સમાચાર એ કહેવરાવી પણ ન શકે. વૃદ્ધ શાહજાદાને ઓસ્ટરલિટ્ઝ ખાતેની હારના પહેલ પ્રથમ સમાચાર મળ્યા 'ગેઝેટ' માંથી. રાબેતા મુજબ સમાચાર સાવ સંદિગ્ધ રીતે અને અત્યંત ટૂંકાણમાં રજૂ થયા હતા. રાબેતા મુજબ એમાં પહેલાં આપણે દુશ્મન સાથે બહાદુરીપૂર્વક લડ્યા એની વાત હતી. અને પછી રશિયનોને પીછેહઠ કરવી પડી એની વાત હતી. અને રાબેતા મુજબ આ પીછેહઠ અત્યંત વ્યવસ્થિતરીતે કરવામાં આવી હતી એ વાત હતી. આ સરકારી નિવેદન પરથી વૃદ્ધ શાહજાદો સમજી ગયો કે આપણા લશ્કરનો પરાભવ થયો હતો. 'ગેઝેટ'માં ઓસ્ટરલિટ્ઝના યુદ્ધનો અહેવાલ આવ્યો તેના એક અઠવાડિયા પછી કુતુઝોવનો વૃદ્ધ શાહજાદા પર પત્ર આવ્યો તેની વાત લખી હતી.

'આપનો પુત્ર મારી નજર સામે જ પડ્યો. એના એક હાથમાં ધ્વજ હતો. એ એક ટુકડીની મોખરે હતો. વીર પુરુષ તરીકે એ પડ્યો. એના પિતા અને પિતૃદેશને ગૌરવ અપાવે એ રીતે મને અને આખા સૈન્યને એ વાતનો રંજ છે કે એ હજુ જીવે છે કે નહિ તે વિષે નિશ્ચયાત્મકરીતે કશું કહી શકાતું નથી. આપને અને મારી જાતને હું એ વાતથી આશ્વાસન આપવા માગું છું કે એ જીવે છે એવી આશા છે. નહીંતર તો યુદ્ધક્ષેત્ર પરથી મળી આવેલા અફસરોની યાદીમાં એનું નામ પણ હોત. સુલેહના ધ્વજ હેઠળ આ યાદી મને મોકલવામાં આવી હતી.' કુતુઝોવે લખ્યું હતું.

મોડી સાંજે આ સમાચાર મળ્યા ત્યારે વૃદ્ધજન પોતાના અભ્યાસખંડમાં એકલા જ હતા. રાબેતા

---

યોગેન્દ્ર : કાંઈ નહિ એ તો. બાની પ્રસાદી તને મળી એમ કહીને તને મેં ચીડવ્યો'તો ને ?

ચંદા : ત્યારે વાંકે, મારે એવું આપો.

નરેન્દ્ર : (ગળગળો થઈને) ભાઈ, ભાઈ, મારી એક વાત માનશો ?

યોગેન્દ્ર : હા હા બોલને, કઈ વાત ?

નરેન્દ્ર : હું માગું તે આપશો ?

યોગેન્દ્ર : હા, હા. ચોક્કસ આપીશ.

નરેન્દ્ર : (પોતાનો ગાલ ધરતાં દયામણા અવાજે) લો... તો મને જોરથી ચારપાંચ ધોલ મારો તો ...ખૂબ જોરથી (બોલતાં બોલતાં આંખમાંથી આંસુ સરી પડે છે)

યોગેન્દ્ર : (નરેન્દ્રને ભેટી પડતાં) ચાલ રે ચાલ ગાંડા. તને તે હું મારું કોઈ દિવસ! [બન્ને ભાઈ એને બથાં જોઈ રહે છે. ચંદાબેન આંખમાંથી ધસી આવતાં આંસુ લૂછવા જાય છે ત્યાં પડદો પડે છે.]





મુજબ બીજે દિવસે સવારે એ ફરવા ગયા. સાથે પાસવાન, માળી, અને સેનાપતિ હતા. પણ એ પોતે તો સાવ ચૂપ હતા. અત્યંત ક્ષુબ્ધ લાગતા હતા તો ય એ ચૂપ હતા.

મુકરર સમયે શાહજાદી મારિયા એમની પાસે ગઈ ત્યારે એ સંઘાડા પર કામ કરતા હતા. રાબેતા મુજબ જ એણે મારિયા સામું જોયું નહીં.

અચાનક જ સાવ કૃત્રિમ લાગે એવા અવાજે એ બોલી ઊઠ્યા : 'શાહજાદી મારિયા', અને હાથમાંથી ટાંકણું ફેંકી દીધું. (ચક્કર તો પોતાના જ વેગથી ઘૂમતું રહ્યું અને શાહજાદી મારિયાને એ ચક્કરના ધીમા પડતા જતા કચૂડાટની દીર્ઘકાળ પર્યંત સ્મૃતિ રહી. ત્યારબાદ જે બન્યું એની સાથે એ કચૂડાટ પણ જાણે અનિવાર્ય રીતે જડાઈ ગયો હતો.)

એ બાપની પાસે ગઈ. એને ચહેરે જોઈ રહી. ભીતરમાં જ જાણે કશું ભાંગી પડતું હોય એવું એને લાગ્યું. એની આંખનું તેજ ઝાંખું થયું. બાપના ચહેરા પર રંજ ન હતો કે ન હતો ત્યાં કશી હાર ખમ્યાનો, પડછાયાનો, વિલાયાનો ભાવ. પણ ચહેરા પર ક્રોધ હતો. અને અત્યંત અકુદરતી રીતે એ ચહેરો જીવન્ત હતો. મારિયાને સમજાઈ ગયું કે કશું ભયંકર અકલ્પ્ય અનિષ્ટ એના ઉપર તોળાઈ રહ્યું હતું અને એ અનિષ્ટ પોતાને કચડી નાખશે. આવું દુઃખ હજુ લગી ક્યારેય પોતાને વેઠવું પડ્યું ન હતું. પોતાની જિંદગીની સહુથી વિષમ આપત્તિ— જેને કોઈ રીતે સુધારી ન શકાય, અને જેને કોઈ રીતે સમજી પણ ન શકાય. એ હોય પોતાને વહાલો હોય એનું મોત.

'બાપુ! આન્દ્રેઈ!' પેલી અતડી બેઢંગ લાગતી શાહજાદીનો આવો જાત વિલોપતો અને મર્મસ્પર્શી વેદનાને ઋજુતાથી અભિવ્યક્ત કરતો અવાજ આવ્યો કે વૃદ્ધજનની એના સામું જોવાની હિમ્મત ન ચાલી. ડૂસકું ભરતાં એણે મોં ફેરવી લીધું.

'માઠા સમાચાર છે. નથી એ કેદીની યાદીમાં કે નથી એનું નામ મરણ પામેલાની નોંધમાં. કુતુઝોફ લખે છે.......' અને જાણે શાહજાદીને ત્યાંથી ભગાડી દેવી ન હોય એવી તીણી ચીસ પાડીને એ બોલ્યા : 'મરાયો.'

શાહજાદી પડી ન ગઈ. એને મૂર્છા ન આવી. ફિક્કી તો એ ક્યારની પડી ગઈ હતી. પણ આ ચીસ સાંભળતાં જ એનો ચહેરો બદલાયો અને એની સુંદર તેજસ્વી આંખમાં કશી નવી દીપ્તિ આવી. જાણે આ દુનિયાના ક્ષુલ્લક આનંદ અને વેદનાથી પર એવા કશા પરમાનંદનો પ્રવાહ, એને થતા દુઃખને ધોતો, હળવો કરતો, વહેતો ન હોય! બાપનો જે ભય હતો તે પણ એ ભૂલી ગઈ. એની પાસે જઈ, એનો હાથ હાથમાં લઈ, અને જાણે બેસાડવા મથતી હોય એમ એણે બીજો હાથ એની પાતળી ખડબચડી ગરદન આસપાસ નાખ્યો.

'બાપુ, મારાથી અળગા ન થતા. આપણે સાથે રોઈએ,' એ બોલી.

'લબાડ લોક! દગલબાજ!' વૃદ્ધજને એની સામેથી મોં ફેરવી લઈને ચીસ પાડી. 'લશ્કરનો નાશ કર્યો? માણસોનો સંહાર કર્યો. અને શા માટે? જા જઈને લીસને વાત કર.'

અસહાય બનીને શાહજાદી બાપ પાસે પડેલી ખુરશીમાં બેસી ગઈ. અને રોઈ. પોતાની અને લીસની વિદાય લેતી વેળાએ જેવો હતો એવા ભાઈનું એને અત્યારે દર્શન થયું. સ્વાભિમાની છતાં ય પોચો, કુણો. પેલું તાવીજ ગળામાં નાખ્યું ત્યારે દેખાયો હતો એવો સાનંદાશ્ચર્ય અનુભવતો, મીઠો અને મૃદુ, અત્યારે દેખાયો. 'એય શ્રદ્ધાળુ બન્યો હશે? અશ્રદ્ધા બદલ પશ્ચાતાપ થતો હશે? અત્યારે એ ત્યાં જ હશે? પેલી શાશ્વત અને અખંડ શાંતિ અને કલ્યાણની ભૂમિમાં?'

'બાપુ, આ કેમ બન્યું એ મને કહો,' પૂછ્યું ત્યારે આંખમાંથી આંસુ વહેતાં હતાં.





'જા, જાવ, યુદ્ધમાં મૂવો રશિયાના શ્રેષ્ઠ પુરુષ અને રશિયાની ભવ્ય પ્રતિષ્ઠા જ્યા ધૂળ ભેળા થયાં જાવ શાહજાદી મારિયા જાવ અને લીસને કહો હુ આવી પહોચ્યો'

વૃદ્ધ શાહજાદા પાસેથી શાહજાદી મારિયા પાછી આવી ત્યારે સગર્ભા સ્ત્રીઓની લાક્ષણિક આનંદદાયી શાંતિ અનુભવતી નાનકડી શાહજાદી બેઠી બેઠી કામ કરતી હતી સ્પષ્ટ હતુ કે એની પોતાની ભીતરમા જોતી હતી પોતાની કૂખમા જે પેલુ આનંદમય, રહસ્યભર્યું કશુ થઈ રહ્યુ હતુ એને જોતી હતી

ભરતકામને બાજુએ મૂકી અને ટેકો દઈ બેસતાં એ બોલી, 'મારિયા જરા ટેકો દેજો' નણંદનો હાથ લઈ એણે પોતાની નાભી નીચે મૂક્યો

આતુરતાપૂર્વક એની સામે આખ ઝળકી રહી પેલી રૂવાટીવાળો ઉપલો હોઠ ઊંચો થયો અને બાલસુલભ સુખાનુભવમા એ ઊંચો જ રહ્યો

શાહજાદી મારિયા એની આગળ ઘૂંટણીએ બેસી ગઈ ભાભીના જામાની ધડમા એણે પોતાનુ મો ઢાંકી દીધુ

'ત્યા, ત્યા જ તમને કશુ લાગે છે? મને તો બહુ વિચિત્ર લાગે છે અને મારિયા હું તો એને ખૂબ ખૂબ ચાહીશ' આનંદભરી, ઉલ્લાસની દીપ્તિભરી નજરે મારિયા સામુ જોતા એ બોલી

શાહજાદી મારિયા માથુ ઊંચકી જ ન શકી એ રોતી હતી 'શુ છે મારિયા?

'કાઈ નહી એ તો મને આન્દ્રેઈનુ લાગે છે' ભાભીના ઢીંચણ પર આસુ લૂછતા એ બોલી

સવારના સમયમા શાહજાદી મારિયાએ ભાભીને તૈયાર કરવાના કેટલાય યત્ન કર્યા પણ હરેક વખતે એ પોતે રડી પડતી નાનકડી શાહજાદીનુ ધ્યાન જ ન હતુ છતા આ આસુથી એ પણ ક્ષુબ્ધ થઈ આસુનુ કારણ એને સમજાતુ ન હતુ એ કશુ બોલી નહી', પણ જાણે કશુ ઢૂંઢતી હોય એમ બેચેન નજરે એ આસપાસ જોતી જમણ પહેલાં, જેમની બીક લાગતી હતી તે વૃદ્ધજન પોતાના ઓરડામા આવ્યા એમનો ચહેરો સાવ વિચિત્ર લાગે એવો બેચેન અને હઠીલા રોષે ભરાયેલો હતો આવ્યા પણ એક પણ શબ્દ બોલ્યા વિના પાછા જતા રહ્યા એણે શાહજાદી મારિયા સામુ જોયુ અને થોડીવાર વિચારમગ્ન બેઠી અને પછી તો સગર્ભા સ્ત્રી જ દઈ શકે એવા પોતાના દેહની ભીતરી લીલા તરફ ધ્યાન દેતી, એ અચાનક રોઈ પડી

'આન્દ્રેઈના કશા સમાચાર આવ્યા છે?' એણે પૂછ્યુ

'ના હજુ આટલા વહેલા ક્યાથી આવે' પણ બાપુને ચિંતા થાય છે અને મને બીક લાગે છે'

'તો, કશુ છે નહી ને?'

'ના કશુ નહી,' શાહજાદી મારિયા પોતાની પેલી સુંદર તેજભરી નજરે ભાભી સામુ જોઈ રહેતા બોલી

પોતે આ વાત નહી કહે એવો એણે મન સાથે નિર્ણય કર્યો હતો અને સુવાવડ ન પતી જાય ત્યા લગી આ વાત લીસથી દબાવી રાખવાની વાત પણ એણે વૃદ્ધજનને ગળે ઉતારી છૂટકારાને હવે થોડા જ દિવસની વાર હતી શાહજાદી મારિયા અને વૃદ્ધ શાહજાદાએ પોતે પોતાની રીતે પોતાનુ દુ:ખ છુપાવ્યુ અને સહ્યુ વૃદ્ધ શાહજાદા તો કશી જ આશાની વાતને ટેકો દેતા ન હતા એમણે તો મન સાથે ગોઠવી લીધુ હતુ આન્દ્રેઈ રણક્ષેત્ર પર મૂઓ ઓસ્ટ્રિયામા દીકરાના ખરા ખબર કાઢવા એણે માણસ રવાના કર્યો હતો છતા અહી પોતાના બાગમા ઊભુ કરવા માટે એણે મોસ્કોમા આન્દ્રેઈનુ સ્મારક પણ તૈયાર કરવા આપ્યુ હતુ પોતાનો દીકરો મૂઓ હતો એ વાત એ હરેકને મોએ કરતા પોતાની જિંદગીનુ બળ, સંકલ્પનુ સામર્થ્ય ઓસરતુ જતુ હતુ એ



ઓછું ચાલતો, ઓછું ખાતો, ઓછું ઊંઘતો. દિવસે દિવસે એ નબળો પડતો જતો હતો. શાહજાદી મારિયાને આશા હતી. પોતાનો ભાઈ જીવતો હોય એ માટે એ પ્રાર્થના કરતી. એ ઘેર પાછો ફરે છે એવા સમાચારની એ હમેશાં પ્રતીક્ષા કરતી.

*

૧૯મી માર્ચના દિવસે સવારે છોટાહાજરી પતાવ્યા બાદ, નાની શાહજાદી બોલી: 'વા'લીબેન આજે આ નાસ્તો કાંઈ મને માફક આવ્યો નહીં.'

પેલા ભયંકર સમાચાર આવ્યા બાદ ઘરમાં, હરેક સ્મિતમાં દર્દ વરતાતું હતું, એક એક શબ્દના ઉચ્ચારમાં વેદના ઉપસી આવતી, અરે એક એક ડગલું ય જાણે શોકભર્યું લાગતું હતું. નાનકડી શાહજાદી આ વાતાવરણનું કારણ જાણતી ન હતી. છતાં એના સ્મિત ઉપર પણ આ વાદળીની છાંય હતી. આદતના જોરે પેલો રૂંવાટીવાળો ઉપલો હોઠ ઊંચો થયો હતો છતાં કશું અજુગતું બન્યું છે એવી વાતની બધાના ઉપર છાપ પડતી હતી.

'શું થાય છે તમને? કેવાં ફિક્કાં લાગો છો, સાવ ફિક્કાં!' શાહજાદી મારિયા ગભરાઈને બોલી અને પોતાની લાક્ષણિક ઢબે દોડતી લીસ પાસે પહોંચી.

હાજર હતી એ દાસીઓમાંથી એકે સૂચવ્યું, 'મારી ઓગ્દાનોવ્નાને બોલાવવી નહીં જોઈએ?' (મારી ઓગ્દાનોવ્ના એ પડખેના ગામમાં રહેતી દાયણ હતી અને છેલ્લા પંદર દિવસથી એને નિરાનંદ ગિરિ બોલાવેલી હતી.)

'અરે હા,' મંજૂરી આપતાં શાહજાદી મારિયા બોલી, 'એ જ છે. હું જાઉં છું. હિંમત રાખજે, મારી દેવી,' ચૂમીને એ ઓરડા બહાર જતી રહી.

'ઓહ, ના, ના,' નાની શાહજાદીના ચહેરા પર પાંડુવર્ણ અને શારીરિક કષ્ટનાં ચિહ્ન સાથે અનિવાર્ય વેદનાનો બાલિશ ભય પણ ડોકાતો હતો.

'ના, એ તો અપચો...! કહોને બેન કે આ તો અપચો છે, કહો...' અને કષ્ટાતું બાળક જેમ ધ્રૂજે ભરાઈને રૂવે એમ લીસા રોવા લાગી. કૃત્રિમ લાગે એવા ભાવાવેશમાં એણે હાથ ઘસવા અને મસળવા માંડ્યાં. શાહજાદી મારિયા મારી ઓગ્દાનોવ્નાને બોલાવવા દોડી.

'મા રે...ઓ મા,' ઓરડા બહાર જતાં એને કાને પડ્યું. દાયણ તો એની સામે જ આવતી હતી. પોતાની અગત્યના સ્વસ્થ ભાવથી એ પોતાના નાનકડા ભરાવદાર હાથ ઘસતી હતી.

'મારી ઓગ્દાનોવ્ના, મને લાગે છે હવે . !' ભયથી ખૂબ પહોળી લાગતી આંખે મારી સામું જોતાં મારિયા બોલી.

'પ્રભુનો પાડ, શાહજાદીસાહેબ, 'મારી ઓગ્દાનોવ્ના બોલી પણ એની રફતાર તો હતી એની એ જ રહી. 'તમ સરખી જુવાન છોકરીઓને તો, આની કશી જ જાણ થવી ન જોઈએ.'

'પણ હજુ મોસ્કોથી દાક્તર કેમ આવ્યા નથી?' શાહજાદી બોલી. (આન્દ્રેઈની અને લીસાની ઇચ્છા મુજબ એમણે મોસ્કોથી દાક્તરને ક્યારનોય બોલાવ્યો હતો અને ગમે તે ઘડીએ એ આવી પહોંચશે એવી ધારણા હતી.)

'ન આવ્યા તો કાંઈ નહીં, એની ફીકર ચિંતા ન કરો શાહજાદી. દાક્તર વિના પણ ચલાવી લઈશું' મારી ઓગ્દાનોવ્ના બોલી.

પાંચ મિનિટ બાદ મારિયાએ પોતાના ઓરડામાંથી કશું વજનદાર ઊંચકી જવામાં આવતું હોય એવો અવાજ સાંભળ્યો. એણે બહાર જોયું. નોકરો શાહજાદા આન્દ્રેઈના અભ્યાસખંડમાંથી પેલો મોટો ચામડાથી મઢેલો સોફો શયનખંડમાં લઈ જતા હતા. એમના ચહેરા પર શાંત ગંભીરતાનો ભાવ હતો.

ઘરમાં થતા અવાજને સાંભળતી શાહજાદી મારિયા એકલી પોતાના ખંડમાં બેસી રહી. કોઈ જતું આવતું લાગે ત્યારે એ બારણું ખોલીને પરશાળમાં શું થતું





હતું તે જોઈ લેતી. શયનખંડમાંથી જરાકે અવાજ કર્યાં વિના આવજા કરતી કેટલીક બાઈઓ શાહજાદી સામું જોઈને મોં ફેરવી લેતી. કશો જ સવાલ પૂછવાની મારિયાની હિમ્મત ચાલતી ન હતી. બારણું બીડી દેવાનું સાહસ પણ એ કરી શકતી ન હતી. એક ક્ષણ આરામ ખુરશીમાં બેસી જતી, તો બીજી ક્ષણે પ્રાર્થનાપોથી હાથમાં લેતી તો વળી મૂર્તિ આગળ ઢીંચણીએ બેસી જતી. એને ખેદ થયો અને આશ્ચર્ય પણ થયું: પ્રાર્થનાથી પણ એનો આવેગ શમ્યો નહીં. અચાનક જ એના ખંડનું બીજું બારણું ધીરેથી ખૂલ્યું અને એની વૃદ્ધ આયા પ્રારકોવ્યા સાવિશ્ના માથે શાલ વીંટાળીને ઉંબરા પર ઊભેલી દેખાઈ. વૃદ્ધ શાહજાદાએ મનાઈ ફરમાવ્યા બાદ એ આ ઓરડામાં પગ મૂકતી ન હતી.

'તારી પાસે ઘડીભર બેસવા આવી છું, માશા. અને સાથે શાહજાદાના લગ્ન સમયની બત્તીઓ લાવી છું, દેવ સમક્ષ જલાવવા.' નિસાસો નાખતાં આયા બોલી.

'આયા, હું ખુબ રાજી થઈ '

' ઇશ્વિર દયાળુ છે, બેટી !'

આયાએ સોનેરી ઢોળ ચઢાવેલ શમાદાનમાં મીણબત્તી સળગાવી અને દરવાજા આગળ પોતાનું ગૂંથવાનું લઈને બેઠી. શાહજાદી મારિયાએ એક પુસ્તક લીધું અને વાંચવા માંડ્યું. જ્યાં કશાં પગલાં કે કશી વાતચીતનો અવાજ કાને પડતો ત્યાં એક મેક સામું જોઈ લેતાં. શાહજાદીની જિજ્ઞાસામાં ચિંતા ભળેલી હતી. આયાના જવાબ ઉત્તેજન દેતા હતા. પોતાના કમરામાં બેઠાં બેઠાં શાહજાદી મારિયા જે લાગણીનો અનુભવ કરી રહી હતી તે જ લાગણી ઘરમાંના એક એક માનવી પર જાણે છાઈ ગઈ હતી. પણ, આ વાત વિષેના જાણકારની સંખ્યા જેમ ઓછી તેમ બાઈને ઓછું દરદ થાય એવો વહેમ દૃઢ હોવાને કારણે, હરેક માનવ પોતે કશું જ જાણતો નથી, એમ માનવાનો યત્ન કરતો, કોઈ એ વિષે બોલતું નહીં. પણ આમછતાં, શાહજાદાના ઘરમાં સામાન્ય થઈ પડેલી, ચીલાચાલુ છતાં વિનયશીલ વર્તણુક છતાંય, આ જ ક્ષણે કશું મહત્તર અને રહસ્યભર્યું બની રહ્યું છે એનું ભાન, સર્વને સ્પર્શી જતી ચિંતા અને હૈયામાં પ્રવેશી ગયેલી કુણાશ—એ સર્વનો તો અનુભવ થતો જ.

દાસીઓના મોટા ખંડમાંથી હાહાખીખીનો અવાજ આવતો ન હતો. નોકરોના કમરામાં બધા રાહ જોતા, ચૂપચાપ છતાં સર્વ રીતે સાવધાન બેઠા હતા. બહાર હતા તે ગુલામના ઝૂંપડામાં મશાલો અને મીણબત્તીઓ બળતી હતી. કોઈ ઊંઘ્યું ન હતું. વૃદ્ધ શાહજાદા, એડી પર ભાર દઈને આમ તેમ અભ્યાસખંડમાં આંટા મારતા હતા અને તીખનને મારી બોગ્દાનોવ્નાને શું થયું એના સમાચાર જાણવા મોકલ્યો. 'માત્ર આટલું પૂછજે કે શાહજાદા સાહેબે તને મોકલ્યો છે, અને જે જવાબ દે તે મને કહી જા.'

'શાહજાદા સાહેબને કહેજો કે વેણ ઊપડી છે,' કાસદને અર્થપૂર નજરે જોઈ રહેતાં મારી બોગ્દાનોવ્ના બોલી. તીખને જઈને શાહજાદાને કહ્યું.

'ચાલો બહુ સારું !' પોતાની પાછળ બારણું ભીડી દેતાં શાહજાદા બોલ્યા. આ પછી તીખનને અભ્યાસખંડમાંથી જરાકે અવાજ સાંભળવા ન મળ્યો.

થોડીવાર બાદ એ મીણબત્તીમાં બીજું મીણ પૂરવા અંદર ગયો. શાહજાદા સોફા પર પડ્યા હતા. શાહજાદા સામું જોયું તો એમનો ચહેરો અત્યંત ક્ષુબ્ધ લાગ્યો. માથું ધૂણાવી એમની પાસે જઈ, હળવેથી એમના ખભાને ચૂમીને એ કશું બોલ્યા વિના કે મીણ પૂર્યાં વિના, ઓરડા બહાર નીકળી ગયો. દુનિયાભરની ગંભીર અને ભવ્ય ક્રિયા ચાલુ હતી. સાંજ વીતી. રાત આવી અને અગમ્યની હાજરીમાં આવે એવી, હૈયાની કુણાશ અને અદીઠનો ભય અને ઇંતેજારી ઘટ્યાં ન હતાં પણ વધ્યાં હતાં. કોઈની આંખમાં નિંદ ન હતી.

*



શિયાળો ફરી એકવાર પોતાનો અમલ સ્થાપવા યત્ન કરે અને બરફની વર્ષા કરી, નિરાશાના ધૂંધવાટમાં વીજકડાકા કરી આંધી ફેલાવે, એવી માર્ચ માસની એક રાત હતી. મોસ્કોથી આવતા જર્મન દાક્તરને લેવા, સામેથી રાજમાર્ગ ઉપર વધુ ઘોડા મોકલ્યા હતા. એક એક ક્ષણે એની આવવાની વકી હતી. દીવા મશાલો લઈને, માણસો, ત્રિભેટા અને રસ્તા ફંટાતા હોય ત્યાં મોકલવામાં આવ્યા હતા. ગામડાંના રસ્તામાં ખાડાખૈયા હોય અને જામેલા બરફ હેઠળ પાણીના ખાબોચિયાં પણ હોય.

શાહજાદી મારિયાએ પુસ્તક ક્યારનું ય બાજુએ મૂકી દીધું હતું. ચૂપચાપ એ બેઠી હતી. એની તેજભરી આંખો આયાના, કરચળીઆળા ચહેરા પર મંડાઈ હતી (આ એક એક રેખાને એ સારી પેઠે જાણતી હતી.) માથે બાંધેલ રૂમાલ બહાર નીકળી આવેલી રૂપેરી લટ અને દાઢી હેઠળ લબડતી ઢીલી ચામડીને એ જોઈ રહી.

આયા સાવિશ્ના, હાથમાં ગૂંથવાનું લઈને બેઠી બેઠી, જે વાત એણે આજ પહેલાં સેંકડો વાર કહી તે જ ધીમા, ધીરા, પોતાને પણ ન સંભળાય કે સમજાય એવા અવાજે કહેતી હતી: શાહજાદી મારિયાને જ્યારે મરહૂમ શાહજાદીએ કિશેન્યેફ મુકામે જન્મ આપ્યો ત્યારે તો આયા કે દાઈ કોઈ ન હતાં. માત્ર એક મોલ્દાવી ખેડૂત બાઈ પાસે હતી.

'ભગવાન એટલો દયાળુ છે, દાકતર બાકતરની જરૂર જ નહીં' એ બોલી.

અચાનક જ બારીના ચોકઠા પર અત્યંત વેગીલા પવનની ઝાપટ વાગી. બારીમાંનું બીજું ચોકઠું* તો કાઢી લેવામાં આવ્યું હતું (શાહજાદાનો હુકમ હતો કે જેવાં 'લાર્ક' પક્ષી પાછાં ફરે કે તુરત જ બીજું ચોકઠું કાઢી લેવું) પવનની થપાટથી અંદરની એક ઢીલી આંકડી ખૂલી ગઈ. દમાસ્ક જાતના કપડાનો પડદો ફડફડાટ કરતો ઊડવા લાગ્યો અને મીણબત્તી બૂઝાઈ ગઈ. ઓરડામાં ઠંડો હિમ પવન વાયો. શાહજાદી મારિયા કમકમી ઊઠી. આયાએ ગૂંથવાનું બાજુએ મૂકી, ઊભા થઈ બારી પાસે જઈ ખુલ્લા ચોકઠામાંથી બારીને પકડવા ઝૂકાવ્યું. ઠંડા પવનની થપાટ એના માથે બાંધેલા રૂમાલને વાગી અને રૂપેરી વાળનાં ગૂંછળાં હવામાં ફરફરવા લાગ્યાં.

'શાહજાદી બેટા, રસ્તે કોઈની ગાડી આવતી લાગે છે!' બારી બંધ ન કરતાં ખુલ્લી રાખીને એ બોલી, 'ઘણું ખરું દાકતર હશે. મશાલો અને દીવા પણ છે.'

'પ્રભુ, દીનદયાળ, કેટલો પાડ માનું!' શાહજાદી મારિયા બોલી. 'મારે એને મળવું જ જોઈએ. એ રશિયન નથી જાણતા.'

માથાપર શાલ લપેટી શાહજાદી આગંતુકને મળવા દોડી. પાર્શ્વખંડથી જતાં એની નજર, દરવાજા આગળ દીવા સાથે ઊભેલી ગાડી પર પડી. એ બહાર નીસરણી પર ગઈ. દાદરનાં કઠેરાના થાળા પર પવનમાં ફરફરતી એક મીણબત્તી હતી. નચેના પગથીઆ પાસે પાસવાન ફીલીપ ડઘાઈ ગયો હોય એમ એક બીજી મીણબત્તી પકડીને ઊભો હતો. હજુ થોડાં પગથિયાં નીચે ભારે બનાતના પગરખાંનો પગરવ અને કશું બોલતો પરિચિત અવાજ શાહજાદી મારિયાને સંભળાયો.

'પ્રભુનો પાડ,' અવાજ બોલ્યો, 'અને બાપુ?'

'ઊંઘી ગયા,' નીચે હતો તે કોઠારી દેમ્યાને જવાબ દીધો.

આ પછી અવાજ કશું બોલ્યો, દેમ્યાને જવાબ દીધો, અને ભારે બનાતના જોડા પહેરેલા પગ દાદરો ચઢતા, ત્વરાંક આગળ આવવા લાગ્યા. પગલાં ખૂબ ઊતાવળમાં પડતાં હતાં.

* રશિયન ઘરોમાં શિયાળામાં બે બારી રાખવામાં આવે છે. આને કારણે હવા ઉજાસ રોકાય છે. એથી જ્યાં જરા વાયુમાન હળવું પડે ત્યાં બેમાંનું એક ચોકઠું હટાવી દેવાય છે.





'આન્દ્રેઈ! ભાઈ!' મારિયાને વિચાર આવ્યો 'ના ના એમ કેમ બને? એ તો ભારે અસામાન્ય ગણાય' અને એના મનમા આ વિચાર આવ્યો એ જ ક્ષણે એને શાહજાદા આન્દ્રેઈનુ મો અને એનો દેહ નજરે પડ્યો રુ છાનો મોટો ડગલો એણે પહેર્યો હતો એના બેવડા ઊચા ગલપટા પર બરફ વળગેલો હતો હા, એ જ! ફિક્કો, પાતળો, બદલાયેના મુખભાવવાળો બદલાયેલો છતા વધુ કુણો બનેલો મુખભાવ એ દાદર ચઢી આવ્યો અને બહેનને ભેટી પડ્યો

'તમને મારો પત્ર નથી મળ્યો?' એણે પૂછ્યુ પણ જવાબની રાહ જોવાએ ન ઊભો રહ્યો—અને એને જવાબ પણ શી રીતે મળત? શાહજાદી તો અવાક્ થઈ ગઈ હતી—એ પાછો ફરી ગયો અને એની પછી ખડમા દાખલ થયેલા દાક્તર સાથે એ ફરીથી દાદરના પગથિયા ચઢી ગયો (દાક્તર સાથે એનો ભેટો છેલ્લા થોભે થયો હતો) ફરીથી એ બહેનને ભેટી પડ્યો

'વિધિની કેવી વિચિત્રતા છે, માશા?' ડગલો અને બનાતના પગરખા કાઢી એ નાની શાહજાદીના આવાસ ભણી ગયો

*

નાની શાહજાદી ઓશીકાને ટેકે પડી હતી માથે સફેદ ટોપી હતી (વેણ હજુ હમણા જ શમી હતી) કાળા વાળનો લટો, થેથર ચઢેલા અને પરસેવે રેબ ઝેબ ગાલ આસપાસ વેરાયેલી પડી હતી એનુ મધુર લાગતુ ગુલાબી મો—પેલા રુવાટીવાળા હોઠ સાથે—ખુલ્લુ હતુ અને એ આનદપૂર્વક હસતો હતો શાહજાદો આન્દ્રેઈ દાખલ થયો અને એ સૂતી હતી તે સોફાના છેડા આગળ એના સામે ઊભો રહી ગયો બાલસુલભ ભય અને આવેશથી સભર ભરેલી એની ચળકતી આખો આન્દ્રેઈ પર ઠરી એમાનો ભાવ જાણે સ્થિર થઈ ગયો 'હુ તમને ચાહુ છુ નથી તો મે કોઈનુ ય બૂરુ કર્યુ તો મારે માથે આવી આફત આવી કઈ રીતે? મને સહાય કરો!' એની નજર જાણે કહેતી હતી એણે પોતાના પતિને પોતાની સામે જોયો પણ એના દર્શનનો મર્મ એને અત્યારે ન સમજાયો શાહજાદો આન્દ્રેઈ સોફા પાસે ગયો અને લીસાને એણે ચૂમી

'વહાલી!' આજ પહેલા ક્યારેય ન ઉચ્ચારેલો શબ્દ એ બોલ્યો 'ઈશ્વરની દયા અપાર છે'

પૃચ્છાભરી નજરે લીસાએ એના સામુ જોયુ એ દૃષ્ટિમા બાળકનો રોષ પણ હતો

'મે માગી તમારી મદદ અને મને કાઈ જ ન મળી તમારા તરફથી પણ નહી' એની નજર જાણે કહેતી હતી આન્દ્રેઈ આવ્યો એથી એને આશ્ચર્ય ન થયુ એ આવ્યો છે એ વાતનુ પણ જાણે એને ભાન ન હતુ એને થયેલી વેદના અત્યારે શમી હતી પણ એને આન્દ્રેઈના આવાગમન સાથે કશો સબધ ન હતો ફરીથી વેણ ઊપડી અને મારી ઓગ્દાનોવ્નાએ શાહજાદા આન્દ્રેઈને ઓરડામાથી જતા રહેવા કહ્યુ

દાક્તર આવ્યા આન્દ્રેઈ બહાર ગયો અને ત્યા મારિયા મળી જતા એ બે સાથે ગયા ધીરે અવાજે એમણે વાત શરૂ કરી પણ હરેક પળે એમની વાતમા ભગાણ પડતુ રાહ જોતા, ઈન્તેજાર કરતા એ કાન સરવા કરી સાભળતા હતા

'જાઓ, ભાઈ,' મારિયાએ કહ્યુ

ફરીથી આન્દ્રેઈ પત્ની પાસે ગયો અને એના ઓરડાના પડખેના ઓરડામા બેઠો બેબાકળા ચહેરાવાળી એક બાઈ શયનખડમાથી બહાર આવી આન્દ્રેઈને જોઈને એ વધુ ગુચવાઈ આન્દ્રેઈએ હાથથી પોતાનુ મો ઢાકી દીધુ અને આ જ હાલતમા થોડો સમય બેઠો રહ્યો દયાપ્રેરક, અસહાયતાના એકરાર જેવી, રહેસાતા પ્રાણી જેવી ચીસો બારણામાથી બહાર આવતી હતી શાહજાદો આન્દ્રેઈ ઊઠ્યો, દરવાજા આગળ ગયો અને એને ખોલવાનો એણે યત્ન કરી જોયો પણ પાછળથી કોઈએ પકડી રાખ્યુ હતુ

'તમારાથી ન અવાય ન અવાય' અદરથી ગભરાયેલો અવાજ આવ્યો

એણે ઓરડામાં આંટા મારવા માંડ્યા. ચીસો અટકી અને થોડી પળ વીતી. અને ત્યાં તો અચાનક જ એક ભયંકર ચીસ શયનખંડમાંથી સંભળાઈ—આ એની હોય નહીં. એ આવી ચીસ ન પાડે—શાહજાદો બારણાં આગળ દોડી ગયો. ચીસ શમી ગઈ અને બાળકનું ઉંવા ઉંવા સંભળાયું.

'આ લોકને અંદર બાળકનું શું કામ પડ્યું હશે તે લઈ ગયા હશે ?...અંદર બાળક ક્યાંથી આવ્યું...શું ? જન્મ્યું ? ..' આન્દ્રેઈ વિચારતો હતો.

અને ત્યાં તો એકાએક જ એને એ ઉંવા ઉંવાનું પ્રસન્ન કરે તેવું મહત્વ સમજાયું. આંસુએ એનો અવાજ અને શ્વાસ રૂંધ્યો. બારીની બારસાખ પર કોણી ટેકવી નાનાં બાળ જેમ એ ધ્રૂસકે ધ્રૂસકે રોયો. બારણું ખૂલ્યું. ડગલા વિના, ખમીસની બાંહ્યો ઊંચી ચઢાવેલા દાક્તર ફિક્કા લાગતા અને નીચેનું જડબું કંપતુ હોય એવી હાલતમાં ઓરડામાંથી બહાર આવ્યા. શાહજાદો આન્દ્રેઈ એમની પાસે ગયો પણ દાક્તર તો એના સામું વિચિત્ર આશ્ચર્ય પમાડે એવી રીતે જોઈને એક પણ શબ્દ બોલ્યા વિના ત્યાંથી ચાલ્યા ગયા. એક બાઈ અંદરથી બહાર દોડી આવી પણ શાહજાદા આન્દ્રેઈને ત્યાં જોઈને, ઊમરા ઉપર જ જવું ન જવું નો નિર્ણય ન કરી શકતી, ઊભી રહી ગઈ. એ પત્નીના ઓરડામાં ગયો. પાંચ મિનિટ પહેલાં એણે જોઈ હતી એ જ હાલતમાં એ મરેલી પડી હતી. સ્થિર થયેલી આંખો અને ગાલ પર આવતી રંગહીનતા છતાં એના બાળક જેવા મધુર ચહેરા પર, પેલા ઝીણી કાળી રુંવાટીવાળા ઉપલા હોઠ સમેત એ જ ભાવ હતો.

'હું તમને સહુને ચાહું છું. મેં કોઈનું બૂરું કર્યું નથી. પણ તમે મને આ શું કર્યું !' એનો મધુર, કરુણ, ચેતનહીન ચહેરો જાણે કહેતો હતો.

ઓરડાના એક ખૂણામાં, કશા નાનકડા લાલ બચોળિયાએ, મારી બોગ્દાનોવ્નાના કંપતા હાથમાં ઝીણો ખૂંખારો ખાઈ, ઝીણી ચીસ પાડી

બે કલાક બાદ, ધીમે પગલે ચાલીને શાહજાદા આન્દ્રેઈ પિતાના ઓરડામાં ગયો. વૃદ્ધજનને બધી ય વાતની ક્યારની ય માહિતી મળી ગઈ હતી. દરવાજા પાસે એ ઊભા હતા અને જેવું બારણું ખૂલ્યું તેવા જ એના વૃદ્ધ ખડબચડા હાથ દીકરાની ગરદન આસપાસ કશા પાશ જેમ વીંટળાઈ વળ્યા. એક પણ શબ્દ બોલ્યા વિના એણે એક બાળક જેમ રોવા માંડ્યું.

*

ત્રણ દિવસ બાદ નાની શાહજાદીને દાટવામાં આવી. કફન પડ્યું હતું તે જગાએ પગથિયાં ચઢીને શાહજાદો આન્દ્રેઈ પત્નીને આખરી વિદાયચૂંબન આપવા ગયો. કફનમાં પણ એ જ ચહેરો, એ જ મુખભાવ હતો. માત્ર આંખ બંધ હતી. હજુ પણ જાણે કહેતો ન હોય : 'આ તમે મને શું કર્યું !' અને શાહજાદા આન્દ્રેઈને પોતાના ચિત્તમાં પણ જાણે કશો ખટકો પડતો હોય એમ, તળીએ બેસતું હોય એવું લાગ્યું. જેને કોઈ પણ રીતે વાળી ન ભરાય કે જેનો કોઈ કહેતા કોઈ ઈલાજ ન થઈ શકે એવું પાપ પોતે આચર્યાનો ભાર આન્દ્રેઈના મન પર હતો. એનાથી રોવાતું ન હતું. વૃદ્ધ પણ આવ્યા હતા. મૃત દેહની છાતી પર અદબ વાળીને મૂકાયેલા હાથની, મીણની બનાવી હોય એવી આંગળીઓને એણે ચૂમી. વૃદ્ધજનને પણ જાણે આ મુખભાવ કહેતો હતો : 'જુઓને, મને શું કર્યું ? અને શા માટે !' અને વૃદ્ધજન આ દૃશ્ય જોતાં જ મોં ફેરવીને ચાલ્યા ગયા.

*

બીજા પાંચ દિવસ પસાર થયા. અને નાનકડા શાહજાદા નિકોલાય આન્દ્રેઈ વીચને ખ્રિસ્તી ધર્મનો જલસંસ્કાર કરવામાં આવ્યો. ધાવે પોતાની દાઢીથી ચાદરનો ઉપરનો છેડો દબાવી રાખ્યો અને પાદરીએ બતકના પીંછાથી, બાળકના લાલ અને કરચલીવાળાં પગનાં તળિયાં અને હથેલી પર પાણી છાટ્યું.

દાદા જ ધર્મપિતા બન્યા. પોતે જ કંપતા હતા અને બાળક પોતાના હાથમાંથી પડી જશે એની એમને સતત બીક લાગ્યા કરતી હતી. બાળકને હાથમાં





પ્રો૰ બકુલ ત્રિપાઠી

# મેઘદૂતના મિત્રો

આ લેખનું શિર્ષક વાંચીને રખે કોઇ ભ્રમમાં પડી જાય ! આ તો ગુજરાતના સુખ્યાત થઈ ચૂકેલા નિર્બંધિકાકારની હળવી નિબંધિકા છે ! ટપાલી અને ટપાલની રમુજભરી વાત લેખક એમની આગવી શૈલીમા એવી તો સહજતાથી કહેવા લાગી જાય છે . ... .

'આશા એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો' એમ કવિ કલાપીએ કહ્યું છે. ટપાલની અનિયમિતતા પણ આશા જેવીજ છે. એ કડવી છે છતા મીઠી છે. કેટલીક વસ્તુઓને આપણે વગર કારણે ભેએ ચડાવીએ છીએ. ટપાલખાતાની અનિયમિતતાનુ પણ આવું થયું છે જે કંઈ અનિયમિત તે બધું ખરાબ એમ માની લઈને આપણે ટપાલની અનિયમિતતાને પણ એક ત્રાસ–ન્યુસંસ–તરીકે વગોવીએ છીએ. પણ ખરેખર એવું નથી. એ અનિયમિતતા તો જેટલી કડવી છે એટલીજ મધુર છે જેટલી દુઃખદ છે એટલીજ મનોરંજક છે.

તમે આજે લખેલો કાગળ બીજાને કાલે મળે, કદાચ પરમ દિવસે મળે, ક્યારેક વચ્ચે એકવાર બન્યું હતુ તેમ બારતેર વર્ષે મળે અને ક્યારેક મળેજ નહીં એ સ્થિતિ દેખીતી રીતે તો હાનિકારક લાગે છે. પણ જિંદગીમાં ય ક્યાં આપણું ધાર્યું હમેશાં તરત થાય છે? અને હમેશાં આપણા સુકાર્યોનું સુફળ મોડું મોડુંય આપણનેજ મળે છે એવુંય ક્યાં છે? મને ટપાલમાં એકવાર મંત્ર તંત્રની શક્તિથી ઘેર બેઠા મહિને અઢીસો કેમ રળવા એ સમજાવતી મફત મોકલવામાં આવેલી પુસ્તિકા મળેલી. ઘેર બેઠાં મહિને અઢીસો રળવાની મહેચ્છા મેં ક્યારેય કરી નહોતી તો ય કોણ જાણે સ્વર્ગમાંથી કોઈ દેવના વરદાનની જેમ આવી પડ્યું હોય એવું આ પુસ્તક જોઈને મને નવાઈ લાગેલી

એના મોકલનાર પાછા કોઈ પ્રોફેસર હતા. આમ તો અનેક પ્રોફેસરો મારા મિત્રો છે પણ એમાંના કોઈ મને મફત, વણમાગ્યે, ટપાલ દ્વારા, પુસ્તક મોકલે એવા ઉત્સાહી નથી! કે નથી એમાંના કોઈને વેકેશન ન હોય ત્યારે ઘેર બેઠાં અઢીસો કમાવાની કરામતીનું જ્ઞાન. એ બધા તો છે અર્થશાસ્ત્ર, તર્કશાસ્ત્ર વગેરેના સામાન્ય પ્રોફેસરો. અને આ ભેટ તો કોઈ તંત્રશાસ્ત્રના જાણકાર અસાધારણ પ્રોફેસરે મોકલેલી અને તે પાછી પુણ્યભૂમિ અલીગઢથી! એટલેજ મને વધુ ને વધુ આશ્ચર્ય થતું હતું. અચાનકજ મારી નજર નીચે, મેં ટેબલ નીચે ફાડીને નાખી દીધેલા રેપર પર પડી. અને ત્યારેજ મારા ધ્યાનમાં આવ્યું કે મારા નામના પ્રથમાક્ષરથીજ શરૂ થતા નામવાળા કોઈ જ્ઞાનપિપાસુને મોકલાયેલું એ પુસ્તક ટપાલી ભૂલમાં (કે કદાચ મારા પ્રત્યેના પ્રેમથી દોરવાઈને) મારે ત્યાં નાખી ગયેલો.

આમ બીજા કોઈ બિરાદરની ઘેર બેઠા અઢીસો રળવાની ઉત્સુકતાના ફળ સમુ એ પુસ્તક જેમ ટપાલની અવ્યવસ્થાને લીધે મને મળ્યું તેમ કોઈની મહેનતનું ફળ કોઈને મળે અને એના શ્રમનો લાભ વળી કોઈ નિરાળો માણસને

---

ઝાલીને એ ધોળા પડેલી પતરાની કુંડી આસપાસ ફર્યા અને પછી એમણે બાળક એની ધર્મમાતા–મારિયા–ના હાથમાં સોંપી દીધું. શાહજાદો આન્દ્રેઈ બીજા ઓરડામાં બેઠો હતો. રખેને બાળક કુંડીમાં ડૂબી જાય એવો ભય સેવતો બેઠો હતો વિધિ પૂરી થવાની એ ઇંતેજારી કરતો હતો. આગા બાળકને એની પાસે લાવી ત્યારે એ હરખભેર એને જોઈ રહ્યો. બાળકના મોવાળાને મીણ પાઈ જોઈ રહ્યો. બાળકના મોવાળાને મીણ પાઈ કુંડીમા નાખ્યો. મોવાળાને ત્યારે મોવાળો ડૂબ્યો નહીં પણ તરતો રહ્યો એવું આયાએ કહ્યું ત્યારે પોતે જાણે આને મંજૂરી આપતો હોય એમ એણે મૂંડી હલાવી.





નસીબે આવે તેમ નથી બનતું? આપણે પ્રાણ રેડીને ચલાવેલી પ્રવૃત્તિનો યશ બીજાને મળી જાય અને આપણે જોતા રહીએ અથવા તો આપણે જીવનભર કરેલી સાધનાનું ફળ બીજાને મળે અને આપણે તો ફોગટ મહેનત કર્યાનું દુઃખ મનમાં સંઘરીને જ ઊભા રહેવું પડે એવું જિંદગીમાં અનેકવાર થાય છે. ટપાલવાળા પણ આપણો કાગળ બીજાને આપીને બીજાનો ક્યારેક કોઈ ભળતા સરનામાવાળા ત્રીજાને જ આપીને, ક્યારેક મોડો પહોંચાડીને અને ક્યારેક ન પહોંચાડ્યા જેવો પહોંચાડીને આપણને જીવનની અનિત્યતાનું ને વિચિત્રતાનું ભાન કરાવે છે એ લોકો જાણે કહેતા ન હોય કે 'અમે અનિયમિત છીએ, અવ્યવસ્થિત છીએ તો ભગવાનના હિસાબનીશ ચિત્રગુપ્તનું કામ પણ ક્યાં વ્યવસ્થિત છે!'

જીવનની વ્યાખ્યા આપતાં એક જણે કહેલું કે જીવન એટલે મૃત્યુની પ્રતીક્ષા! 'જીવન શું? મરવા લગી ઝૂરવું' એવું શ્રી કરસનદાસ માણેકે (એમણે નહીં તો બીજા કો'કે) કહ્યું છે. આપણે દૂર દેશ ગયા હોઈએ ત્યારે અથવા આપણું કોઈ સ્વજન એવી રીતે દૂર દેશ ગયું હોય ત્યારે પણ, 'જીવન શું? ટપાલ આવતાં લગી ઝૂરવું!' એમ નથી લાગતું? ટપાલનો વખત થાય છે અને આપણા હૃદયના ધબકારા વધી જાય છે. અડધો કલાક, કલાક વીતે જાય છે. પોસ્ટમેન દેખાતો જ નથી. 'એમ તો ઘણીવાર મોડોય આવે છે' એમ વિચાર કરી આપણે મનને મનાવીએ છીએ. અંતે કોઈ આસપાસનાને પૂછીએ તો એ કહે છે, 'ના, ટપાલ નથી આવી.' આપણે વધુ રાહ જોઈએ છીએ. છેવટે કંટાળીને આપણે એ પડોશીને ફરીથી પૂછીએ છીએ: 'પોસ્ટમેન આવી ગયો?'

ત્યારે એ કહે છે, 'હો! ક્યારનોય!'

'પણ હમણાં તો તમે કહેતા'તાને કે ટપાલ નથી આવી?'

'એટલે હું તો એમ કહેતો'તો કે ટપાલ—આઈ મીન કાગળખાગળ નથી આવ્યા, પોસ્ટમેન તો ક્યારનો ય આવી ગયો.'

'ત્યારે પહેલેથી સ્પષ્ટ વદી મરવું'તું ને?' એમ મનમાં બબડતા બબડતા તમે ગુસ્સાનું નિશ્વાસ રૂપે ઊર્ધ્વીકરણ કરી નાખી કામે વળગવા પ્રયત્ન કરો છો. ને સાથે સાથે બીજી પોસ્ટની રાહ જોવા માંડો છો. બીજી પોસ્ટ વખતે પણ ફરીથી પોસ્ટમેન દેખાય છે, એ નજીક આવ્યો, આ વખતે તો કાગળ હશે જ, હશે જ. અરે, આ તો ચાલ્યો ગયો, સામી નજર પણ નથી કરતો; કાગળ ન આવ્યો. ને તમે અધીરાઈથી ઉપરતળે થઈ જાઓ છો!

બે ત્રણ દિવસ તમારી આવી અગ્નિપરીક્ષા કરીને, તમે પૂરેપૂરા ઠંડા થઈ ગયા હો ત્યારે, યૌવનના સૌંદર્યથી ઓપતી વાસવદત્તાને અવગણીને અંતે વર્ષો પછી રક્તપિત્તથી પીડાતી દીનહીન વાસવદત્તાની પાસે આવનાર સંન્યાસી ઉપગુપ્ત જેવો ટપાલી તમારે દ્વારે આવે છે. તમે સહેજ સ્થિતપ્રજ્ઞની અદાથી કાગળ લો છો. 'અરે, તું આવ્યો તો ભલે, પણ આટલો મોડો કાં આવ્યો?' એમ વાસવદત્તાની જેમ તમારી થાકેલી આંખો પૂછી લે છે. તમે કાગળ લો છો, કવર ખોલો છો, અને ઉપરની તારીખ જોતાં જ ચમકો છો! ઉફ્! છેક પહેલી તારીખે લખેલો કાગળ તમને છેક સાતમીએ મળ્યો હોય છે!

ભગવાને માણસજાતને શંકરભોળા જેવું ત્રીજું નેત્ર નથી આપ્યું એ કેટલું સારું કર્યું છે એ આવે વખતે સમજાય છે. અને તમારા ભાલમાં ત્રીજું નેત્ર હોય તો ય ટપાલી તો ત્યાંથી દૂર જતો રહ્યો છે એટલે અકસ્માતનો ભય નથી રહેતો! ધીમે ધીમે તમને તમારી પ્રતીક્ષાની વ્યર્થતા, ટપાલની અનિયમિતતા સામેની આપણી અસહાયતા, અને 'विहाय कामान् यः सर्वान्, पुमांश्चरति निस्पृहः...स शांतिमधिगच्छति' એ ગીતાવાક્યની યથાર્થતા સમજાય છે, અને અંતરમાં જ્ઞાનનો ઉદય થાય છે! કવિવર ટાગોરના બીજા એક કાવ્યમાં આવે છે કે મોરમુગટધારી ભગવાનના





આવવાની રાહ જોયેલી, આસન ફૂલ તૈયાર રાખેલાં, પણ ભગવાન આવ્યા ત્યારે વાવટોળ રૂપે! અને એના રૂદ્રસ્વરૂપે પધારેલા ઈશ્વરનું સ્વાગત નાનકડા આસનથી પુષ્પોથી તો કેમ જ થાય? અને છતાંય કવિ કહે છે, 'ભલે રૂદ્રસ્વરૂપે રે, આવ્યા તમે.'! સ્થિતપ્રજ્ઞ થવાની આવશ્યકતા પણ આપણને ગીતાના વાચનથી અથવા તો ગુરુના મીઠા ઉપદેશ વચનો (કે જે સાંભળતા મઝાની ઊંઘ આવી જાય એવા મીઠા હોય) એ દ્વારા નથી સમજાતી પણ ક્રૂર ટપાલીની, ટપાલ વખતસર નહીં આવવાની મેલી રમત દ્વારા સમજાય છે અને છતાંય સાચો ફિલસૂફ તો 'ભલે મોડા મળેલા કાગળ સ્વરૂપે આવ્યું' એમ કહીને એ બ્રહ્મજ્ઞાનને આવકારે છે જ!

પણ જ્ઞાન કંઈ પૈસાની જેમ સંઘરી રાખવા જેવી વસ્તુ નથી ટપાલની અનિયમિતતાથી રીઢા બની જઈ આપણામાં જે સ્થિતપ્રજ્ઞપણું, જે નિશ્ચિંતતા, બેફીકરાઈ કેળવાય છે તેનો ઉપયોગ આપણે વળી, 'તારો પત્ર ઘણા વખતથી નથી' એમ કહેનાર મિત્રને 'મેં તો ત્રણ લખેલા પણ ટપાલમાં ગુમ થયા હશે' એમ ઠંડુ કલેજું કરીને કહી શકીએ છીએ! ખાસ કરીને દિવાળી વખતે આ બહાનું આશીર્વાદ સમું થઈ પડે છે કયારેક આપણા ભૂલાઈ ગયેલા મિત્રો અચાનક આપણને બેસતા વર્ષે અભિનંદનના પત્રો મોકલી દે છે આપણને તો પહેલેથી ખ્યાલ રહેલો જ ન હોય કે એમને અભિનંદન કાર્ડ મોકલવાનું હોય! એટલે આપણે જવાબમાં છેક ભાઈબીજ કે ત્રીજને દિવસે કાળીચૌદશની તારીખ નાખી, 'પ્રિય મિત્ર, સાલ મુબારક!' કરીને કાગળ ટપાલમાં નાખી દઈએ છીએ અને બીજ કે ત્રીજે પોસ્ટ કરેલો કાગળ પેલા મિત્રને છેક પાંચમ સાતમે મળશે ત્યારે એ વિચાર કરશે કે છેક કાળીચૌદશની તારીખનો કાગળ આજ પાંચમે કેમ મળ્યો? પણ પછી 'એ તો ટપાલની અનિયમિતતા!' એમ કહી એ મન વાળી દેશે અને એ 'પ્રિય મિત્ર'ના જીગરજાન મિત્ર તમે મૈત્રીના બંધનો અતૂટ રાખી શકો છો! ટપાલો અચૂક રીતે નિયમિત વહેંચાતી હોત તો તમને આવા ઉત્તમ બહાના, ચાતુર્યના પ્રદર્શનની આવી ઉત્તમ તક મળત ખરી?

અરે, મોડા આવેલા કાગળોની વાત જવા દઈએ તો ય મળેલા કાગળને ન મળેલા મનાવવામાં પણ આ કહેવાતી અનિયમિતતા કેટલી મદદરૂપ થઈ પડે છે! 'આજ જવાબ લખીશ, કાલ લખીશ' કરવામાં પંદર વીસ દિવસ નીકળી જાય અને પેલા ભાઈનો બીજો કડક ઉઘરાણી કરતો પત્ર આવે ત્યારે 'તમારો પત્ર? કયો? કયારનો? મને ખબર જ નથી ને! મળ્યો જ નથી ને! મળ્યો હોય તો જવાબ આપતા વાર લગાડું ખરો? પણ મળ્યો જ નથી ને! ટપાલ ખાતું સાલું, એટલું અવ્યવસ્થિત થઈ ગયું છે કે આવા અગત્યના કાગળો પણ કયારેક ગુમ થઈ જાય છે ફરિયાદ પણ કોને કરીએ? વાડ ઊઠીને ચીભડા ગળે' વિગેરે વિગેરે વિગેરેની તમારી વાણીગંગાથી પેલા મિત્રનો રોષ ધોઈ નાખવો શક્ય બને છે તેનો યશ પણ ટપાલની સુપ્રસિદ્ધ અનિયમિતતાને જ ઘટે છે ને? જો કદીય કોઈના કાગળો ખોવાતા ન હોત તો આવું સુંદર સરળ બહાનું વાપરવું શક્ય જ ન બનત, અને જવાબ ખાઈ જનારા અને જવાબની રાહ જોનારા અધીરા મિત્રો વચ્ચે પ્રેમભર્યો સંબંધો અતૂટ ન જ રહી શકત.

ટપાલની સુપ્રસિદ્ધ અનિયમિતતાના આ લાભને લઈને જ હું કહું છું કે એ કડવી છે છતાં મીઠી છે, નુકશાનકારક છે તો ય ફાયદાકારક છે—આશા જેવી, પ્રીતિ જેવી, પૈસા જેવી, કે પોલીસમેન જેવી, કહોને આપણી આ મધુર કડવી જિંદગી જેવી!



ઊંચી પાયરીના માણસો કેવી રીતે કામ કરે છે તે સારી વ્યવસ્થા સામાન્ય માણસને બતાવી આપે છે
—રોકફેલર



વિ. સ. ખાંડેકર

# બીજી સરકાર

ખાંડેકરની વાર્તાઓ-નવલકથાઓથી હવે ગુજરાત ખૂબ પરિચિત છે. આ એક વધુ વાર્તાનો અનુવાદ **શ્રી ગોપાળરાવ વિદ્વાંસ** આપે છે એમાં દારૂ પીનારના સંસારની અને દારૂની લત છોડાવવાની અજબ એવી આલેખનકળા સભર ભરી છે......

પરણી ત્યાર પછી મેં કાવ્યો વાંચવાનું લગભગ મૂકી દીધું હતું. પણ સ્ટવ સળગાવતી વખતે મારું ધ્યાન બારી બહારનાં અસ્ત પામતા સૂર્યનાં કિરણો તરફ ગયું. તરત ઊભી થઈ હું બારી પાસે ગઈ, અને સામેના સૌમ્ય સુંદર પ્રકાશ ભણી જોઈ રહી. આજના પ્રભાતનાં સૂર્યકિરણોમાં કોઈ વિશિષ્ટ સૌંદર્ય છે એવો મને ભાસ થયો. એ પ્રકાશ માત્ર ધોળો સફેદ ન હતો, આજે મુંબઈમાં સોનાનો સૂરજ ઊગ્યો હતો. પહેલી ઓગસ્ટ !

મારા જેવી હજારો સ્ત્રીઓને આજનો દિવસ લગ્ન-દિવસ કરતાં કે માતા થવાના શુભ દિવસ કરતાં પણ વધારે આનંદ આપનારો જરૂર લાગ્યો હશે. અમારાં ધાનમાં ધૂળ મેળવનારો દારૂ આજે અદૃશ્ય થયો હતો. પતિ એ ઝેર પીએ અને એ ઝેરની વેદનાઓને કારણે તેનાં સ્ત્રી બાળકોને હેરાન બનવું પડે, રોકકળ કરવી પડે, એ દેખાવ હવે આજે સાંજે દેખાવાનો ન હતો. બારીમાં ઊભાં ઊભાં મેં સહેજ ડોક ફેરવીને અંદર જોયું. હવે અંદર તડકો આવી પહોંચ્યો હતો. મને લાગ્યું કે આજે આ ભીંતો પણ સોનાથી રસાઈ ગઈ છે. આનંદથી હસી રહી છે, ઘરધણીનું વિચિત્ર રીતે પડવું આખડવું, ઢંગધડા વગરનું બોલવું, પત્ની ઉપર ચિડાઈને દાંતિયાં કરવાં, ઓફ્ ઓફ્ કરીને ઊલટીઓ કરવી, આ તમામ દૃશ્યોના સાક્ષી હવે પોતાને થવું નહિ પડે એ કારણે જાણે એ દીવાલો પણ હર્ષમાં આવી ગઈ હતી.

મારું ધ્યાન સ્ટવ ભણી ગયું. હર્ષમાં ભાન ભૂલી જઈને પંપ મારવાનું જ હું ભૂલી ગઈ હતી. કાકડાથી મોઢિયું ગમે તેટલું ગરમ થયું હોય, તો પણ પંપ માર્યા વિના પ્રાઈમિસ શી રીતે સળગે ? મને મારી જાત પર જ હસવું આવ્યું.

સ્પિરિટની શીશીમાં મેં ફરી વાર કાકડો બોળ્યો. દરમિયાન મને વિચાર થયો કે ચાલ, તેઓ ઊઠ્યા છે કે નહિ, તે જોઈ આવું. ગઈ કાલે રાત્રે છેક અગિયાર વાગે તેઓ જ્યારે ઘેર પાછા ફર્યા ત્યારે તેમના ચહેરા ભણી જોઈ પણ શકાતું ન હતું. મેં ત્યારે દુ:ખી બની પૂછ્યું, 'આ શું ?' તેમણે કહ્યું, 'પીવાની છેલ્લી રાત.' પણ એટલા ય બોલ ઉચ્ચારતાં તેમની જીભ બોબડી વળતી હતી, મારી આંખે ક્યાં ય સુધી આંસુ ચાલ્યાં જ કર્યાં. પક્ષઘાત થયો હોય તેવા દર્દીના બોલ જેવા એમની જીભની બોબડી વળતા બોલ, નિરુત્સાહ આણે તેવું મોં—નહિ, નહિ. હવે એમની પેઠે મારે પણ આ એક રીતે આજની રાત તે છેલ્લી રાત હતી.—એમને માટે પીવાની અને મારે માટે આંસુ સારવાની. હવે આવતી કાલથી આંસુ સારવા વારો નહિ આવે, એમ મેં અનેક રીતે મનને મનાવ્યું, ત્યારે મહામુશ્કેલીએ છેક મોડી રાત્રે મારી આંખ મળી.

રાતના એ અતિરેકને કારણે તેમનાથી હજુ પણ જાગી શકાયું નહિ હોય, એમ મને લાગ્યું હતું. ઘડી પહેલાં મેં ઓરડીમાં જઈ કેલેન્ડર પરનું ૩૧ મી જુલાઈનું પાનું ફાડી નાખ્યું, ને ટેબલ પરનું સીગારેટની રાખ ખંખેરવાનું વાસણ (એશ ટ્રે) સાફ કર્યું ત્યારે થોડો ખખડાટ પણ થયેલો. પણ એ વખતે તેમણે પડખું ય ફેરવ્યું નહોતું.

મેં ધીરેથી બારણાને હડસેલી અંદર જોયું તો તેઓ હવે પથારીમાં બેઠા થયા હતા. ખૂબ ધ્યાનથી તેઓ શું જોઈ રહ્યા હશે, તે પહેલાં તો કળી શકાયું નહિ, ટેબલવાળી ભીંતે કેલેન્ડર લટકતું હતું અને તેની ઉપર મહાત્માજીનો ફોટો હતો. ઘડીભર એમ થયું કે મહાત્માજીના ફોટા સામે જોઈ ને ઊઠતાંવેંત મનમાં તેઓ કોઈ પવિત્ર નિશ્ચય કરવામાં કદાચ ગુંથાયા હશે.





બ ણે લટકતુ મોતીનુ તોરણુ મે સહેજ હલાવ્યુ એના આછા સળસળાટે એમનુ ધ્યાન મારા ભણી ગયુ હજુ પણ એની આખો કેફભરી હતી !

ટેબલ ભણી આગળી બતાવી તેમણે ચિડાયેલ સ્વરે કહ્યુ

'પેલુ શું છે?'

'ગાધીજીનો ફોટો'

'મારી આખો હજુ ફૂટી નથી ગઈ! હું તારીખનુ પૂછુ છુ'

મે કેલેન્ડર ભણી જોયુ ઉપર પહેલી ઓગસ્ટ વ ચાતી હતી

એ તારીખે તેમને બ્રેચેન બનાવ્યા હતા આજે સૂર્ય પહેલી ઓગસ્ટનો ઊગ્યો હોવા છતા મનથી તેઓ કેલેન્ડરમા ૩૧ મી તારીખ જ વ ચાય, એમ ઇચ્છતા હતા !

તેઓ જ્યારે જરા પણ ચિડાયા હોય, ત્યારે તુરત હુ તેમની હાજરીમાથી દૂર થઈ જતી અત્યારે પણ મે એ જ માર્ગ લીધો

ચાના કપ તૈયાર કરીને લાવી ત્યારે તેઓ ઘણા શાત બનેલા દેખાયા, અને નહાવાનુ પાણી આપ્યુ, ત્યારે તો તેઓ ખુશ ખુશાલ બની હસતા હતા પાટલો વાળીને આપેલા ધોતિયાને હાથમા લેતાં લેતા તેમણે કહ્યુ, 'સ્ત્રીઓના હાથ જાદુઈ લાકડી જેવા હોવા જોઈએ રોટલા હોય, રોટલો હોય કે પછી ધોયેલ ધોતિયાની પાટલી હોય તેઓ પોતાના હાથના જાદુઈ ચમત્કારને લીધે જે વસ્તુઓને સ્પર્શે છે, તેને તુરત સુદર બનાવી દે છે!'

તેમના એ વખાણુથી મે મો મનકાવ્યુ પણ તુરત ઉદાસીનતાની છાયા ફરી વળી 'સ્ત્રીઓના હાથ જાદુઈ લાકડી જેવા હોવા જોઈએ' એમ તેઓ હમણા બોલી ગયા પણ એ હાથમા ખરેખર કોઈ ચમત્કાર કરવાની શકિત હોય તો જરૂર તેઓ પોતાના પતિને દારૂની પકડમાથી અવશ્ય છોડાવી લેત!

તેમના વ્યસનનો આખો પૂર્વ ઇતિહાસ મારી નજર સામે સરકવા લાગ્યો

મૉજ કરવાને ઇરાદે તેઓ ત્રણ ચાર વાર શરત જોવા ગયેલા એક વખત એમણે એક ઘોડા ઉપર પૈસા લગાડયા, અને મારે કમભાગ્યે તે જ દિવસે એ ઘોડો જીતીને ઇનામ લાવ્યો! તે પછી તેમણે નિયમિતરીતે શરતો જોવા જવા માડયુ

શરતોની ઘેનછામા જ્યારે એમણે ખૂબ પૈસા ગુમાવ્યા ત્યારે માડ માડ તેમની આખો ઊઘડી શરતોમા જવા માટેના ખેચાણમાથી છૂટવા તેમણે કોઈ કલબમા જવા માડ્યુ ગામમા જ્યારે ટાઈફોઇડના વા વાય છે, ત્યારે એના સપાટામા કોણ આવી જશે, તે જેમ નક્કી કહી શકાતુ નથી તેવુ જ આ કનબોની બાબતોમા પણ હશે જતા જતા ત્યાથી તેમને દારૂની લત લાગી! મારા ચોધાર આસુઓ, એ ગભરૂ બાળકોના આજીજી ભર્યા મો, પોતે ભાનમા હોય ત્યારે લીધેલા સોગદ આ બધુ સાજ પડે ત્યારે દારૂબાજની સ્મરણશકિત માથી કેવી રીતે ગુમ થઈ જાય છે એનો અનુભવ મે વર્ષો સુધી લીધો પણ હવે આ બધુ જાણે ભૂત કાળનુ ભયાનક સ્વપ્ન જ બની જશે એમ લાગતું હતુ

મારા જેવી અનેક દુર્દૈવી સ્ત્રીઓને સુખી કરનારી આજની સ ધ્યા નીવડશે એ આશામા મન રાચતુ હતુ!

ઑફિસમા જતા જતા તેમણે કહ્યુ 'જો આજે સાજે આપણે સિનેમા જોવા જવાનુ છે, હો!'

કયા ગઈ કાલ રાતનુ ભૂત જેવુ આચરણ અને કયા અત્યારનુ સૌમ્ય વર્તન! કયા સવારની ચીડ અને કયા અત્યારની આ સ્નિગ્ધ મીઠાશ! આ વિચિત્ર વિરોધી આચરણોનો હુ કેટલીયે વાર સુધી વિચાર કરતી હતી

દારૂ—

નદીમા પૂર આવે ત્યારે એના પાણી ડોળા લાલ બની જાય છે પૂર સાથે તે પાણીમા સાથો સાથ સાપ તેમજ કાટાના જાળા ખેચાઈ આવે છે



દારૂને લીધે માનવીના જીવનપ્રવાહમાં પણ આવું જ દશ્ય ઊભું થાય છે!.

એમનો અસલી સ્વભાવ કેટલો વહાલભર્યો હતો! પણ દારૂની લત—

દરદી સાજો થયા પછી કોઈ એના સારું આંસુ પાડતું હશે ખરું? મેં મારા મનને વાર્યું. આજથી હવે તેઓ પાછા મૂળ સ્વભાવે જઈ પહોંચશે. તો—

તેમની ઓરડીમાં જઈ મેં અતિશય ભકિતભાવે ગાંધીજીના ફોટાને વંદન કર્યું.

આજે તેઓ રોજ કરતાં વહેલા ઑફિસમાંથી ઘેર પાછા ફર્યા હતા.

અતિશય ઉલ્લાસમાં આવી તેમણે કહ્યું. 'આજે ચા બા કુછ નહિ જોઈએ!' સિનેમા જોવા જવા માટે તેઓ નાનાં બાળક જેવા જાણે અધીરા બન્યા હતા.

પણ ચા બનાવવાની ન હોય, તો પણ રસોઈ તો કરવાની હતી જ ને? ગઈ રાતના ઉજાગરાને કારણે મારું શરીર સહેજ ભારે થયું હતું, થોડો વખત આરામ લેવાને ઈરાદે હું જરા આડે પડખે થઈ. પણ જાગી ત્યારે ચાર વાગી ગયા હતા. તેથી તેઓ આવ્યા ત્યારે સાંજ માટેનું શાક પણ મેં સુધાર્યું નહોતું. હું સૂતી હતી એટલું જ કારણ દર્શાવી તેમને નાખુશ કરતાં જીવ ન ચાલ્યો.

મેં બીજું નિમિત્ત જણાવ્યુંઃ 'મને આજે જરા હાડકચર આવી ગયું છે. આપણે કાલે જઈએ તો? એમ એક દિવસમાં સિનેમા કાંઈ ચાલ્યો નહિ જાય!'

મારા છેલ્લા શબ્દો સાંભળી તેઓ હસ્યા. પણ તે હાસ્યની પાછળ કેટલી કરુણતા ભરી હતી! બારણે ઊભેલા ભિખારીની આપણે સહેજ મશ્કરી કરીએ તો એ પણ આપણને બતાવવા પૂરતું કૃત્રિમ હસે છે. મને સંતોષવા ખાતર તેઓ પણ એ જ રીત હસ્યા હશે! 'સિનેમા કાંઈ ચાલ્યો નહિ જાય! પણ હું?' એવો કોઈ સવાલ જાણે તેમના હાસ્ય પાછળ મને પુછાતો હોય, એમ મને લાગ્યું.

તેઓ પોતાની રૂમમાં ગયા. ધીરેથી હું પણ પાછળ ગઈ. જોયું તો તેઓ આરામ ખુરશીમાં પડીને એક ચોપડી વાંચવાની તૈયારી કરતા હતા.

મારા મનનો ઘણો ભાર ઓછો થઈ ગયો. મે નિરાંતનો શ્વાસ લીધો. બાળકો રમીને પાછાં આવે ત્યાં લગીમાં રસોઈ પૂરી કરી લેવાને ઈરાદે મેં રાંધવામાં ઉતાવળ કરી.

અર્ધોએક કલાકમાં એક બહેનપણી મળવા આવી. એને માટે ચા કરવા માટે મેં સ્ટવ આગળ લીધો. સ્પિરિટની શીશી હમેશાં હું સ્ટવની બાજુમાં જ રાખું છું. પણ અત્યારે જોયું તો શીશી જડી નહિ! ભૂલથી ડાબે હાથે કયાંઈક ઊંચી મુકાઈ ગઈ હશે, એમ માનીને હું રસોડામાં ચારે કોર ખૂણેખાંચરે શોધી વળી પણ કયાંયે મને સ્પિરિટની શીશી જડી નહિ.

અને એકાએક એક વિચિત્ર કલ્પના—કુશંકા મારા મગજને ચાટી ગઈ.

હું તેમની ઓરડીમાં ગઈ. પણ બારણામાં પગ મૂકતાં જ મેં રોજની શીશી ઓળખી કાઢી!

સ્પિરિટની શીશી તેમની આરામ ખુરશીની બાજુમાં ખુલ્લી પડી હતી! વાંચવા લીધેલી ચોપડી તેમણે ટેબલ ઉપર ફેંકી દીધી હોવી જોઈએ. પવનમાં ઊડતાં એનાં પાનાંનો ફફડાટ મારા હૃદયના ફફડાટને વધારી મૂકવા લાગ્યો.

એમને રડવું આવી ગયું. પોતાના મન ઉપર તેઓ જરી પણ કાબૂ રાખી શકતા નહોતા, તે જોઈ મને અપાર ખેદ થયો.

હૈયામાં ભરાયેલ ડૂમો મેં મહામહેનતે ખાળ્યો. મારી નજર ગાંધીજીના ફોટા ઉપર પડી. એમના પુણ્યને પ્રતાપે દારૂબંધી આવી હતી; હવે જોતજોતામાં એમની દારૂની લત છૂટી જશે, એ વિચારે મેં મારા મનને





શાંત બનાવ્યું. ભક્તિભાવે દૂરથી ગાંધીજીને વંદન કરી હું રસોડા ભણી પાછી વળી.

*

બીજે દિવસે સાંજે અમે સિનેમા જોવા ગયાં.

ફિલ્મ શરૂ થયા પછી મેં જોયું તો તેમનું ધ્યાન પડદા તરફ હતું જ નહિ.

થોડી વારે તેમણે મારો હાથ પકડી ઊંચકી પોતાના હોઠે અડકાડ્યો. અમારી રૂમોની સામે જ રહેતી એક પેંધેલ બાઈ અમારી પાછલી હારમાં બેઠી હતી. મને નક્કી લાગ્યું કે એ બાઈ આ વાત કાલે આખી ચાલીમાં જાહેર કર્યા વિના રહેશે નહિ.

મેં ધીરેથી મારો હાથ એમના હાથમાંથી સેરવી લીધો.

તેઓ ખુરશીમાં બેઠા બેઠા વારે વારે ઊંચાનીચા થયા કરતા હતા. મને એમ લાગ્યું કે નાહક આજે સિનેમા પાછળ પૈસા વેડફ્યા.

વિશ્રાંતિ— ઇન્ટરવલ વખતે પેલી પાછળ બેઠેલી બાઈએ મને બોલાવી, એટલે મારે એની બાજુમાં જઈને બેસવું પડ્યું.

ફિલ્મ પાછી ચાલુ થઈ. તેઓ શું કરે છે તે હું બરાબર જોયા કરતી હતી. બે ત્રણ મિનિટ પછી તેઓ ઊભા થઈ બહાર ચાલ્યા ગયા, તે ફિલ્મ પૂરી થતાં સુધી અંદર પાછા આવ્યા જ નહિ!

ઘેર પાછાં ફરતાં રસ્તામાં મેં કહ્યું, 'ફિલ્મ પૂરી જોવી ન હતી, તો નકામા પૈસા શા માટે ખરચ્યા?' એમણે મારા ભણી તીક્ષ્ણ નજરે જોયું. તે દૃષ્ટિમાં કોઈ વણસંતોષાયેલી ભૂખ હું જોઈ શકી.

*

પછીના બે દિવસ પણ એ જ રીતે પસાર થયા. તે પછી એક દિવસ છોકરાને સહેજ તાવ આવ્યો; બીજે દિવસે બે બહેનપણીઓ મળવા આવી.

શનિવારે સાંજે ઑફિસમાંથી આવતાંવેંત તેમણે કહ્યું: 'મારે અત્યારે પૂના જવું પડશે.'

'કેમ?'

'મારા એક જિગરના મિત્ર બહુ માંદા હોવાના ખબર આવ્યા છે.'

'કોણ?'

'પેલા દેશપાંડે.'

'દેશપાંડે!' મેં આશ્ચર્ય પામી સવાલ કર્યો. આજ સુધીમા એમના પૂનાના સ્નેહીઓમાં મેં દેશપાંડેનું નામ કદી જ સાંભળ્યુ નહોતું. મેં આગળ પૂછ્યું: 'કંઈ તાર બાર આવ્યો હતો?'

'હા.'

તેઓ બાથરૂમમાં ગયા તે દરમિયાનમાં મેં તેમનાં બધાં ખિસ્સાં તપાસી જોયાં, કોઈ ખિસ્સામાં તાર દેખાયો નહિ.

'હું સોમવારે સવારે પાછો આવી જઈશ.' એઓ ઝડપભેર બોલી ગયા. પણ એ કહેતી વખતે મારી તેમના ભણી મંડાયેલી આંખ સામે ઊંચું મોં કરી તેઓ જોઈ ન શક્યા. તેઓ પૂના શા માટે જઈ રહ્યા છે, એ તુરત મારા ખ્યાલમા આવી ગયું. મનમાં એમ થઈ ગયું, એકદમ તેમના ચરણ પકડી લઈ કહેવું: 'પ્રાણ જાય તોપણ હું તમને પૂના નહિ જવા દઉં!'

પણ મનમાં જે વિચારો આવે છે, તેનો પૂરેપૂરો અમલ કરવાની શક્તિ જો માનવીમાં હોત તો—

તો પૃથ્વી માનવીને માટે સ્વર્ગ જ બની જાત ને!

તેઓ સડસડાટ દાદરો ઊતરી ચાલ્યા ગયા પછી કેટલી યે વાર સુધી પથ્થરનું પૂતળું હોઉં તેમ હું ઊભી હતી ત્યાં જ સ્તબ્ધ બની જાણે જડાઈ રહી!

એમની ખાલી ઓરડી તરફ બારણામાં ઊભા રહીને જ મેં અસહાય મને નજર નાખી લીધી. તુરત ગાંધીજીનો



ફોટો મારી નજરે ચડ્યો. છેલ્લા ચાર દિવસથી તે ફોટાનાં દર્શન કરતી વખતે મારું અંતર ભક્તિભાવે ઊછળી ઊઠતું. પણ અત્યારે એ ભક્તિભાવને સ્થાને નિરાશાએ મારા દિલને ઘેરી લીધું હતું. બિચારા ગાંધીજી ભલે મહાત્મા હોય તોપણ તેમનાથી શું થઈ શકે? કોઈની ભાગ્યદશા તેઓ થોડા જ કાંઈ ફેરવી શકવાના છે? ભલે કોંગ્રેસની સરકાર આવી અને દારૂબંધી શરૂ થઈ. પણ જેના નસીબમા લખ્યું હોય તે તો તેણે જ ભોગવ્યે છૂટકો; અન્ય કોઈ તેમાં શું કરી શકે?

*

રવિવારનો દિવસ મેં શી રીતે પસાર કર્યો, તે કેવળ એક મારું જ મન જાણે છે, મધરાતે કોઈ ભયંકર સ્વપ્નું આવે, માણસની ઊંઘ ઊડી જાય, આંખો ફાટી રહે, ત્યારે એકેક મિનિટ એક એક કલાક જેટલી લાંબી બની ગઈ હોય, એમ લાગે!

મારી સ્થિતિ પણ તેવી જ બની.

બપોરે જમ્યા પછી કંઈક વાંચવાને ઈરાદે મેં એક માસિકનો અંક હાથમાં લીધો. પણ એમાંની પહેલી જ વાર્તાનું મથાળું વાંચતાં મારું દિલ વાંચવા પરથી ઊઠી ગયું. એ વાર્તાનું નામ હતું 'સુખી સંસાર' અંક હાથમાં રાખી હું વિચારે ચડી. મારી આંખે આંસુ ઊભરાવા લાગ્યાં. નાનકડી મીના પાણી પીવા સારુ રસોડામાં ગઈ હતી; પાછી ફરતાં તેનું ધ્યાન મારા તરફ પડ્યું હશે, એટલે તે દોડતી મારી પાસે આવી, મને વળગી પડી પૂછવા લાગી: 'બા તને શું થાય છે?'

મને શું થાય છે તે વાત એ બાળકીને શી રીતે સમજાવી શકું! આ દુનિયામાં દુઃખોની વહેંચણી પણ જાણે કાયદાના નિયમો અનુસાર જ થતી ન હોય! માણસ સજ્ઞાન એટલે પુખ્ત બને ત્યારે જ તે બીજાના દુઃખમાં પણ ભાગીદાર બની શકે છે!

પણ મીનાને કાંઈક ખુલાસો તો કરવો જ જોઈએ, તેથી મેં તેને કહ્યું: 'બેટા! મને લાગે છે કે મારે ડૉક્ટરને આંખો બતાવવી પડશે. જો ને, કાંઈક વાંચવા લઉં કે તરત આંખે પાણી જ નીકળવા માંડે છે!'

નાનકડી મીનાએ મારાં અશ્રુજળ પોતાના ફ્રોક વડે લૂછ્યાં અને રમવાની ઓરડીમાં દોડી ગઈ. પણ ખોટું બોલનારું મારું મન એ રીતે નાચી ન ઊઠ્યું! ખિન્ન બની તે તો કહી રહ્યું હતું: 'ગાંધીજી અને કોંગ્રેસ સરકાર જેવા મહાનિષ્ણાત અને નામાંકિત ડૉક્ટરોને પણ તારી આંખનાં પાણી રોકી શકાતાં નથી, ત્યાં—'

રસ્તે એક ભિખારણ ગાતી ગાતી ચાલી જતી હતી. મનને બીજે કશે પરોવવાને ઈરાદે હું બારીએ જઈને ઊભી રહી. ભિખારણ ગાતી હતી તેના શબ્દો સ્પષ્ટ સંભળાયા:—

तुझें आहे तुजपाशी
परी तूं जागा चुकलासी। *

મને લાગ્યું કે સંત લોકો પણ ભારે લુચ્ચા હોય છે. તેઓ કદી સાફ શબ્દોમાં એમ નથી જ કહેતા કે આ દુનિયામાં સુખ પામી ન શકાય. એક જગાએ ન જડે, અહીં ન સાંપડે તો પણ શોધો એવી મફતિયા સલાહ આપવામાં એમનું શું જાય?

*

સોમવારે સવારે તેઓ પાછા ફર્યા ત્યારે બરાબર ભાનમાં હતા, પરંતુ તેમના ચહેરા ઉપર આગલા દિવસના એકામપણાની નિશાનીઓ પૂરેપૂરી જોઈ શકાતી હતી. ચૂલેથી ઉતારેલા તપેલામાં અનાજનો કણ ન હોય, તોપણ તે દાઝ્યું છે, એ હકીકત ઢાંકી રાખી શકાતી નથી. એમની તરડાયેલી આંખો અને મોં પરની સુસ્તી જોઈ કોઈ પણ કહી આપત કે— પણ બીજા કોઈ કહે તેની રાહ જોવાની જરૂર જ

* જે તારું છે તે તો તારી પાસે જ છે; પણ એ ક્યાં છે, એના સ્થાનની તને માહિતી નથી.



કર્યા હતી? આજનાં છાપાંઓ તરેહતરેહની બાતમીઓ જોરશોરથી જાહેર કરી રહ્યાં હતા

'શનિવાર અને રવિવારે કેટના યે દારૂબાજો કલ્યાણ ગયા હતા!'

'અનેક સદ્‌ગૃહસ્થ લોકોના આ રવિવારે કલ્યાણ અને પૂનામા ખાસ અગત્યના કામો નીકળી પડચા હતા!'

'થાણાની ખાડીના પુલ પાસે એક મોટરની ઝડતી લેવાતા તેમાથી દારૂની એક બાટની મળી આવી! બાજની ખાડીમા ફેકી દેવાનો ડ્રાઇવરે પ્રયત્ન કર્યો પણ તેમા તેને સફળતા મળી નહિ ડ્રાઇવરને અટકાયતમાં રાખવામાં આવ્યો છે!'

આવી કેટની કેટલી બાબતો ગણાવા બેસવી? રોજ રોજ આવી બાતમીઓ છાપામાં અને લોકોને મોએ જાણવા મળતી

હુ સાવ સૂનમૂન બની ગઈ

સાજે તેઓ ઘેર આવ્યા પછી એવુ તો ચિડાઈ ઊઠતા કે બસ! સારી સારી વાનીઓ કરીને પીરસી હોય, તોપણ તુશ લુશ બે કોળિયા ખાઈ ને બાકીનુ પડતુ મૂકી ઊઠી જતા પોતાની રૂમમા પણ ચિડાઈને અનેક ચીજો પછાડતા કે ફેકી દેતા! કોઈ કોઈ વાર તો મનમા એવુ થઈ આવતુ કે ધણીનુ દારૂ પીવાનુ વ્યસન ચાલુ રહે યા છૂટી જાય, એની પત્નીને નસીબે (કપાળે) સુખ ન લખાયુ હોય, એ તો અવશ્ય!

બીજો શનિવાર આવ્યો ફરી એમને પૂના જવાનુ અગત્યનુ કામ નીકળી પડ્યુ!

સોમવારે સવારે એઓ પાછા ફર્યા તે તો ગયા અઠવાડિયા કરતા પણ ભારે ખરાબ દશામા પાછા ફર્યા!

મારા દિલમા આવતા શનિવારનો ભય પેઠો, મને થથરાવી ગયો પણ એમ કેવળ બીવાથી કાંઇ સકટ આવતુ અટકી થોડુ જ જાય છે?

આમ અઠવાડિયે સોમવાર પછીનો એકેક દિવસ જેમ તેમ કરી પસાર કરતા હતા, પણ તેમનુ તમામ લક્ષ્ય શનિવારની સાજ ઉપર કેદ્રિત થયુ હતુ, તે હુ તરત જોઈ શકી કેલેન્ડરના શુક્રવારને દિવસે તેમણે એક પાનુ વધારે ફાડ્યુ અને શનિવાર બના વ્યો હતો!

* *

ત્રીજે સોમવારે તેઓ પાછા ફર્યા પછી તો હુ બહુ બેચેન બની થઈ સયમ જાળવવો મારે માટે ખૂબ મુશ્કેલ બન્યુ મે ગુસ્સામા આવી કહ્યુ 'આ બધુ શુ કરી રહ્યા છો?

'શુ, શુ કરી રહ્યો છુ?

'સરકારે દારૂબધી કરી છે ને?'

'કરી હશે એનુ મારે શુ છે? આ ઘરમા મારુ રાજ્ય ચાલે છે કોંગ્રેસ સરકારનુ નહિ?'

'ઘરમા કઈ એકનુ તમારુ જ રાજ્ય નથી, મારુ પણ છે ને બાળકોનુ પણ છે'

તેઓ છેક બેફામ બન્યા હતા, 'રાજ્ય કરવાની મોઢી જુઓ! કહી એમણે એવુ તો વિચિત્ર અને ધૃષ્ટતા ભર્યું હાસ્ય કર્યુ—

મને પણ પુષ્કળ ચીડ ચડી હતી બે ડગના આગળ વધી મો આગળ ધરી મે કહ્યુ 'જોઈ લો એ મો! બરાબર નિહાળી લેજો!'

તેમણે ધડ લઈને મારા મો પર જોસથી એક તમાચ ચોડી દીધી!

ક્રોધથી સળગી ઊઠેલુ મારુ એક દિલ અદરથી કહેવા લાગ્યુ 'ધારે તો તુ પણ આવો જ બદલો વાળી શકે!'

અદરના હુકમને માન આપવુ હોય, તેમ મારો જમણો હાથ ઊચકાયો ખરો પણ તે એમની ધણી પણાનો કેફ ઉતારવા માટે નહિ પણ મારો પોતાનો ગાલ ચચાળવા! જન્મ પછીનો પણ બપોરનો બધો



વખત મેં રડ્યા કર્યું. આખરે મેં નિશ્ચય કર્યો : આવાં અપમાનો સહીને આ ઘરમાં શા માટે પડ્યા રહેવું ? સાચી વાત એ છે, કે બૈરી ઘરમાં હોય ત્યાં સુધી ધણીને એની ખરી કિંમત સમજાતી નથી. છોકરાને બહેનને ત્યાં મૂક્યો અને નાનકડી મીનાને સાથે લઈ કોંકણમાં ફૈબાને ઘેર ચાલ્યા જવું, એવો મેં નિર્ણય કર્યો !

*

ગુસ્સામાં ને ગુસ્સામાં હું કોંકણમાં ગઈ તો ખરી, પણ ફૈબાને ત્યાં ગયા પછી પણ મારી મૂંઝવણ જરા યે ઓછી ન થઈ. હું એકાએક ખબર આપ્યા વિના શા માટે આવી ચડી, તે કોઈને કહેતાં પણ શરમાવા જેવું લાગતું હતું ! ફૈબાને જ્યારે મેં કારણ બતાવ્યું ત્યારે ઊલટાનો તેમણે જ મને ઠપકો આપ્યો:

'ગાંડી ! ઘોડાને લગામ ન હોય તો વધારે બેફામ બને છે, ખબર છે ?'

કુદરતે ગામગામનાં હવાપાણી જુદાં જુદાં બનાવ્યા છે, એની એ રચના વિષે મને અત્યારે ખૂબ આનંદ થયો. કેમ કે કોઈ પૂછે તો પણ અઠવાડિયું હવાફેર માટે આવી છું. એવો, જવાબ આપવાની આમાં સગવડ હતી. નહિ તો—

માનવીના મનમાં ચિંતાના કેવાં ઘેરાં વાદળ જામેલાં હોય છે તે દુનિયા કદી દેખી શકતી નથી. પણ ચિંતાથી અંદરથી કોતરાઈ રહેલા માનવી મનની શક્તિ કેટલી કમી થઈ જાય છે તે એ પોતે જ માત્ર જાણી શકે છે.

ઘરમાં કોઈની સાથે વાત પણ કરવાનું મને મન થતું ન હતું, તેમ બહાર ક્યાંય જવાની પણ ઇચ્છા થતી ન હતી.. માંદાને જેમ ખાવા પરથી વાસના ઊડી જાય, તેવી મારી દશા થઈ હતી. ત્રણ દિવસ થયાં મુંબઈથી આવી હતી તોપણ મારી મનોદશામાં બહુ ફેર પડ્યો ન હતો.

શુક્રવારે તો મળસ્કે ત્રણ વાગે જ મારી ઊંઘ ઊડી ગઈ. ચિત્રવિચિત્ર વિચારે મન મૂંઝાવા લાગ્યું. આવતી કાલે સવારે શનિવાર છે, હું મુંબઈમાં પણ નથી' એટલે તેઓ વધારે બેતાલ બની જશે. 'ઘરમાં મારું પણ રાજ્ય ચાલે છે' એમ મેં તેમને ચીડમાં ને ચીડમાં જોકે તે દિવસે સંભળાવ્યું હતું, પણ અંદરથી મન ડંખ્યા જ કરતું હતું : પોતાનું રાજ્ય છોડીને નાસી જનારી રાણી એ રાજ્યનું રક્ષણ શી રીતે કરવાની છે? નહિ નહિ, મારે મુંબઈમાં જ રહેવું જોઈતું હતું !

પણ મુંબઈમાં રહીને પણ દરેક અઠવાડિયે શનિવારથી સોમવાર સુધી સતત હૈયું બાળ્યા કર્યા વિના મારાથી બીજું થઈ પણ શું શકે તેમ હતું ?

વિચારમાં ને વિચારમાં મારી આંખ મીંચાઈ ગઈ હશે ત્યાં સખુની બૂમથી હું જાગી ગઈ. છેક બાળપણથી મને એનો અવાજ પરિચિત હતો. મારાં ફૈબાને ત્યાં આજે કેટલાંય વર્ષોથી સખુ દૂધ દેવા આવતી હતી, નાનપણમાં હું ફૈબાને ત્યાં મહિનાઓ સુધી રહેતી. તે વખતે સાંજે સખુ મને પોતાને ત્યાં લઈ જતી અને તાજું દોયેલું ફીણભર્યું દૂધ પ્યાલો ભરી મને પીવા આપતી. સખુને પોતાને ત્રણચાર બાળકો હતાં, છતાં મારા પર એનું વધારે હેત હતું. સખુની બૂમ સાથે એના તાજા દોહેલા ફીણભર્યાં દૂધના સ્મરણે મને આનંદ થયો. પણ તુરત—

તુરત સખુનો દારૂબાજ ધણી રઘુ મારી નજર સામે ખડો થયો. એક દિવસે સાંજે સખુ મને દૂધનો પ્યાલો આપતી હતી, ત્યાં જ રઘુ દારૂ પીધેલ હાલતમાં ઘેર આવ્યો અને મને આપવા તૈયાર કરેલ દૂધનો પ્યાલો સખુના હાથમાંથી ઝૂંટવી લઈ તેણે દૂર ફેંકી દીધો. ! સખુ પર ચિડાઈને તે કહેવા લાગ્યો, 'આ છોકરીને તું મફત દૂધ પાય છે, પણ મને દારૂ પીવા માટેના પૈસા તું જરાય આપતી નથી કાં ?'

આ છેલ્લા શબ્દોના સ્મરણ સાથે મારું હૈયું વળી દ્રવી ઊઠ્યું. મને એમ થયું કે સ્ત્રીનો જન્મ શું દુખ ભોગવવા માટે જ હશે ? પતિની દૃષ્ટિએ ઘર ભલે રાજ્ય ગણાતું હોય, પણ પત્નીની દૃષ્ટિએ તો ખરે-





ખર એ એક જેલ જ છે! એ જેલમા પુરાયેલ કેદીનો એના રાજાએ કેવી રીતે વર્તવુ, એ નક્કી કરવાનો કોઈ હક્ક નથી! તેમ જ સ્ત્રીને માટે પણ ત્રણ ચાર દિવસથી અહી આવ્યા છતા મારા પ્રત્યે અપાર હેત રાખી રહેલી સખુને પણ હુ મળી ન હતી, એથી હુ મનમા હવે શરમાઈ પથારીમાથી ઝટ કરતી ઊભી થઈ હુ ઓશરીમા ગઈ

સખુ મારી સામે પહેલા તો તાકી જ રહી પછી પોતે સહેજ હસી એ હાસ્યમા એનુ મારા પ્રત્યેનુ વાત્સલ્ય જાણે ઊભરાઈ જતુ હતુ મને કહે 'બેન! મારે ત્યાં દૂધ પીવા ક્યારે આવે છે?' એ સવાલે મને મારુ બાળપણ ફરી તાજુ કર્યું મે કહ્યુ 'કહે તો આજે જ આવુ નહિ તો કાલે તો જરૂર આવીશ

અત્યારે તેને બીજે દૂધ આપવા જવાનુ હતું એટલે મારી પાસેથી આવતી કાલે નક્કી આવવાનુ વચન લીધુ ત્યારે જ તે બીજે જવા રવાના થઈ

સખુ દેખાતી બંધ થઈ પણ તે પછી કેટલી યે વાર સુધી મારુ મન સખુના જ વિચાર કરતુ હતુ ચાળીશ ઉપર પહોચેલી સખુના મો ઉપર જે આનદ પથરાયેલો દેખાતો હતો, તે પૂરાં પચીસે પણ ન પહોચેલા એવી મારા નસીબમા કેમ નહોતો? ગરીબાઈ, બાળકોના ઉછેરની મુશ્કેલી અને રોજની મહેનતમજૂરી એ બધા વચ્ચે પણ માણસ સુખ પામી શકે છે પણ દારૂબાજ પતિની સ્ત્રીના સસારમા સુખ ન જ હોય તે હુ જાતે અનુભવી રહી હતી

મને યાદ આવ્યુ કે રઘુ પહેલા તો અડગ દારૂબાજ તરીકે જાણીતો હતો પણ તો સખુ મને કેમ આજે આનદી દેખાતી હતી? રઘુનુ દારૂનુ વ્યસન શુ છૂટી ગયુ હશે? હુ મનમા જ હસી રહી ભણેલા ગણેલા અને કેળવાયેલ ગણાતા માણસને માટે પણ દારૂનુ વ્યસન છોડવુ એ કેટલુ કઠિન છે તે હુ પ્રત્યક્ષ જોતી હતી ત્યારે રઘુ જેવો ગામડિયો આદમી દારૂની લત છોડી દે, એમ તો માની જ શી રીતે શકાય?

*

રઘુ અંગેની આ જિજ્ઞાસાને કારણે, તેમ જ સખુ પાસે મારા દુ:ખની કથની કહી નાખવાથી દિલને શાંતિ મળશે એમ લાગવાથી, આઠ વાગતા જ હુ સખુને ત્યા જવા નીકળી

ત્યા તો રસ્તામા જ રઘુનો ભેટો થઈ ગયો સવારે ઉતરેલા કોઈ પેસેન્જરનાં ટ્રંક અને બિસ્તરો ઉપાડી તે ચાલ્યો જતો હતો 'હુ તારે ત્યા જ જાઉ છુ' એમ એને કહેતા જ તે ખુશીમા આવી હસી પડ્યો

માથે વજન હોવાથી તે ઝડપથી ચાલતો હતો મારાથી તે આગળ નીકળી ગયો, હુ જરા પાછળ રહી ગઈ એણે કેડે નાની પોતડી વીંટી હતી, અને માથે વીંટેલા ફાટેલા ફાળિયાની એણે ટ્રંક નીચે ગોઈ વાળી હતી તેના ઉઘાડા પડેલા વાસા પર મારી નજર જતા જ ચામડી ઉખડી જઈ વાસામા એત્રણ લાબા ચામઠા ઊઠેલા મે દીઠા મે રઘુને અગાઉ જોયેલો, પણ તે વખતે તેની પીઠ ઉપર આવી કોઈ નિશાની જોયાનુ મારા સ્મરણમા ન હતુ

કુતૂહલ વધવાથી જરા ઉતાવળા ડગલા ભરી હુ તેની સાથે થઈ ગઈ મને સાથે થયેલી દેખતા જ તે ધીમો પડી મારી સાથે ચાલવા લાગ્યો આડીઅવળી એક બે વાતો કરી મે તેને પૂછ્યુ, 'અલ્યા રઘુ! તારા વાસામા આ ચામઠા શાના ઊઠ્યા છે?'

તે મારી સામે જોઈ રહી સહેજ હસ્યો

જવાબ ન મળવાથી હુ પણ જરા ગૂચવાઈ પણ મારુ કુતૂહલ શમ્યુ ન હતુ, એટલે હુ તેની સામે તાકી જ રહી તેણે મો મલકાવ્યુ અને કહ્યુ: 'તાઈ! આ તો સરકારી ઈનામ છે!

મને યાદ આવ્યુ કે મીઠાના સત્યાગ્રહ વેળા આ ગામમાથી ઘણા માણસો જેલમા ગયેલા કદાચ રઘુ



પણ તેમાં હશે, અને જેલમાં જ કંઈક ગુનામાં સપડાવાથી તેને ફટકા ખાવા પડ્યા હશે. વાંસામાં દેખાતાં ચામઠાં એ એનું જ શેષચિહ્ન કેમ ન હોય? અમસ્તું કાંઈ તેણે એને 'સરકારી ઇનામ' તરીકે ન જ ઓળખાવ્યું હોય!

*

હું સખુને ત્યાં પહોંચી ત્યારે તે હોડલી સાફ કરી રહી હતી. એ કામ પતી ગયા પછી સખુએ એક નાની વાટકીમાં કોપરેલ આણીને ઓશરીમાં મૂક્યું. અને કામળા પર બેઠેલી બિલાડીને હાંકી કાઢી ફરીવાર ઝાટકી તેણે તે કામળો સરખી રીતે પાથર્યો. આ બધી તૈયારી જોઈ મેં સખુની મશ્કરી કરી. 'કેમ સખુ! શું આજે કોઈ ખાસ મહેમાન આવવાના છે?'

'હા.'

'એવું કોણ છે?'

'રઘુ!'

જવાબ સાંભળતાં જ હું હસી પડી. મારી સાથે સખુ પણ હસવા લાગી.

આમ વાત ઉપરથી વાત ચાલતાં તેણે મારી મુંબઈની વાત પૂછવા માંડી; ને એમનું નામ નીકળતાં જ મારું હાસ્ય વિષાદમાં ફેરવાઈ ગયું! સખુએ ગંભીર બની સાંભળવા માંડ્યું.

મેં મારા ઘરની થોડીક વિગતો કહ્યા પછી છેવટે કહ્યું: 'એટલે એમ છે, સખુ! કે સરકારે મુંબઈમાં દારૂબંધી કરી છે, પણ મારા ઘરમાંથી હજી દારૂ ગયો નથી!' કહી મેં એક લાંબો નિસાસો મૂક્યો.

સહેજ મારી નજીક આવી મારા વાંસામાં પ્રેમભર્યો હાથ ફેરવતા વાત્સલ્યભાવે સખુએ કહ્યું, 'તાઈ! આ કામ કેવળ એક સરકારથી પતી જાય, એવું ન માનતી હો!'

મને એની આ સરકારની વાત સમજાઈ નહિ, એટલે હું તેની સામે તાકી રહી.

સખુએ ચલાવ્યું, 'બહારની આ મોટી સરકારને એક બીજી સરકારે પણ મદદ આપવી પડે છે!'

'બીજી સરકાર? બીજી સરકાર કઈ વળી?'

'તારા ઘરમાં તું સરકાર, અને મારા ઘરમાં હું! ઘર ચલાવવાનું કામ સ્ત્રીઓનું જ છે, બ્હેન! પુરુષોનું નહિ. મારે માથે પણ એકવાર ખરેખરની થઈ, ત્યારે જ હું આ વાત સમજતી થઈ.'

સખુએ પોતાની કુટુંબકથા માંડીને કહી. રઘુ આમ તો તેના પર અને બાળકો પર ઘણી માયા રાખતો હતો. પણ દારૂ પીએ ત્યારે તે શું કરશે તે કહેવાતું નહિ. સખુ આ કારણે હમેશાં રઘુથી ડર્યા કરતી. પણ એમ કરવાથી દારૂ પીવાની લત વધુ ને વધુ જોર કરતી ગઈ.

એક વખત પડોશી સાથે રઘુને અણબનાવ થયેલો. દારૂના નશામાં ચિડાઈને રઘુ પડોશીના એક નાના બાળકને ઊંચકીને કૂવામાં ફેંકવા તૈયાર થયો. સહુએ ઘણો વાર્યો છતાં કોઈ રીતે તેને અટકાવવાનું શક્ય ન બન્યું. એનું ભયંકર પરિણામ આવશે એની કલ્પના માત્રથી એક બાજુ સખુને ભય પેદા થયો, તે સાથે રઘુ પ્રત્યે અપરંપાર ક્રોધ પણ વ્યાપ્યો! નજીવા કારણમાં પણ દારૂના નશામાં કોઈના બાળકની થતી હત્યા એનું માતાનું હૈયું જોઈ ન શક્યું. બળદને હાંકવાનો ચામડાનો ચાબુક ગાડાની ઊધ ઉપર જ પડ્યો હતો, રઘુ કોઈથી રોક્યો રોકાતો નથી એ જોતાં જ સખુએ ચાબુક ઉઠાવી દોડીને રઘુની પીઠ પર ફટકા ઉપર ફટકા ખેંચવા માંડ્યા.

ચાબુકને ત્રીજે ફટકે રઘુનો નશો ઊતરી ગયો. બાળકને ભોંય ઉપર છૂટું મૂકી તે ત્યાં જ બેસી ગયો.

પણ સખુને તે દિવસે ખાતરી થઈ ચૂકી કે સ્ત્રી જો પોચી બની સહનશીલ થાય, તો એનાથી પતિને દારૂના વ્યસનમાંથી છોડાવી શકાતો નથી. દારૂ સરખા ઉગ્ર વ્યસનની લતમાંથી પતિને છોડાવવો હોય તો સ્ત્રીએ નરમ ગાય નહિ પણ વિકરાળ સિંહણ બનવું





જોઈએ ! સરકાર પણ ગુનેગારોને તો સજા કરે જ છે

પતિને વ્યસનમાંથી મુક્ત કરવા સારુ ભલે કઠોરતા ધારણ કરવી પડે, તોપણ ઝીણી ઝીણી બાબતોમાં પતિને રાજી કરવાના માર્ગો લઈને તે કઠોરતાનો બદલો આ પ્રેમભાવથી વાળી શકાય અને તે રીતે પતિને અનેક રીતે પત્ની સહજ સુખી કરી શકે

સખુની કુટુંબકથા પૂરી થઈ એટલામાં રઘુ આવી પહોંચ્યો સાફ પાથરેલા કામળા ઉપર આવતાવેંત તેની નજર પડી અને તેના મો ઉપર શાંતિની ચમક દેખાઈ ત્યાં તો સખુ ઘરમાંથી તવેથા ઉપર થોડા ધગધગતા અંગારા પણ લઈ આવી

મે જોયુ કે કામળા ઉપર થાકીને નિરાંતે બેસી રઘુ હોકલીનો દમ લેતા લેતા સંતોષપૂર્વક મો મલકાવતો હતો

*

સખુને ત્યાંથી આ નવો પાઠ શીખી ઘેર આવતા જ મે મુંબઈ જવાની તૈયારી કરવા માંડી આમ પહેલા કહ્યા કર્યા વિના જ પાછા જવાની તૈયારી કરતી જોઈ ફૈબાને પણ નવાઈ લાગી તેમણે મને રહેવાનો આગ્રહ કરતા કહ્યુ તાઈ! આવી છો તો હવે આઠ દસ દિવસ તો રહે ! એવી શી ઉતાવળ છે'

છતા પણ હુ તો સામાન એકઠો કરી ટ્રંકમાં ગોઠવ્યા જ કરતી હતી એટલે વળી તેમણે કહ્યુ 'મુંબઈમા કંઈ વકીલની જેમ શુ કોઈ મુદત ગોઠવાઈ છે?

મીનાના કપડા ટ્રંકમા ઉપર ગડી વાળીને મૂકતા મૂકતા મે કહ્યુ 'ફૈબા ! તમને શુ કહુ ? આવતી કાલે સાંજે મારે એમને સિનેમા જોવા લઈ જવાના છે ને હવેથી સાંજે રોજ કનાક બે કનાક એમને ફરવા પણ લઈ જવાની છુ સાંજે રસોઈમા નહિ પહોંચાય તો, એક વખત વીશીમાંથી ભાણુ મંગાવીને ખાઈશુ પણ હુ એવા નિર્ણય ઉપર આવી છુ કે મારે એમને ઓફિસમાંથી છૂટયા પછી ઘડી પણ અળગા ન મૂકવા એટલુ જ નહિ પણ જાણે તાજા જ પરણ્યા હોઈએ એમ એમને રાજી કરવા સિનેમા જોવા લઈ જઈશ, સાંજે ફરવા જતી વખતે નવવધૂની પેઠે માથામાં વેણી પણ ભેરવીશ વચ્ચે એમને એનો સુગંધ લેવાનુ પણ સૂચવીશ, અને એમાંનુ એકાદુ સુંદર ફૂલ કાઢી એમના કોટના બટનમા પણ ભરાવીશ—

'ગાંડી રે ગાંડી ! ફૈબાએ હસતા હસતા કહ્યુ

હુ એ હાસ્યનો અર્થ અને ફૈબાના 'ગાંડી'ના સંબોધનનો અર્થ બરાબર સમજતી હતી તેમનો એ અર્થ પામીને મે એમના બોલને શુભ શુકન તરીકે આવકાર્યો

મીનાને નજીક ખેંચી તેને ગાલે ચૂમી લઈ કહ્યુ 'મીના ! મુંબઈ જઈને તારે પણ રોજરોજ હવે થોડુ કામ કરવાનુ રહેશે'

'શુ બા ?

'તેઓ કચેરીમાંથી આવે કે દોડતા જઈ તેમને વળગી પડવુ, અને હસીને રોજ તારે તારા ગાલ વારાફરતી તેમની સામે ધરવા !

મીના ખુશી ખુશી થઈ મીઠુ મીઠુ મરકી રહી

છોકરીની હસવાની ઢબ બરાબર એમના જેવી જ હોવાથી જાણે તેઓ જ મારી સામે હસે છે એવો મને ભાસ થયો !

✶

સાચી વાત તો એ છે કે કોઈપણ જૂથ તમને તમારા પોતાના પગ ઉપર ઊભા જ નહિ રહેવા દે એ બધા તમને તો ઘેટાની જેમ જ રહેવા કહેશે અને એ પોતે ભરવાડ બની જશે

—વિનોબા ભાવે



નારાયણ પટેલ

# મગરમચ્છનો શિકાર

ભીરુ અને ડરપોક ગુજરાતીઓ સાહસ માટે હમેશાં દૂર જ નાસે છે. ઉત્તરધ્રુવની આ સાહસકથા એકલી 'કથા' જ નથી પરંતુ સાથે સાથે મ્યુઝીયમોમાં મગરમચ્છ જોઈને રાચનાર આપણને સાચા મગરમચ્છના શિકારનો ખ્યાલ આપીને અચંબધંધ પણ કરાવી જાય છે........

'હલ્લો! ફેક્ટરી...નં. ૫ નો મદદનીશ કપ્તાન ઘાયલ...જમણો હાથ કપાયો...ઓપરીને ઈજા...' સ્ટોપ. 'નં. ૫...ફેક્ટરી બોલે છે સારવાર માટે આવો'...સ્ટોપ.

'હલ્લો! ફેક્ટરી . ચારેક કલાકમાં આવી પહોંચીએ છીએ. ફેન્ડર તૈયાર રાખો...' સ્ટોપ.

આખો દિવસ અને રાત (Antarctic) એન્ટાર્કટીક મહાસાગરનાં ઘૂઘવતાં ક્ષીરનીર અને થીજી જવાય તેવી ટાઢમાં રેડિયો-ટ્રાન્સમીટર બોલ્યા જ કરતું હોય. નથી તેને આરામ હોતો કે નથી વિસામો. દરેક પળે કંઈક ને કંઈક હોય જ.—તળાવના સ્થિર પાણી ઉપર નજર ઠેરવી એન્ડ્રુઝ બોલ્યે જ જતો હતો.

અમે કેટલાય વખતે મળ્યા હતા. છેલ્લો તે હિમાલયની હિમરેખાને ઉપલાણે વસતાં પ્રાણીઓના અભ્યાસ માટે આવેલો. મને તેમાં રસ એટલે અમારા બંનેનો મેળ બેસી ગયો. ભારતના એ માનદંડના પર્યટન પછી અમે છૂટા પડ્યા. તેના પિતાના મિત્ર એક મગરમચ્છ શિકાર સંસ્થાના ભાગીદાર હતા તેથી તેને દક્ષિણે એન્ટાર્કટીકમાં મગરમચ્છનો શિકાર જોવાની તક સાંપડી. તેના પપ્પા અને મમ્મી અહીં જ ગુજરાતમાં હોવાથી તે પાછો આવ્યો. આજે તે હમેશની જેમ મારો મહેમાન હતો. એટલે તેનાં સ્મરણોનો આસ્વાદ ચાખવા સાંજની લટાર મારી તળાવની પાળે અમે ત્રણ જણ બેઠા હતાં—હું, એન્ડ્રુઝ અને સરયૂ.

તે જન્મેલો ગુજરાતમાં અને જન્મ પછી લગભગ બાર વર્ષ તો અહીં જ રહેલો. તેના પિતા ગોરા પાદરી હતા. અમારી દોસ્તી ઠેઠ બાલપણથી જ. ગુજરાતી તેની સહજ માતૃભાષા થઈ ગયેલી. મને તે 'નાનભાઈ' અને સરયૂને 'સલ્યુ' કહેતો. તેણે આગળ ચલાવ્યું:—

ઓફ કેટલી ઠંડી! તેમાંય આ શિકારબોટ તો છેક આઈસબર્ગ-હિમગિરિ પાસે પહોંચેલી. ત્યાંથી તેણે તૂતક ફેરવ્યું અને લગભગ પાંચ કલાકે ઘાયલ દર્દીને લઈ ફેક્ટરી પાસે આવી.

ફેક્ટરીની વાત પહેલા થોડું શિકારબોટ વિષે કહું. એને મોટી ૫૦૦ ટનની સ્ટીમ લોંચ જેવી ગણી શકાય, આખી જ ઉઘાડી, એક મોટી કેબિન જેમાં સહેલાઈથી ૫-૬ માણસો રહી શકે. તેમાં જ તેમની બધી ઘરવખરી. તે સિવાય એક બાજુ કપ્તાન અને તેનું સુકાન અને બીજી બાજુ તોપવાળું તૂતક. કપ્તાન ખૂબ જ હોશિયાર હોય છે. તેનો સ્ટીઅરીંગ વ્હીલ (Steering wheel) પરનો કાબુ તો અજબ; કારણ કે મગરમચ્છનો પીછો પકડવામાં તેણે શિકારીની સંજ્ઞાનો બહુ જ ત્વરિત્ અને કાળજીપૂર્વક અમલ કરવો પડે છે. તેની બોટ ઘડીકમાં ૧૫-૧૭ માઈલની ઝડપથી વહેતી હોય તો બીજી જ ક્ષણે બિલકુલ સ્થિર બની ઊભી રહે. આ બધું તૂતક ઉપર રહેલા શિકારીની સંજ્ઞાથી ચાલે. શિકારી બોટને એક છેડેથી બીજે છેડે ગમે ત્યારે જઈ શકાય તેવો એક ખુલ્લો પુલ હોય છે. જેની ઉપર ઊભા ઊભા લોકો અંતરિક્ષ સુધી મગરમચ્છની હીલચાલ ઉપર નજર રાખી શકે.

નાનભાઈ! અમારી બોટનો શિકારી ખૂબ કાબેલ હતો. તેણે લગભગ સાઠ દિવાળી જોઈ હશે. તો ય મોં પર એક પણ કરચલી નહોતી. તેનો લાલઘૂમ ચહેરો, લમણામાં ઊંડી ઊતરેલી આંખો, કઠોર હડપચી અને ઊંચું પડછંદ કાઠું આ ધંધાની પારંગતતા સૂચવવા માટે પુરતા હતા. તેનો આ બાપીકો ધંધો





હતો—જેમ બધા જ નોર્વેજીયન લોકોનો હોય છે અને પોતાની અવેજી પૂરવા એના સૌથી નાના છોકરાને તાલીમ આપી રહ્યો હતો એની ઊંડી આંખોમા બાજનો તરવરાટ, તેના દરેક કામમા ચીત્તા જેવી ઝડપ અને અંગે અંગમાથી ટપકતી ચપળતા હજુ આજેય મને યાદ છે

'સદ્યુ ! એન્ડ્રુએ એકરસ બની સાભળતી સરયૂની રસ તંદ્રાનો ભંગ કરતા કહ્યુ આ બુઢ્ઢિયાએ દૂર મગરમચ્છનો ઊડતો ફુવારો જોયો તેની સાઠ સાલની ઉમર ક્યાય ગેપ થઈ ગઈ અને જાણે સોળ વર્ષનો જુવાન બની ગયો તેનામા અદ્ભુત ચપળતા તથા જોમ આવી ગયા જાણે વર્ષોનો અનુભવ તેની ઊંડી આંખોના ખૂણામાથી ડોકીયા કરવા લાગ્યો તેણે તોપમા દારૂ ગોળો ભરીને ૭ ફીટ લાંબો ૨૦૦ પાઉન્ડનો ભાલો (Harpoon) ચઢાવી દીધો આ ભાલાને પડખે કાણાંનો અંદર ૭ ઇંચ જાડુ દોરડુ બાધેલુ હતુ જેનુ ૧૫૦ થી ૨૦૦ ફીટનુ ગુચળુ તૂતક ઉપર સહેલાઈથી ઉકલી શકે તેમ વ્યવસ્થિત રીતે ગોઠવેલુ હતુ ભાલાની અણી ઉપર એક નાનકડો ટાઈમ બોમ્બ બાંધ્યો હતો જે, ભાલો મગર મચ્છને અથડાયા પછી ત્રણ સેકન્ડે ફાટે હવે તેણે જમણા હાથે તોપ સભાળી, ડાબા હાથ વડે, કપ્તાન તરફ પીઠ કરી ઊભો હોવા છતા વાતો કરતો હોય તેમ, ઈશારા કરવા માડ્યો હા ! ફુલસ્પીડ

અર્ધી વળી હાથ વિઝાયો, જરા ડાબી બાજુએ અરે સ્પીડ વધારો બસ બસ બંધ–ડાબા હાથના ઇશારા વાતો કર્યે જતા હતા તેમની આ મુગી ભાષા અત્યારે સજીવ બની હતી પરતુ તેટલીય જીવન્ત તો ગોખલામા ઉતરેલી આંખોની ભુરી કીકી ફરી હાથ ફુલસ્પીડ માટે વિંઝાયો અને બીજી ક્ષણે ધડ દઈને નીચે પડ્યો મતલબ બધુ જ બંધ કરો વહાણ પરના બધા જ લોકો આતુરતાથી શુ થાય છે તેની રાહ જોતા હતા, તેટલામા અચાનક તોપનો અવાજ આવ્યો અને બીજુ કઈ દેખાય તે પહેલા તુતક ઉપરનુ દોરડુ જાદુઈ રીતે હવામા તરતુ જણાયુ અને બીજી ક્ષણે પચાસ ફીટ દૂર પાણીમાં ભાલો ઊભો ઘૂમી ગયેલો દેખાયો હજી કઈ વિચાર કરીએ તેટલામા તો પેલો ટાઈમ બોમ્બ ફૂટ્યો જેના ઘોર અવાજે ક્ષિતિજ સુધી પડઘા પડ્યા

કેટલીક વાર મગરમચ્છ તરત જ મરી જાય છે પરતુ કોઈ વાર આ નવા હુમલાથી ગભરાઈને અથવા તો પોતાના પેટમા આ શુ ધડાકો થયો હશે એની મુઝવણમા તરફડીયા મારતો આગળ ધસી જાય છે આવે વખતે શિકારબોટ અને મહાકાય પ્રાણી વચ્ચે ગજગ્રાહ ચાલે છે જો કે અંતે બિચારાને રામશરણ થવુ પડે છે અને ચત્તા થઈ જઈ પોતાની હાર કબુલ કરવી પડે છે

એક વાર મગરમચ્છ મર્યો એટલે એન્જીનીઅરે મોટર ચલાવી દોરડુ વીંટવા માડ્યુ

'તે મર્યો પછી આ મગરમચ્છ ડૂબી નહી જાય ?' મારી કઈક ઝાખી સ્મૃતિએ મને સાશક કર્યો

'નાનભાઈ ઉતાવળો તો ખરો જ હ ! હજી મે ક્યા પૂરુ કર્યુ છે !' એમ કહી તેણે આગળ ચલાવ્યુ મગર મચ્છમા ઘણી જાતો હોય છે તેમા આ 'બ્લ્યુ' અથવા નોબકુવર ખૂબ ભારે હોય છે મર્યા પછી પાણીને તળિયે બેસે ય ખરો પણ પેલા એન્જીનીઅરોએ એક યુક્તિ શોધી કાઢી છે તેઓ મૃતદેહના પેટમાં કાણુ પાડી Compresser pump થી તેના વિશાળ ઉદરમા હજારો ઘનફુટ હવા ભરી દે છે બસ પછી કામ પત્યુ મગરમચ્છને હિલોળા મારતા પાણી પર એમ ને એમ પડતો મૂકી તેઓ આગળ વધે તે પહેલા 'આ શિકાર ન પનો છે' એવી નિશાનીવાળી ધજા તેમા ખોસી દે છે સાથે સાથે એક નાનકડુ રેડિયો–ટ્રાન્સમીટર પણ તેમા બેસી દે છે જે એકનુ પડ્યુ હોવા છતા 'હુ અહી છુ હુ અહી છુ 'ના સદેશા વાતાવરણમા વહેતા મૂકયા જ કરે

શિકારબોટનુ કામ પત્યુ એટલે બીજી ક્ષણે તે ઉપડી જવાની પેલો રેડિયો બીજી બોટને બોલાવવાનો જેતી

જવાબદારી આવા મૃતદેહો એકઠાં કરવાની જ હોય છે. તેને 'બોય બોટ' (Buoy-boat) કહે છે. આ 'બોય બોટ' મૃતદેહની થાપણ 'કોરવેટસ'(Corvettes) -ને આપે છે. જે બધા જ શિકાર ફેક્ટરી સુધી પહોંચાડે છે. અમે બીજી એક 'બ્લ્યુ' મારી અને ત્રીજી 'સ્પર્મ' (Sperm) ચોથી 'રાઈટ' (Right)ની પાછળ પડીએ છીએ. બીજી તો ઘણી દેખાય છે...સ્ટોપ. આમ અમે પાંચ છ શિકાર કર્યા હશે તેટલામાં એન્જીનના પંખામાં મદદનીશ કપ્તાનનો જમણો હાથ આવી ગયો. તેની ઓપરીને પણ ઈજા થઈ. અમારે ડૉક્ટરની મદદ માટે ફેક્ટરી તરફ પ્રયાણ કરવું પડ્યું. શિકાર બંધ રહ્યો. અમે ફેક્ટરી પાસે પહોંચ્યા. સુકાનીએ શિકારબોટનું એન્જીન બિલકુલ બંધ કરી દીધું છતાં ય પાણીના હિલોળાથી શિકારબોટ ડોલવા લાગી અને ફેક્ટરી સાથે અથડાઈ પડવાનો ડર ઊભો થયો. પરંતુ ફેક્ટરીએ સાવચેતી વાપરી એક મહાકાય મગરમચ્છનો 'ફેન્ડર' (Fender) તરીકે ઉપયોગ કર્યો.

'એ શું ? ફેન્ડર એટલે ?' વહેતી વાતમાં સરયૂને કંઈક ખૂચ્યું.

'Sorry, મને તેનું ગુજરાતી નથી આવડતું. પરંતુ લોખંડની તોતીંગ બાજુ સાથે શિકારબોટ ભટકાઈ ન પડે માટે વચ્ચે અવરોધ કરનાર વસ્તુ જોઈએ ને ! ફેક્ટરીવાળા એવું બીજું શું આણે? તેમણે ત્યાં એક 'બ્લ્યુ વ્હેલ' (નીલ કુંવર) વાપરી. શિકારીબોટ પાણીના ઉછાળા સાથે ડોલતી હતી. જાણે હમણાં જ આડે પડખે થશે. પરંતુ તેમ થાય તે પહેલાં તો ફેક્ટરીમાંથી તારનાં દોરડાં ખેંચાયાં અને અમારી બોટ ફેક્ટરીનું એક અંગ બની ગઈ. જો કે હજી ય મોજાંની અસરથી તે કાંઈ બકાત ન હતી તેથી જ કોઈ વાર એટલી બધી નજીક આવી જતી કે ભટકાવવાનું જ બાકી રહેતું.

દર્દીની સ્થિતિ કફોડી હતી. સમય વિતાવ્યો પાલવે તેમ નહોતું. અમે સંજ્ઞા આપી. ફેક્ટરી ઉપરનો વાંદરો ઝડપથી ફર્યો. તેની સાથે એક દોરડું બાંધેલું હતું. જેને છેડે વાંસની એક મોટી ટોપલીમાં અમે ડૉક્ટરને બેઠેલા જોયા. અમારી બોટ નીચે હતી. અમે ડૉક્ટરની તે ટોપલી ઉપરથી એવી રીતે છોડવાની સંજ્ઞા આપી કે હિલોળા મારતી શિકારબોટ અને ફેક્ટરી વચ્ચે ડૉક્ટર ફસડાઈ ન પડે. બીજી પળે ડૉક્ટર નીચે આવ્યા. તેને સીધા દર્દી પાસે લઈ ગયા. સારવાર શરૂ થઈ.

'એન્ડ્રુઝ !' હજી સરયુ તળાવના પાણીમાં કલ્પેલા એન્ટાર્કટીકમાં જ મગ્ન હતી. તેણે નજર ખેસવી અને કાંઈ ભૂલાઈ જતું હોય માનીને પ્રશ્ન કર્યો કે 'આ લોકો મગરમચ્છને માર્યા જ કરે તો એવો દિવસ આવતા વાર નહીં લાગે જ્યારે એમની હસ્તી મટી જ જવાની ! હું ધારું છું કે તેઓ આ શિકાર અમુક મર્યાદિત સંખ્યામાં જ કરતા હશે.'

બરાબર સલ્લુ, તમારું કહેવું સાચું છે. તેને માટે એક આંતરરાષ્ટ્રીય શિકારસંસ્થા છે. જે દર વર્ષે કેટલા મગરમચ્છ મારવા તે નક્કી કરે છે. સામાન્ય રીતે આ આંકડો પંદરથી સત્તર હજાર સુધીનો હોય છે. દરેક શિકાર કરનારી કંપનીઓએ કેટલા મગરમચ્છ મારવા એ કહેવામાં આવતું નથી પરંતુ આ વર્ષે આટલો શિકાર એની સંસ્થા જાહેરાત કરે છે. બસ પછી કંપનીવાળા પોતાનો રસાલો લઈને મુકરર તારીખે શિકારની શરૂઆત કરી દે છે. દરેક શિકાર પછી તેની જાત અને સમયની જાણ કંપની આંતરરાષ્ટ્રીય સંસ્થાની ઓફિસે કરે છે. વર્ષનો ક્વોટા (quota) પૂરો થાય એટલે દરેક ફેક્ટરીને સંસ્થા તરફથી છેલ્લી તારીખની જાણ એક અઠવાડિયા પહેલાં કરવામાં આવે છે. જેથી પછી કોઈ નવો શિકાર ન કરે.

'અને સલ્લુ !'...એન્ડ્રુઝે સરયૂએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર વધુ રસિક બનાવતા ઉમેર્યું: આ અઠવાડિયું એટલે શિકારની પરાકાષ્ટા—ચારે બાજુ ધમાલ જ ધમાલ. જો કંપનીએ ધાર્યા કરતાં વધારે શિકાર કર્યો હોય તો વધારે નફો મેળવવા અને શિકારબોટવાળા





વધારે બોનસ મળે એ લક્ષ્યે પૂરી શક્તિ કામે લગાડી દે છે જો મોળપ હોય તો તે પૂરી કરવા અને 'બોનસ પણ ગયું' એના ડરે જેમ બને તેમ વધારે મગરમચ્છનો ખુડદો બોલાવાય છેલ્લે દિવસે જ્યારે બધા પાછા ફરતા હોય ત્યારે મને ખ્યાલ છે કે એવી એક પણ શિકારબોટ હતી કે 'બધ કરો 'ના આખરી આદેશ પછી જેણે એક યા બે શિકાર પોતાને નામે નોધાવ્યા ન હોય

'તો પછી આ ધધામા અમુક ફાયદો થાય એવુ તો નહિ જ ને!' મારાથી ગુજરાતીપણુ ન છોડાયુ— નફાતોટાની વાત સહેજે પુછાઈ ગઈ

ના, એવુ તો કાઈ નહી ! પરતુ જેટલુ આ કપની વાળા ખર્ચ કરતા હોય છે તેના પ્રમાણમા તેમને કદાચ ખુબ વધુ મળતું હશે. જુઓને આપણે સામાન્ય હિસાબ ગણીએ તો ય— ૭૦૦ થી ૧૦૦૦ માણસનો કાફલો લઈને ૨–૩ મહિના સુધી મધદરિયે રહેવાનુ ફેક્ટરી એકલીને જ ૨૦,૦૦૦ પીપ તો તેલ જોઈએ વળી જે ફેક્ટરી અમારી સાથે હતી તેની પાસે દોરડા જ લગભગ ૩ લાખ રૂપિયાના હશે તે સિવાયની બીજી તેટલી જ મશીનરી અને તેનાથી બમણો પગારખર્ચ પરતુ રોજના ૮ થી ૧૦ મગરમચ્છ ગણીએ તો ય ફેક્ટરીને દરેક દીઠ ૩૦,૦૦૦ રૂ જેટલો માલ મળે એટલે સમજો ને કે બેથી અઢી લાખ રૂપિયાનુ કામ દરરોજ થાય કરોડો રૂપિયાના ખર્ચ પછી તેમને સારો નફો મળતો હશે તેમ મારુ માનવુ છે દરેક મગરમચ્છ સામાન્ય રીતે તેની જાત પ્રમાણે ઓછો વધતો પણ ૧૦૦ થી ૨૦૦ ટન સુધીનો કાચો માલ આપી જાય

ધારો કે ૮૫ ફીટ લાંબો 'નીલકુવર' હોય તો તેનો પરીઘ લગભગ ૪૨થી ૪૫ ફીટ થાય અને ઊચાઈ ૮થી ૧૦ ફીટ તેનાં હાડકાં જ એકલા ૨૦થી ૨૨ ટન અને ૨૫થી ૩૦ ટન જેટલી ચરબી મળે ૬૦ ટન જેટનુ માસ ત્યારે ૨૦૦૦ ગેલન તેલ–અરે ! તેની જીભ જ એકલી ૩ ટનની હોય છે તેની ઓપરી એટલે આપણી બળ દગાડી જ ગણોને સાચે જ મગર એટલે 'વિશાળકાય' અને જ્યારે આવા ૧૫–૧૭ મહાકાય મૃત દેહો ફેક્ટરી પાસે પડ્યા હોય ત્યારે તમે કલ્પી શકો છો કે કેવુ ભવ્ય અને ભયકર દશ્ય તે લાગતું હશે! ગમે તેટલા ઝઝાવાતમાં પણ ફેક્ટરીને ધસડાતી અટ કાવવા માટે આ ૧૫૦૦ થી ૨૦૦૦ ટનનું ભારેખમ બોયુ પુરતુ જ બની રહે ને!

'હે એન્ડ્રઝભાઈ!' કોઈ વાર સરયૂથી થઈ જતો લહેકો રણક્યો 'શુ બધા જ મગરમચ્છ આવા વિશાળકાય હશે? તમે ઘણી વાતો કહી પણ એ વિષે વધારે ન કહ્યુ '

ના એવુ નથી હોતુ! મગરમચ્છની ઘણી જાતો છે કાઈ બધાય મોટા નથી હોતા કેટલાક તો ફક્ત ૨ થી ૩ ફીટ જેટલા જ લાબા હોય છે પરતુ આપણે તો મગરમચ્છ એટલે વિશાળકાય વિચિત્ર ભદ્દુ પ્રાણી કલ્પી લઈએ છીએ વળી નાનપણથી જ નાના નાના વહાણને ગળી જતા મગરમચ્છની વાતો સાંભળી હોય તેથી બીજુ ગળે પણ શે ઊતરે? પણ મારે કહેવુ જોઈએ કે તે બધુ સાચુ નથી મોટામા મોટો મગરમચ્છ ૯૦ ફીટ કે તેથી સહેજ વધારેનો હોઈ શકે ગમે તે હોય પણ નાના મોટા બધા જ 'સસ્તન' વર્ગના પ્રાણીઓ છે એટલે કે જે પોતાના બચ્ચાઓને ધવડાવી શકે અજાયબીની વાત તો એ છે કે કરોડરજ્જુવાળુ આ એક જ આટલુ મોટુ વિશાળકાય પ્રાણી અત્યારે પૃથ્વી ઉપર હયાત છે અને નાશ પામેલી બીજી જાતોમા પણ એવડુ પ્રાણી હજી નોધાયુ નથી તેના વર્ગને વિજ્ઞાનિક ભાષામા Cetacca કહે છે આ આખા વર્ગને પ્રાણીઓના બીજા વર્ગ સાથે જોડતી કણિકાઓ બહુ નથી છતા તેની આતરિક રચના અને કેટલીક ટેવો જરૂર રસ પડે તેવી છે

મગરમચ્છ એટલે મોંમાથી ફુવારા ઉડાડતુ તોતીગ જનાવર! ખરુ ને સરયુ' વળી આપણે એમ પણ



માનીએ છીએ કે મગરમચ્છ મોંમાંથી પાણી લઈને માછલીની જેમ જ તેમાંથી પ્રાણવાયુ લે છે અને બાકીનું પાણી ફુવારા વાટે બહાર ઉડાડી મૂકે છે. આવી બીજી અનેક લોકવાતોમાં કાંઈ વજુદ નથી. મગરમચ્છને તો આપણા જેવાં જ ફેફસાં હોય છે. બિચારાને શ્વાસ લેવા માટે પાણીની બહાર વારંવાર આવવું પડે છે. આ તકનો લાભ લઈને તો તેનો શિકાર કરવામાં આવે છે. આપણે જાણીએ છીએ કે શ્વાસની ક્રિયા એ એક પ્રકારનું દહન છે. તેથી તેમાં ગરમી ઉત્પન્ન થાય છે. ગરમ થયેલો શ્વાસ જ્યારે મગરમચ્છ બહાર કાઢે છે ત્યારે તેમાં રહેલો ભેજ ઍન્ટાર્કટીકની કાળજાકુઠ ઠંડીમાં ઠરી જાય છે. તેનાં ફોરાં બંધાય છે અને તેનો ફુવારો બની ઊડતો દેખાય છે. એટલે ફુવારો તો ખરો પણ તે વાયુમાંથી પરિણમેલો. આ ઉપરથી એમ સહેજે ખ્યાલ આવી જાય કે જે ફુવારો નીકળ્યો તે મોંમાંથી નહીં પણ નાકમાંથી. એટલે કે તેનું નાક આપણી અને બીજાં સસ્તન પ્રાણીઓની જેમ કપાળ અને આંખની નીચે મોં પાસે નથી હોતું પણ માથા ઉપર હોય છે. નસકોરાં કોઈવાર બે પણ હોય છે.—સામાન્ય રીતે તો ચીરો પડી ગયો હોય તેવું એક જ લાગે.

આવી જ મજાની બીજી વાતો પણ છે. કેટલાય લોકો એમ માનતા હોય છે કે મગરમચ્છ મોટો શિકાર કરીને પછી દરિયાકાંઠે જઈ બપોરા કાઢે છે અને નિરાંતે ત્યાં બેઠો બેઠો વાગોળે છે. વાગોળવાની કલ્પના ગાયભેંસ જેવાં બીજાં સસ્તન પ્રાણીઓ ઉપરથી આવી લાગે છે. પણ તેમાંય કાંઈ તથ્ય નથી. ગાયની વાગોળવાની ક્રિયાને બે મુખ્ય બાબતો સાથે સંબંધ છે. એક તો ઝડપથી ખાઈને નિરાંતે ચાવવું જેમાં દાંતની ખચીત જરૂર પડે છે. બીજું એક કરતાં વધારે પેટ હોવાં. ગાયને પેટમાં ચાર ભાગ હોય છે તેમાંના ત્રણમાં ખવાયેલો ખોરાક પડી રહે અને ચોથામાં પાચનક્રિયા થાય. પેલા ત્રણમાંનો ખોરાક સંપૂર્ણ ચવાયેલો નથી હોતો તેથી નિરાંતના વખતે તેમાંથી થોડો થોડો મોંમાંથી લાવીને ગાય વાગોળે છે. જ્યારે મોટા ભાગના મગરમચ્છોને દાંત જ નથી હોતા. જેને હોય છે તે એવા મજબુત નથી હોતા કે વાગોળી શકાય. અદન્ત મગરમચ્છને દાંતની જગ્યાએ કાંસકી જેવા દાંતા હોય છે, જે પાણી સાથે મોંમાં ગયેલા કરચલા છીપલાં જેવા જંતુઓને મોંમાંથી પાણી બહાર કાઢે ત્યારે સાથે બહાર નીકળતા અટકાવવામાં ઉપયોગી નીવડે છે. બસ ! બાકી પેટ તો મગરમચ્છને ૩ થી ૧૩ જેટલાં હોય છે. પણ તેમાં ગયેલો ખોરાક આગળ ધપ્યે જાય છે, વાગોળાવા પાછો નથી આવતો. હવે રહી નિરાંતની વાત ! આવડું મોટું વિશાળ કદ અને બિચારાને જીવવું કરચલા અને નાના જળચરો ઉપર ! ક્યાંથી નિરાંત હોય !! છતાં ય જો 'લાલા લોભે લોટે' અને આરામ કરવા દરિયાકાંઠે આવીને બેસે તો તેમની ચરબીના ભારથી જ તેમની નાજુક પાંસળીઓ દબાઈ ફેફસાં ઉપર એવું તો વજન લાવી મૂકે કે શ્વાસ લેવાનાં સાંસાં થઈ પડે. મોજ મોજને ઠેકાણે ને શ્રીમાન્ રામશરણ થઈ જાય ! તમને ખ્યાલ હશે કે ૧૯૪૨માં ગુજરાતનો અતિથિ બનેલો પેલો મોટો મગરમચ્છ પણ ઘોલેરાના દરિયાકાંઠે આવીને બે દિવસ જીવી કદાચ આ જ રીતે મરી ગયો હશે.

મગરમચ્છ પાણીમાં રહે અને માછલી જેવો લાગે છતાં માછલીથી ખૂબ જુદો હોય છે. એક તો (Fins) પડખામાં મગરમચ્છને હાડકાં હોય છે. એકલાં હાડકાં જ નહીં પણ આપણા પંજાની જેમ આંગળાં અને તેના વેઢા પણ હોય છે. ફક્ત ખૂબ ચરબીને લીધે આપણે તે બહારથી વરતી શકતા નથી. માછલીની પૂંછડી ઊભી હોય છે, જ્યારે મગરમચ્છની આડી. તેથી જ તરતી વખતે માછલી છીછરા પાણીમાં ય ખૂબ ઝડપથી સીધી આગળ નીકળી શકે છે. મગરમચ્છને તરવા માટે તેના ગળાબુડ પાણી તો ઓછામાં ઓછું જોઈએ. કારણ કે તેની પૂંછડી આડી હોવા ઉપરાંત તે સ્ક્રૂની જેમ ગોળ ચક્રાકાર ગતિમાં ફરે છે. જેથી મગરમચ્છને સીધી ગતિને બદલે 'ઉપર થઈને નીચે' એમ ડુબકાં મારવા પડે છે.





કુદરતની આ પ્રક્રિયાને મહત્ત્વ આપવું હોય તો એમ જરૂર કહી શકાય કે મગરમચ્છને શ્વાસ લેવા વારવાર બહાર આવવુ પડે છે તેમા તેની આડા પૂછડી તેને આશીર્વાદ સમાન થઈ પડે છે બાકી તેની બહાર આવવાની તકનો લાભ લઈને શિકારીઓ મગરમચ્છનો ખુરદો બોલાવી દે એ એની કમનસીબી

મગરમચ્છની બીજી હકીકતમા તો માદા મગરમચ્છને એ આચળ હોય છે નરની જનનેદ્રિયની ગોળીઓ હાથીની જેમ પેટમા જ હોય છે તેનુ મગજ મોટુ પણ આછુ વિકસેલુ હોય છે તેની આખો ઝીણકી અને કાન તો નહીવત્ જેવા જ ગણાય મે રેલગાડી આખી ને આખી જેના મોમા સહેલાઈથી જતી રહે એવડા આ મહાકાય પ્રાણીને કાનની જગ્યાએ ફક્ત નાનકડા કાણાં જ હોય છે જેમા ટેનીસનો દડો સરળતાથી નાખી શકાય

'એ બધી વાતમાં પાછી ફેક્ટરી રહી ન જાય' મે જરા રસના પ્રવાહને બદલતા એકવાક્યતા તોડી

'ફેક્ટરીને કેમ ભૂલાય ! આ બધાનુ મૂળ તો તે જ ગણાય ને ! એન્ડ્રુઝ થાકવાને બ ને વધારે ઉત્સાહથી બોલ્યો ફેક્ટરીને દૂરથી જોઈએ તો ઢગ વગરનુ એક લબચોરસ લોખડનુ તોતિગ ખોખુ લાગે તેને વહાણમા ખપાવવા માટે ઊચા ઊચા ભૂગળા અને થોડા થાભલા પૂરતા હતા બાકી ફેક્ટરીમા બહિરૂપ જેવુ કાઈ ન ગણાય હા ! તૂતક ઉપર અહી તહી પડેલી નાની હોડીઓથી તેને જહાજ કલ્પવામા મુશ્કેલી ના પડે બાકી તો પાછળ મોટુ ચોરસ દ્વાર જેમાથી ૮૦ ફીટથીય લાબો મગરમચ્છ અદર આવી શકે તેના મૃતદેહને સહેલાઈથી તુતક ઉપર લાવી શકાય તે માટે દ્વારમાથી ઢાળ પડતો લાકડાનો રસ્તો છેક અદર સુધી બનાવેલો હોય છે મગરમચ્છને તૂતક ઉપર લઈ જવા માટે એક મોટો ૫ ટનનો ચીપિયો હોય છે જાણે કાળદૂતનો હાથ જ જ્યારે મગરમચ્છનુ મડદુ અદર લઈ જવાનુ હોય ત્યારે ચીપિયો જાણે સજીવ બની જાય પહેલા મગરમચ્છને તપાસતો હોય તેમ સ્પર્શે અને પછી એકદમ 'કડાક કરતોક' બધ થાય—આ અવાજ ખૂબ ભયકર હોય છે તેના ઘોર પડઘા વારવાર કાનના પડદા ઉપર ભટકાયા કરે આ અવાજથી ફેક્ટરી ઉપર બધાને ખબર પડે છે કે હવે મગરમચ્છ આવે છે ધીમેધીમે તે અદર ખેચાઈને તૂતક ઉપર આવે અહી તેનુ સ્વાગત કરવા એક સૈન્ય ઊભુ હોય તેમ લાગે તેમા ચામડી ઉતારનારા ચરબી કાપનારા હાડકા સાફ કરનારા વગેરે અનેક કાબેલ કારીગરો સામેલ હોય જાણે કે કોઈના મૃતદેહની રાહ જોતા ગીધડાનુ ટોળુ ઠેર ઠેર પડેલા માસના લોચા લોહી ભરેલાં ખાબોચિયા અને હાડકાના વેરણછેરણ ટુકડાઓ સાચે જ ચીતરી ચડાવે આ પાર્શ્વભૂમિમા મગરમચ્છ દાખલ થાય કે તરત જ સૌથી પહેલો એક કારીગર પોતાનુ લાબા હાથાવાળુ ચકચકતુ વાકિયુ તેના પડખામા એવુ તો આબાદ રીતથી ભરાવીને ઊભો રહે કે જેમ જેમ પેલો ચીપિયો યત્રથી મગરમચ્છને ખેચતો જાય તેમ તેમ તેની ચામડીની ૭ ઇંચ ઊડી અને એકાદ ફુટ પહોળી લાબી પટ્ટી ઉતરાઈ જાય બસ આ થયા શ્રીગણેશ આ જ રીતે બીજે પડખે પણ પગરણ મડાય પછી તો બધા જ તૂટી પડે ચામડી ઊતર્યા પછી અદર ચરબી દેખાય એવી ચીકણી અને લીસ્સી કે લાબા ખીલાવાળા મજબુત બુટ તથા અનુભવ ન હોય તો કેટલીય વાર ગલોટિયા ખાઈ જવાય એક વાર ચામડી ઊતરી પછી તેમા પગથિયા કરીને આ મહાકાય પશુની ઉપર બધા ચડી જાય મડદાલ ઢોર જેમ ગીધથી ખવાઈ જાય તેમ ધીમે ધીમે મગરમચ્છ ખવાતો જાય ૧૮ ઇંચથી ૧૦ ફીટના તેની ચરબીના ચોસલાં તૂતક પરની લાકડાની ફરસબધીમા પાડેલા કાણાઓમા નાખવામા આવે છે ત્યા થઈને તે નીચેના કારખાનામા જાય અહી તેમાથી અનેક વસ્તુઓ બનાવવામા આવે છે નીચેનુ કારખાનુ એટલે લાબી લાબી પાઈપોનો શભુમેળો એવી તો ગૂચવાઈ ગયેલી લાગે કે ખ્યાલ જ નહી આવે કે આ ભૂલભૂલામણી શેની છે ! મગરમચ્છના



બધાં જ અંગોમાંથી એક યા બીજી સામગ્રી બને. યા તો ભૂકો થાય યા સૂકવીને પાવડર બનાવાય. અથવા તો તેલ જેવા પ્રવાહીનાં પીપ ભરાય. પછી બધું જ વખારમાં ખડકાય. જ્યારે તેમાંથી થોડા 'સેમ્પલ' પ્રયોગશાળામાં જાય.

ફેક્ટરીમાં વિજ્ઞાનિકો પણ ખરા. એ ચાર રસાયણશાસ્ત્રીઓ કાંઈક ને કાંઈક કર્યા કરે. ચરબી, તેલ ને હાડકાંના કાચા માલનો વધારેમાં વધારે કસ કેમ નીકળે તે વિચારે. પ્રાણીશાસ્ત્રીઓ વળી કાંઈક બીજું જ વિચારે. આમ ફેક્ટરીમાં બધી ય જાતના લોકો મળે. રાત ને દિવસપાળીઓ બદલાયા કરે. એટલે ફેક્ટરી તો હમેશાં ધીખતી જ લાગે. પરંતુ તેની પરાકાષ્ઠા આખા 'શિકારકાળ'માં એક જ વખતે પહોંચે, અને તે પૂર્ણાહુતિ વખતે. રેડિયો-ટ્રાન્સમીટર છેલ્લું છેલ્લું કહી દે કે હવે 'ખલાસ'–'સમાપ્તિ' અને બધા જ કારીગરો તૂતક પર એકઠા થાય. ૭૦૦ થી ૧૦૦૦ નો સમુદાય જાણે યુદ્ધ માટેની તૈયારીઓ ન ચાલતી હોય તેમ હાથમાં જુદાં જ હથિયારો—કુહાડી, ફરસી, ઘણ—લઈને તૂતક ઉપર ગોઠવાઈ જાય. જાણે સંહારના દૈત્યો. હુકમ મળે એટલે બધા જ તૂટી પડે. તૂતકના ભૂકા બોલાવી દે. લાકડાની આખી ફરસબંધીને તોડીને સમુદ્રમાં પધરાવી દે. એક એક ટુકડો કે જેના ઉપર મગરમચ્છના લોહી, માંસ, ચરબી, તેલ કે બીજો કોઈ પણ અંશ રહ્યો હોય તે જળસમાધિએ પહોંચી જાય. પછી રોગનાં કીટાણુઓનો નાશ કરવા તથા ફેક્ટરીની દુર્ગંધ દૂર કરવા અંગાર ઝરતો કોસ્ટીક સોડા આખા ફેક્ટરી ઉપર રેડાય. ફેક્ટરી આખી 'તેજાબી' બની જાય. તે પાછું ધોવાય, વિંછળાય. સ્વચ્છ થયા પછી ફેક્ટરીને રંગરોગાન થાય અને તે નવું રૂપ ધારણ કરે. તપાસણી પત્યા બાદ હિમસાગરના ઘૂઘવતા નીરને છેલ્લી સલામ કરતું બુંગિયું ભુંગળું બરાડે તૂતક ઉપર એકઠો થયેલો આ માનવસમુદાય બે ત્રણ મહિના માટે વારાધિને 'રામ રામ' કરી દે.

આ શિકાર કાફલાનો ભાગીદાર પપ્પાનો મિત્ર હતો એટલે મને બધે જ ફરવાની છૂટ હતી. મેં શિકારબોટથી માંડીને બધા જ વહાણમાં મુસાફરી કરેલી. ફેક્ટરીની અસહ્ય બદબો સાથે જ્યારે શિકારબોટની મગરમચ્છ સાથેની મોતની સટાસટી યાદ આવે છે ત્યારે વિરોધાભાસના આનંદનો કાંઈક વિચિત્ર જ અનુભવ થઈ જાય છે. મને યાદ છે કે એક વાર અમારી શિકારબોટ ફસડાઈ પડેલી. અમે છેક દક્ષિણ ધ્રુવ પાસે પહોંચેલા. ચારે બાજુએ તરતા નાના બરફનાં ગચ્ચામાંથી નીકળતાં મુશ્કેલી નહીં આવી પરંતુ વાતાવરણ પ્રતિકૂળ–ઠંડી કહે મારું કામ પવન તો સૂસવાયા જ કરે. તેમાં ય ધૂમસે માઝા મૂકી. અમારો કપ્તાન કાબેલ હતો. તેની અનુભવી આંખે ધૂમસમાં એક ગગનચુંબી બરફનો પહાડ ફક્ત ૧૦૦૦ વાર જેટલે જ દૂર જોયો. જો તેની સાથે અમારી બોટ ભટકાય તો અમારામાંથી કોઈનું ય હાડકું ન જડે. કપ્તાનની ચપળતા તેની મદદે ધાઈ. તેમણે સુકાન વાળ્યું અને તે હિમાલય જેવા 'આઈસબર્ગ'થી અમે આડા ફંટાયા અને બચ્યા. પરંતુ ઉલામાંથી ચૂલામાં પડયા. આગળ જામેલા બરફમાં આબાદ ફસડાઈ પડયા.

નાનભાઈ! શું કહું! તે વખતની ઠંડી, કાળજું કોરતા પવનના સૂસવાટા અને ઘોર ધૂમસ આજે ય હજી મને યાદ આવે છે. જો બીજી શિકારબોટનો સહારો ન મળ્યો હોત તો આજે અહીં વાતો કરતો તમે મને ન જોયો હોત. કહેવાય છે કે દરેક કાફલાની એકાદ શિકારબોટ તો એક બે વર્ષે આમ ગુમ થઈ જાય છે. ખેર!

ફેક્ટરી ઉપડી અને મારી નજર આગળ બધું ય તરવરવા માંડયું. આ ભાતભાતના લોકો, તોતિંગ ફેક્ટરીનું લોહીના ખાબોચિયાવાળું તૂતક, તેમાંથી પાણીની સપાટી પર જતો પેલો ચોરસ માર્ગ, ઢેર ઢેર ખડકાયલાં દોરડાના ઢગ, મહાકાય ચીપિયો, બહાર પડેલા આઠ દસ મગરમચ્છના મૃતદેહો, શિકારબોટનો કપ્તાન, શિકારી, તેનો છૂટેલો ભાલો (Harpoon)





અને શિકારીનો સંજ્ઞા આપતો ડાબો હાથ...બરફના ડુંગર અને બરફમાં સપડાયેલી શિકાર બોટ...

બીજી જ ક્ષણે ઘર યાદ આવ્યું. મમ્મી, પપ્પા અને મેરી – સરયુની શીલા—શીલા મને લેવા છેક ફેક્ટરી ઉપર આવેલી. કેટલાય વાર સુધી એક બીજાને ભેટી રહ્યા—પછી કંટાળતી હોય તેમ બોલી 'કેટલી ગંધાય છે તારી ફેક્ટરી'...જાણે અમારા રંગરોગાનની તેને પડી જ ન હોય !

'ચાલો ભાઈ! બહુ મોડું થયું, મારે ઘેર જઈ હજી રસોઈ કરવાની છે...' સરયૂને જવાબદારીનો ખ્યાલ આવ્યો. અમે તળાવકાંઠેથી ઊભા થતાં થતાં તેના પાણીમાં એન્ટાર્કટીકની સ્મૃતિઓને વહેતી જોઈ રહ્યાં



હિંમત વાઘેલા

## ઝંખા

મળજો હો જમુનાને તીર
સુહાગિની મળજો હો...
અરધી અરધી રાતમાં
તારાની બિછાતમાં
છલકે છે સપનાંનાં હીર—સુહાગિની
મળજો હો...

બેઠો છું હૈયામાં લઈને હું ધીર
મળવાની વેદનાને બાળે સમીર
પહેરીને રૂપેરી ચીર—સુહાગિની
મળજો હો...

સુસવતી વહે છે રાત
પજવતી રહે છે વાત
મોડું ન કરશો લગીર—સુહાગિની
મળજો હો...

'આથમવા આવ્યા છે તારા ને ચંદ્રમા
ભારે થયાં છે મારાં પોપચાંયે નિંદમા
તૂટે છે મન ને શરીર
સુહાગિની મળજો હો જમુનાને તીર.



પ્રો. અનામી

## સુભાગી

આજ સાગરનું ઉર ગયું જાગી !
આકાશી અંબરને ઓઢીને પોઢયો'તો
કિરણુની કોક ડીકી વાગી....આજ

જાગેલાં જલ ડોલે ધરતીને ખોળે,
ભરતીનાં નીર બધું ભીંજાવે છોળે,
છલકે સલિલ આશાં આભને હિંડોળે:
એકવાર જાગેલાં નીર કેમ નાથવાં ?
ભરતીને કોણ શકે તાગી !... આજ

ઘેરા ઘુઘવાટ એના આકાશે ગાજતા,
દિશા ને કાળ મહીં ખંજરી શા વાગતા,
ભૈરવ શા સાદ એના સાગરને છાજતા
ઉભરાતા અન્તરનો આરો અવરોધતાં ?
રૂંધ્યું રૂંધાય ઉર રાગી !...આજ

છલકાતાં નીર ભલે પાળોને તોડતાં,
મલકાતાં નીર ભલે ધરતી ના છોડતાં,
ભરતીનાં નીર ભલે અંતરને ખોલતાઃ
કિરણુની ડીકીએ જાગેલાં નીર ભલે
એકવાર થાય છો સુભાગી...આજ





પીતાંબર પટેલ

# વ્યવહારકુશળતા

ધનને જોરે માણસ કેટલી હદ સુધી પોતાની કાળી બાજુને ઢાંકી દઇ શકે છે એ આ વાર્તાના સોમચંદ શેઠ સારી રીતે કહી જાય છે. અને એમના કટ્ટા વિરોધી પણ એ જ ચાલે જવા તૈયાર થાય છે ત્યારે એ વ્યવહારકુશળતા પાછળ કોણ દસડાયા વગર રહી શકે?...

'શેઠશ્રી સોમચંદભાઈ જેવો દાનેશ્વરી આપણા ગામમાં કોઈ થયો નથી. ગામની જ શા માટે વાત કરવી, આખા પરગણામાં તો એક એવો બતાવો કે તેમના જેવી સખાવત કરી હોય. તેમણે આ સાત હજારની વસ્તીવાળા ગામમાં એક પ્રસુતિગૃહ બંધાવ્યું છે. બે વર્ષ પહેલાં તેમણે ગામને દવાખાનાનું મકાન ભેટ આપ્યું. તેમના પુણ્ય પ્રતાપે તો આપણા રાજ્યના વડા પ્રધાનની આ ગામમાં પધરામણી થઈ. એવી વ્યક્તિ જતાં કોને શોક ન થાય? હું તો કહું કે સોમચંદ શેઠના જતાં આપણા ગામે એક માનવ-રત્ન ગુમાવ્યું છે.'

અને વક્તા બોલીને બેસી ગયા. શોકસભામાં તાલીઓ ન પડાય એની ખબર ન હોવાથી એક બે જણાએ તાલીઓ પાડી એટલે આખી સભાએ એ તાલીઓ ઝીલી લીધી. ખુદ પ્રમુખશ્રીનું પણ એ તરફ ધ્યાન ખેંચાયેલું નહિ પણ હું પણ એ શોકસભાના મંચ પર બેઠો હતો એટલે પ્રમુખશ્રીને કાનમાં આ વિષે ઈશારત કરી. બીજા વક્તા બોલવા જતા હતા તેમને અધવચ્ચે અટકાવીને પ્રમુખશ્રીએ ઊભા થઈ ને કહ્યું: 'ભાઇઓ અને બેનો. આ શોકસભા છે. એટલે કૃપા કરી કોઈએ તાલીઓ પાડવી નહિ.'

એ પછી બીજા વક્તા જે વેપારી હતા, તેમણે સોમચંદ શેઠની ઉદારતાને બિરદાવી અને તેમણે વેપારી કોમનું કેટલું કામ કર્યું છે તેનું બયાન કર્યું. તેમણે અંતમાં ઉમેર્યું: 'સોમચંદ શેઠ જેવો સખી અને દયાળુ વેપારી થવો દુર્લભ છે.'

હું આ વિશેષણો સાંભળતો હતો અને મનમાં અકળાતો જતો હતો. ડૉક્ટરની પદવી લઈ ને આવે મને આ ગામમાં પાંચ વર્ષ થઈ ગયાં. હમણાં જ જેનો ઉલ્લેખ વક્તાએ કર્યો તે દવાખાનામાં હું ડૉક્ટર છું. પ્રસુતિગૃહ અને દવાખાનું સોમચંદ શેઠે બંધાવ્યું છે એ હકીકત છે. પણ મારા મનમાં સવાલ થાય છે: એ માનવરત્ન હતા ખરા?

મારા જેવો બહારગામનો માણસ જાણે છે, અરે એ બધી વાતો મને ગામલોકો જ કરી ગયા હતા કે સોમચંદ શેઠ કાળાં બજાર કરે છે. તેમણે લાગવગ વાપરી કેરોસીન અને ખાંડની વહેંચણીનું કામ મેળવેલું. તેમાંનો માલ તે કાળા બજારમાં વેચતા. દવાખાનુ બંધાવનાર એ માનવરત્ને કેટલા ખેડૂતોની જમીન ઘરભેગી કરી હતી. અરે જે વક્તાએ તેમને માનવરત્ન કહ્યા તેમણે જ મને કોઈ ને નહિ કહેવાની શરતે કહ્યું કે સોમચંદ શેઠે તેમની વિધવા ભાભીને ઝેર આપીને મારી નાખેલાં અને તેમની મિલ્કત હાથ કરી લીધી. એ મિલ્કતમાંથી વેપાર કર્યો અને તે મોટા શેઠ થઈ ગયા. છતાં તેમને 'માન-વરત્ન' તરીકે બિરદાવવામાં આવે છે.

સોમચંદ શેઠની ગામમાં લાટી હતી. આજુબાજુના લોકો તેમને ત્યાંથી માલ લઈ જતા. એ લાટીમાં છડેચોક લોખંડ અને સિમેન્ટનાં કાળાં બજાર થતાં. સરકારી પરમીટ મેળવી શેઠ એકના ચારપાંચગણા કરતા હતા. એ શેઠને આ સભામાં સૌ દયાળુ અને સખી ગૃહસ્થ તરીકે ઓળખાવતા હતા એ સાંભળી મનમાં એક પ્રકારની ખીજ અનુભવતો હતો.

એક વક્તાએ સભાને યાદ અપાવી કે શેઠની સેવાની કદર કરીને આપણી સરકારે તેમને 'જે. પી.' નો ઇલિકાબ આપ્યો હતો. શેઠે આપણા ગામની ઇજ્જત વધારી છે. ગામ તેમને માટે સદાયનું ઋણી રહેશે. શેઠ 'જે. પી.' કેમ બન્યા તેનો તો હું સાક્ષી છું. તે વિદેશી શાસન વખતે તો અમલદારોની ખુશામત કરતા, કૉંગ્રેસના કટ્ટા વિરોધી હતા. તે આઝાદી પછી કૉંગ્રેસી બની ગયા હતા. ગઈ ચૂંટણી વખતે





તેમણે સૌને કોંગ્રેસના ઉમેદવારને મત આપવા સમજાવેના એ પ્રચાર કર્યો તેના બદનામા તેમને સીમેન્ટ અને લોખંડની પરમીટ મળી હતી કાળા બજાર કરવાનો પરવાનો મળ્યો હતો

વક્તાઓ પણ ખરા હતા આડા દિવસે જે પાછળ ખરાબ બોલતા તે અત્યારે સભામા તેમને સદાચારી સેવા ભાવી, દેશાભિમાની કહેતા હતા કરુણતા તો એટલી કે જે ભાઈએ શેઠને સદાચારી કહ્યા તેમણે જ મને કહ્યુ કે શેઠ તેમના ઘરમા પાણી ભરવા આવનાર રબારણને હળી ગયા છે એક જણાએ તો એમ પણ કહ્યુ કે મજૂરણોને શેઠ છોડતા નથી અને એક વાતનો તો હુ મૂક સાક્ષી હતો શેઠથી એક ભગીની છોકરીને દિવસ રહ્યા હતા એ લોકો મારી પાસે ગર્ભપાત કરવા આવ્યા હતા મે ખૂબ આગ્રહ કર્યો ત્યારે છોકરીએ રડતા રડતા શેઠનુ નામ આપ્યુ પૈસા અને ધાક ધમકીથી શેઠે આવી કેટલી સ્ત્રીઓના શિયળ ભગ કર્યા હશે! મે એ ભગીને કેસ કરવાનુ કહ્યુ પણ બિચારો ડરનો માર્યો રડી પડ્યો તે મારા પગે પડ્યો કોઈના યે કાને વાત ન જાય તે માટે કરગરવા લાગ્યો શેઠ જીવતો જલાવી દે તેવો તેને ભય હતો હુ એ કાળાકામમા ઊભો ન રહ્યો એટલે એ ભગીએ થોડા જ દિવસમા એ છોકરીને ક્યાક પરણાવી દીધી

'સોમચદ શેઠ જેવા ગરીબોના બેલી થવા મુશ્કેલ છે' મારા વિચારોને આચકો આવે તેવા શબ્દો મારા કાને પડ્યા 'આવા કળિ કાળમા કયો માણસ બીજાને માટે આટલુ કામ કરે અને તે લોકસેવા કરતા કરતા જ મરી ગયા'

શેઠ શુ કરતા મરી ગયા એ આ બોલનાર અને સાભળનાર સૌ જાણતા હતા ગામની સીમમાથી મોટો રસ્તો નીકળતો હતો. એ રસ્તામા શેઠના એ ત્રણ ખેતરો આવતા હતા એ શેઠથી કેમ સાખ્યુ જાય! એટલે તો આકણી કરનાર અમલદારોના ગજવા ભરી તેમણે રસ્તો વળાકમા લેવરાવ્યો હતો એમા એક વિધવાનુ અને બે ત્રણ ગરીબ ખેડૂતોના ખેતર કપાઈ ગયા! એટલુ જ નહિ પણ લોકલબૉર્ડમા લાગવગ કરી તેમણે તેમના ભાઈના નામે એ રસ્તો બાધવાનો કોન્ટ્રેક્ટ મેળવ્યો હતો

થોડા દિવસ પહેલા જ મે સાભળ્યુ હતુ કે ગામ લોકોએ તળાવ સમરાવવા ભડોળ એકઠુ કર્યું હતુ તેમ થોડીક સરકારી મદદ મળી હતી તે પૈસા તીજોરીમા મૂકી દઈ શહેરમાથી કોઈ કોંગ્રેસી આગેવાનને પકડી લાવી શ્રમયજ્ઞનો મહિમા વધારી ગામલોકો પાસે તળાવ સમરાવ્યુ હતુ લોકોના શ્રમથી તળાવ ઠીક થયુ પૈસા ચવાઈ ગયા આ વાત ગામમા છૂપાક થતી હતી ત્યારે તો ગામને છેડે રહેતા મારા જેવાના કાને આવી હતી

માનવ રત્ન, દયાળુ, સદાચારી આવા વિશેષણો મને અકળાવી રહ્યા હતા ત્યા વળી કન્યાશાળાના મુખ્ય શિક્ષિકા ઊભા થયા તે લખીને લાવેલુ તેમનુ ભાષણ વાચી રહ્યા હતા

'શેઠશ્રીને સ્ત્રી-કેળવણીમા ઊડો રસ હતો, તેઓશ્રી એક મહિલા મડળ શરૂ કરવાની અમને પ્રેરણા આપતા હતા તે અગેનુ ખર્ચ આપવાનુ પણ તેમણે અમને વચન આપ્યુ હતુ પણ તેમના જતાં આ મહત્વનુ કામ અધૂરુ રહ્યુ મારા જેવી સ્ત્રી કાર્ય કરોને તો એમ લાગે છે કે એક સ્ત્રીઉદ્ધારક ગયા'

સ્ત્રી ઉદ્ધારક આ શબ્દની સાથે પેલી રડતી કકળતી ભગીની છોકરીની મુખમુદ્રા મારી સામે ખડી થઈ અને સાચુ ખોટુ તો પ્રભુ જાણે ..પણ ખુદ પ્રમુખશ્રીએ એકવાર મને વાતવાતમા કહેલુ કે સોમચદ શેઠ અને કન્યાશાળાની મુખ્ય મહેતી વચ્ચે સટરપટર ચાલે છે

આ ચદુલાલ શેઠ મુખ્ય પ્રમુખસ્થાને બેઠા હતા એ ક્યા ઓછી નવાઈની વાત હતી! તે શરૂથી સોમચદ શેઠના વિરોધી હતા તેમની જ્ઞાતિમા તેમ વેપારમા પણ હરીફ હતા સોમચદ શેઠ પરમીટ મેળવી શક્યા હતા અને ચદુલાલ રહી ગયા હતા એથી તે માથા પછાડતા હતા તેમણે નનામી અરજીઓ લખાવી હતી કે સોમચદ શેઠ કેરોસીન અને ખાડ રેશનકાર્ડ



પર આપતા નથી ને કાળાં બજારમાં વેચી દે છે. તેમણે ખુદ તાલુકાના અમલદારોને કહ્યું કે શેઠ સીમેન્ટની થેલીઓ 'બ્લેક'માં વેચે છે. પણ તે ફાવ્યા નહોતા. એથી તે શેઠની વિરુદ્ધની વાત કહેતાં અચકાતા નહિ. ક્યારેક તો ઉભરો કાઢવા તે મારી પાસે આવતા. બહારગામનો માણસ ગણો ન ગણો તો હું એકલો હતો. આ બધા કેવું નાટક કરી રહ્યા છે! મનમાં કંઈ અને જીભે કંઈ...હું વળી આ સભામાં ક્યાં આવી ચડ્યો. ત્યાં તો પ્રમુખશ્રીએ જ જાહેર કર્યું કે હવે આપણા ગામના ડૉક્ટર કનુભાઈ મરહુમ વિશે બે શબ્દો બોલશે.

સોમચંદ શેઠ વિશે શું બોલું? કયા બે શબ્દો બોલું? ઘડીભર તો આંખે અંધારાં આવી ગયાં. મહામહેનતે ઊભો થતો હોઉં તેમ ઊભો થયો. કોઈનો બોલાવ્યો બોલતો હોઉં તેમ બોલ્યો:

'શેઠ વિશે ઘણું કહેવાઈ ગયું છે. એની એ વાત કહેવાનો કંઈ અર્થ નથી. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો એટલું કહી હું બેસી જવાની રજા લઈશ.' અને હું બેસી ગયો.

અંતમાં ચંદુલાલે પ્રમુખસ્થાનેથી ભાષણ શરૂ કર્યું. તેમણે સોમચંદ શેઠને પોતાના વડીલ તરીકે ઓળખાવ્યા. તે સૌના માર્ગદર્શક અને સલાહકાર હતા. તેમણે ગામની આબાદીમાં ઘણો ભોગ આપ્યો છે. એટલે ગામની ફરજ છે કે તેમનું સ્મારક કરવું.

શેઠનું સ્મારક...ચંદુલાલ તો નવાઈ પમાડે એવી વાત કરી રહ્યા હતા. કે પછી તે યે સોમચંદશેઠની જગ્યા લઈ રહ્યા હતા! કહેવાય છે કે સોમચંદ શેઠ પાસે રેલ રાહત ફંડના, ગૌરક્ષાના, ગામના ધર્મસ્થાનોના પૈસા રહેતા. વેપારીઓ તો કહેતા કે શેઠ એ પૈસા વગર વ્યાજના વેપારમાં ફેરવે છે. સોમચંદ શેઠના કટ્ટર વિરોધી શેઠનું સ્મારક કરવાની વાત કરે છે તેમાં શું ચાલ હશે!

ગમે તેમ હોય, પણ અહીં તો મુઈ ભેંસના મોટા ડોળા વાળી વાત થઈ. સભા માત્ર શોક ઠરાવ કરીને વિખરાઈ જશે પણ સ્વ. સોમચંદ શેઠ સ્મારક સમિતિની રચના પણ થઈ. ચંદુલાલ શેઠ આ નવી સમિતિના પ્રમુખ બન્યા. બીજાઓનાં જેમ પૂછ્યા વગર નામ મૂકતાં હતાં, તેમ મારું નામ પણ વગર પૂછે મૂકી દીધું.

ચંદુલાલ નામ મૂકીને અટક્યા હોત તો ઠીક હતું. પણ તે પોતે જ સ્મારકનો ફાળો ઉઘરાવવા બહાર પડ્યા. ખુદ ચંદુલાલ મારી પાસે પૈસા નોંધવા આવ્યા. મેં સહેજ હસીને ટકોર કરી

'શેઠ તમે ફંડ ઉઘરાવવા નીકળ્યા છો!'

અને ડાહ્યો વાણિયો મારા હાસ્યનો મર્મ પામી જઈ ને બોલ્યો:

'ડૉક્ટર! આદર્શનું પૂછડું મૂકી થોડા વ્યવહારકુશળ બનો...તો સેવા યે થશે ને તમે યે સુખી થશો.

ચંદુલાલશેઠ આ વ્યવરારકુશળતાનો મંત્ર ક્યાં મને પહેલીવાર આપતા હતા! અગાઉ તેમણે જ મને મારી ઓળખાણનો લાભ લઈ લોખંડની પરમીટ મેળવી આપવાનું કહેલું. તે નફામાં ભાગ આપવા તૈયાર હતા. અમલદારોમાં મારી ઓળખાણ છે એટલે આ કામ હું ચપટી વગાડતામાં કરી શકું તેમ છું એમ તે માનતા હતા. પણ મેં ના પાડેલી એ વખતે શેઠે કહેલું.

'ડૉક્ટર! થોડા વ્યવહારકુશળ બનો...'

એ જ શેઠે પાછી વ્યવહારકુશળતાની યાદ આપી. એટલું જ નહિ પણ હું ના...ના..પાડતો રહ્યો છતાં મારા સો રૂપિયા નોંધી દીધા. કેટલું કર્યું ત્યારે તેમણે પચાસથી પતાવ્યું.

પણ હું પચાસ રૂપિયા યે આપવા કેમ તૈયાર થયો! તેય પેલા સોમચંદ શેઠના સ્મારકમાં? મારા જેવા આદર્શને વરેલા, માત્ર સેવાની વૃત્તિથી ગામડામાં ડૉક્ટર થઈ બેસી જનાર આવા દંભમાં કેમ સામેલ થઈ શકે? કે પછી હું પણ વ્યવહારકુશળ બનતો જાઉં છું? હું કેમ એ સભામાં શેઠને ખુલ્લા ન પાડી શક્યો? ફાળામાં કેમ પૈસા લખાવ્યા? આ વ્યવહારકુશળતાનો ચેપ તો નથી લાગી રહ્યો ને?







વિજયશંકર કામદાર

# શ્રમયજ્ઞ

પા-ખડધા કલાકનો શ્રમ કરનાર આપણા નેતાઓની છબીઓ આવે: જીવનભર શ્રમ કરનાર શ્રમજીવીઓનો કોઈ ભાવ પણ ન પૂછે! આજની દુનિયાનો આ તાસીરો જ છે ને! આ ખંડકાવ્ય એક શ્રમજીવી યુગલનું રમ્ય વર્ણન આપે છે—જાણે 'શ્રમયજ્ઞો'ને હસતું ન હોય!..

કસાયલી ભવ્ય બલિષ્ઠ કાયા,
ઉત્સાહ ને વિક્રમ વીર્યવંતી.
મૂછો વળેલી હજુ અર્ધ વાંકડી,
ને ભવ્ય શી આંખ ભરેલ નેહથી.

કંડારેલી વિધિએ શી ધન્ય કો નવરાશમાં,
ડોલતી ગજના જેવી કાયા શી કાનજી તણી.

નિસર્ગખોળે નિત્ય ઉછરેલી,
નિરોગ ને જોમ ઉલાસવંતી
ધરા ધ્રૂજે જે પદતાલથી મહા
એવી રૂડી શી પડછંદ રૂડકી.

કસીને કારમી કાયા નિત્ય રૂડા પરિશ્રમે,
ખેતરે, વાડીએ, મેળે, હાસંતી મધુ રાધિકા
છબીલડો કાન અને રૂડી મળ્યાં,
ચૌહાતીરે—વાત્રક સંગમે હવાં

આંખો મળી આંખથી ને ચળી ઉઠયાં,
ન ગૌર-ચોરી, રસલગ્નથી વર્યાં.

કલ્લોલી આખો દિન લોકસંગે,
ખેલ્યાં-રમ્યાં ને ગીત રાસ માણ્યાં.
જંપે બધાં સંગમતીર્થ જીવો,
એકાંત બે શેરડી વાઢ સૂતાં.

*નિરભ્ર ને રમ્ય શી રાત શારદી,*
જ્યાં કાર્તિકી પૂનમ ચાંદ હાસે.
ને ચાંદની મત્રકલી જગ આવરી રહે,
ત્યાં સંગમે જળ હસે જયમ રૌપ્ય ધારા.

આ ચાંદની, સમીર શિતળ આજનો શો!
ને વાયુની લહર જામની વાસ લાવે,

નિસર્ગ ખોળે જ નિસર્ગજીવીઓ
જાગ્યાં, ન જંપ્યાં—
વીતી મધુનિશિ અરે નહીં ભાન એનું,

× ×

કાન ને રૂડકી માંડે સંસાર નિજ શહેરમાં,
રળીને રોટલો બન્ને નિર્ગમે કાળ મોજમાં.

શહેરના સંસ્કૃતિ જીવો! મોજીલા તમ જીવને,
વ્યર્થ કાં શોધતા મિત્રો! આત્માના સહચારને?

સહચાર જોવો? મુજ સાથ આવો!
નિહાળી લ્યો આ શ્રમમસ્ત દંપતી.
જે ખેંચતાં રેંકડી સાથ—બેલ થૈ,
પ્રભાતથી તે દિન આથમ્યા લગી.

સ્વપ્ને ન એણે કલ્પ્યા વિલાસો,
ન વાંછના વૈભવ શોખની ઉરે.
એને મજા, વૈભવ ને વિલાસો,
સૌ રેંકડી નિજ રોટી કામવે

× ×

કો દીર્ઘ પંથે કદી ભાર હાલવી.
કાનો વળે થાકથી લોથપોથ,
છતાં હુલાવા નિજની પ્રિયાને.
બેસારનો રેંકડી ખેંચીને સ્વયં.

× ×

જે દી મળી હોય પૂરી મજૂરી,
ને નેનમાં નાચતી હોય મસ્તી.
રૂડી કરી આગ્રહ કંઈક કંઈક,
આરોપની ડોલર માળ રૂડી.

× ×



સદા ઉઘાડે પગ દંપતી રળે,
ત્યાં હોળીનું ઉત્સવ પર્વ આવ્યે.
કાને લીધું ફાગણીયું પરાણે,
રંગેભર્યું સોહવવા રૂડીને.

× ×

જન્માષ્ટમીનું જનપર્વ આવે,
વર્ષાતણો ઉત્સવ લોક માણે;
લીલોતરીથી ઉર્વી છલી ઉઠે,
એવી જ ઊર્મિ જનઅંતરે ચગે.

આ પર્વના માદક તાન રંગે,
રઢે ચડી રૂડકી લેઈ આવે
પાવો અને પાઘ મૂકેલ ફૂમકાં,
કંથે અખૂટ રસ ઉત્સવ સીંચવાને.

કાનો કહે: 'વૈભવ કેમ પાલવે?
માથે હજુ ગાજતું ઋણ મોટું,
જુવાર ને તેલ મકાઈ કેરાં.
બાકી હજુ દામ અષાઢ માસનાં.'

જો! નોમની મંગળ ઊગતાં ઉષા.
ખેંચી મથીશું મસ રેંકડી સહે,
વરણાગીઓ કંથ નિહાળવાને.
ખેંચીશ હું રેંકડી દિનરાત,

રંગેભર્યો કંથ! તને નિહાળી.
મારા પગે છડ અરે! નક્કી આવતો કે,
ન થાક, ના હિંમત ઓસરે કદી.
તને નિહાળી બળ પામવાની.'
ને શ્રાદ્ધ પહેલાં સહુ કર્જ ફેડી,
ઉલ્લાસી રહે આ રૂડકી અથાગ.
આસો તણા ઉત્સવ દિન આવતાં,
આ રૂડીના કોડ પૂરાય કારમા!

આવી વસંત ફૂલ-પર્ણ-ફળે લચંતી,
ને ગર્ભભારે લચતી રૂડી વળી.
સીમન્તીનિનાં રૂપથી ખીલી ઉઠી.
શી વલ્લરી દેહની રૂડકીના!
કાયા લચંતી ગઈ માસ માસે,
કાનો મનાવે શ્રમ છાંડવાને.
વિચારતી સાંજ સવાર રૂડકી,
કામી લેવા શ્રમથી નિજનું ખર્ચ આ ખાટલાનું.
આષાઢની મેઘલી રમ્ય રાતે,
રૂડીતણી કાયથી કાન જેવો.
ગદામદા માંસલ રૂપલીનો,
આવ્યો કુમાર....
બાજી રહી થાળી મધુર નાદે.
ઉલ્લાસનો પાર હતો ન કાનને.
સુણી વધાઈ સહુ લોક આવ્યાં,
ના કસ્તુરી, મોતી, સુવર્ણ ન્હેંચવાં,
ગળ્યાં કરાવ્યાં મુખ ગોળથી રૂડાં.
કિલ્લોલતી સ્વાસ્થ્યસુખે રૂપાળી,
ફરી રહી હાથ ઝુલાવી બાળને!
ભર્યાં ભર્યાં શાં સ્તન કુંભ જેવાં.
ખોળે લઈ હરખથી, હસી નેન મીઠું
બાળાર્કને ખળકતાં નિજ દૂધ પાતી.

× ×

ફરી વળી એ શ્રમ, એ જ જિંદગી,
ને કાયમાં શાશ્વત તાઝગી હસે.
કલ્લોલતા દંપતી કાય ઘેલથી.
સાફલ્ય શું પ્રાણયનું અહીં ભાસતું ના?
શૃંગારની છે ન રસાલ આ કથા,
વિલાસની છોળ મળે ન વાતમાં.
ન રેલ કે સંપદની રમે અહીં,
અહીં વહે છે શ્રમ-સ્વેદ્વી સદા.

વસંત હિંડોચા

# કેરો (ઇજીપ્ત)

આપણા ગુજરાતીઓ દૂર દૂર દેશાવર જઈને ધંધાનો વિકાસ સાધે છે અને સાથે સાથે ધંધાદારો સફરો પણ કરે છે આફ્રિકાવાસી એવા જ એક ભાઈ ધંધાદારી હોવા છતા સાહિત્યની દૃષ્ટિએ આ લેખમા ઇજિપ્તનુ રસપ્રદ વર્ણન કરે છે

ઇજીપ્ત દેશના નામથી કોઈપણ અજાણ્યુ નહી જ હોય થોડા વખત પહેલા રૂબરૂ જોવાની તક સાંપડતા તેના પાટનગર કેરો વિષે આછી રૂપરેખા આપીશ

ઇજીપ્ત ઉત્તર આફ્રિકાનુ સ્વતંત્ર રાજ્ય છે તેનો ઘેરાવો ૩૮૬૧૧૦ ચોરસ માઈલનો છે અને કુલ વસ્તી ૨,૨૦૦,૦૦૦૦ છેલ્લી વસ્તીગણત્રી લીધી તે મુજબ છે ૯૭ ટકા અરેબિક ભાષા વપરાય છે અને બીજી ભાષા તરીકે ફ્રેન્ચ ભાષા થોડુ થોડુ અંગ્રેજી બોલાય છે ધર્મ મુસલીમ પાળે છે અને અમુક ક્રિસ્ચીયન ધર્મ પાળે છે ત્યા જ્યૂ લોકોની વસ્તી સારા પ્રમાણમા છે ઇજીપ્તના મુખ્ય શહેરોમા (પાટનગર) કેરો, એલેકઝાન્ડ્રીયા, સુએઝ, પોર્ટ સેડ, ટાન્ટા, મહાલકબ્ર અને મનસુરા છે ચલણમા પીઆસ્ટર ચાલે છે પાંચ પીઆસ્ટરનો એક શિલીંગ થાય

કેરો મીડલ ઇસ્ટનુ મોટામા મોટુ હવાઈ મથક છે જ્યા દરેક દેશના એરોપ્લેનો આવ જા કરે છે મુખ્ય શહેરથી ૨૦ માઈલ દૂર હવાઈ મથક આવેલ છે કેરો મુંબઈ જેવુ જ શહેર છે દરેક આધુનિક સગવડોથી સજ્જ થયેલ છે હોટેલો, સિનેમા, પ્રાણી સંગ્રહસ્થાન, પુસ્તકાલય, મસ્જીદો, કલાકેન્દ્ર, મ્યુઝીયમો, મોટી મોટી ઇમારતો, રમતગમતના મેદાનો, નાઈટ કલબો, વાહનોમા ટ્રામ, બસ, ઘોડાગાડી દરેક વાહનો વપરાય છે

અહીં સેફર્ડસ હોટેલ મોટામા મોટી આધુનિક સગવડવાળી હતી પણ તે આગથી ખલાસ થઈ ગઈ છે હવે સેમીરામીઝ નાઈલ નદીના કિનારા ઉપર આવેલ છે હેલીઓપોલીઝ, વીકટોરીયા, વીન્ડસર, ઓરાન્ડી, નેશનલ તથા પેનસુન વગેરે ઘણી હોટેલો દરેક વર્ગને પોસાય તેવી છે

અહીંની પ્રજા બહુ જ ગરીબ છે અને નાઈલ નદી માથી નાની નાની નહેર કાઢી ખેતી કરી ગુજરાન ચલાવે છે મુખ્ય પેદાશમા ફળફૂલ કાકડી, કાંદા, કઠોળ, દ્રાક્ષ વગેરે થાય છે શાકભાજી બહુ થાય છે અને સસ્તુ બહુ જ છે કાંદા ૩૦૦ રતલના ત્રણ જ રૂપીયા એટલે પાંચ શિલીંગ પાક હોય ત્યારે ઇજીપ્શીયન રૂ બહુ જ વખણાય છે જે ૫૦ ટકા ઉગાડવામા આવે છે અહી જમીનદારની પ્રથા ચાલી આવે છે અને સ્થિતિ આપણા ખેડૂતો જેવી છે રૂ ૭૦૦ ની એક એકર જમીન વાર્ષિક ભાડેથી અપાય છે નાઈલ નદી

---

ન કામની છે અહીં કામનાઓ,
ન રાગની રંગત જામતી વૃથા,
આ પુણ્ય ગાથા શ્રમજીવીઓની,
જેને સદા કામની કામના છે.

ન કાવ્ય કે નાટક વારતામાં,
પામ્યા પ્રતિષ્ઠા હજુ આવડા આ
સંસારમા સકલ જે શ્રમને વહાવી,
રણે રચે હાસતી રમ્ય વાડીઓ.

ના સાગરે, સરવરે સરિતાનીરે વા,
ના કુન્દથી, શિરીષથી, કમલો વડે ના,
ના હર્મ્ય, દેવાલય, ગોપુરોથી.
કે રાષ્ટ્રના સકલ વૈભવથી કલાના,
શોભી ઉઠે ભારત ભોમ ના કદી,
એ શોભશે નિજતણા શ્રમજીવીઓથી

સંસારે શ્રમજીવીની પ્રતિષ્ઠા કરશો રૂડી
તે દહાડે શ્રમયજ્ઞોથી લાધશે વર સંપદા





જેટલામાં વહે છે એ જમીન તેના લેવલમાં છે જ્યારે બાકીનું રણ નદી કરતાં બહુ જ ઊંચાઈમાં હોવાથી ખાલી ૩૦ ટકા જેટલી જ જમીન વપરાય છે. એટલે તે જમીનના ભાવ ઊંચા લેખાય છે. બહુ જ ફળદ્રુપ વિભાગ ફયુમ વિભાગ છે જ્યાં કારૂન સરોવર છે.

બહુ જ મોજીલી પ્રજા છે. અને પશ્ચિમ ઢબના સુધરેલા તથા શહેરી પહેરવેશ બધા પહેરે છે. જ્યારે ગામડામાં મોટું પહેરણ પગ લગી અને લાલ ટોપી પહેરી ચાલતા ધોળા થાંભલાની જેમ અનેક સંખ્યામાં જોવા મલે. રંગબેરંગી જુદી જુદી પ્રજા અહીં વસતી હોવાથી મેળ વગરની થઈ ગઈ છે અને ધોળી યુરોપીયન ચામડીના છે. ત્યાંનો સ્ત્રીવર્ગ બહુ જ સુંદર હોય છે.

જોવાલાયક સ્થળોમાં મસજીદો, પીરામીડો, પ્રાણીસંગહ, મ્યુઝીયમ, હોટેલો, સિનેમા, નાઈટ કલબો છે. હેલીયોપોલીઝ પરૂં છે ત્યાં પહેલાં રણ હતું પણ પાણી નદીથી મેળવી બોરીંગ ખોદી શહેર જેવું વસાવેલ છે. તે જ પ્રમાણે મીયાદી, રેલુવેન જ્યાં સારાસારા બંગલાઓ બગીચાઓ જોવા મલે છે અને શ્રીમંત લોકો પરામાં રહે છે. જેમાં અવરજવર બસ, ટ્રામ અને ટેકસીથી થાય છે.

એલેકઝાન્ડ્રીયા પોર્ટ છે. જે મુંબઈના મરીનડ્રાઈવ જેવું જ લાગે. પોર્ટસેડ, સુએઝ નહેર વગેરે જોવા જેવું છે.

હવે આપણે કેરો શહેરનું અસ્તીત્વ કયાંથી થયું તે જોશું. યુગાન્ડામાંથી ચાલુ થતી નાઈલ નદી ઠેઠ લગભગ ૩ હજાર માઈલનો પંથ કાપી મીસર દેશમાં અટકે છે. અને ઇજીપ્તનું અસ્તિત્વ નાઈલ નદીને આભારી છે. નાઈલ નદી ઉપર પહેલા ખેરીઆખા (રણમેદાન) પાંચમા ફસર મેમ્ફીઝ, શહેર વસેલું હતું જેને ચારે બાજુ ગઢ હતો.

રોમનના વખતમાં ખેરીઆખાનું બીજું નામ બેબીલોન આપવામાં આવેલ અને રોમન્સની પૂરી સહાયને લીધે ચારેબાજુ મોટા મોટા મિનારાઓ અને હાલ પણ નજરે ચડતા લોખંડી દરવાજા હતા. જ્યારે રોમન્સનું મહા સામ્રાજ્ય ટુકડામાં થઈ ગયું અને વેરણછેરણ થતા ત્યાંના બેબીલોનને ૨૦ વર્ષ પહેલા અમર બીન-એમિયાસે ઇ. સ. ૬૪૦ માં ચઢાઈ કરી. શહેર કબજે કરી લીધું. જેણે કબજે કરેલ શહેરનું નવું ઉપનામ આપ્યું 'એલફોસ્ટાટ'. ૪૦ વર્ષ બાદ અહમદબીન તોલુન મસ્જીદોનો કારીગર હતો તેણે મોટા ગઢ કિલ્લાઓ બનાવ્યા જે આજે હૈયાત છે અને સીટાડેલના નામથી પ્રખ્યાત છે. આ જગ્યા આજે 'એલખતાઈ'ના નામથી ઓળખાય છે. ઇ. સ. ૯૬૯ માં ગોહરે ફોસ્ટાસ શહેર પડાવી લીધું અને ૪ વર્ષ બાદ શહેરનું નવું નામ દીધું 'એલકહીરા' (વિજીત શહેર). ૨૦૦ વર્ષ બાદ ફોસ્ટાજ જૂનું શહેર પડી ભાંગ્યું.

અને 'એલકહીરા' જે આજનું કેરો છે જે અને મોકતામ ટેકરીથી નાઈલ નદીના છેડા સુધી વસેલ છે. ઇજીપ્ત મોનાર્કીથી ચાલતું આવે છે. પણ છેલ્લાં ૩ વર્ષ પહેલાં મોજીલા રાજા ફરૂકને ગાદીત્યાગ કરાવી. અને જનરલ નગીબના હસ્તે દેશની દોરી આવી. તેણે રીપબ્લીક બનાવી અને સુએઝ નહેર ઉપરથી અંગ્રેજી લશ્કરને કાઢવા મંડયા છે અને સંપૂર્ણ કબજે લેવાય છે.

કેરો શહેર નદીની બંન્ને બાજુ વસેલ છે. જૂનું તથા નવું બન્ને જોવા કાયક છે. ગઇઝા પરૂં છે જે બાગબગીચાથી શુશોભીત લાગે છે. ઇજીપ્તની સંસ્કૃતિ બહુ જ અગાઉની છે અને તે ઘણી બાબતમાં બહુ જ આગળ પડતા છે.

દુનિયાની નવાઈમાં પિરામીડ ત્યાં જોવા મલે છે. જે મીનેહા હાઉસ હોટેલ છે ત્યાંથી થોડે જ દૂર ત્રણ પીરામીડો આવેલ છે. જે પીરામીડોમાં ૫૦૦૦ વર્ષ પહેલાનું છે તેમ મનાય છે. જેમાં મરેલાં રાજા-રાણી, કુંવર-કુંવરીઓ, મોટા પ્રધાનો અમલદારોની (કબરો) સોનાથી મઢેલી પેટીમાં પૂરી, તેવી સાત પેટીમાં રાખી તેની દરેક વસ્તુ તેમાં રાખવામાં આવે છે. બ્રિટિશ





સરકારે તથા બીજી વિદેશી સત્તાઓએ લડાઈના સમયમા તેમા કાંઈ રહેવા દીધુ નથી પણ જેટનુ હતુ તે બધુ આજે નેશનલ મ્યુઝીઅમમા રાખવામાં આવેલ છે

જેવા પીરામીડ નજીક આવો એટલે ત્રિકોણ આકારના જબરજસ્ત પથ્થર ટેબલ જેવા દેખાય છે ત્રણ મોટા છે તેમા એક કાફુ, કાફરી, મેનકુર છે જેના દર્શન ઘણા દૂરથી થઈ શકે છે મજકુર પિરામીડો ધોળા પથ્થરના દેખાતા હતા અને મોટો પ્રવેશદ્વાર હતો જે આજે નથી રહ્યો પહેલા cheaps ૪૮૨ ફીટ ઊંચુ તથા ૭૬૮ ફીટ પહોળુ હતુ જ્યારે આજે ઘસાતા ઘસાતા ૪૫૧×૭૫૦ રહેલ છે અને ખાસી મઝાની ૧૩ એકર જમીન ઉપર દરેક પીરામીડ છે

બીજો ટુકડો પીરામીડનો ૪૪૭ ફીટ ઊંચો તથા ૨૦૩ ફીટ પહોળો છે ચઢવા માટે દરેકને બહારથી પગથિયા હોય છે અને અંદરથી જવા માટે ઊંચા પગથિયા હોય છે જેમા રસ્તો બનાવેલ છે જે કેરીય એલમોન ઇ સ ૮૨૦ મા ખજાનો ગોતવા નીકળેલ ત્યારે તેને દાખલ થવા માટે કેડી બનાવેલ તે પ્રવેશદ્વાર હાલ બંધ થઈ ગયુ છે

હાલનુ પ્રવેશદ્વાર ૪૦ ફુટ નીચેથી છે જ્યાં જવા માટે પગથિયા છે અને ઢાળવાળો રસ્તો ઉપર જવાનો છે ઉપર ચઢતાનો સાથે ૧૮×૧૭×૨૦ નો મહારાણીનો ઓરડો આવે છે ત્યાથી ગ્રેટ ગેલેરી ૧૫૦×૭×૨૮ ની છે જ્યાથી રાજાના ખંડમા જવાય છે, ૨૪×૧૭

ત્રીજો પીરામીડ જે માયસરીનીસ છે જે રાજકુવરીએ બંધાવેલ છે આ પિરામીડો તથા સ્વોનોકસની પાછળ મહાન ઇતિહાસ રચાયેલ છે તથા પીરામીડની અંદરના ભાગમા અરેબીક ભાષામા દુનિયાનુ ભવિષ્ય લખાયેલ છે અને સાલવાર શુ થશે તે પણ આપેલ છે પણ જૂની લિપિ હોઈ બરાબર વંચાતુ ન હોવાથી બહાર પાડતા નથી

ઇજીપ્સન મ્યુઝીયમ છે જે જોવા લાયક છે–તેમા અગાઉ સેંકડો વર્ષની કારીગરીના નમુના, મોટા માણસોના જીવન ચરિત્ર, પહેરવેશ, ખેતીવાડીના સાધનો, મમીઝ હામવાસણો, અનાજ રહેણીકરણી, હથિયારો દાગીના, ધાતુ જોવાનુ છે આખો દહાડો જોતા જોતા લાગે છે

કેરોમા અનેક મસ્જીદો છે જેમાની બહુ જ વખણાયેલ આરેબીક નકસીવાળી બે છે એક 'રફાઈ અને બીજી 'મહમદઅલી'–૧૪મી સદીમા સુલતાન હસને બંધાવેલ છે તેનુ પ્રવેશદ્વાર ૮૫ ફૂટ ઊંચુ છે અને તેની બને બાજુ બે ઊંચામા ઊંચા મીનારા છે જેની ઉંચાઈ ૨૮૦ ફીટ છે અને કોર્ટયાર્ડ ૧૧૫×૧૦૮ ફીટનો છે આરસના સ્તભો અને કીમતી ગલીચા, સીડર લાકડાના દરવાજા, તેમાં બેનમુન કારીગરી, આખુ કુરાન અરેબીક લીપિમાં લખાયેલ છે જ્યારે મહમદઅલીની મોસ્ક એ એક સીટાડેલનુ તાજ રૂપી છે ઈ સ ૧૯મી સદીમા બંધાએલ છે અને મહમદઅલીએ ૧૮૫૭ માં તેનુ કામ પૂરુ કર્યું તેની કારીગરીમા ગ્રીક કલાકારે તમામ શક્તિ રેડી પૂરુ કર્યું જે મહમદઅલીના વારસા સૈયદ પાસા એ કામ સોપેલ–તેનો અંદરના ઘુમ્મટની કારીગીરીના વખાણ થાય તેમ નથી

ત્યારબાદ સાની નેશનલ લાયબ્રેરી જોવા જેવો છે જેમા એક લાખ જેટલા પુસ્તકો છે–જેમાંના ૧૩૦૦૦ આરેબીક ભાષામા છે ૭૦૦ જુદી જુદી ડીઝાઈનના પુસ્તકમા કુરાન લખાયેલ છે કે જે ૧૫–૧૬ મો સદીમા વપરાતા કે જે વખતે અરેબીક સંસ્કૃતિ બહુ જ ઊંચા શિખરે પહોચેલ તેમ વખણાયેલ હતી ત્યાંથી જતા આરબની કલાનુ સંગ્રહસ્થાન જોવા જેવુ છે જેમા આરબ દેશોનુ અસ્તીત્વ, તે વખતની કારીગીરી, હાથી દાતની નકશી, હામવાસણ પીતળ પર કારીગરી, તે વખતની કલા વગેરે સુંદર રીતે રજૂઆત કરી છે ત્યારબાદ ખેતીવાડીને લગતું મ્યુઝીઅમ જોવા જેવુ છે જેમા દરેક જાતનુ અનાજ વાવવાની રીત, પાક કેટલી વાર લેવાય, જુદાજુદા ખાતરો નાઈલ નદીમાંથી બાંધેલ મોટા મોટા બંધ અને તેની દ્વારા પાણી આખી જમીનને રણમાથી ફળદ્રુપ કેવી રીતે બનાવી તે બધુ તેમા જોવા મળે છે ત્યાનુ ચીડિયાખાનુ ૮૫



એકરમાં પથરાયેલ છે. તેમાં દરેક પક્ષીઓ–પશુઓ રાખવામાં આવેલ છે.

મુસાફરનું ધ્યાન દોરાય તેવી એક જગ્યા છે જેને ખાનખાલીલ બઝાર કહે છે-જે જૂનું કેરો છે ત્યાં છે. જ્યાં પીતળ ઉપર બેનમુન કારીગરીની બનાવેલ થાળી, ત્રાંસ, ચામડાની ઉપર કારીગરી કરી હેન્ડબેગ, પર્સ સ્લીપર, પેટી, ઝવેરીઓ, સોનીઓ દરેક પોતાની કલા પ્રમાણે વસ્તુ બનાવી રાખે છે. મજકુર જગ્યા (વિભાગ) સમાધિને અર્પણ કરી દીધી છે. સરકારને રેશમી ગાલીચા તેના ઉપરનું ભરત કામ, શાલ, ચિત્રો, સુખડની પેટીઓ, પીરામીડો, મૂર્તિઓ વગેરે વસ્તુ મલે છે. ભાવ બહુ કહે છે પણ તેનાથી ૨૫ ટકા થી માગવાથી આપી દે છે.

ઈજીપ્ત દેશ માટે જેટલું લખાય તેટલું ઓછું છે. પુસ્તકો ભરાય તેમ છે. પણ આછો ખ્યાલ આપતી આ રૂપરેખા લખી છે.



સરોદ

## હે પાંથ વિશ્વપથના !

એવું કહ્યું કવિવરે, નિશઅંધકારે
ઘેરા સમુદ્રજળમાં કદી દૈવયોગે
બે નાવનું મિલન થાય કદી ન થાય,
રે તેમ આ મનુજજીવન વીતી જાય.
માનું ન હું મિલનકારણ દૈવયોગ,
છે જન્મજન્મતણું એ ફળ દેવદીધું;
ચિત્તંત્રીમાં મિલનરાગ જગાડનારી,
છે અંગુલી પરમ ઈશ્વરની નિગૂઢ.
હે પાંથ વિશ્વપથના ! તવ વિશ્વપંથે
આવી સુગંધ ફૂલની, વળુ કંટકોના,
જે ભાગ્યમાં તુજ સહ્યાં સ્મિતવંત રહેરે,
તે જિંદગી પર ખરો જય માનું તારો.
મારે કહેવું બસ એટલડું જ, જોજે,
પુષ્પો તણી સુરભિ ચિત્ત ચળાવી દે ના,
ને દૂર દૂર નિજ ધર્મધ્વજા હિલોળી,
આમંત્રતું શિખર મંદિરનું ભૂલાય
છે વિશ્વ આ નહિ જ આખરનો મુકામ;
આકાશના સ્તર અસંખ્ય પરે રહેલું
આંખી રહ્યો તું દૃઢ નેત્રથી શૈવ ધામ
તેને સદા દગ સમક્ષ ધરી ધપ્યે જા.



રતિલાલ-અનિલ

## કોઈનો અનુરાગ

કોઈ નો અનુરાગ !
શુષ્ક જીવનને કરી દે છે મહકતો બાગ !
કૈંક વેળા આ જગત,
જિંદગીની આ લડત,
બેરહમ થૈને મને
બાળતાં લાખો વખત
ઠારતો ત્યારે હમેશાં કોઈ નો એ રાગ !

સ્વપ્નની ઝોળી કરી,
રક્ત–પીચકારી ભરી.
ફાગ ખેલે કં વખત
વિશ્વ આ પાગલ બની
તો ય ફાગણ–ગીત ગાતો કોઈનો સોહાગ !

કાંઈ ના મળી મઝા,
થાક માંડે લાગવા
તે ઘડી હું ચાહતો
વિશ્વમાં જંપી જવા
તે ક્ષણે ઢંઢોળીને કહેતો મને એ : 'જાગ !'
કોઈ નો અનુરાગ !







રસજ્ઞા

# મૌન વાતો



જાગૃત કલ્પનાઓ તો હુ એવી કરતી કે સ્વપ્નો પણ એની પાસે ફીકાં લાગે. પણ ક્યારેય સ્વપ્નો મને ન જ સતાવતા. પણ જ્યારે કલ્પના પણ ન કરી શકાય એવુ સ્વપ્ન તે દિવસે આવ્યુ અને હુ તો વિમાસણમા પડી ગઈ. કહેવું પણ કોને? એની સાથે તો એવી વાતો કરવા જેટલી નિકટતા આવી નહોતી. એ મને મળવા આવ્યો ત્યારેય હુ તો સ્વપ્નના જ વિચારમા હતી અમે વાતો કરતા હતા—રોજની જેમ જ. સ્વપ્નમાય એ જ મારી પાસે વાતો કરવા આવ્યો હતો ને? પણ મોમાથી એકેય શબ્દ નીકળ્યા વગર ઢગલાબધ વાતો થઈ શકે છે એનો પ્રથમ અનુભવ તો એણે જ મને કરાવ્યો, અને તે પણ સ્વપ્નમા! મને ખાત્રી છે કે એને આવુ સ્વપ્ન આવ્યુ હોત તો એ તરત મારી આગળ વર્ણવી દેત પણ હુ તો સ્ત્રી ખરી ને? અને આવા ટૂકા પરિચયમા આટલી બધી 'નિર્લજ્જ' વાતોની પહેલ મારાથી શી રીતે થઈ શકે! પણ આજે તો એ ય રગમા તરબોળ થઇ ગયો હતો. રોજ કરતા આજે હુ ય ભાનભૂલીશી એની નજીક વધુ હતી. અને અમારા વાતો કરતા ચાર હોઠ મૌન વાતો કરવા એટલા તો જોરથી ભેગા થઇ ગયા—જાણે રાત્રિના સ્વપ્નનુ પુનરાવર્તન ન હોય! જાણે દિવસે પણ હુ એ જ ન કહી શકાય એવા સ્વપ્નને ક્રિયામા ઉતારી રહી ન હોઉ!







અને આટલું બધું જાણવા છતાંય તારાઓના અંતર વિષે કશી સૂઝ નહોતી પડતી.

દૂરબીન બંધાયાં અને એ દ્વારા નવું જ્ઞાન મળવાની શરૂઆત થઈ ત્યારે પણ અંતરની વાત કોયડો જ રહી. દૂરબીનમાંથી જોતાં ગ્રહોની ભૂમિનાં દર્શન થયાં પણ તારાઓએ કશી મચક ન આપી. ઊલટાં એ વધુ પ્રકાશિત તેજબિંદુ રૂપે દૂરબીનમાંથી દેખાવા લાગ્યા.

એક જ રેખાંશ પર આવેલાં પૃથ્વી પરનાં એક બીજાથી ૪ યા ૫ હજાર માઈલ છેટેનાં સ્થળોએથી મધ્યાકાશમાં આવેલા ચન્દ્રના પૃથ્વીની સપાટી સાથે બનતા ખૂણાઓને માપી ચન્દ્રનું અંતર શોધવામાં સાંપડેલી સફળતા એ તારાઓનું અંતર, એ જ રીતે શોધવા વિદ્વાનોને પ્રેર્યા. તારાઓ અત્યંત દૂર છે માટે એમનાં માપ લેવાની આધારરેખા ૫ હજાર માઈલને બદલે ખૂબ મોટી લેવાઈ—લગભગ ૧૮½ કરોડ માઈલ લાંબી. નવા જ્ઞાને શીખવ્યું હતું કે ગ્રહો સૂર્યને કેન્દ્રમાં રાખી ફરે છે: અને પૃથ્વી સૂર્યથી સવાનવ કરોડ માઈલ દૂર છે. પૃથ્વીના એક સ્થાનથી એના સૂર્યની ઊલટી બાજુના સ્થાન સુધીનું અંતર સાડાઅઢાર કરોડ માઈલનું છે. આ અંતરનો * લાભ લઈ તારા તરફ દૂરબીન માંડી જોવા છતાંય તારાઓના અંતરની વાતનો અંતરપટ અણઉઘડ્યો જ રહ્યો અને વિજ્ઞાનીઓને 'તારા અત્યંત દૂર આવેલા પૃથ્વીની નિયમિત પરકમ્મા કરતા જ્યોતિષ્કો છે' કહી મેળવેલા જ્ઞાનની ક્રિયા-શૂન્યતા વ્યક્ત કરવી પડી.

પણ એ ક્રિયાશૂન્યતા ન હતી. એ હતી ક્રિયાશીલતા. દૂરબીનને છેડે જોડેલા કેમેરા વડે આકાશના તારાઓની અનેક છબીઓ ઉતારવાનું કામ ચાલુ થઈ ગયું હતું. અનેક તારા અને ગ્રહો છપાઈ ગયા હતા: અને ત્યાં નિરાશામાં અમર આશાનું કિરણ—તેજ કિરણ જ કહોને—ઝબક્યું અને તારા (સૂર્ય પણ એક તારો છે) તેજ ફેંકનારા છે જ્યારે ગ્રહો તેજ ગ્રહનાર છે એ જ્ઞાને અભ્યાસની સામગ્રી રજૂ કરી તારકતેજે પોતાનો સંદેશો ત્રણ રીતે વ્યક્ત કર્યો-(૧) તારાઓના ચળકાટના પ્રમાણમાં એમાંથી મળતું વધતું ઓછું તેજ, (૨) તારાઓના વિવિધ રંગ અને (૩) તારકતેજે સર્જેલા રંગધનુષ્યની નિરનિરાળી છટા.

દીવો પાસે હોય તો વધુ પ્રકાશ આપે પણ દૂર-હોય તો પ્રકાશ ઓછો મળે. વળી દીવો જેમ મોટો તેમ પ્રકાશ વધુ આપે. તારાઓમાં આ સ્થિતિ પ્રવર્તે છે. વળી તારો વધુ ગરમ તેમ વધુ ગરમી છોડવાનો. તારો ગરમ છે કે ઠંડો એનું જ્ઞાન એના રંગ પરથી થાય છે. લાલ રંગના તારા કરતાં પીળા તારા વધુ ગરમ છે જ્યારે નીલા તારા એથી પણ વધુ ગરમ છે. તારાના પ્રકાશ વડે રંગધનુષ્ય રચાય છે અને તે વડે તારાની ઘણી આંતરિક બાબતો જાણી શકાય છે પણ આ બધુંયે જેની મદદથી શક્ય બન્યું છે તે વસ્તુ છે માત્ર પ્રકાશ. અવકાશમાં અબજો માઈલ દૂર આવેલા તારાઓમાંથી નીકળેલા પ્રકાશે પોતાનું રહસ્ય પ્રગટ કરી તારાઓની માપ, વજન, ગતિ, ઉષ્ણતામાન, તેજસ્વિતા, દેહબંધારણ, જૂથ રચના વ૦ અનેક બાબતો પર પ્રકાશ નાખ્યો છે. એમ જ કહોને કે તારારસિયા માટે આકાશની સમૃદ્ધિનું કાવ્ય રજૂ કરી દીધું છે.

પણ આ બધુંયે તારાકિરણો પૃથ્વી સુધી આવી પહોંચ્યા ત્યારે શક્ય બન્યું છે. અનંત સુધી ફેલાયેલા અવકાશની કથા જેટલી રસમય તેટલી જ રસમય એ કથાને આપણી સમક્ષ રજૂ કરનાર તારક કિરણોની પણ છે.

પહેલાં આપણે તારકતેજની કથા લઈએ.

તારામાંથી તેજનું કિરણ જન્મ્યું અને આપણા સુધી આવ્યું પણ એ જન્મ્યું શી રીતે હશે!

* પૃથ્વી સૂર્યના મધ્યબિંદુને જોડનારી રેખાને આધાર રેખા ગણી



ફાનસમાં ઘાસતેલ પૂરી એની વાટને સળગાવતાં અજવાળું પ્રકટે છે એવું થતું હશે? તારાને એવી રીતે સળગાવે કોણ? અને તારા ઘાસતેલ યા કોયલાના થોડા જ બનેલા છે? તારાનાં કિરણોએ જ એમના ઘરની ચાડી ખાધી છે કે તારા ખદબદતા અતિ ઉષ્ણ વાયુઓના બનેલા છે. આ વાયુઓમાં બળી શકનારો વાયુ આર્દ્રવાયુ (હાઈડ્રોજન) છે. એ વાયુ તૂટતો જાય છે અને ગરમી અને પ્રકાશના રૂપમાં શક્તિ વેડફતો જાય છે. આર્દ્રવાયુ બળતણ છે અને કાર્બન તથા નાઈટ્રોજનની મદદથી એ તૂટતો જાય છે અને છેવટે હેલિયમ રૂપી રાખમાં પરિણમે છે.

પણ એમ તૂટવા માટે અતિ ઊંચા ઉષ્ણતામાનની (લગભગ કરોડ અંશ સેન્ટિ) જરૂર પડે છે. હાઈડ્રોજનના પરમાણુ આ ભયંકર તાપનો તેમ જ તારાકેન્દ્રે થતા ભયંકર દબાણનો સામનો કરવાનો યત્ન કરે છે. અને ત્યારે એ એમાંથી છટકી જવા અનેક રીતે લાગ શોધે છે. એ છટકી જાય છે અને વળી સપડાય છે. એની પર એના જેવા પરમાણુના ગંજ ખડકાઈ જાય છે. વળી પાછો એ છટકી જાય છે અને વળી પાછો સપડાઈ જઈ તારાકેન્દ્રભાગની ખૂબ નજદીક પહોંચી જઈ ભારે દબાણ અનુભવે છે. અહીં એ તૂટી જાય છે. એ જ વખતે ત્યાં કાર્બન પહોંચી ગયેલો હોય છે તે એને વળગી પડે છે અને એમાંથી નાઈટ્રોજન પેદા થાય છે. અકળાયેલો ગૂંચાયેલો હાઈડ્રોજન કણ નાસી છૂટવા અનેક રીતની ગડમથલ આદરે છે પણ કાદવમાં પડેલો જેમ વધુ પગ હલાવે તેમ વધુ ઊંડો ઊતરે છે એ રીતે હાઈડ્રોજન પણ નાઈટ્રોજનમાંથી નવા કાર્બનનું અને તેમાંથી પાછું નાઈટ્રોજન રૂપ ધારણ કરી ઑક્સિજનમાં ફેરવાઈ જાય છે. અલબત્ત આ બધી લડત સમયે એને હાઈડ્રોજનની મદદ તો મળતી જ રહે છે અને એ કારણે ઊલટી એની પરિસ્થિતિ વધુ ને વધુ વણસતી જાય છે. અસ્થિર પ્રાણવાયુ-(ઑક્સિજન)નું રૂપ પામેલો એ કણ પાછો નાઈટ્રોજન બને છે અને ત્યાં હાઈડ્રોજનની મદદ મળતાં એ હંમેશ માટે નાબૂદ થઈ હેલિયમ રૂપમાં પલટાઈ જાય છે. આવી લડત દરમ્યાન, ઘાયલ સૈનિકના શરીરમાંથી પ્રકાશ અને ગરમીના ધોધ વહ્યે જાય છે. પાઠકોને ઉપર્યુક્ત લડત બે પાંચ મિનિટ ચાલતી હશે એવું લાગશે પણ એમ નથી. હાઈડ્રોજનના એક પરમાણુમાંથી પ્રકાશ પ્રગટાવવા માટે તારાના પેટાળમાં લગભગ પચાસ લાખ વર્ષ સુધીનું મહાભારત યુદ્ધ ચાલે છે. તારાના પેટમાંથી પ્રકાશને બહાર આવવા માટેના પ્રયત્નનો કેવો લાંબો સમય!!

પણ તારામાંથી પ્રકાશ બહાર પડ્યો એટલે એ હવે 'સુખી જિંદગી વિતાવશે એમ માનવું યોગ્ય નથી. તારાની સપાટી પરથી નીકળી પ્રકાશને ક્યાં જવાનું છે એની એને પોતાને યે ખબર હોતી નથી. કદાચ કોઈ ખબર હોય તો તે એટલી જ કે એને લાંબા પંથનો પ્રવાસ કરવાનો છે અને એ માટે એણે પૂરતો યાત્રા-વેગ ધારણ કરી લેવાનો છે. વળી રસ્તો પણ સ્પષ્ટ નથી. પ્રકાશનું કિરણ જ્યાં જાય છે એ જ રસ્તો બનવાનો છે. પૂછવું પણ કોને? કોણ કોને સલાહ આપે? યાયાવર પક્ષીઓની પેઠે 'अपनी अपनी हमें पडी' જેવો ઘાટ છે. કુદરતી આદેશ મુજબ પ્રકાશના એક કણની પાછળ બીજો અને પાછળ ત્રીજો એમ કિરણધારા છૂટ્યે જ જાય છે. પાછું વળીને જોવાનો કે આગ સાથે કોણ ચાલે છે એ વિચારવાનો સમય જ નથી. દર સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલ કાપવાના જ છે.

અને યાત્રાપ્રદેશ પણ કેવો અંધારિયો અને ઠંડો છે? ચોર ડાકૂની પણ ભારે બીકવાળો એ પ્રદેશ છે. અંધાર પછેડો ઓઢેલી કાળી વિશ્વરજ પ્રકાશને દડપી લેવા ટાંપીને બેઠેલી હોય છે. પણ એનોયે સામનો પ્રકાશના કણ ટોળે મળીને કરે છે. ઉત્તર ધ્રુવ પ્રદેશમાં સફેદ રીંછ ટોપી બાંધીને જે રીતે શિકારને ઘેરે છે એ રીતે જ પ્રકાશ પણ પોતાનો ઘેરો શરૂ કરે છે. આ કારણે પ્રકાશ મોજાંના તરંગ જેવો પણ લાગે છે. પ્રકાશ કણ છે કે તરંગ કે બંને એ નિશ્ચયત્મક કહેવું મુશ્કેલ છે અને છતાંય એ



બધુ છે પ્રકાશના મોજાની પણ ખૂબી છે આપણે એને આખું જોઈ શકતા નથી કદાચ આપણી દૃષ્ટિશક્તિની એ મર્યાદા હોય મોજાની આજબાજના ભાગ ગરમીવાળા અને વચલો ભાગ પ્રકાશનો છે સૂર્યમાથી તેમ જ તારાઓમાથી અલ્ટ્રા વાયોલેટ કિરણો નીકળે છે તે આ રિંગ નરંગનો એક બાજનો ભાગ છે એ દૃષ્ટિથી નહીં પણ સ્પર્શથી જ સમજાય છે તાપના એ મોજાનો સૃષ્ટિ કાર્યમા ભારે પ્રભાવ છે

આમ પ્રકાશિત અને અપ્રકાશિત રૂપે જે પ્રકાશ આપણી તરફ વહ્યો આવે છે એને 'તેજ' નામ આપવુ વધુ ઉચિત છે વિશ્વમા સર્વ સ્થળે અને સર્વકાળે આ તેજનુ કંપન ચાલ્યા જ કરે છે એ કંપન આંખ પર લાગતાં આપણે પ્રકાશનો અનુભવ કરીએ છીએ અને શરીર પર લાગતાં ગરમીનો

પ્રકાશને પૃથ્વી સુધી પહોચતાં પહેલા જે વિટંબણા ભોગવવી પડે છે એથી જુદા પ્રકારની વિટંબણા એને પૃથ્વીનુ વાતાવરણ પાર કરતી વખતે અનુભવવી પડે છે પૃથ્વીના વાતાવરણમા સૂર્યનો પ્રકાશ પહેલેથી જ ભરાઈ બેઠેલો છે એને પાર કરી પોતાના અસ્તિત્વની ખબર આપવી એ સહેલુ કામ નથી અને તેથીસ્તો તારા દિવસે દેખાવાને બદલે રાતે જલદી દેખાય છે દિવસે આખુ વાતાવરણ સૂર્યપ્રકાશથી લીપાઈ ગયેલુ હોય છે ત્યા તારાતેજ અલગ કરીને વરતી શકાતુ નથી પણ રાતે જ્યારે સૂર્યનુ તેજ નરમ પડી જાય છે અને અધકાર પોતાની સત્તા જમાવે છે ત્યારે તારાતેજને વિહરવાનો પૂરતો અવકાશ મળે છે

પણ ત્યારે એક બીજી મુસીબત ખડી થાય છે એક તારાના તેજની સાથે બીજા તારાનુ તેજ ચાલ્યુ આવ્યુ હોય તેનુ શુ ? એ બધાના કિરણને કોણ અલગ પાડે ? આંખ બીચારી તો સૂર્યકિરણોના પ્રેમથી ભરાઈ ગયેલી હોય છે આ પરોપકારનુ કાર્ય કરે છે દૂરબીન એ એક જ તારાના કિરણોને પોતાની ભૂંગળી દ્વારા ભૂંગળીની બાજુ છેડે બેસાડેલા કાચ સુધી પ્રવેશવા દે છે, અને બીજા પ્રકાશને રૂખસદ આપે છે દૂરબીન વડે થતુ આ અદ્ભુત કામ છે પણ તેથી તારાતેજની યાત્રા-કથા સમાપ્ત થતી નથી એક જ તારાના કિરણોને પોતાના હૃદય પર ઝીલી લઈ દૂરબીન એક બીજુ અદ્ભુત કાર્ય કરે છે એ કાર્ય છે આ બધાં કિરણોને વાળીને એક સ્થળે કેન્દ્રિત કરવાનુ અને એ રીતે કિરણો જ્યાથી આવ્યા હોય તે મૂળ વસ્તુને પ્રતિબિંબના રૂપમા રજૂ કરવાનુ પ્રકાશને પોતાને પણ દૂરબીનની આ સેવા રૂચે છે કારણ એથી એ સારી અંગકસરત કરી, પોતાના મૂળ રૂપમા પલટાયાનો સતોષ અનુભવે છે અને એ સતોષ જોનારની આંખ પર યા ફોટોગ્રાફીની પ્લેટ પર ધુબાકાના રૂપમા અંકિત થઈ જાય છે પાણીના ભરેલા તળાવ યા હોજમાં પથ્થર નાખીએ અને જેવો ધુબાકો થાય એવો જ આ ધુબાકો છે ક્ષણભરમા પથ્થર અલોપ થઈ જાય છે અને પાણી પર માત્ર મોજાની લહરીઓ દૃષ્ટિએ પડે છે પ્રકાશને પણ આગળ વધવાનુ હોતુ નથી તેથી એ પણ ધુબાકો મારી શક્તિરૂપમાં પોતાની છાપ અંકિત કરી અદૃશ્ય થઈ જાય છે

તારાતેજનો આ ધુબાકો ગરમીનો તેમજ વિદ્યુતનો ધુબાકો છે ગરમીના રૂપમા એ આંખને શેકી નાખે તેવો છે બીજા રૂપમા જ એ આંખમા યા ફોટોપ્લેટમાં દૃષ્ટિએ પડે છે અને ફોટો ઈલેક્ટ્રિક સેલદ્વારા એની શક્તિનુ માપ શોધી શકાય છે તારાકિરણની આ શક્તિ વડે તારાઓના ઉષ્ણતામાન માપી શકાય છે

પણ તારાતેજને ધુબાકો ન મારવા દેતા વધુ કષ્ટ આપીએ તો ? એના પ્રકાશને વિભિન્ન રંગોમા વહેંચી દઈ (ત્રિપાર્શ્વ કાચદ્વારા) વધુ બોલવા દઈએ તો ? તો તો પીંજરામા પૂરેલો બદી હાલતમા પોતાના સગીતને ઉત્તમ રીતે રેલાવતા અમન અને નિનેગની પેઠે એ અનેક રહસ્યોનુ ઉદ્‌ઘાટન કરશે પણ એ માટે તો એની કથાનો શબ્દે શબ્દ સમજવો પડશે એ વાત વિસ્તાર માગે છે એટલે આપણે તારાતેજની આની વાત સક્ષેપમા સમેટી લઈએ તો આટલુ



કહેવાય કે દૂરબીનમાં પહોંચી તાારૂપને પ્રતિબિંબિત કરતું તારકતેજ બીડેલા બંધ પરબીડિયા જેવું છે જેના રંગ અને પોસ્ટછાપ પરથી એના ઉગવાનું સ્થાન અને અંદર રહેલી વિગતનું અનુમાન કરવાનું છે, જ્યારે રંગપટામાં ફેરવાઈ જતું તારાકિરણ ખોલેલા પત્ર જેવું છે જેનો એક એક શબ્દ એના ઉગમ સ્થાનની બધી વિગતો સમજાવી દે છે. એ વિગતો સાંકેતિક ભાષામાં હોય છે અને એને સમજવા માટે પણ તારાતેજે કરેલી કસરત જેવી કસરત આપણી બુદ્ધિને પણ કરવી પડે છે. એ વ્યાયામ અઘરો નથી પણ અત્યારે આ સ્થળે વાચકને એનો બોજ આપવો પણ ઉચિત તો નથી ને!



'સાલિક' પોપટીઆ

## દીપિકા—વાટ

વાટ દીપિકા તણી જ્યારે પ્રજ્વલિત થાય છે,
રોશની આછી જીવનના ગોખલે પથરાય છે,
રંગ એના રાતભરમાં અવનવા બદલાય છે,
ને અનિલ-લહરીથી એ ક્યારેક ઝોલા ખાય છે,

રમ્ય કિન્તુ હોય છે જીવન તણો પહેલો પ્રહર,
કે તુફાં આંધીથી હોય છે હજી એ બેખબર.

રંગ ઘેરો જામતો ત્યાં જાય છે મધરાતનો,
ને અનુભવ થાય છે ક્યારેક ઝંઝાવાતનો,
પણ ન એને ડર રહે છે ત્યારે કોઈ વાતનો,
છે ખરો એનો સમય એ રૂપની સોગાતનો.

તેલ ખુટતા થઈ જશે નિષ્પ્રાણ ક્યાં એને ખબર,
ક્યાં વસંતે યાદ આવે છે સુમનને પાનખાર.

વાટ દીપિકા તણી અંતે રહે છે ટમટમી,
જેમ માનવતા ઝઈફીમાં રહે છે દમ રમી,
થાય છે ઉજ્વળ વધુ પળવાર ઉરમાં સમસમી,
ને સહજ ધીરે રહીને જાય છે જ્યોતિ નમી,

તેલ ખૂટે છે અને થઈ જાય છે 'સાલિક'! સદર,
વાટ દીપિકા તણી જલતી રહે છે રાતભર.



રમણલાલ વ. દેસાઇ

## બાળક

સુખડે ફૂલ ને
  આંખમાં હીરા!

દેવ પૂજું કે
  તમને વીરા?

દેવ રીસાયા
  મંદિર વસે?

વીરો મારો
  ખડખડ હસે!

હસતે હસતે
  મોતી ખર્યાં!

બહેનીએ જઈ
  ખોબા ભર્યાં!

મોતીના
  એકાવળ હાર!

બહેનીના પૂર્યા
  શણગાર!

હસતા બંધ
  ન રહેશો વીર

ભાભી માગે
  રેશમ ચીર!

['કોકિલા'માંથી]





મહેન્દ્રકુમાર નાનજીભાઈ મહેતા

# આપણી મહાન કલા ને સંસ્કૃતિનું દર્શન



['પરિમલ આર્ટ સર્કલ'ના આશ્રયે યુગાન્ડા સુગર વર્કસ-લુગાઝી (પૂર્વ આફ્રિકા)ના સુંદર મનોરમ્ય વાતાવરણ વચ્ચે ૧૫ ઑગષ્ટ '૫૪ના રાત્રિએ 'જહાંગીર નૂરજહાં' નાટકનો પ્રયોગ કરેલ તે પ્રસંગે આપેલ પ્રેરક પ્રવચનમાંથી આ ભાગ મૂકેલ છે આ વ્યાખ્યાનમાં શ્રી મહેન્દ્રભાઈના જીવનનું ચિંતન ને દર્શન વ્યક્ત થાય છે કલા, સાહિત્ય ને સંસ્કારપ્રસારના કાર્ય માટે મહેન્દ્રભાઈ પાસે સ્પષ્ટ કલ્પના ને દૃષ્ટિ છે અને સૌથી વધુ એ સ્વપ્નાઓને સિદ્ધ કરવા માટે પરિશ્રમ કરવાની એમની તૈયારી છે

શ્રી મહેન્દ્રભાઈના કાર્યમાં એમના વડીલ બંધુ શ્રી ધીરેન્દ્રભાઈનો તથા મહેન્દ્રભાઈના ભાભી શ્રી શ્રીમતી મેધાવિનીબહેનનો સંપૂર્ણ સહકાર ને પ્રેરણા હોઈને એમની આ સાંસ્કૃતિક પ્રવૃત્તિ પ્રતિદિન વિકસતી જ રહેશે એવી શ્રદ્ધા છે —તંત્રી]

દેશદેશની સભ્યતા અને સંસ્કૃતિનો સમાવેશ ત્રણ બાબતોમાં થાય છે એ છે સાહિત્ય, સંગીત અને ધર્મ અથવા દર્શન દરેક દેશની સભ્યતા (સિવિલિઝેશન) જુદા જુદા પ્રકારની હોય છે કારણ કે સભ્યતાનો અર્થ જ 'શિષ્ટતા' છે સમાજમાં કેમ વર્તવું તેનો મુખ્ય આધાર બાહ્ય ને ભૌગોલિક સ્થિતિ પર ઘણો રહે છે એથી આપણે જોઈએ છીએ કે દરેક દેશની સભ્યતા ભિન્ન ભિન્ન હોય છે પણ સંસ્કૃતિનો સંબંધ સીધો હૃદય ને આત્માની સાથે છે એથી સમગ્ર વિશ્વની સંસ્કૃતિ એક હોઈ શકે છે* હૃદયના ઊંડાણમાંથી સાહિત્ય, કલા, દર્શનનો પ્રાદુર્ભાવ થાય છે

કોઈ પણ દેશની સભ્યતા કે સંસ્કૃતિનો તાગ કાઢવા આપણે પ્રથમ જોઈએ છીએ કે એ દેશની કલા, એનું સાહિત્ય, એનું તત્ત્વજ્ઞાન કેટલું ઉત્કૃષ્ટ છે કેટલું સમૃદ્ધ છે જીવનનું ગાંભીર્ય જીવનનું દર્શન વ્યક્ત કરે છે જીવનનું માંગલ્ય, જીવનનું સૌંદર્ય, સાહિત્ય પ્રગટ કરે છે પણ કલામાં જીવનના એ બે અંગોનો સમાનરૂપે સમન્વય થાય છે જે દેશ પાસે કલાની આવી મહાન સમૃદ્ધિ હોય તે તરફ સ્વાભાવિકરીતે બીજા દેશો આદરથી જુએ છે આવા સંજોગમાં આપણી ફરજ છે કે આપણે આપણા નવરાષ્ટ્રની ઈજ્જત વધે, ગૌરવ વધે તે માટે આવી કલ્યાણમયી કલાની સાધના કરીએ, એની રક્ષા કરીએ એની ઉન્નતિ માટે પ્રતિદિન ચિંતા કરીએ

હવે આપણે એ જોવાનું છે કે જીવનનો ઉદ્દેશ શો છે? આનંદની પ્રાપ્તિ જીવનની દરેક પ્રવૃત્તિ એની પ્રાપ્તિ માટે કરીએ છીએ આનંદના ત્રણ પ્રકાર છે સાત્વિક, રાજસિક, તામસિક જે દેશની જે પ્રજાની આનંદ પ્રાપ્ત કરવાની રીત વધુ સાત્વિક એ દેશને વધુ સભ્ય, વધુ સંસ્કૃત ગણીએ છીએ પણ પ્રશ્ન તો એ થાય છે કે આ 'આનંદ' તે મેળવવો કેમ! કેવી રીતે! આ પ્રશ્નનો જવાબ દરેક દેશના મહાન વિદ્વાન પુરુષોએ આ રીતે આપ્યો છે જે ભૌતિક વસ્તુથી, જે બાહ્ય ચીજથી આપણે આનંદ પ્રાપ્ત કરવા મથીએ છીએ તે બાહ્ય સાધનોથી કદાપી આનંદ



પ્રાપ્ત થઈ શકતો નથી. આ ક્ષણભંગુર વસ્તુઓમાંથી કદી સુખ મળી શકે નહિ. શાશ્વત સુખની પ્રાપ્તિ માટે માણસે પોતાના અંતરઆત્માને ઓળખવો જોઈએ. એની સાથે એકરૂપ એકાકાર થવાનો પ્રયત્ન કરવો જોઈએ. આવી એકતાને પામવાને આપણે ધર્મ કે કલાનો આશ્રય લેવો જોઈએ. એનું શરણું લેવું જોઈએ. ધર્મનો અર્થ સંપ્રદાય (રીલીજીઅન) નથી, ધર્મનો અર્થ આસ્તિકતા કે નાસ્તિકતા નથી. ઈશ્વરને આપણે માનીએ કે ન માનીએ. ધર્મને એની સાથે કંઈ નિસ્બત નથી. સત્વશીલ સાત્વિક જીવન જીવવાની જે શકિત આપે, જીવન જીવવાની જે ઉર્ધ્વગામી દૃષ્ટિ અર્પે એનું નામ છે ધર્મ. હૃદયના અંધકારને જે દૂર કરે, હૃદયમાં તેજનો પ્રકાશ પૂરે એનું નામ છે ધર્મ.

કલાનો અર્થ કેવળ સુંદરતાનું પ્રદર્શન એ નથી. કલા એટલે ભાવાવિષ્કરણ. વ્યકિતનું દિલ જ્યારે આનંદથી છલકાઈ જાય ત્યારે એ આનંદની લહેરો વિવિધ રૂપે પ્રગટ થવા લાગે છે. આનંદનો મહાન સ્રોત કવિતારૂપે, ચિત્રોદ્વારા, નૃત્યદ્વારા કે સંગીતરૂપે વહેવા લાગે છે. માણસની કાર્યેન્દ્રિય સજાગ થઈ જાય છે અને દુન્યવી બંધનોને તોડી ફોડી કોઈ એકરૂપે પ્રગટ થાય છે. એ જે વ્યકત થાય તેજ કલા.

ભારતની વિશાળ ધરતી ઉપર નજર નાખીએ તો દેખાશે કે ભારતે હજારો વર્ષની એકાંત સાધના કરીને, કઠિન તપશ્ચર્યા કરીને, ધર્મ ને કલાદ્વારા સારા યે વિશ્વને "સત્યમ્, શિવમ્, સુંન્દરમ્" નો મહાન સંદેશ આપ્યો છે. હજારો વર્ષ સુધી પ્રયોગો કરીને આધ્યાત્મિક વિજ્ઞાનમાં ભારતે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી છે. ચાર વેદ, ઉપનિષદ્. ૭ દર્શન, ૭ શાસ્ત્ર, અને ગીતાદ્વારા ભારતે સમગ્ર જગતને તત્વજ્ઞાનનું દર્શન કરાવ્યું છે. ભારતીય પ્રાચીન સાહિત્યમાં જે આદર્શો રજૂ થાય છે તેની યથાર્થ તુલના હજી નથી થઈ. વાલ્મિકીનું રામાયણ, વ્યાસનું મહાભારત, કાલિદાસનું શાકુંતલ, અને ભવભૂતિનું ઉત્તરરામ ચરિત્ર ઈત્યાદી અનેક મહાન ગ્રંથોની રચનાં પરમ કોટિની છે. આ ગ્રંથોદ્વારા ભારતે જીવન શું છે, કેવી રીતે જીવવું જોઈએ એનું મહાન વિશદ દૃષ્ટિબિંદુ જગતની સમક્ષ મૂક્યું છે. કાલિદાસના શાકુંતલ માટે જર્મન કવિ ગેટેએ કહ્યું છે કે "પૃથ્વી ને સ્વર્ગને એક કરનારી કોઈ ચીજ હોય તો તે શાકુંતલ છે" આપણા સંગીતશાસ્ત્રમાં સાત સૂર અને બાવીસ શ્રુતિઓમાંથી ઉત્પન્ન થયેલા રાગોનું સમય અનુસાર જે વર્ગીકરણ કરેલું છે એની તુલના કોઈ પણ દેશના સંગીતની સાથે થઈ શકે તેમ નથી. બાબા હરિદાસ, બૈજુબાવરા અને તાનસેનનું નામ લેતા જ આપણને એવી એક અદ્ભુત સૃષ્ટિનો ખ્યાલ આવે છે કે જ્યાં મનુષ્ય કેવળ માણસ મટીને દેવ બની જાય છે. ભારતની શિલ્પ ને ચિત્રકલાનું દર્શન કેવળ ઈલોરા, અજન્ટાની ગુફામાં કે હિંદુસ્તાનના મંદિર–મહાલયોમાં નથી પૂરાઈ રહ્યું પણ આપણા દેશની બહાર જાવા, સુમાત્રા–બોર્નિયો વગેરે દૂર પૂર્વના દેશોમાં સચવાયેલું રહ્યું છે. ભારતે પોતાની ભવ્ય ને ગૌરવદાઈ સંસ્કૃતિનો પ્રચાર કર્યો છે, અનેક નવા વિચારોનો જન્મ અતિ પ્રાચીનકાળથી આ દેશના મહાન ઋષિ–મુનિ–સંતોદ્વારા વ્યક્ત થતો રહ્યો છે. શાંતિ ને અહિંસાને કેંદ્રમાં રાખીને વિચારોનું ઘડતર થતું. એક આપણી પ્રજાએ જ લડાઈ, ઝગડા કર્યા વિના બીજી પ્રજાને પ્રભાવીત કરી છે. આપણી ઓજસ શકિતથી આપણે બીજાઓને પોતાના કરી લીધા છે.

આજ પૂર્વ આફ્રિકામાં આપણી મહાન સંસ્કૃતિ ભૂલીને આપણે આંખો બંધ કરીને પશ્ચિમનું આછકલું અનુકરણ કરી રહ્યા છીએ. આજ આપણી પાસે ભારતીય કહેવડાવીએ તેવું છે શું ? આપણે આપણી કલા, સાહિત્ય અને ધર્મના વિષયમાં કંઈ જાણતા નથી. શું આપણને ભારતીય કહેવડાવવામાં કંઈ શરમ આવે છે ! બીજી પ્રજાની વચ્ચે જો આપણે માન, ગૌરવ ને આદરથી રહેવું હશે તો આપણે આપણી જાત ઉપર વિશ્વાસ મૂકવો પડશે. 'આવો શ્રદ્ધાભર્યો આત્મવિશ્વાસ આપણાં ગૌરવને, આપણી ભવ્યતાને વિકસાવવાની ચાવીરૂપ છે. પૂર્વ આફ્રિકામાં વસતા





આટલા બધા હિંદી ભાઈઓના વિકાસ માટે એક પણ સદ્ધર સસ્થા નથી આવી સસ્થા જો હોય તો એ દ્વારા આપણા તરુણ-તરુણીઓ આપણી કલા, આપણુ સાહિત્ય, આપણા જીવનદર્શનનો અભ્યાસ કરી શકે બીજી પ્રજાઓ સાથે આપણે ખભેખભા મીલાવીને જો ચાલવાનુ હોય, જીવનના દરેક ક્ષેત્રમા શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવાની હોય તો આપણે આપણી સસ્કૃતિને ઓળખવી પડશે આપણા આદર્શોની પાછળ શીલ ને ચારિત્રનુ પ્રેરક બળ હોવુ જોઈએ આપણે ભારતી છીએ ને ભારતના સતાનો છીએ એવા આત્મશ્લાઘાભર્યા ખ્યાલોથી આપણુ દળદર ફીટશે નહિ આપણામા એક એવો પ્રચડ વિશ્વાસ હોવો જોઈએ કે આપણા પૂર્વજોએ વર્ષો સુધી તપશ્ચર્યા કરીને સારા ય વિશ્વ સામે જે શ્રદ્ધાભરી તેજસ્વી વિચારધારા મૂકી છે તે વિચારધારા સર્વોત્તમ છે જીવનના મહાન સત્યો ઉપર એ અવલબેની છે સારુ ય વિશ્વ ભારતનુ આ બાબતમા દેણદાર છે ભારતનુ ઋણી છે ટાગોરે ગાયુ છે કે:

**પ્રથમ પ્રભાત ઉદિત તવ ગગને,**
**પ્રથમ સામરવ તવ તપોવને**

(પ્રથમ સૂર્યદર્શન ઓ ભારતમાતા! તારા આકાશમા થયુ પ્રથમ સામવેદનુ ગાન તારા તપોવનમાં થયુ ) પશ્ચિમના મોટા મોટા વિદ્વાનોએ, ફિલોસોફરોએ, આ સત્યનો સ્વીકાર કરેલ છે

યુરોપની જનતા આધ્યાત્મિકતા ને સસ્કૃતિ માટે ગ્રીસનુ ઋણી છે પણ ગ્રીસે પોતાનુ દર્શન, પોતાની આધ્યાત્મિકતા ક્યાથી મેળવી? પ્લેટો, સોક્રેટીસ ને પાયથેગોરસ જો 'ઇન્ડીઅન ફિલોસોફી'ની સાથે વાચવામા આવે તો એ હકીકતની પ્રતીતિ થશે અમરત્વ, એનુ સાતત્ય જે આપણા દર્શનનો પાયો છે તે ઉપરોક્ત વિદ્વાનોના ગ્રથોમા પણ દેખાશે વિલીયમ જોન્સ લખે છે કે

"When we compare the writings of the greece with the great clear comprehensive system of the philosophy of Hindus we can-not help thinking that the greeks derived their knowledge from the fountain head of Indian philosophy'

Schopenhower પોતાના "The world is will and idea" નામના પ્રસિદ્ધ પુસ્તકમા લખે છે કે "In the whole world there is no religion or philosophy so sublime and so elevating as the *Upnished These Upnisheds have* been solace of my life and they will be the solace of my death"

હા, એ સાચુ છે કે વચ્ચે વચ્ચે બીજી પ્રજાઓના આક્રમણથી આપણી દુર્દશા અને અવનતિનો યુગ પણ આવી ગયો આપણી સસ્કૃતિમા જરા ત્રુટી પણ આવી જશે તો એથી એની શુ આપણે નીદા કરીશુ? આપણી સસ્કૃતિના જહાજમા જો છિદ્ર પડેલ હશે તો આપણા હૃદયના ટુકડાથી એને બધ કરવુ જોઇશે

આપણે આપણી ભાવિ પ્રજાનો જો ઉત્કર્ષ વાછતા હોઈએ, આપણી પ્રજા મહાન બને, સારા ય વિશ્વમા આપણુ નામ ગૌરવપૂર્ણ બને તેમ ઇચ્છતા હોઈએ તો અહી આપણે એક સર્વાંગસપૂર્ણ 'સાસ્કૃતિક કેંદ્ર' શરૂ કરવુ જોઈએ એમા સગીત, નૃત્ય, સાહિત્ય અને ધર્મ દ્વારા આપણા નવજુવાનોને આપણી સસ્કૃતિ શુ છે તેનુ અધ્યયન, ઉપાસના કરાવવી જોઈએ મને આપણા મહાન ભારત દેશના ભાવિ માટે ખૂબ શ્રદ્ધા ને વિશ્વાસ છે ઉન્નતિ ને અવનતિ એ કુદરતી ક્રમ છે આપણી અવનતિ પૂરે પૂરી થઈ ચૂકી હતી હવે આપણી ઉન્નતિનો દિવસ ઊગી ચૂક્યો છે સ્વામી રામતીર્થે પચાસ વર્ષ પહેલા કહ્યુ હતુ કે:—

"The future of India promises to be hopeful and bright". આગળ જતા કહેલુ કે "The low periodicity governs



the whole Universe. In accord with this low should move even the sum or star of prosperity. There was a time when the sum of wisdom and wealth shone at the Zenith of its glory in India. As seen through the eyes of History this luminary like other heavenly bodies began gradually to March westvard and westword. It passed over Persia, Assyria and further West. Egypt saw it shining overhead Next came the turn of greece. After that Rome enjoyed the noon of glory Then Germany, France and Spain where duly waked up; by the light at last England began to receive the dazzling splendour of the sum of prosperity. Westword Ho travells the sun and brings America to the high swing of fortune. And if the laws of nature are to be trusted the sun of wealth and wisdom must complete its Revolution and shine with re-doubled splendour on India".

આજ આપણે જોઈએ છીએ કે ભારતની ચિરનિદ્રા હવે પૂરી થઈ છે. સૂર્ય પૂર્વમાં ઉદય પામી ચૂક્યો છે. હવે એ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે ભારત દુનિયાની 'આધ્યાત્મિક આગેવાની' લઈ શકે તેમ છે. કેમકે ભૌતિકવાદ અને આધ્યાત્મિકવાદના સમન્વય વિના દુનિયાનાં અનેક સ્ત્રી–પુરુષોના દિલમાં જડવાદનો અગ્નિ ધખી રહ્યો છે એને બૂઝવવા માટે જે અમૃતધારાની જરૂર છે તે આજે ભારતમાં વિદ્યમાન છે. વધતો જતો યંત્રવાદ અને ભયંકર વૈજ્ઞાનિક વિનાશક શોધોથી જે પરિણામ આવવાનું છે એ માત્ર ભારત રોકી શકે તેમ છે. આઈન્સ્ટાઈન જેવા મહાન વૈજ્ઞાનિકને પણ એ જ પ્રશ્ન ઊઠી રહ્યો છે કે એટમબોમની શોધથી શું દુનિયા શાંતિ પામશે ખરી? શાંતિની ઝંખના શાંતિ માટેની ભૂખ એથી ઓછી થશે નહિ.

આવી વિનાશક શોધો પાછળની ભાવના નિષ્કામ હોય? માનવની લાલસા સર્વોપરી થવાની એથી વધતી જાય છે. આત્માનો શાંત અવાજ આ ઝંઝાવાતમાં, આ અંધાધૂંધીમાં ડૂબી ગયો છે.

આવી શોધોનો ઉપયોગ માનવ કલ્યાણ પાછળ ત્યારે જ થઈ શકે કે જ્યારે ભગવાન પ્રત્યે પરમ આસ્થા ધરાવીને દરેક કામ કરતા થઈ જઈએ. (એનો ઉપયોગની ઇચ્છાનું સુકાન ભગવાન પ્રત્યે અતૂટ આસ્તિકતા બની જાય) અને આસ્તિકનો અર્થ માત્ર એટલો જ છે "માનવમાં પરમ વિશ્વાસ" The True religion means Faith in good Rather then Faith in God.

અને આ પ્રયોગ ભારત સફળતાપૂર્વક કરી ચૂકેલ છે. અને આજે એનો સાર્વજનિક પ્રયોગ કરવાનો અવસર ભારત માટે ફરીથી આવી પહોંચ્યો છે. One world પૃથ્વીના સમસ્ત માનવીઓનું એક કુટુંબ, "वसुधैव कुटुंबकम्" ત્યારે થઈ શકે કે જેમ વિવેકાનંદે કહ્યું હતું કે "ભારતની આધ્યાત્મિક શક્તિ ઉપર યુરોપીય સમાજ જેવું શિસ્ત રચાશે ત્યારે શિવ અને શક્તિના સાચો સંયોગ થઈ જશે. અને એ જ સંયોગ, એ જ સમન્વય પૃથ્વી ઉપર સ્વર્ગની ઝલક ઉતારશે."

આજ ભારતના સ્વાતંત્ર્યદિને મારી એ જ પ્રાર્થના છે કે જે ગુરૂદેવ ટાગોરના શ્રીમુખે વહેતી હતી—

Where the mind is without fear
And the head is held high,
Where knowledwe is free;





Where the world has not been broken up.

Into fragments by narrow domestic walls

Where words come out From the depth of truth;

Where tireless striving stretches its arms

Towards Perfection;

Where the clear stream of reason
Has not lost its way.

Into the dreary desert sand of dead habit;

Where the mind is led forward by Thee

Into overwidening thought and action

Into that Heaven of freedom, My Father.

Let my country Awake.

★

નિશાકર

## વર્ષાન્તે

અસ્ત થતા વર્ષનાં કર્મને નીરખી
મસ્ત સંધ્યા સજી રાત આવી,

ગૂંથતી લટ બધી વીખરેલી હતી
તેજના વાળની સ્હેજ રાતી.

રંગીને વાદળી, પૂરીને સાથિયા,
ગોખલે મૂકતી દીપમાળા,

ગંગાને કાંઠડે ઘૂમે તારલીઓ,
અશ્વિની રેવતી ત્યાં જ ઊભી

હીરા, માણેક ને મોતીના થાળથી
વ્હાલો વધાવવા હર્ષઘેલી.

રેલો પ્રભાતતેજ, અંધારાં ઓસરો,
માનવતા મઘમઘ મ્હેંકી રહો.

★

પ્રો૦ રમણ કોઠારી

## મેં દુનિયા આખી જોઈ

મેં દુનિયા આખી જોઈ.
હાવાં ખાલી ફરવું પાછું
મનખે મનખો ખોઈ.

માનવમેળો ભરી ખીચોખીચ આ ઉભરાય સવારી,
દૂર ઊભો રહી નિરખું હું આ એકલ મારી અટારી

કોઈ હસે. વળી કોઈ રડે, છે મુખડાં ભારી ભારી,
પોતે પોતામાં રમી રહેતાં જાતાં વારી વારી.

આ ભિખ્ખુ સામે છલકાયે રિદ્ધિની વણઝારો,
દીઠું પણ ના મળિયું કાંઈ રહ્યો જ રંક ભિખારો.

નિજની સંપત જગમાં ખોઈ, જગને રહેતો જોઈ,
હું એકલ આ અટારીમાં રૂઠો નિશદિન રોઈ રોઈ.

★



કાઝી નઝરૂલ ઈસ્લામ

# બંડખોર

**બંગાળના આ ક્રાંતિકાર કવિ વિષે ગુજરાતે જેટલું જાણ્યું છે તેટલું એનાં, જોશીલાં કાવ્યો ગુજરાતને નથી મળ્યાં એટલે કાવ્યો વિષે જણાયું નથી. મુસ્લીમ કવિ પણ હિંદુ પ્રતીકોથી આ રસવાહી પ્રેરક કાવ્યને કેવું બહેલાવે છે એ શ્રી 'અંજુમ' વાલોડી એ આ કાવ્યને ગુજરાતીમાં ઉતાર્યાથી જણાશે......**

કહી દે હે બહાદુર ! ઉચ્ચ છું હું : ઉચ્ચ પણ એવો
હિમાલય મારી સામે નિજનું મસ્તક પણ નમાવે છે !
કહી દે હે બહાદુર ! કે મેં આ આકાશ ચીરીને
પ્રભાકર, ચંદ્રમા ને તારલાઓને વીણી લીધા,
અને આલોક ને પરલોકમાં તોફાન સર્જ્યાં છે.
ગગન સાથે વળી ટકરાયો, ને એ કારણે જગમાં
સ્વયં આશ્ચર્યની મૂર્તિ બનીને રહી ગયો છું હું !
કહી દે હે બહાદુર ! શીશ મુજ રહેશે સદા અણનમ.
હું બળવાખોર છું; છે મુજ કને પાષાણનું હૈયું,
ને વરસાવું છું હું નિજ જીભવાટે આગની વર્ષા;
કયામત કેરો સહચર છું અને તોફાન છું જાતે;
હું બરબાદી છું, ભય છું ને આ દુનિયા કાજ આફત છું;
અટલ છું, બેફિકર છું, કાયદા ઉલ્લંઘનારો છું,
જગતનાં બંધનોને પગથી કચડી નાખનારો છું !

વળી હું દેવના છું નાશનો; મોસમ ન હો તો પણ
જો ચાહું તો હું મૂશળધાર વર્ષા જગમાં વરસાવું.
છું બળવાખોર; મારું શીશ કો' આગળ નહીં નમશે.
ગરમ વાયુ–લહર છું હું, બધી વસ્તુઓ બાળું છું.
હું મારાં ગીત ને સંગીતમાં અગ્નિ ભરી લઉં છું
ને થઈ આઝાદ, નિજના તાલ પર પોતે જ નાચું છું.
હું મૃગજળ છું, હજારો ઠોકરો હું ખાઉં છું, તો પણ
સમાલી લઈને ખુદને નિત્ય ચાલું છું ને ભટકું છું,
છું વ્યાકુળ વીજ; જે આવે છે મનમાં તે કરું છું હું
મરણ સહ યુદ્ધ કરવું મારે માટે એક રમત સમ છે;
ભયંકર રોગ છું, તોફાન છું, ભય છું હું જગ માટે
ને રાજ્યો કાજ સઘળે અગ્નિ પ્રકટાવી દઉં છું હું,
કે બરબાદી છું, ને વ્યાકુળ છું બરબાદ હું કરવાને !
કહી દે હે બહાદુર ! શીશ મુજ રહેશે સદા અણનમ.

અનાદિ કાળથી છું મસ્ત, ને છું તે સુરા–રસિયો
દબાવી ના શકી જેને જગતભરની કોઈ શક્તિ.
રહ્યું છે જામ મારી જિંદગીનું નિત્ય છલકાતું.
હવનની આગ છું, ને આગ કેરો દેવતા પણ છું,
સ્વયં અગ્નિ છું, ને પોતે જ છું હું અગ્નિ–પૂજક પણ :
વળી, પોતે હું સર્જન છું અને પોતે વિસર્જન પણ !
વળી હું રાતના અંધારનો સંદેશવાહક છું !
મહાદેવી તણાં લોચન તણી હું રોશની પણ છું !
છે મારા હાથમાંહે ચંદ્ર, ને મારા કપાળ ઉપર
બધા યે વિશ્વને અજવાળનારો સૂર્ય ચમકે છે.
હું છું તે "શિવ", જેણે ગમના સાગરને ડહોળીને
હળાહળ કાઢી તેમાંથી ખુશીથી એને પી લીધું !
હું તે "વ્યોમકેશ" છું, ગંગાને જેણે વાળમાં જકડી !
પછી બીજાની સામે શીશ કાં મારું નમાવું હું ?

ધજાઓ નાશ કેરા દેવતાની, હાથમાં લઈ ને
બધે બધ વિશ્વમાં હું વીજ સમ ચમકાર મારું છું.
હું તે પેગમ્બરોનો છું ઉપાસક, જેમના ભાવો
તણી એક જ કરચલી વિશ્વમાં ઉત્પાત સર્જે છે,
જગતને બાળી નાખીશ હું કે હું અગ્નિનો ટુકડો છું !
હૃદયમાંથી નીકળતું હાસ્ય છું હું; કિંતુ કે સહચર,
જગતના ભયનું કારણ છું, કે છું એનો મહાશત્રુ.
વળી છું તેજ સૂરજનું, કદી ઠંડક બની આવું,
કદી આવે જો મનમાં તો હું અંગારા ય વરસાવું;
કે હું તે નવયુવક છું, જેની એક એક નસ મહીં આજે
વહે છે રક્ત તાજું, જે જગતના ગર્વ તોડી દે.
ઝપાટો છું હું લૂનો, ને વહન તોફાની સાગરનું;
અને ચંચળ કો, લહરીઓની મીઠી રાગિણી પણ છું;
વળી, વળ ખાતી કોઈ કેશ–લટ છું કોઈ મુગ્ધાની;
ને કો સૌંદર્યવંતી નારનું હું પહેલું ચુંબન છું !
દુઃખીનું વ્યગ્ર દિલ, વિધવાની આહ, ફરિયાદ છું કો'ની;
બનીને બેવતન માર્યો ફરે છે જે મુસાફર, તે
મુસાફર કેરો ગમ છું, ને બળેલા દિલના પોકારો;
છવાઈ જાય છે જે દિલ ઉપર. તે દર્દ પણ છું હું.



પ્રથમ ચુંબન પછી મુગ્ધાની કાયામાં ઊઠે છે જે
તે કંપારી છું, ને, તે પ્રેમિકાની વ્યગ્ર નઝરો છું-
નઝર ઊંચકી બધું જોઈ જે નઝરો ફેરવી લે છે!
કોઈ ચંચળ અને ચિત્તચોરનો છું પ્યાર, ને તેની
સુસુંદર ચૂડિયો કેરો મધુર રણકાર પણ છું હું!
મધુરું ગીત છું હું કોઈ એવા મસ્ત શાયરનું,
જે રસ્તે ચાલતાં નિજ વાંસળી પર ગીત ગાય છે.
અધર અતૃપ્ત છે મારાં, અને વ્યાકુળ છે દિલ મારું
અનલ વરસાવનારો એક સૂરજ છું, વળી હું છું,
વદન જળધોધનું, પાગલની સમ જે દોડતું રહે છે;
વળી, છું હોશ તે દિલનો, સદા બેહોશ જે રહે છે!
સદા લહેરાય છે મારી ધજા આ ફાની દુનિયા પર,
કે આ દુનિયામાં માનવના વિજય કેરું પ્રતીક છું હું.

કરું છું જ્યારે પણ હું વિશ્વપર તોફાન સમ હુમલો.
તો આકાશ ને ધરતીયે તેમાં સાથ આપે છે;
જગતની પીડ પર ખુદ પહાડ છું હું એક અગ્નિનો
બધાંની જિંદગી તારાજ કરનારી હું જ્વાળા છું.
છું તે દેહી, થયું'તું જેનું માથું ધડથકી જુદું.
હસું છું જ્યારે જ્યારે હું નરકની આગમાં નાહી,
ઝરે છે ત્યારે ત્યારે ફૂલડાં કંઈ મારા મુખમાંથી.
હું નશ્વર છું, અમર છું ને અનાદિ ને અનંત છું હું!
નવીનતા તે છું, જેનો જગ મહીં જોટો નથી કોઈ!
આ બંને લોક માટે હું મહાભય કેરું કારણ છું.

હું એક સંપૂર્ણ માનવ છું, કદી મુજ હાર ના થાશે.
ધરા ને સ્વર્ગ ને પાતાળમાં નૃત્યો કરું છું હું!
મેં ખુદને ઓળખી લીધો છે, કો'બંધન નથી મારે,
હું "પરશુરામ" કેરી એક પથ્થર-દિલ કુહાડી છું!

હું આ દુનિયાને શોણિત-ધારથી પાવન કરી દઈને
અહીં સુખ, ચેન ને શાંતિ કરીશ કાયમ; અને તેની
ખુશાલીમાં આ બંદી વિશ્વનું ખંડન કરી નાખીશ!
હું છું ઓલાદ દૈવોની; સદા વ્યાકુળ રહું છું હું;
વિનયની વાત શી જાણું? ધરા-માતાના પાલવના
મેં નિજ દાંતો વડે ચીરા કરી નાખ્યા! છું તે બંસી—
કે જેની તાન પર મસ્તાન સાગર ગર્જના કરતો,
અહીં આવી જગતને ચુંબનો દઈને સુવાડે છે!
છું બંસી "શ્યામ" કેરી હું; ગગનને પણ ધ્રૂજાવું છું;
નરક પણ કાંપવા લાગે છે મારો રોષ ભાળીને!
છું અન્યાયી, ચમકતો આગનો તારો છું, મંગળ છું;
છું અગ્નિ ધૂમકેતુનો, ને ઝેરી નાગનું મન છું;
હું બળવાખોરનો સરદાર છું; ને તૃપ્ત થઈ ગઈ છે
તૃષા મારી હવે તો વિશ્વમાંહે રક્ત પી પીને.

અગર મળશે મને શાંતિ કોઈ. તો તે દિને મળશે;
ગગનમાં જે દિને ફરિયાદ કેરું ના થશે ગુંજન;
ન ટકરાશે વળી, જ્યારે અહીં તલવાર ને ખંજર
દિવસ તે આવશે બંડખોર માટે શાંતિ લઈને
ને ત્યારે કો'નિશાની કોઈ પણ કાયરની ના મળશે.
મને સૌ ઓળખે છે કે હું તે બંડખોર "ભાર્ગવ" છું,
કે જેણે "વિષ્ણુ"ના દિલ પર લગાવી'તી કદી ઠોકર!
મુકદ્દર? જડ છે એ સૌ જુલમ કેરી, એટલા માટે
કરીને ટુકડા એના દિલ તણા સઘળે બિછાવીશ હું!
તે બળવાખોર છું, કિસ્મતના જાદૂને જે તોડે છે
બહાદુર છું, અનાદિ કાળથી છું એક બળવાખોર!
કરી હિંમત જગતને એક મેળે ઠોકરાવી દઈ.
ફરીથી આજ માથું ઊંચકી ઊભો થયો છું હું.



મંદીના જમાનામાં, સરકારી માણસો ગરીબોને રાહત આપવા ફરતા હતા. સફાઈનો પાઠ શીખવતા હતા. એક માણસ એક ગામડામાં એક ખેતર ઉપર આવી ચડ્યો. એ ખેતરને એક ખૂણે એક ભાંગેલું ખખડધજ ઝૂંપડું હતું તેમાં એક ગંદાં-ગોબરાં ડોશીમા વધર રહેતાં હતાં. પેલા સરકારી અમલદારે ડોશીને પૂછ્યું કે સરકાર ૧૦૦૦ રૂપિયા તમને આપે તો તેનું તમે શું કરો? થોડીવાર વિચારમાં પડીને તરત એ બોલી ઊઠ્યાં: 'ગરીબોને વહેંચી દઉં!'



ડૉ. રમણલાલ ક. યાજ્ઞિક

# સૌમ્ય સાક્ષરની સ્મિતપ્રભા

યુગમૂર્તિ નવલનવેશ શ્રી. ર. વ. દેસાઇના અવસાન સમાચાર સાંભળીને રાજકોટ કૉલેજના માજી પ્રિન્સીપાલ શ્રી. ડૉ. યાજ્ઞિક ગાંધી મેમોરિયલ એકેડેમી સોસાયટી, નૈરોબીની મુખ્ય કામગીરી બજાવતાં અંજલિરૂપે લખે છે........

મહાગુજરાતનું એ કમભાગ્ય છે કે છેલ્લાં ૨૫ વર્ષમાં, એક પછી એક સમર્થ ગુજરાતી સાક્ષરોનાં સીતારા સાહિત્યગગનમાંથી અસ્ત થતાં જાય છે, આજે નરસિંહરાવ દીવેટિયા, કેશવ હેર્ષદ ધ્રુવ, આચાર્યશ્રી આનંદશંકર જેવા સમર્થ સાક્ષરોનાં સ્થાન ખાલી જ લાગે છે. એ પેઢીના જાજ્વલ્યમાન ભવ્યમૂર્તિ બ. ક. ઠાકોર પણ ગયા અને હવે, ફક્ત રહ્યાં, 'ગત્ સમયના ગાઢ કિલ્લા ઉલ્લેખતા' દિવાન બહાદુર કેવળ કૃષ્ણલાલ ઝવેરી આજે ગુજરાતી સાહિત્યના જૂના ભવ્ય મહાલમાં એ એકલા અટૂલા લાગે છે.

ત્યાર પછીની પેઢીના કવિ શિરોમણિ નાનાલાલ દલપતરામ પણ ચાલ્યા ગયા. પછીના સમર્થ સાક્ષરો, લેખકોમાંથી શ્રી ઝવેરચંદ મેઘાણી અને શ્રી રમણલાલ દેસાઇના જતાં એક ફક્ત રામનારાયણ પાઠક જ નજરે તરે છે. કાકા કાલેલકર અને સ્વર્ગસ્થ મશરુવાલા ગુજરાતના ઉચ્ચ કક્ષાના ચિંતકો–નું આપણાં સાહિત્યમાં સ્થાન અનોખું છે.

રમણલાલ દેસાઈ સુંદર નાગરી નાતમાં રેવાજીના કિનારે ૧૮૯૨માં જન્મ્યા અને મોસળપક્ષમાં એમને શ્રીમદ્‌ભાગવત્, રામાયણ અને મહાભારત વગેરે આર્ય સંસ્કૃતિનાં શિષ્ટ પુસ્તકોનું શ્રવણ કરવાનું સદ્‌ભાગ્ય સાંપડ્યું. કથાવાર્તાઓમાં બાળક રમણલાલ મુગ્ધ બની જતાં અને ભાવી નવલકથાકારના વિકાસનાં બીજ આ સ્થળે રોપાયાં. તેમના પિતા એક છાપું ચલાવતા હતા. એ છાપકામના નિપૂણ હતા. તેમનાં માતુશ્રી પરમ વૈષ્ણવ હોવાથી ઊંડા આર્યધર્મના સંસ્કારનું સિંચન તેમના જીવનમાં ઉપકારી નિવડ્યાં. બાળપણનો કથાનો, લોકવાર્તાનો, ગરબા, રાસ, ભવાઈ અને માણભટ્ટના આખ્યાનો એ સૌએ રમણલાલના સાહિત્યજીવનમાં અગત્યનો ભાગ ભજવ્યો છે.

વડોદરાની શાળામાં ભણીને બરોડા કૉલેજમાંથી ૧૯૧૪ માં ઈંગ્લીશ લઇને સ્નાતક થયાં, ફેલો થયા અને ૧૯૧૬માં એમ. એ. થયા ત્યારે ગુજરાતી ભાષા અને સાહિત્યના વિષયમાં તેમણે સારી નામના મેળવી. વડોદરા રાજ્ય નોકરીમાં રૂ. ૬૦ ની શરૂઆતથી એક કારકુનની સામાન્ય કારકિર્દી શરૂ કરી તેઓએ છેવટે સરસુબા તરીકે ઉજ્વળ કારકિર્દી બજાવી. ૧૯૪૮માં તેઓ નિવૃત્ત થયા. આ સેવાની અંદર તેમણે અતિશય સુવાસ અને લોકની ચાહના ચોતરફ મેળવી કારણકે વડોદરા રાજ્યના બધા પ્રાંતોમાં તેમણે નોકરી કરી હતી.

રાજ્યના સેવક તરીકે તેઓ રાજા અને પ્રજા બંનેનું હિત કેમ થાય તે હમેશાં યાદ રાખતા અને જે કેન્દ્રમાં તેઓ મુકાયા હોય તે કેન્દ્રમાં સાહિત્ય સંસ્કાર અને આર્ય સંસ્કૃતિનું સિંચન કરતા. ખરી ખૂબી તો એ છે કે ૧૯૧૪ થી ૧૯૫૪ સુધી ૪૦ વર્ષના ગાળામાં અનન્ય સાહિત્યભક્તિ અને સાક્ષર તરીકેનું જીવન જીવીને તેમણે મહાગુજરાતને ભવ્ય અને સુંદર આદર્શ રજૂ કર્યો છે.

નિરંતર રાજ્ય સેવાની સાથે અને તેમાં મહેસુલ ખાતામાં ઘણાં વર્ષો કામ કરવા છતાં, તેઓએ એકધારી અને અવિરત સાહિત્યસેવા કરી, આવું દૃષ્ટાંત નરસિંહરાવ દીવેટીયા પૂરું પાડે છે અને હાલ કનૈયાલાલ મુનશી. બીજા સાક્ષરોથી આ સેવા વિશિષ્ટ પ્રકારની છે એનું કારણ એ છે કે બીજા સાક્ષરો શિક્ષણના પ્રદેશમાં હોવાથી તેઓનો વહેવાર સાહિત્ય અને શિક્ષણ સાથે હોય છે જ્યારે આ ત્રિપુટિનો સંબંધ શિક્ષણ ખાતા સાથે હતો નહીં. તેમાં જ્યારે વડોદરા રાજ્યની નીતિનો વિચાર કરીએ તોએ





અને વારે વારે બદલીઓ તથા ખાતાવાર ફેરબદલી જોઈએ છીએ ત્યારે, આપણાં માન અને પ્રેમ ઘણા વધે છે.

રમણલાલે સાહિત્યના લગભગ દરેક ક્ષેત્રને સ્પર્શ કર્યો અને પ્રત્યેકમાં, પોતાની કુમકુમ પગલીઓ તેઓ મૂકતા ગયા. અલબત્ત નવલકથાના ક્ષેત્રમાં તેમને અસાધારણ સુંદર નામના મેળવી અને આ સદીના ગોવર્ધનરામ, કનૈયાલાલ મુનશી સાથે ત્રીજું પદ પ્રાપ્ત કર્યું. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'નું એવું એક પૂરાણ રચ્યું છે કે જે સદીઓ સુધી ઉપકારક નીવડશે જ્યારે મુનશીજીએ ઐતિહાસિક નવલકથાને ચિરંજીવ સ્વરૂપ આપ્યું છે. મુનશીના બળ અને તેજ તેમના પાત્રોના ઘડતરમા, સુરેખ આપણને લાગે છે તેમની સામાજિક, આર્થિક, રાજકીય અને ધાર્મિક પરિસ્થિતિનુ ઉજ્જવળ પ્રતિબિંબ. પોતાની સંખ્યાબંધ નવલકથાઓમાં ઝીલે છે અને આ ગાંધી યુગના ઉત્તમ સામાજિક નવલકથાકાર તરીકે પોતાનું સ્થાન લે છે . અલબત્ત સાહિત્યનું મૂલ્યાંકન કરવાનું કામ હજી આવતી પેઢી જ બરાબર કરી શકશે. રમણલાલે પોતાની ચિરંજીવ નવલકથાઓ 'દિવ્યચક્ષુ' 'કોકિલા' 'ગ્રામ્યલક્ષ્મી' અને 'ભારેલો અગ્નિ'થી આ ઉચ્ચ કીર્તિ સંપાદન કરી છે તેની સાથે તેમણે ઐતિહાસિક ઘટનાઓનો અભ્યાસ એક, વિદ્વાન તરીકે અનેક પ્રસંગે કર્યો છે. દા. ત. (૧) 'અપ્સરા' (૨) 'સોવિયેટ રશિયા' ઉપરનું વાર્તિક અને (૩) 'હિન્દી સંસ્કૃતિ' ઉપરનો તેમનો ગ્રંથ.

રમણલાલ યુવકો અને યુવતીઓના લાડીલા નવલકથાકાર છે. વિદ્યાર્થીઓ નવલકથા સાથે તેમનાં નાટકો પણ વખાણે છે. 'શંકિત હૃદય' દરેક કોલેજે પ્રેમપૂર્વક સફળતાથી ભજવ્યું છે. તે સિવાય તેમનાં કાવ્યો નવલિકાઓ નિબંધો તથા પ્રાસંગિક લેખો અને વ્યાખ્યાનોનો જો વિચાર કરીએ તો તેમના આવા સુંદર અને વિસ્તૃત અક્ષરદેહ માટે ગુજરાત હમેશાં મગરૂર રહેશે અને એક વિનમ્ર સાક્ષર આટલી સુંદર અરે ઉજ્જવળ અને સર્વદેશીય સેવા કરી ગયા તેની નોંધ ગુજરાતના ઇતિહાસકારો હમેશાં ભાવપૂર્વક લેશે.

આ સાહિત્યસેવા કરતાં પણ તેમની સજ્જનતા સૌમ્યતા અને જીવન માધુર્ય જે કોઈપણ તેના સંપર્કમાં આવ્યા છે તેઓ તેને હરહમેશાં યાદ રહેશે એમ જીવન અને કવન અપૂર્વ માધુર્યથી ભરેલ છે. અને તેમની **સ્મિતપ્રભા** સમસ્ત ગુજરાત નિરંતર યાદ કરશે. પરંતુ એ સ્મિતપ્રભાની પાછળ એક તપસ્વિની કઠિનતા બારીક નજરે દેખાય છે. ૩૫ વર્ષે તેઓ વિધુર થયા અને ૬૨ વર્ષે દેહ વિલીન થયો ત્યા સુધી અડગ નિશ્ચયથી બીજા લગ્નનો વિચાર કર્યો વિના માત-પિતાની સેવા અને પુત્ર-પુત્રીને કદાપી ઓછુ ન આવે તેવો તમન્ના અને સાહિત્ય સંસ્કારી જીવન તથા સાહિત્ય સેવા માટે ગુજરાતમાં તેમનો જોટો નથી.

ધન્ય છે એ જીવન અને કવનને !

જો ઇશ્વરે એક દશકો વધુ આયુષ્ય આપ્યું હોત તો તેઓની ભાવના વિશેષ સમર્થ ગ્રંથો ગુજરાતને ચરણે ધરવાની હતી, પરંતુ બલીયસી કેવલમીશ્વરેચ્છા !



દરેક દિવસ એક દુનિયા છે, દરેક પ્રભાત એક આરંભ છે, દરેક પળ એક પ્રસંગ છે અને દરેક પ્રસંગ એક નવો સંદેશો છે—જેમાં આપણી આશાઓ માટે કોઈ ને કોઈ સ્થાન તો જરૂર છે જ.



ઈશ્વરલાલ મો. દવે

# જંગલના પડઘા

પૂર્વ આફ્રિકાનો આ ચાલુ પ્રવાસલેખ ગયા અંકમાં નહોતો આવી શક્યો. આ લેખ અંકમાં પ્રગટ થવા માટેનો તો છેક આફ્રિકાથી. પણ અંક પ્રગટ થાય છે ત્યારે એના લેખક અહીં આવી ગયા છે. આવતે અંકે છીંન્ત અને મ્બાલેનાં સંસ્મરણો આવશે.......

આકાશની પરીઓએ ધરતી ઉપર આવીને જાણે પોતાનો રૂપાળો હાથ ફેરવ્યો હોય તેમ ચોમેર સુંદર મનોરમ્ય રમણીયતા છવાયેલી છે. કંપાલાથી આશરે બસો માઈલ દૂર સરોટી. ત્યાં અમે મધરાતે પહોંચ્યા. બીજા દિવસથી મંદિર ઉદ્દ્ઘાટનનો મહોત્સવ ઉજવાવાનો હતો. રાતના અમે એની પૂર્વ તૈયારી જોવા ગયા. ગામલોકોનો ઉત્સાહ ઘણો હતો. આજુ-બાજુના પ્રદેશમાંથી પણ માનવ મેળો ઉભરાતો હતો. યુગાન્ડાનું આ પ્રથમ શિખરબંધ મંદિર છે. આ પ્રદેશમાં મસ્જિદો છે, દેવળો છે. પણ આપણા લોકોની ઉદાસીનતા કહો કે પ્રમાદ ગણો આપણી સંસ્કૃતિનું સ્થૂળ પ્રતીક મંદિર, એક પણ નથી. અહીં લક્ષ્મીની છોળો ઊડે છે. અહીં શાહ સોદાગરો છે, ઉદ્યોગપતિઓ છે. બુદ્ધિશાળી ને વ્યવહારદક્ષ માણસોનો તોટો નથી. પણ આ બધી શકિતને નિયંત્રિત કરીને ઉપયોગમાં લેનાર કોઈ કાયમી સંસ્થા નથી. સંગઠિત કરે એવું બળ નથી. અને એથી સંસ્કારિક ને સામાજિક ક્ષેત્રે દારિદ્ર પ્રવર્તે છે.

સરોટીમાં પણ થોડાક સાહિત્યશોખીન માણસો દેખાયા. આમાં દેવચંદ નથવાણીનું નામ યાદ આવે છે. સ્વભાવે શાંત, સમજુ ને વિચારશીલ એ ભાઈએ જ્ઞાનની જાણે પરબ માંડી હોય તેમ પોતાનાં પુસ્તકો જેને જોઈએ તેને વાંચવા આપે છે. સાંજના થોડાક જુવાન મિત્રો સાથે ફરવા જાય ત્યાં સાહિત્યની ચર્ચાઓ પણ થાય. માદરે વતનથી દૂર પડેલા આ ભાઈઓ પોતાના વતનના સંસ્કારસ્વામીઓને અંજલિ આપ્યા કરે છે.

સવારથી જ ગામમાં ધમાલ શરૂ થઈ ગઈ. સરોટી એટલે પથ્થર. મંદિરની પાછળના ભાગમાં જાણે સારાયે ગામનું શિરછત્ર હોય એવો ઊંચો પહાડ શોભી રહ્યો છે. એ પહાડની ટોચે થોડાક ઊંચા વૃક્ષો ઝૂલી રહ્યા છે. જાણે મંદિરમાં વસતા ભગવાનને ચમર ઢોળી રહ્યા ના હોય !

મોટો સમિયાણો ઊભો કર્યો હતો. સાંજના મૂળજી-ભાઈ માધવાણીના હસ્તે મંદિરનું ઉદ્દ્ઘાટન હતું. મોટી પાર્ટી પણ રખાઈ હતી. આમાં દરેક ધર્મના ભાઈઓની હાજરી ખાસ દેખાતી હતી. સવારમાં ભાઈ યોગાનંદે જમીનમાં દટાઈને સમાધિ લગાવી દીધી હતી. ૪'×૪'નો ખાડો ખોદાવેલો. એમાં એ ખુરશી મૂકીને આખા શરીરે કપડાં વીંટી બેસી ગયા. ઉપર પતરા મૂકીને માટી પાથરી દીધી. છ કલાક પછી એમને જમીનમાંથી કાઢ્યા ત્યારે આફ્રિકન લોકો જોવાને ટોળે વળ્યા હતા. માણસોની ભીડ ઘણી હતી. પંદરેક મિનિટ પછી એ ભાઈ સ્વસ્થ બન્યા. અને ધાર્મિક જનતાને પ્રેરક લાગે તેવું એક નાનું પ્રવચન કર્યું.

મંદિર ઉદ્દ્ઘાટનનું કામ સારી રીતે પત્યું. ભજન-મંડળીઓનાં ભજન આખી રાત ચાલતાં રહ્યાં. ધર્મ-ભાવનાનો ઉદય થઈ રહ્યો છે એવો સંતોષ ઘણા લઈ રહ્યા હતા. મંદિરની ફરતી દિવાલ કરેલી છે. એ દિવાલ ઉપર ઝઝૂમીને અનેક આફ્રિકન સ્ત્રી–પુરુષો બાળકો ઊભાં હતા. પણ કોઈએ એમને અંદર આવવા ન દીધા. બે દિવસ બપોર–સાંજ જમવાનું ચાલ્યું. હજારો માણસો જમ્યા પણ આ આફ્રિકન લોકોને કોઈએ એક ટંક આમંત્રણ આપીને જમાડ્યા નહિ. એમની સહાનુભૂતિની જાણે આપણને કાંઈ પરવા જ નથી, કંઈ કિંમત જ નથી એવો વહેવાર હતો.

મુસ્લિમભાઈઓ કે ક્રિશ્ચનભાઈઓ એ લોકોની અંદર એવા ભળી જાય છે કે એ લોકોને એ ધર્મ એમનો લાગે છે. આજે આફ્રિકનો મોટા ભાગે મુસ્લિમ છે, અથવા તો ક્રિશ્ચિયન છે. એમના માટે સ્કૂલો, મસ્જિદો, દેવળો છે. નાના ગામડાંમાં પણ મિશનરીઓ





પથરાયેલા છે. એ લોકો સાથે જમવા બેસે છે. સાથે ખેલે છે, કૂદે છે. જીવનનો એક રાગ આ ધર્મમાં આફ્રિકનો જોઈ રહ્યા છે. આ લોકો પ્રત્યેની આપણી આવી ઉદાસીનતા કે ઉપેક્ષાના ઘેરા પ્રત્યાઘાતો પડ્યા વિના રહેશે ખરા ? મારા મનમાં ખિન્નતા છવાઈ ગઈ. રાજકીય દૃષ્ટિએ યુગાન્ડામાં અને કેન્યામાં ઝંઝાવાત ફૂંકાઈ રહ્યો છે. એ મહાવંટોળમાં આપણી શી દશા થશે તેની કોઈ કલ્પના નથી. આજે આપણે અંગ્રેજ રાજકર્તાઓની સહાનુભૂતિ કે દયા ઉપર જીવી રહ્યા છીએ. આપણે આ'વું કે સ્વતંત્ર વ્યકિતત્વ ઊભું કરી શકયા નથી. આપણે એક વેપારી પ્રજા તરીકે અહીં જીવન વિતાવીએ છીએ. આજે ઘણા આફ્રિકનો છૂટે મોએ બોલી રહ્યા છે કે ' આ ઊભા થતા કે થઈ ગયેલા આલેશાન બંગલાઓ, મકાનો અમારી જમીન ઉપરથી તમે કયાં લઈ જવાના છો ? આવતી કાલે આ બધું અમારું જ છે.' અને એમની વાતમાં કેટલું તથ્ય છે તે અહીં રહેનારો વર્ગ સારી રીતે જાણે છે.

ગઈ સાલ ત્યાં ગયેલો ત્યારે. ત્યાં જોયેલું કે આપણા લોકોની હજારો એકર જમીન ત્યાંની સરકારે કશું જ વળતર આપ્યા વિના પડાવી લીધેલી. હવે આપણે એ જમીન માટે વારંવાર મંત્રણાઓ કરવાનું અમીં સરકારને કહીએ છીએ પણ પરિણામ હજી સુધી તો શૂન્ય જ છે. એવી સ્થિતિના કારમાં એંધાણ મને આ ભૂમિમાં દેખાઈ રહ્યા છે.

યુગાન્ડાના બુગાન્ડા પ્રદેશના રાજા કબાકાને પદભ્રષ્ટ કરીને ઇંગ્લેંડમાં નજરકેદ તરીકે આજે રાખેલ છે. એના પ્રત્યાઘાતો આ લોકોમાં ખૂબ જ તીવ્ર પડ્યા છે. સામાન્ય આફ્રિકન પણ કબાકા પ્રત્યે વફાદારી બતાવવાને દાઢી રાખે છે અને એનો ફોટો છાતીએ ટાંગે છે. અને અસહકારનું પ્રચંડ શસ્ત્ર ઉપાડેલ છે. આથી વેપારમાં અસાધારણ મંદી આવી પડી છે. મહિનાઓ સુધી એવી સ્થિતિ રહી કે કોઈ આફ્રિકન દુકાને ન ચડે. ખરીદી તમામ બંધ. આ બધું એટલું વ્યવસ્થિત રીતે થતું કે આ અભણ, અશિક્ષિત કોમ આવું સંગઠન સાધી શકે ખરી ?—મનમાં એ પ્રશ્ન વારંવાર ઊઠી રહ્યો છે પણ નજર સામે બનાવો બની રહ્યા છે. ખાવું, પીવું અને મોજ કરવામાં માનનારી આ પ્રજા આળસ મરડીને આજે જાગી ઊઠી છે. આપણે મન તો આ અંધારીઓ ખંડ વીજળીના આંચકાથી ખળભળી ઊઠ્યો છે. અંધારી રાત વીતી ગઈ છે અને પરોઢનો આછો પ્રકાશ આ ધરતી ઉપર પથરાઈ રહ્યો છે. પરોઢના એ ઝાંખા પ્રકાશમાં એક નવું જીવન ધબકી રહ્યું છે, નવી પ્રજા ઘડાઈ રહી છે.

પ્રજાની આ નવજાગૃતિના કાળે આપણે શું કરીશું ? એ બરાબર છે કે આફ્રિકન પ્રજાના મોટા ભાગમાં સંસ્કાર જેવી કોઈ ચીજ નથી, વફાદારી, વિશ્વાસ જેવી કોઈ વાત નથી. આજનો આપણો મિત્ર કઈ ઘડીએ બદલાઈ જશે તે નક્કી નથી. આવી આ પ્રજામાં પ્રમાણિકતાના, વફાદારીના કોઈ મૂલ્યો હજી ઊભાં થયાં નથી. સુઘડતા, સ્વચ્છતા કે ઇમાનદારી જેવું કંઈ ખાસ નથી. વર્ષો પહેલાં આ લોકોનું જીવન સાવ પ્રાથમિક દશામાં હતું. આજે પણ આ મહાન ખંડમાં કેટલીક એવો પ્રદેશ છે જ્યાં જીવન એની મૂળ સ્થિતિએ જીવાઈ રહ્યું છે. ત્યાં એ લોકો કશાં કપડાં પહેરતા નથી. કશું રાંધતા નથી. મન થાય ત્યારે ગાયને ભાલો મારીને એ જખમ ઉપર ભૂંગળી મૂકીને લોહી પી લ્યે અને પછી ઝાડના મૂળિયાની કંઈક દવા ગાયના એ ઘા ઉપર લગાવે જેથી તાત્કાલિક એ રૂઝાઈ જાય છે. આવું જીવન જીવનાર આ પ્રજામાં ભય કે દયા જેવું કંઈ નથી. જંગલમાં ભાલાથી જ સિંહનો શિકાર ખેલતી આ પ્રજાનાં હૈયાં જુદી જ માટીનાં ઘડાયાં છે.

એમનું લગ્નજીવન, એમનું સામાજિક જીવન એક નવીન પ્રકારનું છે. લગ્ન પ્રસંગે છોકરીનો બાપ વરને ગાયો ભેટ આપે છે. ગાયો દેવાનું વરની સામાજિક પ્રતિષ્ઠા ઉપર નિર્ભર છે. જો કોઈ સંજોગમાં વર-વહુને ન ફાવે અને છોકરીને બાપને ઘેર આવવું પડે તો જેટલી ગાયો લેવડ-દેવડમાં અપાઈ હોય તેટલી વરપક્ષ પાછી આપી જાય. નીતિનાં કારમાં

બંધનો અહીં આ પ્રજામાં નથી. ચારિત્રની ઊંચી ભાવના આ પ્રજામાં હજી વિકસી નથી.

ખેતરોમાં નાના કુબા બાંધીને આ પ્રજા રહે છે. સ્ત્રીઓ જ મુખ્યત્વે ખેતરોમાં કામ કરતી હોય છે. જીવનની જરૂરીઆત આ નાના ખેતરમાંથી એ લોકો ઊભી કરી લ્યે છે. મોગો ને મટુકી એમનો મુખ્ય ખોરાક છે. કાચાં કેળાં ને કંદને બાફી નાખે, મકાઈના લોટનું ભડકું કરે. મીઠું-મરચું ઉપર લ્યે. જીવનનો આ એમનો વૈભવ! બારેમાસ મેઘરાજાની કૃપાથી એમનો ખોરાક વિના તકલીફે થતો રહે છે. ગુંચવાડો એ લોકો સહી શકતા નથી. અહીં જીવન એની મૂઢ દશામાં થીજીને પડ્યું છે.

*

આઠેક દિવસ સરોટીમાં રહ્યો. અને આ દિવસોમાં ગામડાઓમાં વસતા આપણાં બાંધવોને જોયા. એમના જીવનમાં રસ ને આનંદ દેખાયા નહિ. વેપાર સિવાય કોઈ પ્રવૃત્તિ દેખાઈ નહિ. જીવન પ્રત્યે કેવળ ઉદાસીનતા હતી. અહીં પણ આ ભાઈઓ પાસે પ્રેમથી છલકતાં હૈયાં હતાં. દેશથી આવતા ભાઈઓ ઉપર ભારે મમતા રાખે છે. અને જે ભાઈઓ જે પ્રવૃત્તિ લઈને આવ્યા હોય તેમાં મદદરૂપ થતા રહ્યા છે. આવી ઉદારતાનો ગેરલાભ પણ ઘણા લઈ ગયા છે. હું આ બાજુ છું ત્યારે દસેક ફંડફાળા ચાલી રહ્યા છે. નાનો પ્રદેશ, ઓછી વસ્તી પણ અહીંના લોકોના દિલ દરિયાવ છે. અહીં આ પ્રદેશમાં છોકરાંઓ માટે પૂરતી સ્કૂલો નથી, બાલમંદિરો નથી, રમત-ગમતનાં ક્રીડાંગણો નથી પણ દેશમાંથી આવા જ કોઈ કામ માટે કોઈ વ્યક્તિ આવે છે અને એની ઝોળી છલકાઈ જાય છે. થોડાંક વરસો પહેલાં જોરાવરસિંગ કરીને એક ભજનિક આવેલ, એ ભાઈ ત્રણેક લાખ શિલિંગ લઈ ગયા. કોઈ સંસ્થાના આશરે એ ભાઈ આવેલ પણ એ સંસ્થાનું જીવન કદી શરૂ થયેલું નહિ. અહીં મદારીઓ સાપને રમાડીને હજારો શિલીંગ લઈ ગયા છે. સાધુઓ પોતાના મઠના આલેશાન મકાનો બંધાવા માટે હજારોનું દાન લઈ જાય છે. હાથ જોનારા મંતર-જંતર કરનારા ને છાયાશાસ્ત્રીઓ લોકોના દિલને ભરમાવીને મોટી રકમ દેશ ભેગી કરી ગયા છે. અને આ બધાને અંતે અહીંના આપણા ભાઈઓ વધુ સજાગ ને સભાન થયા છે. વિવેકદષ્ટિનો ઉપયોગ કરીને ફંડફાળામાં રકમ આપતા થયા છે. આ પરિવર્તન જરા મોડું આવ્યું પણ એ સમયસરનું છે.

*

એક દિવસ સંધ્યાટાણે સરોટીમાં શ્રી છોટાભાઈ પટેલનો પરિચય થયો. સેવાભાવી ને સાદાઈથી રહેતા આ ભાઈની ઓળખાણ શ્રી યોગાનંદે કરાવી. સૌજન્ય ને વિવેકથી ભરેલા છોટાભાઈનો પરિચય સદા સ્મરણમાં રહેશે. એમણે મચેસન ફોલ્સ જોવા જવાનો કાર્યક્રમ તૈયાર કર્યો અને એક બપોરે સરોટીથી લીરા ગયા. લીરાથી બીજે દિવસે સાંજે નીકળ્યા. વરસાદ પડતો હતો, સૃષ્ટિ આખી નાહી રહી હતી, વૃક્ષો અબોલ બનીને ઊભા હતા, દૂરની ટેકરીઓ ક્ષિતિજને બીંસતી પથરાઈ હતી - આવા રમ્ય વાતાવરણમાં અમારી મોટર જંગલને વીંધીને દોડી રહી હતી. કુદરતનું આ મહાકાવ્ય જોઈને મન પ્રસન્નતાથી છવાઈ ગયું.

ગુલુ રાત રોકાઈને વહેલી પ્રભાતે સવારના ચાર વાગે અમે મચેસન ફોલ્સ જોવા ઊપડ્યા. અહીંયા લગભગ એંસી ઉપરાંત માઈલ થતા હતા. મોડી રાતે સૂતેલા, આંખમાં ઊંઘ હતી. ઠંડી હવા જંગલ વીંધીને આવતી હતી. સવારના ૭ વાગ્યે અમે નેશનલ પાર્કની હદમાં આવી પહોંચ્યા, નાનું બોર્ડ લખેલું હતું કે 'હવે મોટરનું હોર્ન વગાડવું નહિ'.

જંગલ—ભયંકર જંગલ હવે શરૂ થતું હતું. કઈ બાજુએથી વનરાજ આવશે, કઈ બાજુથી ગજરાજ આવશે, કઈ દિશામાંથી જંગલી ભેંસ, ગેંડો કે વરૂ આવશે તેની પ્રતીક્ષા કરતા અમે નજર દોડાવી રહ્યા. જિંદગીમાં અગાઉ કદી ન અનુભવેલ રોમાંચ મન અનુભવતું હતું.

આ રસ્તો હમણાં જ બંધાયેલો હતો. રસ્તાની





અને બાજુ ઊંચું "એલિફન્ટ ગ્રાસ" ઊગેલું હતું. એની પાછળ કોઈ વિકરાળ જંગલી પ્રાણી લપાઈને બેઠું હોય તો દેખાય પણ નહિ.

જંગલી હાથીને માણસની ગંધ તરત આવે છે. અમે એથી અમારી મોટરના કાચ બંધ કરી દીધા પ્રભાતનો કુણો તડકો આ જંગલની વનરાઈ ઉપર પથરાતો હતો. થોડીકવારે હરણાંઓના ટોળાં દોડતા કૂદતાં, છલંગો મારતાં રસ્તામાંથી પસાર થયાં. આ હરણ પણ પહાડી. એ ટોળામાં એક સુંદર કાળિયાર હતો. રંગબેરંગી મનોહર ચામડી; વિશાળ, વાંકાચૂંકા શિંગડા. જરા દૂર જઈને અમારી સામે તુચ્છકારથી જોઈ રહ્યો. એની છટા હું ઘડીભર જોઈ જ રહ્યો.

અર્ધી–પોણો કલાક મોટર દોડી પણ કોઈ 'ગેઈમ' જોવા ન મળી. ક્ષણેક થયું કે મહેનત શું વ્યર્થ જશે! રસ્તાની કિનારે હાથીની લાદ પડી હતી. અમારામાંના એક અનુભવીએ કહ્યું કે હાથી ક્યાંક આટલામાં જ હોવો જોઈએ. અમે ઝીણી નજરે દૂર દૂર સુધી જોયા કર્યું, કંઈ દેખાયું નહિ. સીધો મર્ચેસન ફોલ્સનો માર્ગ છોડીને પણ અમે વોર્ડન કેમ્પ તરફ વળ્યા. અને એ માર્ગે મુરાદ બર આવી. દૂર એક ઝાડીની નીચે એક હાથી ઊભો હતો. અમે મોટરને જરા વધુ સેરવી. અને એક હાથણી દેખાઈ. મુક્તપણે વિહરતો આ ગજરાજ જોઈને મને અમદાવાદમાં રથયાત્રા વખતે જગન્નાથ મંદિરના માયકાંગલા હાથી યાદ આવ્યા. ઓ હો હો! શી આ જંગલના રાજવીની છટા! એના દંતુશળો ભોંયને અડતા હતા. એનો સમગ્ર દેખાવ ભવ્ય હતો. અમે થોડીવાર સુધી જોવાને થંભ્યા. પછી જરાક આગળ ગયા. અને જંગલી ભેંસોના જૂથ દોડતાં રસ્તો ઓળંગી ગયાં. અમારાં હૈયાં થંભી ગયાં, આ જંગલી ભેંસો ખૂબ વિકરાળ ને ઝનુની હોય છે. એની કોઈ છેડતી કરતું નથી, એની આંખો એકવાર જોઈ હોય તો જીવનભર કદી ભૂલાય નહિ. અંગારા ઝરતી એ આંખોમાં લાલ લાલ અગ્નિ જાણે ઠાંસીને ભરેલો હોય તેવી દેખાય છે. ઊંડી ખીણમાં એ ટોળું ઊતરી ગયું.

મારી મહેચ્છા તો જંગલના સમ્રાટ સિંહને જોવાની હતી. અને એ માટે માઈલો સુધી અમે જંગલમાં ફર્યાં પણ નિરાશા અનુભવી. એક સ્થળે મરેલા પ્રાણીને શિયાળવાં ખાતાં હતાં. અમને થયું કે સિંહે કરેલા શિકારની આ શિયાળવાં મિજલસ માણી રહ્યાં છે. એક મોટું ગીધ ચિત્કાર કરીને ઊડી ગયું.

ઊંચાં વૃક્ષોની ડાળે વાંદરાઓ ગેલ કરી રહ્યા હતા. એમાં એક મોટો વાંદરો જાણે માનવી દુઃખથી રડતું હોય તેમ રડતો હતો, જંગલમાં આ ક્રંદન વધુ બિહામણું લાગતું હતું.

વોર્ડન કેમ્પના રસ્તે અમે નાઈલના કિનારે આવી પહોંચ્યા. સવારના દસેક વાગી ગયા હતા. અમે લોંચ કરીને નાઈલના અત્યંત વેગીલા પ્રવાહમાં ફરવા નીકળી પડ્યા. સામો કાંઠો ઊંચી ભેખડથી સુંદર લાગતો હતો. પંદરેક મિનિટ ફર્યાં ત્યાં કલ્પના થંભી જાય તેવાં દૃશ્યો જોવા મળ્યાં.

નદીનો શાંત કાંઠો, સૈકાઓથી એકધારા વહેતા નાઈલનાં પાણી આ બધું જોઈને મનમાં અનેક તરંગો આવતા હતા. ત્યાં એક બાજુને કાંઠે અનેક મગરમચ્છ સૂતેલાં જોયાં. સ્ટીમલોંચનો અવાજ નદીના શાંત પાણીને ખળભળાવી રહ્યો હતો. અને એ અવાજથી આ મગરમચ્છો દોડી દોડીને પાણીમાં છલંગો મારીને પડતા હતા. કેટલાક મગર મોં ઉઘાડીને એમ જ પડ્યા રહ્યા. આવા મોટા અને રંગબેરંગી મગર મેં મારી જિંદગીમાં પ્રથમવાર જોયા. નાના નાના મગરના બચ્ચાઓ પણ અસંખ્ય હતા. આ મગરો સેંકડોની ગણતરીએ કાંઠા ઉપર આળસુની જેમ સૂતેલા હતા. એમની લંબાઈ, પહોળાઈ ને દેખાવ જાણે કોઈ રાક્ષસી પ્રાણી હોય તેવા હતા. અને આ આશ્ચર્યમાંથી મન બહાર નીકળે ત્યાં તો અમારી સ્ટીમલોંચમાંથી પંદરેક ફુટને અંતરે જબરજસ્ત જલઘોડા–હીપો–પાણીમાંથી માથું કાઢીને અમને જોઈ રહ્યા. અમારી સ્ટીમલોંચને ઉથલાવી



દેવા માટે એકાદ હીપો બસ થઈ પડે. અમારા શ્વાસોચ્છ્વાસની ગતિ જરા વધી પડી અને પછી તો હીપોના ટોળેટોળાં નાઈલના કાંઠે તોફાન–મસ્તી કરતા જોયાં. ભારે કદરૂપું એ પ્રાણી ગેંડાને જરા મળતું આવે છે. કુદરતની આ મહાન લીલાને ધરાઈ ને જોઈ દોઢેક કલાક ફરીને અમે કિનારે પાછા-આવ્યા. નદીના આ કિનારે જંગલના આ પ્રાણીઓ પાણી પીવાને આવે છે. અમે ભેંસને અને હાથીને પાણી પીતાં જોયાં.

મોટરમાં બેસીને અમે ફોલ્સ જોવા ઉપડયા. ત્યાંથી ત્રીસેક માઈલ દૂર હતું. અમારી મોટર જંગલ વીંધતી દોડી રહી હતી. પાણીનો અવાજ થોડીવાર પછી સંભળાવો શરૂ થયો.

મર્ચેસન ફોલ્સની ટેકરી ઉપર આવીને અમે મોટરને ઊભી રાખી. હવે પગે ચાલીને નીચે ઉતરવાનું હતું, લગભગ હજારેક ફુટ નીચે ભેખડ ઉપરથી સાચવીને ઉતરવાનું હતું. થોડીવાર પહેલાં વરસાદ આવી ગયેલો તેથી રસ્તો વધુ ચીકણો અને જોખમી બન્યો હતો. ખૂબ જ સાવચેતીથી જમવાનો સામાન લઈને અમે એ ઊંડી ખીણમાં ઊતર્યા.

આ મર્ચેસન ફોલ્સ ! દુનિયાભરના પ્રવાસીઓ આ ફોલ્સ જોવાને અહીં આવે છે. આ ફોલ્સનું વર્ણન શું કરું ? લેઈક આલ્બર્ટમાંથી આ પ્રચંડ જલરાશિ વહેતો આવે છે. અહીંના સમગ્ર દૃશ્યનું વર્ણન કરવાને તો કોઈ સમર્થ કલમ જોઈએ. આ પ્રચંડ જલપ્રવાહને શેની ઉપમા આપવી ! અનેક રંગોનું મેઘધનુષ્ય અહીં અહોરાત રચાયેલું હોય છે. ઉભરાતા પાણીનો નશો અનુભવ્યો છે. પણ આ પ્રપાત કેવળ ઉન્માદક જ નહિ પણ જાણે સૌંદર્યદેવતા અહીં સાક્ષાત રુદ્ર સ્વરૂપે પ્રગટયા હોય તેમ દેખાય છે. સામેના સરોવરમાંથી માર માર કરતું પાણી શીલાઓ ને ભેખડોમાં પછડાતું, છુંદાતું આવે છે અને એ વિશાળ અને અત્યંત તોફાની પ્રવાહ અચાનક વીસેક ફુટની બે ટેકરીની વચ્ચેની ખીણમાં કેદ થઈ જાય છે અને એ સમયનું રુદ્ર રૂપ અને ભીષણ તોફાનને શેની ઉપમા આપવી તે સૂઝતું નથી. એ ખીણ ઉપર નાનો પૂલ હમણાં બાંધેલ છે. એ પૂલ ઉપરથી નીચેનું દૃશ્ય અત્યંત ભીષણ દેખાય છે. જાણે પૂલ હમણાં તૂટી પડશે એવી ભીતી લાગે છે. આ પ્રચંડ તોફાનને ઝીલતી પથ્થરની બે દિવાલો કેમ ટકી રહી હશે તે સમજાતું નથી.

થોડે દૂર જઈને આ પ્રવાહ ખૂબ શાંતરીતે પાછો વહે છે. પિયરનાં તોફાન મસ્તી છોડીને નવવધૂ સંસારના ઉંબરમાં જાણે પગ મૂકતી હોય તેવો ડાહ્યો ડમરો દેખાવ અહીં નાઈલનો થાય છે. મારું ચિત્ત અત્યંત પુલકિત બનીને એ વહેતા પાણીની સાથે સાથે જાણે દોડી રહ્યું છે. નાઈલની આ શોભા જોઈને મન ખૂબ પ્રસન્ન બની ગયું. આનંદ કે દુઃખનો આવેગ જ્યારે મનમાં સમાતો નથી અને પેટમાંથી ઊભરાઈને નીકળી જાય છે તેમ આ સરોવરના વિશાળ ઉદરમાંથી આ જલરાશી છલકાઈ ભીષણ ધોધરૂપે વહી રહ્યો છે. આ ધોધનું સમગ્ર દૃશ્ય ખૂબ જ ઉન્માદકારી છે. નિસર્ગની શોભા અહીં પડી છે. જાણે આ દેવોનું નંદનવન હોય તેવી મનોહારી પ્રકૃતિની લીલા અહીં વિસ્તરેલી પડી છે.

અમે એ ધોધના ઉપરવાસને કાંઠે બેસીને ખૂબ નાહ્યા. કુદરતની ખૂબી તો એ છે કે આ મીઠા પાણીના કાંઠે બે નાના ફટકડીના પાણીના કુંડ છે. અમે નાહીને થાકયા ત્યારે સાથે લાવેલા નાસ્તા ઉપર તૂટી પડયા. ફોલ્સના એ કાંઠા ઉપર અમે આરામ કર્યો.

ચારેક કલાક એ નિરવ જંગલમાં વિતાવ્યા. પાણીના પ્રચંડ પ્રપાતની ભીષણતા હવે હૈયાને અસર કરવા લાગી. મનમાં બીજો કોઈ ધ્વનિ ઊઠતો નહોતો. બપોર નમી ગયા હતા. આ સ્થળેથી દૂર જવું ગમતું નહોતું પણ જંગલી પ્રાણીઓનો ડર સતાવતો હતો. અમે ઘર તરફ પાછા વળ્યા. એ પછી દિવસો સુધી મારા મનમાં સૂનકાર છવાઈ ગયો. મારા હૈયામાં એ જંગલના પડઘા દિવસો સુધી પડતા રહ્યા. [ ચાલુ ]







સિદ્ધાર્થ

# એક વિચિત્ર વાર્તા !

વાર્તાકારને કોઈપણ બંધનો બાંધી જ ન શકે એની પ્રતીતિ કરાવતી આ વાર્તા એના મથાળાને ભાગ્યે સાર્થક ન કરતી હોય ! અને છતાં એ વિચિત્ર હોવાથી જ ખૂબ ખૂબ વાંચવી-કહેવી-વંચાવવી ગમે એવી છે એ તો કોઈપણ કબૂલશે જ..... ..

**આ** વાર્તા વાંચીને તમે બોલી ઉઠશો : આ શુ ? વાર્તા-લેખકમાં આવાં તે પરિવર્તન કામ લાગે ? આવી વિચારક્રાન્તિ સંભવે ? આવુ ખુન્નસ હોઈ શકે ?

પણ આ અને આવા તો કેટલાય પ્રશ્નો મને આજ સુધી ડરાવતા રહ્યા અને હુ મારી વાર્તાઓમાં એ બીકનો ફફડાટ જ વ્યક્ત કરતો રહ્યો. મારી ખુમારી, મારું વ્યક્તિત્વ, મારું વર્ચસ્વ, મારું ઝળકતું સૌંદર્ય, મારી અજોડ એવી કામયાબી અને મારા એવા તો કેટલાય અહમ્ મેં આજ સુધી દાબી જ દીધા તમારી બધાની એ દમનનીતિને આજ સુધી હું પારખી ન શક્યો ત્યારે જ તમે મને મારી નાખેલો ને ?

પણ આજે હું પુનર્જીવન પામ્યો છું. મારામાં અજબ એવું ચૈતન્ય વ્યાપી ગયું છે. સ્મશાનોની રાખ મારી મુઠ્ઠીમાં આવે છે ને આજે એમાથી કેટલીયે વાર્તાઓ મને ન્યાલ કરી દે છે. કબ્રસ્તાનના પથ્થરો નીચેની માટી મારા હાથમાં આવે છે અને મારી કલમમાં વાર્તાઓ લખવાનું શૂરાતન વ્યાપી જાય છે હું આજે નથી રહી શકતો વાર્તાઓ લખ્યા વિના નથી રહી શકતો. મારી મરી ગયેલી વાર્તાઓ મારા કાન ફોડી નાખે એવી ચીસો પાડી પાડીને એમને થયેલા અન્યાય માટે મને હેરાન હેરાન કરી મૂકે છે.

તમે કહેશો કે આમાં વાર્તા ક્યાં આવી ? હા, વાર્તા આવેલી ત્યારે જ તમને નહોતી ગમી. આજે તો વાર્તા એની પાસે તમને ઘસડી જાય એટલી તાકાત લઈને આવી છે. એટલે તમે 'વાર્તાને બોલાવશો તો ય એ તમારી પાસે હું કશે 'પણ' નહિ. તમારે સાત વાર 'ગરજ' હોય તો તમે એને આવકારજો. તો એ તમારો હાથ પકડીને તમને એની સાથે દોરી જશે, તમને એના પ્રવાહમાં ઘસડી જશે, તમને એના રસમાં તરબોળ કરી દેશે. પણ આજે તમે એને મારી નાખવાની વાત કરશો તો તો તમારું આવી જ બન્યું છે !

તમારી જેમ જ હું પણ એક દિવસ આવા લેખકોને મારી નાખતો, એની વાર્તાઓના તો ફાડીને ચીરે ચીરા કરી નાખતો. આજે મારી વાર્તાઓ વાંચીને જેમ કેટલાયના કાન ખૂલી જાય છે અને કેટલાંક તો બોલતાં જ બંધ થઈ જાય છે તેમ હું ત્યારે કદી પણ વાર્તા-લેખકને નમતું નહોતો આપતો. પછી એ લેખકની વાર્તા હરીફાઈમાં પહેલું ઈનામ મેળવી ચૂકી હોય તો પણ મારી આગળ એ વાર્તા આવતાં એના લેખકને હું કોડીની કિંમતે મૂકી દેતો એવો હું મોટો દલીલબાજ હતો.

હા, ત્યારે હું વાર્તાઓ લખતો નહોતો થયો. અને એટલે જ મારી એ જડબાંતોડ દલીલોનો રદિયો કોઈ નહોતું આપી શકતું. જ્યારે પહેલી જ વાર હરીફાઈમા પ્રથમ ઈનામ પામેલા કોઈની વાર્તાને પણ મારી એ દલીલોએ જ સાવ નાલાયક ઠરાવી ત્યારે હું વાર્તા-લેખકોનો સાચો દુશ્મન બની બેઠો. ઈનામને પાત્ર ઠરેલી વાર્તાને તોડી પાડવાનો મને શો હક ? એવો હું તે ક્યો મોટો પરીક્ષક ? એવા અનેક ઉહાપોહ વચ્ચે પણ જ્યારે મે અડગતા કેળવી ત્યારે બીજું તો કોઈ નહિ પણ મારી 'જાતને મેં ધન્ય માની.

હું આજે પણ એવો છું. ત્યારે પણ હતો. આજે મારી વાર્તાઓ વાંચીને કોઈ મને એકલો હોવાનું માનતું નથી એટલું બધું એ વાર્તાઓમાં સામાજિક, સાંસ્કારિક અને સાંસારિક તત્ત્વ ભર્યું હોય છે. અને છતાં હું આજે એકલો જ છું—બધા અર્થમાં



એકલો. દશ વરસ પહેલાં હું પરણવા જેવડી ઉંમરનો થયો ત્યારે મેં ધડ દઈને પરણવાની ના કહી દીધેલી ત્યારે પણ મારી ઓળખાણ–પીછાન વિનાની બે ચાર ચબરાક છોકરીઓની ઉમેદવારીને મેં જબ્બર ધક્કો લગાવ્યો એમ મેં લાગતાં વળગતાં પાસેથી સાંભળ્યું તો ય મારામાં દયા કે લાગણીનો છાંટો નહોતો જન્મ્યો. મેં કોઈપણ સ્ત્રી સાથે પ્રેમ તો નથી જ કર્યો; પણ સાથી તરીકે સ્ત્રીની સોબત હોવી જ જોઈએ એવું મારા મનમાં ક્યારે ય ઊગ્યું પણ નથી.

અને છતાં મારી વાર્તાઓ પ્રણયથી છલોછલ, પ્રેમથી ઉન્મત્ત, દાંપત્યજીવનથી તરબતર, સમાજના ઊંડા ઊંડા પ્રશ્નોને જડમૂળમાંથી ઊંચકી લાવતી બની છે એટલે મારી વાર્તાઓ વાંચનારમાંથી કેટલાય વાચકો મારા અંગત જીવન વિષે પૂછ્યા કરે છે. કેટલીય ઉછરતી કૉલેજ–યુવતીઓ તો મારા રંગીલા જીવન વિષે જાણીને મારી પત્ની સાથે પરિચય કેળવવાને બહાને મને પત્રો લખે છે, છુપી મુલાકાતો માગે છે અને ઘણીવાર તો ઓચીંતાની ભટકાઈ પડે છે ત્યારે મારી વાર્તાઓના મોંફાડ વખાણ કરે છે. હું એ બધું જોઉં છું, સાંભળું છું અને યાદ કરું છું ત્યારે એ બધી હવામાં ઊડતી કિશોરીઓ અને યુવતીઓને છંછેડવા જરાય પ્રયત્ન નથી કરતો. ખૂબ ટાઢક રાખીને વાત કરું છું અને એ બધી જાણે હેબતાઈ જાય છે. એમનો કલ્પેલો વાર્તાકાર આવો વિચિત્ર હશે એ જાણીને એ હેરત જ પામે ને?

પણ અહીં જ એમની જિજ્ઞાસુવૃત્તિ વધુ સતેજ બને છે. જોયા, જાણ્યા કે અનુભવ્યા વિના આમ હવાઈ કિલ્લાઓ તે ક્યાં સુધી ટકવાના? મારી વાર્તાઓની નક્કર હકીકતો એ પ્રશ્નનો જવાબ આપતી હોય તેમ એક પછી એક દાખલા આપવા મારી વહારે ધાય છે અને પ્રશ્નકારોના પ્રશ્નો અને સંશય ઉઠાવનારાંઓનાં સંશયોનું તરત નિવારણ થઈ જાય છે.

એકલી યુવતીઓ–કિશોરીઓ જ મારી વાર્તાને આમ રસપૂર્વક વાંચે છે અને એમાં આવો સક્રિય રસ લે છે એવું તો નથી જ. પુરુષોનો પણ બધો વર્ગ— કિશોર, યુવાન કે વૃદ્ધ—એ વાર્તાઓને એટલા જ રસથી ચર્ચે છે. મેં પુરુષવર્ગનો ઉલ્લેખ પાછળથી કર્યો એ એટલા માટે કે મારી વાર્તાઓ મોટા ભાગની સ્ત્રીઓને જ ઝડપે છે, સ્ત્રીઓને જ ચીતરે છે, સ્ત્રીઓને જ ખુશ રાખે છે અને સ્ત્રીઓને જ પરેશાન કરી મૂકે છે. અલબત્ત, પુરુષો સાથેની સ્ત્રીઓ! એટલે સ્ત્રીઓ મારી સાથે વધુ સંપર્ક સાધવા સહેજે પ્રેરાય છે. અને છતાં મારું અલગારીપણું જોઈને કેટલીક અસુંદર સ્ત્રીઓ મોં મચકોડીને એમની કુરૂપતમાં જે વધારો કરે છે એ જોવાની મને પડી નથી હોતી. પણ ક્યારેક ક્યારેક કોઈ રૂપસુંદરી એનો બીછાવેલી જાળમાં જ્યારે જાતે જ અટવાઈ જાય છે ત્યારે એની એ અવદશા નિહાળવામાં મને આનંદ તો નથી આવતો પણ મારી આંખો સાવ બંધ પણ નથી થતી! અને જ્યારે મારી વાર્તા એક અજબ એવું વસ્તુ લઈને અવતરે છે ત્યારે પેલી અસુંદર સ્ત્રી સમજે છે કે મારો જ પ્રસંગ વાર્તાકારે વણી લીધો અને એ રૂપગર્વિતા સમજે છે કે હું ન મળી હોત તો આ વાર્તાનું સર્જન આ રીતે ન જ થાત.

પણ એક વાર્તા વાંચીને તો મારા પર એક યુવાને જે પ્રશ્નોની ઝડી બોલાવેલી એવી ઝડી તો કોઈ સ્ત્રીએ પણ નહોતી વરસાવેલી. મને લાગ્યું તો ખરૂં કે હવે મારી વાર્તા કંઈક વધુ લોકભોગ્ય નીવડવા લાગી છે. મેં એ યુવકને બધી રાતે સંતોષ્યો અને આખરે એ છેવટનો પ્રશ્ન કરી રહ્યો ત્યારે હું એની સામે જ તાકી રહ્યો; આવો વિચિત્ર પ્રશ્ન પૂછવાની કોઈની હિંમત હોય કે ન હોય એની મને તો ખબર નથી, મારી વાર્તાઓનાં પાત્રોમાં પણ એવી હિંમત નથી હોતી. એટલે મારા જેવો વાર્તાઓની દુનિયા સિવાય બીજી એક પણ દુનિયાનો પરિચય ન ધરાવતો વાર્તાકાર–જીવ તો શાનો ઠરી ઠામ બેસે? મારી પ્રણય–રસથી ભરપૂર અને પ્રેમપ્રસંગોની વેધકતાવાળી વાર્તાઓ વાંચીને એ ઘેલો યુવક મારી પ્રેરણામૂર્તિને





મળવા માટે ઝખી રહ્યો છે તો એ ઝખના હુ સતોષી શકુ કે કેમ એ પ્રશ્ન જ્યારે એણે શરમાતા શરમાતા પણ કરી દીધો ત્યારે મારાથી ન રહેવાયુ હુ સાચુ જ બોલી ઊઠ્યો

'ભાઈ, આવા પ્રશ્નો અત્યાર સુધી અનેક યુવતીઓ પૂછતી ત્યારે હુ એનો ખોટો જવાબ આપતો હુ પરિણીત છુ, મારી પત્ની ગામડાની સાવ ગમાર છે એને મળીને શુ કરશે એમ હુ કહેતો ને એ બધી થોજી જ જતી એવી ગામડાની ગમાર પત્ની સાથે હુ પ્રેમના ટાયના કે પ્રણયરસના જામ શી રીતે પીતો હોઇશ એ પ્રશ્ન લઈને એ ચાલી જતા એ ગામડાની હોય એટલે હાડકા ખોખરા થવાની બીકે મારી સાથે વધુ આગળ વધવાની એમની હિમત નહોતી રહેતી પણ હુ અપરિણીત છુ, એવુ કહીને મારે તમને નિરાશ કરવા પડે છે'

મારુ આ લાણુલચ સાભળીને એ તો આભો જ બની ગયો કલ્પના કરતા પણ વાસ્તવિક વધુ લાગતી મારી વાર્તાઓ કેવળ કલ્પનાની ભૂમિકા ઉપર રચાઈ છે એમ માનવા માટે તો એની તૈયારી હોય જ નહોતિ એના જેવી જ અનેકને શકાઓ ઊઠતી હુ પરણેલો નહિ તો વિધુર હોઇશ વિધુર નહિ તો કોઈ પ્રેમિકાના દગાનો ભોગ બનેલો હોઇશ અથવા તો કોઈ યુવતી માટે ઝૂરતો કોઈ વિરહી હોઇશ અને કેટલીક તો એવો પણ સાચી વાતોએ મને સજાગ કર્યો હતો કે છેવટે મારે પણ રાતના રાજા બનીને જવાનુ સફેદ ગલ્લીમા કોઈ સ્થાન હશે!

અરે ભના માણુસ, કેવી કેવી લોકવાયકાને હુ ઉત્તેજન આપી રહ્યો છુ એનો મને જ ખ્યાલ નહિ! મારી વાર્તાઓ અને મારા જીવનને કાઈ લેવાદેવા? હુ ઘણીવાર મારો એકરાર કરતો કે ભાઈ, હુ વાર્તા લખુ છુ, મારી આત્મકથા નહિ અને છતા જીવન માથી જ લેખકો ચોરે છે એ આક્ષેપ કરવાનુ કોઈ વાચક ચૂકતુ નથી કે એ માન્યતા ફેરવવા કોઈ તૈયાર નથી એ વાતે મને, મારી વાર્તાઓને મારી નાખવા જેટલી હદે પહોચાડી દીધો અને એક દિવસ સાથેસાથ મે બધી વાર્તાઓને સ્મશાનમા જઈને અગ્નિદાહ દીધો, બાકીની વધેલી વાર્તાઓ એક દિવસ કબ્રસ્તાનમા દફનાવી દીધી

પણ મને એથી તો વધુ પરેશાની સતાવી રહી હુ અકળાયો રાતની રાત મારી ઊઘનો કબજો એ સ્મશાને અને કબ્રસ્તાને લઈ લીધો અગ્નિદાહ વખતની એ ઊચી જ્વાળાઓ અને કબર ખોદનાર ઘોરખોદુએ કરેલો ઊડો ખાડો બેય મને હેરાન હેરાન કરી રહ્યા અને એક દિવસ કટાળીને હુ જાતે જ એ બન્નેમા મારી જાતને અડધી અડધી વહેચીને મૂકી આવ્યો. બસ ત્યારથી મે માની લીધુ કે મારામા રહેલો વાર્તાકાર મરી ગયો

પણ એમ માણસ મરે, વાર્તાકાર મરતા હશે? વાર્તાઓ ન મરે તો એનો સર્જક મરે? મને મારી નાખનાર ઉપર રોષનો એક છાંટો ય ઊડાડ્યા વગર હુ પુનર્જીવન પામ્યો મારી વાર્તાઓ તે દિવસે મહેફીલ માણી રહી અને એમના પછી અવતરનારી એમની જ બીજી સહોદરાઓએ ગર્ભમા તરખાટ મચાવી મૂક્યો

એ તરખાટે મારામા અજબ એવુ ચૈતન્ય આણી દીધુ મારી કલમ ત્યારથી એક એવા ચીલે વળી કે જે ચીલે ચાલવાનુ, જે ચીલો પકડવાનુ બીજાને તો ન જ સૂઝે, મને પોતાને પણ કેમ આજ સુધી ન સૂઝ્યુ એનો વિચાર મને આવ્યો

મારી વાર્તાઓ જાણે ખુશીમા નાચવા લાગી ગઈ હુ તો આ જાતની ખુશી જોઈને ખુશખુશાલ થઈ ગયો પછી તો એક પછી એક વાર્તાઓ એવી તો સરજાઈ કે એ વાર્તાઓએ મારી અવસાનનોધોને ફેરવીને મને અમર બનાવી દીધો મરેલા વાર્તાકાર જીવતા થતા હશે કે નહિ એ તો એને મારનાર જાણે, પણ મરેલી વાર્તાઓ એના વાર્તાકારને જીવાડતા આમ ઇરાદાપૂર્વક પ્રયત્નો કરીને આવી સફળતા મેળવતી હશે એ જાણીને મને ગર્વ થાય છે



પ્રશ્નોને તો શરૂઆતથી જ ઊભા કરનાર આ વાર્તા આટલે સુધી કશી જ વાર્તા લાવી નથી એમ જાણીને બધાંને આશ્ચર્ય થશે. છેવટ મારી બધી વાર્તાઓની જેમ આમાં પણ કાંઈક એવું તત્ત્વ આવશે જ કે જે વાચકોની રસવૃત્તિને બહેકાવી દે.

પણ હવે હું પોતે જ બહેકી જઈ શકું તેમ નથી. મારી વાર્તાઓ વાંચીને કોઈની વૃત્તિઓ છેડાઈ ગઈ હોય કે કોઈના દંભને માનહાનિ પહોંચી હોય એ બધાની માફી માગતા મને નથી આવડી, પણ એમની ક્રૂર મશ્કરી કરવાનો મારો લેશમાત્ર આશય ન જ હોઈ શકે. મારી વાર્તાઓ કોઈને બહેકાવે તે પહેલાં મને બહેકાવે ત્યારે જ બીજાંના એ આક્ષેપોને હું સાચા ગણું. પણ આજસુધી હું વાર્તા સાથે જીવતો આવ્યો છું, પ્રેમ કરતો આવ્યો છું, દિલની ધડકનો ગૂંથતો આવ્યો છું, સુખની ઘડીઓમાં મહાલતો આવ્યો છું, દુઃખની કોઈ પળ એણે મને જણાવા નથી દીધી એવી મારી વાર્તા સાથે હું પોતે જ ચેડા કરું?

તમને થશે કે આમ તો બધા લેખકો કહે છે. હું એવું કહેવા ખાતર કશુંય નથી કહેતો. વાર્તા મારા હાડ-પ્રાણ જેવી છે એમ કહીને મારી વાર્તાનું અપ-માન કરવા હું ન જ ઇચ્છું. પણ તમે બધાં મારી સામે હમેશાં એક જ ફરિયાદ કરો છો કે અમારી જ વાતોને વાર્તામાં જોઈને બહુ ખુશી નથી ઉપજતી. આજે હું મારી પોતાની વાતને રજૂ કરીને વાર્તા લાવ્યો એ તમને ખૂંચી એમ ને? આજસુધી તમે જ મારા અંગત જીવનને સ્પર્શવા ધમપછાડા કરી રહ્યા હતા. અને આજે મારું અંગત જીવન આમ ઊઘાડું ફૂટ મૂકું છું તો ય તમે નાકનું ટીચકું ચડાવશો?

મને ખબર જ નહિ કે મારી વાર્તાઓને ચાહનારો વર્ગ આમ મારી સાથે નિર્દય બની બેસશે. મારી વાર્તાઓને આવકારનારો વર્ગ મને તરછોડશે. પણ તમે બધાં એ કેમ ભૂલી જાવ છો કે મારી વાર્તાઓ સાથે પ્રેમ અને મહોબ્બતની રંગત જમાવવાનો મને એકલાને જ હક છે. તમે એની સાથે એવો કોઈ ઇરાદો લઈને જશો તો એ મારો પક્ષ લઈને તમારી સાથે ઝગડો કરશે, ક્યારેક વિફરી પણ બેસશે. ત્યારે તમે શું કરશો? મને ગાળો ભાંડશો? મારા પર ક્રોધ વરસાવશો? વાર્તાઓને આમ સંકુચિતતામાં સબડતી જોઈને મને પણ એવો ગણી લેશો?

હું નથી ઇચ્છતો કે મારે લીધે તમે વાર્તાઓ સાથે વેર બાંધી બેસો. તમે પણ છૂપી છૂપી લાગણી નથી જ ભૂલવાના એ હું કબૂલું છું. દેખાવ ખાતર મને ભલે તરછોડો પણ મારી વાર્તા પ્રત્યે મમતા દાખવનારો એનો વાચકવર્ગ મને શી રીતે તરછોડી શકે, મને શી રીતે ભાંડી શકે?

ત્યારે મારી લાગણી અતૂટ વહેવા લાગે છે. મારી નજર સામે મારી વાર્તાઓનો મોટો ચાહકવર્ગ એક મહાન સમારંભ યોજે છે. મારી વાર્તાઓ જેટલો જ મારો સત્કાર કરે છે. હું ફૂલી નથી જતો ત્યારે તો મારા તરફનું માન બેહદ વધી જાય છે. મારી વાર્તાઓને ત્યારે હું એક પછી એક બોલાવી લઉં છું: એમનાં મૂળસ્થાને. એમનું મૂળ સ્થાન તો મારા પોતાના જ હૃદયમાં. એ આમ વારાંગનાઓ બનીને જનમનરંજન કરવા શા માટે દોડી જાય એવો ઠપકો પણ આપી બેસું છું.

ત્યારથી હું મૂંગો બની ગયો છું. મારી પ્રગટ થતી અને ઢગલાબંધ લખાતી વાર્તાઓ મારી વાચાને વહેવડાવ્યે જાય છે, મને છતો કર્યે જાય છે છતાં હું મૂંગો જ રહ્યો છું. આજની આ વિચિત્ર વાર્તા પણ એવા ભયંકર મૌનની જ સાચી સાક્ષી નથી?

★





બલદેવ મહેતા

# કમાડ ખોલો

દિનભરની આ તૈયારી.
અંધારાં અજવાળાં કેરાં મિશ્રણ કરતી પળ આવી,
જાવ પાછલી રાત તણાં સ્વપ્નાં, જીવતરની પળ આવી,
દિનભરની આ તૈયારી.
પ્રાગટ વાયું, કુંજકુંજમાં પંખીગણનું ગીત છાયું,
જાગ્યું આયુ, આંખ ખોલીને ચેતન સહસા છવરાયું.
કમાડ ખોલો !
કમાડ તો નહિ ખૂલે, નૂપુર ભલે વાગતાં અણુદેખ્યા,
સ્વપ્નાના દરબાર અમારા અદ્ભુત આખડીએ દેખ્યા,
શહેનશાહના સાજ અમારા, કેમ કરીને લોપ કરું,
જંજાળોના ધ્વનિઓ આગળ, સ્વપ્ન મૂર્ખ થઈ લોપ કરું ?
ને જીવતરની શું હોડ કરું ?
દિવસ તણો હુ ગુલામ, પણ રે રાત તણો હું રાજા છું,
દિવસે જીવતર નથી જીરવું, સ્વપ્નલોકનો રાજા છું,
આ મારાં ફરમાન છંદ થઈ જગત મહીં છવરાઈ રહે
દિવસે ગુલામ થાનારા સૌ છંદો મારા ગાઈ રહે,
ત્યારે સ્વપ્નોને મેલીશ હું,
જીવનની બાજી ખેલીશ હું.
રાત તણી આ બારીમથી ઉઘાડ અમને જોવા દો,
કોણ અમારા ફરમાનોને અવગણતા એ જોવા દો,
આસમાનનું મૌન કેટલુ, ઈન્સાનોના અરમાનો,
અદબ રાખીને કોણ જીવે છે, કોનાં કેવાં ફરમાનો,
કોઈ રાજપુરુષ ત્યાં રાજ કરે છે ?
નિરંકુશ શિરતાજ ફરે છે ?
વિના મોત કોઈ હજી મરે છે ?
એકબીજાથી કોઈ ડરે છે ?
તો તો જાવ નહિ ઉઘડે આ કમાડ મારી રાત તણાં,
મરવું જીવવું સ્વપ્નામાં ને સ્વપ્નો મારી પાસ ઘણાં.



લાંબી મુસાફરી કરીને થાકી ગયેલો એક મુસાફર તાપથી પણ કંટાળી ગયો હતો. પાસે જ એક નાનો છોડ હતો એનો છાયો સારુ નામનો હતો. ત્યા જઈને એ બેઠો. એને મનમાં થયું, 'આ છોડ મોટો હોય તો!' એ સામાન્ય છોડ નહોતો એ એક કલ્પવૃક્ષ હતું. જોતજોતામાં તો એ છોડ મોટો થતો ગયો પાછું એને થયું: 'આનો છાયડો જો, શીતળ, ઘટા ઘેનઘોર હોય તો તડકાની લૂ પણ ઠંડી થઈ જાય' એ થયું એટલે મન આગળ દોડ્યું' 'અહીં એક ઝરણાની અને ફળના એક ઝાડની જરૂર હતી.' જમીન માથી ઝરણુ ફૂટયુ અને એ જ ઝાડમાં ભાતભાતનાં રસાળ પાકા ફળો પણ આવી ગયા ખાઈપીને ધરાયેલા મુસાફરને ઊંઘ આવવા લાગી. મને એક છત્તર-પલંગ અને પગ દબાવનારી એક દાસીના ઇચ્છા કરી. એ બધું પણ હાજર થયુ. આ બધી પ્રસાદી એ કલ્પવૃક્ષની જ હતી. પણ એ મુસાફરના મનમાં થયું: 'આ બધી ઇન્દ્રજાળ તો નથી ને? અને આ દાસી ખરેખરી રાક્ષસી બનીને મને ખાઈ તો નહિ જાય ને ?' કલ્પવૃક્ષને આ કલ્પના પણ સાચી કરવી પડી અને લીલા પૂરી થઈ ગઈ!





નિર્મળ બહેન ભટ્ટ

# ફેશન

ફેશન આજે સંસ્કારિતાને બદલે સ્વચ્છંદતાને માર્ગે જઇ રહી છે ત્યારે એ વિષે ચીમકી આપતો આ લેખ ખૂબ મહત્ત્વનો થઇ પડે તેમ છે. જિંજા-આફ્રિકાના સુપ્રસિદ્ધ સ્ત્રી-કાર્યકરની અધિકારી કલમ પણ એની મહત્તા વધારે છે.........

'ફેશન' એ શબ્દ આપણી ગુજરાતી ભાષામાં ચલણી નાણા જેવો થઈ પડ્યો છે. મૂળ અંગ્રેજી ભાષાનો શબ્દ હોવા છતાં અત્યારે તેનો અર્થ તદ્દન નિરક્ષર વૃદ્ધથી માંડી નાના બાળક સુધીના સૌ કોઈ સમજી શકે છે. જેમ 'હોટેલ' શબ્દ અત્યારે ગરીબ મજૂરથી માંડી શ્રીમંત સુધી કે ખૂણે વસતા એકાદ ગ્રામ્યજનથી તેમ જ ફેશન શબ્દનું પણ થયું છે.

સામાન્ય જનતામાં—આપણા સમાજમાં 'ફેશન' શબ્દ પ્રત્યે બહુ જ ઘૃણા તિરસ્કારની લાગણી અનુભવાય છે, સેવાય છે. પણ તેવું વર્તન કે માન્યતા ઇચ્છનીય નથી, તેમ જ તદ્દન વાસ્તવિક પણ નથી તેથી જ ફેશન શબ્દ કેવળ નિંદવાયોગ્ય વ્યવહાર માટે વપરાવો જોઈએ નહિ. 'ફેશન' શબ્દમાં તો ઘણા સારા અર્થોનો, સારા સદ્‌ગુણોનો પણ સમાવેશ થાય છે, કોઇને કદાચ એ માન્યતા ઉપહાસજનક લાગશે પણ જરા ઊંડે ઊતરીશું તો અવશ્ય તેમાં સમાયેલું તથ્ય આપણને સમજાશે.

ફેશનનો મૂળ અર્થ—ખરો શબ્દાર્થ, રૂઢિ, રિવાજ, રવૈયો એવો થાય છે. પરંતુ આપણે અત્યારે એનો ઉપરની ટાપટીપ કરીએ છીએ ત્યાં આપણી ભૂલ થાય છે. ફેશન ઉપરથી તો આપણને, સમાજની રહેણી કરણીનો સુંદર ઇતિહાસ લાધે છે. જે વસ્તુ ઉપર તો અનેક સંશોધનો ચાલી રહ્યાં છે. આજે તે સમયનો ઇતિહાસ આપણને એ સમજાવે છે કે યુગે યુગે જમાને જમાને માણસોની રહેણી કરણી ભિન્ન ભિન્ન હોય છે. આમ બનવાનું મુખ્ય એ જ કારણ કે દેશ કાળ અને સ્થળને અનુસરી, આબોહવા—કુદરતને અનુસરી, વિચારો, માન્યતા, રહેણી કરણી વગેરેમાં ફેરફારો થાય છે એ રીતે પ્રથમ પહેલ કરનારને ફેશનનો પિતા કહેવાય છે. ધીરે ધીરે એ રિવાજ સમાજમાં અતિ પ્રચલિત થઈ જાય છે. ને સામાન્ય રહેણી કરણી સાથે મળી જાય છે. આ વસ્તુ જો આપણે દરેક યુગના આગેવાન યુગપ્રવર્તકોના જીવન જોઈશું તો સ્પષ્ટ દેખાશે કે દરેક કાળમાં કેવા કેવા પોષાક, કેવાં કેવાં રીત રિવાજો, રહેણી કરણીમાં ફેરફારો થયા છે ને થાય છે. અને એ રીતે આ પૃથ્વીની 'ફેશન'નો ઇતિહાસ માનવીના ઇતિહાસ જેટલોજ જૂનો છે. માનવ સર્જન સાથે જ 'ફેશન' જન્મી ઉત્તર દક્ષિણ ધ્રુવના બરફમાં વસનાર માનવીઓમાં શું કે આફ્રિકાના જંગલમાં વસનાર આફ્રિકનોમાં, પૂર્વે પશ્ચિમના અદ્યતન ફેશનના મધ્યબિંદુ ગણાતા પ્રદેશોમાં શું કે અમેરિકામાં વસતા રેડઈન્ડીયનમાં શું, પેરીસનાં સૌન્દર્યધામોમાં શું કે શું ઇરાની જીપ્સીના સમુહમાં, ફેશન નો અમુક જાતની રહેલી જ છે.

ખરું જોતાં માનવી અમુક સમયે કંઇક નવીનતા માગે છે. મનુષ્ય સ્વભાવ જ નવીનતા માગી લે છે અને એ રીતે કરેલો ફેરફાર તે 'ફેશન'. આપણે સમાજમાં રીત રિવાજોનું, રહેણી કરણીનું જો પૃથક્કરણ કરીશું તો અવશ્ય જણાશે કે આપણે આપણા પૂર્વજો કરતાં કેટલા આગળ ગયા છીએ.

જો આપણી વચ્ચે કોઈ વૈજ્ઞાનિક કે ચમત્કારિક પ્રયોગથી આપણાં પૂર્વજોને આપણી વચ્ચે લાવી મૂકે તો તેમને આપણા વ્યવહારથી કેટલી નવીનતા લાગશે? આપણા સાદાં પણ મુલાયમ પોષાક, આપણી સ્પર્શાસ્પર્શની માન્યતા, આપણા યુવાનોના ખુલ્લાં માથાં, આપણી બહેનોના ચૂડિયો વિનાના હાથ, આપણા એકત્રિત ઉત્સવો, આપણી ભાઈબહેનોની એકત્ર કામ કરવાની પ્રણાલિકા. આ બધું પ્રત્યક્ષ જોઈને તેમને શાંતમ્ પાપમ્ કહેવું પડશે. પરંતુ આ બધું તેમને થશે. જેમ અત્યારના યુવક-યુવતીઓના જીવન વ્યવહારમાં

અમુક પ્રકારની ખાસિયત આપણને અયોગ્ય લાગે છે તેમ. કારણ તો સહજ સમજી શકાય તેવું છે. સ્પષ્ટ છે કે આ યુગનાં જીવનવ્યવહાર તે જાતના બન્યા છે.

માટે આજની ફેશન તે આવતી કાલની રહેણીકરણી જ છે. શ્રીમતી શારદાબેન મહેતાએ પોતાના જીવન વૃત્તાંતમાં તે કાળની શિક્ષિત નારીનું સુન્દર ચિત્ર દોરી આધુનિક યુવતી સાથે મુકાબલો કર્યો છે, તેમાં બહુ જ સુક્ષ્મ રીતે ગુણદોષની વરણી કરી છે તે ખરેખર આવકારદાયક છે સમાજના નેતાઓ—વડીલોની ફરજ છે કે 'ફેશન' સમાજને અવળે માર્ગે લઈ જનારી ન હોવી જોઈએ. તેમાં રહેલાં અનિષ્ટો દૂર કરવા એ સમાજના નેતા, મોવડી ધર્મ–પ્રચારકો અને સામાજિક કાર્યકર્તાઓની ખાસ ફરજ છે. તેઓ તેમ નહિ કરે તો સમાજની અવનતિનું દોષારોપણ તેમને શિર અવશ્ય આવશે.

આપણે છીએ તેના કરતાં સારા સુઘડ દેખાવું એ તો પ્રાણી માત્રનો ઈશ્વરદત્ત સ્વભાવ છે. ઘણીવાર આપણે કૂતરા બિલાડાને શરીર જીભ વડે ચાટતાં, ગાય ભેંસને તેમના વાછરડાને ચાટતાં જોઈએ છીએ. આ શું સૂચવે છે? શારીરિક સુઘડતાનો, સૌન્દર્યનો ખ્યાલ દરેક પ્રાણીના ચિત્તમાં હોય છે. આ સુઘડતા જાળવવા કરેલી જુદી જુદી ટાપટીપને સમાજ ફેશન શબ્દથી અપનાવે છે ફેશનના અનેક પ્રકારો ગણાવી શકાય. વાળ ઓળવાની, વાળ રાખવાની, અંબોડાની, ચાંદલાં કરવાની, કપડાના કટ, રંગ પસંદ કરવાની, ચાલવાની, બોલવાની, બેસવાની, નમસ્કાર કરવાની, નમસ્કાર ઝીલવાની, ઘર શણગારવાની, વગેરે ગણાવે પાર આવે તેમ નથી. આપણી દૃષ્ટિએ જંગલી જણાતા લોકોમાં પણ મોતી ઘુઘરા પીછાં બાંધવાની ફેશન છે. હાથે પગે સાચાં ખોટાં આભૂષણો પહેરવાની ત્રાંબા પિત્તળના તાર વીંટવાની પણ ફેશન છે. બરફથી શરીરનું રક્ષણ કરવા રેન્ડીઅરના ચામડાંના કોટ પહેરવાની ફેશન છે. આફ્રિકનોમાં ને લડાયક કોમોમાં તલવાર ભાલા રાખવાની પણ ફેશન છે. અર્થાત્ દરેક જગ્યાએ દરેક માનવીમાં 'ફેશન'ની હસ્તી તો છે જ.

પરન્તુ જેમ જેમ માનવ જીવનમાં સુધારા વધારા થતા ગયા તેમ તેમ ફેશનમાં પણ સગવડના માટે સુધારા થતા ગયા જેમ જેમ વિજ્ઞાનની અવનવી શોધખોળો થતી ગઈ તેમ તેમ ફેશનમાં પણ પૂર ઝડપથી પ્રગતિ થતી ગઈ. એક કાળ એવો હતો કે જ્યારે પગના રક્ષણ માટે માત્ર લાકડાની પાવડીઓ (ખડાઉ) વપરાતી પછી આવ્યા ઓખાઈ કે ચાંચવાળાં પગરખાં કે કાંટારખાં અને અત્યારે તો જેવાં કપડાંના રંગ તેવાં બૂટ-ચંપલોના ઢગ ઘરમાં ખડકાવાં લાગ્યાં છે અનેકવિધ વસ્ત્રોથી પેટીઓ ભિભરાવા લાગી છે જ્યારે એક સમયે આપણા પૂર્વજો માત્ર બે જ વસ્ત્રો નીચે ધોતિયું ને ઉપરનું ઉપવસ્ત્ર તે જ પ્રમાણે સ્ત્રીઓ પણ નીચેનું વસ્ત્ર ને ઉપવસ્ત્ર ઓઢણી જેવું જ પહેરતાં અત્યારે તો શરીર ઉપર અકુદરતી અને હેતુ વિનાનાં કપડાં લાદવામાં 'ફેશન' મનાય છે. તે જ પ્રમાણે દરેક રીતોમાં, રિવાજોમાં પરિવર્તન થયાં છે અને આવા પરિવર્તનો ઉપરથી જ ઇતિહાસકારો, સમાજ–શાસ્ત્રીઓ સમાજનો ઇતિહાસ આપી શકે છે

વળી ફેશનને નિવૃત્તિ કે ફુરસદ સાથે ઘણો ઘનિષ્ટ સંબંધ છે. જૂના સમયમાં વિજ્ઞાનની અદ્યતન શોધ ખોળ થઈ ન હતી તેથી તે સમયની ફેશનમાં સાદાઈ હતી, સાત્વિક આનંદ હતો. અને એ ફેશન બોજા રૂપ ન હતી. માનવી ફેશનનો ગુલામ ન હતો પણ આનંદ મેળવવાનાં અનેક સાધનોમાં ફેશનને એવા એક સુખદ સાધન તરીકે તેનો ઉપયોગ કરતો હતો પ્રાચીન સમયમાં સમય પુષ્કળ મળતો. તેનો સદુપયોગ પણ સારો થતો. પુષ્પોના વિવિધ કલામય આભૂષણો બનાવવાં, ચિત્રો આલેખવાં, પ્રભાતની આહ્લાદક શાંતિમાં સંગીતના સુમધુર સૂર છેડવા, બાગ બગીચા ગૌશાળાઓ સાફ કરવી વગેરે અનેક કાર્યોમાં સમય સારો પસાર થતો. પુરુષો પણ તે વખતે પળાતા વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે જ્ઞાન સંપાદન કરતા, સાત્વિક વ્યાયામ કરી શરીર ખીલવતા અને જનતાની સેવા કરી ઉપયોગી જીવન ગાળતા તે વખતની સામાજિક ફેશનનું આવું સ્વરૂપ હતું. પરન્તુ સમય જતાં અનેક



પ્રકારના સુખ સગવડતાનાં સાધનો વધારવા માટે વિજ્ઞાન આગે કુચ કદમ કરવા લાગ્યું. જીવનની જરૂરીઆતો વધતા જીવનકલહ તીવ્રતમ બનતો ગયો. ફેશનમાં શોષણનીતિએ પ્રવેશ કીધો. અન્યનાં સુખને ભોગે થોડાં માનવી નૂતન 'ફેશન'ના ઉપાસક બન્યા. આ રીતે ધીરે ધીરે ફેશનમાં શુષ્કતા આવી અને અનેકવિધ કૃત્રિમતાની જાળમાં 'ફેશન' અટવાઈ પડી. સુંદર કલાચિત્રોને બદલે જાપાનીઝ મશીન પેઈન્ટિરની કૃતિઓ કલાના નમૂના તરીકે પૂજાની થઈ. મધુર સંગીતનું સ્થળ રેડિયો, રેડિયોગ્રામ ને ગ્રામોફોને લીધું. નાટ્ય કલાને સ્થાને સિનેમા આવ્યું. બુદ્ધિ અને હૃદયનું સ્થાન યંત્રે લીધું. પછી તે કાર્યોમાં દીપ્તિ ક્યાંથી જ સંભવે! વૈજ્ઞાનિક સુખ સગવડથી લોકો પાસે સમય વધ્યો પણ આવડત ઘટી, હૈયાઉકલત ચાલી ગઈ. આધુનિક માનવી મોટરને અદ્યતન રાખશે, યંત્રમાં બનેલાં રમકડાં ખરીદીને કબાટો છલકાવવાનું મન થશે પરન્તુ તે સમયે કુદરતી, પુષ્પો ખીલવવાનું ચિત્તમાં કેમ સ્ફુરતું નથી! પુષ્પક્યારીને સંમાર્જન કરતી, પાણી પાતી કોઈ યુવતી કે કન્યા દૃષ્ટિપથે પડતાં કેટલા સુંદર ભાવો જાગૃત્ થાય છે? આવા એક સામાન્ય પ્રસંગમાંથી જ સાહિત્યનું શ્રેષ્ઠ સર્જન 'શાકુન્તલ' થયું. જ્યારે અત્યારની 'ફેશન' પાછળ વિચારોનું મંથન નથી હોતું. પરિણામે ફેશનનું એવું વિકૃત સ્વરૂપ થઈ ગયું છે કે અદ્યતન હૃદયગમ્ય, દૃષ્ટિપ્રિય લાગતી નથી તેથી 'ફેશન'ને અપનાવતા પહેલાં જો વિવેકદૃષ્ટિ વાપરવામાં આવે તો પરિણામ ઘણું જ સુંદર આવે.

પરન્તુ જે 'ફેશન' હલકાં ને ઘાતક વિચારો જાગૃત કરે અને પોષે તે અવશ્ય નુકશાનકર્તા બને છે. આપણા મર્યાદિત વાડામાં કે સમાજમાં, ગામમાં કે દેશમાં જ્યાં જ્યાં આ વસ્તુ તરફ ખાસ લક્ષ્ય અપાશે તો ત્યાં ત્યાં જીવન જરૂર નિર્મલ અને ઉલ્લાસવાળું બની રહેશે પણ જ્યાં 'ફેશન'ને મનસ્વી રીતે યથેચ્છ વિહરવા દેવાશે ત્યાં બહુ જ ભયંકર પરિણામ કોઈ વાર આવશે તેથી ફેશનના અશ્વને સંયમની લગામની જરૂર છે. કેટલીકવાર ફેશનને પોષવા ફેશનના બુરખા નીચે સર્વ છૂપાવી આધુનિક દેખાવા કે ફેશનને ટકાવવા મનુષ્યને સ્થિતિ ઉપરવટ આર્થિક ભીંસમાં ભીંસાવું પડે છે. પરિણામે અનીતિ, ચારિત્ર્યશિથિલતા વગેરે અનેક પ્રકારના દોષો અને અનિષ્ટો જન્મે છે. ફેશનના પાસપોર્ટથી અનેક દુર્ગુણોને વિના વિલંબે સમાજમાં પ્રવેશપત્ર મળી જાય છે. કોઈ વાર ફેશનને પોષવા શક્તિ ઉપરાંત આર્થિક બોજો વહન કરવા શરીરને કંતાવી નાખવું પડે છે અને તેથી આજે આપણો સમાજ એટલો કમજોર નિર્બળ બન્યો છે કે તેમના કાર્યમાં જ્ઞાનવૃદ્ધ અનુભવવૃદ્ધ ધીરગંભીર વિચારશીલ વડીલોએ રસથી સાથ આપવાની જરૂર છે, નહિ કે તેમની 'ફેશન'થી સૂગાઈ તિરસ્કૃત માનસ દર્શાવવું.

કેટલીયવાર સમાજમાં અમુક વ્યક્તિઓ નવીનતાના-કળાના પૂજક કહેવડાવવાના બહાના તળે અમુક પ્રકારની ફેશન જીવનમાં અપનાવે છે અને એ રીતે દેખાદેખી અનુકરણથી એકબીજાથી વધુ સંસ્કારી દેખાવા એક પ્રકારની 'ફેશનો' યોગ્ય કે અયોગ્ય સમાજમાં સારા પ્રમાણમાં દાખલ થઈ છે. દાખલા તરીકે ઘડિયાળ એ કાર્યરત વ્યક્તિને અતિ ઉપયોગી જરૂરની વસ્તુ છે. પરન્તુ તેનો ઉપયોગ અત્યારે સમાજમાં એક ફેશનના અંગ તરીકે થઈ રહ્યો છે. કોઈ જમણમાં કે સિનેમાગૃહમાં ચિત્રો જોતી વખતે કે લગ્નનાં ગીતો ગાતી વખતે-કે આવા અનેક પ્રસંગે તેની આવશ્યકતા નથી છતાં ય અનેક વ્યક્તિઓ સ્ત્રી કે પુરુષ તેનો અતિ આગ્રહ રાખે છે. આથી બીજી હાસ્યાસ્પદ સ્થિતિ શી હોઈ શકે? આથી અનેક ફેશનને સમાજમાં સ્થાન મળ્યું છે પરન્તુ તેને સ્વીકારતા પહેલાં જો વિવેકદૃષ્ટિ વાપરવામાં આવે તો તે ઇચ્છનીય છે.

જે ફેશનમાં બુદ્ધિપૂર્વકની મૌલિકતા નથી, વિવેક નથી, પણ જેમાં નર્યું અનુકરણ જ છે તે ફેશન સમાજને માટે બિલકુલ હિતાવહ નથી પણ ઊલટું સમાજમાં વિપરિત પરિણામ લાવનાર બને

છે. જ્યારે સમાજસેવકો, ધર્માચાર્યો આગેવાનો છેવટાઉ સુન્દરતાનો સ્વાંગ રચી સમાજમાં એકત્રિત હજી મળે છે, બહેનો પણ અર્ધખુલ્લા શરીર રહે તેવાં વસ્ત્રો પહેરવામાં રાચે છે તે તો અવશ્ય દૂર કરવું જોઈએ. પરદેશ વસતી બહેનોએ તથા ભાઈઓએ એ તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. આવા ફેશનના બહાના નીચે ગમે તેવા પોષાક પહેરવા ને સભ્યતાનો સ્વાંગ ન રાખવો એ તો એક હિન્દી તરીકે હિન્દને લાંચ્છનરૂપ છે. ઉપરાંત આવા અસભ્ય પોષાકથી દૃષ્ટોના જે વિકાર–વિલાસ પોષાય છે ને પરિણામ જે આવે છે તે સૌને વિદિત છે. આવી 'ફેશન'ને તરત જ નીંદી નાખવી ઘટે છે, પરન્તુ પોતાના માતપિતા, ભાઈબહેન, પતિપત્ની કે ઈતર આપ્તજન પાસે વાળ ઓળ્યા વિના કે મોઢું ધોયા વિના બેસીએ તો જરૂર વાતચીતમાં આવું ફૂવડપણું ગંદકી અંતરાયરૂપ થાય છે.

કોઈનાર દેશના સંસ્કારની છાપ તરીકે પણ ફેશનને સ્વીકારવી પડે છે. તેમ આપણે ત્યાં જ્ઞાતિ જમણમાં ધોયેલાં સ્વચ્છ વસ્ત્ર હોવા છતાં રેશમી વસ્ત્રો પહેરવાં પડે, પહેરવા પડતા હતાં. પશ્ચિમના દેશોમાં રાત્રિના જમણ વખતે અમુક પ્રકારનો કાળો જ પોષાક પહેરવો પડે. સવારના સ્કૂળમાં જતી વખતે શ્વેત ખમીસને જ સ્થાન અપાય, રાજારાણીની મુલાકાત વખતે અમુક પ્રકારની જ 'કર્ટસી'—વિનય દર્શાવાય, અમુક પ્રકારનો જ મુજરો થાય, હાઈ કોર્ટમાં બેસતી વખતે કે પદવીદાન સમારંભમાં અમુક પ્રકારના જ ઝભ્ભા પરિધાન કરવા પડે, સામાન્ય પરસ્પર મુલાકાત વખતે સાહેબજી, નમસ્તે, જય જય, જયશ્રીકૃષ્ણ વગેરે શબ્દો બોલવા પડે. આ બધાનું કારણ જે તે દેશના, જે તે સમાજના સમયના સસ્કારની છાપ તરીકે એ ફેશનને જાળવવી પડે છે. આ વાતો 'ફેશન'ના લાભ કે તેની જરૂરીયાતની થઈ.

પરંતુ આગળ ઉલ્લેખ કર્યો મુજબ જે પ્રકારની ફેશનો આપણે ત્યાં કંઈક અંશે નીંદાય છે તેનાથી તો સંસારમાં દુઃખનો ઉમેરો જ થાય છે તેમ કહ્યા વિના ચાલે તેમ નથી. આખો દિવસ ગમે તેમ ફરવું પણ માત્ર સિનેમા પાર્ટીમાં જતી વખતે જ 'પીયર્સ સોપ' કે 'વેઝેલાઈન' લાઈમજ્યુસ કે પોલેટમ લગાડવા, આંખમાં અંજનને બદલે રાતા રંગથી રાતી કરવી, ઓષ્ટની કુદરતી લાલીની જગ્યાએ લીપસ્ટીકનો ઉપયોગ કરવો એ બધું ખરેખર વિનાશ માર્ગે લઈ જનારું નાટક જ છે. નથી તેથી આત્માની ઉન્નતિ થવાની કે નથી આપણી પ્રકૃતિ સુધરવાની. સામાન્યતઃ સ્ત્રી કે પુરુષનો શૃંગાર લગભગ એક જ ઘાટીનો હોવો ઘટે છે તેમાં પણ સમાજના અગ્રણીઓ, નેતાઓએ આ વસ્તુ ઉપર ખૂબ જ ધ્યાન રાખવું ઘટે છે. નહિ તો તેમનું અનુકરણ સમાજને અવનતિને માર્ગે ચોક્કસ લઈ જાય.

સારાં કપડાં કે સુંદર રંગ પસંદ કરવાં એમાં બીલકુલ અયોગ્યતા નથી. આભૂષણો પણ સ્ત્રીઓનો શૃંગાર છે. પરન્તુ સૌએ પોતાનો ગુંજાશ—ઉમ્મર, સ્થિતિ ને યોગ્યતાને અનુરૂપ પહેરવું ઘટે છે. આપણે ત્યાં અત્યારે સિનેમાના ફેશન અને તેના અનુકરણે તો સમાજને ખૂબ વિકૃત બનાવી દીધો છે. સિનેમાની તારાકણીઓના પોષાક–આભુષણોએ આપણા સમાજને ખૂબ પરવશ બનાવી દીધો છે. સમાજના સમજુ પુરુષો પણ તેમા રાચે છે. આવા વસ્ત્રો–આભૂષણોએ આપણા દેવમંદિરમાં પણ નાટકો પેસાડી દીધાં છે કેટલાંક દેવને ખોટા આભૂષણો પહેરાવાય છે। આપણે ખુદ ઈશ્વરને પણ ફેશનના તોરમાં છેતરવા લાગ્યા છીએ. 'ફેશન' તો ખુદ શ્રી કૃષ્ણને પણ પ્યારી હતી સુંદર બંસીધર કૃષ્ણને કેટલા સુંદર વર્ણવાય છે! ક્યા મીરાં ને નરસિંહની નિર્મળ ભક્તિ ને ક્યાં આપણી કૃત્રિમ ભક્તિ! એ નિર્મળ ભક્તિને ફેશનની કૃત્રિમતાનો ઓપ ધીરે ધીરે અપાવા માંડ્યો પરિણામે એ જ ફેશનના તોરમા આવા નાટકીય મંદિરમાં જતાં સમજુ માણસો શરમાવા લાગ્યા અને બ્રાહ્મોસમાજ–પ્રાર્થના સમાજ–થીઓસોફીસ્ટ સમાજ જેવી બુદ્ધિ-



વાદી સમાજ ઊભી થઈ. એ પણ નવા યુગની પ્રભુને ભજવાની નવી 'ફેશન'. અત્યારે જે આપણા સમાજ પ્રમાણે દેવોના પોષાક ચીતરવામાં આવે છે તે પશ્ચિમના અનુકરણ-સંસ્કારે પછી અમુક યુગ પછી દેવ દેવીને સાડીને બદલે ફ્રૉકમાં કે પીતામ્બરો બદલે સૂટમાં—કે જવાહર પોષાકમાં દોરેલાં નજરે પડે તો નવાઈ નહિ.

આ રીતે આપણે ધર્મને પણ ફેશન બનાવી બેઠા છીએ. કોઈ સાધુ સન્ત ધર્માચાર્ય આવે તો હંમેશ શ્રવણમાં જવું, ભિક્ષા માટે નિમંત્રણ આપવું, તેમનું અંગત કામ કરી આપવું, આત્મા પરમાત્મા, માયા, સત્ ચિત આનંદ જેવા શબ્દો ગોખી રાખવા. આટલી પ્રવૃત્તિ પાછળ માનવીઓને અમુક પ્રકારની ઘરમાંથી છૂટ જોઈતી હોય છે. આનંદ-રીક્રીયેશન જોઈતો હોય છે. અને સમાજમાં ધાર્મિક વૃત્તિવાળા કહેવડાવવાનો દેખાવ કરવો હોય છે. એ સિવાય કંઈ જ ઉદ્દેશ નથી હોતો. પરન્તુ હૃદયની ઉન્નત ભાવના ને નિર્મળ વિચારો વિના કદી પણ સત્સંગ પ્રાપ્ત થતો જ નથી. આ ઢોંગ તો બીજા ઢોંગ કરતા ઘણો જ ખરાબ છે. સામાજિક સેવાના ક્ષેત્રમાં પણ આવી 'ફેશન' સારા પ્રમાણમાં દાખલ થઈ સમાજ-સેવકોના બિરૂદ નીચે અનેક અનિષ્ઠો ઉપજાવી રહ્યાં છે. આ તરફ પણ ખાસ ધ્યાન દેવાની જરૂર છે.

કહેવાનું તાત્પર્ય એ કે 'ફેશન'માં બુદ્ધિનો સમન્વય થાય, વિચારોની ઉન્નત ભાવના હોય, પવિત્રતા હોય તો 'ફેશન' ખરેખર દીપી ઊઠે. ગૃહશૃંગારની ફેશનમાં પણ આંધળું અનુકરણ ન હોય પણ બુદ્ધિ-પૂર્વકની યોજના મૂકી હોય તો ખૂબ જ દીપી ઊઠે. વિલાસ ને વાસનાપ્રેરક ચિત્રોને બદલે સુન્દર સાત્વિક-ભાવથી નીતરતી કળાકૃતિઓ હોય, આંગણાં રંગોળીથી વિભૂષિત હોય, મોંઘી ભભકાદાર વસ્તુઓ બદલે ભલે આછી ને થોડી વસ્તુઓ પણ કલામય ગોઠવી હોય, રેડીઓમાં સિનેમા સંગીતના કર્કશ સંગીતને બદલે સુંદર વીણાવાદનના સ્વરો આવતા હોય, અત્તર સેન્ટના મઘમઘાટને બદલે મીઠા મધુરા ધૂપ દીપની સુવાસ, ફૂલદાનીમાં રાખેલાં સુગંધી પુષ્પોની સુવાસ સાથે મળી જઈ વાતાવરણને ભરી દેતી હોય...ત્યાં જ સંપૂર્ણ શાંતિ લાધશે. આવી પવિત્ર શાંતિ, આવા નિર્મળ વાતાવરણમાંથી ઉદ્ભવતી 'ફેશન'થી આજે 'ફેશન' શબ્દ જેટલો ભયસૂચક, તિરસ્કારસૂચક બન્યો છે તેને બદલે આવકારદાયક બનશે.

અન્તમાં "સાદું સાત્વિક ને નિર્મળ જીવન અને ઉન્નત પવિત્ર વિચારો" એ જ આપણને-સમાજને ગામને અને દેશને ઉર્ધ્વગામી લઈ જનાર સાચો રાહ છે, એ જ સાચી ફેશન છે. કવિશ્રી કાન્તે કહ્યું છે કે,

> આવોને સહિયર ઉન્નત જીવન
> જળ ઝીલવાને જઈએ રે...
> પુણ્ય સલિલ અવગાહનથી રાજી
> અંતર પાવન થઈએ રે

આપણે પણ એ ભાવનાનાં પુણ્ય સલિલ અવગાહન કરતા શીખીએ.



વિજ્ઞાનના ચક્કરમાં પડીને માણસે જોડાં પહેર્યાં અને ધરતીની સુખદ શય્યા છોડીને એ પલંગ ઉપર સૂતો. એણે કલ્પના કરી કે કુદરત નહોતી દેતી એવાં રક્ષણ, આરામ અને આનંદ મળે છે. પણ તરંગના આ જૂઠા ભૂલાવાએ અને વિજ્ઞાનના ચમકદાર આકર્ષણના ચક્કરમાં ફસાઈ ને માણસને ન તો આરામ મળ્યો કે ન મળ્યો આનંદ, તંદુરસ્તી, ખુશાલી સાધુતા, સૌજન્ય કશુંય ન મળ્યું પણ એની આશાથી ઉલટું એને રોગ અને પીડા મળ્યાં. ગભરાટ, પાપ, અપરાધ, દુઃખ અને નિરાશા તો વધારાનાં.

જમીન પર સૂવાનું મહત્વ જો ફરી એકવાર પૂરેપૂરી રીતે સમજી લેવાય તો માનવજાત રોગી શરીર અને વિકૃત મનની ભ્રમજાળમાંથી છૂટી જાય.

—એડોલ્ફ જસ્ટ





પદ્મકાન્ત ર. શાહ

# વિજ્ઞાન, માનવી અને સત્ય

વિજ્ઞાન અત્યારે રાજકારણની ફૂટ નીતિના અમલ નીચે આવી ગયેલું છે તેનો લેખકને અત્યંત શોક છે અને લેખક પોતે પણ રસાયણશાસ્ત્રી હોઈને આ પરિસ્થિતિ વહેલી તકે દૂર થવા ઇચ્છા પણ રાખે જ

આજના મનુષ્યને તેના પુરાણપૂર્વજની જેમ જગતની સૌથી આશ્ચર્યકારક બિના વિશ્વની અંદર સતત થયા કરતા રૂપાન્તરોની છે જીવન્ત વનસ્પતિ અને પ્રાણીઓ પૃથ્વી ઉપર જન્મ ધારણ કરે છે, વિકસે છે અને વિલય પામે છે જે માટીમાથી તેઓ પેદા થાય છે તેમાં જ તેઓ અંતે મળી જાય છે વિદ્યુતનો એક ચમકારો થાય છે અને વનમા અગ્નિ પ્રગટે છે, જેમા સઘળા વનવાસીઓ ભસ્માવશેષ બને છે અને અદૃશ્ય થાય છે

શ્વાસોચ્છ્વાસે પરિવર્તન પામતા આ જગતમા માન વસર્જનના સ્મારક ચિહ્નો નિરંતર દૃષ્ટિગોચર થયા જ કરે છે પુરાણા ખંડેરો, નાશ પામેલા નગરો અને ભૂકંપ કે કોઈ બીજા કારણે સ્થળ ત્યા જળ અને જળ ત્યા સ્થળની સાબિતી આપતા અનેક અવશેષો

આદિમાનવની પ્રથમ સિદ્ધિઓમા તેણે અગ્નિ ઉપર મેળવેલી પ્રભુતા મોખરે છે. આ વિજયને પરિણામે બર્બરતામાથી માણસે સંસ્કારિતામા પ્રવેશ કર્યો આ વાત પ્રાગૈતિહાસિક યુગ જેટલી પુરાણી છે ગુફામા રહેતા માનવીને આ શોધને પરિણામે ઉષ્મા ઉપરાત વન્ય પ્રાણીઓ સામે રક્ષણ પણ મળ્યુ જગતની સૌથી અદ્ભુત વસ્તુ, તે સમયે, દેવતા હતી ઉષા અને સંધ્યા વખતનુ સૂર્યનુ રક્તબિંબ, તેજસ્વી લાવા ઓકતા જ્વાળામુખી પર્વતો, જંગલમા વૃક્ષોની ડાળીઓ ઘસાવાથી પ્રગટતા વડવાનલ, વિદ્યુતના આંખો આંજી દેતા ઝબકારા પછીનો મેઘનો કાળજુ ચીરી નાખતો ગડગડાટ, આ બધી ચીજોએ આપણા ગુહાનિવાસી પૂર્વજને વિચારમા ગરકાવ કરી નાખ્યો હશે 'પૃથ્વી ઉપર દેવતા ક્યાથી આવ્યો ? તેમાથી સર્જાતા વિનાશ સામે રક્ષણનો ઉપાય કયો ' અગ્નિદેવને શાંત રાખવા શુ કરીએ તો તે ખુશ થાય ?'—આવા આવા વિચારોની ભૂમિકામા માનવ–કલ્પનાવિહારે કંઈ કંઈ કથાઓ અને કાવ્યો રચ્યા સાથે સાથે માનવીએ કેટલીક પાયાની Fundamental શોધો કરી રાધવાથી ખોરાક સુપાચ્ય બનતો હતો તે પ્રથમ શોધ, માટીને ખૂબ તપાવવાથી તે કઠણ પથ્થર જેવી થતી હતી તે બીજી શોધ, જ્યારે જમીનમાથી ખોદી કાઢેલી કેટલીક વસ્તુઓ કોલસા સાથે તપાવવાથી ધાતુઓ ઉત્પન્ન કરતી હતી તે ત્રીજી અગત્યની શોધ માનવના અજ્ઞાને આમ અગ્નિદેવની શક્તિઓ નાથી અગ્નિ ઉપર પ્રભુત્વ મેળવ્યુ

શરૂઆતના માનવીને આરામ હરામ હતો આરામની વૃત્તિ તો તદ્દન આધુનિક યુગની પેદાશ છે પહેલા માનવીને પેટ ભરવા માટે સખત પરિશ્રમ ઉઠાવવો પડતો શરીર ઢાંકવા માટે શોધાયેલા વસ્ત્રો, ચામડું કમાવાની કળા, જાતજાતની આકૃતિવાળા માટીના પકવેલા વાસણો ખનિજોમાથી પેદા કરાયેલી જુદી જુદી ધાતુઓ, લોખંડમાથી પોલાદ બનાવવાની સાંપડેલી કળા, પાણીની વહેંચણી માટે જૂની સંસ્કૃતિની 'હાઈડ્રૉલીક સીમેન્ટ'ની પાઈપો અને છેવટે સંસ્કૃતિને કલમબદ્ધ કરનાર કાગળ આ સર્વ શોધો રસાયણશાસ્ત્રની હતી અને રસાયણ વિજ્ઞાનના કર્તૃત્વથી આ કળાઓ વાસ્તવિક બની હતી

રસાયણવિજ્ઞાનના મુખ્ય ત્રણ કર્તવ્યો છે

(૧) **જુદા જુદા દ્રવ્યોનો પરિચય :** ઘણા પદાર્થો દર્શન માત્રથી ઓળખી શકાય છે, જેમ કે કાચ, લોખંડ તાંબુ, કોલસો, ચૂનો વગેરે તેમ છતા, જ્યારે બે પદાર્થો દેખાવમા સરખા હોય છે ત્યારે તેમને ઓળખવા સારુ વિશિષ્ટ પદ્ધતિઓનો આશ્રય લેવો પડે છે અમેરિકાના પહેલા વસાહતીઓએ સુવર્ણને મળતો પીળા રંગનો પદાર્થ શોધ્યો હતો આ પદાર્થ



જે સુવર્ણમાક્ષિક કે ગંધકિત લોહ નામે આજે જાણીતો છે તેને 'મૂર્ખાઓનું સોનું' એવું નામ આ ઉપરથી મળ્યું. તેની બરડતા તથા વજનમાં હલકાપણાના વિશિષ્ટ ગુણધર્મો આ લોકોને ખબર હોત તો તેઓ છેતરાત નહિ. કેટલીક વાર કોઈ બે ચીજો એટલું સામ્ય ધરાવતી હોય છે કે તેમની વચ્ચે ભેદ પારખવા ખાસ પદ્ધતિ યોજવી પડે છે. કૃત્રિમ રેશમ અને ચામડું અસલી વસ્તુઓ તરીકે ઘણીવાર ખપી જાય છે.

**(૨) દ્રવ્યોને એકબીજાથી જુદાં પાડવાં** । જ્યારે બે અથવા વધારે દ્રવ્યો એકબીજાથી જોડાયેલાં હોય છે ત્યારે તેમને છૂટા પાડવા ખાસ પદ્ધતિઓનો ઉપયોગ કરવો પડે છે.

**(૩) દ્રવ્યોને એક સ્વરૂપમાંથી અન્ય સ્વરૂપમાં બદલવાં :** દષ્ટાંત તરીકે, ખોરાકનું હાડકાં, સ્નાયુ અને મજ્જામાં રૂપાન્તર થવું.

ટૂંકામાં, રસાયણવિજ્ઞાન એ પદાર્થોના રૂપાન્તરો વિષે પદ્ધતિસર જ્ઞાન આપતું એક શાસ્ત્ર છે, જેના વડે આવાં રૂપાન્તરો આપણે સમજી શકીએ છીએ, ભાખી શકીએ છીએ અને કાબુમાં લઈ શકીએ છીએ. આને લીધે આપણે આપણી આસપાસની વસ્તુઓનો વધુ બુદ્ધિયુક્ત ઉપયોગ કરી શકીએ છીએ. પૂર્વે આપણી પાસે જે વસ્તુઓ હતી અને આજે જે છે તેમાં બહુ ફેર નથી પડ્યો પરંતુ રસાયણવિજ્ઞાને આપણને એ વસ્તુઓને વધારે બુદ્ધિપૂર્વક વાપરતાં શિખવ્યું છે.

મનુષ્યે જન્મતાવેંત જ રસાયણવિજ્ઞાનનો પરિચય જાણે અજાણ્યે કેળવવા માંડ્યો છે. પ્રથમ દષ્ટિએ આ વિશ્વની અદ્દભુત વસ્તુઓ નજરે પડતાં તેમને એકબીજાથી ભિન્ન રીતે ઓળખવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો અને તેના પહેલા શ્વાસથી જ શારીરિક વ્યાપારોમાં રસ જામવા માંડ્યો. પ્રાણવાયુ વડે થતું કાળા અશુદ્ધ લોહીનું શુદ્ધ રક્ત રંગમાં પરિવર્તન, અન્ન વડે થતું શારીરિક ઘડતર, દૂધનું દહીંમાં રૂપાન્તર, લાકડાનું તથા કેરોસીનનું દહન, ઈંડાં વડે ચાંદીની વસ્તુઓ કાળી પડવી, વગેરે રોજ-બ-રોજની હકીકતો રાસાયણિક ક્રિયાઓને આભારી છે.

રસાયણશાસ્ત્ર તેના સહોદર ભૌતિકવિજ્ઞાન સાથે એક મધ્યસ્થ વિજ્ઞાન છે, ભૂસ્તરશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, કૃષિશાસ્ત્ર વગેરે વિદ્યાઓનું હાડ રસાયણ વિજ્ઞાન વડે બંધાયેલું છે. વિજ્ઞાન આજે જગતને જે આપી રહ્યું છે તેનું ચણતર રસાયણ વિજ્ઞાનના પાયા ઉપર થયું છે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં કામ કરતા નવા અભ્યાસીને જો લાગે કે હવે વિજ્ઞાનમાં નવું ઉમેરવાનું બહુ ઓછું રહ્યું છે, તો તેને કહેવાનું કે લાખો વિજ્ઞાનીઓ દરરોજ કેં ને કેં સત્યો બહાર પાડ્યા કરતા હોય છે, અને તેનો અહેવાલ જુદા જુદા લેખોદ્વારા સામયિકોમાં આવ્યા કરતો હોય છે. માત્ર એક જ વરસમાં રસાયણશાસ્ત્ર અંગેના લેખોની સંખ્યા અડધો લાખ જેટલી થવા જાય છે.

પણ આ બધી હકીકતો વિપુલ છતાં વિજ્ઞાનના વિરાટને આંબી શકવા સમર્થ નથી. તેઓ તો વિજ્ઞાનની અતૂટ સાધનામાં અંકોડા પૂરે છે. જ્ઞાન-વિજ્ઞાનની સાંકળ તો અનંત છે, અને તેથી જ તેના સાધકો 'નેતિ નેતિ' કહીને થાકયા છે.

*

વિજ્ઞાનના વિકાસના ચણતરમાં જેમ જેમ સિદ્ધાન્તો એકબીજા પર પથરાતા જાય છે તેમ તેમ વિજ્ઞાને શોધેલાં બધાં સત્યો એકબીજામાં સમાઈ જઈને વિશ્વનાં રહસ્યો ખુલ્લાં પાડે છે અને વિરાટ વિશ્વનું દર્શન સુભગ બનાવે છે. અણુ અને પરમાણુથી માંડીને આકાશગંગા સુધી વિશ્વની અલૌકિક રચનામાં **નિયમિતતા** એટલી બધી પ્રવર્તે છે કે વિશ્વના સર્જનહાર પ્રત્યે શિર ઝુકાવી દેવાનું મન થઈ જાય છે અને આપણી અલ્પતાનું ભાન આપણને કયાંય નમ્ર કરી મૂકે છે. વિજ્ઞાન જેમ બળવાન થતું જાય છે તેમ તેની આગાહીઓ ખરી પડવાની શક્તિ વધતી જાય છે. આવી





આગાહીઓની ચકાસણી આપણે તાબડતોબ નથી કરી શકતા પરંતુ સમયાન્તરે થતી શોધો એકબીજાની પૂરક બનીને વિજ્ઞાને ભાખેલાં સત્યોને આસ્તે આસ્તે પ્રગટ કરે છે અને પરમ સત્યની શોધના પ્રવાહમાં સામેલ થાય છે.

વિજ્ઞાનની બધી શાખાઓ જેમ જેમ વિકાસને પગથિયે ચઢતી જાય છે તેમ તેમ ગણિતશાસ્ત્ર પર વધુ ને વધુ આધાર લેતી જાય છે. સાદા અક્ષર ગણિતમાંથી કેલ્કયુલસ જેવા ગહન વિષય વડે વિજ્ઞાન પોતાના સિદ્ધાન્તોને પરિવેષ્ટિત કરે છે અને સામાન્ય માણસને ન સમજાય તેવા સ્વરૂપે પ્રગટ થાય છે. આથી જ સામાન્ય માનવી વિજ્ઞાનથી કંઈક અંશે ડરતો રહ્યો છે, જો કે તેના રોજિંદા જીવનમાં વૈજ્ઞાનિક સત્યોને આધારે સંભવિત બનેલી કેટલીય પ્રસાદી તે આરોગી રહ્યો હોય છે.

ત્રણસો વર્ષ પહેલા **ફ્રાન્સિસ બેકને** વૈજ્ઞાનિક વિચાર-પદ્ધતિનાં સ્વરૂપોનું નીચે પ્રમાણે પૃથક્કરણ કર્યું હતુ.

૧. જે વિષયને ઓળખવો હોય તેની પૂરેપૂરી સમજ.

૨. ઉકેલ માટે ઉપયોગી યોજના.

૩. યોજેલાં સાધનો નો ઉપયોગ કરીને જે સિદ્ધાંતો તારવવામાં આવે તેને પ્રથમ શોધાયેલાં સિદ્ધાન્તોની ભૂમિકા વડે ચકાસણી.

૪. પરિચિત સિદ્ધાન્તોના સંદર્ભ વડે નવા સિદ્ધાન્તોનું પ્રતિપાદન.

વિજ્ઞાન હમેશાં સરળમાંથી સંકીર્ણ પ્રત્યે વધે છે. ઘણીવાર એમ બને છે કે અમુક શોધો તદ્દન નજીકના ભવિષ્યમાં કંઈ વ્યાવહારિક ઉપયોગ નથી દેખાડતી, વિજ્ઞાન એકરીતે 'મોઝેઈક ડિઝાઈન' ના પ્રકારનું છે, જેમ આવી ડીઝાઈનનું એકાદ 'ટાઈલ' (લાદી) માત્ર અમુક ટપકાંજ દર્શાવે પણ સમગ્ર રીતે કોઈ રમણીય આકૃતિ બતાવે.

વિજ્ઞાન સતત પ્રગતિ કરતું રહ્યું છે એટલે નવી નવી શોધો થતાં જૂની માન્યતાઓ બદલાતી રહે છે. કામચલાઉ ઉપયોગ માટે પ્રતિપાદિત કરેલી પદ્ધતિઓ અનુભવે મૂકી દેવી પડે છે. પ્રયોગો વડે જ નહિ પણ બીજી પરીક્ષાઓ વડે દરેક વસ્તુની ચકાસણી કરવી પડે છે. વિજ્ઞાન અસંબદ્ધતા—Inconsistency-ની છાયા પણ સહન કરી શકતું નથી. એટલે વિજ્ઞાનની વિચારસરણીનો પ્રકાર પદ્ધતિસર છે એમ કહેવા કરતાં તે એક સ્વયંસિદ્ધ કલા છે એમ કહેવું વધારે વ્યાજબી છે અને તેથી તે સ્વયંશુદ્ધ પણ છે.

વિજ્ઞાનના ઉપાસકને કલ્પના કરવાની શક્તિ પણ વરેલી હોવી જોઈએ. તદ્દન અસંબદ્ધ દેખાતી હકીકતો વચ્ચે સબંધ શોધી કાઢી તેમને એકત્ર ગણી શકવાની એનામાં આવડત હોવી જોઈએ. વિજ્ઞાન અને કલા વચ્ચે સૂક્ષ્મ ભેદ ન હોવો જોઈએ. કલા વિજ્ઞાન અને વિજ્ઞાન કલા એમ પરસ્પર સંકલના થવી જોઈએ. સાચો વૈજ્ઞાનિક એક કલાકાર છે જેમ શિલ્પી કે ચિત્રકાર એક વૈજ્ઞાનિક છે, કારણ કે બંને પોતાની યોગ-સાધના પાછળ તન્મય હોય છે. 'योगः कर्मसु कौशलम् ।' વૈજ્ઞાનિકની ધૂન કલાકારની ધૂન જેવી જ હોય છે. સાચા યોગીઓની માફક તેઓ ચારિત્ર્યશીલ, સંયમી અને પોતાના વિષયને અંત સુધી પણ વળગી રહેવાની ચીવટ ધરાવતા હોય છે.

પણ ત્યારે શું વિજ્ઞાનીઓની મર્યાદા નથી? છે જ તો. કેટલાક સિદ્ધાંતો એટલા લાંબા કાળથી ચાલ્યા આવતા હોય છે કે તેમને સંપૂર્ણ સાચા તરીકે સ્વીકારી લેવાની ભૂલ કરી બેસાય છે. અનેક વેળા આવી ભૂલને લીધે પ્રગતિ રૂંધાઈ છે. અંતે જ્યારે સત્ય હકીકત સમજાય છે ત્યારે અજ્ઞાનનું આવરણ હટી જાય છે. *વિજ્ઞાન આવી રીતે આગળ વધે છે,* ત્યારે વૈજ્ઞાનિક સત્ય કોને કહેવું? મંગળ પર વસતિ છે એ હજુ પુરવાર થતું નથી એટલે અસત્ય છે એમ ન કહી શકાય પણ અમુક રોગો સૂક્ષ્મ જંતુઓને લીધે થાય છે એ હકીકત સત્ય છે કારણકે તેને સાબિત કરવા અનેક સાધનો આપણને મળ્યા છે. વળી અમુક હકીકતો કેટલાંક અનુમાનો વડે પણ સાચી છે એમ



બળવંત નાયક

# નીપા મટોટો.....

આ વાર્તાનું મથાળું ગુજરાતી નથી લાગતું એટલે રખે વિચારમાં પડી જતા ! આફ્રિકાની સ્વાહિલી ભાષાના આ શબ્દો જાણવા આ કરુણ વાર્તાનાં એક વાત્સલ્ય સ્વને સાંભળવા અનુભવવા વાંચવાનું મન થાય એવી પકડ જમાવતી આ વાર્તા છે......

સાડાત્રણ થયા.

ભોં . ઓ, ભોં...ઓ કરી સ્ટીમર ભાંભરી.

એ પહેલી ચેનવણી હતી.

થોડીવારે બીજી ચેતવણી થઈ.

ત્રીજી વખતે સ્ટીમરનું ભુંગળું સહેજ લાંબો વખત ભાંભર્યું. અને તેની જ સાથે અમારી સ્ટીમર ઊપડી. એની બંને બાજુએ બે નાની સ્ટીમર હતી. આગલા ભાગમાં ' ચેટલા ' હતી અને પાછલા ભાગમાં ' આઝાદ ' હતી.

આમ ' ચેટલા ' અને ' આઝાદ ' ના સંપૂર્ણ સંરક્ષણ હેઠળ આફ્રિકાથી આવેલી મહેમાન સ્ટીમર ' એસ. એસ. કંપાલા ' ને વિદાય મળી.

ડૉક પર ઊભાં રહેલાં સ્વજનો ઉતારુઓને આંસુભીની વિદાય આપી રહ્યાં હતાં ત્યાં તો મહેમાન સ્ટીમરને વિદાય આપતાં 'ચેટલા' અને 'આઝાદ'ને પણ જાણે દુઃખ થઈ રહ્યું હતું તેમ એનાં ભુંગળાં વારંવાર અવાજ કરતાં હતાં

તૂતક પરથી અમે અમારી કેબિનમાં આવી લાગ્યાં. દરિયાના પાણી તરફ પડતી કેબિનની બે નાનકડી ગોળ બારીમાંથી સામે ફેલાયેલા ખારા પાણીનો અફાટ સમુદ્ર જોઈને કે પછી સ્વજનોની યાદ આવતાં, પણ અત્યારસુધી મહામહેનતે ખાળી રાખેલ અશ્રુપ્રવાહને સરયૂ અટકાવી શકી નહિ. મેં એને રડવા જ દીધી. થોડીવાર પછી એ શાંત થઈ. બોય ચા લઈ આવ્યો. ચા પી અમે અમારો સામાન તપાસ્યો. એ બરાબર હતો.

મેં સરયૂને કહ્યું: ' ચાલ તૂતક પરથી ફરી એકવાર મુંબઈનાં દર્શન કરી લઈએ.'

અમે તૂતક પર ગયાં. સ્ટીમર હજી મુંબઈના બારામાં જ હતી એમ ' ચેટલા ' અને ' આઝાદ ' નાં ભુંગ-

---

આપણને ખાતરી થાય છે. દૃષ્ટાંત તરીકે, જે ઉપાય વડે ૨૦ માંથી ૧૯ દર્દીઓ સાજા થાય તે ઉપાય સાચો છે એમ કહી શકાય. લગભગ દરેક ઑપરેશનને સફળ થતો શસ્ત્રવૈદ્ય એકાદ કેસમાં નિષ્ફળ જતાં તે દર્દીના પક્ષના માણસો ભલે તેને વખોડી કાઢે પણ વાસ્તવિક રીતે તેને પોતાના ધંધાનું પૂરેપૂરું જ્ઞાન છે.

વિજ્ઞાને જે વિજયો સર કર્યા છે તે ઉપરથી તે જનતા પાસે જરૂર માનની અપેક્ષા રાખી શકે છે. આજનું વિજ્ઞાન માનવીના જીવનમાં એટલું બધું ઓતપ્રોત થયું છે કે ભાગ્યે જ કોઈ મનુષ્ય તે અસરમાંથી મુક્ત હશે. વિજ્ઞાનનો ઉપયોગ કેવી રીતે કરવો તે વિજ્ઞાન કહેતું નથી; તે નિર્ણય તો માણસોનો પોતાનો છે એટલે જગત્ પર અનર્થો થાય છે. જ્યારે વિજ્ઞાનનો માનવતાપૂર્વક ઉપયોગ થશે ત્યારે પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરશે. સાચી સફળતા વિજ્ઞાને અણુઉકેલ્યો કોયડો ઉકેલવમાં નથી પણ જગત્‌ના સંચાલનમાં વૈજ્ઞાનિક પદ્ધતિઓનો ઉપયોગ કરી લોકકલ્યાણનો માર્ગ શોધવામાં છે. ભવિષ્ય પણ આ માગે છે, જો બીજી યાદવાસ્થળી ન રચવી હોય તો. માનવજાત માટે આ દુર્લભ છે ખરું ? એ દુર્લભ હોય તો માનવજાતિના ભવિષ્ય માટે સારી આશા રાખવી વ્યર્થ છે. ભસ્માસુર માફક પોતે જ મેળવેલા વરદાન વડે તે સર્વનાશ કરી મૂકશે એમાં શંકા નથી.



ળાંના અવાજ પરથી લાગતું હતું તૂતક પરથી અમે ડોકયાડં તરફ જોયુ અમે મુમ્બઈના કિનારાથી દૂર દૂર જઈ રહ્યા હતા એ ને મુમ્બઈ નગરીની એ આલિશાન ઈમારતો કદમા ધીમે ધીમે નાની થતી જતી લાગતી હતી સરયૂનુ હૃદય ભરાઈ આવ્યુ હુ પણ એવી જ લાગણી અનુભવી રહ્યો હતો અમે તૂતક પર જડતી જેમ ઊભા રહ્યાં અને સામે પથરાયેલ અફાટ સમુદ્રને જોઈ રહ્યા

ત્યાં જ 'ચેંગના' અને 'આઝાદ' નાં ભુંગળાં લાંબા સમય સુધી ભાભર્યાં બહારથી આવેલા મહેમાનને આપણે પાદર સુધી વળાવવા જઈએ છીએ તેમ આફ્રિકાથી આવેલી એ સ્ટીમરને એ બે સ્ટીમરોએ મુમ્બઈના બારામા એક માઈલના પાદરે લાંબો સમય ભાભરી આખરી વિદાય આપી

હવે અમારી સ્ટીમરે ઝટપૂણે થઈ સીધુ હિંદી મહાસાગરમા ઝંપલાવ્યુ અને તેની જ સાથે અમે કોઈ આંચકાનો અનુભવ કર્યો સ્ટીમર હવે ભર દરિયે હતી એ ને જોરથી હાલવા લાગી તૂતક પરના માણસોની સખ્યામાં ધીમે ધીમે ઘટાડો થવા લાગ્યો અમે પણ કેબિન તરફ વળ્યાં કેટલાંકને ચક્કર આવતા હતા તો કેટલાકને વોમીટ થઈ રહી હતી સરયૂએ પણ એવી ફરિયાદ કરી એ ને મે ખિસ્સામાથી 'એવોમીન' ની ટિકડી એને કાઢી આપી

કેબિનમા જઈ અમે પલગ પર પડ્યા પણ સ્ટીમર તો વધુ ને વધુ ઝોલાં ખાવા લાગી સરયૂને વોમીટ થઈ સાંજ સુધી સ્ટીમર ઝોલા ખાતી જ રહી રાતે એને ઊંઘ નહિ આવી બીજે દિવસે પણ એની 'સી-સીકનેસ'મા કશો ફેર જણાયો નહિ એટલે અમારે કેબિનમા જ ગોંધાઈ રહેવુ પડ્યુ

ત્રીજે દિવસે સરયૂ આનદમા લાગી એટલે એ આખો દિવસ અમે સ્ટીમર પર રખડ્યાં સ્ટીમરનો ખૂણેખૂણો જોઈ આવ્યા આમ એક બે દિવસમાં તો જહાજ પરની તમામ વસ્તુઓ-સજીવ તેમજ નિર્જીવ સાથે એક પ્રકારની આત્મીયતા જન્મી ગઈ બે દિવસ અગાઉ જે વસ્તુઓ અપરિચિત અને કૌતુક ઉપજાવનારી હતી તે બે દિવસ પછી તો દરરોજની ચીજ વસ્તુઓ બની ગઈ આમ છતા હજી 'ડેક' કલાસ જોવાનો બાકી હતો એ ને બીજે દિવસે ત્યા જઈશું એમ આગલી સાંજે નક્કી કર્યું

શનિવારનો દિવસ એ રીતે 'ડેક' તરફ ફરવા જવા માટેનો હોઈ અમે દરરોજ કરતા વહેલા ઊઠ્યા હતા વહેલા ઊઠવાના બે કારણો હતા પહેલુ કારણ સાગરની સપાટી પર થતા સૂર્યોદયના દર્શન કરવાનુ હતુ જમીન પર રહીને તો ઘણી વખત સૂર્યોદયના દર્શન કર્યાં હતા પણ સાગરની સપાટી પર રહી સૂર્યનાં કિરણોને સૂર્યોદયને નિહાળવાનો આ પ્રસગ કેમ જવા દેવાય? એટલે અમે છ વાગે ઊઠયા હતા પણ અમે તૂતક પર પહોચ્યાએ ત્યા તો સૂરજ ક્ષિતિજ પર ગયો હતો અને અમે જોઈતો આનદ લૂટી શક્યા નહિ સૂર્યના કિરણો દરિયાની સપાટી પર ફેલાઈ ગયા હતા અને ક્ષિતિજની કિનાર રૂપા જેવી ચળકતી બની ગઈ હતી સમુદ્ર પ્રસન્નપણે હસી રહ્યો હતો ઉષા નવની સાડી ધારણ કરી રમવા નીકળી પડી હતી એ દશ્ય અલૌકિક હતુ અમે ધરાઈ ધરાઈને એ દશ્ય જોયું

એ દશ્ય જોઈ અમે આનદથી 'ડેક' તરફ વળ્યા 'ડેક' એટલે આપણી મોટી ધર્મશાળા જેવી જગ્યા માનવીને ઘેટા બકરાની જેમ એમા ભર્યાં હતાં આઠ દિવસ સુધી એમણે જે યાતના ભોગવવી પડે છે તેનો ખ્યાલ આવતા અમે કમકમા અનુભવ્યાં અમે સ્ટીમરના ડેક નીચલા ભાગમા ગયા એને 'ફાળકુ' કહેવામા આવે છે મોટી સખ્યાના માણસો ત્યા રહેતા હતા છતા એમને માટે પખાની કશી સગવડ નહોતી

એ દશ્ય જોઈ અમારો ઘડી પહેલાનો આનદ રફૂચક્કર થઈ ગયો

આમ આઠમો દિવસ આવ્યો અમારી સ્ટીમર વહેલી સવારે મોમ્બાસાના બારામા આવી પહોચી

હતી. પથારીમાંથી ઊઠતાં જ બારીમાંથી મોમ્બાસાનો રમણીય કિનારો દેખાવા લાગ્યો. જ્યાં જુઓ ત્યાં બધે લીલુંછમ. ખૂબ જ શોખથી ઉછેરવામાં આવેલા નાના મોટા બગીચા વચ્ચે રળિયામણાં મકાનો દેખાતાં હતાં. સવારનો સમય હતો. આછું ધુમ્મસ હતું. વાતાવરણમાં તાજગી હતી. અમને નવો દેશ અને નવું વાતાવરણ જોઈ ભારે આનંદ થયો.

ઉતાવળે ઉતાવળે અમે સવારની વિધિ પતાવી દીધી. સામાન તૈયાર કર્યો અને ડેક પર પહોંચી ગયાં ત્યાંથી અમે દૂર દૂર નજર પહોંચે ત્યાં સુધી નજર દોડાવી. સાગરના કિનારા પર વસેલું મોમ્બાસા જોવા અમે 'બાઈનોક્યુલર' નો ઉપયોગ કર્યો.

એક વાગે સ્ટીમર ડૉક પર પહોંચી. કસ્ટમની નાનકડી વિધિ પતાવી અમે કોસ્ટ એજન્ટને મળ્યાં. એમણે અમને સરકારી લીફાફો આપ્યો અને કહ્યું: "તમારે કંપાલા જવાનું છે. આજે સાડા–ચાર વાગે ઉપડતા યુગાન્ડા એક્સપ્રેસમાં સેકન્ડમાં તમારી જગ્યા રીઝર્વ કરાવી છે."

એમણે અમારો સામાન સરકારી બોક્ષ બૉડીમાં મૂકાવ્યો અને બીજી ટેક્ષીમાં એમણે અમને સ્ટેશન તરફ વિદાય કર્યાં.

બરાબર સાડાચાર વાગે યુગાન્ડા એક્સપ્રેસ ધીમી ગતિએ ઉપડ્યો. અમે કાંઈ નવો જ અનુભવ કરવા લાગ્યાં. આઠ દિવસની દરિયાઈ મુસાફરી પછી આજે અમે જમીનમાર્ગે રેલગાડીની મુસાફરી કરી રહ્યાં હતાં. આઠ દિવસ સુધી પાણી–પાણી જ જોઈ કંટાળી ગયેલ મનને જમીન–જંગલ–ડુંગરા અને જંગલમાંથી પસાર થતાં અવનવાં પ્રાણી જોવા મળતાં આનંદ થયો.

બીજે દિવસે સવારે દશ વાગે અમે નૈરોબી પહોંચ્યાં. મોમ્બાસાથી નૈરોબીની મુસાફરી રાતના સમયની હોઈ અમે કંઈ જોઈ શક્યાં નહિ. પરંતુ નૈરોબીથી અમારી ગાડી ઊપડી ત્યારે કેનિયાનું સૃષ્ટિસૌંદર્ય અમે ધરાઈ ધરાઈને પીધું. સાંજના સાત વાગે અમારી ગાડી નકુરૂ આવી. અહીં અમને જાણવા મળ્યું કે માઉ–માઉના ત્રાસને લીધે ગાડી આખી રાત અહીં ઊભી રહે છે. એટલે અમે પ્લેટફોર્મ પર લટાર મારવા ઊતર્યાં.

નાનકડા એ ફ્લેગ સ્ટેશન પર કશી સગવડ નહોતી. અર્ધનગ્ન આફ્રિકનો ફળ વેચતા હતા. પણ તેનાથી તે કંઈ પેટ ભરાય? એ દિવસથી અમે લાંઘણ ખેંચી રહ્યાં હતાં કારણ કે 'ડાઈનીંગ કાર'નો ખોરાક અમને ફાવતો ન હતો. ત્યાં જ સામેથી એક ગુજરાતી ભાઈ–સ્ટેશન માસ્તર–ને આવતા જોઈ જમવાની કોઈ વીશી છે કે નહિ એમ પૂછવાનો વિચાર કર્યો. અમારી વાત સાંભળી એ ભાઈએ કહ્યું: 'અરે ભાઈ, ચાલો આપણે ત્યાં. અહીં આ દેશમાં વીશી નહિ મળે.'

અમે એમના ક્વૉર્ટરમાં ગયાં. જમીને દશ વાગે પાછા ફર્યાં.

સવારે છ વાગે ગાડી કંપાલા જવા ઊપડી.

ચોથે દિવસે સવારે છ વાગે અમારી ગાડી યુગાન્ડાનો સપાટ પ્રદેશ વટાવી કંપાલા સ્ટેશનના પ્લૅટફોર્મમાં દાખલ થઈ.

શાળાના બંગાળી હેડમાસ્તર અમને સ્ટેશન પર લેવા આવ્યા હતા. એમની મોટરમાં અમે કંપાલાની ટેકરીઓ ચઢતાં ઊતરતાં જે ટેકરી પર સરકારી શાળા આવી હતી ત્યાં પહોંચ્યાં.

અમારી વ્યવસ્થા એક ગુજરાતી શિક્ષકને ત્યાં કરવામાં આવી હતી એટલે એ ભાઈ અમને બોલાવવા આવ્યા. અમે તેમને ત્યાં કામચલાઉ ઉતારો કર્યો.

નવા દેશમાં અમારું નવજીવન શરૂ થયું. અમે આવ્યાં ત્યારે મે વેકેશન ચાલતું હતું. એટલે તરત ને તરત કામ પર ચઢવાનું ન હતું.

સરકાર તરફથી મળતા ક્વૉર્ટરમાં અમે ત્રીજે દિવસે





રહેતા ગયાં. મ્યુઝીયમ હીલ પર આવેલ શાળાની બાજુમાં જ એ ક્વૉર્ટર હતું. ક્વોર્ટરની તમામ આધુનિક સગવડ જોઈ સરયૂને ખૂબ ખૂબ આનંદ થયો.

વેકેશન આનંદમાં પૂરું થયું કારણ કે એ દિવસો દરમિયાન કંપાલાની રમણિયતાનાં અમે બરાબર દર્શન કરી લીધાં. નવ ટેકરી પર વસેલું એ નગર પૃથ્વી પરનાં થોડાં સુંદર નગરોમાંનું એક છે.

જૂનમાં શાળા ઊઘડતાં વિદ્યાર્થી તેમજ શિક્ષક બંધુઓને મળતાં ભારે આનંદ થયો.

ખંત અને ઉત્સાહથી અમે બનેએ અમારું કામ શરૂ કરી દીધું. મુંબઈની શાળાઓ કરતાં અહીંની શાળાઓમાં થોડોક ફેર લાગ્યો. અને શરૂઆતમાં અમને લાગ્યું કે કદાચ અહીંની સ્થાપિત પ્રણાલિકા જોતાં અમને પૂરો અવકાશ નહિ મળશે, કદાચ અમારા વ્યક્તિત્વનો વિકાસ થતો અટકશે. પણ થોડા જ મહિનામાં પરિસ્થિતિને અનુકૂળ થવાની કળા અમે પ્રાપ્ત કરી લીધી. વિદ્યાર્થીઓનો પ્રેમ સંપાદન કરવાના અમારા પ્રયાસોને સફળતા મળવા લાગી. શાળાની ઇતર-પ્રવૃત્તિઓમાં અમે ઉત્સાહથી ભાગ લેતાં હતાં.

અને એક સલુણી સંધ્યાટાણે વિવિધ મનોરંજન કાર્યક્રમ ગોઠવાયો. અગાઉ આવી યોજના થઈ નહોતી એટલે વિદ્યાર્થી-શિક્ષકો અને વાલીઓને પણ ભારે આકર્ષણ લાગતું હતું. શાળાનો હૉલ ખીચોખીચ ભરાઈ ગયો હતો. એક પછી એક ચઢિયાતો કાર્યક્રમ રજૂ થતો હતો ગુજરાતી નાટક પછી ગરબાનો કાર્યક્રમ હતો.

રાત જામતી ગઈ તેમ તેમ ગરબા પણ જામતા ગયા, અનેકવિધ અંગમરોડ અને વિધવિધ ચાલવાળાં ગીત ગવાયાં. ગરબા તૈયાર કરાવનાર સરયૂ જ હતી એટલે તેની યોજના પ્રમાણે આખા કાર્યક્રમની પુર્ણાહુતિ સરયૂના ગરબાથી થવાની હતી.

સરયૂએ સુમધુર સ્વરે પોતાના ગરબાની શરૂઆત કરી 'તાળીઓના તાલે . ...'

કોકિલકંઠીઓના આ સૂર માઈક્રોફોન મારફત ઉચ્ચાઈને પ્રેક્ષક સમુદાયના કાનમાં રેડાઈ રહ્યા. પ્રેક્ષકવર્ગમાંથી જાણ્યે અજાણ્યે 'વંડરફૂલ !' 'વાહ વાહ !' એવા ઉદ્દગારો નીકળવા લાગ્યા.

ચાંદની રાત બરાબર જામી હતી મંચ પર ગરબે ઘૂમતી સરયૂ વારંવાર મારા તરફ જોઈ લેતી. મારી નજર પણ એના તરફ જ હતી.

ત્યાં જ ગરબાની ચાલ બદલાઈ. ગાનારીઓ વેગથી ઘૂમવા લાગી. 'પૂનમની રાતે . ..પૂનમની રાતે.....' એવા સુમધુર અવાજથી વાતાવરણ ભરાઈ ગયું. તોફાની વિદ્યાર્થીઓ પણ શાંત થઈ ગયા. અને સફેદ રેશમની સાડીમાં પરીકન્યા જેવી, ગરબે ઘૂમી રહેલી યુવતીઓની કમનીય દેહલતા તરફ સૌ મુગ્ધ બની જોઈ રહ્યા.

ગરબો બંધ થયો અને માઇકનો અવાજ બંધ પડ્યો ત્યારે જ રસસમાધિમાં ડૂબી ગયેલ પ્રેક્ષક સમુદાય જાણે ભાનમાં આવ્યો. તાળીઓના પ્રચંડ ગડગડાટથી સરયૂના ગરબાને વધાવી લેવામાં આવ્યો. આનંદના વાતાવરણમાં કાર્યક્રમ પૂરો થયો.

અને ત્યારપછી શહેરમાં ઘેર-ઘેર અમારું નામ બોલાવા લાગ્યું એના પરિણામે સરયૂને મહિલામંડળનું સૂત્ર સંભાળવાની તક મળી અને મને 'સેવા-દળ' તેમ જ 'યુથલીગ'ની જવાબદારી સંભાળી લેવાનો મોકો મળ્યો.

આમ દિવસોના મહિના અને મહિનાઓનું વર્ષ પસાર થઈ ગયું અને એ સુખપ્રાપ્તિના દિવસોમાં એક દિવસ સરયૂને ખબર પડી કે એનું દિલ માતા થવા પુકારી રહ્યું છે. એ અનુભવ એને પહેલી જ વખતનો હતો. એના ઉદરમાં માનવ-જન્તુનું અસ્તિત્વ છે એવું ભાન થતાં સરયુએ કોઈ અકથ્ય અને અણકથ્યા ભાવો અનુભવ્યા. એ અનુભવેલ હર્ષનો રોમાંચ એનાં ગાત્રો ખડાં કરી દેતો હતો. •



અને એક ભાગ્યશાળી દિવસે સરિતાનો જન્મ થયો. વેલને પહેલવહેલું ફૂલ ઊઘડે ત્યારે નાનું બાળક તેની સામે આશ્ચર્યચકિત બનીને જેમ જોઈ રહે તેમ સરયૂ સરિતા સામે અનિમેષ નયને જોઈ રહેતી.

*

અત્યારસુધી અમે બે જ હતાં એટલે ક્વૉર્ટર બંધ કરી સવારે નિશાળે ચાલ્યા જતાં પણ હવે ?.....? આફ્રિકન આયા રાખવાની હું વિરૂદ્ધમાં હતો. પણ હવે આયા રાખ્યા વિના કોઈ માર્ગ ન હતો.

એ પ્રશ્ન પર અમે ખૂબ વિચાર કર્યો. આખરે અમે નિર્ણય પર આવ્યાં કે આધેડ વયની સ્ત્રીને આયા તરીકે રાખવી.

થોડા દિવસની તપાસ બાદ અમને એવી એક આયા મળી, સરયૂએ કહ્યું : 'શરદ, આ સ્ત્રી સારી લાગે છે'.

ખરૂં પૂછો તો અનુભવ પછી મને આફ્રિકન સ્ત્રી કે પુરુષો માટે માન રહ્યું ન હતું. એ લોકો ભારે નિમકહરામી. લાખ ઉપકાર કરો પણ અપકાર કરતાં એ અચકાશે નહિ. એટલે આ આધેડ વયની બાઈ માટે પણ મને......છતાં હું નાઈલાજ હતો એટલે મે સંમતિ આપી.

નાલિન્યા વહેલી સવારે આવી જતી અને અમે આઠ વાગે શાળામાં જઈએ કે પછી સરિતાને બાબા-ગાડીમાં લઈને તે હીલ તરફ જતી. પહેલાં તો અમને ભારે ભય લાગતો. અને બપોરે એક વાગે સરિતાને જોતાં ત્યારે જ રાહત થતી. પણ પછી ધીમે ધીમે એ ભય ઓછો થવા લાગ્યો. આયા વિષે અમારા મનમાં જે ખોટો ખ્યાલ ઘર કરી બેઠો હતો તે ધીમે ધીમે દૂર થવા લાગ્યો. ચાર મહિનામાં તો અમે તદ્દન નચિંત બની ગયાં.

ચાર મહિનામાં આયા અમારા ઘરના માણસ જેવી બની ગઈ. સરયૂને હવે તો સ્વાહિલી ભાષા પણ આવડી ગઈ હતી. આયા એને અવનવાં સૂચનો આપતી. એમાંના ઘણાં હસી કાઢવા જેવાં હતાં પરંતુ એમાં પ્રેમાળ હૃદયના ધબકારા અવશ્ય સૂચવાતા હતા.

સરિતાનાં જન્મ પહેલાં સરયૂ મને વારંવાર કહેતી કે બાળકના જન્મ પછી કદાચ તમામ પ્રવૃત્તિ બંધ કરવી પડશે. પણ નાલિન્યા જેવી આયા મળતા સરયૂ પોતાની તમામ પ્રવૃત્તિ ચાલુ રાખી શકી હતી. સિનેમા અગર પાર્ટીમાં; પર્યટન પર કે 'સન-ડાઉનર'માં જવાનું હોય—પણ સરયૂને કશી અગવડ નહોતી. નાલિન્યા એટલી બધી પ્રેમાળ આયા હતી કે સરિતા તરફ એ સગી મા કરતાં પણ વધુ ધ્યાન આપતી હતી એવું મને કયારેક લાગતું. એક વખત હસતાં હસતાં મે સરયૂને ટકોર કરી હતી કે સરિતાની ખરી મા તો નાલિન્યા જ લાગે છે ત્યારે તેણે પણ એ વાતનો એકરાર કર્યો હતો.

ખરે જ સરિતાની અમને કશી ચિંતા નહોતી અને એના આગમનથી સરયૂની કોઈ પ્રવૃત્તિ અટકી નહોતી. નાલિન્યા જેવી વફાદાર અને પ્રેમાળ આયા મળી હતી એ અમારું સદ્‌ભાગ્ય જ હતું એમ અમારા પાડોશી કહેતાં તે ખરે જ સાચું હતું.

અને એમ કરતાં ભારત જવાનો સમય પણ આવી લાગ્યો. ચાર વર્ષનો અમારો કોન્ટ્રાક્ટ પૂરો થતો હતો. અને બીજે મહિને અમે ભારત તરફ ઉપડવાની તૈયારીમાં પડ્યાં હતાં.

મિત્રો, પાડોશીઓને ત્યાં જમવા જતાં કે અમારા માનમાં ગોઠવાતી પાર્ટીઓમાં ભાગ લેતાં નાલિન્યાની હાજરીથી અમને કશી અગવડ પડતી નહોતી.

એક દિવસ નાલિન્યાએ અચાનક સરયૂને કહ્યું : 'મામા, હું પણ તમારી સાથે હિંદુસ્તાન આવીશ.'

મેં એ વાત સાંભળી. મને થયું આ આયા તો ભારે નીકળી. ત્યાં જ સરયૂ બોલી : 'શરદ, સરિતા જોડે એને એવો તો ગાઢ સ્નેહ થઈ ગયો છે કે આપણે





એને છોડીને જવાના છીએ એ વાતથી એ ખૂબ નિરાશ રહે છે સરિતાને એ પોતાનુ જ બાળક સમજે છે '

એ વાત પર મે ખાસ ધ્યાન આપ્યુ નહિ અને હુ અમારો સામાન તૈયાર કરવાની ધમાલમા પડી ગયો

અને એ દિવસ આવી લાગ્યો

ચાર-ચાર વર્ષ પછી અમે પાછા સ્વદેશ જઈ રહ્યા હતા

હૈયામા આનદ માતો ન હતો

ચાર વર્ષ પછી કુટુબી-સ્વજનો-મિત્રો અને સ્નેહીને મળવાના હતા

રવાના થવાના આગલે દિવસે સરયૂએ મને કહ્યુ

' શરદ નાલિન્યા કેમે કરી સમજતી નથી એણે તો આપણી સાથે આવવાની રઢ પકડી છે ખૂબ સમજાવ્યા પછી એટલુ માની છે કે મોમ્બાસાથી એ પાછી ફરશે '

મને એમા કશો વાધો ન હતો વળી ચાર દિવસની રેલ્વે-મુસાફરીમા નાલિન્યા કામ લાગશે એમ ધારી મે હા પાડી

એ અમારી સાથે મોમ્બાસા આવી

બીજે દિવસે સ્ટીમર ઉપડતી હતી એટલે સ્ટીમર પર ભને એ આવે એવી સરયૂની ભલામણને લીધે હુ એને માટે સ્ટીમરનો પાસ પણ લઈ આવ્યો

અમે સ્ટીમર પર ચઢયા

સાડાત્રણ થવા

ભો-ઓ ભો ઓ કરી, સ્ટીમર ભાભરી મૂકવા આવેના માટે એ ચેતવણી હતી એટલે સરયૂએ નાલિન્યા પાસેથી સરિતાને લઈ લીધી અને એને કહ્યુ ' કોઈન્ડા ઉપસી જલદી ઊતરી જા

આસુભીની આખે સરિતા સામે એક વખત જોઈ એ આગળ વધી ગઈ અમે એને જોઈ રહ્યા

સ્ટીમરનુ ભુગળુ બીજી વખત વાગ્યુ

ત્રીજી વખતના અવાજ સાથે સ્ટીમર ઉપડી.

ચાર ચાર વર્ષના ગાળા બાદ અમે સ્વદેશ પાછા જઈ રહ્યા હતા એટલે અમારા આનદનો પાર ન હતો.

અમે કૅબિનમા બેઠા બેઠા અવનવી વાતો કરી રહ્યા હતા ત્યા બારણુ ઊઘડ્યુ બૉય ચા આપી ગયો ચા પી રહ્યા હતા ત્યા ફરી બારણુ ઊઘડ્યુ

નાલિન્યાને બારણા વચ્ચે ઊભેલી જોઈ અમે છક્ક થઈ ગયા એ અદર આવી બોલવા લાગી ' નીપા મટોટો મીમી ટાકા ચૂકુવા ઈ જે લાન, બેબીને ફરવા લઈ જાઉ '

સરયૂએ પૂછ્યુ ' નાલિન્યા, તુ નીચે નહોતો ઊતરી ?
હસતા હસતા એ બોલી ' અપાના મામા ના
હુ તો સડાસમા ભરાઈ ગઈ હતો '

હુ એ સહન કરી શક્યો નહિ ગુસ્સામા મે એને જણાવ્યુ ' નાલિન્યા, તને સ્ટીમર પરથી ઊતરી જવા કહ્યુ છતા તુ નહિ ગઈ હવે તો પોલીસને જ સુપ્રત કરવી પડશે હરામજાત '

નાલિન્યા રડી પડી

સ્વાહિલીમા બોલવા લાગી ' બના, મારા બાળકથી મને અળગી કરશો નહિ ' અને સરયૂને વિનવતા કહેવા લાગી ' મામા, લાવો એને બહાર ફરવા લઈ જાઉ '

સરયૂએ દયાર્દ્ર ભાવે કહ્યુ નાલિન્યા તારાથી અમારી સાથે ન આવી શકાય તારો પાસપોર્ટ નથી તુ કેવી રીતે આવી શકે ?

એણે મને કહ્યુ ' શરદ, હશે બિચારીને સરિતા માટે મા જેટલો જ પ્રેમ છે આપણુ ચાલતુ હોત તો ને જરૂર ભારત લઈ જાત પણ ' ' પણ શુ ? આ તો આપણા સાથે મુસીબત આવી પડી હવે એનુ કરવુ શુ ! '



'એક રસ્તો છે. એને સીસલ ટાપુ પર ઊતરી જવા કહીએ તો ?'

મને એ વાત વ્યાજબી લાગી. મેં નાલિન્યાને જણાવ્યું કે એણે સીસલ ટાપુ પર ઊતરી જવું અને ત્યાંથી બીજી સ્ટીમરમાં બેસી મોમ્બાસા આવી રહેવું. એની તમામ વ્યવસ્થા કરવાનું પણ મેં કહ્યું. એ કબૂલ થઈ ત્યારે જ અમને નિરાંત વળી.

તે સાંજે મારું માથું ચડ્યું હતું તે રાત્રે પણ ઊતર્યું નહિ. નાલિન્યાનું શું થશે એ વિચારો જ મને સતાવી રહ્યા હતા. સરયૂ પણ નિરાશ લાગતી હતી. ત્યાં જ મને યાદ આવ્યું કે આજે રાત્રે 'Sitting pretty' નો સિનેમા શો હતો. સરયૂને મેં એ વાત કહી. જણાવ્યું: 'નાલિન્યા અહીં બેસશે એટલે સરિતાની ચિંતા નહિ. ચાલ આપણે તૂતક પર ચિત્ર જોવા જઈએ.'

નાલિન્યાને કેબિનમાં બેસવાનું જણાવી અમે તૂતક પર ગયાં. ચિત્રમાં મી. બેલવેડિયરનો અભિનય જોઈ અમે હસી હસીને ગાંડાં થઈ ગયાં. મનનો ભાર હળવો થયો. ચિત્ર પૂરું થયા પછી અમે કેબિન તરફ આગળ વધ્યાં ત્યાં સરયૂ બોલી: 'આજે તો ચાંદની રાત છે. ચાલ તૂતક પર જરા લટાર મારીએ.'

પૂનમની ચાંદની રાત પૂર્ણકળાએ ખીલી હતી. અને સાગરનાં નર્તન કરતાં ફીણવાળાં મોજાં પર ચાંદની પણ રમવા આવી લાગી હતી. દૃશ્ય નયનમનોહર હતું. સરયૂ તો નર્તન કરતાં રૂપેરી મોજાં જોવામાં એવી તલ્લીન બની ગઈ હતી કે 'ચાલ, હવે જઈએ' એમ મેં બે વાર કહ્યું પણ તેણે સાંભળ્યું જ નહિ. મેં ઘડિયાળમાં જોયું. કાંટા બાર પર આવી બેસી ગયા હતા, સરયૂને મેં ઢંઢોળી. સ્વપ્નમાંથી જાગતી હોય તેમ એણે મારા તરફ જોયું. એની આંખમાં ઓસકણ જેવાં આંસુ હતાં. મેં પૂછ્યું: 'શું છે?'

એ બોલી: 'શરદ, કોણ જાણે આજે નરસિંહરાવનું પેલું 'કરુણ દૃશ્ય' કાવ્ય યાદ આવી રહ્યું છે.'

મેં એને હેતથી ઉઠાડી. અમે કેબિન તરફ વધ્યાં. દાદરો ઊતરતાં એણે મારો સહારો લીધો. હું કંઈ સમજી શક્યો નહિ. કેબિન પાસે પહોંચ્યાં. જોયું તો બારણું ચોપાટ હતું. સરયૂ સફાળી દોડી. 'શરદ, સરિતા ક્યાં છે? નાલિન્યા પણ નથી......'એનો અવાજ ફાટી ગયો.

નાલિન્યાની અમે બધે તપાસ કરી. આખી સ્ટીમર ખૂંદી વળ્યાં. પણ એનો ક્યાંય પત્તો લાગ્યો નહિ. સ્ટીમરમાં સનસનાટી ફેલાઈ ગઈ. કેપ્ટનને જાણ કરી. સર્ચ લાઈટ ફેંકાઈ. લાઈફ બોટ ઉતારવામાં આવી. પણ એ બધું વ્યર્થ હતું.

અમારા હૃદયના ઊંડાણમાંથી એક જ અવાજ સંભળાતો હતો: 'નાલિન્યાએ સરિતાથી અલગ થવું નહોતું એટલે એ જરૂર સરિતા સાથે સાગરના ઉદરમાં સમાઈ ગઈ હશે......'

ઘૂઘવતો સાગર પણ આક્રંદ કરી જાણે બોલી રહ્યો હતો: 'સરિતા સાગરમાં એકરૂપ બની ગઈ છે.'

અને, 'નીપા મટોટો......' એ બે શબ્દો હજી આજે પણ જ્યારે કર્ણદ્વારે ટકોરા પાડી જાય છે ત્યારે...!



૧૯૩૦ નો સમય કે જ્યારે ગુજરાતની વાચનભૂખ ઊઘડતી હતી ત્યારે સંતોષવા એકમાત્ર રમણલાલ આવ્યા એમ કહી શકાય. પ્રેમ વિષે તો ઘણા લખે છે પણ સ્ત્રી અને પુરુષ એકમેક માટે શું છે? શું હોઇ શકે? એનું તાજગીભર્યું આલેખન કરવાની હથોટી શ્રી રમણલાલમાં છે તેવી ભાગ્યે જ બીજા કોઇ લેખકમાં હશે. તેઓ હિસાબી માણસ ન હતા, ગુલાબી સ્વભાવના ફકીરી માણસ હતા. તેઓમાં ગજવેલના જેવી દૃઢતા હતી.

[સ્વ. ર. વ. દેસાઇની શોકસભામાં ઉમા શંકર જોશી]





પંપાસના આર્જેન્ટીનના સપાટ ઘાસના બીડ આવે ત્યાં સુધી દક્ષિણ દિશા પકડે છે. આ જ તેઓનું શિયાળુ વતન. તેઓનું વસંતનું વળતું સ્થળાન્તર શિયાળુ સ્થળાન્તર જેટલું જાણવા જેવું નથી. વળતાં તો તેઓ વધારે પ્રમાણમાં જમીન ઉપર ઊડે છે અને લાંબો પંથ પણ કાપતાં નથી તથા સમુદ્ર ઉપર એકધારી ઊડાન પણ નથી કાઢતાં વસંત ઋતુના વળતા સ્થળાન્તરમાં તેઓ મીસીસીપીની ખીણનો ઉત્તરમાં જવા માટે ઉપયોગ કરે છે. જે વખતે તેઓ આટલાન્ટીકના કિનારા ઉપર જોવા ભાગ્યે જ મળે છે આથી શિયાળુ અને ઉનાળુ માર્ગનો તફાવત જોવા મળે છે વર્ષાવિહંગોને પોતાના શિયાળુ અને ઉનાળુ વતન વચ્ચે લગભગ આઠ હજાર માઇલનું અંતર છે અને સપ્ટેમ્બર તથા માર્ચ માસનું સ્થળાન્તર બરાબર એક બીજાથી બે હજાર માઇલ છેટે રહે છે.

આટલાન્ટીકના આ વર્ષા-વિહંગો જો પવન તેઓનાં તોફાનોથી ખેંચાઈ જાય તો તેઓને થાક ખાવા માટે ન્યુ ઈંગ્લાન્ડનો કિનારો બરમુડા અને વેસ્ટ ઇન્ડીઝના કેટલાક ટાપુઓ મળી રહે છે. હવે આપણા ગુજરાત સૌરાષ્ટ્રના દરિયા કાંઠે એક આટલાન્ટીકના વર્ષા-વિહંગનું સગું જેને આપણે પૂર્વનું વર્ષા-વિહંગ કહીએ છીએ એ પેસીફીક મહાસાગરવાસી છે. જ્યારે આ પક્ષીઓ સ્થળાન્તર કરે છે ત્યારે તેઓને તો કોઈ પ્રકારનો આશરો રસ્તામાં મળતો જ નથી. તેઓ આલાસ્કા અને એલ્યુશીયન ટાપુઓમાંથી સીધાં હવાઈ ટાપુઓ અને બીજા દક્ષિણ સમુદ્રના ટાપુઓ ઉપર એક જ ઊડાનમાં પહોંચી જાય છે. આ પૂર્વના વર્ષા વિહંગ (Eastern Golden Plover)ના શિયાળુ વતન મોટા મહાસાગરમાં માત્ર નાના ટપકા જેવા ટાપુઓ છે. એમાં જો તેઓ એકને ભૂલે તો પછી હજાર માઇલ કે એટલે સુધીમાં તેઓને બીજો કોઈ ટાપુ મળતો નથી. ઘણી રીતે જોતાં પૂર્વનાં એટલે પ્રશાન્તનાં આ વર્ષાવિહંગો તેના પિત્રાઈ આટલાન્ટીકનાં વર્ષા-વિહંગ કરતાં આશ્ચર્યચકિત બનાવી દે એવી ઘણી સફર ખેડે છે.

હવે વર્ષા-વિહંગનાં સગાં પાણા ફેરવનારા જળચારી (Turn stone) પોતાના માળા દૂર ઉત્તરમાં બાંધી બચ્ચાં ઉછેરીને ઉનાળો પૂરો થવાની સાથે દક્ષિણમાં શિયાળો ગાળવા જુદા જુદા પડી જાય છે. તેઓ આપણા એટલે સૌરાષ્ટ્રના કિનારા ઉપર અને કચ્છમાં પણ આવી વસે છે.

એક જાતનું ચાહા (Snipe) જાપાનમાં પ્રજોત્પત્તિ કરે છે અને શિયાળો ગાળવા પૂર્વ ઓસ્ટ્રેલીયા અને ટાસ્માનીયામાં આવી પહોંચે છે. આ ચાહાને પોતાના શિયાળુ વતન તરફ ઊડવાને લગભગ ત્રણ હજાર માઇલની મુસાફરી કરવી પડે છે આ સફર ખેડતાં ક્યાંઈ થાક ખાવા રોકાવા માટે ઊતરી શકાય એવી દરિયામાં જગ્યા નથી મળતી કારણ કે વચ્ચે તે કોઈ વખત ઊતર્યાની નોંધ મળતી નથી એવાં બીજાં પણ પક્ષીઓ છે તેમાં ખાસ કરીને દરીઆઈ જળચરો કે જેઓ ખોરાક પાણી કે આરામ લીધા વગર બહુ લાંબાં અંતર એક જ ઊડાનમાં કાપી શકે છે. એવી લાંબી ઊડાનનો શકાય દાખલો આપણને હિન્દમાં જડી રહે છે. આ લાંબી ઊડાન જમીન ઉપર કરે છે તે વગડાઉ કુકડો અથવા શીમતેતર (Wood Cock) જેઓનું પ્રજનન કરવાનું નજીકમાં નજીક સ્થાન હિમાલયમાં છે શિયાળો બેસતાંની સાથે આ પક્ષીની કેટલીક સંખ્યા નિલગીરી અને દક્ષિણ હિન્દના કેટલાક પર્વતોમાં આવી પહોંચે છે. ખરું જોતાં હજુ એક એવો સજ્જડ પુરાવો આ બન્ને જગ્યાઓ વચ્ચે તેઓ ઊતરતાં હોય એવો મળ્યો નથી. જો કે ૧૯૪૨માં એક પક્ષી ભુજની સીમમાંથી મળી આવ્યું હતું અને બીજું ૧૯૪૨માં ત્યાં જોવામાં આવ્યું હતું. આ સીમતેતરને એક જ ઊડાનમાં ઓછામાં ઓછા પંદરસો માઇલનું અંતર કાપવું પડે છે

વગડાઉ કુકડાની કેટલીક ખાસીયત સ્થળાન્તર ઉપરાન્ત પણ જાણવા જેવી છે. આ પક્ષીની લંબાઈ આશરે ચૌદ ઈન્ચની છે. તેનો રંગ કથ્થાઈ લાલ અને અંદર ડાઘા ટપકાં વાળો હોય છે. નર માદા બન્ને એક સરખાં હોય છે. રંગ ફેર તથા કદ ફેરવાળા દાખલા મળી



આવે છે પણ તેમાં ઉમ્મર કે જગ્યા સાથે કશો સંબંધ નથી. તેની આંખ કાળા કથ્થાઈ રંગની, ચાંચ મટોડીયા રંગની, પગો રાતા કથ્થાઈ રંગના અને નખો કાળા હોય છે. આ પક્ષી યુરોપ અને એશિયામાં પણ દેખાય છે. તે બધાં ઉત્તરમાં પ્રજોત્પત્તિ કરે અને શિયાળો ગાળવા દક્ષિણમાં આવે. હિમાલયમાં તેઓ ૬૦૧૦ ફીટ ઊંચે બચ્ચાં ઉછેરે છે તેમાં તીમાલ, લથરા અને ભુતાનની વનરાજીનો સમાવેશ થઈ જાય છે. આ વનકુકુટની ખાસીયત સંધ્યા સમયે ચારો કરવા નીકળવાની છે એટલે તેઓ જલદી જોવામાં આવતા નથી. આખો દિવસ ઝાડીમાં ભરાઈ છુપાઈ રહે અને બહુ જ નિયમિત રીતે સાંજના પોતાની ચરવાની જગ્યાએ પહોંચી જાય છે. આ જગ્યા તે મોટાં કળણ અને ગીલા હોય છે. ત્યાં પહોંચી જીવાત શોધવા માટે જીવાત પડેલા પાંદડાને ઉથલાવે અથવા કાદવમાં ચાંચ ખુંતાડીને તપાસ કરે છે. ભીનાશમાં થતી તમામ જીવાતનો ખાવામાં તેઓ ઉપયોગ કરે છે. પણ તેઓનો ખાસ ખોરાક તો અળશીયાં જ છે. જેને શોધવા માટે પોતાની લાંબી આખી ચાંચ કાદવમાં પરોવી દે છે. પ્રજનન ઋતુમાં આ નિત્યક્રમ બદલાઈ જાય છે અને તેની માદાને ધ્યાન પડે એવી ઉડાન કરે છે. આ ઉડાનમાં નર સંધ્યાટાણે ડુંગરની બાજુમાં વૃક્ષના મથાળા ઉપર અને ખુલ્લી જગ્યા હોય તો ઊંચે ઊડે છે અને એ રીતે ગેડા માર્યા જ કરે છે. જ્યારે આ ગેડા મારતો હોય છે ત્યારે તે ઉડાન ઝડપી હોય છતાં તેની પાંખનું વીંઝવું ઘુવડ માફક બહુ ધીમું દેખાય છે અને નર આ રીતે સંવનન કરતાં એક જાતના દેડકા કરે છે એવા અવાજ જેવો ડ્રાંઉ કરે છે. જ્યારે તેને દિવસે ઉડાડવામાં આવે છે ત્યારે તે પાંખને ભટકાવીને અવાજ કરી ઊડે છે અને વૃક્ષોમાં લોંચીઓ ખાતો ઊડી જાય છે.

એવી થોડી પક્ષીઓની જાતો છે કે જે પોતાના જીવન માટેની રીત સાથે બંધબેસતાં આવી શકે છે. વગડાઉ કુકડાની લાંબી ચાંચનો છેડાનો જરા ઉપસી આવેલો ભાગ બહુ લાગણીપ્રધાન હોય છે. એનાં કાન ચાંચની મોંફાડના મૂળ આગળ પ્રકૃતિએ ગોઠવ્યા છે. કે જેથી ચાંચ એ સ્વરવાહક યંત્રનું કામ આપે. સ્પર્શને લગતું જ્ઞાન અને કર્ણદ્વારા જમીનની અંદર સંતાઈ રહેલા અળશિયાં (Earth-Worm) ને ગમે તેમ ભોંકેલી ચાંચને પકડતાં સહેલાઈ થઈ જાય છે અને જ્યારે તે અળશીયું જડી જાય ત્યારે તેની ચાંચ ના મરડાય તેવા છેડાથી પકડીને બહાર કાઢવું સહેલું થઈ જાય છે. આ રીતે જમીનમાં ભોંકેલી આખી ચાંચને ઉઘાડવાની જરૂર રહેતી નથી અને છેડા જ જોઈએ તેટલા ઊઘડે તેની વચ્ચે અળશીયું પકડી લે છે. તેની અસાધારણ મોટી આંખો તેની રાતના ચરવા ફરવાની ખાસિયત બતાવે છે આથી શીમતેનરને રાતના સલામતી મળતી હશે કારણ કે દિવસનો પ્રકાશ તેની ખાસ પ્રકારની ચરવાની ખાસીયત ને જરૂરનો નથી. વળી આ આંખો તેની ખોપરીના મથાળા તરફ વધારે મુકાયેલી છે. આમ ઊંચે હોવાને લીધે તે પોતાની દૃષ્ટિને ઘણી લાંબી નાખી શકે છે. એટલે રાતના ચરતો હોય ત્યારે પણ સલામતીથી ચરી શકે છે. આવી રીતે આંખોની ગોઠવણનો બદલો વાળવા જ્યારે વગડાઉ કુકડો ઊડે છે ત્યારે તેને પોતાની ચાંચ નીચી રાખવી પડે છે. અને એ જ પ્રમાણે જ્યારે આરામમાં હોય ત્યારે પણ તેને નીચી રાખી બેસે છે. છેવટે બહુ સુંદર ટપકાં અને ડાઘાવાળો દેહ જ્યારે પડેલાં પાંદડાં અને એવા કચરામાં દિવસના આરામ કરતો હોય ત્યારે બીલકુલ જોઈ શકતો નથી. એટલે પોતાનો રંગ જ પોતાનું રક્ષણ કરે છે.

આ પક્ષીની જાત પોતાનાં બચ્ચાંને એક જગ્યા ઉપરથી બીજી જગ્યાએ લઈ જવાની જે શક્તિ ધરાવે છે તે બહુ પ્રસિદ્ધ છે. જે વખતે ઊડે છે ત્યારે પોતાના પગની વચ્ચે બચ્ચાંને પકડી રાખે છે.

તેઓ આપણી હદમાં હિમાલયમાં મે-જૂન માસથી માંડી જુલાઈના અંત સુધી પ્રજનન કરે છે. ગમે તેવા વનમાં આ પક્ષીના માળા દેખાય છે પણ ઘણી વખત તે ભેજવાળી ઊંડી ખીણમાં ફીક ફીક ઘાટી





ઝાડીમાં મૂકેલો હોય છે. આ માળો માત્ર પડેલા સૂકા કચરાને એક પુરતો ખોતરીને જમીન ઉપર ઈંડાં મૂકે છે. એક માળામાં ચાર ઈંડાં હોય છે.

અબલખ મલાગીર (Pied ground thrush) પણ હિમાલયવાસી છે અને પૂર્વઘાટને રસ્તે ઊડી નીલગીરી અને સીલોનની હવા ખાવા શિયાળામાં પહોંચી જાય છે. એ પણ રીમતેનર જેટલી અટકયા કે થાક ઉતાર્યા વગર એક ઉડાનમાં મુસાફરી કરે છે. હવે જે સ્થળાન્તરી પક્ષીની વાત આપણે કરીએ છીએ તે તો કદાચ આખી દુનિયામા સૌથી લાંબી મુસાફરી કરવા માટે ખૂબ જ જાણીતું છે આ પક્ષી તે શીત-વતની કનાઈ અથવા વાબગલી arktic turn) કહે છે. આ સુંદર પક્ષી જેને દરિયાઈ અબાબીલ કહેવામાં આવે છે તે ધુમ્રા (Gull) કુટુમ્બનું નાનું સભ્ય છે. તે વરસના ત્રણ માસ તેના ઉનાળુ વતનમાં ગાળે છે અને બાકી રહેતા દિવસો એટલે તેનુ અર્ધ્યું જીવન આ બે વતનો વચ્ચે નિરાતે ઊડવામાં ગાળે છે. આથી આ પક્ષીને દર વરસે વીશ હજાર માઇલિ ઉપરાંતની મુસાફરી શા માટે ખેડવી પડતી હશે?

જ્યારે તેનાં બીજાં સગાં તો આખું જીવન એક જ જગ્યામાં રહી વીતાવે છે. ઉત્તર ધ્રુવની ઉત્તરમાં જ્યાં આ વા-બગલીમાંની ઘણી પ્રજોત્પત્તિ કરે છે. ત્યાં જ્યાં સુધી તેઓ હોય છે ત્યા સુધી સૂર્ય આથમતો જ નથી અને જ્યાં તેઓ પોતાનો શિયાળો ગાળે છે તે દક્ષિણ ધ્રુવની દક્ષિણે પણ જ્યારે તેઓ ત્યાં હોય છે ત્યારે સૂર્ય આથમતો જ નથી. પૃથ્વીની ધરીનું આમ સૂર્ય તરફ નમવું અને પાછુ દૂર ત્યાંથી જવું આને લઈને દર વરસે ઋતુના ફેરફાર થાય છે. આ ઉપરથી આ વા-બગલી સૂર્યપૂજક હોય એવું દેખાય છે. પોતાનું અર્ધા ઉપરાન્ત જીવન તે સૂર્યના પ્રકાશમાં ગાળે છે અને બાકીનું અરધું જીવન રાત્રી કરતાં દિવસ મોટા હોય એવી જગ્યામાં વ્યતીત કરે છે. તેની હદ બહારની શક્તિશાળી ઊડાન અને પોતાને વતન પહોંચવાની ધીરજના કારણે તેઓ એ અખંડ સૂર્યના પ્રકાશમાં જીવન વિતાવવાનો કુટ પ્રશ્ન ઉકેલ્યો છે.

વા-બગલીના શિયાળુ અને ઉનાળુ વતન વચ્ચે લગભગ અગિયાર હજાર માઇલિનું અંતર છે આથી દર વરસ આખી પૃથ્વી પ્રદક્ષિણા પૂરી થાય એટલા માઈલની મુસાફરી કરે છે. તેઓનો મુસાફરી માર્ગ દરિયા ઉપર જ છે એટલે જમીન તો પછી દેખાય જ કયાંથી? આપણે આગળ જોઈ ગયા તે વર્ષા-વિહગ પણ ભાગ્યે જ આટલાન્ટીક મહાસાગરના કિનારા ઉપર દેખાય છે. જ્યારે વર્ષા વિહગ માટે શંકા ઊભી થાય છે કે તેઓ પાણી ઉપર થાક ખાવા ઉતરતાં હશે કે કેમ! પણ વા-બગલી માટે એવી શંકા લાવવી અસ્થાને છે. તેઓ તો ચોક્કસ પાણી ઉપર શ્રમ ઉતારવા ઊતરે છે પણ દિવસના ભાગમા તો ઊડયા જ કરે છે. એક રીતે તેઓ વર્ષા-વિહગ કરતાં વધારે ભાગ્યશાળી છે. તે એ રીતે કે તેઓનો ખોરાક દરિયાની ઝીણી માછલીઓનો છે જે તેઓ હવામાંથી પોતાની અર્ધબીડેલી આંખે ડૂબકી મારીને પકડતાં જાય છે. વર્ષાવિહગો દરિયામાંથી ચારો લઈ શકતાં નથી એટલે તેઓને એક સ્થળથી બીજા સ્થળ સુધી પહોંચવા માટે બહુ ઝડપી ઊડાન રાખવી પડે છે. વા-બગલી દરિયામાંથી પેટ ભરતી જાય અને પોતાની મુસાફરી વધુ આરામથી અને ધીમી ગતિથી કરતી જાય છે.

એવાં બીજાં ઘણાં પક્ષીઓ છે કે જેવણી લાંબી સફર ખેડી શકે છે જેને આપણે યાયાવર પક્ષી કહીએ છીએ. કારણ કે તેઓનું પ્રજોત્પત્તિ સ્થાન દૂર ઉત્તરમાં આવેલાં શિતવ્રત મેદાનમાં આવેલું હોય છે. અને શિયાળો તેઓ દક્ષિણ કિનારે અને છીછરાં જળાશયો ઉપર વિતાવે છે. ચૈત્રા અથવા પટારી (Blue Winged Teal) હિન્દની હવા ખાવા સૌ પહેલાં એટલે મધ્ય સપ્ટેમ્બર કે ઑકટોબરમાં સૌરાષ્ટ્રમાં આવી પહોંચે છે. બીજા એવાં સેંકડો જેઓ હિમાલયમાં ઉનાળો ગાળી અહીં ઉતરી શિયાળો ગાળવા આપણી વચ્ચે આવી વસે છે. કેટલાક ઝીણાં કલાપીઓ (War blers) શિયાળો અહીં વસી પ્રજોત્પત્તિ માટે સેંકડો માઇલિની મુસાફરી કરી ઉત્તરમાં જાય છે.



મધુરિકા ઝવેરી

# મૃત્યુ પર વિજય

આપશ્રી ભારતીય સંસ્કૃતિ યુગજૂની મદતાથી એના અ.ગ.ળ. સ્થાને બિરાજી રહી છે. એને પૂરવાર કરતી આ પૌરાણિક કથાઓમાંની એકને હિંદીમાંથી અનુવાદ કરીને અહીં આપી છે એ કેટલી બધી મનનીય, અનુકરણીય અને આ સ્વાદ્ય છે........

જૂના વખતની આ વાત છે. એક રાજા જંગલમાં દૂર દૂર એકાન્તમાં શિકાર કરવા માટે ગયો. ત્યાં જરા આઘેની ઝાડીની પાછળ એક હરણું જોયું. તરત જ તેણે ધનુષ્ય પર બાણ ચઢાવી તીર છોડ્યું. એ તીર હરણનું પેટ ચીરીને આરપાર નીકળી ગયું. પોતાના પરિશ્રમનું પરિણામ સફળ આવેલું જોઈ રાજાને સંતોષ થયો. તે તેની પાસે ગયો, પરંતુ આ શું ! આ તો હરણું નથી. જોયું તો એક ઋષિકુમાર ફૂલ લેવા માટે આ વનમાં આવ્યો હતો. તેણે મૃગચર્મ બાંધ્યું હતું. આ કારણથી રાજાને ભ્રમ થયેલો. ઋષિકુમાર બેભાન પડ્યો હતો. લોહીની ધારા તેના પેટમાંથી વહી રહી હતી. પણ તેના મુખ પરનું તેજ જરાપણ ઓછું થયું ન હતું. સાથે સાથે મૃત્યુ પામેલ તે લાગતો હતો--મૌન અને બેભાન. અને રાજાના મુખ પરના સંતોષનો ભાવ કપુરની માફક ઊડી ગયો. તે ભય અને અમંગળ શંકાથી ફીકો પડી ગયો. બ્રહ્મહત્યાનું પાપ તેનાથી અજાણતા થઈ ગયું હતું. તે ગળગળો થઈ ગયો. પશ્ચાત્તાપના અગ્નિએ તેને ચારે બાજુથી ઘેરી લીધો. પણ તે રાજા ઘણો વિવેકી, ધર્મપરાયણ અને શુદ્ધ હૃદયવાળો હતો. તેણે વિચાર્યું, 'જે ઋષિનો આ પુત્ર છે, અથવા જે બ્રહ્મનિષ્ઠ ગુરુનો તે શિષ્ય છે તેમની પાસે જઈને હું અપરાધ સ્વીકારીને ક્ષમા માગું તે જ યોગ્ય છે.' અને આ પ્રમાણે વિચારી રાજાએ આશ્રમની શોધ કરી.

થોડા વખતમાં તેણે કેરી, જાંબુ અને પીપળો વગેરે વૃક્ષોથી ઘેરાયેલો એક આશ્રમ નજરે પડ્યો. તેણે જોયું કે કેટલાક ઋષિકુમાર સ્વાધ્યાયમાં મગ્ન છે, કોઈ વેદપાઠ કરી રહ્યા છે, કોઈ લાકડાં, ફૂલ વગેરે ચૂંટવામાં મસ્ત છે. અને કંઈ ભવ્ય મૂર્તિ, સફેદ જટા અને દાઢીવાળા ગુરુના ચરણ પાસે બેઠા બેઠા ઉપદેશ ગ્રહણ કરી રહ્યા છે. ચારે બાજુ પરમ શાંતિ છે. આવું સ્વર્ગીય વાતાવરણ જોઈને રાજાના પસ્તાવાનો અંત આવતો હોય તેમ લાગ્યું. તે દોડીને ગુરુના ચરણમાં પડ્યો. 'મને બચાવો ભગવાન. મેં અજાણતા ઘણું જ ભારે પાપ કર્યું છે. મને ક્ષમા કરો! ક્ષમા કરો!!' તેનું ધનુષ્ય એક બાજુ નમીને પડી ગયું.

રાજચિહ્ન વડે શોભતા એક પુરુષને આ પ્રમાણે ગળગળા સ્વરે બોલતો સાંભળીને ગુરુ આશ્ચર્યચકિત થઈ ગયા. તે સ્તબ્ધ થઈ ગયા. નમ્ર અવાજથી બોલ્યા : 'રાજન ! તમે કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? અને તમારાથી કયો અપરાધ થઈ ગયો છે ?'

'મહારાજ, મારાથી બ્રહ્મહત્યા થઈ છે. મેં તમારા આશ્રમના એક ઋષિકુમારની હત્યા કરી છે—પરંતુ મહારાજ ! મેં જે કર્યું છે તે ભ્રમને વશ થઈને કર્યું છે.' રાજાનો કંઠ ભરાઈ ગયો. એ બાળકની માફક રોઈ પડ્યો.

હમેશાં બ્રહ્મચિન્તનના આનંદનો અનુભવ કરવાવાળા આ ગુરુ રાજાની આવી કપટ વગરની પ્રાર્થનાથી મનમાં ને મનમાં ઘણા જ પ્રસન્ન થયા. પણ જાહેરમાં તેટલા જ આશ્ચર્યભાવથી બોલ્યા :

---

આપણે જોયાં તે બધાં લાંબી સફર ખેડનાર પક્ષીઓ અને તેની કેટલીક ખાસીયતો જોઈ આશ્ચર્ય થયા વગર રહે નહિ કે પ્રકૃતિએ તેનાં સર્જેલાં વિધ વિધ પ્રકારના નમુનાઓમાં કેવી અને કેટલી શક્તિ તથા ધારેલે ઠેકાણે પહોંચવાની સમજ આપી છે તેના અભ્યાસ કરવાથી જ આપણી સમજમાં આવે છે.







'હત્યા કેવી ને અપરાધ કેવો ? મારા આશ્રમનો તો એક પણ ઋષિકુમાર મરાયો નથી !'

'ના ગુરુદેવ !' રાજાએ દૃઢતાથી કહ્યું : 'હું શિકાર કરવા આ વનમાં આવ્યો હતો. મેં દૂરથી ઝાડીની પાછળ એક હરણ જોયું અને તેનું હૃદય મેં બાણથી વીંધી નાખ્યું. પરંતુ મહારાજ ! મેં પાસે જઈને જોયું તો તે મૃગ ન હતું. તેની જગ્યાએ એક ઋષિકુમાર મરેલો પડ્યો હતો. તેના શરીર ઉપરના મૃગચર્મને જોઈને આ ભૂલ કરી છે. ભગવાન મને ક્ષમા કરો.'

આટલું સાંભળીને બ્રહ્મનિષ્ઠ ગુરુ જરા હસ્યા. રાજાને ભય અને આશ્ચર્ય થયું. ગુરુ બોલ્યા : 'રાજા હું મારા બધા આશ્રમવાસી બ્રહ્મચારીઓને તમારી સામે ખડા કરું છું. શું તમે એ બ્રહ્મચારીને ઓળખી શકશો કે જેનો તમે વધ કર્યો છે ?'

'મહારાજ, આ કેવી રીતે સંભવી શકે ? તે ઋષિ બાળક તો ત્યાં મરેલો પડ્યો છે.'

'મેં કહ્યું ને રાજન્ ! મારા આશ્રમનો કોઈ બ્રહ્મચારી માર્યો ગયો નથી. મૃત્યુ તેમને સ્પર્શ નથી કરી શકતું !' અને બીજી ક્ષણે ગુરુની આજ્ઞાથી બધા આશ્રમવાસીઓ રાજાની સામે આવીને ઊભા રહ્યા. રાજાએ ઝીણવટપૂર્વક જોવાનું શરૂ કર્યું. તેમના મુખ પર બ્રહ્મતેજ દેદીપ્યમાન થઈ રહ્યું હતું. રાજા પર એક અદ્ભુત પ્રભાવ પડતો હતો. આખરે એક ઋષિકુમારને જોઈને રાજાએ આશ્ચર્ય સહિત તેના પર આંગળી રાખી. તે અવાક બની ગયો. 'આ તે કેવો જાદુ ! ગુરુદેવ ! આ જ બ્રહ્મચારી હતો.' તે એકદમ બોલી ઊઠ્યો.

ગુરુ હસ્યા : 'તમે તો કહો છો ને કે તમે આને માર્યો છે. પરંતુ આ તો અહિંયા ઊભો છે ! રાજન્, હકીકતમાં તમને ભ્રમ થયો છે.'

તે તપોનિષ્ઠ બ્રહ્મર્ષિની સાધના તથા તપસ્યાનું મહત્વ કંઈક સમજવા છતાં, રાજાના મનનો સંશય દૂર ન થયો. જે ઝાડીની પાછળ ઋષિકુમારનું મૃત શરીર પડ્યું હતું તે સ્થાન જોવાની તેણે ઇચ્છા પ્રગટ કરી. ગુરુની આજ્ઞાથી રાજા કેટલાક આશ્રમવાસીઓને લઈને ત્યાં ગયો. જોયું તો ત્યાં હરણેય ન હતું કે ન હતો બ્રહ્મચારી. મૃત્યુનું કોઈ ચિહ્ન જ નહોતું. રાજા ગભરો ગભરો ગુરુના ચરણ પર ઢળી પડ્યો : 'આનું શું રહસ્ય છે ગુરુદેવ ? મને કંઈ જ સમજાતું નથી. મારી બુદ્ધિ ભ્રમિત થઈ ગઈ છે. કૃપા કરીને મારું અજ્ઞાન દૂર કરો.'

ત્યારે ગંભીર વાણીથી ગુરુ બોલ્યા : 'રાજન્ ! અમે બધા આ આશ્રમમાં હમેશાં સત્યનું પાલન કરીએ છીએ, સત્ય તે છે કે જે ત્રણે કાળમાં રહે છે, જેનો કદી અભાવ જ હોતો નથી. સત્ય એ જ બ્રહ્મ છે અને જે બ્રહ્મમાં મસ્ત રહે છે, તેને મૃત્યુ સ્પર્શ નથી કરી શકતું. તેની સાથે અમે બધા અમારા ધર્મનું પાલન પણ કરીએ છીએ. જો અહિંયા મૃત્યુ આવે તો અમારાં તપ સાધના અને જ્ઞાન બધું જ નિષ્ફળ બની જાય !'

'મહારાજ, એ કેવી રીતે ?' રાજાએ સરળ ભાવથી પ્રશ્ન કર્યો, 'રાજા–રંક, ધનવાન-નિર્ધન, બળવાન અને બળવગરનો,—મૃત્યુ તો કોઈને છોડતું નથી. તે તો એક ડંડાથી હાંકીને બધાંને લઈ જાય છે. જ્ઞાનીને પણ મૃત્યુ છોડતું નથી.'

'રાજન્ સાંભળો' ગુરુ બોલ્યા : 'તમે તો શરીરની વાત કરી રહ્યા છો. શરીરને આત્મા સ્પર્શતો નથી. સત્ય આત્મા છે, જેને મૃત્યુ અડકી શકતું નથી... .. ........'

વચમાં જ રાજા ફરીથી બોલ્યો, 'ક્ષમા કરજો. મહારાજ ! મેં તો સાંભળ્યું છે કે જે રીતે કોઈ પણ હરણની પાછળ શિકારી કૂતરો દોડે છે, અને ક્યારેક તેનો પગ મચકોડી નાખે છે, ક્યારેક કમ્મર પર થાપો મારે છે, ક્યારેક ગરદન દાબી દે છે— અને કોઈ એક ગુફાની શોધમાં તે હરણ ભટકતું ભટકતું છેવટે તે કૂતરાઓનો શિકાર બની જાય છે, તે જ પ્રમાણે આ જીવ પણ ભટકી રહ્યો છે, તેને

કોઈ ગુફા એવી નથી મળતી કે જ્યાં શાંતિથી બેસે અને મૃત્યુથી બચી જાય!'

'રાજન્! તમારી વાત કેટલેક અંશે સાચી છે. આ તમે બતાવ્યા છે તે કૂતરા જ્યાં સુધી સત્યનો આશ્રય નથી લેવાતો ત્યાં સુધી જ પાછળ પડે છે. ભય, શોક, ચિન્તા, રોગ, વૃદ્ધાવસ્થા, આ બધા મૃત્યુના દૂત અથવા સૈનિક છે. પણ, રાજન્ સાંભળો! જો સત્યનો આશ્રય આવે તો એ મૃગ જીવને એ ગુફા મળી જાય છે કે જ્યાં મૃત્યુના અંગભૂત એ કૂતરાઓથી રક્ષા થઈ શકે, અને તે છે હૃદયરૂપી ગુફા જેમાં બ્રહ્મસત્ય રહેલું છે. સત્યમાં નિમગ્ન થયેલો જીવ, બ્રહ્મનું જ શ્રવણ, ચિન્તન, મનન, અને એકાગ્ર થતાં થતાં હૃદયરૂપી ગુફામાં તેનું દર્શન કરી લે છે. પછી શું મૃત્યુ તેને અડકી શકે? રાજન્! સાંભળો! વાસ્તવમાં મૃત્યુ તો અજ્ઞાન છે, બસ બીજું કંઈ નહિ. મનુષ્ય મરે છે, ત્યારે 'આત્મા' માત્ર શરીરરૂપી વસ્ત્રને જ બદલે છે. આત્મા તો અમર છે, એ જ્ઞાન પ્રાપ્ત થઈ ગયા પછી મૃત્યુથી છુટકારો મળી જાય છે, જ્ઞાની જીવનથી મુક્ત થઈ જાય છે. એટલા માટે રાજન! આ તમને સાચે જ ભ્રમ થયો છે. તમે કોઈની હત્યા કરી નથી. તમે દેહમાં આત્મભાવ કર્યો છે તેથી આ ભ્રમ છે. ઋષિકુમાર તો તપ બળથી અહિંયા પાછો આવ્યો અને પોતાના કામમાં મશગુલ છે. મૃત્યુ ધન, જન, કર્મ, તપ આદિથી ડરતું નથી. તે સત્યથી ડરે છે. મૃત્યુલોકમાં ફરતાં યમદૂતો ને યમરાજનો એ સંદેશો છે કે "અમારા અધિકારમાં માત્ર તે જ વ્યક્તિ છે જેમણે સંસારને જ સત્ય માન્યો છે. જેમણે સંસારની તરફ પીઠ કરીને સત્યની તરફ મોં ફેરવ્યું છે, જે ભગવાનના ભક્ત છે, જ્ઞાની છે, બ્રહ્મચિન્તન જ જેના જીવનનું લક્ષ્ય છે, જે ભગવાનનો પ્રિય ભક્ત છે, તેની તરફ ભૂલથી પણ ન જતાં.' તેથી રાજન્ અહિંયા તો મૃત્યુ આવતા પણ ડરે છે.'

રાજા આ સાંભળીને પોતની જાતને ધન્ય માનવા લાગ્યો. વારંવાર ગુરુની ચરણરજ માથા પર લઈને તેમના આશીર્વાદ લઈને પોતાની રાજધાની તરફ પાછો ગયો.



દમાસ્કના એક સમજુ માણસે એક શેખસાહેબને પૂછ્યું: 'હઝરત, આજકાલ સૂફી લોકોના (વેદાંતપ્રેમી જેવા લોકો) શા હાલચાલ છે?'

શેખસાહેબે ગંભીરતાથી જવાબ આપ્યો: 'પહેલાં દુનિયામાં એ લોકોની મોટી ફોજ હતી. એ વખતે ઉપરથી તો એ લોકો દુઃખી દેખાતા પણ અંદરથી સુખી હતા. હવે જુઓ, એ જ સૂફીઓ આજે એક કોમની એક જાતિની શીકલમાં ફેરવાઈ ગયા છે અને ઉપરથી તો ખૂબ સંતુષ્ટ દેખાય છે, પણ અંદર ને અંદર અસંતોષની આગમાં ધગધગી રહ્યા છે! એ સાચું છે કે એકાન્તવાસથી શાંતિ અને સુખ મળે છે, પણ એ માટે મનની સ્થિરતા જરૂરી છે. જો મન સ્થિર ન હોય, ચંચલ હોય, ઠેકઠેકાણે ભટકવા ટેવાયેલું હોય, તો એકાન્તવાસ પણ એને માટે તો બજાર છે અને પછી સુખ કે શાંતિ મળી જ શાનાં શકે! એનાથી ઊલટું પ્રાણી ભલે ધનમાલ, જમીન જાગીર, વેપાર વાણિજ્ય, દમામ, અને ઉચ્ચ પદવીની લાખો ઝંઝટોમાં ફસાયેલો હોય; જો એને ભગવાનની લહે લાગી હોય તો ચોક્કસ એ એકાન્તવાસી સંન્યાસીની જેમ જ શાંતિ અને સુખ મેળવે છે.

—શેખ સાદી





જયમલ્લ પરમાર

# જીવનવલોણાનું નવનીત

ધરતીનું ધાવણ ધાવીને એ ધાવણને જીરવવા-પચાવવા માટે તો કોઈક જ મેઘાણીભાઇ પાકે છે. એ વારસો જાળવનાર ગુજરાતમાં કેટલાક વારસદારો ? એ ભવ્ય વારસાનો આછો છતા અભ્યાસુ ખ્યાલ આપતો આ લેખ એવી જ અધિકારી કલમે લખાયેલો છે......

મેઘાણીભાઈનું સાક્ષર જીવન અનેકવિધ પાસાંવાળું છે એને થોડા થોડા લેખોમાં સમાવવું શક્ય નથી, એવું વિશાળ વ્યક્તિત્વ એ ધરાવતા હતા. એ પોતે પણ નાની ચીજથી ક્યાં રાચતા હતા ! નાની ઊર્મિ, નાના ભાવ, નાની વેદના, નાનાં વેરઝેર તો એમની નજરમા જ ન આવતા. લોકસાહિત્યમાં રમમાણ કરતાં એમના આત્માએ સાહિત્યના બહોળા ક્ષેત્રને આવરી લીધેલુ. કથા, વાર્તા, કવિતા, ગીત નવલિકા, નવલકથા, નાટક, વિવેચન, ભજનો, છંદ, દુહા, વગેરે કંઇક વિષયો ઉપર એમણે થોકબંધ પુસ્તકો આપણને આપ્યાં છે.

રાષ્ટ્રીય શાયરનું એમને જે બિરદ મળેલું એ સર્વથા ઉચિત હતું. એવા બહુશ્રુત અને વિશાળ સાક્ષર જીવનને થોડામાં કેમ સમાવી શકાય ? પેલા રાજસ્થાની કવિએ કહ્યું તેમઃ—

> કાગજ થોરો, હિત ઘણો,
> કેસો લીખ્યો બણાય ?
> સાગરમેં જલ ભોત હે,
> ગાગરમેં ન સમાય.

મેઘાણીભાઈ વિદ્વતાનો વિષય તો વર્ષો પછી બન્યા. પણ જ્યારે વિદ્વાનોએ એમને સ્વીકાર્યો ન હતા, ત્યારે પણ જનસમુદાયના, લોકોના ઊર્મિંધબકારે મેઘાણીભાઈની સ્મૃતિઓ જડાઈ ગયેલી. કારણ કે મેઘાણીભાઈને લોક સાહિત્યના સાગરનું મંથન કરતાં કરતાં પારસમણિ હાથ પડી ગયેલો. પછી તો લોકસાહિત્યના જે કોઈ અંગને એનો જાદુઈ સ્પર્શ થાય કે સુવર્ણ સમું એ જળહળી ઊઠતુ.

એ લોકસાહિત્યને કેટલાક,લોકો આજકાલ મનોરંજનનું હળવું અને હાસ્યાસ્પદ સાધન બનાવી રહ્યા છે, જેમાં ગાઈને, વગાડીને વિકૃત હાવભાવ કરીને લોકોને રીઝવવાનો પ્રયાસ ઠેરઠેર થઈ રહ્યો છે. રેડિયોથી માંડીને રેકર્ડ સુધી, સભાઓથી માંડીને સામયિકો સુધી.

પરિણામે પ્રેક્ષકો પણ લોક સાહિત્યને દિવસે દિવસે મનોરંજનનું જ એક સાધન માનતા થયા છે. સાહિત્યનો વિવેક વિસરાતો જાય છે, અને મેઘાણી ભાઈની સાધના પણ.

લોક-સાહિત્યમાં પણ ખાસ કરીને લોકોને આકર્ષતો વિષય લોકગીતોનો છે. વાર્તાકારો તો શોધ્યા જડતા નથી. જડે છે તો એમની ઝાકઝમક બનાવટી લાગે છે. હવે તો એવું બન્યું છે કે આ લોકગીતોને, દુહાઓને, છંદોને અને ભજનો કે રાસડાને અથવા એમાથી કોઈ એક વિષયના કાર્યક્રમને લોકસાહિત્યના કાર્યક્રમ તરીકે ઓળખાવવામાં આવે છે. લોકો પણ એને જ લોકસાહિત્ય સમજતા થયા છે, આ લોકગીતો અને દુહા વગેરેની પણ એવી તો વિચિત્ર રજુઆત કરવામાં આવે છે કે લોકસાહિત્યની સંસ્કારી ભાત જ ન ઊઠે. પરિણામે લોકસાહિત્ય એટલે ગ્રામ્ય-ગામડિયું, અસંસ્કારી, રોનકી અથવા તો નવરાશના સમયે લહેર કરવા જેવું એવી એક અસર શિષ્ટ ગણાતા સમાજ સુધી પહોંચી ગઈ છે. એમાં થોડા શિષ્ટ-સુગાળવા ભદ્ર-માનવીઓ જ નથી પણ કેટલાક સાહિત્યકારો, પત્રકારો, શાસ્ત્રીય સંગીતકારો, કાર્યકરો અને મધ્યકોટિના પણ ઉચ્ચ કહેવાતા સમુદાયને પણ એમાં ગણાવી શકાય.

જેના ઉપર આપણી આ નૂતન સંસ્કૃતિનું મંડાણ થયું છે એવા એ લોકજીવનની સરાસર ઠેકડી કરવા જેવું જ આ છે. લોકસાહિત્ય એ તો કરોડો લોકોના જીવતા જીવનનો જ એક આવિષ્કાર છે. પણ નવા વિદૂષકોએ લોક સમુદાય વચ્ચે એને ઘણી ઝડપથી હાસ્યનુ હળવા રસનું ભજન બનાવી દીધેલ છે.



આને માટે સામયિકો, સાહિત્યકારો, રેડિયો સ્ટેશનો અને ખાસ કરીને લોક-સાહિત્યના કાર્યક્રમો ગોઠવનારાઓ સવિશેષ જવાબદાર છે. એમણે શરૂથી જ કાં તો આ મશ્કરી થતી અટકાવવી જોઈતી હતી, અથવા તો વારંવાર લાલબત્તી ધરીને જનતાને ચેતવણી આપવી જોઈતી હતી કે "એ લોક-સાહિત્ય નથી", "એ લોક સાહિત્ય નથી." એ તો નવા નટ બજાણીયાના નજરબંધીના ખેલ છે.

સ્થિતિ એવી આવી ઊભી છે કે લોકસાહિત્યને નામે કોઈ ગંભીર વાત સાંભળવાની લોકોની ટેવ છૂટતી જાય છે. લોકસાહિત્યની તો એમને મનોરંજનની મહેફિલો જ જોઈએ છે.

લોકસાહિત્યને નામે બીજો ગોટાળો એ ચાલે છે કે જેની અદ્યતન સાહિત્યમાં ગણના થાય છે એ સિવાયનું બધું જ લોકસાહિત્યમાં ખપાવાય છે. ઢાઢી, મીર, લંધા, રાવણહથ્થાવાળા અને રાવળોનાં ગીત કથાઓની પણ લોકસાહિત્યમાં ગણના થાય છે. ચારણી સાહિત્યમાં ખપાવાય છે અને ખૂની-ડાકુઓનાં કરપીણ કૃત્યોનાં અમાનુષી વર્ણનોને પણ લોકસાહિત્યમાં ખપાવાય છે.

એક સ્પષ્ટતા કરી લેવાની જરૂર છે કે ચારણી સાહિત્ય રાજ્યાશ્રયે જ નહિ પણ વિદ્વાનોના અને પંડિતોની પાઠશાળાઓમાં પ્રોત્સાહન પામેલું અને વંશપરંપરાગત ઊતરતું અને ઠીક ઠીક વિકાસ પામેલું લોકસાહિત્યથી અલગ એવું સાહિત્ય છે. એનું સ્વરૂપ પણ જુદું જ છે, ભાષા જુદી છે, શૈલી પણ જુદી છે. વ્રજભાષા અને ડીંગળીમાં એ ઉત્કર્ષ પામ્યું છે. ચારણી સાહિત્યના પણ બે પ્રકાર છે. એક તો રાજાઓની કે દાતાઓની કૃપામાંથી સર્જાયેલું ખુશામદપરાયણ અને બીજું કુદરતની પ્રેરણામાંથી સર્જાયેલું, ભક્તિ-પરાયણ, પ્રકૃતિ-પરાયણ, આત્મલક્ષી. જ્યારે ઢાઢી, મીર, લંધા, રાવણહથ્થાવાળા અને રાવળો વગેરેનું જે કાંઈ સાહિત્ય છે તે તો ઘણું ખરું આજીવિકા રળવા માટેનું જ છે. માન-અકરામ મેળવવા માટે, દાતાઓની કૃપા મેળવવા માટે કે હવાઈને નભાવી રાખવા માટે જ સર્જાયેલું. એ સમાજશાસ્ત્રનો કે સંશોધનનો વિષય જરૂર ગણી શકાય પણ એ ખરું લોકધન નથી. એમાં લોકોર્મિનો પડઘો પડતો નથી તેમ એમાં સાચા લોકસંસ્કાર પણ નથી.

લોકસાહિત્ય તો લોકજીવનના વલોણાનું નવનીત છે. લોકોનાં સુખ, દુઃખ, આશા, નિરાશા, ઉમંગ, ઉત્સાહ, અત્યાનંદ, વેદના અને વ્યથા વગેરેના વલોવાટમાંથી આ લોકસાહિત્યનું નવનીત નીપજ્યું છે. લોકસાહિત્ય એટલે લોકસમુદાયના જીવનની સાંગોપાંગ તસ્વીર. હજુ આપણા બહુજન-સમુદાયનું સંસ્કારધન આ લોકસાહિત્ય જ છે.

લોકસાહિત્ય એટલે સૌનું સહિયારું ધન, લોકસાહિત્ય એના સ્વભાવે અને લક્ષણે કરીને સર્વ દેશોમાં સમાજ જીવનના સૂરો કાઢતું, સમાજ જીવનનાં જ ચિત્રો ખેંચતું રહ્યું છે. સમાજ-જીવનનું ઊર્મિજનક વાસ્તવ જ આ લોકસાહિત્યનું પ્રેરક બળ છે.

લોકસાહિત્યના વિષયોને જુજવાં સ્વરુપે જોઈએ તો લોકગીતો, સ્ત્રીગીતો, કથાગીતો, બાળગીતો. ઊર્મિગીતો, ઋતુગીતો, મર્મગીતો, રાસગરબા વગેરેનો એમાં સમાવેશ થઈ જાય છે.

એમાં એક એક વિષય અનેક શાખા પ્રશાખામાં વહેંચાયેલ છે.

એ પછી આવે કથા, વાર્તા, ઉખાણાં કહેવતો, છંદો, દુહાઓ, ભજનો, દંતકથાઓ વગેરે.

પ્રકૃતિને ખોળે ખેલતા આ સાહિત્યના વિષયોમાં જોઈએ તો કુદરત, જળાશય, વડલો, ઝાંપો, આકાશ, યાત્રા, સ્ત્રી, બાળક, સાસુ, સસરા, નણંદ, નણદોઈ, દેર, જેઠ, ભાઈ, બહેન વિગેરે વિગેરે.

લોકજીવનની સૃષ્ટિમાં વહેમ છે, વિશ્વાસ છે, અવિશ્વાસ છે, શ્રદ્ધા છે, ડકવાસ છે, સ્નેહ છે, દાંપત્યના રંગો છે, કંકાસ છે, કરુણતા છે, ઉલ્લાસ છે, વિલાસ





છે, વેર છે, વાત્સલ્ય છે, શુદ્ધતા છે અને ચિંતન પણ છે, કાયરતા અને શૌર્ય પણ છે, ભક્તિ છે અને શ્રૃંગાર પણ છે. ઉપમા અને દૃષ્ટાંતો તો લોકસાહિત્યનું એક વિશિષ્ટ અંગ છે.

પ્રજાજીવનમાં આપણે જે એક તાલબદ્ધતા માગીએ છીએ તે આ લોકસાહિત્યમાં સભર ભરેલ છે. સાર્વજનિકતા સિવાય આવી તાલબદ્ધતા કદી ન જન્મે. સાદી છતાં સચોટ કલ્પના, સંસારની કટુતાથી ભરેલું છતાં મધુર, મર્મીળું અને દુઃખને સહવાની તાકાત દેનારું વાસ્તવદર્શન, સાદા છતાં ભાવવાહી સ્વરો અને શબ્દોની ઝડઝમક તો લોકસાહિત્યની ભારે વૈભવવંતી છે મેઘાણીભાઈએ લોકભાષામાંથી પોતાની ભાષાને સમૃદ્ધ બનાવેલી. જોમવંતી અને રસીલી બનાવેલી.

કલ્પના, સ્વર અને શબ્દની જોમવંતી સજીવતા લોકસાહિત્યમાં એની પ્રવાહિતાને કારણે જ ટકી રહી છે. ઈમારતોના ઉપલા માળ ખરી પડે છે ત્યારે એનું પાયામાંથી નવું ચણતર કરવું પડે છે. કવિતા કે સાહિત્ય જ્યારે અધોગતિને પામે છે ત્યારે એના પાયામાં તો આ લોકગીતો, આ લોકવાર્તાઓ, અને લોકસંસ્કાર પડ્યાં હોય છે, કે જેના ઉપર સાહિત્યનું ચણતર કરી શકાય.

લોકસાહિત્યની કલા એ નૈસર્ગિક કલા છે. સ્વયંભુ કલા છે. પ્રાચીન બેલેડસ-કથાગીતોના પરિશીલનમાંથી બ્રિટનની પ્રજાએ સ્કોટ, કોલરીજ અને કીપ્લીંગ સરખા કવિઓનાં અર્વાચીન કથાગીતોનાં કાવ્ય રત્નો પ્રાપ્ત કર્યાં તો એ કથાગીતોને સમાવતા લોકસાહિત્યે ગુજરાતને મેઘાણીભાઈ સમા સમર્થ સમીક્ષક, શાયર, સાક્ષર અને ગાયક આપ્યા.

આ લોકસાહિત્ય આપણા સમાજ-જીવનમાં જ પડેલુ છતાં આપણે એનાથી વંચિત હતા. આપણે દરિદ્રી હતા. આપણે કોઈ તળપદો સંસ્કાર ખરો ? કોઈ ધરતીનો ગુણ ખરો ? કોઈ સંસ્કારધન ખરૂં ? કે માત્ર ખટપટ, વેરઝેર અને સત્તાની સાઠમારી ને અર્થલોલુપતાના જ વારસદાર હતા ? પ્રશ્ન ભારે મુંઝવનારો હતો. લોકજીવનમાં માત્ર ખુટલાઈ જ નથી પણ ખાનદાની પણ છે. વેરઝેર જ નથી પણ સ્નેહના સમંદરો ભર્યાં છે. ખુની ડાકુઓ જ નહિ પણ સાધુ, સંતોના સંસ્કારો સભર ભર્યા છે. એનું સમગ્રપણે પ્રથમ ભાન તો આપણને મેઘાણીભાઈએ જ આપ્યું અને તે આ લોક સાહિત્યની સમૃદ્ધિનાં દર્શન કરાવીને જ.

મેઘાણીભાઈ કહેતા કે માનવીનાં હૈયાને તો ખંભાતી તાળાં લાગેલાં હોય છે. લોકસાહિત્યની ચાવી વડે ખોલીને જ એમાં ભરેલી માયાને મેળવી શકીએ પણ આપણે એ ચાવીના પૂરા આંટા ફેરવતા જ નથી. અને માયા મેળવી શકતા નથી.

આપણી સામુહિક શક્તિનો સર્વથા લોપ તો થયો જ નથી. પણ આપણાં જીવન એટલાં છિન્નભિન્ન થઈ ગયાં છે કે લાગણીના પડઘાની ભાત ઊઠતી નથી. ઊર્મિમાં જાણે કે પ્રબળતા રહી નથી, આકાંક્ષાઓની તીવ્રતા જાણે કે ઓછી થઈ ગઈ છે, વેદનાની સચોટતા હણાઈ ગઈ લાગે છે લોકજીવનમાં પડેલી રસભર મસ્તીનાં દર્શન આજે જાણે કે દોહ્યલાં બન્યાં છે.

પોરબંદરની ખાડીમાં વીજળી નામનું વહાણ નાશ પામ્યું અને એક આજીવિકાના ઉપાસકના ઊર્મિના તાર ઝણઝણી ઊઠ્યા અને ' હાજી કાસમ તારી વીજળી રે મધ દરિયે વેરણ થઈ' જેવું ગીત મળ્યું.

ત્યારે છેલ્લાં બારપંદર વર્ષમાં ભારતમાં કેવા કેવા બનાવો બની ગયા ? ખુદ રાષ્ટ્રપિતાની શહીદીએ પણ કોઈ કરુણ-ભવ્ય મહાકાવ્ય આપણને ન આપ્યું. સંભવ છે કે કરુણા વાટે જ જીવનનું સત્ય લાધવાનું હોય ! 'Only the tragic can be finally true.' લોકસાહિત્યનો અંતિમ ઉચ્ચાર પણ આ કરુણાજનક જ છે. અસંસ્કારિતા કે ગ્રામીણતા નહિ જ.

આજકાલ આપણું રાષ્ટ્રીય સૂત્ર છે વધુ ઉત્પાદન, ઉત્પાદન વધારો. અનાજનું, ચીજ વસ્તુઓનું, જીવન જરૂરિયાતની ચીજ વસ્તુનું ઉત્પાદન વધારો—એવી ચોત-



રહી ખૂમો પડી રહી છે. એ અનિવાર્ય છે, આવશ્યક છે. પણ એકલા અનાજનું વધુ ને વધુ ઉત્પાદન આપણને ખાઉધરા ને રાંકા બનાવશે, એકલું ઔદ્યોગિક ઉત્પાદન આપણને અર્થલોલુપ બનાવશે, એકલી સંપત્તિનું ઉત્પાદન આપણને વિલાસી ને સત્તાભૂખ્યા બનાવશે.

એ બધાં ઉત્પાદનની સાથોસાથ માનવતાનું ઉત્પાદન પણ વધારવું પડશે. જો એ નહિ વધારીએ તો ઉત્પાદનની સમતુલા નહિ જળવાય. આ માનવતાનું ઉત્પાદન હૃદયની કેળવણી દ્વારા આવે. લાખો ને કરોડો લોકોના હૃદયને વધુમાં વધુ સચોટ રીતે સ્પર્શે એવું જો કોઈ સાધન હોય તો તે લોકસાહિત્યનું જ.

પુસ્તકાલયોમાં પઢતા માનવીઓ કદાચ આ વિધાનને ન પણ મૂલવી શકે. લોકસાહિત્યમાં રહેલા સ્વરોની શકિત એ કદાચ ન પણ પામી શકે. સ્વરોની અખંડ મધુરતા કે સચોટ ભાવવાહીતાને વિશ્લેષણોથી નથી પકડી શકાતાં. શબ્દોના નર્યાં વિશ્લેષણથી ભાવનો ધ્વનિ નથી પકડાતો. લોકસાહિત્ય પોતાના સંગીન દ્વારા લાખોનાં હૃદયમાં શકિતનો સંસ્કાર મૂકી દે છે. જીવનકલહમાંથી ત્રાસેલાને હૈયાધરી આપીને બળ પૂરી દે છે.

લોક સાહિત્યનું સાચુ મૂલ્યાંકન કરનારા તો છે એનાથી મુગ્ધ બનનારાં લાખો ને કરોડો હૈયાં.

જરૂર તો છે લોકસાહિત્યની સાચી ને સંસ્કારી અભિરૂચિ પેદા કરવાની. મેઘાણીભાઈ લોકસાહિત્યને ઉપાસતા ઉપાસતા ખુદ પોતે જ લોકસાહિત્ય રૂપ બની ગયા.

આગળ કહ્યું તેમ મેઘાણીભાઈ તો વર્ષો પછી વિદ્વતાનો વિષય બન્યા છે, પણ લોકહૈયામાં તો વર્ષો પહેલાં જડાઈ ચૂકેલા. લોકસાહિત્યે એમનો ઓજસવંતો આત્મા મુકતપણે વિહરતો. જ્યારે સંજોગો, મર્યાદા, પરિસ્થિતિ, સંસ્કાર વગેરે એમને સંસાર વહેવારના પીંજરામાં પૂરી રાખવા મથતાં. એમના જીવનમાં આ પ્રગટ વિરોધાભાસ હોવા છતાં પરસ્પર વિરોધી એવી બે ઉત્કટ સ્થિતિ વચ્ચે મેઘાણીભાઈ પોતાના આત્મભોગે તાદાત્મ્યનો, સંપૂર્ણ મિલનનો, ઉચ્ચ કક્ષાનો આદર્શ સફળ બનાવવા જીવનભર ઝૂઝ્યા હતા.

પ્રણય અને વિતરાગપણું, રમ્ય અને ભયાનક, શ્રૃંગાર અને વીરરસને એમણે પરમ ભાવે ઉપાસ્યા છે. ગાયા છે. લોકજીવનના એ પરખંદાએ આપણા માટે તો પગદંડીનો રાજમાર્ગ બનાવી આપ્યો છે.

પ્રજા વિકાસમાં સામુહિક ઉત્કર્ષમાં આજે લોકસાહિત્ય ઘણો મોટો ફાળો આપી શકે. જે ડેમોક્રેટીક લાઈફ–સાર્વજનિકના આપણે શોધીએ છીએ તે વધુમાં વધુ આ લોકસાહિત્યમાં રહેલી છે. એટલે તો સંઘોર્મિઓનો વધુમાં વધુ પડઘો પડી શકે અને વધુમાં વધુ ઘડતર કરી શકે.

એ બે રીતે થઈ શકે.

એક તો લોક–સાહિત્યના સંશોધન વડે.

બીજું લોક–સાહિત્યના સંસ્કરણ વડે.

બંને મુશ્કેલ છે. છતાં દુઃસાધ્ય તો નથીજ. લોકસાહિત્યનું સંશોધન આજ સુધીમાં અનેકરીતે વિચારાયુંછે. જેમની પાસે આ લોકજીવન પડ્યું છે એમની પાસે જીભ નથી. જેમની પાસે જીભ છે એમાં ઘણા પાસે આ જીવન નથી. જીભવાળાઓ જીવનવાળાઓની પાસે જતા નથી. પરિણામે જ્યાં બેઠા હોય છે ત્યાંથી પીંછી અને કલમોના જૂઠા મરોડો અને જૂઠી રેખાઓ ખેંચ્યા કરે છે. મેઘાણીભાઈએ કહ્યું તેમ પેલાં ખંભાતી તાળાં ખોલવાની કળા હાથ કરી જોઈએ.

એને માટે એવું જીવન ઝડપવા માટે રઝળપાટ જોઈએ. કંઈ જીવનભર રઝળપાટ કરવાની જરૂર નથી રહેતી. રઝળપાટ બંધ પડ્યા પછી જીવન આપણા ઉંબરમાં છોળો નાખતું અટકી જતું નથી. મહત્વની વાત તો છે આ છોળો નાખતાં જીવનનો સંપર્ક પકડવાની.

સંશોધનની વાટે લોકસાહિત્યની કેડીઓ આજે તો ગુજરાતમાં સુની પડી છે. ગુજરાતમાં એક કંઈક માધુભાઈ પટેલ લોકગીતોનો આછો પાતળો સંગ્રહ કરી રહ્યા છે એટલું જ. જ્યારે ભકતકવિ દુલાભાઈ





પોતે લોકસાહિત્યના પરમ ઉપાસક હોવા છતાં એમની પાસે સંશોધન કરાવવું શક્ય નથી.

એક તો આવું સંશોધન રઝળપાટ સિવાય થાય નહિ, રઝળપાટ માટે લોકસાહિત્ય માટેનું સંસ્કારી અને રસિક હૃદય જોઈએ. મેઘાણીભાઈએ પોતાના હૃદયની મુલાયમ ધરતી ઉપર આ બધું ઝીલેલું — કાગળની શુષ્ક કે નિર્જીવ ધરતી ઉપર નહિ. એ લે લોકસાહિત્યના સંશોધન માટે લોકજીવનના ધરાઓમાં ડૂબકીઓ મારનારા મળી આવે તો જ મેઘાણીભાઈએ અધૂરાં મૂકેલાં કામ આગળ વધી શકે.

સંશોધન માટે કોઈ વિદ્યાસભા, કોઈ સાહિત્યસભા, કોઈ સરકાર કે કોઈ શિક્ષણસંસ્થા કે સામયિક સંસ્થા આ કાર્ય ઉપાડી શકે. લોકસાહિત્યના સંશોધન માટે સમિતિ નીમી શકે. એ સમિતિ રઝળપાટ, રેકર્ડ, રેડિયો, સામયિક અને સભાઓ દ્વારા પણ આ કામ કરી શકે. કોમ્યુનિટી પ્રોજેક્ટની વિચારણામાં પણ એને લઈ શકાય.

એ માટે લોકમેળાઓમાં જઈ શકે. લોકમેળાઓ પણ ભરી શકે, જેમાં ગામેગામથી ગાયકો, વાર્તાકારો, દુહાગીરો, કથાકારો, ભજનિકો વગેરેને મુક્તમને આમંત્રણ આપીને બોલાવી શકાય.

લોકસાહિત્યમાં રહેલાં માનવ ઉપકારક બળોને ખેંચી લઈને આજના યુગની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા કામે લગાડી શકાય. ગ્રામીઓને પકડી મેલીને એમાં રહેલી જોમવંતી ઊર્મિઓ દ્વારા નવાં ગીતો રેલાવી શકાય, નવી રચનાઓ કરી શકાય.

એ જ ઢાળ, એ જ લય અને એ જ શબ્દોનો સુંદર ઉપયોગ થઈ શકે. એ બધા વપરાય તો છે જ, પણ વિકૃત રીતે સિનેમાઓમાં એ જ બધાનો ઉપયોગ થાય છે. અને મેઘાણીભાઈએ તો કથાગીતો, યુદ્ધગીતો, વેદનાગીતો, ભાવનાગીતો, બાળગીતો, ઊર્મિગીતો, અને ભજનોની રચના દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે કે સાહિત્યના કોઈ પણ પ્રકાર કરતાં આ લોકસાહિત્યનો શબ્દ, ભાવ, કલ્પના, રૂપક, ઉપમા, સંગીત, ઢાળ, લય, લઢણ વગેરે જરાય ઊતરતાં નથી. ઊલટાનાં વધુ મર્મગામી, વધુ ઊર્મિપ્રધાન અને વધુ સચોટ નીવડે છે. માનવી મનોવૃત્તિઓમાં ઝંઝાવાત જગાવવાનું, મૂર્છિત પ્રાણમાં ચેતના જગાડવાનું, રસ, શૌર્ય અને પૌરુષના પ્રબળ સંસ્કાર સીંચવાનું સામર્થ્ય પણ મેઘાણીભાઈને આ લોકધરતીના ધરામાં ડૂબકીઓ મારવાથી મળેલું. મેઘાણીભાઈએ સાચા અર્થમાં જ લોકસાહિત્યને ધરતીના ધાવણ તરીકે ઓળખ્યું છે.



હિન્દીનો રાષ્ટ્રભાષા તરીકે સ્વીકાર થવા લાગ્યો છે. બંગાળીએ 'વન્દેમાતરમ્' સરખું ભારતવ્યાપી ગીત આપ્યું અને જગતસાહિત્યને ટાગોર આપ્યા. ગુજરાતે ગુજરાતની બહાર પહોંચે એવી એકે સાહિત્યકૃતિ આપી છે ખરી? અંગ્રેજીમાં ઉતારી સમગ્ર માનવજાતને અર્પણ કરી શકાય એવું એકાદ કાવ્ય કે એકાદ નવલકથા પણ આપણે રચી શક્યા નથી એ આપણી અશક્તિ આપણા ધ્યાનમાં આવી છે ખરી? ગાંધીને ગળે વળગી હિન્દુસ્તાનમાં ફરતું પેલું 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ આજની ગુજરાતી વાણીએ તો નથી જ ઊભું કર્યું.

—રમણલાલ વ. દેસાઈ



ડો. ભૂપતરાય મો. દવે

# વરાળસ્નાન

દવાઓ વગર દર્દો ન મટે એ માન્યતા જાણે ગઇ પેઢીની થઇ ગઇ હોય તેમ કુદરતી ઉપચારો તરફની શ્રદ્ધા આજે વધવા લાગી છે. નિસર્ગોપચારથી રોગો મટાડનાર વિખ્યાત ડૉક્ટર અહીં આ નાના લેખમાં એક ઉપયોગી ઉપચારની માહિતી આપે છે........

આપણા શરીરમાં જ્યારે અનેક પ્રકારનાં ઝેરો એકઠાં થાય છે ત્યારે જુદા જુદા રોગો ફાટી નીકળે છે. આ રોગોને હાંકી કાઢવા માટે વિવિધ પ્રકારનાં સ્નાનોની શોધો થઈ છે, જેમાં વરાળસ્નાનના લાભો બીજાં સ્નાનો કરતાં થોડે ઘણે અંશે ઓછા ગણાય છે, છતાં આ સ્નાનનું મહત્ત્વ ઓછું અંકાતું નથી. વળી સ્નાનદ્વારા શરીરમાંહેના ગંદાં તેમજ મહાન ઝેરી તત્વો પરસેવા વાટે બહાર નીકળે છે, પરિણામે શરીર સ્વચ્છ અને સ્ફુર્તિલું બને છે. દરદી રોગની નાગચૂડમાંથી છૂટે છે. ચામડીનું જીવન વધે છે. આમ વરાળના પ્રયોગથી અનેક નાનાંમોટાં દર્દો સારાં થાય છે જ.



ચિત્રમાં બતાવ્યા મુજબ એક ઓરડામાં બારીબારણાં બંધ કરીને નેતરની ખુરશી પર બેસવું. પછી ગરમ પાણીનું વરાળ નીકળતું તપેલું ટેબલ અથવા પાટલા પર મૂકવું. ત્યારબાદ ચિત્રમાં દેખાય છે એવી રીતે ગરમ કામળો ચારે તરફ આખા શરીરે ઓઢી લેવો. એક હાથ વડે કામળાને ટેકાવી રાખવો. વરાળ બહાર ન નીકળી જાય એની કાળજી રાખવી. પછી બંને આંખો બંધ રાખીને વરાળ લેવાનું શરૂ કરો. વરાળ જોરદાર હોય તો થોડી વારમાં આખા શરીરે પરસેવો નીતરવા માંડે છે. પૂરતા પ્રમાણમાં વરાળ લેવી હોય તો સગડી સળગાવીને તેના ઉપર પાણીથી ભરેલું તપેલું મૂકવું, જેથી વરાળ સારા પ્રમાણમાં તૈયાર થશે. આ પ્રયોગમાં ગફલત રાખવામાં આવે તો માણસ દાઝી જાય છે.

લાકડાની એક કેબિનેટ, એમાં એક નાનું ટેબલ અથવા નેતરથી ભરેલ ખુરસી રહી શકે. એટલી મોટી બનાવવી. પછી એમાં માણસને ગરદનથી ઉપરનો ભાગ બહાર રહે એવી રીતે બેસાડવો. કેબિનેટનાં આગળનાં બારણાં બંધ રાખવાં. કેબિનેટની બનાવટ એવી હોવી જોઈએ કે તેમાંથી થોડી પણ વરાળ બહાર નીકળે નહિ. આટલું કર્યા બાદ ગરમ પાણીથી અર્ધું ભરેલ બંધ મોઢાવાળું કીટલીના આકારનું એક વાસણ સળગતા પ્રાઈમસ અથવા ધુમાડો ન થાય એવા ચૂલા ઉપર મૂકવું. વાસણમાં જે નળી હોય તેમાં રબરની લાંબી નળી બેસાડવી. પછી એ નળીને કેબિનેટના તળિયાની બાજુમાં થોડે ઊંચે જે ગોળ છેદ હોય તેમાં ગોઠવવી. નળીમાંથી નીકળતી વરાળ સીધી શરીર પર ન આવે તે ખાસ ધ્યાનમાં રાખવું, વરાળ ફરતી ફરતી શરીરને સ્પર્શવી જોઈએ.

વરાળ લેતી વખતે બંને પગ એક નાના પાટલા પર રાખવા, જેથી વરાળથી દાઝી જવાની ધાસ્તી નહિ રહે. ઉપર મુજબ વરાળ લેવાથી શરીરે ઝડપી અને સહેલાઈથી પરસેવો છૂટવા માંડે છે!

આ પ્રકારનું વરાળસ્નાન આખા શરીરે લેવાથી શરીરમાંથી પરસેવા વાટે ઝેર બહાર જાય છે, જેથી લોહી ઝડપી ગતિથી ફરે છે. અને શરીર સ્વચ્છ અને સ્ફૂર્તિવાળું બને છે.

### થોડાક અગત્યના નિયમો

(૧) આખા શરીરનું વરાળસ્નાન લેવા માટે સવાર





તેમજ સાજનો સમય વધારે અનુકૂળ ગણાય છે

(૨ વરાળસ્નાન કર્યા પછી તરત જ ઠંડા પાણીથી સ્નાન કરી લેવુ જોઈએ જો ઠંડા પાણીથી સ્નાન કરવાની શક્તિ ન હોય તો ઠંડા પાણીમા ટુવાલ પલાળીને નીચોવો અને પછી એ ટુવાલ વડે આખા શરીરને સાફ કરવુ

(૩) પાતળા તેમજ નબળા બાંધાવાળા માણસે વરાળ સ્નાન લેતા લેતા ચક્કર આવે તો સમજવુ કે વધારે પડતુ સ્નાન થયુ છે તો તરત જ ઠંડા પાણીથી સ્નાન કરી લેવુ

(૪) બ્લડપ્રેશર, હૃદયરોગ, પાડુરોગ અને ક્ષયરોગવાળાએ વરાળસ્નાન કદી લેવુ નહિ

(૫) ભોજન કર્યા પછી તરત વરાળસ્નાન ન લેવુ વરાળસ્નાન પછી લગભગ એકાદ કલાકે ભોજન લેવુ

(૬) ચરબી ઓગાળવા માટે વરાળસ્નાન બહુ જ મહત્વનો ભાગ ભજવે છે. તદુરસ્ત માણસે પદર દિવસે કે મહિને એકવાર વરાળસ્નાન લેવુ.

(૭) ચરબીવાળાએ અથવા તદુરસ્ત માણસે વરાળ સ્નાન લેતા પહેલા ઠંડુ પાણી પીવુ, જેથી ગરમી ઓછી થશે અને પરસેવો વધારે પ્રમાણમા છૂટશે

(૮) સાપ તેમજ ઝેરી જાનવર કરડી ગયુ હોય, જતુ ડખ મારી ગયુ હોય, ત્યારે લોહીમા ઝેર પ્રસરી જાય છે, આ સમયે દરદીને વરાળસ્નાન આપવાથી શરીર માથી પરસેવા દ્વારા ઝેર બહાર નીકળવાથી દરદીની જિદગી બચી જાય છે

(૯) વરાળસ્નાન લેવાનુ જે વાસણ હોય તેમા અર્ધું પાણી ભરવુ આખુ વાસણ પાણીથી કદી ભરવુ નહિ કારણ કે વાસણમા અર્ધાથી વધારે પાણી ભરવામા આવે તો પાણી ઉછળીને વરાળ સાથે બહાર આવે છે, જેથી વરાળ લેનાર દાઝી જાય છે

(૧૦) વરાળસ્નાનના પાણીમા નીમક (મીઠુ) કે કડવો લીબડો પણ નાખી શકાય

(૧૧) વરાળસ્નાન દરરોજ ન લેવુ, એકાતરે લઈ શકાય દરરોજ વરાળસ્નાન લેવાથી શરીરમા અશક્તિ આવે છે, લોહી અને ચામડી ફિક્કા પડે છે વધારે પડતી ચરબી ઓછી કરવી હોય તો દરરોજ વરાળ સ્નાન લઈ શકાય બીજે મહિને એકાતરે વરાળસ્નાન લેવુ જરૂર હોય તો જ વરાળસ્નાન કરવુ ટેવ તરીકે તેમજ શોખની ખાતર દરરોજ વરાળસ્નાન ન લેવુ

(૧૨) સામાન્ય રીતે વરાળસ્નાન લેવા માટેનો સમય પાચ મિનિટથી ત્રીસ–પાત્રીસ મિનિટ સુધીનો ગણાય, આમ હોવા છતા વરાળ ધીમી હોય તો વધારે સમય લેવામા આવે તો નુકશાન નથી

આ બધા પછી વરાળ લેનારની શારીરિક સ્થિતિ મુજબ વરાળ લેવી એ સલામતીભરેલો માર્ગ ગણાય જેમ શરીરમા ઝેરનુ પ્રમાણ વધારે તેમ પરસેવો વધારે છૂટે છે

ઉપર બતાવેલ નિયમો આખા શરીરે વરાળસ્નાન લેનાર માટે છે વરાળસ્નાન લેતી વખતે કાળજી પૂર્વક નિયમોને નજર સામે રાખવાથી વરાળસ્નાનની મહત્તા જળવાશે અને ધાર્યું પરિણામ લાવી શકાશે



પરસેવા વાટે ચામડી શરીરમાથી ક્ષારવાળો કચરો બહાર કાઢી નાખે છે. ફેફસા લોહીને સ્વચ્છ કરે છે જે હવા શ્વાસમાર્ગે આપણે લઈએ છીએ એમાથી પ્રાણવાયુ ફેફસા મારફત લોહીના સમાગમમા આવે છે અને લોહી સાથે મળી જતા કાર્બન ડાયોકસાઈ નામનો મેલરુપી ગૅસ જન્મે છે, જે ઉચ્છ્વાસરુપે નાક બહાર નીકળી જાય છે આમ થતા લોહી સ્વચ્છ બને છે મૂત્રપિડો પણ શરીરમાથી પ્રવાહીરુપે નાઈટ્રોજનવાળા કચરાનો નિકાલ કરે છે ત લોહીમાથી યુરિક ઍસિડવાળો કચરો શોષી લઈ મૂત્રાશયમા મોકલે છે. આ નિરુપયોગી પ્રવાહી પેશાબરુપે બહાર નીકળી જાય છે આ રીતે ચાર પાચ રતલ પ્રવાહી દરરોજ શરીર બહાર નીકળી જાય છે, જે શરીરને નિરોગી રાખવામા મદદગાર બને છે



ત્રિભુવન વીરજીભાઈ હેમાણી

# વાડીલાલ મો. શાહનો પત્ર

ગુજરાતી સાહિત્યમાં 'સ્વર્ગ'નાં અમૂલ્ય પુસ્તકો મૂકી જનાર આ ચિંતકનો અહીં મૂકાયેલો આ પત્ર એના સંપાદકે કાળજીપૂર્વક મેળવીને મોકલ્યો છે એ વાચકો માટે પણ જરૂરી થશે જ.

[ સદ્‌ગત ચિંતક અને ફિલસૂફ વાડીલાલ મોતીલાલ શાહનો પત્રવ્યવહાર બહુ જ વિશાળ તેમજ અનેકવિધ પ્રશ્નોને છેડનારો માલુમ પડ્યો છે. મૂળે તો ગુજરાતી સાહિત્યમાં પત્ર સાહિત્યનું ક્ષેત્ર ઘણું ઓછું ખેડાયલું હોઈ, કોઈ પણ ગુજરાતી સાહિત્યકારના પત્રોનો સંગ્રહ એની સમૃદ્ધિમાં સારો સરખો ઉમેરો કરી રહે છે. એ રીતે વિચારતાં આ પ્રગટ થતો વા. મો. શાહનો પત્ર આવકારદાયક છે એમ કહેવામાં અતિશયોક્તિ જેવું કંઈ યે નથી.

આજે પ્રગટ થઈ રહેલા પત્રના લેખન પાછળ એક રીતે કહીએ તો થોડેક ઇતિહાસ રહેલો છે. એ પત્ર લખાયો ત્યારે એ વિચારકે અમુક અમુક સમયને આંતરે કલમ બ્રહ્મચર્યના પ્રયોગો કરવાની શરૂઆત કરી દીધી હતી. એ સમય દરમ્યાન એક માસિકના તંત્રીએ થોડાક પ્રશ્નો પર ચર્ચા કરવા માટે વા. મો. શાહને આગ્રહભરી વિનતિને પરિણામે આ પત્ર લખાવા પામ્યો હતો. જે પ્રશ્નોની છણાવટ સદરહુ પત્રમાં કરવામાં આવી છે તે પ્રશ્નો આ રહ્યા :

૧. આપના જીવનમાં સારું શું જણાયું ?
૨. દાનનો શ્રેષ્ઠ માર્ગ આપ કયો ગણો છો ?
૩. સાંપ્રત સમયમાં દેવસેવાનો શ્રેષ્ઠ માર્ગ શો ?
૪. મનુષ્ય તરીકેની મહાન ફરજ શી છે ?
૫. જ્ઞાતિની મહાન સેવા શી છે ?
૬. દરેક ધર્મનો પ્રથમ ઉદ્દેશ શો છે ?
૭. ખરી મોટાઈ શેમાં રહેલી છે ?
૮. આપણે આગળ શાથી વધીએ ?

આ પ્રશ્નોના જવાબ પ્રગટ થઈ રહેલા પત્રમાં રજૂ કરવામાં આવ્યા છે. વા. મો. શાહે તેમનાં ઐહિક જીવન દરમ્યાન સાચું જ સુણાવ્યું છે કે શબ્દને વળગી રહેનારને નહિ, પણ 'હેતુ' અને 'રહસ્ય' ને તપાસનારને જ કલ્યાણની ચાવી મળી રહે છે. એટલે ' કોરાં મગજ' થી વાંચી જાણનાર પાઠક જ આવાં લખાણનો સાચો લાભ ઊઠાવી શકે છે.

સાથે સાથે એક બીજી વાત કહી લેવાની જરૂર રહે છે. વા. મો. શાહ તેમનાં લખાણોમાં, બીજા અનેક ચિંતકોની પેઠે, ખાસ અર્થમાં અમુક શબ્દપ્રયોગો કરે છે. તેને સમજવા માટે એ ચિંતકે પોતે જ તેનાં લખાણમાં સમયે સમયે ઇસારા રૂપે કંઈ ને કંઈ કહેલું હોય છે. આ પત્રમાં જ ' અભયદાન ' માટે ખાસ વ્યાખ્યા રજૂ કરવામાં આવી છે તે તરફ વાચક વર્ગનું ધ્યાન ખેંચવા રજા લઉં છું. એવો જ બીજો શબ્દ નીતિવાદી છે, જેને સમજાવવા માટે તેમણે એક સ્થળે નોંધ્યું છે તે સમજી લેવા જેવું છે : ' નીતિનો સ્વીકાર કરે તે નીતિવાદી નહિ, પણ દરેક બાબતનો તોલ ' નીતિ'નાં જ કાટલાંથી કરે, નીતિ માટે અને નીતિ વડે જ દુનિયા અને જીવન છે એવો એકાંતવાદ માને તે.'

આવી વ્યાખ્યાઓની મદદ વડે વા. મો. શાહના લખાણને સમજવા પ્રયત્ન કરનારા વાચકને માટે એ ચિંતકને સાચી રીતે સમજવાનું બીલકુલ મુશ્કેલ નહિ લાગે.

—ત્રિ. વી. હેમાણી ]





અગત્યનુ માનવાને પરિણામે, પરંતુ કાંઈ જુદા જ કારણથી (કે જે કારણ હુ જાહેરમા મૂકવા ખુશી નથી) નીચે મુજબ ઉત્તર લખી મોકલુ છુ નાના વખતથી ઇરાદાપૂર્વક બધ રખાયની મારી પ્રવૃત્તિ ગમે તે કારણથી પણ આ પ્રસગે છૂટી છે અને તેને તમારા આગ્રહનો પડઘો માનવાને હરકત નડશે નહિ!

**પ્રશ્ન પહેલો** આ પ્રશ્ન જરા વધારે સ્પષ્ટ લખવો જોઈતો હતો જો તમારો આશય એમ પૂછવાનો હોય કે મારા આજ સુધીના જીવન દરમ્યાન મળેલા સારા નરસા અનુભવો પરથી મને દુનિયામા સાર પદાર્થ શુ જણાયો,—તો હું એમ કહું કે, એક વખત મે સાર પદાર્થ સેનામનતાના રાગમા જોયો હતો, પરન્તુ પાછળથી એ પણ ઓળો' છે એમ જણાયુ અને શૂન્ય (o) છે સાર જેનો એવા સસારમા સાર મૂકવા અર્થાત્ પોતાની 'ભાવના' વડે સાર ‌થી એમ જણાવ્યુ જીવનપ્રવાહમાં ગતિ કરતા કરતા, સ્થિર અથવા અવ્યાબાધ મનાતા **સત્યના** બે સ્વરૂપ મને જણાયા હવે કાલે બીજુ સ્વરૂપ કાયમ રહે કે બદલાય અને તેની જગ્યાએ પહેલુ કે કોઈ ત્રીજુ જ સ્વરૂપ દેખાય, ગમે તેમ થાય, તો પણ એટલુ તો નક્કી થાય છે કે 'સાર પદાર્થ' કે 'સત્ય' એ કોઈ સ્થિર અવ્યાબાધ, ચોક્કસ કિંમત (Fixed value)-વાળો પદાર્થ નથી આ વિષય બેહદ ગભીર છે અને તેની ચર્ચા કરવાનુ આ સ્થાન નથી અને જો તમારા પ્રશ્નથી તમે એ જાણવા માગતા હો કે મારી બે કોડી–બે વર્ષની જિંદગી દરમ્યાન મે જે કાંઈ મન–વચન–કાયાના યોગ પ્રવર્તાવ્યા હોય **તે સર્વમા** સાર રૂપ–માખણ રૂપ–સર્વોત્તમ ગણી શકાય એવુ શું છે,–તો મારે કહેવુ જોઈએ કે એનો ઉત્તર આપવાનુ કામ મારુ નથી જે જૈન સમાજની સેવામા મારી જિંદગીનો શ્રેષ્ઠ ભાગ અહર્નિશ ગુજારવામા આવ્યો છે તે જૈન સમાજ તેનો ઉત્તર આપશે

**પ્રશ્ન બીજો** અભયદાન,–પણ તે જિંદગી બચાવવાના અર્થમા નહિ, પણ કોઈ પણ પ્રાણીમાથી ભયની લાગણી દૂર કરવાના–તેને નિર્ભય–નિડર બનાવવાના અર્થમા

**પ્રશ્ન ત્રીજો** આ પ્રશ્નનો તદ્દન સાચો જવાબ, હાલના કાયદા અને 'મનુષ્યત્વ' તથા નીતિ'ની હાલની વ્યાખ્યા (ભાવના) એ અશક્ય બનાવ્યો છે એક પ્રજા બીજી પ્રજા પર બળથી જ સત્તા મેળવે છે અને તે વખતે મનુષ્યત્વ તથા નીતિ આદિ ભાવનાઓનુ સ્વરૂપ બદલી નાખવામા આવે છે એક વખત સત્તા હાથમા આવી પછી તેને ઈશ્વરદત્ત અને પોતાને ઈશ્વરકૃપાપાત્ર પ્રતિનિધિ તરીકે મનાવે છે પછી પોતે રુજેલા એ 'હક'ને શાબ્દિક જાદુથી—હિપ્નોટિઝમથી–મનુષ્યહૃદય (Conscience)નો એક ભાગ બનાવી દે છે તે પછી પ્રજા પોતે હૃદયથી એમ જ માને છે અને એ માન્યતા રૂપી સત્ય'ની વિરુદ્ધ તર્ક કરનારને રાજ્ય વિરુદ્ધ તેમ જ 'નીતિ' અને 'માણસાઈ વિરુદ્ધ 'ગુનો' અને 'પાપ' ઠરાવે છે રાજાની સહીસલામતી ખાતર ઘણાના 'કાયદા' પ્રજાની સલામતી ખાતર કરાવી દયા મનાય છે એટલે પછી પ્રજાની સલામતીના ખરા માર્ગ ચચતા એ પણ અશક્ય બને છે એ સજોગમા દેશોદ્ધારના 'સાચા' માર્ગની વાતો કરવી નકામી છે અને 'સાચ'ને બદલે ભળતુ જ બોલવુ હોય તો–જો કે લોકમાર્ગ તો એને જ 'સત્ય' માનશે–કહી શકાય કે દેશસેવાનો શ્રેષ્ઠ માર્ગ સ્વદેશીવ્રત, વિદ્યાપ્રચાર અને ઐક્ય છે લાગણી તેમ જ બુદ્ધિની બેડીમાં ન સપડાય તેવો પુરુષ–અને માત્ર તેવો જ પુરુષ–આ સિદ્ધાત પર મૂછમા હસશે

**પ્રશ્ન ચોથો** અને છઠ્ઠો 'મનુષ્યની મહાન ફરજ' હુ એને માનુ છુ કે જે વડે ફરજ **માત્રને વટાવી** જવાય 'Beyond Good and Evil' લોખડની તેમજ સુવર્ણની બેડી સમાન બુરી તેમ જ ભલી ફરજોને વટાવી જવામાં જ મનુષ્યત્વની પરાકાષ્ઠા છે અહીં ચેતવણી આપવી જરૂરની છે કે ફરજની ભાવના (Concept of duty)ને મારી



નાખવી એ શબ્દો વપરાયા નથી; ફરજ રૂપી સમુદ્રમાં આવીને—એમાં થઈને એની પાર ઊતરવું અને 'કોરા'-આર્દ્રતા વગરના-લાગણી વગરના—થવું એ આશય સૂચવાયો છે. 'ફરજ' ને કોઈ માને યા ન માને, તથાપિ દરેકને કાંઈ નહિ ને કાંઈ 'ફરજ' વળગેલી હોય છે જ. અને જેમ જેમ માણસ જિંદગીના પથ પર 'ચાલે છે' તેમ તેમ વસ્ત્રની માફક 'ફરજ'ને પણ, જાણતા કે-અજાણતાં, બદલે છે પણ ખરો. ફરજ (Duty form Duo I owe)નો અર્થ 'ફરજ' છે. ફરજ સ્વીકારવાની સ્થિતિને ઉચ્ચતમ માણસાઈ માનવામાં આવે એ આ જમાનાના તત્ત્વજ્ઞાનની બલિહારી છે! ફરજ કોનું? શા માટે? આ પ્રશ્ન કોણ વિચારે છે? માણસે હજારો વર્ષથી ચાલ્યા આવતા સંસ્કારોને અનુસરીને ભિન્ન ભિન્ન પ્રકારની 'ફરજ'ની 'ભાવના' ઘડી કાઢી છે; કોઈએ સદાચરણને 'ફરજ' માની, કોઈએ સ્વદેશસેવાને ફરજ માની અને એ માન્યતાઓને ભિન્ન ભિન્ન સિદ્ધાંતોને જન્મ આપ્યો છે. ભિન્ન ભિન્ન ભૂમિકા (Stage) પર ઊભેલા ભિન્ન ભિન્ન મનુષ્યોએ એક નહિ ને એક ફરજ—એક સુવર્ણ બેડી લેવી જ પડે છે. અને લેવામાં જ એનું શ્રેય છે; કારણકે ફરજ ગતિ પ્રેરે છે અને શૂન્ય(૦)માં કલ્પિત પણ એકડો ઉત્પન્ન કરે છે, સાર વગરનાં જીવનમાં 'અર્થ' કે 'સાર' મૂકી આપે છે (જો કે દરેક 'અર્થ' આખરે 'અર્થ વગરનો' જ ઠરે છે!) એક બીજી ચેતવણી આપવી આવશ્યક છે કે માણસે બીજાની બતાવેલી ફરજ' માથે ન ચડાવતાં પોતાની આંતર્વૃત્તિ (Instinct)ને અનુકૂળ 'ફરજ'ને જ વફાદાર રહેવું એમાં એનું વધારે શ્રેય છે, અરે બહુરૂપી દુનિયાને પણ એથી જ એકંદરે લાભ છે True to one's own intstinct careless of what people think of it.

**પ્રશ્ન પાંચમો :** જ્ઞાતિની મહાન સેવા હું એને માનું કે જે સેવાની યોજના જ્ઞાતિના વિકાસ દ્વારા જ્ઞાતિનો **વિનાશ** કરી શકે. જ્ઞાતિનો નિઃશેષ નાશ એ જ સર્વોત્તમ જ્ઞાતિસેવા છે. પરંતુ એમ આજ સુધી બનવા પામ્યું નથી એ જ બતાવે છે કે જ્ઞાતિને કોઈએ **વિકસાવી**—ફુલાવી નથી; ફુલાય તો અવશ્ય —કુદરતી પરિણામ તરીકે— ફૂટે જ. આજ સુધી લખાણો, ભાષણો, ચર્ચાઓ, દોષારોપણ અને સ્વસિદ્ધિની પ્રવૃત્તિઓને જ્ઞાતિસેવા મનાઈ છે! બહુ તો જ્ઞાતિને નિર્માલ્ય બનાવનારા ધારા ઘડ્યા છે! કોઈએ જ્ઞાતિને વિકસાવી નથી; જો વિકસાવી હોત તો આપોઆપ જ્ઞાતિનું સર્કલ તૂટ્યા વગર રહેત નહિ. જ્ઞાતિની હયાતી એ હિંદનું મોટામાં મોટું પાપ છે; એના વિધ્વંસ સિવાય કાંઈ મહાન પરિણામ શક્ય નથી અને એનો વિધ્વંસ 'ઝેરથી જ ઝેરને મરાય' એ સિદ્ધાંત સમજેલા આગિયા જ્ઞાતિસેવક વગર કદાપી કાળે થઈ શકે નહિ. કલ્પના શક્તિને અને બુદ્ધિવાદને ગલગલિયાં કરે એવા જ્ઞાતિસેવાના માર્ગ સાંભળવા હોય તો એક હજાર ને એક ગણાવી શકાય પણ એ આત્મઘાત અને આત્મઠગાઈનું કામ છે.

**પ્રશ્ન સાતમો : પોતાની** મોટાઈ—પોતાની આધ્યાત્મિક ખાનદાની સમજવામાં શ્રદ્ધવામાં જ ખરી મોટાઈ સમાયલી છે. (જો કે આજના બિચારા નીતિવાદીઓ એને જ દુર્ગુણ માને છે!)

**પ્રશ્ન આઠમો :** આત્મવિશ્વાસ આત્મબળ અને સ્વાભિમાનથી બીજાં ગૌણ સાધનો એક સો એક ગણાવી શકાય જેવાં કે રાજ્યની મદદ, પરસ્પર સહાય, ઉદ્યમ, ખંત, ધીરજ, વિવેકબુદ્ધિ ઇત્યાદિ. અહીં જવાબ ખતમ થાય છે. એમાં સમાયલા સિદ્ધાંતો સામાન્ય મનુષ્યની સમજમાં નહિ જ ઊતરી શકે, એટલું જ નહિ પણ ગેરસમજૂત પણ થવી જ જોઈએ એમ હું આગળથી માની લઉં છું. વિસ્તાર કરવાની ઇચ્છા નથી કારણકે ગમે તેટલો વિસ્તાર કરવા છતાં કેટલુંક તો બુદ્ધિગમ્ય કરાવી શકાય તેમ નથી. ખરું સ્વરૂપ જોવા માટે નીરોગી આંખ અને મગજ જોઈએ, અને આંખ તથા મગજની પાછળ પણ અનેક વસ્તુઓ છે! દુનિયાને કોઈ પણ જવાબથી—કોઈ પણ ઉપદેશથી—કોઈપણ સિદ્ધાંતથી ખુશ કરી શકાય તેમ નથી, અને તેથી જ જ્ઞાનીઓ સમજીને 'ઉપશમ્યા' છે.

ઘાટકોપર : ૧૯૧૯ની નાતાલ. —વા. મો. શાહ







મેં પૂછ્યું "કોઈ મરીગર તરફથી ખોટા કે ઘસા યેના સિક્કા મળ્યાની અને તે બ ની આપવાની ફરિયાદ આવે ખરી? જો આવી ફરિયાદ આવે તો એ ખોટા કે ઘસાયેલા સિક્કા તમારા તરફથી જ તેઓની પાસે આવ્યા તેની ખાતરી તમે શી રીતે કરો છો?

સચાનકની ધીરજ ખૂટતી હોય એમ મને લાગ્યું છતાં મમતાપૂર્વક તેમણે જણાવ્યું: અમારા ચલણમાં ખોટા સિક્કા ભાગ્યે જ હોય છે ઘસાયેલા સિક્કા હોય ખરા આવા સિક્કા અમે જ જુદા માની નાખીએ છીએ અને મેક મારફત બદલાવી લઈએ છીએ તેમ છતાં કોઈ રહી જાય તો તુરત જ બ ની આપવામાં આવે છે એ તો તપાસ કરવા જેવું કંઈ જ નથી આ તો બહુ નજીવી બાબત છે

હવે મારે વિશેષ કંઈ પૂછવાનું રહ્યું ન હતું મિત્રના સચાનકનો આભાર માની મેં વિદાય લીધી મનમાં વિચારતો રહ્યો કે જે પ્રજાના વ્યવહારમાં આટઆટલી પ્રમાણિકતા અને વિશુદ્ધ આચરણ હોય તે જગતની પ્રજાઓમાં મોખરાનું સ્થાન કેમ ન ભોગવે? સાથે સાથે મનમાં એ વિચાર પણ ઉદ્ભવ્યો કે આપણા દેશમાં પગાર ચૂકવવાની આ પ્રકારની પદ્ધતિની અજમાયશ કરવામાં આવે તો? તેના પરિણામનો વિચાર કરતાં હું ધ્રૂજ્યો

દેશ સ્વતંત્ર તો થયો પરંતુ સ્વતંત્રતા પચાવવી ટકાવવી સહેલ નથી એ માટે કેવું ઉન્નત ચારિત્ર્ય અને નીતિમત્તા જોઈએ તેનો ખ્યાલ કરવો રહ્યો માનવ આશાવાદી છે મનમાં થયું કે એક દિવસ અવશ્ય એવો આવશે કે જ્યારે આપણા દેશમાં પણ આપણો જીવન-વ્યવહાર આ પ્રકારનો સરળ સ્વાભાવિક અને પ્રમાણિક બનશે એ દિવસ ક્યારે આવશે એ નક્કી કરવાનું ભારત દેશની સમગ્ર પ્રજાના હાથમાં છે એ દિવસ વહેલો આવે

★

પંકજ

## શિલ્પી નવસર્જનનો

હું યાંત્રિક જીવનનો,
કામણગરો કીમિયાગર,
ને મન-સૂમો હું મનમનનો
હું યાંત્રિક જીવનનો—
મંઝિલ નોખી, રાહ અનેરા,
મન ચાહે ત્યાં અપના ડેરા
અવનિ પર પગની દઈને,
રાહ લીધો છે નીલગગનનો—
હું યાંત્રિક જીવનનો
કંટકમાં હું સૌરભ લાવું
રણમાં સરવાણી પ્રકટાવું
અસુવનની દુનિયામાં,
દૂત હું છું હાસ-હસનનો—
હું યાંત્રિક જીવનનો
જીવનનો હું ગીતગવૈયો,
મુજ નૈયાનો હું આપ ખેવૈયો:
વૈશાખી ધરતી પર વર્ષન્તો
હું મુસાફર સાવનનો—
હું યાંત્રિક જીવનનો
હું સૂર નિરાલો કવિજનનો,
હું આશ સિતારો જગમનનો
કાલાન્તરની કેડી આંકું,
હું છું શિલ્પી નવસર્જનનો—
હું યાંત્રિક જીવનનો

★



પ્રો. ડૉ. ધીરુભાઈ ઠાકર

# ગુજરાતી સાહિત્યમાં નિબંધિકા

નિબંધિકાનું મહત્ત્વનું સ્થાન અને તેનું વિવેચન અધિકારી કલમે થાય તે જરૂરી છે, આ લેખ વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે તેવો છે.........

ગુજરાતી સાહિત્યમાં નિબંધ અને નિબંધિકાનું અવતરણ, બીજા અનેક સાહિત્યપ્રકારોની માફક, અંગ્રેજીમાંથી થયેલું છે. નર્મદની પહેલાં દલપતરામે 'ભૂત નિબંધ' અને 'જ્ઞાતિ નિબંધ' લખેલા, પણ તેમાં નિબંધની સાહિત્યિક આકૃતિ ઊતરેલી નથી. ગુજરાતીમાં નિબંધનો રીતસર આરંભ કરનાર તો નર્મદ જ હતો એ જાણીતી હકીકત છે. અંગ્રેજીમાં 'એસે' શબ્દ અને તેને અભિપ્રેત સાહિત્ય–પ્રકારની પહેલ ફ્રેન્ચ લેખક મોન્ટેઈને સોળમી સદીના ઉત્તરાર્ધમાં કરેલી. નિબંધ અંગ્રેજ પ્રજાનું સૌથી સમર્થ અને માનીતું સાહિત્ય–વાહન છે. અંગ્રેજીમાં 'એસે' શબ્દ બહુ જ વ્યાપક અર્થમાં પ્રયોજાયેલો છે. તેમાં બેકન અને સ્ટીલ જેવાના ગંભીર સૂત્રાત્મક લેખો, મોન્ટેઈન અને લેમ્બ જેવાનાં રસળતાં લખાણો, પોપની 'એસે ઑન મેન' જેવી ચરિત્રપુસ્તિકા અને મેકોલેની 'લાઈફ ઑફ મિલ્ટન' જેવી ચરિત્રપુસ્તિકા અને એડિસનના ટુચકા: એમ ભાતભાતની રચનાઓનો સમાવેશ થયેલો છે. આથી અંગ્રેજ વિવેચકો નિબંધની વ્યાખ્યા પરત્વે હાથ ખંખેરતાં કહે છે કે એનો વિષય ગમે તે હોય; તેની શૈલી ગંભીર હોય તેમ અગંભીર પણ હોઈ શકે; તેનું કદ નાનું પણ હોય ને મોટુંયે હોય. લેખકે લેખકે ઘણુંખરું રચના બદલાતી હોય, ત્યાં વ્યાખ્યા શી આપવી?

ગુજરાતીમાં આ પ્રકારની અતંત્રતા ઘૂસી ન જાય તેની તકેદારી તરીકે અંગ્રેજીમાં જેને 'પર્સનલ એસે' કહે છે તેના પર્યાય તરીકે આપણે ત્યાં 'નિબંધિકા' શબ્દ પ્રચલિત કરવામાં આવ્યો છે. શ્રી વિશ્વનાથ ભટ્ટ અને શ્રી વિજયરાય વૈદ્યે હળવી રસલક્ષી રચનાને માટે ગુજરાતીમાં આ શબ્દને લગભગ ચલણી કર્યો છે. સ્વ. આનંદશંકર ધ્રુવે શ્રી જયેન્દ્રરાય દૂરકાળનાં 'પોયણાં'નું અવલોકન કરતાં તેમાંની હળવી રચનાઓને 'અનિબદ્ધ નિબંધ' તરીકે ઓળખાવી હતી. કાકા કાલેલકર અને શ્રી ઉમાશંકર જોષી ગંભીર અને હળવી રચનાઓનો ભેદ કેવળ મનમાં રાખીને 'નિબંધ' શબ્દથી જ બન્ને પ્રકારોને ઓળખવાનું સૂચવે છે. શ્રી ઉમાશંકરે તો સમગ્ર રચનાને બદલી નિબંધના ટુકડાને નિબંધિકા નામ આપવાનું વલણ બતાવ્યું છે. પરંતુ 'નવલિકા' કે 'નાટિકા' ની માફક હળવા નિબંધના એક સ્વયંસંપૂર્ણ કલાપ્રકારને માટે 'નિબંધિકા' શબ્દ રૂઢ થાય તો તેમાં કશું ખોટું નથી.

શાળા–મહાશાળાઓમાં વ્યવસ્થિત લેખનની તાલીમ રૂપે લખાવવામાં આવે છે તે નિબંધ અને લેખકની સ્વયંસ્ફૂર્તિથી લખાતા નિબંધના સર્જનાત્મક સાહિત્ય-પ્રકાર વચ્ચેનો ભેદ પ્રથમથી જ સમજી લેવો જોઈએ. મણિલાલ નભુભાઈએ કહ્યું છે તેમ, "વિષયનો અર્થ બાંધી તેનું સ્વરૂપ આપવું અને તેનું સમર્થન બેચાર દૃષ્ટાન્તોથી અને બેચાર શ્લોકથી કરવું" એ ખરો નિબંધ નથી; પણ "જેનું વચને વચન અનુભવનો ગ્રન્થિ છે, જેની વાક્યરચના સૂત્રરૂપ છે અને જેનો ઉપદેશ મર્મને તુરત જ આઘાત કરી ક્ષણવાર તદાકારતા ઉપજાવે છે" તે જ ખરો નિબંધ છે. નિબંધ વિશે આટલી ચોખવટ કર્યા પછી નિબંધ અને નિબંધિકા વચ્ચેનો ફરક જરા વિગતે તપાસીએ. નિબંધિકાનું સ્વરૂપ લલિત છે, નિબંધનું હમેશાં તેવું હોતું નથી. નિબંધ વિદ્વાનોનું વાહન છે, નિબંધિકા ગદ્યમાં કવિતા લખવા પ્રેરનાર સર્જકોનું. નિબંધ વસ્તુનિષ્ઠ હોય, નિબંધિકા વ્યક્તિનિષ્ઠ હોય. નિબંધનો હેતુ માહિતી અને બોધ આપવાનો હોય છે; નિબંધિકા મુખ્યત્વે આનંદલક્ષી છે. નિબંધકાર વાચકનાથી ઊંચે બેસણે બેસીને વાત





કરે છે, ત્યારે નિબંધિકાકાર વાચકની સમકક્ષાએ રહીને વાત કરે છે નિબંધકાર ગુરુપદ છોડતો નથી, નિબંધિકાકાર મિત્ર બનીને વાચકનો વિશ્વાસ સંપાદન કરે છે આથી નિબંધકાર જે કહી શકતો નથી તે નિબંધિકાકાર કહી શકે છે નિબંધની શૈલી બહુધા ગંભીર અને વિષયનું એકધારું, ક્રમિક નિરૂપણ કરનારી છે નિબંધિકાની શૈલી અગંભીર હોઈ વિષયાંતરમાં રાચે છે નિબંધમાં વિષયાંતર દોષરૂપ ગણાય છે, પ્રસ્તુત કરતાં અપ્રસ્તુતની વાત છેડીને નિબંધિકાકાર રસની જમાવટ કરે છે એટલે વિષયાંતર નિબંધિકાનું એક આકર્ષક અંગ બને છે નિબંધકારનું વ્યક્તિત્વ વિષયની ચાર દીવાલોની વચ્ચે બંધાઈ રહે છે નિબંધિકાનો લેખક વાત કહેતાં કહેતાં વ્યક્તિત્વનો વિસ્તાર કરતો જાય છે. નિબંધ આયાસસાધ્ય સાહિત્યપ્રકાર છે, પણ હળવી, રસળતી, ઠેકઠેકા કરતી શૈલીવાળી નિબંધિકા આયાસસાધ્ય નથી તેમાં નર્મ, મર્મ, વિનોદ, કટાક્ષ આદિ તત્ત્વો આવે છે તે સર્જકની સાહજિક સ્ફૂર્તિ માગી લે છે નિબંધ કરતાં નિબંધિકામાં થયેલું તેના લેખકની ઊર્મિ અને બુદ્ધિનું સંયોજન વિશેષ ચમત્કૃતિપૂર્ણ હોય છે નિબંધિકાકાર કલ્પનાનો ખેલ કરતો કરતો આગળ વધે છે

નિબંધિકા ઘણે અંશે ઊર્મિકાવ્યને મળતી આવે છે બન્નેના સર્જનમાં પણ કલ્પના, ઊર્મિ ને ચિંતનનું રાસાયણિક સંમિશ્રણ થયેલું હોય છે અને બન્નેના લેખકો વક્તવ્યને પોતાના વ્યક્તિત્વનો રંગદર્શી ઓપ આપે છે પણ ઊર્મિકાવ્યને હોય છે તેવું પદ્યસ્વરૂપનું કે વિષયના વર્તુળમાં રહીને ભાવનિરૂપણ કરવાનું બંધન નિબંધિકાનો લેખક સ્વીકારતો નથી એ તો યદૃચ્છાવિહારી છે વિષયના સર્વ અંગોનું તે સ્વેચ્છાએ મનફાવતી પદ્ધતિએ દર્શન કરાવતો જાય છે તે મનમાં મર્માળુ હસતો હસતો વાચકને હસાવતો જાય છે તેને કશા નિયમ સામાન્યપણે બંધનકર્તા નથી, છતાં તે સાવ અનિયંત્રિત નથી ઝીણવટથી જોનારને તેની રચનામાં એક પ્રકારની સૂક્ષ્મ વ્યવસ્થા, સંગઠના અને રોચક કલાદૃષ્ટિ પ્રતીત થયા વિના નહિ રહે તેનું હાસ્ય ફિનસૂફનું હાસ્ય હોય છે તેમાં વેરનાશ, છીછરાપણું, બધાઈ, સ્થૂળતા કે ડંખીલા કટાક્ષને સ્થાન નથી તે જીવનની વિસંગતિઓ અને વિચિત્રતાઓ ઉપર હસે છે ને રમતા રમતા વાચકનું કોઈક ઉન્નત ભાવના કે સત્ય પ્રતિ ધ્યાન પણ દોરે છે નિબંધિકાના લેખકમાં સર્જકની પ્રતિભા ઉપરાંત બહોળો અનુભવ, અસાધારણ અવલોકનશક્તિ, ઉદાર સમભાવભરી નિખાલસતા, વિનોદી સ્વભાવ અને વસ્તુના હાર્દને ઝડપથી ગ્રહીને તેનું તારતમ્ય પકડવાની સહજબુદ્ધિ અપેક્ષિત છે શિષ્ટ સર્જનાત્મક કોટિનો નિબંધ લખવો એ અઘરું કામ છે, પણ સારી નિબંધિકા લખવી તે એના કરતાંય મુશ્કેલ કાર્ય છે

ગુજરાતીમાં નિબંધિકાનો પ્રયોગ નિબંધ કરતાં બહુ મોડો થયો છે નર્મદનામાં હાસ્યની વૃત્તિ જ નહોતી તેના 'ડાંડિયા'માંના નિબંધોમાં નફકર આક્ષેપોમાં રાચતો સ્થૂળ અને ડંખીલો હાસ્ય છે પણ તેમાનું એકે લખાણ નિબંધિકાની કોટિનું નથી આદ્ય વિવેચક નવલરામના વિવેચનાત્મક નિબંધો તેમના જમાનાના તેમજ પછી આવનાર પંડિતયુગના સાક્ષરોના લેખોના પ્રમાણમાં મિષ્ટ અને રસળતી શૈલીના છે, તેમનામાં 'ભટનું ભોપાળું' જેવું પ્રહસન લખવા જેટલી રમૂજવૃત્તિ છે 'ઓથારિયો હડકવા'માં, તેમજ 'અંધેરી નગરીનો ગર્ધવસેન' ને 'દુષ્ટભાર્યા દર્શક, નાટક' જેવા પુસ્તકો ઉપરના તેમના વિવેચનોમાં વિષયનો હળવો અને માર્મિક પરામર્શ કરવાની શક્તિ વરતાઈ આવે છે મણિલાલ નભુભાઈ ગુજરાતી સાહિત્યના એક તેજસ્વી નિબંધકાર છે તેમની નિબંધ વિશેની સમજ ઊંડી અને યથાર્થ હતી તેમના લખાણોમાં પત્રકારત્વના પાસથી, આર્ય નારીને કરેલા વિવિધ સંબોધનો રૂપે, 'પ્રિયંવદા' પત્રની તેની સખીઓ સાથેના વાતચીતરૂપે, તેમાં આવતા 'ના બા, આપણે બૈરાંને રાજકારણ સાથે કંઈ લેવાદેવા નહિ' એ મતલબના ઉદ્ગારવાળા ત્રણ લહેકારૂપે



કે સુધારક ગણાયેલ વર્ગની ટીકા યા તેમની સાથેની ચર્ચા દરમ્યાન કાઢેલી ચાટૂક્તિરૂપે ક્વચિત્ હળવું તત્ત્વ ડોકિયાં કરી જાય છે. પણ તેથી મણિલાલને કે નવલરામને નિબંધિકાકાર તરીકે ગણાવી શકાય નહિ. એ તો બેકન, સ્ટીલ, એડિસન અને ઇમર્સન જેવા ગંભીર પર્યેષક શૈલીના નિબંધો લખનાર નિબંધકારો જ છે.

ગુજરાતીમાં હળવા નિબંધોનો રીતસર આરંભ સ્વ. રમણભાઈ નીલકંઠે કર્યો. તેમના 'હાસ્યમંદિર'માં આપણને સૌપ્રથમ સળંગ હળવા નિબંધો જોવા મળે છે. લેખક–વાચકને પરસ્પર નિકટ લાવે તેવું તત્ત્વ પણ ભાગ્યે જ જોવા મળે. મુખ્યત્વે વિચિત્ર કે બેહૂદા પ્રસંગો અને વ્યક્તિઓને આધારે વિનોદની ગૂંથણી તેમાં થયેલી છે. પરંતુ વિષયનો નર્મદૃષ્ટિએ સ્પર્શ કરવાની કુદરતી આવડત, જનસ્વભાવની માર્મિક પારખ અને અસાધારણ અવલોકનશક્તિ રમણભાઈને આપણા પહેલા નિબંધિકાકાર ઠરાવે છે. નિબંધિકાની છાયા રમણભાઈના 'હાસ્યમંદિર'-માંના નિબંધાકારી લેખોમાં સૌપહેલી ઊતરેલી છે.

રમણભાઈના અવસાન પછી કેટલેક વર્ષે નરસિંહરાવ દિવેટિયાએ 'ગૂજરાત' માસિકમાં આત્મલક્ષી શૈલીનાં સ્મૃતિચિત્રો લખવાનો પ્રારંભ કર્યો. આ સ્મૃતિચિત્રો પાછળથી 'સ્મરણમુકુર' રૂપે ગ્રંથસ્થ થયેલાં છે. આ લેખોનો આકાર ચરિત્રનો છે પણ તેનું નિરૂપણ નિબંધિકાની શૈલીમાં થયેલું છે. લેખકે તેમાં વિષયભૂત વ્યક્તિના દેખાવથી સ્વભાવ સુધીની બાબતોનું શિથિલ બંધવાળી રસળતી શૈલીમાં વર્ણન કરેલું છે. પ્રત્યેક લેખ પર લેખકના વ્યક્તિત્વની ઘેરી મુદ્રા અંકિત થયેલી છે. વળી તેમાં વિનોદ પણ છે. પરંતુ તે લેખકના માનસના કુદરતી ઉન્મેષરૂપે વિષયની સાથે એકરસ થવાને બદલે તેમના અહંના અનુચિત પ્રવર્તવાથી આવે છે તેથી સુરુચિવાળા વાચકને 'સ્મરણમુકુર' વાંચતાં વારંવાર રસભંગ થાય છે. નરસિંહરાવની ઉત્તમ નિબંધિકાઓ તો 'વિવર્તલીલા'માં છે. નિબંધિકાકારની મુક્ત અને મર્માળી, અગંભીર પદ્ધતિએ તેમણે એમાં સૌંદર્ય અને તત્ત્વજ્ઞાનના અનેક ગંભીર વિષયો ખેડ્યા છે. 'પર્સનલ એસે'નો શિષ્ટ ને સુંદર નમૂનો આપણને સૌપ્રથમ 'વિવર્ત-લીલા'એ આપ્યો એમ કહી શકાય.

આ જ અરસામાં ઓલિયા જોષી, મસ્તફકીર અને જદુરાય ખંધેડિયા આવે છે. આ ત્રણે હાસ્યલેખકોએ નિબંધિકાનું ખેડાણ મધ્યમસર કરેલું છે. તેમનાં લખાણો એક જ પ્રકારની લઢણમાં રાચતાં પાત્ર કે પ્રસંગ-ચિત્રો અને ટુચકાઓ પૂરતાં મર્યાદિત હોવા છતાં જનમનરંજક નીવડ્યાં છે. તેમાં સ્થૂળતા અને અતિ-શયોક્તિના અંશ છે, પણ કોઈ વર્ગ યા વ્યક્તિ પ્રત્યે ઈતરાજી ઉત્પન્ન કરે તેવો દંશ કે પ્રહાર નથી.

૧૯૨૦ પછી ગાંધીજીની અસર તળે સાહિત્યમાં પણ અહિંસાને પ્રાધાન્ય મળ્યું. હાસ્યની ઉત્પત્તિ બીજાને ભોગે થતી તેમાં હિંસા હતી. ગાંધીયુગમાં કટાક્ષથી મુક્ત, દંશહીન અને નિર્દોષ હાસ્ય વિશેષતઃ પ્રવર્ત્યું છે. તેમાં શ્રી જ્યોતીન્દ્ર દવે તથા કાકા કાલેલકરનો ફાળો મહત્ત્વનો છે. પહેલાંના વખતમાં પાત્ર કે પ્રસંગને અનુલક્ષીને વિનોદ થતો અને તેમાં અમુક વ્યક્તિ કે વર્ગને લક્ષ્ય બનાવવામાં આવતો. હવે હાસ્ય વૃત્તિનિષ્ઠ બન્યું છે. અર્થાત્ એનું સ્વરૂપ વિશાળ બન્યું છે. મનુષ્યમાં રહેલી નિર્બળતા, વિચિત્રતા કે વિસંગતિ હાસ્યનો વિષય બને છે, પણ તેને તિરસ્કારવાને બદલે હવે ઘણુંખરું સમભાવ-પૂર્વક હસી કઢાય છે. આમ થતાં તેમાંથી અતિશયો-ક્તિનું તત્ત્વ આપોઆપ ઓછું થઈ જાય છે અને હાસ્યમાંથી અસ્વાભાવિકતા કે અસંભવિતતા દૂર થાય છે. શ્રી જ્યોતીન્દ્ર દવે અને કાકાસાહેબ કાલેલકરના હાસ્યમાં આવું જીવનલક્ષી તત્ત્વ મોટા પ્રમાણમાં છે. એમની રસિક ચાટૂક્તિઓ અને હાસ્ય-પ્રસંગો વાંચતાં આપણને તે સંભવિત લાગશે, એટલું જ નહિ, આપણા રોજિંદા જીવનમાંથી જ તે ઉપાડ્યાં હોય એમ જણાશે. એમાં ઘણીવાર લેખક પોતાની

ઓપતુ આ શુદ્ધ અહિંસક વિનોદનું તત્ત્વ આધુનિક નિબંધિકાસાહિત્યની મુખ્ય સિદ્ધિ છે.

જ્યોતીન્દ્ર અને કાલેલકર બન્નેને નિબંધિકા સહજ-સિદ્ધ છે. હાસ્ય બન્નેની નિબંધિકાઓનુ પ્રધાન અગ છે. પણ જ્યોતીન્દ્રનુ હાસ્ય તેમના વ્યક્તિત્વનો ઉપરવટ જઈ ને તેમના લેખમા જાણે કે એકચક્રી રાજ્ય કરે છે. તેવુ કાકાસાહેબમા બનતુ નથી. કાકાસાહેબનું વ્યક્તિત્વ તેમના શબ્દે શબ્દમાથી વિશિષ્ટપણે સ્ફુરે છે. બન્ને હાસ્યોત્પાદક શબ્દ, પ્રસગ કે વિચારના શોધમા એક્કા છે. પણ કાકાસાહેબ વિનોદના સ્વાદિષ્ટ બિંદુઓ ચખાડીને વાચકના રસતૃષાને ઉત્તેજે છે ત્યારે જ્યોતીન્દ્ર દવે રસના છોળો ઉડાડીને વાચકને એમા પરિપ્લાવિત કરે છે. કાકાસાહેબનો નિબંધિકાઓમા હાસ્ય અને ચિન્તનનો સમતુલા બરોબર જળવાય છે. તેમા શિષ્ટતા અને મિષ્ટતાનો ઉત્તમ મેળ સધાય છે. નિબંધિકાનું હાસ્યના જેટલુ જ કામયાબ અગ લેખકના વ્યક્તિત્વમાથી નીતરતી ઉષ્મા છે એનો પ્રતીતિ લૅમ્બ અને સ્ટીવનસનના માફક કાકાસાહેબના નિબંધિકાઓ કરાવે છે. આ દૃષ્ટિએ ગુજરાતી નિબંધિકાનું શિખર 'જીવનનો આનદ' અને 'ઓતરાતી દીવાલો' મા દેખાય છે.

પ્રો. જ્યેન્દ્રરાય દૂરકાળ એક બીજા કસાયેલા નિબંધિકા-લેખક છે વિષયને વિશિષ્ટ નર્મોક્તિથી ખીલવતા જઈ ને સુદર રસલક્ષી નિબંધિકા કોરી કાઢવાનો કળા તેમણે ઠીક હસ્તગત કરી છે. તેમના 'પોયણા' ઉત્તમ નિબંધિકાની આકૃતિ પૂરી પાડે છે. તેમના લખાણોમા વારવાર સભળાતા પ્રાચીનતાવાદના સૂરને ન સાંભળ્યો કરીએ તો તેમાના સમભાવ, સૌજન્ય અને ઠરેલ વિનોદની યથાર્થ કદર થઈ શકે. છેલ્લા દોઢબે દાયકાથી તેમનો આ દિશામાં પ્રવૃત્તિ મંદ પડી ગઈ છે.

પત્રકારત્વનો પ્રગતિ સાથે નિબંધિકાનું ખેડાણ છેલ્લા પચીસ–ત્રીસ વર્ષમા સારા પેઠે વધ્યુ છે. 'પ્રસ્થાન'ના તંત્રી તરીક ... કે રામનારાયણ પાઠક જેમ કવિ અને વાર્તાકાર બન્યા તેમ 'સ્વૈરવિહારી' પણ બન્યા હતા. તેમની નિબંધિકાઓમા જીવનના એકાદ અગોચર ખૂણાનું વેધક દર્શન કરાવતા સુધારક ફિલસૂફનું અર્થપૂર્ણ હાસ્ય રેલાઈ રહે છે. એ જ નિમિત્તે આપણા બીજા વિવેચક શ્રી. વિજયરાય વૈદ્ય 'વિનોદકાન્ત' બનીને નિબંધિકાની કોમળ પીઠ ઉપર 'નાજુક સવારી' કરે છે। તેમનાં લખાણોમાં કાલેલકરની તાજગી નથી, પણ નિખાલસ સમભાવ અને નમ્રતાના સવેદનો છે. અગ્રેજ નિબંધિકાકારોની ઢબે તેઓ વિષયની રસળતી પર્યેષણા કરે છે. શબ્દની રમત અને હૃદ્ગત ઉષ્મા દ્વારા વાચકનો વિશ્વાસ તેઓ સહેજે પ્રાપ્ત કરી લે છે. 'ધૂમકેતુ'એ પણ 'પાનગોષ્ઠિ' કરતા કરતાં સબળ વાક્છટા અને કેક વક્રદૃષ્ટિના વિનિયોગ વડે નિબંધિકાનો વિશિષ્ટ પ્રયોગ કરી બતાવ્યો છે. શ્રી મુનિકુમાર ભટ્ટે 'કૌમુદી'માં 'તૂલિકાપાટવ' ખેલેલુ તેનો 'ઠંડે પહોરે' સંગ્રહ તૈયાર થયેલો છે. તેમનો વિનોદ પ્રમાણમા સ્ફુટ વિશેષ છે અને વક્તવ્ય રસવાહી છતા પાતળા પોતવાળું છે.

છેલ્લા દોઢેક દાયકાની વાત કરીએ તો તેમાં શ્રી ઉમાશકર જોષીએ 'ગોષ્ઠિ' રૂપે આપેલો ફાળો સૌથી વિશેષ નોંધપાત્ર છે. તેમનાં લખાણો વાચકની સાથે થતી અનૌપચારિક વાતચીતરૂપ છે. તેમનું મીઠુ અને સૂચક હાસ્ય, તટસ્થ વાચકને રમતા રમતાં પ્રવાહમા ખેચી જતી તેમની મોહક પ્રસન્નગંભીર શૈલી અને ગંભીર વિચારને વાગોળતાં વાગોળતાં નિબંધના સિમાડા સુધી જઈ પહોંચતી ચિંતનશીલતા પહેલે જ ધડાકે તેમને આપણા ઉત્તમ નિબંધકારોમા સ્થાન અપાવે છે.

આ ઉપરાત વિનોદિની નીલકંઠ, જયતી દલાલ, ચીનુભાઈ પટવા, મૂળરાજ અજારિયા અને બકુલ ત્રિપાઠી વગેરે આધુનિકોએ નિબંધિકાના ખેડાણમાં યથાશક્તિ ફાળો આપ્યો છે. શ્રી દલાલનાં લખાણો ચિત્રાત્મક અને કટાક્ષાત્મક વિશેષ છે; શ્રીમતી વિનોદિની નીલકંઠનો સ્વાનુભવરસિક શૈલી ધ્યાનપાત્ર છે;



ધનજી કાનજી ગાંધી

# કદમ બઢાવો

લખાણોમાં જોમ, જોશ અને ચેતના હોવી જરૂરી છે તેમ જીવનમાં પણ એ જ તત્વો ખૂબ જરૂરી છે. આ બધાં તત્વોને પોષતો અત્યારનો આપણો વર્ગ સાવ નાનો છે એટલે જ આવા પ્રેરક લેખોનું વાચન વધુ જરૂરી છે......

બે પૈસા મળ્યા એટલે કંઈ જીવનની અથઇતિ નથી પરંતુ વિજય-પતાકા ફરફરે એવી ઉજ્જ્વળ નામના હોવી જોઈએ. એવી ઉન્નતિ માટે સૌ ઝંખે છે છતાં માત્ર બે ટકા જ જાહેર-જીવનમાં કીર્તિ મેળવે છે. કારણ એટલું જ કે કેટલાક હોટલની ઉપાધિમાં ગુંચવાઈ જાય છે, મોજશોખમાં પડી જાય છે, કેટલાક શ્રીમંતાઈમાં હુંપદ રાખે છે, અને કેટલાકને તક જડતી નથી એમ છાતી કૂટે છે. કેટલાક 'નાણા નથી' એવાં લુલાં બહાનાં આગળ ધરે છે. આ ફરિયાદ ઉઠાવનાર ખરેખર આત્મબળવિહોણા શ્રદ્ધા વગરના અને લાકડીને ટેકે ચાલનારા હોય છે. તેમના પ્રયાસો અધકચરા હોય છે તેમના મોંમાં કોઈ પરબારાં ગુલાબજાંબુ મૂકે એવું ઊંડે ઊંડે ચાહે છે. કોઈ લોટરીથી કિસ્મતનું આડું પાંદડું એની મેળે ખસી જાય તેવું શોધે છે. અથવા ઘરજમાઈ બની મફતના મલીદા મળે એવી બદદાનત રાખે છે. આ હરામચસ્કો છે. પરંતુ જે સમજપૂર્વક કર્મ કરે અને બલિદાન આપે તેને જ વિજય-દેવી વરમાળા પહેરાવે છે. ફત્તેહની સીડીનું પ્રથમ પગથિયું હિંમત છે.

હિંમતે મર્દા તો મદદે ખુદા. હિંમત હાર્યા સબ કુછ હાર્યા. હિંમત હશે તો પ્રશંસકોનાં ટોળાં ચોમેર ઉભરાશે. જાહેર-જીવનમાં હિંમત એ મુખ્ય સદ્‌ગુણ છે. હિંમતબાજ અણખેડ્યાં ખેતર ખેડે છે. તેમજ સામાજિક સમારંભોમાં અગ્રગણ્ય ભાગ ભજવે છે. જ્યાં હિંમત છે ત્યાં જોખમદારી સ્વીકારવાની તત્પરતા છે. તે સેવાધર્મની દરેક તકને ઝડપી લ્યે છે. તક ન હોય તો કંઈક પ્રવૃત્તિ ઊભી કરી, તેમાં યાહોમ ઝંપલાવે છે. અહાહા, તકના તો ચારેકોર ભંડાર ખડક્યા છે. દા. ત. એચાર માસિક કાઢવાની આફ્રિકામાં જરૂરીયાત છે પરંતુ સંચાલકને બીક રહે છે કે રખે ખોટ જશે. એક બંધુને એવો અભખરો છે કે હજાર ગ્રાહકનું લવાજમ અગાઉથી મળી જાય, કંઈ આર્થિક નુકશાની ભોગવવી પડે નહીં અને ઉપરની મલાઈ મળે એવું સુંવાળું ખેતર જોઈએ છે. પણ એવા લાડવા ક્યાંઈ ઠારી મૂકયા નથી. કોઈ ચીજ મફત મળતી નથી. તેની કિંમત ચુકવવી પડે છે. અલબત જેનામાં શક્તિ છે, તમન્ના છે અને પરસેવો પાડી મેદાને માથું મૂકવા અને ઘસારો ખાવા તત્પરતા છે, તે ફાયદો ઉઠાવે છે. તે નવાં આંદોલનો જગાડે છે, તેમાં તલ્લીન બને છે અને રમઝટ જમાવે છે. મતલબ કે રંગ લાગવો જોઈએ. બાકી જ્યાં નિરાશાના અંધકાર છે ત્યાં ઉમંગીલા આશાના અજવાળાં પાથરે છે અને ઉત્સાહભર્યું વાતાવરણ જાગૃત કરે છે.

---

શ્રી પટવાની અમદાવાદી વિશિષ્ટતાઓમાં રાચતી નિબંધિકાઓ તેમની વિચક્ષણ અવલોકનશક્તિ અને નિરામય વિનોદવૃત્તિની પ્રતીતિ કરાવે છે. મૂળરાજ અંજારિયાનાં લખાણો ઘણુંખરું ક્ષણિક તેજ મારતા સ્ફુલિંગ જેવાં છે. શ્રી બકુલ ત્રિપાઠી ઊછરતી પેઢીના આશાસ્પદ નિબંધિકાકાર છે. નિબંધિકાનાં સ્વરૂપ અને શૈલી પર તેમણે પ્રશસ્ય કાબૂ કેળવ્યો છે.

નિબંધિકાનું મોટામાં મોટું ભયસ્થાન તેમાં વિચારદારિદ્ર્યને કારણે આવતું છીછરાપણું છે. વિચારને ભોગે વિનોદના તરંગો ઉછાળનાર ન તો હાસ્યકાર થઈ શકે, કે ન તો નિબંધિકાકાર એટલું જો નવીન લેખકો લક્ષ પર રાખે તો ગુજરાતી નિબંધિકાનું ભાવિ ઊજળું છે એમ નિઃશંક કહી શકાય.*

* આકાશવાણી અમદાવાદના સૌજન્યથી.







ટીમ-વર્ક સહકારથી કામ લેવું જોઈએ કહેવત છે કે ઝાઝા હાથ રળીયામણા અરણ્યમાં એકનું ઝાડવું પણ શોભતું નથી બાળક વગર વાઝીયાનું ઘર દીપતું નથી દીવા વગરની દિવાળી રળીયામણી લાગતી નથી ભૂખ વગર ભોજન પ્યારૂ લાગતુ નથી તેમ એકનો કાર્યકર્તા પાંદડા વગરના ઠૂંઠવા વૃક્ષ જેવો લાગે છે તેથી બીજાનો સહકાર લઈ સંગઠન જમાવવું જોઈએ ક્રિકેટ કે ફુટબોલની રમતમાં પણ મંડળી જોઈએ છે કોઈ સંસ્થાને ગુંજારવ કરતી કરવી હોય તો નિ:સ્વાર્થી અને ઉત્સાહી કાર્યકરોનું જુથ જોઈએ એકને હાથે તાળી પડે નહી એક બળદે ગાડુ ચાલે નહી અરે સૈનિકો વગર કેપ્ટન અને જાનૈયા વગરનો વર શોભતો નથી લગ્નમાં પણ વાજાગાજા જોઈએ છે

ત્યાગવૃત્તિ જોઈએ પેટ પુરતી રોટી માટે કોઈપણ સ્વયંસેવક આશા રાખે તે કુદરતી છે પેટે પાટા બાંધીને સેવા બજાવે છે તે કેટલો વખત ટકે? પરતુ ખાઉ ખાઉ મનોવૃત્તિ તો પોનારીયુ દેખી પેસી જવાનું બારૂ શોધતી હોય તરકટ અને પ્રપંચથી શિકાર પકડવાની લાલચુ અને લબાડી હોય તો એવાં ઢોંગી બિલાડાં મુખમે રામ અને બગલમાં છુરી રાખે છે છેવટે તેમની ગંદી રમત ઉઘાડી પડી જાય છે તેઓ જીભને ટેરવેથી વ્રત તપ અને જપના બણગા ફૂંકે છે પણ અંદરખાને ખોરા ટોપરા જેવી બદદાનત રાખે છે દેખાડવાના અને ચાવવાના દાંત જુદા હોય છે પછી બોલે કંઈ અને કરે કંઈ! પરતુ દુનિયા હવે આંધળી નથી રહી તે સોનુ અને કથીરને જરૂર પારખી શકે છે

શરમાળપણું જોઈએ નહી પડદાબીબી માફક મોઢું સંતાડવું જોઈએ નહી પોતાનો અભિપ્રાય જાહેર કરતા સચોટ અને સભ્યતાપૂર્વક દલીલો બેધડક રજૂ કરવી જોઈએ જમાનો ગાળાગાળીનો નથી પણ સમજાવટનો છે અમુક કરશું તો રેવડી દાણેદાણા થશે અમુક જાહેરમાં લખશું તો હુડીયો થશે અમુક બોલશું તો ફજેતીને ફાળકે ચડશું અને અમુક કરશું તો ઠેકડી મશ્કરી થશે અને ઉતુના સરદારમાં ખપશું આવા આવા તર્કવીતર્કો શેખચલ્લી રાખે છે બીકણ દાસો મનમાં પરણે છે અને મનમાં રાંડે છે છતાં ઘરખૂણે તેઓ ઉધાસ મારશે કે માસિક કાઢવું એ માખણનું ઘી કરવા જેવું છે આવું સહેલુસટ હતું તો પછી યુગાન્ડાના છેલ્લા પંચાવન વરસના ઇતિહાસમાં કેમ કોઈ જાગ્યું નહી? ટીકાખોરી કરવામાં કંઈ ખર્ચ નથી ફક્ત બે રૂપિયાભારની જીભ લગીર ચલાવવાની છે પરતુ કંઈ કરી બતાવવું એ અઘરૂં કપરૂં કામ છે એમાં સમય શક્તિ અને પૈસાનો ભોગ આપવો પડે છે

ચેતનવતી કલ્પના જોઈએ કાળા વાદળાની કલ્પના નહી રચનાત્મક શક્તિ અને દીર્ઘદૃષ્ટિ જોઈએ ગભરાટ પેદા કરે અને નિશ્ચયો ડગાવી નાખે એવી બીહામણી બાઘડા જેવી કલ્પના નકામી પરતુ બહાદુરી જગાડે અને મુડદાલને પણ પાનો ચડાવે એવી આશા સ્પદ કલ્પના જોઈએ આખુ કલેવર મનોહર કલ્પના પર છે બાકી ડગલે પગલે ભીરૂતા દાખવે તો કામ બધું રખડી જાય છે મહેનત ધૂળધાણી થાય છે અને ઉપર જાતા મશ્કરીનો ચાંદલો ચોટે છે

શક્તિનું તેજ આપણામાં શક્તિનો અખૂટ ભંડાર ભર્યો છે તેનો સદુપયોગ કરવાને બદલે ખોટી રીતે વેડફી નાખવામાં આવે તો પ્રગતિ અટકી જાય છે નાહકની કડાકૂટ અને લેવાદેવા વગરની તકરાર અને ટંટાટપામાં શક્તિ બરબાદ થાય છે અહાહા, કમજોર અને અભણ માણસો ધનવાન છે તેનું કારણ માનસિક એકાગ્રતા છે ભણેલા ડીગ્રીધારીમાં જ્ઞાનની તાકાત છે છતાં તેને કેમ વિજય મળતો નથી? કારણ કે તેમનો આત્મશ્રદ્ધા રૂપી પૈડાં નથી અને આત્મબળ રૂપી પેટ્રોલ ન હોય તે મોટર ક્યાંથી ચાલે? શંકા કુશંકા રાખે તેનું ટટ્ટુ ક્યાંથી દોડે? સ્નેહના માર્ગમાં કોઈએ અમસ્તા ફૂલ પાથર્યાં નથી પણ ત્યાં કાંટા છે સાપો નિત્ય છે અને ડાભોળીયા છે તેને નિરાશાનો ડામ નિષ્ફળતા અને પીછેહઠ કરાવે છે તેથી ડરીને ભાગે અફસોસ કરી માથું ખંજવાળે અને દિવેલ પીધા જેવું મોઢું રાખે એવા રોતલ માટે વિજય નથી ઘાઝીકે અને ઝીલે તેના વીરલા માટે જ કુમકુમ તીલક છે



લડવૈયા કહે છે 'માથું સલામત તો પઘડીયાં બોત.' જે ચડે તે પડે છે અને ફરીથી ચડવા મથે છે. આમ જિંદગીમાં હારજીત ચાલ્યા કરે છે. પુષ્પ ખીલે અને કરમાય એ કુદરતનો ઘાટ છે. પણ જીગરની સર્વલાન્ટ જોઈએ. એવું લોહચુંબક તત્વ જોઈએ કે જે બીજાને આકર્ષે ઉપરાંત પ્રસન્નવદન અને હિતકર વિચાર જોઈએ. તમો દેખાવડા હો કે ભપકાબંધ કપડાંનો ઠાઠમાઠ હોય પણ પ્રતિભાસંપન્ન વકતૃત્વકળા કે શક્તિ ન હોય તો તનપપ થઈ જાય છે. દોઢડહાપણ વધારે અને ગેંગેંફેંફેં બોલે તે હાંસીપાત્ર બને છે. બાકી વાતચીતમાં રંગ જમાવે તે ફાવે છે. મોહક લેખનશૈલી પણ જાદુઈ અસર ફેલાવે છે. ભાષાનો પાવર એક જાતની દોલત છે. ગુલાબમાંથી સુગંધ મહેંકે તેમ લખાણમાંથી શ્રદ્ધાવાણી ટપકે તો વાચકને આશ્વાસન મળે છે અને તેનું હૈયું આનંદથી તરબતર થાય છે.

કીર્તિના શિખર પર બેસવું હોય તો શક્તિ જોઈએ, મહત્વાકાંક્ષા જોઈએ અને જીવન ઉત્સાહના અમીરસથી છલકાવું જોઈએ. બાકી ઉમંગ વગર બધું ફોગટ છે. ભલેને તોફાન અને વાવાઝોડાં આવે પરંતુ મર્દ બચ્ચા તડકા છાંયડીથી ડરતા નથી. તેવામાં Driving Force ચોક્કસ દૃષ્ટિ હોય છે તેથી તેઓ કુચકદમ આગળ ધપે છે.



કાન્તિલાલ મ. બોકર

## પિતૃતર્પણ

'તમે પરમ પૂજ્ય છો' કલમ એ લખી મારી ને
વટાવી ગઈ જિંદગી વરસ એક ચાલીસની;
ગયાં વરસ એ બધાં સુખદ સાથમાં ઝૂલતાં.

તમે અચળ પ્રેમથી સરજી જે અનોખી કળા
અનેકવિધ રંગની જીવનકાજ એ સોહવી.

બતાવી મુજને તમે જીવનકાવ્યની જે છટા;
ભુલાય કદી એ નહિ; ભળી અનંત આનંદમાં
રહ્યાં મઘમઘી રહ્યાં વરસ એ બધાં શ્વાસમાં.

કર્યા સહન જે તમે દુઃખદ ઘાવ સંસારના
કરે સહન એ બધા મનુજ માત્ર સંસારના;
છતાં સહન જે કર્યો મુજ શિશુતણો આકરો
કઠોરતમ જે સ્વભાવ નિજ પ્રેમ ને હાસ્યથી
શકે કરી ન અન્ય કો સહન, અંતરે દિવ્ય કો
વસી જલી રહ્યો અખંડ મનુપ્રેમનો અગ્નિ તો.

તમે કદીય ના કહ્યું, 'ન ગમતી જરાયે તુજ
તરંગી રીતભાત આ વ્યય સદૈવ પુંજી તણો.'
વિરુદ્ધ ફરિયાદ જે અવરની સુણીને તમે
હસી નિજ તણી ધરી વિવિધ જાતની કેટલી.
હસી પડી બધાય એ મુજ તણા ભૂલી દોષને
ગયા. કદી શબ્દ એક તમ મુખથી ક્રોધનો
પિતાજી, મને કહ્યો: બની બનાવ આવા ગયા.

તમે જીવન જે જીવ્યા સૂજન એ સદા કાવ્યનું
રચેલ તમ નીડમાં સકળ પંખીકુટુંબનાં
સદાય ઊડીને રહ્યાં સુખદ છત્ર છાયા તળે.
ન અંકુશ હતા, હતાં સહજ સૌ નિજાનંદના
છતાંય બિનઅંકુશી અમ બધા પરે પ્રેમની
પડેલ તમ છાપ જે હૃદયમધ્ય જામી ગઈ.
પવિત્ર તમ જિંદગી વહી રહો જ ગંગા સમી:
સદાય મમ અંતરે પ્રબળ એક ઇચ્છા રહી.







છોટાલાલ મા કામદાર

# જીવન સૌરભ

દરેકના જીવનમાં એવી એવી તો કેટલીય સૌરભ ભરી પડી હોય છે એવી સૌરભ ફેલાવનાર–શોધનારની જ જરૂર હોય છે શ્રી કામદાર ગુજરાતી સાહિત્યમા આવી સૌરભને હમેશા ફમેરી કરતા આવ્યા છે એટલે આ જીવન પ્રસંગો એટલા જ વાચનીય બન્યા છે...

ચીન ખાતે ભારતના નીમાયેલ એલચી સરદાર પાણિકરના સબધી એકેક વાતો નીચે આપી છે

સરદાર ખૂબ જ ઓછાબોલા છે, છતા તે સારા વાતચીત કરનાર છે ઑક્સફર્ડના તથા બીજા સ્થળોના પોતાના સમકાલીન મહાપુરુષોના જીવનના પ્રસગો તે ખૂબ સહેલાઈથી યાદ કરી શકે છે વળતો જવાબ વાળવાની તેમનામા અદ્દભુત શકિત છે

તેમના ઑક્સફર્ડના સમકાલીન અંગ્રેજ લેખક શ્રી ઈ એમ ફોરસ્ટર ૧૯૪૬ના શિયાળામા બિકાનેર આવ્યા હતા સરદાર પાણિકરની દાઢી (અત્યારે તે દાઢી રાખતા નથી) જોઈને તેણે કહ્યુ કે 'દાઢી રાખનારા વૃદ્ધ દેખાય છે ભારતની વિશિષ્ટ પ્રથા મુજબ સરદાર પાણિકરે પોતાની દાઢી પર હાથ ફેરવતા કહ્યુ કે 'અમે પૂર્વના દેશોમા મોટા કુટુબથી ડરતા નથી તમે ભૂલતા નહિ કે હુ હવે દાદો થયો છુ મને તો નવાઈ લાગે છે કે તમે પિતા તરીકેના હક્કો સાબીત કરવા શકિતમાન થયા હશો કે કેમ ?

*

સરદાર પાણિકરની હાસ્યવૃત્તિ તેમના લખાણમાં પણ તરી આવે છે તેમના અપ્રસિદ્ધ સસ્મરણોમા તેઓ પહેલી ગોળમેજી પરિષદ સાથે સકળાયેલ એક પ્રસગને યાદ કરે છે નરેન્દ્ર મડળની સભામા હિદના રાજાઓ, પરિષદ પ્રત્યે પોતે કેવુ વલણ રાખવુ, તેની ચર્ચા કરતા હતા સરદાર જણાવે છે કે 'મે કર્નલ હકરની સૂચના મુજબ તે વિષય પર બે ભાષણો તૈયાર કર્યો હતા રાજાઓએ હવે એમ નક્કી કર્યું કે, અલ્વરના મહારાજા જયસિહે તે દરખાસ્ત મૂકવી મહારાજા સારા વકતા હતા છતા તેમણે તે પ્રસગે બોલવાનો ઈન્કાર કર્યો તેમણે ઊભા થઈને માત્ર એટલુ જ કહ્યુ કે 'મારા નામ પર આવતો ઠરાવ હુ રજૂ કરુ છુ આ ઠરાવને ટેકો આપવા માટે સીતામઉના રાજાને તૈયાર કરેલ ભાષણ આપવામાં આવ્યુ હતું તેમણે ઊભા થઈને તે વાચવા માડ્યુ, નામદાર સાહેબો ! મારા બધુ રાજવીએ હમણા જે વકતૃત્વકળામય ભાષણ કર્યું છે તે પછી મારા માટે ભાગ્યે જ કઈ કહેવાનુ રહે છે તેમણે પોતાનો કેસ એવો સજ્જડ રીતે દાખલા દલીલો સહીત મૂક્યો છે કે–વિગેરે વિગેરે આખુ નરેદ્ર મડળ ખડખડાટ હસી પડ્યુ તેમાં ત્યાં હાજર રહેલ લોર્ડ ઈર્વિનનો પણ સમાવેશ થતો હતો

*

સ્વાર્થમોર કૉલેજના પ્રમુખ તરીકે ડૉ ફ્રેન્ક એઈડેલોટે એક વખત આલ્બર્ટ આઈન્સ્ટીનને ભોજન સમારભના પ્રમુખ તરીકે આમત્રણ આપ્યુ હતું. જ્યારે આઈન્સ્ટીનને ભાષણ કરવાનુ કહેવામા આવ્યુ ત્યારે તેણે કહ્યુ 'બાનુઓ અને ગૃહસ્થો, હુ દિલગીર છુ પણ મારે કશુ ય કહેવાનુ નથી' આમ કહી તે બેસી ગયા જ્યારે તેણે મહેમાનોમા ગણગણાટ સાભળ્યો ત્યારે તેણે ફરીથી ઊભા થઈને કહ્યુ, 'જો મારે કઈક કહેવાનુ હશે તો હુ ફરીથી અહી આવીશ'

છ મહિના પછી તેણે ડૉ એઈડેલોટને તાર કર્યો 'મારે કઈક કહેવાનુ છે' એઈડેલોટે તરત જ બીજો ભોજન સમારભ ગોઠવ્યો અને તેમા આઈન્સ્ટીને ભાષણ આપ્યુ

*

હિદના રાજાઓ સબધી કેટલીક સાચી વાતો નીચે આપવામા આવી છે

રામપુરના નવાબ અથવા તો તેનુ પૂરેપૂરુ નામ તથા ખિતાબો આપીએ તો 'હિઝ હાઈનેસ ફર્ઝ દે-દિલ



વઝીર, દૌલતે ઇંગ્લિશિયા (બ્રિટિશ સામ્રાજ્યના વહાલા પુત્ર) મુખ લિસ–ઉદ–દૌલા નસીર–ઉલ–મુલ્ક, અમીર–ઉલ–ઉમરા, નવાબ સર સૈયદ મહમદ રઝા-અલીખાન બહાદુર, મુસ્તાદ જંગ, નાઈટ કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઈન્ડિયા એલ. એલ. ડી. ડી લિટ્ (ઓનરરી) એ ગાંધીજીના મૃત્યુ વિષે એક કરુણ પ્રશંસ્ત રચીને તેની છાપેલ નકલો વર્તમાનપત્રો આગેવાનો તથા બધા પ્રધાનોને મોકલી આપી હતી. અલબત્ત તેમાં રાજદ્વારી ખાતાના પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલનો પણ સમાવેશ થતો હતો. રાજકવિનું તખલ્લુસ 'રાજપ્રિય' છે અને બીજાં કાવ્યોની માફક આ કરુણ પ્રશસ્તિ ધરગથ્થુ હિંદી ભાષામાં લખાયેલ છે.

*

સંયુક્ત પ્રાંતોના એક સગીર રાજાએ થોડા વખત પહેલાં પોતાના હજુરીને વીજળીથી ચાલતી ત્રણ ઇસ્ત્રી ખરીદવા વિમાનવાટે મુંબઈ મોકલ્યો હતો. ઇસ્ત્રીની કિંમત કરતાં મુસાફરીનું ખર્ચ પાંચગણું આવ્યું હતું.

*

શીમલાના એક ઘણા નાના પાર્વતીય રાજ્યના વડાએ પોતાના સગીર અવસ્થાના કુમારને સરદાર પટેલ પાસે મોકલ્યો હતો. તેણે આંખમાં આંસુ સહિત પોતાના પિતાની ગાદી માટે કાકલુદ ભરી અરજ ગુજારી હતી. આ કિસ્સામાં તો ગાદી એટલે ભાંગેલી ખુરશી હતી.

*

રાજ્યના એક નાના અમલદારને રાજાને ભોજનનું નિમંત્રણ આપવાની ઇચ્છા થઈ. તેની વિનતિનો સ્વીકાર કરવામાં આવ્યો. વફાદાર નોકરને લાગ્યું કે મારા નાના ઘરમાં રાજા સાહેબને યોગ્ય રસોઈ થઈ શકશે નહિ. તેથી રાજાએ, ભોજન માટે દરબારી રસોયાને કંટ્રાક્ટ લેવાની પરવાનગી આપી. ભોજનમાં ફક્ત આડત્રીસ વાનીઓ હતી અને સો મહેમાનો માટે તે તૈયાર કરવામાં આવી હતી. જ્યારે મહેલના હિસાબનીશ અધિકારીએ બિલ મોકલ્યું ત્યારે તે આંકડો થોડાક હજારનો હતો. બિચારા યજમાનનો પગાર રૂા. ૨૦૦ થી ઓછો હતો.

*

બર્નાર્ડ શૉ સંબંધી એક હકીકત થોડા સમય પહેલાં બની હતી. સેંટ લોરેન્સમાં અયોટ ખાતે એક મોટરવાળાએ અકસ્માત કરી તેના બાગની વાડ તોડી નાખી. આ મોટરવાળો તેનો પાડોશી હતો. જ્યોર્જ બર્નાર્ડ શૉએ મોટરવાળા પાડોશીને લખ્યું કે 'કાં તો નુકશાનીના દશ પૌંડ મોકલી આપો અગર તમારા ખર્ચે વાડ દુરસ્ત કરાવી દો' આ પત્રનો પાડોશીએ જવાબ લખ્યો નહિ. શૉએ બીજો પત્ર લખી જણાવ્યું કે 'જો તમે મારી માગણી કબુલ નહિ કરો તો હું આ બાબત મારા સોલીસીટરોને સોંપી દઇશ.' બીજો પત્ર મળ્યા પછી પાડોશી શૉને મળ્યો અને તેણે માગેલી રકમ આપી, અને જણાવ્યું કે 'તમારા બંને પત્રો વેચવાથી મને બમણી રકમ મળી ગઈ છે.'

*

પંડિત જવાહરલાલ નેહરુના થોડા જીવનપ્રસંગો અત્રે આપેલા છે. બીજા લોકો તેને 'જવાહર' તરીકે સંબોધે તે તેને ગમે છે. 'પંડિત' 'ત્યાગમૂર્તિ', અથવા બીજું કોઈ માનનીય નામ તેને ખૂંચે છે, લગભગ વીસ વર્ષ પહેલાં જ્યારે તે પહેલીવાર મહાસભાના પ્રમુખ થયા અથવા તો ગાંધીજીની ભાષામાં કહીએ તો તેણે 'કાંટાળો તાજ' ધારણ કર્યો ત્યારે લોકોના અચાનક વધી પડેલા માનની તેમના પર અસર થઈ. પરંતુ તેના કુટુંબીઓએ તેની ખૂબ ઠેકડી ઉડાવી તેને વસ્તુસ્થિતિનું ભાન કરાવ્યું. તેની પત્ની તેને ખીજવીને કહેતી હોય કે 'હિંદના જવાહર, જરા ખાંડ આ તરફ આપજો.' તેની બહેન તેને યાદ આપે કે 'હે, ત્યાગમૂર્તિ, હજામત માટે પાણી તૈયાર છે.' નાની ઇંદિરા પણ તેને છોડતી નહિ આ રીતે જવાહરને મનનું સમતોલપણું પ્રાપ્ત થઈ ગયું.

*

લાંબા સમય પહેલાં તેના પ્રમુખપણા દરમ્યાન એક





જાપાનીના પ્રોફેસરનુ ભાષણ હતું પ્રોફેસરે પહેલા હિંદી રાષ્ટ્રીય મહાસભાના કાર્યક્રમને અ વ્યવહારુ તથા સ્વપ્ન દર્શી ગણ્યો તેની ટીકા કરી પછી લિબરલો ( ઉદાર મતવાદી ) ના 'ડુમિનિયન સ્ટેટસ (સાસ્થાનિક દરજ્જા) ની માગણીનો ઝઘડો કાઢી પછી તેણે જણાવ્યુ કે 'હુ આ પ્રશ્નનો કઈ નિકાલ સૂચવી શકતો નથી કેમકે શુ કરવુ તેનો હુ નિર્ણય કરી શકતો નથી તેણે બધા રાજદ્વારી પુરુષોને વસ્તુસ્થિતિનો સામનો કરવા વિનતિ કરી

મદ સ્મિત સાથે જવાહરલાલ નેહરુએ ઊભા થઈને જણાવ્યુ કે 'હુ મારા મિત્રનુ ભાષણ સાભળતો હતો ત્યારે મને એક સમજુ ગ્રીક શિક્ષકની વાત યાદ આવી તેનો એવો સિદ્ધાંત હતો કે 'દરેક માણસે શુ કરવુ જોઈએ તે બાબત તે કદી ચોક્કસ હોઈ શકે નહિ' તેને ઘણા પ્રમાણિક શિષ્યો હતા પરંતુ એક દિવસે દૈવવશાત્ તે તત્વજ્ઞ કોઈ ખાડામા પડી ગયો તે કાદવમા ઊંડો ને ઊંડો ખૂચતા જતો હતો ત્યા તેનો સૌથી મહાન શિષ્ય ત્યા આવી ચડ્યો તરત જ તે શિષ્ય ફાયદા અને નુકશાનનો વિચાર કરવા લાગ્યો અને પોતે શિક્ષકને બહાર ખેચી કાઢવો કે કેમ તે સબધી પોતાની સાથે લાબી ચર્ચા કરવા લાગ્યો આખરે તે અદ્ભુત નિર્ણય પર આવ્યો કે–હુ નિર્ણય કરી શકતો નથી

શ્રોતાઓ હસી હસીને બેવડ વળી ગયા પછી જવાહરે ગભીર મુખમુદ્રા કરીને ઉમેર્યુ કે 'આપણે રાજકારણમા પડેલાઓને સાચી, મુશ્કેલ પરિસ્થિતિનો દરરોજ સામનો કરવાનો હોય છે તેમને અવ્યવહારુ તથા સ્વપ્નદર્શી થવાનો શોખ પાલવે નહિ તે તો આપણે પ્રોફેસરો તથા આરામ ખુરશીમા બેસીને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરનારાઓ માટે રાખીએ

*

કેટલાક લોકો કહે છે કે તે અધર્મી છે તે સબધમા યાદ આપવામા આવે છે કે એક વખત જ્યારે તે મહાસભાની કારોબારી સભામા પ્રમુખપદે હતા ત્યારે એક સભ્ય ભાષણમા અવારનવાર ઈશ્વરની મદદ માગતા હતા નેહરુએ તેને વચ્ચે અટકાવીને કહ્યુ, 'આપણે તે ગૃહસ્થની જેમની ઓછી વાત કરીએ તેટલુ વધારે સારુ'

*

તેનામા હાસ્યવૃત્તિનો અભાવ નથી તે સબધી એક દાખલો નીચે આપ્યો છે એક વખત કોઈ પ્રશ્ન સબધી જવાહરલાલ સાથે ચર્ચા કરતા એક માણસે કહ્યુ, 'સાહેબ, દરેક પ્રશ્નની બે બાજુ હોય છે' તરત જ જવાબ મળ્યો, 'હા, પણ તેથી એમ ફલિત થતુ નથી કે તમે હમેશાં ખોટી બાજુએ જ હો'

*

ઈવા સેન અખિલહિંદ મહાસભા સમિતિના એક પ્રસગનુ વર્ણન કરે છે પ્રાંતિક ધારાસભાના એક સભ્યે પ્રમુખ જવાહરલાલને કહ્યુ કે સ્વીકૃત કરેલ પ્રથા પ્રાંતિક ધારાસભાઓમા પ્રચલિત પ્રથાને અનુરૂપ નથી' નેહરુએ જવાબ આપ્યો 'આપણે આ સભાને તમારી સભાના દરજ્જે નીચે શા માટે લાવવી ?'

*

એક અગ્રેજ ધધાદારી સાથે ચીનાઈ માટીના પ્યાલાની ચર્ચા કરતા નેહરુએ એક વખત જણાવેલ કે, 'બ્રિટનના ચા માટેના પ્યાલા હિંદના ચા માટે બહુ મોટા પડે છે' તેણે કહ્યુ કે, 'તમારા ઉત્પાદકોને હિંદના માટે નાના પ્યાલા બનાવવાનુ સમજાવવા કરતા હિંદી ગ્રાહકોને મોટા ઘડા મૂકવાનુ સમજાવવુ વધારે સહેલુ પડશે

*

પડિત નેહરુની યુરોપની મુલાકાત વખતે કેટલાક રમુજી બનાવો બન્યા હતા ડૉ કૃષ્ણલાલ શ્રીધરાણીના જણાવ્યા મુજબ લડનના એક સમારભમાં છડીદારે પડિતજીનુ નામ પૂછ્યુ, જેથી તે તેની જાહેરાત કરી શકે પડિતજીએ જવાબ આપ્યો 'નેહરુ'



રમેશ પાઠક

# પ્રેતસૃષ્ટિના કેટલાક અનુભવો

ભૂત–પ્રેત એ જૂની પેઢીના વહેમો છે અને એને આ ણે સુધરેલા ગણાતા હસી કાઢીએ છીએ. પણ આ અનુભવ અને અભ્યાસને આધારે લખાયેલો લેખ આપણી માન્યતાને જરૂરી માર્ગદર્શન આપે છે. .....

અખબારોનાં પાનાં ઉપર આપણે ઘણીયે વાર વાંચીએ છીએ કે અમુક ઘર ભૂતિયું છે, અને પથરા ફેંકાવા, ઘંટારવ થવો, ઘરની ચીજો આમતેમ ફેંકાઈ જવી વગેરે પ્રકારના ચમત્કારો તેમાં થાય છે આદિ. આના સત્યાસત્યનું તોલન કર્યા વગર અભિપ્રાય આપનાર બે વર્ગો છે: એક વર્ગ એમ જ કહી દે છે, 'ધાપ મારી હશે કોઈ કે! ભૂત–પ્રેત એવું કંઈ છે જ નહિ!' બીજો વર્ગ વળી એમ ભીતિ બતાવે છે, 'હોય ભાઈ, પ્રેત–બેતને છંછેડવાં સારાં નહિ. એ તો બધાંયને હેરાન કરી મૂકે.' બંને અભિપ્રાયો આ વિષયની શાસ્ત્રીયતાથી વેગળા છે. મારું માનવું એમ છે કે પ્રેતસૃષ્ટિ અવશ્ય છે, પણ તે સૃષ્ટિ મનુષ્ય-સૃષ્ટિને હેરાન જ કરવા રચાયેલી સૃષ્ટિ નથી. નાનપણથી જ આ વિષયે મને ઘણો આકર્ષ્યો છે, આ વિષય ઉપર મારે જાણીતા થીઓસોફિસ્ટ અને મારા વડિલ જેવા શ્રી હરજીવનદાસ કાળિદાસ મહેતા (ભાવનગર રાજ્યના માજી કેળવણી પ્રધાન) સાથે બે–ત્રણ વાર ચર્ચા થયેલી. પ્રેતસૃષ્ટિ વિષેનો ઉપરનો મારો ખ્યાલ મેં શ્રી હરજીવનદાસભાઈ ને કહ્યો, અને મારો એક અનુભવ કહ્યો :

મારા મુંબઈના વસવાટ દરમિયાન એક અગત્યના કામે મારે દક્ષિણમાં–જિલ્લાના–ગામે જવાનું થયું. તે ગામે અમે (બીજા એક મિત્ર પણ સાથે હતા) સાંજે ૬–૬ાા વાગે પહોંચ્યા. રાત્રે કામ પતાવીને સવારે તો પાછું અમારે મુંબઈ પરત થવાનું હતું, તેથી જે ભાઈનું કામ હતું તેમના ઘર પાસે જ મેં રાતના ઉતારા માટે માગણી કરી. પાસે જ એક નાનીશી બેઠા ઘાટની બંગલી હતી. મને થયું આ બંગલી ઠીક ફાવશે. પણ ત્યાં તો તે ભાઈએ પૂછ્યું : 'તમે અલગ ઉતારા માટે શું કામ આગ્રહ રાખો છો? બંને જણ મારે ત્યાં જ સૂઈ રહેજો. વળી એ બંગલી બહુ સારી નથી'

'સારી નથી એટલે?' મેં ચોખવટ કરવા પૂછ્યું.

'કંઈ નહિ મારા ભાઈ; જવા દો એ વાત. તમે તમારે અહીં જ સૂઈ રહેજો.' તે ભાઈ હજુ સ્પષ્ટતા નહોતા કરતા.

---

અંગ્રેજ છડીદારે ફરીથી પૂછ્યું, 'શું કહ્યું!'

પંડિતજી સહેજ ચીડાઈ ગયા. તેથી તેણે કહ્યું.

'નેહરુ, નેહરુ'

ચોપદારે રુઆબભેર જાહેરાત કરી, 'નામદાર મિ. નહેરુ નહેરુ'

તે જ સમારંભમાં શ્રીમતી પંડિતની જાહેરાત 'પાકિસ્તાનના એલચી માદામ પંડિત તરીકે કરવામાં આવી હતી. પેરિસમાં રિટ્ઝખાતે પંડિતજીએ કરેલ સમારંભમાં લિયાકતઅલીખાનને પાકિસ્તાનના એલચી ગણવામાં આવ્યા હતા. આંતરરાષ્ટ્રીય સરતચૂકથી બચવા માટે પંડિતજીને તત્કાળ તે ભૂલ સુધારવી પડી હતી. રાજાશાહી હિંદના સંધ્યાકાળે પણ નામદાર જામ સાહેબના જવાહીરોએ પેરિસના સમારંભમાં ખૂબ લક્ષ ખેંચ્યું હતું. કેટલીક સ્ત્રીઓ તો તેમની પાસે જઈને પૂછવા માંડે કે 'તમારા કોટના આ બટનના મોટા હીરા સાચા છે? તમે અમને તેનો સ્પર્શ કરવા દેશો?' જામસાહેબે સરસ યજમાન તરીકે સારી આબરુ માટે ખૂબ શુભેચ્છાનું સર્જન કર્યું છે. હિંદ સરકારના સમારંભો, શબ્દના બંને અર્થમાં 'શુષ્ક' હોય છે.







મને ગભરામણ થવા માંડી. તે ભાઈ તેમના પરિવાર સાથે બે રૂમના બ્લૉકમાં રહેતા હતા. આમાં પાછા અમે બે જણ ક્યાં માવાના! મેં તો બંગલીએ જ સૂવા જવાનો નિશ્ચય કર્યો રાત્રે ૧૧॥-૧૨ વાગે કામ પતાવી અમે જવા તૈયાર થયા. નોકર ફાનસ લઈ અમને ઘર ઉઘાડી આપવા સાથે આવ્યો. અમને બંગલી તરફ રવાના થતા જોઈને મોડી રાતના નીચે ગપ્પાં મારનાર કેટલાક ભાઈઓ અંદર અંદર ગૂસપુસ કરવા માંડ્યા. અમે તો બંગલીમાં જઈ ફાનસ ધીરું કરી, પથારી પાથરીને આરામથી સૂતા. સવારે અમને જગાડવા નીચે ટોળું જામેલું હતું! ઊઠીને સમય જોયો–સાત વાગી ગયા હતા. થોડી વારમાં પાછું અમારે તૈયાર થઈને નીકળવાનું હતું. અમારા પેલા સંબંધી ભાઈ હાંફળા-હાંફળા જણાતા હતા. તેમણે અમને હેમખેમ જોઈ પહેલાં એક જ પ્રશ્ન પૂછી નાખ્યો : 'તમને કંઈ અનુભવ ન થયો! સ્વસ્થ છો?'

મેં કીધું : 'કશો જ નહિ!'

ફળીઆનાં બધાં વિચાર કરતાં હતાં કે આમ કેમ બન્યું! મેં વધુ પૂછપરછ કરી ત્યારે તેમણે મને જણાવ્યું : 'આ ઘરમાં રાત્રે ભૂતો રડે છે, અને વિચિત્ર અવાજો કરે છે. ગઈ કાલે રાત્રે ખંજરીના અવાજો તમે ન સાંભળ્યા!'

મેં સ્પષ્ટ ના કહી!

......પણ મનમાંથી એક વિચાર નહોતો ખસતો કે બીજાને જે અનુભવ થાય છે તે મને કેમ ન થયો! મારા મિત્રને કેમ ન થયો! વગેરે...

ઉપરોક્ત કથન સાંભળી મુ. શ્રી હરજીવનદાસ ભાઈએ ઘણો જ સુંદર ખુલાસો કર્યો. તેમણે જણાવ્યું કે સામાન્યતઃ પ્રેતો હેરાન જ કરે છે તે માન્યતા સાચી નથી. તેમણે નીચેનું ઉદાહરણ આપ્યું :—

સામાન્ય રીતે પ્રેત સૃષ્ટિમાં પ્રવેશતા શરીરને સ્થૂળ શરીરની વાસનાઓ અને ટેવો હેરાન કરે છે. એક દારૂડિયો મૃત્યુ પામ્યા પછી. વાસના દેહથી પ્રેત લોકમાં દારૂની વાસના ન સંતોષાતાં અસહ્ય રીતે હેરાન થાય છે. પરિણામે વાસનાદેહે તે દારૂનાં પીઠાં આસપાસ ભ્રમણ કર્યા કરે છે. પણ વાસના સંતોષી શકતો નથી. વાસના સંતોષવા તેની પાસે સ્થૂળ દેહ ન હોઈ તે કષ્ટાય છે. પરિણામે કોઈક વાર દારૂના પીપોમાં વાસનાદેહ ડૂબકાં ખાય છે. અથવા કોઈક વાર વાસના અતિ તીવ્ર બનતાં દારૂ પીનારના દેહમાં પ્રવેશ કરી વાસના સંતોષે છે. પરંતુ ધારો કે એક સજ્જન માત્ર આ બદી અટકાવવા ઉપદેશાર્થે પીઠામાં જઈને બેસે તેને આવાં પ્રેતો હેરાન નથી કરતાં–નથી કરી શકતાં. એવા પ્રેતને વાસના–સંતોષ સિવાય બીજો રસ જ નથી હોતો. પરિણામે આવો સજ્જન પ્રેત સંબંધી 'કશા જ અનુભવ વગર' પાછો આવે છે. જ્યારે કોઈક દારૂડીઓ, કે જેના શરીરમાં આવા પ્રેતે વાસના સંતોષવા પ્રવેશ કર્યો છે તે વધુ ને વધુ પીધે જાય છે, ક્યાંક પડી જાય છે, કદીક વાસનાની અત્યંત તીવ્રતાથી મૃત્યુ પણ પામે છે.

આટલું કહી મુ. શ્રી હરજીવનદાસભાઈએ કહ્યું : 'ત્યાંના પ્રેતને (જો હોયતો) કદાચ તમારી સાથે કંઈ જ નિસ્બત ન હોય તો તુમને પ્રતીતિ ક્યાંથી થાય!' મને ખુલાસાથી ખૂબ જ સંતોષ થયો.

પછી તો આ વિષયના વધુ અભ્યાસ પછી જણાયું કે પ્રેતો કેટલીકવાર હેરાન તો નથી જ કરતાં બલ્કે મદદકર્તા તરીકે ભાગ ભજવે છે. ઓરમાન માતાથી હેરાન થતી, અને દુનિયાની નજરે 'ઠોઠ' લેખાતી એક બાળકીને તેની મૃતમાતાના પ્રેતની સહાયથી ઘણું સુખી જીવન ગાળવા મળેલું એવી સત્યઘટના સાંભળી છે. કેટલીક વાર સ્થૂળ શરીરથી થયેલી ભૂલોનો પ્રશ્ચાત્તાપ વાસના દેહાવસ્થા–પ્રેતાવસ્થા–દરમિયાન કરાયેલો સાંભળ્યો છે. એક પત્નીએ પતિથી છાનો એકવાર વ્યભિચાર કરેલો. મૃત્યુબાદ પ્રેતાવસ્થામાં તેને, સ્થૂળદેહે આચરેલા આ પાપકર્મનો અત્યંત પશ્ચાત્તાપ થવા માંડ્યો. પરિણામે તેણે પોતાની શોકય મારફત પતિની ક્ષમા માગી. આ કાર્ય કરવામાં તેને પ્રેતાવસ્થામાં, સાંભળ્યા પ્રમાણે, વર્ષો સુધી ભ્રમણ કરવું પડેલું.

તોફાની ભૂતોનો એક નવો પ્રકાર છે. આવાં ભૂતો-પ્રેતો અન્યને ભીતિ પામેલાં જોઈ રાજી થનારાં હોય છે. તેઓ સામાન્યત: હલકા વિલાસોના પોષણ અર્થે નિર્બળ મનમાં પરદેહમાં પ્રવેશ કરે છે. કેટલી વાર આવાં ભૂતો આશ્ચર્યાત્મક રીતે ભાંગફોડ કરે છે થોડા માસ પહેલાં જ અમદાવાદ શહેરમાં એક ઠેકાણે બનેલો બનાવ અખબારોમાં પ્રગટ થયેલો, જેમાં અમુક સ્થળે અદશ્યરીતે રાચરચીલું આમતેમ ફેંકાઈ જતું! આ પ્રકારનાં ભૂતો 'પિશાચ' ગણાય છે.

બીજો એક વર્ગ 'ચૂડેલ'નો છે. આ ભૂતો મુખ્યત્વે વેશ્યાઓનાં નિવાસસ્થાન આસપાસ ભ્રમણ કરતાં હોય છે, આ ભૂતો દેહલાલસાની વાસના સંતોષવા વેશ્યાઓના શરીરમાં પ્રવેશ કરી સુખ લે છે. વેશ્યાઓને વધુ લાલસાયુક્ત કરવામાં આ ભૂતો ઘણો ભાગ ભજવે છે. બીજો એક પ્રકાર 'બ્રહ્મરાક્ષસ' એ નામથી જાણીતો છે. આ સંબંધમાં એક સત્યઘટના સાંભળી છે તે નીચે પ્રમાણે છે:

...જિલ્લાના ..ગામમાં આ બનાવ વર્ષો પહેલાં બનેલો છે. પ્રસ્તુત ગામમાં એક કુટુંબમાં ઘણા ગરીબ ઘરમાંથી આવેલી વહુ હતી. કુટુંબ આમ ઘણું જ ધનવાન હોઈ ગરીબ વહુનાં ઝાઝાં માન નહિ. વાર-તહેવારે સાસરીઆં વહુને દરદાગીનો પહેરવા આપે, પણ તરત જ કઢાવી લે. એકવાર વહુને પિયેર જવાનું થયું પરંતુ જતાં પહેલાં વહુએ જે દાગીના પહેરેલા તે સાસરીઆંએ ઊતરાવી લીધા, અને વહુને એમની એમ અડવી પિયેર મોકલી. પિતાને ત્યાં પહોંચતાં જ વહુની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

'આવી બેટા!' ઘોડીઆની દોરી તાણતા પિતાએ પૂછ્યું.

'હા બાપુ' બોલતાં દીકરીને ડુસકું આવી ગયું.

'પણ આવી અડવી કેમ બેટા! તારો શણગાર ક્યાં!' પિતાએ પૂછ્યું.

'તમે ગરીબ રહ્યાં તેથી મારાં સાસરીઆંને સંદેહ આવે છે કે મારો પહેરેલો દાગીનો કદાચ પાછો ન આવે તો' દીકરી દુઃખ રડી રહી....

'હેં!' બાપથી હેંકારો દેવાઈ ગયો. પળભર તે શૂન્યમનસ્કશો થઈ ગયો-પછી અપમાનથી ધ્રૂજવા માંડ્યો-ને ને બીજી પળે બાપે ઘોડીઆની દોરીથી ગળાફાંસો ખાધો. આખા વેવાઈપક્ષનું નિકંદન કાઢી નાખવાની ને વેર લેવાની પ્રબળ વાસનાએ તે 'બ્રહ્મરાક્ષસ' થયો: એક પછી એક કુટુંબનાં તેણે ઉછેદીયાં કાઢી નાખ્યાં. પરંતુ સામા પક્ષે, સાંભળ્યા પ્રમાણે, મારુતિની અનન્ય ઉપાસનાથી એક કુટુંબ વંશવાળું રાખ્યું છે. પરંતુ એ કુટુંબમાંય, કહે છે કે, અત્યારે માત્ર કન્યાપ્રજા જ છે, અને પુરુષસંતતિ થઈને પણ મરી જાય છે!

આમ આ દષ્ટાંતોથી સમજાશે કે પ્રેતો બધાંને હેરાન નથી કરતાં. કેટલીકવાર મદદકર્તા પણ બને છે, અને જેના હાથે ખોટી રીતે અન્યાય પામીને પ્રેતો થયાં હોય છે તેવાને અથવા લાગતા-વળગતાને અને નિર્બળ મનનાં માણસોને પરચા આપે છે, એટલા માટે જ સામાન્ય માણસે પ્રેતો સંબંધી ગેરસમજૂતિ ટાળી આ વિષય માટે વધુ શાસ્ત્રીય દષ્ટિ કેળવવી ઘટે છે.

★

જીવતી વાસના અને મૃત દેહ એનું નામ પ્રેત. વૅર અને વૅરના વાતાવરણમાં ઊતરેલી છબી એનું નામ ભૂત.

—રમણલાલ વ દેસાઈ ['ઝાકળ'માં]

દિવ્ય સત્ત્વો સંબંધી કલ્પના હાસ્યજનક લાગે છે, અને ઈન્દ્રિયગમ્ય ન હોય એવાં સત્ત્વો ઇન્દ્રિયગમ્ય ચાળા કરે એ કુદરતના નિયમવિરુદ્ધ છે.

—રમણલાલ વ. દેસાઈ [બંસરી'માં]




દી. પી. સૂચક : દીપકબહેન સૂચક

# સ્નેહ–જ્યોતિ

નર અને નારી—બે બન્નેનો સંબંધ, વ્યવહાર તો આદિકાળથી જગજાહેર છે. કવિત્વભર્યો આ આખો લેખ લખનાર સંસ્કારી દંપતિ એ જ સનાતન પ્રશ્નને એક જુદી જ રીતે છણીને કેવો સુખદ અંત આણે છે—ખુદ ભગવાન પણ એમાં ઝડપાઇ જાય છે...

અમાસની રાત્રી હતી, તમરાના અવાજો સિવાય નિરવ શાંતિ જણાતી હતી. જાણે કાલીમાએ સ્વયં અવતાર ધારણ કર્યો ન હોય! નાખી નજર પહોંચે નહિ તેવું તિમિર છવાયું હતું.

સ્નેહે રાત્રિની નિરવતામાં દીપ–શિખા ઉપર ચમકતી જ્યોતિને દેખી અને એ આગળ વધ્યો. જ્યોતિ કંપી ઊઠી અને ક્રોધમાં ચિત્કાર નીકળી ગયો:

'કોણ છો ? નેત્રહીન ! અભાગી !'

સ્નેહ ઉપર જ્યોતિના ક્રોધની કે એના કંપનની કાંઈ જ અસર થઈ નહિ. તે તુચ્છકાર દર્શાવતું આછેરૂં મર્માળુ હાસ્ય કરીને બોલ્યો:

'કોણ અભાગી ? હું ? મૂર્ખી થા મા.'

'હા. હા તમે જ. નિર્લજ્જ ! ઉદ્દંડ, કામી ! જોતા નથી હું સ્ત્રી છું. એક અજાણી નારીની અવહેલના કરનાર તમે કોણ છો ?' જ્યોતિ આકુળ વ્યાકુળ બની ગઈ.

જ્યોતિના ભૂરા વાળમાંથી ચંદન અને અગરની સુગંધ ઊડી રહી હતી—જાણે વનકુસુમોથી ભીંજાએલા મસ્તક ઉપરથી સુગંધિત રસ ટપકી ન રહ્યો હોય! જ્યોતિનો લચકતો દેહ નાજુક અંગ અને ગોરું તેમ જ ઘઉંવર્ણું મુખ અને તેના સુયોગ્ય અને સુડોળ અંગોએ સ્નેહને વધારે આકર્ષિત કર્યો.

સ્નેહ નજદીક, વધુ નજદીક આવતો રહ્યો. જ્યોતિના ક્રોધથી વધારે આકર્ષિત બનીને.

જ્યોતિ ભયથી વિવશ બની ગઈ. સર્વત્ર અંધકાર હતો. આ ઉદ્દંડ પુરુષ જેમ જેમ નજદીક આવતો રહ્યો તેમ તેમ ભયાતુર જ્યોતિ કંપી ઊઠી. એના મનમાં અનેક વિચારોનું તુમુલ યુદ્ધ જામી પડ્યું. એ હજારો વીંછીના ડંખની વેદના અનુભવી રહી. પરંતુ સ્નેહ તો એની વધારે ને હજી વધારે નજદીક આવી રહ્યો.

'હું કહું છું કે હું નારી છું. જગત સંસ્કૃતિની વિધાત્રી સૃષ્ટિની અનુપમ કૃતિ, માનવતાનું ઝરણું, વિરાટની સહાયે ભયાનકતાનું એક કોમળ અંગ' જ્યોતિના કંઠમાં નરી દાહકતા હતી. લાચારી હતી. એની આંખોમાં કુતુહલ અને ઉદાસી ભરી હતી.

મદહોશ સ્નેહ જ્યોતિ સમીપ વધારે ને વધારે આવ્યો.

'ઓ પાતક! ભારતીય નારીનાં શીલ અને સ્વાર્પણ મહામૂલાં અને મહામોંઘાં છે. એક અસહાય સામર્થ્ય-હીણી નારીનો પરાજય કરવામાં કંઈ લુફ્ત છે ? એક નારી તારી પણ માતા જ છે એ ચરમ્ સત્ય કેમ ભૂલે છે?'

'પાનખરનાં ઠુંઠા વૃક્ષમાં જે સૌંદર્ય રહેલું છે તેના કરતાં વસંતકાળના પ્રફુલ્લિત વૃક્ષમાં અનુપમ અને અપાર સૌંદર્ય રહેલું છે. જીવનમાં પણ વસંત આવે છે ત્યારે માનવી માત્ર શૃંગારયુક્ત સૌંદર્યમય જીવનની અપેક્ષા રાખે છે. સૌંદર્ય એ ચેતનાનો ફાલ છે. જ્યાં સૌંદર્યરૂપી ચેતના નથી ત્યાં નવસર્જન નથી છે માત્ર નિષ્ક્રિયતા! પગલી!' સ્નેહ જ્યોતિની પાસે આવી એના ચરણમાં લેટી પડ્યો અને જ્યોતિના કંઠમાંથી એક ધ્રૂસકું નીકળી પડ્યું.

એકદમ ઊભી થઈને બે ડગલાં પાછળ હઠી જ્યોતિ સ્નેહની સામે આંખો વિસ્ફારી બોલી: 'તમે કેમ મારી પાછળ પડ્યા છો ? કોઈને બોલાવું ?' એનો સ્વર રૂંધાયેલો હતો. આંખો વેદનાથી ભરી હતી. હૃદય વેગથી ધડકતું હતું.

ચિર એકાકિની જ્યોતિ શું કહે? માટે તો જુદું બોલી કે કોઈને બોલાવું ? પરંતુ કોને બોલાવે?



પકડાઈ ગઈ. ભયથી કંપી ઊઠી. નેત્રમાં પાણી ભરાઈ આવ્યાં વિવશ થઈને તેણે સ્નેહની સામે મીટ માંડી.

'અભાગી! તેં જ તો મને રૂપે મઢી દીધી છે, પ્રાણ દીધો છે. હવે તું જ એની રક્ષા કર!' ડૂબતો માનવી જેમ પ્રભુનાં શરણ સિવાય બીજું શરણ શોધતો નથી તેમ જ્યોતિએ પણ સ્નેહનું જ શરણ માગ્યું.

અને સ્નેહે પણ આવી બિનશરતી શરણાગતિની આશા પણ ક્યાં રાખી હતી? તે મૃતપ્રાય જેવો શિથિલ બની ગયો. તેનો પ્રાણ, તેનું જીવન પણ ક્યાં જ્યોતિના રૂપનું જ પરિણામ ન હતું? અને લાચાર જ્યોતિ શરણાગતિ સિવાય માગે પણ શું?

'સાંભળ જ્યોતિ! પ્રિયે!' સ્નેહે વહાલથી કહ્યું. જ્યોતિ પણ સ્નેહમાં વિંટળાયેલ આ વિષનો ઘૂંટ ગળામાં ઉતારતી બોલી, 'કહો તો? શું કહેવા માગો છો?'

'જાણે છે હું કોણ છું?' સ્નેહે પ્રેમથી વિવશ થઈને જ્યોતિના કાનમાં પૂછ્યું. જ્યોતિ ક્યાંથી જાણે? એ તો વાતાવરણથી તંગ થઈ ગઈ હતી. ક્રોધિત સ્વરે બોલી: 'શયતાન?'

મુગ્ધ સ્નેહે જ્યોતિના અનુપમ સૌંદર્યને આંખોથી હૃદયમાં ઉતાર્યું અને જ્યોતિ નિરમિષ પણે ક્ષિતિજમાં જોતી જ રહી. જાણે આનંદ અને વિષાદના મહાસાગરમાં ઝૂલતી નૌકા!

'જ્યોતિ! દેવી! તેં કહ્યું ને કે તું નારી છે?'

'હા! છું જ તો?'

'તો સાંભળ! હું પુરુષ છું!' સ્નેહના સ્વરમાં પ્રેમનો રણકાર હતો.

'પુરુષ?' જ્યોતિએ વ્યંગમાં કહ્યું. જ્યોતિ માટે આ એક અનેરું આશ્ચર્ય હતું.

પણ સ્નેહનો સ્વર મોહજાળ પેદા કરતો હતો 'સ્ત્રી અને પુરુષ'—'પુરુષ અને સ્ત્રી' આ એક નવી જ કેડી જ્યોતિના જીવનપથ ઉપર પડતી હતી. અને સ્નેહ પણ ક્યાં 'પુરુષ અને સ્ત્રી' 'સ્ત્રી અને પુરુષ'ની મોહજાળમાં ઓછો સપડાતો જતો હતો?

'હું હવે સમજી કે તમે પુરુષ છો અને હું નારી છું. પણ ક્યા સંબંધથી તમે મારી સામે જોવાની ધૃષ્ટતા કરો છો?'

'સંબંધ!' સ્નેહ ચમક્યો. જાણે સળગતા અગ્નિમાં પાણીનું ટીપું પડ્યું.

ક્ષણ પછી ક્ષણ વીતવા લાગી. ઉષાની લલિત લાવણીનો સ્વર—માદક સ્વર—સંભળાવા લાગ્યો.

'તારામાં આકર્ષણ ભર્યું છે, હું તો એટલું જ જાણું છું. તારી અનુપમ રૂપકલ્પના જ સુખસ્વપ્ન સમી લાગે છે. તારો અને મારો—નર અને નારીનો અન્ય શો સંબંધ હોઈ શકે તે હું જાણતો નથી, નથી જાણવાની પરવા કરી, હું અબૂઝ છું!' સ્નેહે થાકીને વ્યથિત બનીને કહ્યું.

'જાણતો નથી તો પછી સ્ત્રી-પુરુષના ગાનની બંસરી બજાવવી છોડી દે, અબૂઝ કહીંનો?' હવે જ્યોતિનો હસવાનો વારો આવ્યો. પરંતુ એ હાસ્ય સ્નેહને માટે તો દુઃખની વૃષ્ટિ સમાન હતું. સ્નેહ ખરેખર મુંઝાઈ ગયો. વિચારોના વંટોળમાં તણાતો રહ્યો. અને નારી સમક્ષ પુરુષે પ્રથમ જ પરાજય અનુભવ્યો.

સાંભળ સ્નેહ! જ્યાં સુધી તું નર-નારીના સંબંધની ભાળ ન કાઢી શકે ત્યાંસુધી મારી સમીપ આવવાનું છોડી દે.' જ્યોતિના શબ્દોમાં મક્કમતા હતી.

અને પ્રત્યુત્તરની પણ આશા રાખ્યા વિના જ્યોતિ ભાગી છૂટી. સંતપ્ત અને પરાજીત સ્નેહ પણ પાછો ફર્યો. એણે પ્રતિજ્ઞા કરી કે જ્યાંસુધી નરનારીના સનાતન સંબંધની ખોળ હું ન કરી શકું ત્યાંસુધી વિશ્વ તો શું સારાય બ્રહ્માંડને પણ હું ખુંદી વળીશ. અને સ્નેહે પણ દોટ મૂકી.

પ્રતિજ્ઞા પૂરી કરવા માટે એણે આકાશ પાતાળ એક કર્યાં. દેવ, કિન્નર, ગંધર્વ, નાગાદિ લોક તલ અતલ વિતલ આદિ બધાં પાતાળ, ધ્રુવાદિ સર્વ નક્ષત્ર બધું જ ફરી વળ્યો પરંતુ એને ઉત્તર મળ્યો નહિ.



દેવરાજ ઇન્દ્ર હસ્યા અને કહ્યું કે પાગલ! આ એવી તે કઈ ગંભીર સમસ્યા છે!

પુરુષના મનોરંજન માટે જ બ્રહ્માએ નારી સૃષ્ટિ રચી છે.

પણ સ્નેહને આ ઉત્તર રુચ્યો નહિ.

તપસ્વી વિશ્વામિત્રને પૂછ્યું. 'મૂર્ખ! એટલું પણ સમજતો નથી! પુરુષના પતનને ખાતર વિધાતાએ નારીનું નિર્માણ કર્યું!'

કેવો તામસિક ઉત્તર! સ્નેહે વિચાર્યું. અને સ્નેહે કૈલાસ તરફ દોટ મૂકી. ભગવાન પિનાકપાણિ રુદ્રાવસ્થામાં હતા, નારીનું નામ સાંભળીને જ એમનાં નેત્રો કંપવા લાગ્યાં. ત્રીજું લોચન ખૂલી ગયું અને પૃથ્વી ધ્રુજધ્રુજી ઊઠી. જગતમાં ત્રાહિમામ! ત્રાહિમામ! પોકારોના પડઘા પડ્યા અને સ્નેહ ત્યાંથી ભાગી છૂટ્યો. દોડ્યો બ્રહ્મલોક તરફ. વિધાતા નિદ્રામગ્ન હતા એટલે ઊઠ્યા નહિ. સ્નેહે હવે વિષ્ણુ લોકનાં દ્વાર ખખડાવ્યાં. એને તો ઉત્તર જોતો હતો. થોભવાની વેળા નહોતી.

ભગવતી લક્ષ્મીજીએ સાંભળીને કહ્યું કે, 'સ્નેહ! તારો પ્રશ્ન જટિલ છે, હું સ્વયં આ પ્રશ્ન પતિતપાવન ભગવાનને અનાદિ કાળથી પૂછી રહી છું. યુગના યુગ વીતી ગયા છે પરંતુ પ્રશ્નનો ઉત્તર મને પણ હજી મળ્યો નથી.'

'પણ માતેશ્વરી! તો પછી આ પ્રશ્ન આપે બીજા કોઈને પણ પૂછ્યો છે કે નહિ!'

'હા પુત્ર, આ પ્રશ્ન મેં એકવાર આદિ દેવીને પણ પૂછ્યો હતો.' ભગવતીએ કહ્યું.

'અને ઉત્તર!' સ્નેહના અવાજમાં આતુરતા ભરી હતી.

'પુરુષ નારીનું રમકડું છે!'

સ્નેહે ઉત્તર સાંભળી માથું પછાડ્યું. આ તો અંતિમ લોક હતો.

નારાયણ! નારાયણ!—હતાશ સ્નેહે દેવર્ષિ નારદનો અવાજ સાંભળ્યો.

દેવર્ષિ!

'કહે વત્સ! પ્રશ્નનો ઉત્તર મળી ગયો?' 'દેવર્ષિ! પ્રભુ! મારો પ્રશ્ન શો છે તેની આપને ક્યાંથી જાણ થઈ ગઈ!'

'ઘેલા! ચરાચરમાં તારા જ પ્રશ્નની તો ચર્ચા થઈ રહી છે. અને હું જગતથી અલિપ્ત છું કે મને ખબર ન પડે?'

'પ્રભુ! મારો ઉત્તર કોઈ આપતું જ નથી'

'ઉત્તર કોઈ જ આપી શકે તેમ નથી. જ્ઞાન આપણી અંદર જ છે એટલે પ્રશ્નનો ઉત્તર આપણામાં જ રહેલો છે.' સ્નેહ વિમૂઢ બની સાંભળી રહ્યો.

'હું તો કહું છું વત્સ! કે સીધો જ્યોતિ પાસે જ પહોંચી જા. એ જ તારા પ્રશ્નનો સરળ ઉત્તર છે.' દેવર્ષિ નારદે એમ કહીને ચાલતી જ પકડી.

*

દીપ-શીખા ઉપર જ્યોતિ આરામ લઈ રહી છે—અને વાતાવરણને પણ જ્યોતિર્મય બનાવી રહી છે.

પણ એના મનમાં તો પીડા ભરી પડી હતી. અવિરતપણે સ્નેહની રાહ જોતી જ્યોતિએ સહસા સ્નેહને આવતો જોયો.

'આશ્ચર્ય! આવી પહોંચ્યા?' જ્યોતિ પુલકિત બની બોલી ઊઠી, એના સ્વરમાં અકથ્ય થડકાર હતો, પ્રસન્નતા હતી.

'હા, જ્યોતિ હું આવી પહોંચ્યો.' જ્યોતિ સમજ આવતાં એની પણ નેત્ર-પલ્લવી ચમકી ઊઠી.

'પ્રશ્નનો ઉત્તર? સ્નેહ!'

'પ્રશ્નનો ઉત્તર?' સ્નેહ જ્યોતિની નજદીક સરક્યો.

'ઉત્તર મેળવ્યા વિના હજી પણ તું મારી સમીપ આવવાની ચેષ્ટા કાં કર સ્નેહ?' જ્યોતિ ફરી કંપી ઊઠી.

પણ જ્યોતિએ સ્નેહની આંખોમાં અતલ ઊંડાણ દેખ્યાં અને એમાં સ્નેહનો સમુદ્ર હિલોળે ચડેલો જોયો.



'પણ તું આટલો સુંદર કેમ લાગે છે ?' સ્નેહનાં રોમેરોમમાં આનંદ વ્યાપી ગયો. 'સુંદર લાગું છું ? જ્યોતિ ! સાંભળ પ્રિયે ! સાક્ષાત સુંદરતા તો તું છો !' સ્નેહે મુગ્ધ સ્વરે કહ્યું.

'જો હું સ્વયં સુંદરતા હોઉં તો પછી તું આટલો સુંદર કેમ લાગે છે ?'

'કારણ કે સૌંદર્યનો ભોક્તા પુરુષ છે. સૌંદર્યનો ઉપાસક પુરુષ છે.'

જ્યોતિ સ્નેહના સાગરમાં નાહી રહી અને એક પળ, એક પળમાં જ સ્નેહે જ્યોતિને બાહુપાશમાં લપેટી લીધી ! 'પ્રિયે ? પ્રાણાધિકે ?'

'નહિ ! નહિ ! મને છોડ !' 'પ્રશ્ન તો તારો જ હતો જ્યોતિ, કે સ્ત્રી–પુરુષનો સંબંધ શો ! અને તારા પ્રશ્નનો ઉત્તર તું જ છો તેની ખોજ કરી રહ્યો છું.'

'મારામાં ? મારામાં તો મૃત્યુ છે સ્નેહ !' જ્યોતિ ભયાતુર બની ગઈ.

'મૃત્યુ ? હા ! મૃત્યુલોકમાં તો મારા પ્રશ્નના ઉત્તરની ભાળ કાઢવાની જ રહી ગઈ ? મૃત્યુ તો અસીમની સીમા છે, અસંતુષ્ટનો સંતોષ છે અને એ જ તારા પ્રશ્નનો ચરમ ઉત્તર છે દેવી !'

જ્યોતિ આશ્ચર્યમુગ્ધ બની ગઈ. કેવો આ પુરુષ છે ! નિષ્પંદ, નિઃશંક, નિર્ભર—અને એનો દેહ સ્નેહમાં લપટાઈ ગયો પ્રેમથી ! અનુરાગથી ! અને એ વાણી પણ ખોઈ બેઠી.

દ્વૈતને અદ્વૈતમાં ફેરવતું, જેમ સરિતાનું સાગરમાં મિલન તેમ નિઃશબ્દ, નિશ્ચલ અને નિરવ બની ગયું.

જ્યોતિ મૂર્છિત બની ગઈ. પણ જ્યોતિની સમાધિ ઊતરી ત્યારે માદકતા આંસુઓમાં પલટી ગઈ. સ્નેહ પડ્યો હતો મૂર્છિત, પ્રાણહીન !

પણ પ્રશ્ન ?

પણ ઉત્તર ?

જ્યોતિએ એકવાર સ્નેહનાં અંતિમ દર્શન કર્યાં ન કર્યાં અને એ સ્નેહનાં ચરણોમાં ફસડાઈ પડી. સ્નેહના સાગરમાં આત્મ–સમર્પણ, બલિદાન કરી દીધું.

સ્નેહ–જ્યોતિ વિલીન બની ગયાં.

*

પૂર્વમાં સૂર્ય ભગવાન પધારતા હતા. પ્રભાતનાં સોનેરી કિરણોએ પૃથ્વી ઉપર સોનું પાથરી દીધું અને સહસા વિષ્ણુ લોક દિવ્ય જ્યોતિથી ઉજ્જ્વળ બની ગયો.

'શું થયું ?' લક્ષ્મીજી વિસ્મિત બની બોલી પડ્યાં.

'ભગવતી ! તમારા પ્રશ્નનો ઉત્તર આવી પડ્યો.' ભગવાન નારાયણે કહ્યું.

ભગવતી લક્ષ્મીજી ઉજ્જ્વળ પ્રકાશ સ્નેહ–જ્યોતિમાં તરબોળ બન્યાં અને અંતરિક્ષમાં તેમણે એક સૌંદર્ય-મય વિચિત્ર વ્યક્તિ જોઈ. એનું અર્ધું અંગ પુરુષનું અને અર્ધું અંગ સ્ત્રીનું હતું. અર્ધનારીશ્વર !

'આ દિવ્ય પુરુષ કોણ છે ? પ્રભુ ?' 'અર્ધનારીશ્વર ! એમાં સ્નેહ–જ્યોતિનો વાસ છે. નર–નારાયણની ઐક્યતા છે. નર–નારી એક પૂર્ણ વ્યક્તિ છે એ જ જ્યોતિ તમારા અને નારી સમૂહના પ્રશ્નનો ઉત્તર છે. સ્ત્રી અને પુરુષ તો અધૂરાં છે અને અધૂરાપણું દૂર કરવા સ્નેહ–જ્યોતિએ સમર્પણ કર્યું અને અર્ધ-નારીશ્વરની ઉત્પત્તિ થઈ.'

પ્રભુએ લક્ષ્મીજીને બાહુપાશમાં ખેંચ્યાં !

'હઠો ! હઠો ! સ્વાર્થી !'

'અર્ધનારીશ્વર !' લક્ષ્મીજી લપેટાઈ રહ્યાં.

★

**મ્યુઝીયમમાં જોવા આવેલી એક સ્ત્રી ફરતી ફરતી રીંછ પાસે આવી અને એણે પ્રશ્ન કર્યો કે આ રીંછ નર છે કે માદા ? પાસે જ ઊભેલી બીજી સ્ત્રીએ હસતાં હસતાં જવાબ વાળ્યો : એ પ્રશ્ન બીજા રીંછને માટે જ છો રહેતો !**





રસિક બિશ્વાસ

# કાયદો ક્યાં ?

કાયદાઓ ઘડતી સરકાર પણ Red Tapism કેટલી સહેલાઇથી નભાવે જાય છે એ તો આ સાચા પ્રસંગો ૧,૨થી ખૂદ સરકાર જ નક્કી કરી લે! કાયદાઓ ઘડનાર સરકાર કરતાં કાયદા પાળનાર સાચી પ્રજાની જરૂર છે— તો જ કાયદાને ઘોળી પી જનારા કંઇક ઠેકાણે આવ્યા કહેવાય. ....

ગામમાં એક ઘર છે. લાખેક રૂપિયાની એની કિંમત અંકાતી હશે! એમાં ખાસ્સુ મોટું કુટુંબ રહેતું. પાટીદાર જ્ઞાતિના એ કુટુંબના વડને બે પુત્રો અને બે પુત્રીઓ છે, સૌથી મોટા પુત્રનાં લગ્ન થઇ ગયાં છે. લગ્નમાં સારી એવી રકમ મળી છે. બે પુત્રીઓનાં લગ્ન પણ થઈ ગયાં છે. નાનો પુત્ર કુંવારો છે. મોટા પુત્રના લગ્ન થયાં ૧૦ વર્ષ તો થઈ ગયા છે. આજે એ યુવાનની ઉંમર ૩૬ વર્ષની તો હશે. પત્નીની ઉંમર ૩૦ વર્ષની છે. પત્ની ગુણી-યલ, ઊંચા કુટુંબની પણ રૂપ નથી. એટલે લગ્ન પછીનાં ૧૦ વર્ષે યુવાનમાં રૂપમીમાંસા જાગી. એ એક ૨૦ વર્ષની યુવતીને લઈને દમણ ચાલ્યો ગયો. ત્યાં હયાત પત્નીએ ભારત સરકારનો કાયદો નેવે મૂકીને પેલી યુવતી સાથે બીજાં લગ્ન કર્યાં. ઘેર લઈ આવ્યો. ઘરનાં બધાયે આવકાર આપ્યો. પહેલી પત્ની તો પિયેરમાં હતી. એ તો સાસરીએ આવવાનું ભૂલી ગઈ. પછી યુવાન નવપરણેતરને લઈને એના કાકાની દુકાનમાં કામ કરવા આફ્રિકા ચાલ્યો ગયો. પેલો નાનો પુત્ર પણ એની સાથે આફ્રિકા ગયો. ઘેર રહ્યાં માતાપિતા એકલા. એમની સેવા ચાકરી કોણ કરે! એટલે એમણે પ્રથમની પુત્રવધૂને તેડાવી. પિયરમાં માબાપના રોટલા ખાવા એના કરતાં સાસરાનુ ખાવું હિતાવહ છે, એમ માની એ આવી. ઘરનુ બધું કામ કરવા લાગી. આ બધામાં જોવાનું તો એ કે, પેલા યુવાનમાં રૂપ નહોતુ પણ 'ઊંટનાં અઢારે ય વાંકાં' એ ઉપમાને લાયક હતો—પણ લો, આમાં લગ્ન અંગેનો એક-પત્નીનો કાયદો ક્યાં?

*

ગામમાં એક માધ્યમિક શાળા હતી. "આપણી પ્રજા એવી બની ગઇ છે કે ન પૂછો વાત. વર્ષો પહેલાં આ શાળામાં કોઈ બેન ભણવા નહોતી આવતી. ત્યારે આપણી પ્રજા સ્ત્રીને અંગ્રેજી શિક્ષણ આપવા જેટલી પરિસ્થિતિએ નહીં હોય? શાળા સંસ્થાપન થયે અને ચાલુ થયે સાત આઠ વર્ષે ગામમાંથી એક બેને ભણવા જવાનું ચાલુ કર્યું. બસ ચોરેચૌટે પેલી બેનની વાતો થવા માંડી. ખેર! પણ શાળાના વિદ્યાર્થીઓ પણ જંપ્યા નહિ. પેલી બેનની મશ્કરી એમણે કરવા માંડી. શાળાના આચાર્યે વાત જાણી. નક્કી કર્યું કે, શાળા છૂટવાના સમય પહેલાં પાંચ મિનિટ બાકી રહે એટલે એક ટકોરો ઘંટનો વાગે ત્યારે પેલી બેન ઘેર જાય ગામમા જાય એટલે મશ્કરીનો પ્રશ્ન રહે નહિ.

અને દરરોજ ટકોરા પડવા લાગ્યા. આજે એ વાતને અર્ધી સદીથીયે વધારે વર્ષો વીતી ચૂક્યાં છે. ભારત સ્વતંત્ર થઈ ગયુ છે. સ્ત્રી સમાનતાની વાતો ચાલે છે, પણ ગામમા પેલો ટકોરો ચાલુ છે. બેનો વહેલી જાય છે. પાંચ મિનિટે બીજો ઘંટ વાગે છે. વિદ્યાર્થીઓ છૂટી જાય છે.

*

ગામમાં દવાખાનું બંધાયું હતું. સારું એવુ દવાખાનું વર્ષે દહાડે હજારો માણસો લાભ લેતાં. એની સાથે પ્રસુતિગૃહ બાંધવાનું નક્કી થયું. કોન્ટ્રાક્ટરે મકાન તૈયાર કરી આપ્યુ. એનો ઉદ્‌ઘાટનવિધિસમારંભ થવાનો હતો. કોન્ટ્રાક્ટરે કાર્યકરોને કહ્યું કે, 'મે મકાન બાંધી આપ્યું, મને શાબાશી મળે અને બીજાં કામ મળતાં રહે માટે સમારંભમાં પ્રમાણપત્ર ન આપો?'

કાર્યકરે કહ્યું, 'ભાઈ, પ્રમાણપત્ર તો શું પણ સોનાનો ચંદ્રક આપીએ.'

કોન્ટ્રાક્ટરે હર્ષાવેશમાં કહ્યું, 'એ તો સોનામાં સુગંધ જેવી વાત.'



અનવર આગેવાન

# લોકગીતમાં વેદનાનો સંદેશ

વેદનાનાં ગીતો અને તેનો સંદેશ લોકગીતોમાં જેટલાં સચોટ છે તેટલાં કયાંય પણ મળી શકે તેમ નથી. ફક્ત એને મેળવવાની કડાકૂટ કરનાર આ લેખના ઉત્સાહી સંપાદક જેવાની જ જરૂર છે......

જીવન એટલે પ્રસંગની પરંપરા. ઘડી સુખ ને ઘડી દુ ખ. કદી આશા તો કદી નિરાશા. કોઈ દી હર્ષોલ્લાસ તો કોઈ દી શોક ને કરુણા. આમ કાળને ચક્રાવે ચડતી જીવનની પ્રત્યેક પળ કેવા કેવા રંગો લાવીને રહે છે ?

સંયોગ અને વિયોગ આ પ્રસંગો તો માનવહૃદય સાથે આદિ કાળથી સંકળાયેલા જ રહ્યા છે. મિલન–મહોબ્બતમાં મીઠાશ ને મધુરપ મળી, તો વિયોગમાં વલવલતી વેદનાને આંસુની ફસલ ફળી. અને યુવાની એટલે આવા સંયોગ–વિયોગના હિંડોલ પર ઝૂલતી અવસ્થા.

મિલન પછીનો વિયોગ હમેશાં અસહ્ય લાગે છે. અહીં એવા વિજોગી હૈયાની વેદના લોકબોલીમાં સજીવ બની હૃદય–વીણાના તાર ઝંકારી જાય છે.

નાની વયે મહિયર છોડી. સાસરિયે વહુવારૂ બનીને આવેલી પ્રિયાનો પતિ એને બાલાજોગણ મૂકીને લાંબા પ્રવાસે–દેશાવર ગયો હોય છે. વખન વીતતાં એ બાલા યૌવનના ઉંબરમાં પગ માંડે છે. ત્યારે એના યૌવનમત્ત હૈયામાં કેવા કેવા દર્દના ઝણકાર ઊઠે છે તે જુઓ :—

પંથી એક સંદેશડો,
ઢોલા, લગ પહોંચાય;
જોબન ચાંપો મોરિયો,
કલી ચૂંટન કું આવ

[ હે ભાઇ પ્રવાસી, મારા પ્રિયતમને એક સંદેશડો કહેજે કે, તારે ઘરને આંગણે જોબનરૂપી ચંપો ખીલ્યો છે. એની કળી ચૂંટવા–જીવનરસની લહાણી લેવા તું જલદી આવ ! ]

ઉપરના દુહામાં યૌવનને ચંપાની મુગ્ધ કળીશું અરમાનભર્યું કહ્યું છે, ત્યારે આ નીચેના દુહામાં

---

'પણ ભાઈ, એ તો તું પૈસા આપે, એનો સુવર્ણ-ચંદ્રક બનાવીને તને ભેટ આપીએ.'

કોન્ટ્રાકટરને માન જોઈતું હતું. એટલે કબૂલ્યું. પૈસા આપ્યા. સુવર્ણચંદ્રક તૈયાર થયો. સમારંભ વચ્ચે એનાયત થયો. કાર્યકરો ખુશી થયા. કોન્ટ્રા-કટરને અભિમાન આવ્યું. હરીફ કોન્ટ્રાકટરને અદેખાઈ આવી. પણ સરવાળે લાભ કોને ?

*

ગામમાં એક વણકર કાર્યકર હતો. ગ્રામપંચાયતમાં સભ્ય પણ ખરો. એણે નાનું એવું મકાન બાંધ્યું. એની ભીંતોના દાંતા પૂરવા ઇરાદો કર્યો. સિમેન્ટ મળે એવી અરજી લઈને મામલતદાર સાહેબ પાસે ગયો. મામલતદારે કહ્યું, 'તમે નકશો દોરાવો, મુંબઈ મંજૂર કરાવી, સિમેન્ટની પરમીટ મેળવો.' વણકર નિરાશ થયો. નાના મકાન માટે પચીસ થેલી સિમેન્ટ જોઈએ. એમાં નકશો દોરાવો. મંજૂર કરવા મોકલો. છએક મહિને પાસ થાય, ચોમાસુ માથે આવેલું શું કરે ? મામલતદારની ઓફિસમાં અવલકારકુનને મળ્યો, વાત કરી, એમણે કહ્યું :

'ભલા નકશોબકશો દોરાવશો નહિ, હું કહું એમ કરો. ઘેર જઈને તમારા ઓળખીતા પિછાણવાળા પાસે ઘર રીપેર કરવું છે, ફલાણું કરવાનું છે, એમ જણાવીને પાંચ સાત અરજી મામલતદાર સાહેબને સરનામે કરી નાખો. એની મેળે, ઘેર બેઠાં, નકશો દોરાવ્યા સિવાય સિમેન્ટની પરમીટ મળશે.'

એણે પાંચ સાત જણ પાસે અરજી કરાવી અને અઠ-વાડિયામાં દરેકને પાંચ પાંચ સિમેન્ટની થેલીની પરમીટ મળી. જોઈએ તે કરતાં વધુ મળી. ચોમાસા પહેલાં કામ પતી ગયું. તો, કાયદો કયાં રહ્યો ?







જોબનને સપૂર્ણ વીકસેના કમળની ઉપમા આપી છે ઉપમા તો જુઓ કેવી રગીની ને ચોટદાર છે:-

પથી એક સદેશડો,
ઢોલા લગ પહોચાય,
જોબન કવળ વિકસ્યો
ભ્રમર બન બેસે આય

[ હે પ્રવાસી મારા પિયુને એક સદેશડો દેજે કે, તારે ઘરને આંગણે જોબન-કમળ ખીનખીનાટ કરતુ ખીની ઊઠયુ છે, એ પર બેસવા, એનો રસેકસ માણવા રસભોગી ભ્રમર હવે તુ ક્યારે આવે છે ? ]

યૌવનને બેફાટ લોઢુ લેતા દરિયાની જોરદાર ઉપમા આપીને લોકકવિ મેદાન મારી જાય છે તે જુઓ -

પથી એક સદેશડો,
ઢોલા લગ પહોચાય,
જોબન ખીર સમુદ હુઇ
રતન જ કાઢે આય

[ હે પથિક મારા સાજણને એક સદેશો પાઠવજે કે, જોબન અફાટ સાગરની પેઠે તરગિત—હિલોળા લઈ રહ્યુ છે એવે સમયે તુ જલદી આવીને યૌવનાનદ રૂપી રસ-રતન મેળવી લે નહિતર એ વેળા વીત્યે ખારો સમદર બની જશે મતલબ કે, યૌવનની વસત વીતી ગયા પછી જીવન ખારૂ જ લાગે છે ]

લોકકવિ એક પછી એક જોરીલી ઉક્તિઓ વિવિધ રગે કો અજ્ઞાત પ્રિયાના મનોભાવને રગોળતો સુદર ઉપમાથી અલકૃત કરી રહ્યો છે આ નીચેના દુહામા પિયાનુ યૌવન સુદર-નિર્મળ તલાવડી શુ ઝિલમિલ ઝિલમિલ થતુ ઝબકાઈ રહ્યુ છે —

પથી એક સદેશડો,
ઢોલા લગ પહોચાય,
જોબન ફાટી તલાવડી,
પાળ ન બાંધો કાય

[ હે પથી, મારા વહાલમને જઈ કહેજે કે, યૌવનની તલાવડીમા પ્રેમના પાણી હિલોળા લેતા તમને મળવા તલસી રહ્યાં છે મતલબકે, હવે તારા દર્શન-મિલન વગર હૈયુ હાથ નથી રહેતુ - વેદના સહી નથી જતી વિયોગ-વેદનાથી હૈયુ ફાટી પડે તે પહેલા આવીને બચાવી કેમ નથી લેતા ! ]

જીવનની વાટિકામા યૌવનની વસત એક મહેમાનના રૂપમા આવે છે ને પછી વિદાય લઈ જાય છે એવી નિસાસાભરી જુક્તિ આપણા દિલ પર કેવી ઘેરી કરુણા પાથરી જાય છે !

પથી એક સદેશડો,
ઢોલા લગ પહોચાય
જોબન જાવે પોણુહો,
વેહેલો ઘર આય

[ હે ભાઈ વટેમાર્ગુ, મારા પિયુને કહેજે કે, યૌવન રૂપી અતિથિ કેટલા દી ? એ તો આવ્યો ને ચાલ્યો જાય છે માટે વેળાસર ઘેર પધારો ! ]

સાથેસાથ એટલુ પણ કહેવાનુ ભૂલતી નથી—

પથી, એક સદેશડો,
ભલ માણસને ભખ્ખ,
આતમ તારી પાસે.
અળગ રડા રખ્ખ

[ હે પ્રવાસી ! મારા સ્વામીને કહેજે કે, તારી ગોરીને તુ ભલે તારાથી ગમે તેટલી દૂર રાખ પણ એનો પ્રાણ તો તારી પાસે જ, તારા હૈયા સાથે જકડાયેલો છે ત્યા તો કેવળ ખાલી ખોળિયુ પડયુ છે ! ]

આટઆટલા સદેશાઓ પછી પણ પિયુ ન આવે તો ? તો ગોરી એના પ્રાણ પાથરી દે એની પ્રીત કાચીપોચી તો નથી જ એના મૂલ મૂલવવા એટલે જીવનમરણનો સોદો —

પથી એક સદેશડો
ઢોલા લગ પહોચાય
સાયધણ બલ કોયલા હુઇ,
ભસ્મ ઢઢોળે જાય

[ હે પ્રવાસી, અતે મારા પિયુને એ પણ જણાવી દેજે કે તારી ગોરી વિરહાગ્નિમા બળી રહી છે, દિવસે દિવસે વિરહાગ્નિમા જલી રહેલી એ ગોરી કોયલાની જેમ કાળી ભઠ્ઠ થતી ચાલી છે, ને જો તુ મોડો પડીશ તો એની ભસ્મ—રાખની ઢગલીને જ ઢઢોળજે ! ]





[ ઉપકારક કલંક—૨૫ મા પેજથી ચાલુ ]

તો ય ઘણું છે. પણ જો તું જ સામા પક્ષમાં ભળી ગઈ તો યાદ રાખજે કે તારું જ ભણાવેલું ભણતર તારી સામે દુશ્મન બનીને ઊભું રહેશે.'—

અલબત્ત ઉમ્મરને હિસાબે તો કાન્તિ કપિલા કરતાં પાંચ–છ વરસે મોટો હોઈ કજોડું ન હતું. પરંતુ સ્વભાવ જોતાં તો ચોખ્ખું કજોડું હતું. કારણ કે પટલાઈના પેચ અને કાવાદાવાથી ભરપૂર એવો બાપનો ધંધો જ કાન્તિને વારસામાં સંભાળવાનો હતો. બલકે અત્યારથી સંભાળી રહ્યો હતો. જ્યારે કપિલાનું માનસ આ સ્થાપિત હિતોના વિરુદ્ધનું–, ક્રાન્તિકારી હતું. પછી એક જ ઘરમાં બલકે એક જ જીવનમાં આ એનો મેળ કેવી રીતે ખાઈ શકે? વળી કાન્તિ સાથે પરણે તો કપિલા માટે પેલું મૅટ્રિક સુધીનું ભણતર ગુનારૂપ જ બની રહે. આર્થાત્ મૅટ્રિકના એ સર્ટિફિકેટને રસોડાની પેલી ઓગ્ડીમાં જ ટીંગાડી રાખવું પડે. હાસ્તો થર્ડગ્રેડ નાપાસ કાન્તિના ઘરમાં એ પોસાય જ કેવી રીતે?

એટલે આ બધી ગણત્રી ગણીને હોય કે પછી બીજું કોઈ કારણ હોય પરંતુ બા જણાઈ આવે એટલી હદે ઇચ્છતી હતી કે દીકરી મામા જો કિરપારામનો પક્ષ લે તો એ સામે ઉગ્રમાં ઉગ્ર વિરોધ કરે.—

ને એવું જ બન્યું, કપિલા, એક જ બસમાં આવેલા શાન્તુને મળવા એને ઘેર ગઈ પરંતુ કિરપારામને ત્યાં ઉતરેલા મામાને મળવા તો એ ન જ ગઈ, બાના અતિ આગ્રહ છતાંય નહિ. અરે મામાના તેડાની પણ એણે અવગણના કરી : 'મામાને મલવું હશે તો આવશે મારે ઘેર.

અત્યાર સુધી તો લોકોને મન મૅટ્રિક એટલે થર્ડગ્રેડ જેવું જ હતું પણ હવે કંઈક સમજ પડવા માંડી કે મૅટ્રિક પાસ એટલે શું! ગામની બીજી કોમોને–અરે ડાહીમાના દીકરા પેલા વાણિયાઓને ય પૈસા સિવાયની આ બાબતમાં રસ પડ્યો.

જ્યારે મુંબઈવાસીને મળવા ગયેલા ગામના જ્ઞાતિજનો તો મોંમાં આંગળાં જ ઘાલી ગયા. બે–ત્રણે, તેમાંય કપિલાના કાકાએ તો ખાસ લાગ સાધ્યો : ' જોયું ને પંડ્યા ? ભાણીને ગૌટમેટ ભણાવી તે આવ્યું છેવટ તમારા જ પગોમાં ? '

પરંતુ મામા ય ધંધે તો ડાહીમાના દીકરા જ હતા ને? હસીને બોલ્યા : ' એનું કહેવું ય સાચું જ છે ને? ખરી રીતે તો મારે બહેનને ઘેર જ ઉતરવું જોઈએ પછી ભલેને કિરપારામભાઈ મારા જીગરજાન મિત્ર હોય! અરે ભાઈના સસરા થાય એ સબંધ પણ પછી—' ને મલકાઈ રહ્યા.

અલબત્ત · અંદરખાનેથી તો મામા ય સમજી ગયા હતા કે વાત પોતે ધારતા એટલી સરળ તો નથી જ લાગતી.

અને થોડીક જ વારમાં ઊભા થયા—કંઈ ચેન પડે તો જ્ઞાતિજનો સાથે વાતો ય કરે ને? હસવાના પ્રયત્ન સાથે બોલ્યા : ' લો ત્યારે હું એકવાર મારી બહેનને મનાવી આવું.'—

પરંતુ બહેન તો બિચારી મનાયલી જ હતી. ને જેને મનાવવાની હતી એ ગેરહાજર હતી. ને મામા બહેન સાથે વાત કરવાનો લાગ મળતાં એક રીતે ખુશ પણ થયા. આડા અવળા સમાચાર પછી લાગલી જ વાત કાઢી : ' શું ત્યારે ? કપિલાની સગાઈ કિરપારામના કાન્તિ સાથે બરાબર છે ને?'...

પરંતુ બહેને તો આ મુંબઈગરી મિઠ્ઠી જબાનની લાખ લાખ વાતોનો એક જ જવાબ આપ્યા કર્યો : ' ભાઈ એ તો તમે જાણો ને કપિલા જાણે. –પૂછો કપિલાને એ હા કે'શે તો મારી કંઈ ના નથી !'–છેલ્લે કપિલાના ઓપાડમાં ચંપલ ખખડતાં સાંભળીને જ હશે—ઉમેર્યું : ' પણ એટલું કે હું એને નારાજ નહિ કરી શકું.'

ને ભાઈએ ય વળતો ઘા લગાવી દીધો, "પછી ભલે હું નારાજ થાઉં !" ક્ષણેક થંભી પૂછ્યું : ' કેમ એમ જ ને બહેન ?'

' એમ તો હું મારી જીભાનથી કેમ કરીને કહી શકું ભાઈ?'—





'તું' ભલે તારી જીભાનથી કંઈ ન કહે બહેન! બીકી મારે કાને બધી ય વાત આવી ગઈ છે. પણ જરા એટલો વિચાર તો કર કે ક્યાં આ રાજા ભોજ ને ક્યાં તારો ગાંગા તેલી સરખો ભીખમંગુ ગૌરીશંકર! છોકરીને જો ભૂખે મરતી જોવી હોય તો જ એ ગૌરીશંકરનો વિચાર કરજે. તારા મનથી એમ કે છોકરો કૉલેજમાં ગયો છે તે સોનાનો વરસાદ વરસાવશે પણ એવા તો અમારા મુંબઈમાં બૂટપૉલિશ કરે છે સમજી?...તમને એની સિદ્ધાન્તવાદી વાતો ગમી ગઈ હશે પણ સિધાન્તે પેટ નહિ ભરાય સમજી? માટે જો દીકરીને ભૂખે મરતી જોવી હોય તો જ એ ગૌરીશંકરના છોકરાનો વિચાર કરજે'...

મૂગી બનીને સાંભળી રહેલી બહેને વળી મૌન તોડ્યું: 'તો પછી આપણે એને મૅટ્રિક કરાવી ભાથું બંધાવ્યું છે એ શું કામ લાગશે?' ને ઊભા થતાં ઉમેર્યું: 'એ આવી બા'ર કપિલા. પૂછો એને બોલાવીને'

'તને પૂછીને જ ધરાઈ ગયો છું બહેન; મારે એને હવે શું પૂછવું ય છે!'–કહી એક ભારે શ્વાસ લેતાં ઉમેર્યું: 'એ તો હું આટલાથી જ સમજી ગયો છુ!' અને ઊભા થયા.

કપિલાએ જાણે નાટકના તખતા ઉપર પ્રવેશ કર્યો. ઓરડામાં દાખલ થતાં મામાને પ્રણામ કરીને બોલી: 'ક્યાં ઊઠ્યા મામા? બહેનના ઘરની લૂખી ખીચડી તો ગળે નહિ ઊતરે પણ ઘૂંટડો ચા તો પીતા જાઓ.

મામા વળી એય. એમને હતું કે બહેન કરતાં ભાણી વધારે સમજુ છે ને એ કાં તો, 'પોતાનું ભવિષ્ય સમજેય ખરી. બે વાતો કહીએ તો મનમાં બંધાયલું સિધાન્તનું પેલું ધુમ્મસ વિખેરાઈ પણ જાય!'...

પણ ભાણી તો માને–અરે મુંબઈની પેલી કૉલેજ કન્યાઓને ય ટપી જાય એવી નીકળી! ઉલટાની એમને જ શરમાવવા–શિખામણ દેવા લાગી.—

'તો તો ભાઈ તમે મા–દીકરી જાણો. તમને ગોઠે ત્યાં જ ગોઠવી લો ત્યારે. હું તો મારે કાલ સવારે મુંબઈ તરફ.' કહેતા મામા ચાલતા થયા કિરપારામના ઘર તરફ.

કપિલા તો એમની પીઠ ફરતાં રાજી રાજી જ થઈ ઊઠી.

પરંતુ મા સારી પેઠે જાણતી હતી કે વાત કંઈ આટલેથી નહિ પતે બલકે આ તો હજુ શરૂઆત પણ નથી.

ને થોડી ક જ વારમાં કાકા દુર્વાસાનું રૂપ ધરી આવી લાગ્યા: 'ક્યાં ગયાં ભાભી? જુઓ હું તમને ચેતવી દઉં છું કે જો કપિલાની સગાઈ કિરપારામને ત્યાં નહિ થાય તો તમારે અહીં રહેવું ભારે પડી જશે, બીજે જ દિવસ આ ઘરમાંથી તગડી મૂકીશ'—

કાકા એટલા જોરથી બોલતા હતા કે પાછળના ફળે આવેલા કિરપારામને ઘેર પણ ચોખ્ખું સંભળાતું હતું. ત્યાં બેઠેલા જ્ઞાતિના બે ચાર માણસોએ તો ટાપસી પણ પૂરી: 'ઠીક કહ્યું. એ વગર બૈરા માણસની આંખ નહિ ઊઘડે'.—

ને છતાંય માની આંખો ન ઊઘડી તે ન જ ઊઘડી! અરે જબાન પણ ખાલી. બોલવા જતી દીકરીને ય એણે ચૂપ કરી દીધી: 'બોલીશ નહિ બેન. બોલવા દે જે બોલે એ!'

'અરે બોલવાની ક્યાં વાત છે. સવારમાં જ જ્ઞાતિના બે જણ બોલાવીને કાન્તિ જોડે છોકરીની સગાઈ કરી દઉં છું. જોઉં છું જો મને કોણ રોકે એવો છે.'

છતાંય મા–દીકરીમાંથી કોઈ જ ન બોલ્યું. ને આ જોઈ કાકાને, કાન માંડી રહેલા મામાને ને સાંભળનાર સૌ કોઈને થયું કે મા–દીકરી ટાઢાં પડી ગયાં એક બે જણાએ તો આનંદ પણ વ્યક્ત કર્યો: 'ત્યારે એ તો એમ કર્યા વગર નહિ માને. આજ તો એ છે ને કાલ ઊઠીને આપણી દીકરીઓ ય દેખાદેખી શીખવા માંડે'

વળી કાકા કિરપારામને ત્યાં ગયા ને આખું ફળું સાંભળે તેમ બોલ્યા: 'સાંભળ્યું ને કિરપારામ, કાલ



સવારે શુભ ચોઘડિયું જોઈને જ્ઞાતિના બે માણસો વચ્ચે કાન્તિની સગાઈના ગોળધાણા વહેંચી દેવાના છે...અરે બીજું તો ઠીક પણ અમારો તો મરશે હિસાબ નહિ ગણે તો પણ આ માણસ જેવું માણસ! કે જે કાલબાદેવીમાં એમનો ધીખનો ધંધો છોડીને અહીં આવ્યા છે એ શું ભોંયના પડ્યા થઈને મુંબઈ ભેગા થઈ જશે એમ?'

આ બાબતમાં તો સામે રહેતા બે ચાર મહાજનોએ પણ ટાપસી પૂરી: 'એમાં એમનું તો ઠીક, એ તો મોટા માણસ કહેવાય. પણ આપણા બધાનું ય નામ વગોવાય ને! કોઈ કહેશે કે જ્ઞાતિમાં તો ઠીક પણ આ આવડા મોટા ગામમાં ય કોઈ સમજુ માણસ નહિ હોય કે ભાઈબહેન વચ્ચે આમ જનમનો વિરોધ પડવા દીધો? માટે'—

'અરે એ તો હું આ મુંબઈવાસીની શરમે આટલો વખત નો'તો બોલતો કરમચંદભાઈ. બાકી તમે એમ માનો છો કે જે ઘરમાં 'ઓમ્ ભૂર ભવાહા સવાહા'–એવા ગાયત્રી માતાના ઉચ્ચાર થતા હોય એ ઘરમાં હું 'ગૌટમેટ' ઘૂસવા દઉં?'—

'બેર હવે થનાર વસ્તુ થઈ ગઈ મોતીરામ. માટે તમે ટાઢા પડો. ડાહ્યા માણસો બની ગયેલી બાબતનો પસાતાવો કરતા નથી. માટે હવે આપણે, સવારમાં ક્યાં મળવું, કેટલા વાગે ને કોને કોને બોલાવવા વગેરેનો વિચાર કરો.' મામાએ કહ્યું...

શુભ ચોઘડિયું જોવા માટે બ્રાહ્મણ કે ટીપણું લેવા જવું પડે એમ તો હતું જ નહિ. કિરપારામ પણ, 'તમને બધાયને ગમ પડે એ સાચું મે'રબાન. આપણે તો તમે બધા વડીલો જે કહેશો–કરશો એ બધું જ માથે ચઢાવશું...હાસ્તો કાલે મારે કોઈને ઘેર પંચાત કરવા ન જવું હોય તો હું તમારા પાંચ જણની પાડેલી ગાંઠ ઉકેલી નાખું ને!'—આમ કહીને સંમત થયા.

પેલી બાજુ ભગવાનનો સહારો માગતી બા પણ મોડી રાત સુધીના મૌન પછી દીકરીને કહી રહી હતી: 'એટલું યાદ રાખ કે ગમે તે ભોગે ય હું તારું લગ્ન કાન્તિ જોડે નહિ થવા દઉં, પણ એટલું કે છેક છેલ્લી ઘડી સુધી ય તારે ચૂપ રહેવું ને હિંમત રાખવી.' કપિલાને પણ બાનામાં પૂરેપૂરી શ્રદ્ધા હતી ને કબૂલ કર્યું.

અને સવારે, બીજી સવારે શુભ ચોઘડિયું બેસે તે પહેલાં તો ગામના જ્ઞાતિજનોથી કપિલાની સામે આવેલી કાકાની ચોપાડ ચીકાર ભરાઈ ગઈ. ઓછું હોય તેમ કરમચંદ જેવા ઇતર જ્ઞાતિના આગેવાન પણ પાંચ સાત આવી બેઠા હતા.

હાસ્તો છોકરી વાળાની છોકરી ને ચાવાળાની ચા, પછી શા માટે કિરપાશંકરની કૃપા ન વહોરે? કોઈક દિવસેય એ મુખી માણસ કામનો હતો. બાકી પેલો ગૌરીશંકર તો હવે રસોઈ રાંધવાના કામમાં ય નો'તો આવે એવો.

અરે એને ત્યાં જઈ ભળેલા કિરપાશંકરના બે ચાર વિરોધી ય ઊઠી ઊઠીને પેલી જમાત ભેગા જઈ ભળ્યા. ખરુંસ્તો! 'આ પેલો આજ કાલનો છોકરો! બી. એ. ભણવાથી જાણે બોચીમાં આંખો ન આવી ગઈ હોય તેમ કે'છે કે ન તો દાપું આપું કે ન આપું સાટું. અરે સાટાની ય બેન પરણી ગઈ પણ અત્યારે કન્યાવાળાને ખરું ખોટું ય કોક દેખાડવું તો ખરું ને! પણ ના! આ તો કે' કે એવું તો નામે ય નઈ ને પરણું તો કંકુને કન્યા જ પરણું; તો પેલા મોતીરામના ઓરમાન ભાઈ તો શાન્તુની આ વાત ઉપર ઝાળ ઝાળ જ થઈ ઊઠ્યા. ને ઊઠતાં ઊઠતાં શાન્તુને બેચાર ગાળો ય ચોપડાવતા ઊઠ્યા:

'અરે બેર કાડ્યા! આપણા ગોળમાં મોટા ચમરબંધીને ય કંકુને કન્યા મળી છે તે તને–આ જરા બે ચોપડી અંગ્રેજી ભણ્યો એટલામાં મળી જાય!'

અને આમ શાન્તુના પલકારો પણ આ ભેગા જઈ ભળ્યા. રહ્યા હોય તો શાન્તુ જેવા ચાર–છ જુવાનો કે જેમના પાસે પૈસો યા સાટે આપવા કન્યાની સવડ ન હતી.

શાન્તુ ય વિચારમાં તો પડી જ ગયો હતો. ખાસ તો,





દીકરાં પડી ગયેલાં ઘરડાં માબાપ માટે ને એથીય વધારે કપિલા અંગે ગઈ સાંજે જ એ આવીને કહી ગઈ હતી કે પરણીશ તો તને ને નહિ તો પિતાને! 'ભલુ પૂછ્યું સ્ત્રીની જાત છે આટલો બધો વિરોધ એ ન પણ વેઠી શકે—મરી ય જાય!' અને આમ ઉદાસ બનીને પેલા મિત્રો મારફત અવાર નવાર આવ્યા કરતા સમાચાર સાંભળી રહ્યો...

મોતીરામને ત્યાં સાચે જ વાતાવરણ તંગ હતુ બલકે માદીકરીના સદંતર મૌનને લીધે ઉલટાનું બેંકાર લાગતું હતું. ખુદ મામાને ને ત્રાહિતોને પણ થતું હતું કે આ બે સ્ત્રીએ રામ નામના અક્ષર મરખો 'ના' છોડી દે યા તો પછી એ 'ના'ની સાથે બીજુંય કંઈક બોલે. છેવટ રોકકળે ય કરી મૂકે.

તો કેટલાકને કિરપારામ ઉપર પણ માઠું લાગ્યું: 'ત્યારે શું? એમને કયાં કન્યાની ખોટ હતી કે આ બરામાણુસના નિસાસા લે છે? અરે! ભલું પૂછ્યું! બૈરાની જાત છે કાં તો કાંક આડુ અવળું કરીય બેસે!'

જ્યારે મોતીરામનો પેલો ઓરમાન ભાઈ તો જન્માક્ષર જોનારાવતા મોતીરામથી ઝગડી જ પડ્યો.

પણ એમ મોતીરામ કે કિરપાશંકર માને ઓછા?- કારણકે કન્યા કરતાંય મોટો સવાલ પોતાના અહમનો અને એ રીતે આબરૂનો થઈ પડ્યો હતો. તો પેલા મુખછગિરા સજ્જનની સ્થિતિ પણ સાપે છછુંદર ગળ્યા જેવી જ થઈ પડી હતી.

વળી પાછા ભાઈ ઊઠ્યા ને બહેન પાસે જઈ સમજાવવા લાગ્યા: 'માન બહેન! ને શું કામ બધાયનો વિરોધ વહોરે છે? તારા મનથી એમ હશે કે દીકરી-જમાઈ નોકરી કરીને તારા પોષણની જવાબદારી ઉપાડી લેશે. પણ—'

'તમે સમજુ માણસ થઈને પોષણની વાત કેમ ઘડીએ ઘડીએ કર્યા કરો છો ભાઈ! પેટ તો કૂતરાં બિલાડાંય ભરે છે. તો હું તો માણસ છુ.' અને એક ભારે શ્વાસ લેતાં સ્વગતની જેમ 'બાકી આ હમન તો આજેય નથી થવાનું ને કાલેય નહિ.' અને જાણે આંસુ સંતાડવાં જ ન હોય તેમ ઊભી થઈ ગઈ, જતાં જતાં ઉમેરતી ગઈ, 'તમે તો બધા દુશ્મન થઈ બેઠા છો પણ એક ફેરા કિરપારામને મોકલો અહીં.'

'અરે પણ તું આમ ફંદાળો કર્યા વગર બેસ તો ખરા! ક્યાં ગઈ કપિલા? તો એને મારી પાસે મોકલ. મારે એને પૂછ્યું છે કે આ તો તું ભણી કે—આપણા ગામડામાં કે' છે એમ ભસી!'

રસોડાના જાળીઆ ઓથે રહીને સામી પાનો તમાસો જોતી કપિલા બોલી ઊઠી: 'એ ભણી કહો તો ભણી મામા, બાકી'—

પણ અત્યારે ય બાએ એને ચૂપ કરી દીધી: તને શું કહ્યું છે એન? ભૂલી ગઈ કે પાછી?'

ને મામા ગુસ્સાને ગળી જતા ચાલતા થયા. અલબત હજુય એમને આશા હતી કે બહેન કિરપારામથી સીધી કંઈ વાત કરીને માને ય!

તો પોતાનું તેડું થતું જોઈને કિરપારામને ય આવી જ આશા બંધાઈ: 'મરશે પાંચસો હજાર માગશે તો, વિધવા છે બિચારી!'

પણ આ વિધવાએ તો પૈસાને બદલે અંદરના ઓરડામાં લઈ જઈને જુદી જ વાત કરી: 'મારૂં કહેલું માનો તો તમે કાન્તિલાલ માટે કપિલાની વાત તો જવા દો.'

'કંઈ કારણ તો કહેશો ને? મારેય તમને એ જ પૂછવું હતું કે નાનો હતો ત્યારે તો તમે એના ઉપર દીકરા જેટલું વહાલ રાખતાં હતાં ને હવે શું વાંધો પડ્યો? કે પછી એ તો એની બા હયાતી'તી'તાં સુધી—પેલી બે આંખોની જ સરમ હતી? કે પછી અમારા કૂળમાં કાંઈ ખામી લાગી?'

આંખો ઢાળી જમીન ખોતરી રહેલી વિધવાએ કહ્યું: 'તમે કો'છો એમાંનું કંઈય નથી પણ એટલું કે આ છોકરી તમારા બાપની નથી!'

'કેમ ? મેટ્રિક પાસ થઈ એટલે કે—કાંઈય - એનું કારણ તો હશે ને ?'

બારસાખે સાથે લપાઈને કાન માંડી રહેલી કપિલાએ કાન ખેંચ્યા.

'કારણ ન પૂછવામાં જ મઝા છે કિરપાશંકર.'

'ત્યારે તો એમ કો'ને કે તમારે આખી સીત્તાસીમાં આ કિરપારામનું નાક જ કાપવું છે !'

બાનો અવાજ વળી ધીમો થયો. 'પણ આ કારણ જાણીને તો'–અને કિરપારામ સામે એક પલકારો મારી લેતાં બબડી: 'મારો આત્મા તો વલોવાઈજ રહ્યો છે જાણે પણ એ સાંભળીને તમારો આત્મા ય કાં તો વલોવાઈ ઊઠશે !'

કિરપારામને એક બાજુ સાચે જ વાત કોઈ ગંભીર અને ગહન લાગતી હતી તો બીજી બાજુ, 'આ બૈરૂં માણસ આમ સ્ત્રીચરિત્ર કરીને બનાવતું તો નહિ હોય ! એમ પણ થતું હતું.

અને કહ્યું: 'હા પણ વાતનો કાંઈ ઈશારોય સમજાવો તો જોઈએ ને ?' આ સાથે જ જાણે છેતરાઈ જવાની બીકે બોલી ઊઠ્યા, 'પણ હું તમને કહી દઉં, ગમે તેવી વાત હશે તો ય આ સગાઈનો મામલો હવે એટલી હદે આવી પહોંચ્યો છે કે એ ફરશે જ નહિ. માટે તમે એ બધી વાત જવા દઈને હજુ એમ કો'કે પેલા કાકા-મામા પરભાર્યો લાભ ખાટી જાય એના કરતાં તમને જ'—

'એ વાત તો તમે કરશો જ નહિ. મારે શા દીકરા બાવા થઈ જવાના છે કે—પણ જુઓ ત્યારે હું તમને પેલી વાતનો ઈશારો આપું.' અને એણે હતી એટલી હિંમત એકઠી કરીને કિરપારામ સામે નજર માંડી પૂછ્યું: 'તમારા કાન્તિને પરણે કેટલાં વરસ થયાં ?'

'પાંચ વરસનો હતો ત્યારે એનાં લગ્ન થયાં હતાં. એટલે અત્યારે'—

'એ વખતે હું ય લગ્નમાં આવી હતી એ સાંભરે છે?'

'કેમ ન સાંભરે ? મને યાદ છે ત્યાં સુધી અંબારામ (કપિલાના પિતા) ને રજા નો'તી મળી ને તમે એકલાં જ જાને આવ્યાં હતાં.'—

'ને જાન આવ્યા પછી ય હું બે દિવસ દિવાળીબેન (કિરપારામનાં પત્ની) ના અતિ આગ્રહને વશ થઈ ન તમારે ત્યાં રોકાઈ હતી.'

'હા હા વળી. પણ એનું છે શું ?' કિરપારામ સાચે જ અકળાઈ રહ્યા હતા.

બા વળી નીચું જોઈને બોલવા લાગી. 'એનું જ છે જે છે એ. સંભારી કાઢો. આવે છે કંઈ યાદ ? લાગે છે કંઈ ભૂલ કર્યા જેવું ?'

અને ઈશારો પામી ગયેલા ધાર્મિક વૃત્તિના કિરપારામનો આત્મા શંભુભોળાના નામનો જાણે પોકાર કરી ઊઠ્યો. બીજી સવારે પત્નીને કરેલો ઠપકો યાદ આવ્યો. 'મેં આગળથી તને ઈશારો તો કરી રાખ્યો 'તો તો ય – ઝાંઝર તો કાઢી નાખવાં હતાં ગાંડી !'

'નહિ તો ?' કહેતી પત્ની ઠપકાભરી સૂરતે તાકી રહી હતી એવું કંઈક યાદ આવ્યું. પતિએ એનું કારણે ય પૂછ્યું. પણ એમને સાંભળી આવ્યું કે માટે જ એ સમજુબાઈ ઝાઝી ચેકાચેક ન કરતાં ત્યાંથી ઊઠીને ચાલતી થઈ હતી.

ને આ બધું યાદ કરતાં કિરપારામ અત્યારે માંડ બોલી શકયા, 'ત્યારે તો તેમાં તમે—અંબારામ બીજે દિવસ શનિવારે તમને લેવા આવવાના હતા તો ય તમે એ સવારે સંગાથ લઈને એમની પાસે જવા ઉપડી ગયાં હતાં !'

'હવે તો કોઈ શક નથી રહ્યો ને ? ને હોય તો સાંભળી લો પૂરું. સૂતી વખતે દિવાળીબહેને, ઝાંઝર ફાવતાં નથી કરીને કાઢી મૂક્યાં હતાં. ને એ લઈને મેં 'જોઉં મને કેવાં લાગે છે ! કહીને પહેરી ઘાલ્યાં. એમને મને કહ્યું તો ખરૂં કે એક બે વાંળા ઉખડી ગયેલા છે ને ઊંઘમાં પગ કયાંય છોલાઈ જશે માટે કાઢી મૂક. પે'રવાં હોય તો સવારે પે'રજે, ને મારે ય કાઢી જ મૂકવાં હતાં પણ કાઢું છું કાઢું છું કરતાં





સેથી આવવાનો વખત થશે ત્યારે હું પતિને બહાર વિદાય કરી દઈશ. પરંતુ એ વાત ભુલાઈ ન હોય તેમ સાંજ પડી ત્યારે ગંગાએ પતિને બહાર ફરવા જવાનું કહ્યું, છતાં એમણે હઠ કરી—શું હું કોઈથી બી જાઉં એમ ?

કોઈ હિસાબે પતિએ બહાર જવાની તૈયારી બતાવી નહિ ત્યારે ગંગાએ મન મનાવ્યું કે, પોતે શું કામ ગભરાય છે, દિયર આ સમાચાર જાણતાં કેવું વર્તન કરે છે, એ ઉપરથી એમની કેવી લાગણી છે તે પણ જણાઈ આવશે. પોતાને દુઃખ પહોંચે છતાં માણસ સહન કરી લે તે જ ખરી કસોટી બસ્ટ ભાંગ્યું ત્યારે એને જે ફફડાટ હતો તે મોહનને ઑફિસેથી આવવાનો સમય થયો ત્યારે લગભગ શમી ગયો હતો.

પરંતુ એને જે ભય હતો તે તો આગળ આવીને જ ઊભો રહ્યો. મોહનના મોટા બાબાએ બસ્ટ ભાંગ્યાના જેવા સમાચાર આપ્યા કે, એણે હાથમાં બૂટ હતો તે ઊંચકીને ચોકમાં બેઠેલા મોટાભાઈ ઉપર ફેંક્યો. એટલાથી ક્રોધ ન શમ્યો હોય તેમ દોડીને બૂટથી બરડામાં ફટકા મારવા શરૂ કર્યા.

ગંગા માટે આ અસહ્ય હતું. જે ઘડીનો એને ફફડાટ રહ્યા કરતો હતો તે આવી પહોંચી. એ ચોકમાં દોડી આવતાં બોલી 'આટલો ગુનો માફ કરો, હું એમને લઈને અત્યારે જ ચાલી જાઉં છું. ફરીથી તમારે ખિજાવાની જરૂર નહિ પડે, પૂતળાના શિવજી ભાંગતાં તમને આટલું થાય છે, તો મારા જીવતા શિવજીને તમે મારો ત્યારે મને શું ન થાય ?'

મોહન ગંગા તરફ ફરી ક્રોધમાં બરાડ્યો : 'તમે મને બીવડાવો છો એમ !'

ગંગા આંખમાંનાં આંસુ લૂછતાં બોલી : 'બીવડાવતી નથી કે તમને ખોટા પણ કહેતી નથી. તમે જે વેઠ્યું છે તે બીજાથી ના વેઠાય તે પણ સમજું છું પરંતુ મારું કરમ કઠણ તેમાં તમારો શો દોષ ?'

અને જાણે પૂરેપૂરી તૈયારી હોય તેમ એણે દયામણે મોંએ ચોકને છેડે ઊભેલા પતિને સંબોધીને કહ્યું : 'ચાલો, આપણાં કરમ આપણે ભોગવીશું. એ વિના કરમની કઠણાઈની ખબર પણ શી પડે ?' પાછળ જોયું તો એનાં ત્રણે સંતાનો આંખમાં આંસુ સાથે વગર કહે મા સાથે જવા તૈયાર થયાં હતાં.

સમાજ આગળ ભાભી પોતાને ખોટો, દેખાડી' રહ્યાં હતાં તે ખ્યાલથી મોહનનો ક્રોધ વધુ ઊછળી આવ્યો. એમને જતાં અટકાવવાને બદલે એ પગલાને ટેકો આપતાં બોલ્યો : 'આટલું વેઠ્યું છતાં જશ ઉપર જુતિયાં મારવાં હોય તો મારી તમને રોકી રાખવાની બિલકુલ તૈયારી નથી.'

મોહનના આ બોલ પછી પોળનાં ભેગાં થયેલાં લોકોની પણ ગંગાને ન જવાની વિનંતિ કરવાની હિંમત ન ચાલી. ગંગા, ગરીબ પતિ અને ત્રણ બાળકો પોળમાં નીકળ્યાં ત્યારે ભેગાં થયેલાં બધાંનાં હૈયાં ધ્રૂજી ગયાં. સામેથી શાન્તાને આવતી જોઈ ત્યારે સૌને થયું કે, હવે બાજી સુધરી જશે. પોતાના ઘર આગળ જામેલું ટોળું, તેમાંય ભાભીને અને જેઠને બાળકો સાથે જોતાં એના હૈયામાં ફાળ પડી—જરૂર કંઈક નવાજૂની થઈ હોવી જોઈએ.

પરંતુ એ પાસે આવી સુધારી લે તે પહેલાં મોહન પગથિયાં ઊતર્યો અને શાન્તાનો હાથ પકડી એને કંઈ બોલવા દીધા વગર ઘરમાં લઈ જવા ખેંચવા લાગ્યો. ગુસ્સામાં બબડતો હતો : 'હવે એમણે ભવાડો કર્યો છે તો પૂરો ભજવી લેવા દો. સારા દેખાવાનો જશ મારે હવે નથી લેવો.'

'મને છોડો, મને છોડો' એમ શાન્તા બૂમો પાડતી રહી પણ મોહને કંઈ ગણકાર્યું નહિ; અને એને ખેંચીને ઘરમાં પૂરી દઈ એ શ્વાસ ખાવા લાગ્યો : 'એના શિવજીને છો માથે લઈને ફરે !'

મોહનને આવો ખીજાયેલો ક્યારેય કોઈએ જોયો નહોતો. ભાઈ-ભાભી સંઘરે એવી કોઈને આશા રહી ન હતી. એ સ્થિતિમાં એમને આશરો આપીને કેટલા

ધ્હાડા પોતે શખી શકે, એ વિચાર માત્રથી કોઈ એમને રોકાઈ જવાનું પણ કહી શકયું નહિ.

પોળમાંથી ગંગા બહાર નીકળી ત્યારે એને ખ્યાલ પણ નહોતો કે પોતે કયાં જશે? મુખ્ય રસ્તાના ફૂટ-પાથ ઉપર એ ચાલી રહી હતી. બાળકો પણ બી ગયાં હતાં; એટલે આપણે કયાં જઈએ છીએ તે પૂછવાની હિંમત કરી શકતાં ન હતાં. પતિ પણ ડાહ્યો હોય તેમ બાળકોની કાળજી રાખતો પાછળ પાછળ ચાલી રહ્યો હતો. મુખ્ય રસ્તેથી ફ્રંટાઈ સ્ટેશન ભણીના રસ્તે ગંગા ઓચિંતી વળી ત્યારે મોટી દીકરીને ખ્યાલ આવ્યો કે, બા સ્ટેશન ભણી જવા માગે છે. પરંતુ વિચારમગ્ન દશામાં ગંગા એટલે દૂર ખસી ગઈ કે સામે મોટર આવતી હતી તે જોઈ શકી નહિ. ગભ-રાઈ જતાં દીકરીએ ચીસ પાડી 'બા...બા ..' તે સાથે જ ઝડપથી દોડતી મોટરે બ્રેક મારી. પરંતુ મોટર ઊભી રહે તે પહેલાં ગંગા એમાં ઝડપાઈ ગઈ. માથાને ટક્કર વાગતાં એ બેભાન થઈ ગઈ. સારા નસીબે પૈડું ઉપર ફરી વળતાં બચી ગયું. ખોપરી ફાટી ન ગઈ.

અકસ્માત થયો! અકસ્માત થયો, એ બૂમ સાથે લોક ભેગા થઈ ગયા. ગંગાને અકસ્માત થયો એ આઘાત સમું પતિનું ખસેલું મગજ ઓચિંતું ઠેકાણે આવી ગયું! જાણે પોતાની જૂની દુનિયામાં જવાબદારી-પૂર્વક દાખલ થતો હોય તેમ એ દીકરીને ઉદ્દેશી બોલ્યો: 'જા બેટા, દોડ, તારા કાકાને ખબર આપ કે, તારી બાને મોટર અકસ્માત નડ્યો છે. સરકારી દવાખાને આવી પહોંચે.'

દીકરી રડતી રડતી ઘર તરફ દોડી અને ગંગાને હૉસ્પિ-ટલમાં ખસેડવામાં આવી. ડાહ્યા માણસની જેમ પતિ ગંગા અંગે ચિંતા કરતો હતો, દોડાદોડ કરતો હતો અને ગંગાને કોઈ જાતની હરકત તો નહિ આવે તેની પૂછપરછ કરતો હતો.

એ રાત્રે ગંગા બેભાન હતી ત્યારે એના ખાટલા પાસે બેસી બંને ભાઈઓએ કેટલાં વર્ષે સુખદુઃખની વાતો કરી. મોહન છેલ્લા વર્તનથી શરમ અનુભવતો હોય તેમ ઊંચું જોઈ શકતો ન હતો. શાન્તા પ્રભુને એટલી પ્રાર્થના કરતી હતી કે, આટલે વર્ષે તેં અમારા સામે જોયું છે તો ભાભીને ઘાતમાંથી બચાવી લેજે.

બીજે દિવસે ગંગા ભાનમાં આવી ત્યારે પતિના ડાહ્યા થયાના સમાચાર સમાં એની આંખમાં હર્ષના આંસુ આવી ગયાં. *

* ભારતી સાહિત્ય સંઘ લિ. તરફથી પ્રગટ થનાર લેખકના નવા વાર્તાસંગ્રહ 'અભિસારિકા'માંથી.



પ્રો. જશભાઇ કા. પટેલ

## આસોની અમાસને

નવલા વર્ષતણા નવ દિનની,
સુંદર શ્યામ મહા હે! જનની!
તેજોરાશિ અદ્ભુત તારો
સ્પર્શો અમને, તિમિર વિદારો.
શીખવ શુદ્ધિ અમ તનમનની.
નવલા વર્ષતણા નવ દિનની,
સુંદર શ્યામ મહા હે! જનની!
શિવસંકલ્પે રહો નિરંતર
ભર્યું ભર્યું અમ ઉજ્જવલ અંતર
દાખવ કેડી ઊર્ધ્વ ગમનની
નવલા વર્ષતણા નવ દિનની,
સુંદર શ્યામ મહા હે! જનની!







[જનમોજનમનાં પ્રેમી—૩૬મા પેજથી ચાલુ]

સુખેથી રહેવાનો મેં મનસુબો કર્યો. પરંતુ પેલી સ્ત્રી રોઝને જોઈ અને જેને લોકો કહે છે 'પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ' એવો જ નહિ અનુભવેલો ભાવ મારા અંતરમાં ઉદ્‌ભવ્યો. એમની પાછળ પાછળ એમના બંગલા સુધી ગયો.

તે રાત્રિએ મને જરા પણ ઊંઘ ના આવી. આ જમાનામાં યુવાનો સગવડીઆ પ્રેમનો આશરો લે છે પરંતુ અમારા જમાનામાં પ્રેમ એટલે પ્રેમ—એમ કહી પેલો જુવાન વિચિત્ર રીતે હસ્યો.

'પણ તમે મારા કરતાં કાંઈ વધારે મોટા નથી. તમારો અને મારો જમાનો જુદો શી રીતે હોઈ શકે?' મેં પેલા યુવાનની વિચિત્ર વાત સાંભળી કહ્યું.

મારો પ્રશ્ન સાંભળી એ હસી પડ્યો, 'અરે હું તો પચાસ પંચાવન વરસ પહેલાંની વાત કરું છું.' પેલા યુવાનનાં કપડાં ઉપર પહેલી જ વાર મારું ધ્યાન ખેંચાયું. એનાં કપડાં પચાસ વરસ પહેલાંની જે ફેશન પેરીસમાં ચાલતી હતી એવી ઢબનાં હતાં.

'તો શું આ સાચે સાચે યુવાન નથી પચાસ પંચાવન વરસ પહેલાંનો યુવાન આજે ૭૦ થી ૭૫ વરસની ઉંમરનો વૃદ્ધ હોય, તો પછી યુવાન કેમ દેખાય છે?' આ બધા ખ્યાલે હું એને જોઈ રહ્યો. એ યુવાનના શરીર ઉપર સન્ધ્યાનું આછું અજવાળું પડતું હતું. મેં એની તરફ જોયું. જે ગહનતા અને ભીતિ મારા શરીરમાં ઉત્પન્ન થયાં એનાથી મારા શરીરમાંથી ધ્રૂજારી પસાર થઈ ગઈ. છતાં મારે એની વિગત સાંભળવી હતી. આથી મેં જ કહ્યું 'પછી શું થયું?'

જવાબમાં એણે એની વાત આગળ ચલાવી:

એ કર્નલની પત્નીને મળવું મુશ્કેલ હતું. કારણ એ લોકો મીલીટરીના માણસો સાથે જ ભળતા. છતાં એને જોવા માટે હું હંમેશ સાંજ સવાર આ બગીચામાં એના બંગલા નજીક ભમ્યે રાખતો. દરેક ઊર્મિલ પ્રેમીની જેવી અવદશા થાય છે એવી જ મારી સ્થિતિ થઈ. ખાવાનું ભાવે નહિ; બરાબર ઊંઘ આવે નહિ; કામમાં ચિત્ત પરોવાય નહિ. ..જો કે આ દુઃખ ક્યાંય કહેવાય નહિ.

એક દિવસ એના પતિ સાથે એ નાટક જોવા આવી હતી. નાટકમાં અચાનક રોઝને ત્યાં જોઈ હું ખુશ થઈ ગયો. ઉપર પહેલા વર્ગની ખાસ ખુરશીમાં એના ધણી સાથે એ બેઠી હતી. હું એનો ધણી હતો ત્યાં સુધી એની સામું જોઈ શક્યો નહિ પરંતુ જ્યારે ઈન્ટરવલ પડ્યો ત્યારે એનો ધણી બહાર નીકળ્યો. એ ખુરશીમાં જ બેસી રહી. મેં એના સામું જોયું. એના રૂપભર્યા ચહેરા ઉપર મને જોઈ જે આનંદનું સ્મિત આવ્યું—અહા મીસ્ટર પટેલ! એ સ્મિત માટે હું હજારો જિંદગીઓ કુરબાન કરી નાખું.

એમ કહી પેલો યુવાન આનંદથી નાચી ઊઠ્યો.

એ સ્મિતથી મને ખાત્રી થઈ કે પેલી યુવતી મને ઓળખે છે અને મારા પ્રેમને પીછાણી શકી છે. પરંતુ ઘણા દિવસો સુધી મેં એને જોઈ જ નહિ. એ લોકો થોડા વખત માટે માર્સેલ્સ ગયાં હતાં. મને એ મધુર સ્મિત યાદ આવ્યાં જ કરે. છતાં જ્યારે ઘણા દિવસો વીત્યા ત્યારે મને બીક લાગી કે એ તો મને હવે ભૂલી જ ગઈ હશે. મને એમ પણ લાગ્યું કે એ થોડું મારા સામું જોઈ હસી એનો અર્થ એમ તો ના જ થાય કે એ મારા તરફ આકર્ષાઈ છે.

એ જ થિયેટરમાં મેં એને એ જ ખુરસી ઉપર ફરીથી જોઈ. મારું અંતર આનંદથી એને જોતા છલકાવા લાગ્યું. એની સાથે વાત કરવાની ઉત્કટ ઇચ્છા મારા મનમાં જાગી. કદાચ મને ધુત્કારી કાઢે તો—એવો ખ્યાલ આવીને ચાલ્યો ગયો. જો એવો ડર રાખીને યુવાનો બેસી જ રહ્યા હોત તો પ્રેમની સૃષ્ટિ જ ઊભી ના થઈ હોત ખરું ને મીસ્ટર પટેલ! —એમ કહી પેલો યુવાન આનંદથી ખડખડાટ હસી પડ્યો.

જ્યારે ઈન્ટરવલ પડ્યો ત્યારે એનો ગંભીર અને જડ લાગતો પતિ બહાર નીકળ્યો. હું ઝડપથી એ જ્યાં બેઠી હતી ત્યાં ગયો. મારાં સર્વ ગાત્ર ધ્રૂજતાં હતાં.

મારું હૃદય સ્પંદિત બની ગયું. મારે એની સાથે વાત કરવી હતી પરંતુ હું કાંઈ જ વધારે બોલી ના શક્યો. મારા હાથમાંનું ગુલાબ આગળ ધરતાં ફક્ત એ જ શબ્દો હું ઉચ્ચારી શક્યોઃ આ સ્વીકારશો? મારા હાથે ધરેલું ગુલાબ એણે ઝડપથી લઈ લીધું અને એના વક્ષઃસ્થળ ઉપર સંતાડી દીધું અને મને કહ્યું હવે અહીંથી ચાલ્યા જાવ. અને જેવો હું ત્યાંથી બહાર નકળ્યો કે એનો મિલિટરીનાં કપડાં માં સજ્જ થયેલો પતિ આવ્યો.

મારા આનંદને સીમા ના રહી. મને ખાત્રી થઈ ગઈ કે પેલી સુન્દરીને મારી ઉપર પ્યાર છે.

જ્યારે નાટક છૂટ્યું ત્યારે બધા ટોળામાં હું એની બાજુમાં ગયો. એ મારી સામું જોઈ હસી. એ મધુર હાસ્યથી મારું અંતર પ્રમોદિત બની ગયું. મારે એક જ શબ્દ "બગીચો" કહેવો હતો પરંતુ હું એના પતિની હાજરીમાં બોલી શક્યો નહિ. એટલામાં કર્નલ બીજા એક મીલીટરીના અમલદાર સાથે વાત કરવા લાગ્યો. મેં "બગીચો" એટલું જ કહ્યું. એટલું કહી હું ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે આશાના ઝૂલે ઝૂલતો હું બગીચામાં એની રાહ જોતો અધીરો બની ફરતો હતો. એ આવશે કે નહિ. નાય આવે. સાંજ પડવા આવી. મારા અંતરમાં વ્યથા ઉત્પન્ન થવા લાગી. આશાનો તાર તૂટવા લાગ્યો. એ હવે તો ભાગ્યે જ આવે. આ પ્રમાણે હું વિચારતો હતો અને એ ઝડપથી, જ્યાં હું ઊભો હતો તે તરફથી આવી પહોંચી.

એના બન્ને હાથ મેં મારા હાથમાં પકડી લીધા. મેં આવેશમાં આવી "મારી પ્રિયા!" એ જ શબ્દો ઉચ્ચાર્યા. એ પણ એટલી જ ઊર્મિવશ બની મને ભેટી પડતાં પ્યારા પ્યારા! એમ બબડી. પછી તો અમે મન મૂકી એક બીજા સાથે વાતો કરી; એક બીજાને ભેટ્યાં, ચૂમ્યાં. અમારા જગતમાં આનંદ સિવાય બીજું કાંઈ હતું જ નહિ. પરંતુ એ સ્નેહની ગુફતેગો પાછળ કર્નલની બીક પણ એટલી જ હતી.

કર્નલ જાણે તો! એ ખ્યાલે રોઝ ધ્રૂજી ઊઠતી. કર્નલને એ બકરી વાઘ તરફ જેવા ભયથી જુએ એવા ભય સાથે જોતી.

કર્નલના પિતા અને અનેક વડવાઓ સૈનિકો તરીકે પ્રખ્યાત હતા. વારસામાં મળેલી જડતા અને નાની ઉંમરમાં મળેલા મિલિટરીને આપવામાં આવતા માનચાંદ—એના પરિણામે કર્નલ પોતે વધારે પડતો ગંભીર, વધારે પડતો ઠંડો અને વધારે પડતો જડ બની ગયો હતો. એના અંતરની ઉષ્માને એણે મારી નાખી હતી. જ્યારથી રોઝ એને ઘેર આવી ત્યારથી એ કર્નલ સાથે કદી મન ખોલી વાત કરી શકી નહોતી. એને નાની નાની બાબતોમાં કોઈ જાતનો આનંદ આપતો નહિ. નેપોલિયન ત્રીજાના વખતે જે અપમાનિત રીતે જર્મનોએ ફ્રાન્સ અને પેરીસ ઉપર આક્રમણ કરી શરમજનક હાર આપી હતી તે વિષે વારંવાર ઉલ્લેખ કરી એ વગર કારણે અત્યંત ગુસ્સે થઈ જતો. એ વારંવાર એની પત્નીને કહેતોઃ 'ભવિષ્યની લડાઈમાં હું એ જર્મનોને મારી વેર ના લઉં તો આ મિલિટરીની નોકરી છોડી દઉં.'

રોઝ એના પતિના ક્રોધને સમજી શકતી નહિ. જ્યારે જગત આનંદ કરતું હોય ત્યારે જર્મનો સામે કઈ જગ્યાએથી હૂમલો કરવો જોઈએ, કેવી રીતે લશ્કરો ગોઠવવાં જોઈએ, નેપોલિયન બોર્નાપાર્ટે કેવી કુનેહથી ઑસ્ટ્રીયાનાં સંયુક્ત લશ્કરો ફ્રેન્ચ લશ્કર કરતાં ત્રણ ગણાં મોટાં હોવા છતાં જીત્યું હતું તે સમજાવતો, રોજ એકની એક વાતથી એના ધણીથી કંટાળતી. એને કાવ્યો વાંચવાનો નાની ઉંમરથી શોખ હતો. એને મનપસંદ ફ્રાન્સનો ઊર્મિકાવ્યોનો ગાનાર મહાન કવિ પોલ વર્લેન (Paul Verlaine) તેને બહુ જ ગમતો. એ વારંવાર એનાં કાવ્યો બોલતી. "મેન્ડોલીન." જેવાં વિખ્યાત કાવ્યો તો એને મોઢે થઈ ગયાં હતાં. શરૂ શરૂમાં જ્યારે એ પરણીને આવી ત્યારે એનું અંતર કુંજોની ચકચકિત પલ્લવો-માં ઓપતી કલિઓ સમી કન્યકાઓ. તમારા ગુરુએ જરા ધીરજ રાખી. થોભો. તમારા પ્રેમીઓ એમના





[જનમોજનમમાં પ્રેમી—૩૬મા પેજથી ચાલુ]

સુખેથી રહેવાનો મેં મનસુબો કર્યો. પરંતુ પેલી સ્રી રોઝને જોઈ અને જેને લોકો કહે છે 'પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ' એવો જ નહિ અનુભવેલો ભાવ મારા અંતરમાં ઉદ્‌ભવ્યો. એમની પાછળ પાછળ એમના બંગલા સુધી ગયો.

તે રાત્રિએ મને જરા પણ ઊંઘ ના આવી. આ જમાનામાં યુવાનો સગવડીઆ પ્રેમનો આશરો લે છે પરંતુ અમારા જમાનામાં પ્રેમ એટલે પ્રેમ—એમ કહી પેલો જુવાન વિચિત્ર રીતે હસ્યો.

'પણ તમે મારા કરતાં કાંઈ વધારે મોટા નથી. તમારો અને મારો જમાનો જુદો શી રીતે હોઈ શકે?' મેં પેલા યુવાનની વિચિત્ર વાત સાંભળી કહ્યું.

મારો પ્રશ્ન સાંભળી એ હસી પડ્યો, 'અરે હું તો પચાસ પંચાવન વરસ પહેલાંની વાત કરું છું.' પેલા યુવાનનાં કપડાં ઉપર પહેલી જ વાર મારું ધ્યાન ખેંચાયું. એનાં કપડાં પચાસ વરસ પહેલાંની જે ફેશન પેરીસમાં ચાલતી હતી એવી ઢબનાં હતાં.

'તો શું આ સાચે સાચે યુવાન નથી. પચાસ પંચાવન વરસ પહેલાંનો યુવાન આજે ૭૦ થી ૭૫ વરસની ઉંમરનો વૃદ્ધ હોય, તો પછી યુવાન કેમ દેખાય છે?' આ બધા ખ્યાલે હું એને જોઈ રહ્યો. એ યુવાનના શરીર ઉપર સન્ધ્યાનું આછું અજવાળું પડતું હતું. મેં એની તરફ જોયું. જે ગહનતા અને ભીતિ મારા શરીરમાં ઉત્પન્ન થયાં એનાથી મારા શરીરમાંથી ધ્રૂજારી પસાર થઈ ગઈ. છતાં મારે એની વિગત સાંભળવી હતી. આથી મેં જ કહ્યું 'પછી શું થયું?'

જવાબમાં એણે એની વાત આગળ ચલાવી:

એ કર્નલની પત્નીને મળવું મુશ્કેલ હતું. કારણ એ લોકો મીલીટરીના માણસો સાથે જ ભળતા. છતાં એને જોવા માટે હું હંમેશ સાંજ સવાર આ બગી ચામાં એના બંગલા નજીક ભમ્યે રાખતો. દરેક ઊર્મિલ પ્રેમીની જેવી અવદશા થાય છે એવી જ મારી સ્થિતિ થઈ. ખાવાનું ભાવે નહિ; બરાબર ઊંઘ આવે નહિ; કામમાં ચિત્ત પરોવાય નહિ. છતાં આ દર્દ ક્યાંય કહેવાય નહિ.

એક દિવસ એના પતિ સાથે એ નાટક જોવા આવી હતી. નાટકમાં અચાનક રોઝને ત્યાં જોઈ હું ખુશ થઈ ગયો. ઉપર પહેલા વર્ગની ખાસ ખુરશીમાં એના ધણી સાથે એ બેઠી હતી. હું એનો ધણી હતો ત્યાં સુધી એની સામું જોઈ શક્યો નહિ પરંતુ જ્યારે ઈન્ટરવલ પડ્યો ત્યારે એનો ધણી બહાર નીકળ્યો. એ ખુરશીમાં જ બેસી રહી. મેં એના સામુ જોયું. એના રૂપભર્યા ચહેરા ઉપર મને જોઈ જે આનંદનું સ્મિત આવ્યું—અહા મીસ્ટર પટેલ! એ સ્મિત માટે હું હજારો જિંદગીઓ કુરબાન કરી નાખું.

એમ કહી પેલો યુવાન આનંદથી નાચી ઊઠ્યો.

એ સ્મિતથી મને ખાત્રી થઈ કે પેલી યુવતી મને ઓળખે છે અને મારા પ્રેમને પીછાણી શકી છે. પરંતુ ઘણા દિવસો સુધી મેં એને જોઈ જ નહિ. એ લોકો થોડો વખત માટે માર્સેલ્સ ગયાં હતાં. મને એ મધુર સ્મિત યાદ આવ્યાં જ કરે. છતાં જ્યારે ઘણા દિવસો વીત્યા ત્યારે મને બીક લાગી કે એ તો મને હવે ભૂલી જ ગઈ હશે. મને એમ પણ લાગ્યું કે એ થોડું મારા સામું જોઈ હસી એનો અર્થ એમ તો ના જ થાય કે એ મારા તરફ આકર્ષાઈ છે.

એ જ થિયેટરમાં મેં એને એ જ ખુરસી ઉપર ફરીથી જોઈ. મારું અંતર આનંદથી એને જોતા છલકાવા લાગ્યું. એની સાથે વાત કરવાની ઉત્કટ ઇચ્છા મારા મનમાં જાગી. કદાચ મને ધુત્કારી કાઢે તો—એવો ખ્યાલ આવીને ચાલ્યો ગયો. જો એવો ડર રાખીને યુવાનો બેસી જ રહ્યા હોત તો પ્રેમની સૃષ્ટિ જ ઊભી ના થઈ હોત ખરું ને મીસ્ટર પટેલ! —એમ કહી પેલો યુવાન આનંદથી ખડખડાટ હસી પડ્યો.

જ્યારે ઈન્ટરવલ પડ્યો ત્યારે એનો ગંભીર અને જડ લાગતો પતિ બહાર નીકળ્યો. હું ઝડપથી એ જ્યાં બેઠી હતી ત્યાં ગયો. મારાં સર્વ ગાત્ર ધ્રૂજતાં હતાં.



મારું હૃદય સ્પંદિત બની ગયું. મારે એની સાથે વાત કરવી હતી પરંતુ હું કાંઈ જ વધારે બોલી ના શક્યો. મારા હાથમાંનું ગુલાબ આગળ ધરતાં ફક્ત બે જ શબ્દો હું ઉચ્ચારી શક્યો: આ સ્વીકારશો? મારા હાથે ધરેલું ગુલાબ એણે ઝડપથી લઈ લીધું અને એના વક્ષઃસ્થળ ઉપર સંતાડી દીધું અને મને કહ્યું હવે અહીંથી ચાલ્યા જાવ. અને જેવો હું ત્યાંથી બહાર નકળ્યો કે એનો મિલિટરીનાં કપડાંમાં સજ્જ થયેલો પતિ આવ્યો.

મારા આનંદને સીમા ના રહી. મને ખાત્રી થઈ ગઈ કે પેલી સુન્દરીને મારી ઉપર પ્યાર છે.

જ્યારે નાટક છૂટયું ત્યારે બધા ટોળામાં હું એની બાજુમાં ગયો. એ મારી સામું જોઈ હસી. એ મધુર હાસ્યથી મારું અંતર પ્રમોદિત બની ગયું. મારે એક જ શબ્દ "બગીચો" કહેવો હતો પરંતુ હું એના પતિની હાજરીમાં બોલી શક્યો નહિ. એટલામાં કર્નલ બીજા એક મીલીટરીના અમલદાર સાથે વાત કરવા લાગ્યો. મેં "બગીચો" એટલું જ કહ્યું. એટલું કહી હું ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે આશાના ઝૂલે ઝૂલતો હું બગીચામાં એની રાહ જોતો અધીરો બની ફરતો હતો. એ આવશે કે નહિ. નાય આવે. સાંજ પડવા આવી. મારા અંતરમાં વ્યથા ઉત્પન્ન થવા લાગી. આશાનો તાર તૂટવા લાગ્યો. એ હવે તો ભાગ્યે જ આવે. આ પ્રમાણે હું વિચારતો હતો અને એ ઝડપથી, જ્યાં હું ઊભો હતો તે તરફથી આવી પહોંચી.

એના બન્ને હાથ મેં મારા હાથમાં પકડી લીધા. મેં આવેશમાં આવી "મારી પ્રિયા!" એ જ શબ્દો ઉચ્ચાર્યા. એ પણ એટલી જ ઊર્મિવશ બની મને ભેટી પડતાં પ્યારા પ્યારા! એમ બબડી. પછી તો અમે મન મૂકી એક બીજા સાથે વાતો કરી; એક બીજાને ભેટયાં, ચૂમ્યાં. અમારા જગતમાં આનંદ સિવાય બીજું કાંઈ હતું જ નહિ. પરંતુ એ સ્નેહની ગુફતેગો પાછળ કર્નલની બીક પણ એટલી જ હતી. કર્નલ જાણે તો! એ ખ્યાલે રોઝ ધ્રૂજી ઊઠતી. કર્નલને એ બકરી વાઘ તરફ જેવા ભયથી જુએ એવા ભય સાથે જોતી.

કર્નલના પિતા અને અનેક વડવાઓ સૈનિકો તરીકે પ્રખ્યાત હતા. વારસામાં મળેલી જડતા અને નાની ઉંમરમાં મળેલા મિલિટરીને આપવામાં આવતા માનચાંદ—એના પરિણામે કર્નલ પોતે વધારે પડતો ગંભીર, વધારે પડતો ઠંડો અને વધારે પડતો જડ બની ગયો હતો. એના અંતરની ઉષ્માને એણે મારી નાખી હતી. જ્યારથી રોઝ એને ઘેર આવી ત્યારથી એ કર્નલ સાથે કદી મન ખોલી વાત કરી શકી નહોતી. એને નાની નાની બાબતોમાં કોઈ જાતનો આનંદ આપતો નહિ. નેપોલિયન ત્રીજાના વખતે જે અપમાનિત રીતે જર્મનોએ ફ્રાન્સ અને પેરીસ ઉપર આક્રમણ કરી શરમજનક હાર આપી હતી તે વિષે વારંવાર ઉલ્લેખ કરી એ વગર કારણે અત્યંત ગુસ્સે થઈ જતો. એ વારંવાર એની પત્નીને કહેતો: 'ભવિષ્યની લડાઈમાં હું એ જર્મનોને મારી વેર ના લઉં તો આ મિલિટરીની નોકરી છોડી દઉં.'

રોઝ એના પતિના ક્રોધને સમજી શકતી નહિ. જ્યારે જગત આનંદ કરતું હોય ત્યારે જર્મનો સામે કઈ જગ્યાએથી હૂમલો કરવો જોઈએ, કેવી રીતે લશ્કરો ગોઠવવાં જોઈએ, નેપોલિયન બોર્નાપાર્ટે કેવી કુનેહથી ઓસ્ટ્રીયાનાં સંયુક્ત લશ્કરો ફ્રેન્ચ લશ્કર કરતાં ત્રણ ગણાં મોટાં હોવા છતાં જીત્યું હતું તે સમજાવતો, રોઝ એકની એક વાતથી એના ધણીથી કંટાળતી. એને કાવ્યો વાંચવાનો નાની ઉંમરથી શોખ હતો. એને મનપસંદ ફ્રાન્સનો ઊર્મિકાવ્યોનો ગાનાર મહાન કવિ પોલ વર્લેન (Paul Verlaine) તેને બહુ જ ગમતો. એ વારંવાર એનાં કાવ્યો બોલતી. "મેન્ડોલીન." જેવાં વિખ્યાત કાવ્યો તો એને મોઢે થઈ ગયાં હતાં. શરૂ શરૂમાં જ્યારે એ પરણીને આવી ત્યારે એનું અંતર કુંજોની ચકચકિત પલ્લવોમાં ઓપતી કલિઓ સમી કન્યકાઓ. તમારા ગુરુએ જરા ધીરજ રાખી. થોભો. તમારા પ્રેમીઓ એમના





ગીતોનો ઉપહાર લઈ આવી ઊભા છે તમારે દ્વાર કોમળ હૃદયના ચૂરા કરનાર પ્રણયીઓ! તમારા અંતરનો પ્રેમ તમારી કવિતા દ્વારા તમારા ગીત દ્વારા તમારા સૂર દ્વારા રેલાવો તમારી પ્રેયસીઓના ઉર ઉદ્યાનોને ખીલાવો કુસુમિત બાગ

અમે કોકિલા! શા માટે પ્રેમનાં ગીત છોડી તારા પ્રેમથી સતાઈ તું દૂર દૂર કુંજોમાં સતાઈ ગઈ છે? આજે વસંતરાજ તારો પ્રેમી તને રીઝવવા ડાળીએ ડાળીએ નૃત્ય કરતો તને પોકારી રહ્યો છે તેના જીવનના અદ્‌ભુત ટાણે મૂરખ તારા ગીત છોડી એકલી અટૂલી ક્યાં ભમી રહી છે? શું વનોમાં? કોકિલા! આજે વસંતટાણે જો પ્રેમનું ગીત ગાશે નહિ તો જ્યારે પાનખર આવશે ત્યારે ગીતની માધુરી વિનાશ નહિ જાય? માટે આજે જ તારા પ્રેમી વસંતરાજને ભેટી મદમસ્ત બની અનંત ચિંતનમાં ઉડ્ડયન કરતી ગાઈ લે

અને ચંદ્રિકાના ધવલ કિરણો જેમની ઉપર મગન હસ્ત ફેરવી રહ્યા છે એવા પ્રેમીઓ મળે છે આનંદ ભરી નિત્ય નવીન એક અલૌકિક સ્વર્ગીય સ્નેહની સૃષ્ટિમાં

રોઝના આવી જાતના ભાવવાળાં કવિતાઓ સાંભળી કર્નલ અસંતોષ પામતો કવિતા એને વ્યર્થ લાગતી રોઝ એના ધણીની જડતા ઉપર નિસાસો નાખતી જોડે કર્નલ એના નિસાસા ઉપર જરા પણ વિચાર કરતો નહિ

એક દિવસ હું અને રોઝ હાથમાં હાથ મીલાવી આનંદથી નદી કિનારે ટહેલતા હતા અમને કર્નલની બીક તો હતી જ પરંતુ સ્નેહના આવેગમાં અમે એક બીજાથી દૂર થતા ત્યારે અમને દુઃખ થતું

મારી પ્રિય રોઝે મને ગળે વળગી પડતા કહ્યું, 'પ્યારા આલ્ફ્રેડ! તારાથી દૂર થતા મને એટલું દુઃખ થાય છે! જાણે એમ થાય છે કે જન્મોજન્મ સુધી તને વળગી રહું! એમ કહેતા સુવાને કહ્યું કે એનું પોતાનું નામ આલ્ફ્રેડ છે

અમે એક બીજાના પ્રેમમાં એટલાં લીન .. જતાં કે વખતનું પણ અમને ભાન રહેતું નહિ 'આલ્ફ્રેડ! પ્યારા આપણા પ્રેમની મે કરેલી નોંધ અને એ અંગે ઉદ્‌ભવેલા ભાવ મે જે લખી રાખ્યા છે કે તે મારે તને બતાવવા છે!' રોઝે કહ્યું

'પણ રોઝ! એ નોંધપોથી કોઈ વખત કર્નલ બેકાનના હાથમાં જશે તો તારી શી દશા થશે?' મે જવાબ વાળ્યો

'હું બહુ જ કાળજી રાખી એ નોંધપોથી મારા કબાટના ખાનામાં કપડાં નીચે રાખું છું!' એને મારા બાહુપાશમાં લઈ જોરથી આલિંગી ચુમ્બનોથી ભીંજવી દીધી

'પ્યારા હવે મારે જવું જોઈએ' એણે ચિંતાગ્રસ્ત બની કહ્યું 'થોડી વારમાં કર્નલ ઘેર આવી જશે અને મારી રાહ જોશે'

રોઝના એ મૃદુલ મુખની કોમલ મધુર ભાષાએ મને ઉન્મત્ત બનાવી દીધો એના ઓષ્ઠોનું અમૃત મે પીધે જ રાખ્યું અમારા વિશ્વવિખ્યાત નવલકથાકાર, નાટ્યકાર અને કવિ વિક્ટર હ્યુગોની પૈકી પ્રખ્યાત કવિતા 'કાલ-સમયથી પણ વધારે મૂલ્યવાન' મે એને સંભળાવી

'મધુર પ્રેયસી! મારા ઓષ્ઠો તારા સુધારસ ઝરતા ઓષ્ઠોનું અમૃત જ્યારે પીવે છે

તારા અંતરનો સ્નેહ જ્યારે મને ભીંજવી ખીલવે છે મારા જીવન બગીચાને

જ્યારે તારા નયનોમાં ચમકતી જ્યોત્સ્ના મારા નયનોને પ્રકાશિત કરી આત્માને ગુનગુનિત કરે છે

ત્યારે પ્રિયે! કાળ થંભી જાય છે

ત્યાં દિવસો, વર્ષો અરે યુગોનો પણ હિસાબ રહેતો નથી

હું પસાર થતા સમયને કહી રહ્યો છું કે ભલે તું આગળ અને આગળ ચાલ્યો જાય



ભલે તું તારા ખપ્પરમાં ખીલેલાં ગુલોને જગત ચમનમાંથી મ્લાન બનાવતો જાય.

મને તેની કાંઈ જ પરવા નથી જો એક અને અજોડ એવી મારી પ્રેયસીના પ્રયણનું પુષ્પ પરિમલભર્યું પ્રત્યેક ક્ષણે મને અદ્‌ભુત સુન્દરતમ સુરભિ આપી રહ્યું હોય !

હે કાલ ! ભલે તારાં ઉડ્ડયનોમાં તારી વીંઝાતી પાંખો સમષ્ટિને જમીનદોસ્ત બનાવે. હવે મને એની કાંઇ પડી નથી.

કારણ ? મારા સ્નેહથી ભર્યાં જિગરરૂપી પ્યાલાનું અમૃત તું ઢોળી શકવાનો નથી, જ્યાંથી મારી પ્રિયાએ એના હૃદયને વિકસિત કરતો ઇશ્ક પીધો છે.

હે સમયના વહેણ ! મારા આત્મામાં આજે એવો પ્રણયનો અદ્‌ભુત છોડ ઊગ્યો છે કે તમે એને ગમે તેવા પ્રયત્ન કરશો તો ય ઉખેડી નહિ શકો.

ભલે તમે વ્યર્થ પ્રયત્ન કર્યા કરો. મારો અચલ, ગિરિવર સમો અસ્ખલિત, સરિતા સમા, ધેરા ગાને રાત્રિ દિન ગાતા ઉદધિ સમો પ્રેમનો તમે કદી ય વિનાશ નહિ કરી શકો.'

આ પ્રમાણે હું મારા ઉત્કટ પ્રણયમાં દિવાનો હતો. ત્યાં વખતનું વહેણ થંભી ગયું હતું. રોઝ પણ એટલા જ આનંદમાં હતી.

એ વખતે દૂરથી ઘોડેસ્વાર થઈ આવતા કર્નલને જોતાં રોઝ ચમકી. 'પ્યારા, કર્નલ આ બાજુ આવે છે.' મારા બાહુપાશમાંથી છૂટી એ બાજુમાં ઊભી રહી. કર્નલ અમે ઊભાં હતાં ત્યાંથી પસાર થયો. અમને બંનેને ત્યાં ઊભેલાં જોઈ એ ચમક્યો.

કર્નલ ત્યાંથી ચાલ્યો ગયો પરંતુ એના અંતરમાં ઈર્ષ્યાના કીડાનો જન્મ થઈ ચૂક્યો.

રોઝ ઘેર ગઈ. તરત જ એ જડ અને ક્રૂર માણસે રોઝને ધમકાવીને પૂછવા માંડ્યું. 'રોઝ ! એ માણસ કોણ હતો ? શા માટે તું એની સાથે ફરવા ગઈ હતી !' રોઝે જવાબ વાળ્યો. 'એ મારો મિત્ર છે.' તરત જ કર્નલના ગુસ્સાનો પાર ના રહ્યો. એણે રોઝ ઉપર એના અંતરનો બધો જ ગુસ્સો ઠાલવ્યો.

કર્નલે તરત જ એની બદલી માગી લીધી. આ સમાચાર જાણતાં અમારા બંનેની નિરાશા પરિતાપ અને દુઃખનો પાર ના રહ્યો. અઠવાડીઆ પછી એ મારાથી દૂરદૂર ચાલી જશે ? એ ખ્યાલે મારું અંતર રડી ઊઠ્યું.

બીજે દિવસે સાંજે ઉતાવળી ઉતાવળી રોઝ મારા નાના ફૂલોથી સુંગધિત બનાવેલા ઓરડામાં આવી. મારા નિરાશ વદનને ચૂમતાં ચૂમતાં એ રડી પડી. અમે બંને રડતાં રડતાં એક બીજાને આશ્વાસન આપતાં હતાં. અમે બંનેએ નાસી જવાનો વિચાર કર્યો. આ બધા વિચારો કર્યા છતાં કોઈ વિચાર અમલમાં આવ્યો નહિ.

અઠવાડિયું તો એમ કરતાં કરતાં વહી ચાલ્યું. છેલ્લો દિવસ આવી પહોંચ્યો. આગલે દિવસે અમે બંને અત્યંત રડ્યાં હતાં. 'રોઝ ! પરમ દિવસે તું મારાથી શું સદાને માટે દૂર ચાલી જઈશ ?' મારા આ શબ્દોમાંથી જે નિરાશા ઉદ્‌ભવી એથી એ ઘણી દુઃખી થઈ ગઈ. અમે એક બીજાને ભેટી રડ્યે જ રાખ્યું. જતાં જતાં એ કહેતી ગઈ: 'ગમે તે ઉપાયે કાલે સાંજે મળી જઈશ.' આમ કહી એ ઝડપથી મારા ઓરડામાંથી ચાલી ગઈ.

બીજે દિવસે સાંજે હું એની વાટ જોતો બેઠો. પલપલ વ્યાકુળતામાં યુગ સમી વીતતી હતી. મારા ઓરડાની બહાર જરા પણ અવાજ થાય તો પણ મને એમ ભણકાર લાગતો કે રોઝ આવી હશે કે શું ? આ પ્રમાણે સાંજ વીતી ગઈ. વારંવાર બારણા આગળ જઈ હું જોતો. બારી ખોલી એના આવવાના રસ્તા ઉપર નજર ખેંચી હું દૂરદૂર નજર નાખતો. એ રસ્તા ઉપર નથી એમ જાણતાં હું દુઃખનો નિસાસો નાખતો.

થોડી વાર માટે જ્યારે આશાની પાંખે અનંત આકાશમાં ઊડતો વિચારોનાં વમળમાં ભ્રમણ કરતો હું કલ્પતો





કે હમણાં જ મારી પોતાની અપ્સરા સમી સુર-યુવતી-શી સ્વર્ગીય પરી મારા બાહુપાશમાં જકડાઈ ઓષ્ટોનું અમૃત પીશે પાશે. આ કલ્પના એવો આનંદ પ્રમોદ ઉપજાવતી કે એ તો જેણે પ્રેમ કર્યો હોય તે જ જાણે.

જ્યારે મોડા સુધી એ ના જ આવી ત્યારે મારા અંતરમાં ભીતિ ઉત્પન્ન થઈ ' શું ઘેર કાંઈ અજુગતુ બન્યું હશે? કર્નલે એને બહાર જવાની મનાઈ કરી હશે? કર્નલ પોતે જડ અને ક્રૂર માણસ છે તો શું એની આવી કોમલ કુસુમ સરખી પત્ની ઉપર એણે એની ક્રૂરતા વાપરી હશે?' આવા અનેક વિચારોથી મારું મગજ ભરાઈ જવા લાગ્યુ.

હું એટલો થાકી ગયો હતો કે છેવટે થાકીને મારા સોફા ઉપર પડ્યો. શરીર આખું દુઃખતુ હતું. માથું વિચારો કરી એટલું થાક્યુ હતું કે મારે આરામની જરૂર હતી. છતાં ઊંઘ તો આવે તેમ હતું જ નહિ. લગભગ અગિયાર વાગ્યે મારા ઓરડાની ઘંટડી વાગી. તરત જ હું ઝબકી જાગ્યો, ઊઠ્યો. મારી પ્રેયસી છેવટે આવી ખરી! કેટલા આનંદ ને મસ્તી-ભર્યા હૈયે હુ ઊઠ્યો હતો! મારા અ તરમા એક ક્ષણમા અનેક વિચારો આવ્યા. મારા આકર્ષણે મારા પ્રેમને લીધે, મારા બાહુપાશમાં દબાતી મારી પ્રિયા કેટકેટલા સંકટ અને જોખમ વેઠી મારા દ્વાર ઉપર આવી ઊભી છે? બીજી ક્ષણે તો એ મને જેમ વૃક્ષને વેલી વીંટાય તેમ વીંટાશે.

આવી કલ્પના કરતો હું બારણા નજીક ગયો. મે બારણું ખોલ્યું. બારણા સામે અંદર આવવા ઉત્સુક રોઝ નહિ પણ એનો પતિ કર્નલ ઓકોનેલ ઊભો હતો. એણે મારા ચહેરા તરફ ઘૃણાભરી નજરે જોયું. એણે અંદર આવી મારા ગરીબના થોડા ઘણા સર-સામાન તરફ જોઈ ગુસ્સો અને તિરસ્કાર દર્શાવ્યો.

હું પોતે તો કર્નલને જોઈ ડઘાઈ જ ગયો. એ પ્રથમ તો ખડુ ક્રરતાભર્યું હસ્યો: ' રોઝની વાટ જુએ છે. કેમ ખરુંને?' મેં ઊંડું હલાવી હા પાડી. ' એ હવે તારી પાસે કદી નહિ આવે મેં એને ઓરડામાં બળ-જબરીથી પૂરી દીધી છે. તારા જેવા ભીખારી સાથે એ પ્રેમ કરે છે એ ખ્યાલે મને એની અધમતા ઉપર તિરસ્કાર છૂટ્યો છે.'

' પ્રેમને અને ગરીબાઈને કાંઈ સંબધ નથી ' મેં જવાબ વાળ્યો

' હશે મને પ્રેમ વિષે ઝાઝી ગતાગમ નથી.'

' એ તમારું કમનસીબ છે. પ્રભુ તમને પ્રેમની મહત્તા સમજાવે!'

' હા હા હા હા! પ્રેમની મહત્તા! પોતાના ધનવાન, કુલીન યુવાન મોભાવાળા પતિને છોડીને ચાલ્યા જવા-માં જ પ્રેમની મહત્તા સમાઈ છે! અને તેય એક ભણતા મામુલી વિદ્યાર્થી સાથે?'

' રોઝ મારી સાથે અહીંથી ચાલી જવાની છે એ વાત ગલત અને વજુદ વિનાની છે.' મેં જવાબ વાળ્યો.

' અરે હું વખતસર આવી ગયો ' અને ' આ ચિઠ્ઠી લખતાં જ મેં એને પકડી એ ઠીક થયું નહિતર અત્યારે તમને બન્નેને શોધવા મુશ્કેલ પડત. વાંચી જો આ ચિઠ્ઠી ' કર્નલે મને ચિઠ્ઠી આપી. ચિઠ્ઠીમાંના અક્ષર રોઝના જ લખેલા હતા. એમાં આટલું જ લખ્યું હતું.

' પ્રિય કર્નલ! મારી તપાસ કરશો નહિ. હું દૂર દૂર મારા પ્રેમી સાથે ચાલી જાઉં છું. તમે મને દુનિયામાં જે મેળવવા લોકો રાત દિવસ મહેનત કરે છે તે વૈભવ, પૈસા વગેરે આપ્યા છે. અફસોસની વાત છે કે મને એક પ્રેમ જ નથી મળ્યો. એ પ્રેમ માટે હું આજે તમારા વૈભવને, મોભાને, પૈસાને છોડી દૂર ચાલી જાઉં છુ મારી શોધ કરવી નિરર્થક......' ચિઠ્ઠીનું છેલ્લું વાક્ય અધૂરું હતું.

મેં ચિઠ્ઠી વાંચી કર્નલના હાથમા પાછી આપી. મારો ગર્વ આસમાન સુધી પહોંચી ગયો. મારા જેવા સામાન્ય માણસ સાથે આવી રૂપસુન્દરી આવા મહેલને છોડી, આવો મોભો છોડી ચાલી નીકળવા તત્પર હતી એ ખ્યાલે મારી નસ નસમાં પ્રત્યેક ધબકારે મારી પ્રિય જપનની માળા ફરવા લાગી. મારા ચહેરા ઉપર થતા ફેરફાર જોઈ પેલો કર્નલ ફરી હસ્યો.



'પ્રેમ ! પ્રેમ કેવો હોય એ જાણવું હોય તો આ રોઝની નોંધપોથી વાંચી જો. પ્રેમ...' એમ ગુસ્સામાં અને તિરસ્કારમાં કહેતો કર્નલે મારા તરફ નોંધપોથી નાખી. નોંધપોથીમાંના અક્ષર રોઝના જ હતા. મેં એક પછી એક પાન બહુ જ ધીરેથી બે ત્રણ વખત વાંચવા માંડ્યાં. જાણે કવિતા ના ગોખતો હોઉં એ પ્રમાણે અમારી પ્રણય કહાણી મેં વાંચવા માંડી. હું કર્નલનું અસ્તીત્વ જ ભૂલી ગયો. વચ્ચે વચ્ચે તો કેટલાક ફકરા કવિતાની જેમ મોટેથી પણ બોલતો હતો.

અમારા પ્રથમ મિલનની પળ. એ નાટ્યગૃહ અને એમાં મેં આપેલું ગુલાબનું ફૂલ. એના અંતરમાં ઉદ્‌ભવેલો અલૌકિક આનંદ. અમારું બગીચામાંનું પ્રથમ મિલન; પ્રથમ અમે એક બીજાને ભેટયાં ચૂમ્યાં તે વખતનાં અમારાં હૃદયનાં પ્રસ્પંદ; મારા ઓરડામાં, નાના ગરીબ વિદ્યાર્થીના ઓરડામાં અમે મળતાં તે વખતનું તાદસ્ય વર્ણન મેં ફરી ફરી વાંચ્યું. મારા અંતરના બધા જ ભાવ એ નોંધપોથીમાં જાણે મેં પોતે ના લખ્યા હોય એવી રીતે લખાયલા હતા. જેમ જેમ હું વાંચતો ગયો તેમ તેમ જાણે મારા અંતરમાં ભરતી ના આવતી હોય એમ મને લાગતું ગયું. છેવટે અમે બન્નેએ નાસી જવાના; સાથે આપઘાત કરવાના, અમારી નિરાશા અને આશાનો આનંદ બધા ઉદ્‌ભવેલા ભાવ એ નોંધપોથીમાં લખ્યા હતા. મેં વાંચીને નોંધપોથી મારા ટેબલ ઉપર મૂકી, અને કર્નલ સામે જોયું. એનો સખત ચહેરો વધારે સખત થયો. 'લાવ એ નોંધપોથી' એણે તુચ્છકાર દર્શાવતાં મને કહ્યું.

'આ ડાયરી તમારી નથી. તમે ચોરીને અહીં લાવ્યા છો. જેની છે તેને હું આપી દઈશ. એને આપવાનો હક્ક મને છે.' મારા જવાબથી કર્નલ અત્યંત ગુસ્સે થઈ ગયો. 'એ રૂપાળી કાંચળીમાં શોભતી નાગણને મળવાનો તને મોકો જ નહિ મળે. એ હલકટ નીચ સ્ત્રી...' કર્નલ આગળ એક પણ અક્ષર રોઝ માટે ઉચ્ચારે તે પહેલાં પરિણામની પરવા કર્યા સિવાય એના ગાલ ઉપર મેં જોરથી એક ધોલ ખેંચી કાઢી. એ બોલતો બંધ થઈ ગયો.

તરત જ એ ઊભો થઈ ગયો. એણે એના હાથ ઉપરનું ગ્લોવ મારા ઉપર ફેંકી મને લડવા માટે પડકાર કર્યો. મેં એ પડકાર સામે પડકાર કર્યો. તરત જ એણે કહ્યું : 'કાલે સવારે પાંચ વાગ્યે નદી કિનારે બગીચાની બાજુનાં ઝાડ વચ્ચે ? કબૂલ ?' મેં જવાબ વાળ્યો 'કબૂલ.' 'પીસ્તોલ કે તલવાર ?' એણે પૂછ્યું. જો કે મને તલવાર કે પીસ્તોલ વાપરતાં આવડતી નહોતી છતાં મેં 'તલવાર' એમ જવાબ વાળ્યો.

તરત જ એ ત્યાંથી ચાલ્યો ગયો. ઘેર જઈ એણે રોઝને જે ઓરડામાં પૂરી હતી ત્યાંથી કાઢી. બધી વિગત એને જણાવી. તરત જ રોઝ એને પગે પડી : 'સ્વામી ! માફ કરો દો. એને તમો ના મારશો. એ તો હજી બાળક છે. એને તમારી જેમ તલવાર ફેંકતાં નથી આવડતી. તલવાર શીખવાની કૉલેજમાં એ નથી ભણ્યો. એ તો ભણ્યો છે કવિતા શીખવાની કૉલેજમાં.' રોઝની આજીજીથી કર્નલ હતી પડ્યો. 'કવિતાની તલવારે એણે મારા હૃદય ઉપર ઘા કરી મારી પત્ની ઝુંટવી લીધી હવે આ લોખંડની તલવારના ઘાથી એનો પ્રાણ લઈશ.' એમ કહેતાં તલવાર હવામાં વીંઝતાં એ ખડખડાટ હસ્યો.

'હું હવે તમને વફાદાર થઈ રહીશ. એને માફ કરો. જો ઇચ્છા હોય તો મારા પ્રાણ લ્યો. એની વૃદ્ધ માતાનો એકનો એક એ દીકરો. એ બીચારી કેટલીય આશાઓ બાંધી એની રાહ જુએ છે. હું મારો પાલવ પાથરી આપને વિનવું છું...' રોઝે જેટલી કરાય તેટલી આર્જવતાથી કહ્યું પરંતુ કર્નલનું હૃદય જરા પણ પીગળે તેમ નહોતું.

'તું અમસ્તી ચિંતા કરે છે. આ તો લડાઈ છે, લડાઈમાં તો હું જીતું અથવા હારું પણ ખરો. તારો પ્રેમીસ્તો, શું નામ છે, મારે શી પંચાત નામની, એ મને મારશે તો તારી ઇચ્છા પૂરી થશે.' જો હું એને મારીશ તો મારી ઇચ્છા પૂરી થશે.' એમ કહી એ ફરીથી હસ્યો. રોઝે છેલ્લો પ્રયત્ન કરતાં કહ્યું :





'પ્યારા ! આવી લડાઈઓ ઝઘડા કરવા આ યુગમા, આ સરકારના જમાનામા યોગ્ય નથી ઉદાર દિલ રાખી એને અને મને માફ કરો મારી ભૂલો હુ સુધારીશ ફરીથી હુ એ રીતે કદી નહિ વર્તું ' રોઝને ખાત્રી હતી કે આ તલવારની પટાબાજીમા હુ ફાવી જ ના શકુ કર્નલને તલવાર ફેરવવાનો જ વ્યવસાય મારો પુસ્તકો વાચવાનો, કવિતા ગાવાનો કર્નલના કસાયલા કસરતી શરીર સામે હુ પટાબાજીમા શી રીતે ટકી શકુ એ રોઝ માટે સવાલ હતો !

જ્યારે રોઝની માગણીનો કર્નલે અસ્વીકાર કર્યો ત્યારે તે અત્યત ગુસ્સે થઈ ગઈ તે જાણે સિહણ એના બચ્ચા ઉપર શિકાર કરવા આવતા પ્રાણી ઉપર જેવા ઝનૂન અને ગુસ્સાથી હૂમલો કરે તેમ કર્નલ ઉપર તૂટી પડી એણે કર્નલને ક્રૂર પીશાચ ! દયાહીન કહી છાતીમા મુક્કા માર્યા, પરતુ જેમ બાળકને મોટો મજબૂત માણસ ઘણી જ સહેલાઈ હાકી કાઢે તેમ કર્નલે એના મજબૂત હાથથી મારવા ધસતી અર્ધ ઘેલી બનેલી રોઝને ધક્કો માર્યો રોઝ ત્યા જ બેભાન થઈ ગબડી પડી

'સવારના પાચ વાગ્યે હુ મારા બે મિત્રો સાથે બગીચામા તલવાર સાથે ગયો કર્નલ પણ બે મિત્રો સાથે આવી ગયો હતો

વસન્તની ખુશનુમા હવા ફૂલોનો પરાગ લઈ વાતાવરણને આનદમય બનાવી રહી હતી તે વખતે અમે બન્ને એક બીજાને મારવાની ઇચ્છાઓને પ્રબળ બનાવવા મનને કઠિન કરી ઝૂઝવા તૈયાર થયા મારી પાસે તલવાર ચલાવવાની આવડત નહોતી એવી કસરત પણ નહોતી છતા આશા અજબ ચીજ છે છેલ્લી ઘડીએ એમ પણ લાગ્યુ કે તલવાર કરતા પીસ્તોલનુ દ્વદ્વ રાખ્યુ હોત તો વધારે સારુ જો કિસમતમા જીવવાનુ હોત તો પહેલો ઘા કરવાનો મને હક્ક હોઈ કર્નલને જો મારી ગોળી હૃદયમા માર હોત તો હુ બચી જાત પરતુ હવે ઘણુ મોડુ થઈ ગયુ હતું મે જ તલવાર કહી હતી

અમે બને તલવારથી એક બીજા ઉપર ઘા કરવા પ્રયત્ન કરવા લાગ્યા સદ્ભાગ્યે મારો એક ઘા સીધો કર્નલના ખભા ઉપર થયો આથી કર્નલની તાકાત થોડી કમ થઈ એટલુ જ નહિ એ સાવધાનીથી લડવા લાગ્યો મારા જમણા હાથ ઉપર એક ઘા થતા એમાથી લોહી વહેવા લાગ્યુ અમે બને ઝનૂનમા આવી લડતા હતા ધીરે ધીરે કર્નલે મને થકવી દીધો મારી પરિસ્થિતિ એવી થઈ કે કર્નલ જાણે મારતા પહેલા બિલાડી ઉદરને રમાડે એમ રમાડવા લાગ્યો હુ સમજી ગયો કે મારી હાર થઈ ચૂકી છે હવે ફક્ત મને જાણી જોઈને કર્નલ રીબાવી રીબાવી મારવા માગતો હતો મે ફરીથી જોરમા આવી કર્નલ ઉપર હૂમલો કર્યો કર્નલ ત્યાથી ખસી ગયો પરતુ કર્નલની ડાબા હાથની આગળીઓ કપાઈ ગઈ

તરત જ કર્નલની તલવાર મારી જાઘમા ઘૂસી ગઈ હુ નીચે ગબડી પડ્યો તે જ વખતે 'લડાઈ બધ કરો, લડાઈ બધ કરો' એમ ચીસો પાડતી રોઝ દોડતી આવી પહોચી જે વખતે રોઝ ત્યા આવી તે જ વખતે હુ નીચે ગબડી પડ્યો હતો બધાએ રોઝને જોઈ કર્નલને વિનતિ કરવા જતી હતી પરતુ કર્નલે એને ધક્કો મારી દૂર ફેકી દીધી સીધા એણે આવી મારા હૃદયમાં તલવાર ખોસી દીધી લોહી જાણે ફૂવારો ના ઊડતો હોય તેમ ઉડ્યુ રોઝ ઊઠીને કર્નલને વળગી 'નીચ, પીશાચ, દુષ્ટ, પાપી તુ બહાદૂર શાનો ? પડેલા માણસને મારતાં શરમ ના આવી!' એમ કહી કર્નલને મારવા જતી હતી એટલામા છેલ્લા શ્વાસ ખેચતા મારા શરીર તરફ એની નજર ગઈ

મારા તરફ દોડી એણે મારા માથાને એના ખોળામાં મૂક્યુ 'પ્યારા ! પ્યારા આ રીતે તે લડાઈ કરવાની શા માટે હા પાડી ?'

રોઝ મરવાનુ તો એક વખત છે ને ? તો પછી મર્દની માફક શા માટે ના મરવુ ? કાયર માણસની માફક જો હુ લડવાનુ ના કહું તો હુ મર્દ શાનો ?

હું જાણતો હતો કે મને તલવાર ફેરવવાની ટેવ નથી, આવડત નથી, પરંતુ તેથી શું? વહેલા મોડા મરવાનું તો હતું જ ને?' મારો જીવ મારા શરીરને છોડીને ચાલ્યા જવાની તૈયારીમાં હતો. મારા પીળા પડી ગયેલા ઓષ્ટને કલ્પાંત કરતાં રોઝે ચૂમ્યા: 'પ્યારા! તારા સિવાય હું નહિ જીવી શકું.' હું એનું વાક્ય પૂરું સાંભળું નહિ ત્યાં મારો પ્રાણ શરીરને છોડી ચાલ્યો ગયો.

'એટલે તમે મરી ગયા?' મેં ચમકીને પૂછ્યું.

'હા હું મરી ગયો એટલું જ નહિ, રોઝ પણ "પ્યારા! ફરી એક વખત બોલો! એક વખત બોલો!" એમ કહેતી આઘાત લાગવાથી ત્યાં જ મૃત્યુ પામી.' એમ કહી પેલો યુવાન પાટલી ઉપરથી ઊઠ્યો.

હું આશ્ચર્યચકિત બની યુવાન સામું જોતો હતો ત્યાં સામેથી પેલી સૌંદર્યવંતી યુવતી આવતી દેખાઈ. પેલા યુવાને સાહેબજી કર્યા: 'મારી રોઝ ત્યાં મારી રાહ જુએ છે. હું જઈશ.' એમ કહી પેલો યુવાન ત્યાંથી ચાલ્યો ગયો.

દૂર દૂર જતા એ યુગલને હું જોઈ રહ્યો. હું ઊઠવાની તૈયારી કરતો હતો. એટલામાં પેલો વૃદ્ધ બગીચામાં ભમતો ભમતો મારા ભણી આવતો દેખાયો.

મેં એકાએક હલ્લો કર્નલ બેકોનેલ! એમ કહ્યું એટલે કર્નલ ચમક્યો: 'તમે મારું નામ ક્યાંથી જાણ્યું?'

'મને એક યુવાને કહ્યું.'

'ક્યાં છે એ યુવાન? એની સાથે એક યુવતી હતી?' મેં હા કહી 'અરે મારે એમને મળવું છે. કેટલાંય વર્ષોથી મારે એમની સાથે વાત કરવી છે. આથી હું અહીં ભમ્યા કરું છું. પરંતુ મને જોઈ એ મોં મરડી જાય છે. જ્યારે એ જીવતો હતો ત્યારે તો મેં એને તલવારથી કાપી નાખ્યો પરંતુ એના પ્રેતને શી રીતે પકડાય?' એમ બબડતાં કર્નલ ધ્રૂજ્યો.

એ વૃદ્ધ જર્જરિત શરીરની ઝંખના જોઈ હું વિચારી રહ્યો, જગત કેવું વિચિત્ર છે? જગતના અણુએ અણુએ પ્રેમની, મ્હોબ્બતની વેરઝેરની કહાણીઓ લખાઈ છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**યુદ્ધ અને શાંતિ** (ભાગ ૧) ટોલ્સ્ટોય. અનુ. જયંતિ દલાલ. પાનાં ૫૮૫+૩૦ સાડાઆઠ રૂપિયા. **ઉત્તરા**: જયંતિ દલાલ. પાનાં ૧૫૬. અઢી રૂપિયા—બન્નેના પ્રકાશક: રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. **માતૃવાણી**: સં. સ્વામી શુદ્ધ સત્ત્વાનંદ. પાનાં ૭૨. આઠ આના. રામકૃષ્ણ આશ્રમ, રાજકોટ. **શીલા**: રસિકલાલ જોષી. પાનાં ૨૯૭. સાડાચાર રૂપિયા. **કોઈ ગોરી કોઈ સાંવરી**: સારંગ બારોટ. પાનાં. ૩૧૬. સાડાચાર રૂપિયા. **જીવન દીપ**: ઈશ્વર પેટલીકર. પાનાં ૨૭૧. પોણાચાર રૂપિયા—ત્રણેયના પ્રકાશક: આર. આર. શેઠની કંપની. મુંબઈ. **સ્મૃતિ મંગલ**: ગોવિન્દભાઈ પટેલ. પાનાં ૪૨. એક રૂપિયો. એન. એમ. ત્રિપાઠી. લિ૰, મુંબઈ. **નારી જીવન**: રામનાથ સુમન. અનુ૰ સુમિત્રા ઠાકોર. પાનાં ૧૦૭. બે રૂપિયા. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. **સક્કર બરાજમાં મારાં આઠ વર્ષ**: ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ. પાનાં ૨૪૦. પાંચ રૂપિયા. જીવન પ્રકાશન, વલ્લભ વિદ્યાનગર. **શિક્ષણનું માધ્યમ**: ગાંધીજી. પાનાં ૧૯. ત્રણ આના. **ભાષાવાર રાજ્ય રચના**: ગાંધીજી. પાનાં ૧૬. ત્રણ આના.—બન્નેના પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **થી જેસાં આંસુ**: કૃષ્ણચંદ્ર. અનુ૰ સુભદ્રા ગાંધી. પાનાં ૨૫૦. ચાર રૂપિયા. **કાલિન્દી ભા ૧-૨** તારાશંકર બેનરજી. અનુ૰ રમણલાલ સોની. પાનાં ૨૩૧+૨૩૩. સાડા ૭ રૂપિયા.—બન્નેનાં પ્રકાશક ચેતન પ્રકાશન ગૃહ લિ., ગોરેગાંવ.







સ્ત્રીઓનું એકમાત્ર વાર્ષિક



સંપાદિકા : સૌદામિની વ્યાસ

- બધી જ સામગ્રી સ્ત્રીઓએ આપેલી હોય છે.
- સ્ત્રીજીવનને સ્પર્શતાં તમામ અંગો અંગે માહિતી.
- ત્રણ ત્રિરંગી અને બે એકરંગી ચિત્રો.
- બે ફોટોગ્રાફ અને નવ હેરસ્ટાઈલના ફોટા.
- નવ રજપુત પેઈંટીંગ રાગ-રાગિણીના આભુ-પણના ચિત્રો.

**આ ઉપરાંત પુષ્કળ સ્કેચો સાથે મોટી સાઇઝના આર્ટપેપરનાં ૧૪૦ પાનાં**

કિંમત : ફક્ત ત્રણ રૂપિયા

( રજિ. ટ. ખ. દોઢ રૂપિયો )

લખો :

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બો નં ૭૩

**અમદાવાદ, ૧**

---

### આવતા અંકના લેખકો

**ગુજરાતી**

ઇન્દુમતી મહેતા
ગીતાબહેન પરીખ
સુધા ર. દેસાઈ
ધુમન દિવાનજી
સરોજિની મહેતા
વીણા પુરોહિત
નન્દિની દત્ત

**અંગ્રેજી**

Rajkumari Amrit Kaur
Dr. Vera Astey
Madhuri Desai
Madam Laski
Madam Sohia Wadia

**હિંદી**

डॉ. सुमति मुतालिकर
शकुन्तला माथुर
विजया शेवडे
सरुपकुमारी वक्षी

# નવા વરસે

ગુજરાતની શ્રેષ્ઠ પ્રકાશન સંસ્થા ભારતીય સાહિત્ય સંઘ લિમિટેડના સહકારથી આ નવા વરસે અમે બે ગ્રંથમાળાઓની શ્રેણી શરૂ કરીએ છીએ.

(૧) **કલ્યાણ ગ્રંથમાળા :** ઈશ્વર પેટલીકર, ચુનીલાલ વર્ધમાન શાહ, પન્નાલાલ પટેલ, ચુનીલાલ મડિયા, યશોધર મહેતા, ઉમાકાન્ત, ડાહ્યાભાઈ પટેલ આ સુપ્રસિદ્ધ લેખકોના સહકારથી અમે છ પુસ્તકો વાર્તા-નવલકથાના આપીશું. એનું લવાજમ ૪૦ શિલિંગ રહેશે.

(૨) **જ્ઞાનમાળા :** ધૂમકેતુ, જયમલ્લ પરમાર અને જીવરામ જોષીના લખેલાં ૧૨ પુસ્તકો આ ગ્રંથ-માળામાં આવશે–બાળકો માટે આથી વધુ જાણીતા લેખકો આજે બીજા કોઇ નથી.

દરેક ઘરમાં આ સંસ્કારી ને શ્રેષ્ઠ પુસ્તકો હોવાં જ જોઈએ. ગ્રાહક તરીકે નામ આજે જ નોંધાવો :

વધુ વિગત માટે અમારી પત્રિકા મંગાવો :

## પોપ્યુલર બુક સપ્લાય

પો. બો. નં. ૭૬૯

**કંપાલા**

( યુગાન્ડા–આફ્રિકા )

તાજેતરમાં બહાર પડેલા

# નવાં પુસ્તકો

(૧) સિંધ તારા શૌર્યનાં સંભારણાં
લે. ચુનીલાલ વર્ધમાન શાહ ૪—૦—૦
(૨) મોટા ઘરની વહુ જયા ઠાકોર ૩-૧૨-૦
(૩) વત્સલા . ,, ૫—૮—૦
(૪) જીવનઝંઝા : સત્યમ્ ૩—૦—૦
(૫) બહાદુર ટારઝન : સત્યમ્ ૪—૦—૦
(૬) રસનંદા : યશોધર મહેતા ૨—૮—૦
(૭) સરી જતી કલમ . યશોધર મહેતા ૩—૦—૦
(૮) સંગનો રંગ . કૃષ્ણલાલ શાહ ૨—૮—૦
(૯) પારસનાં ફૂલ મોહિનીચંદ્ર ૨—૮—૦
(૧૦) દેવ અને દાસી : શાંતિ શાહ ૨-૧૨-૦
(૧૧) રામનાં રખવાળાં . ધનસુખલાલ મહેતા ૨—૦—૦
(૧૨) નારીજીવન . સુમિત્રા ઠાકોર ૨—૦—૦
(૧૩) માંડવનાથ : કૃષ્ણપ્રસાદ ભટ્ટ ૪—૦—૦
(૧૪) મૃગજળ . અનંત ગોપાલ શેવડે ૫—૮—૦
(૧૫) અંજના : ,, ૪—૪—૦
(૧૬) નિશાગીત . ,, ૩-૧૨-૦
(૧૭) વિસ્મૃતિના ગર્ભમાં . રાહુલજી ૪—૦—૦
(૧૮) ગોરખાપા ૧-૨ . દિનેશ ઠાકોર ૩—૦—૦
(૧૯) ચતુરનો ચોતરો . ,, ૧—૦—૦
(૨૦) પતનની પળે : મંજુલાલ દેસાઈ ૪—૪—૦

મળો યા લખો :

**નવચેતન સાહિત્ય મંદિર**

પુસ્તક પ્રકાશક અને વિક્રેતા

૨૪૫૬, ભદ્ર

અમદાવાદ

ખરીદો !

ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| પાકશાસ્ત્ર (રસોઈવિદ્યા) | ૨—૦ |
| બત્રીસપૂતળીની વાતો | ૩—૮ |
| શુણિયલ ગરબાવળી | ૧—૮ |
| વ્રતકથાઓ (નવી પાંચમી આવૃત્તિ) | ૧—૮ |
| વ્રત મંજરી : (વ્રતોનું નવું પુસ્તક) | ૧—૮ |
| શેઠ સગાળશા (આખ્યાન) | ૧—૮ |
| શ્રી રામદેવપીર (આખ્યાન) | ૧ ૮ |
| સંતવાણી (ભજનો) | ૨—૦ |
| શ્રાદ્ધ દીપક (ગુજરાતી) | ૧—૪ |
| શ્રીમદ્ભગવદ્ ગીતા (ગ્લેજ કાગળ સચિત્ર) | ૧—૪ |
| મીરાની પ્રેમવાણી | ૨—૮ |
| શિવકથા સાગર | ૩—૦ |
| શક્તિ લીલામૃત | ૧—૮ |
| કડવા ભગતની વાણી | ૧—૦ |
| સતી અહલ્યા | ૧—૮ |
| સતી અનસુયા | ૧—૮ |
| હસ્તસામુદ્રિક શાસ્ત્ર | ૨—૦ |
| રતિરહસ્ય (કોકશાસ્ત્ર) | ૨—૮ |
| કોકશાસ્ત્ર અને આસનો | ૨—૦ |
| પુરુષોત્તમ માસની કથા (મોટા અક્ષર સચિત્ર) | ૧—૦ |
| સ્વામી વિવેકાનંદ | ૩—૮ |
| નવગ્રહ શાન્તિપાઠ | ૦—૧૨ |
| શ્રી પંચીકરણ | ૩—૦ |
| હુન્નરોની ચાવી | ૨—૦ |
| મહિમ્નઃ સ્તોત્ર | ૦—૫ |
| સત્યનારાયણની કથા | ૦—૬ |
| એકાદશીની કથા | ૦—૬ |
| સતી લોયણના ભજનો | ૧ ૦ |
| ભક્તિ અને સંકીર્તન | ૩—૦ |
| સુકન્યા સાવિત્રી | ૧—૮ |

આફ્રિકાના વેપારીઓ માટે ખાસ વધુ વળતર રાખેલું છે.

કોઈપણ જાતનાં પુસ્તકો માટે અમોને લખો

**શ્રી ગુજરાત પુસ્તક ભંડાર**

**અમદાવાદ ૧**

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ-લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧

મુદ્રક : કાંતિલાલ છોટાભાઈ પટેલ, [illegible] મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# Muljibhai Madhvani & Co., Ltd.,

(Incorporated in UGANDA)



Associated Companies :

**Madhvani Industries Limited.**
**Madhvaninagar Sugar Works Limited.**
**Muljibhai Madhvani Investment Corporation Ltd.**



## Registered Office at JINJA

P. O. Box 54, JINJA (Uganda) B. E. A.
Cable & Telegraphic Address: "MERCHANDISE"



Having Sugar Factory, Sweet Factory, Oil Mill, Soap Factory and Refinery and Hydrogenation Plant at Madhvaninagar. Also Oil Mill and Soap Factory at Pilitok, Ginneries at Bubinga, Madhvaninagar, Pilitok. Tea plantations at Nakigalala and Kansiri Estates on Entebba Road and at Mwera on Mityana Road.



**Enquire for our following well-known Products**

Sugar, Sugar Candy, Sweets, Jaggery, Golden Syrup, Simsim Oil, Groundnut Oil, Cottonseed Oil, Refined Oils, Margarine Vegetable Ghee. B. P. Standard Castor Oil, Shea-nut-butter and relative Oilcakes, Washing and Toilet Soaps, Maize flour and other local produe, etc etc.



**Agency Department**

We have excellent business connection with first class concerns of British East Africa and adjoining territories therefore we enjoy a unique position to represent Overseas Manufacturers to push sale of their products Overseas firms interested in appointing agents in British East Africa, for sale of their products are requested to communicate with us stating full particulars.

આર્ટપ્લેટ તથા મુદ્ર · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

ઢગલાબંધ દિવાળી અંકોમાં વિશિષ્ટ સ્થાન જમાવી ચૂકેલો
ગુજરાતી સામયિકોમાં અનોખી ભાત પાડતો
વર્તમાનપત્રો-વિવેચકોએ મુક્તકંઠે પ્રસંશેલો

# દીપોત્સવી અંક એટલે

તંત્રી
ઈશ્વરલાલ મો. દવે



સંપાદક
જયન્ત પરમાર

★ ગુજરાતના અગ્રગણ્ય લેખકો
★ ૨૩૦ ઉપરાંત પાનાં
★ ત્રિરંગી સુંદર ચિત્રો
★ આકર્ષક ઉઠાવ અને તસ્વીરો



આવો સમૃદ્ધ હોવા છતાં
છૂટક કિંમત : ફક્ત અઢી રૂપિયા : : વિદેશમાં પાંચ શિલિંગ

આપ ગ્રાહક ન હો તો આજે જ આ ખાસ દીપોત્સવી અંક મેળવવા વાર્ષિક ગ્રાહક થઇ જજો.

વાર્ષિક લવાજમ : સાડાસાત રૂપિયા : વિદેશમાં શિ. પંદર

આજે જ લવાજમ મોકલો :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ** ગાંધીરોડ-પો. ઑ. નં. ૭૩ ફર્નાન્ડીઝ બ્રીજ **અમદાવાદ**

અંક ૯ : ડિસે૦ '૫૪
સળંગ અંક : ૨૯૭
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯
સાહિત્ય રેડતું સામાયિક

ક્ર મ



સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપીયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના । વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ**
ફુર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈંદિરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફુર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# ત્રણ પાંદડાં !

રઘુ નાયક, જીવનના છેલ્લા દિવસો પસાર કરી રહ્યો હતો. આજ મરે કે કાલ એમ એની ઘડીઓ ગણાઈ રહી હતી. એની નજર સમક્ષ એનું આખું જીવન ચિત્રપટની માફક વહી રહ્યું હતું. પોતે જુવાન હતો. વિધવા મા એ વખતે જીવતી હતી. પોતે કંઈ ભણ્યો ન હતો. માના દિલમાં એ વાતની એક અખંડ નિરાશા દેખાતી હતી. પોતે એ જોઈ ને અત્યંત ખિન્ન થઈ ગયો હતો. નાનપણથી વરણાગી જેવો હતો. ગમે ત્યાં ભવાઈ હોય તો જોવા પહોંચી જતો. ભવાઈ જોવા માટે સાત સાત ગાઉ સુધી જવું એ એને મન રમત જેવું હતું.

એ પણ દિવસો હતા, અને આજે આ પણ દિવસ હતો, જ્યારે પથારીમાં પોતાનો હાથ ઊંચકતાં પોતે થાકી જતો હતો !

પાછળથી પોતે ભવાઈમાં જ જોડાઈ ગયો. નામના કાઢી. એનો પુરબિયાનો વેષ ગામેગામ વખણાઈ ગયો. જેમ એ સાત સાત ગાઉ કાપીને ભવાઈ જોવા જતો, તેમ હવે એને જોવા માટે સાત સાત ગાઉથી ગામડાના જુવાનો આવતા ! પુરબિયાના એના વેષમાં એને નજર લાગી ન જાય, માટે તો એની રમત શરૂ થતાં જ, એને મંત્રેલું લીંબુ આપી દેવાતું હતું. એવો એનો રૂપભર્યો ઠાઠ રહેતો !

પોતાની કીર્તિ સાંભળીને અને પોતાને ખાતોપીતો જોઈ ને મા ગઈ, એ વાતનું સંતોષભર્યું સ્મિત આશ્વાસન, અત્યારે આ છેલ્લી ઘડીઓમાં પણ, રઘુ નાયકની આંખમાં દેખાતું હતું ! મા ગઈ પણ એની કીર્તિ ટોચે ચઢ્યા પછી, એ વાતની હુંફાળી, રઘુનાથના દિલમાં અત્યારે પણ બેઠી હતી. અને એની અશક્ત વાણીમાંથી અવારનવાર ટપકી પડતી હતી !

તંત્રી : [illegible] મો. દવે • સંપાદક : જયંત પરમાર

રઘુ નાયક જીવન જીવી ગયો હતો. પણ હજી એને થોડુંક જીવવું હતું. જીવવું પડે તેમ હતું. કોઈ હરીફ મંડળીએ એના પુરબિયાના વેષને પડકાર આપ્યો હતો. એ હરીફ મંડળી પાસે પુરબિયાનો વેષ ભજવનારો ન ભૂતો ન ભવિષ્યતિ, એવો હતો. એ મંડળીનો એ દાવો હતો. સાચો કે ખોટો એનો નિર્ણય સાત સાત ગામના લોક ભેગા થઈને કરવાના હતા. એ દિવસે રઘુનાથને, પોતાનો, હવે તો ઘણા વખતથી છોડી દીધેલો, પુરબિયાનો અસલી વેષ ભજવવાનું કહેણ મળ્યું હતું અને આંહી એ પોતાના દિવસો ગણી રહ્યો હતો.

પોતાના આ નાનકડા ગામડામાં એ નિવૃત્ત જીવન ગાળી રહ્યો હતો. નાનકડા ફળીમાં પોતે ખાટલો ઢાળીને બેસતો. ચા પાણી પીતો. છોકરાં કોઈ આવે તો એમને વાતો કહેતો. એને પોતાને કાંઈ સંતાન હતું નહિ. એની વઢકણી વહુ, એ જીવે કે મરે એને માટે બહુ દરકાર કરે તેવી પણ હતી નહિ. માત્ર રઘુ નાયકને હજી દિલમાં આ એક આશા હતી, આકાંક્ષા હતી, કે મારા વેષની કીર્તિ મારા જીવનની છેલ્લી ઘડી સુધી ટકી રહે તો બસ!

આજે રહી રહીને છેલ્લી ઘડીએ જ કોઈ ઉછાંછળા જુવાનોની મંડળીએ એના જીવન અમૃતના કુંભમાં એક વિષબિંદુ નાખ્યું હતું! સિંહ છેલ્લા શ્વાસે હતો અને શિયાળિયાં ત્યાં ટોળે મળ્યાં હતાં!

પોતે હવે જીવવાનો નથી, એવી ભયંકર નિરાશામાં રઘુ નાયક પોતાના નાનકડા ઘરમાં એક તરફ ખાટલામાં સૂતો હતો.

એ ખાટલામાં પડ્યો પડ્યો ઘરની ચારે બાજુ જોઈ રહ્યો હતો. કીર્તિની ટોચને વરેલી કેટલીયે નિશાનીઓ ત્યાં હતી. રઘુ નાયક એ તરફ જોઈ રહ્યો હતો!

અચાનક એની દૃષ્ટિ બારીની બહાર ગઈ પોતે ક્યાંક દૂર દૂરથી એક વેલીનાં બીજ લાવ્યો હતો. તેને પોતે જ આ બારીની સામે રોપી હતી. પંદર દિવસ પહેલાં લાખો ફૂલોથી મઘમઘી રહેલી એ વેલી, અત્યારે એક પણ ફૂલ વિનાની બની ગઈ હતી. એ ફૂલવેલની એ ખૂબી હતી. ખીલે ત્યારે ગગનના તારા જેટલાં ફૂલો ખીલે, અને એ ખરી જાય પછી જાણે એક નિર્જીવ રસહીન સાંઠીકડાનું માળખું ત્યાં ઊભું રહે! એ ફૂલવેલીમાં ફૂલો જ ફૂલો જોવાતાં. એમાં પાંદડું ભાગ્યે જ દેખાતું. ફૂલોની વચ્ચે ડોકિયાં કરતાં નાનાં શિશુ જેવાં કોઈક વખત એ દેખાઈ જતાં, બાકી આખી વેલ પાંદડા વિનાની સામાન્ય રીતે ઊભી રહેતી!

પણ આજે અચાનક એ ફૂલવેલીનાં પાંદડાં રઘુ નાયકની દૃષ્ટિએ પડી ગયાં. એણે ફરી ફરીને ઉત્સુકતાથી એ જોયાં ત્રણ ચાર સુંદર પાંદડાં ત્યાં હતાં. હતાં તો ત્રણ કે ચાર જ, પણ આખી વેલીને જાણે રૂપથી એ મઢી રહ્યાં હતાં.

રઘુ નાયક પોતાની આ વેલીને જોઈ રહ્યો અને અચાનક એના મનમાં કોણ જાણે ક્યાંથી એક વિચાર આવી પડ્યો.

મારી જીવનવેલીને પણ, લાગે છે કે, ત્રણ ચાર જ દિવસો બાકી હશે?



અને એ વિચાર સાથે જ એક બીજો વિચાર પણ એને આવ્યો. આ પાંદડાં ખરી જશે, અને મારું જીવન પણ પૂરું થશે! જીવન માટે હવે ત્રણ કે ચાર જ દિવસ રહ્યા લાગે છે!

રઘુ નાયક, એ આશા નિરાશાની પગદંડીએ, ક્યારે તંદ્રાનિદ્રામાં પડી ગયો તેનું તેને ધ્યાન જ રહ્યું નહિ.

પણ બીજે દિવસે એ જાગ્યો અને એની દૃષ્ટિ અચાનક જ બારી તરફ ગઈ. આશ્ચર્યોનું આશ્ચર્ય રાતમાં થઈ ગયું હોય તેમ એ વેલી તરફ જોઈ જ રહ્યો.

એક પાંદડું રાતમાં ખરી પડ્યું!

રઘુ નાયકનું દિલ દિલમાં બેસી ગયું. એના મનમાં હવે ચોક્કસ થઈ ગયું કે પાંદડાં ખરી જશે ને એ જ દિવસે એ ચાલી નીકળશે!

બીજે દિવસે તો વહેલી સવારે હજી અજવાળું થયું ન થયું ત્યાં એણે બારી ઉઘડાવી. પેલી વેલી તરફ એક ઉતાવળી નજર નાખી. જુએ છે, તો એક બીજું પાંદડું પણ રાતમાં ખરી ગયું હતું.

આખી શુષ્ક વેલીમાં કેવળ બે પાંદડાં દેખાતાં હતાં!

એની હિમ્મત છૂટી ગઈ. એને થયું કે એ હવે આ દુનિયામાં એક જ દિવસ છે. કાલે છેલ્લો દિવસ છે!

તે દિવસે તો એની તબિયતે પણ ઉથલો માર્યો. સૌ આસપાસનાંને લાગ્યું કે નાયક તો હમણાં ઉપડી જશે!

પણ તાત્કાલિક ઉપચારથી એ બચી ગયો. પણ એનું મન તો જાણે મૃત્યુશય્યાની પાંગતે બેઠું હતું!

એક વધુ દિવસ, એક વધુ પાંદડું ખરી ગયું હતું!

હવે તો એક જ દિવસ, એને જીવવાનો હતો. વળી સાંજ પડી. રાત્રિ આવી. એ તંદ્રાનિદ્રામાં પડી ગયો. દિવસ થયો, અજવાળું પાછું આવ્યું, તે જાગ્યો, પણ તેના મનની વ્યગ્રતાનો પાર ન હતો. તેને લાગતું હતું, આજે એણે જવાનું છે!

પેલું પાંદડું ખરી ગયું હશે. અને એને વિદાય લેવાની ઘડી, ઘડી પછી જ આવશે!

એણે ઉતાવળે ઉતાવળે બારી ઉઘડાવી. પ્રકાશ અંદર આવ્યો. એણે બહાર દૃષ્ટિ કરી. એના મનને વ્યગ્રતા ભરેલી ખાતરી હતી કે હવે ત્યાં પાંદડું નહિ હોય ને સાંજ પહેલાં એ પોતે પણ નહિ હોય!

પણ આશ્ચર્યોનું આશ્ચર્ય બન્યું હતું. એ એક છેલ્લું પાંદડું ત્યાં હવામાં ખુશનુમા મિજાજથી લહેરાતું હતું. આનંદથી પવન સાથે વાતો કરતું હતું સૂરજ કિરણને જોવા માટે ઉત્સુક જણાતું હતું, છેલ્લું એક પાંદડું ત્યાં હતું એ ખર્યું ન હતું!

અને રઘુ નાયક ઉત્સાહથી પોતે પોતાને બોલાવી રહ્યો હતો: 'નાયક! તું બચી ગયો, તું બચી ગયો! તું જીવી ગયો. તું જીવતો રહ્યો. તું તારા વેષની આબરૂ જાળવવા જીવી ગયો!' અને એની તબિયત તે દિવસે તો આખો દિવસ સારી રહી.








### પ્રધાનો ભલે નિસરણી ઊતરે

વ્યક્તિઓ ઈરાદાપૂર્વક ખસી જઈ બીજાને કામ સોંપે એ બાબતની આ દેશમાં નવાઈ નથી, પછી વ્યક્તિ ગમે તેવી મહાન હોય અને એવું કામ ગમે તેવું અઘરું હોય. નેહરુ પોતે કેટલીક પ્રવૃત્તિઓ ઓછી કરવા ઇચ્છે એ વધાવી લેવા જેવી વાત છે.

નેહરુ પ્રવૃત્તિઓ છોડી સંન્યાસ લેતા નથી એટલે આપણે એમને પ્રેસીડન્ટ બનાવી શકીએ. બહુ સારી રીતે નેહરુ એ પદ શોભાવશે અને દેશના રોજબરોજના કારોબાર ઉપર એ સીધી નજર રાખી શકશે. હાલના જાત્રાળુ રાષ્ટ્રપતિની જગ્યાએ નેહરુ આવે તો એ પદની ગણના અને પ્રતિષ્ઠા પણ વધશે.

નેહરુ જાય ને દેશમાં વિખવાદ શરૂ થાય એ ભય હોવા છતાં એમને પકડી રાખવામાં અન્યાય પણ છે ને અહિત પણ છે કોઈને ય અનિવાર્ય ગણી લેવા એ ખ્યાલ લઘુગ્રંથિનો છે. એક હાથમાં સત્તા લાંબો વખત રહે એ ઇચ્છવા જેવું નથી. અને સૌથી મહત્વનો મુદ્દો તો રાજસત્તા ધારણ કરેલાઓ માટે એક ખુલ્લો સરસ ચીલો પાડવાનો છે—પાછા સામાન્ય નગરજનો બનવાનો. નિસરણી ઉતરવાનો ખ્યાલ રહેશે તો ઘણા પ્રધાનોની રીતભાત બદલાશે અને દેશને એકંદરે ફાયદો થશે કારણ કે જાણકાર માણસો પ્રજાજનોની સાથે રહી અસરકારક રીતે અવાજ ઉઠાવશે

### વટાળનું આળ

ખ્રિસ્તી મીશનરીઓની ધર્મ પલટાની મર્યાદિત પ્રવૃત્તિથી હજુયે ઘણા જણ ભડકેલા રહે છે એ નવાઈભર્યું છે. એક તો હિંદુ ધર્મે પોતાના સંસ્કારો ફેલાવવા માટે કશી પ્રવૃત્તિ કરવી નહિ, આદિવાસીઓ આગળ વહેમી ભૂવા ને રખડતા જોગીઓને જ મોક-

---

બીજે દિવસે પ્રભાતે એ જ પ્રમાણે એણે ત્યાં ઉતાવળી દૃષ્ટિ કરી.

એ પાંદડું તો ત્યાં ખુશનુમા હવામાં લહેરાતું હતું, પણ એક બીજું નાનું પાંદડું પણ પડખે ડોકિયા કરતું હતું. અને એ આનંદમાં હસી પડ્યો પોને જીવી ગયો હતો!

પણ હજી એનો એ આનંદ શમી જાય તે પહેલાં, એક કોઈક માણસ તેના ઘરમાં આવતો દેખાયો તે આવીને ત્યાં ઊભો ન ઊભો, એવું એને પૂરો ઓળખ્યો ન ઓળખ્યો, ત્યાં એ ઉત્સાહથી બોલી ગયો : 'નાયક! પેલી મંડળીનો જુવાન પુરબિયા વેષવાળો, તમારી પહેલાં ચાલી નીકળ્યો છે!'

નાયકથી એક શોક ઉદ્ગાર નીકળી ગયો :- 'હેં! અરે! ત્યારે તો એ વેષનો કીર્તિધ્વજ હવે તૂટી પડ્યો!'

—અને નાયકની આંખમાંથી હવે આંસુ વહી રહ્યાં!

---

• શ્રી 'ધૂમકેતુ'ના પ્રગટ થનાર નવા નવલિકાસંગ્રહ વનકુંજમાંથી





લવા, ન તો કોઈ એમની વચ્ચે સારું મંદિર બાંધવું કે ન તો સારા સાધુઓ મોકલવા અને બીજી તરફ ખ્રિસ્તીઓ સેવાભાવથી એમની પાસે જાય, એમનામાં જ્ઞાન અને માણસાઈ લાવે, એમની સારવાર કરે એમના વહેમો કાઢે, એમની ટેવો સુધારે તો એમને 'વટાળ પ્રવૃત્તિ' માટે વખોડવા એ સાવ બેહુદું છે.

દેશ પરદેશમાં હિંદુઓ વસે છે પણ એમણે ધર્મની ઝાઝી ફીકર કરી નથી. એમની નજર સામે મસ્જીદો ઊભી થઈ છે. મુસ્લીમોએ સામાજિક સંબંધો વડે મૂળ વતનીઓ સાથે કામ લીધું છે. હિંદુઓ અતડાપણું રાખે અને એમના સાધુઓ વતનના શહેરમાં મોટાં મંદિરો બાંધે કે શ્રીમંતોને પંપાળવાનો શોખ કેળવે પછી મીશનરીઓને સત્તાબળે રોકવા એમાં જરાયે શાણપણ નથી.

હજીએ સમય છે ખ્રિસ્તી મીશનરીઓની ઢબે આપણાં મંદિરો નવેસરથી રચના કરે ને અંધારા સીમાડાઓમાં જઈ તેઓ કામ ખોળે તો વટાળ પ્રવૃત્તિથી ડરવાનું નહિ રહે.

### ધર્મ અને પ્રવૃત્તિ

વેદપાઠશાળા અને ગૌશાળાથી આકર્ષણ જમાવતા કેટલાક સાધુઓના અખાડાની માફક શહેરોમાં ઈસ્પિતાલ અને સ્કૂલ ચલાવવાનો ધખારો પણ ધાર્મિક સંસ્થાઓ રાખે તેને હવે આપણે એક દુષણ ગણવું જોઈએ. ત્યાગી અને જ્ઞાની સાધુઓને ધર્મપ્રચારનું મુખ્ય કામ હોય, એમને ઈસ્પિતાલ કે સ્કૂલો ચલાવવા બેસાડી દેવામાં મૂળ કામને ધોકો પહોંચે છે, નવા કામનો દેખાવ કરવાની ટેવ પડતી જાય છે, અને આવી જંજાળો આગળ ધરી એ માટે પ્રજાની મદદ પામવાનો સમય આવે છે ત્યારે એમને પણ માનહાનિ જેવું લાગે છે.

દવાખાનાં ને સ્કૂલો હવે સરકારની મરજી ઉપર છોડી દઈએ. લોક કલ્યાણ એ રાજ્યે સ્વીકારેલો બોજો છે, બીજાને પુણ્ય ખાતર ઉઠાવવાની જરૂર નથી. જેમાં નવો અખતરો નથી, જેમાં પ્રમાણિક મતભેદ નથી, જેમાં જિજ્ઞાસુ સંશોધન નથી તે ધર્મના આશ્રયે પણ જુદી પ્રવૃત્તિ શાથી ચલાવે?

ધાર્મિક ઝોક આવ્યા સિવાય સેવા ત્યાગ નિષ્ઠા અને પ્રેમ રાખનારા કાર્યકરોની કલ્પના આપણાથી અજાણી નથી. લોકોમાં આ મૂલ્યોને કાયમ કરવાં હોય ને એની પ્રતિષ્ઠા વધારવી હોય તો રાજકારણથી એમને છૂટા રાખવા જોઈએ. રચનાત્મક કાર્યકરોથી એ ના બની શકે તો આપણે અલિપ્ત ને તટસ્થ એવા નમ્ર સજ્જનોના સેવાસંઘની વાંછના કરીશું. બને ત્યાં સુધી ધર્મ એ વ્યક્તિની સાધના રહે અને સમાજની પ્રવૃત્તિને ગૌણ બનાવવી એ તો ખોટનો સોદો થાય.

રચનાત્મક કે ભૂદાન કાર્યકરો જેમ રાજસત્તા સાથે ઓથની આપલે કરે છે તેમ મંદિરોવાળા શ્રીમંતો સાથે આત્મીય રહ્યા છે. મંદિરોમાં મિલ્કતો અને વૈભવ છે ત્યાંસુધી આપણી ધાર્મિક સંસ્થાઓ ઉપલા થરના સંપર્કમાં રહેશે એ સ્વાભાવિક છે. જ્ઞાનની ચર્ચાઓનો વૈભવ ઉપલો વર્ગ જ માણી રહ્યો છે અને તે પણ લોભ અને ભયની દિવાલો વચ્ચે પુરાઈ જઈને. એટલે આ સંસ્થાઓને આપણે હવે ધંધાદારી તરીકે ઓળખવી જોઈએ અને એમનાં જ્ઞાન ત્યાગ કે રંગને એટલું જ મહત્વ આપવું જોઈએ.

ઔષધાલય, ગૌશાળા, સંસ્કૃતની પાઠશાળા—આવી આકર્ષક પ્રવૃત્તિઓથી ધાર્મિક સંસ્થાઓ જોર વધારવા ઇચ્છે તે બનવાજોગ છે, એક કાળે આપણે એવી ઇચ્છા પણ કરી હતી પણ આવી નહેરો વાટે ધર્મ પ્રવર્તનનું મુખ્ય કામ રખડી પડે તે જરાયે ઇચ્છવા જેવું નથી. એ માટે તો નાનું મંદિર ને સાદો સાધુ જ જરૂરી છે. તાલીમ પામેલો, લોકસમુદાયમાં ભળતો, મિલ્કતો કે ફંડો એકઠાં કરવાથી દૂર રહેતો, સૌને સહાયક બનનારો ને લોકપ્રિય બન્યા છતાં પોતાનું માન જાળવનારો સાધુ આપણે આવકારીશું.

આ રીતે જોતાં મંદિરોની મહેલાતો એમનું ઐશ્વર્ય,





એમના મંડળેશ્વરો, એમની ભપકાવાળી કથાઓ, એવું બધુ આજના ચોકઠામાં બંધબેસતું નથી, અનિચ્છનીય બની જાય છે.

### સામાજિક કાર્ય ને સરકારી આશ્રય

સામાજિક કાર્યકરો ભેગા મળે ત્યારે રાજસત્તા ઉપર મોખરે બેઠેલા મુરબ્બીઓની સલાહ લે એ પ્રથા સામે પોકાર થવો જોઈએ. નહીં તો એમની પાસે વારંવાર 'કાયદો અને સરકાર' સાંભળવા મળશે, સામાજિક કાર્યકરોની શક્તિ અને કૈંક છૂટવાની વૃત્તિ દબાઈ જશે, અને ધીરે ધીરે છાપામાં શોભે એવા દારૂનિષેધ કે મંદિરપ્રવેશ જેવા ઉલ્લેખો આગળ આવીને વાતો અટકી જશે.

સરકારના મોવડીઓને શાણી સુફિયાણી વાતો કરવાની આદત પડી જાય છે. એમના મોંથી જે વાણી નીકળે છે તેને બીજી બાજુ હોતી નથી. એકની એક ઢબે તેઓ બધી સભાઓમાં ઉદ્‌બોધન કરે છે. વિરોધ સહન થતો નથી. અને એમની હાજરીથી દબદબો વધી જાય છે, કાર્યકરો અંજાઈ જાય છે.

સાધારણ રીતે આપણા રિવાજોમાં પરિવર્તન થતું આવ્યું છે તેમાં વાતાવરણની અસર વધારે હોય છે. કેળવણી, આંદોલનો, બહારની દુનિયા સાથેનો સંપર્ક વગેરેની અસર પણ હોય છે. આ અસર પારખવામાં તેનો પ્રચાર કરવામાં અને લોકોને વિશ્વાસમાં લેવાનું કામ સામાજિક કાર્યકરનું છે. એણે કાયદાનો ઓછામાં ઓછો આધાર લેવો જોઈએ. જાહેર મતથી દઢ સ્વીકારાયેલી બાબતોને કાયદાનું સ્વરૂપ અપાય અથવા કોઈ ઉગ્ર દોષને ડામવો પડે તે જુદી વાત છે. પણ પ્રજા જેનો જાતે વિચાર કરી શકે, ઉપાય કરી શકે તેવી બાબતોમાં કાયદો ઘૂસે તો તેને રોકવો જોઈએ. આપણી જ સરકાર હોય તો યે એનો આધાર કે અમલ વધે તે ઇચ્છવા જેવું નથી. અને ખાસ કરીને કોઈ પણ જાહેર પ્રવૃત્તિ કોંગ્રેસ કે રાજસત્તાના મોવડી વિના ચાલી ના શકે એ સ્થિતિ ગંભીર લેખાવી જોઈએ.

અક્ષરજ્ઞાન, આભડછેટ, ગૃહઉદ્યોગ, દારૂનિષેધ, આદિવાસીઓ વગેરે કેટલાક પ્રશ્નો માટે અર્ધ-સરકારી ઢબે મંડળો ચાલે છે, એમને 'સામાજિક' શા માટે ગણીશું? સ્ત્રીઓને બાળકોને કે અશક્તોને અન્યાય ના થાય, એમના તરફ સહાનુભુતિ વધે, એમને માનથી જોવાય, એમનું હિત જળવાય, પ્રસંગ પડે રાહત અને સહાય મળે તે સામાજિક કાર્ય ગણવું રહ્યું. ખાસ કરીને તો નાના નાના સમુદાયોમાં પ્રવર્તી રહેલા ભૂંડા રિવાજો કાઢવા રહ્યા, સારા ધોરણે નવા ને સરખા રિવાજો સ્થાપવા રહ્યા, ને આ રીતે સમાજમાં એકતા સમાનતા બંધુતા લાવવાં રહ્યાં, સાદાઈ ને પ્રેમની પ્રતિષ્ઠા કરવી રહી.

### લેખક અને લખપતિ વ્યુહ

'નચિકેતા'માં બતાવ્યું છે કે ગુજરાતીઓ સારા વાચન તરફ વૃત્તિ રાખતા થયા છે. આ હકીકતથી ગુજરાતના લેખકો રાજી થયા ને માસિકોના સંચાલકો હૂંફ મેળવે. આમ તો આપણે ઠેરઠેરથી ફરિયાદો જ સાંભળતા આવ્યા છીએ કે કદર નથી. હવે અભિરૂચિ થયાનો સૂરજ ઊગે તો હરખાવું જોઈએ.

પણ આવા જ ટાણે, ઘડીના છઠ્ઠા ભાગમાં પાંચ આનાના પ્રવેશપત્રથી લખપતિ કરી આપનારી શબ્દ-હરીફાઈઓમાં આપણા લેખકો ટેકો આપે ત્યારે અરેરાટી વછૂટે છે. શું લેખનકાર્યથી મેળવેલી કીર્તિને આવી રીતે તેઓ વટાવશે?

ગુજરાતના કેટલાક લેખકો પુસ્તક પ્રકાશનમાં ઢગલો કરી દઈ રળી લેવા માગે છે, પણ એ દરગુજર થાય એવી વાત છે. થોડું ઉમદા લખ્યું તો સાથે કેટલુંક 'વજન' પણ લખ્યું હશે, ભલે એમ કર્યું. વિવેચકો ચાળણી કરીને 'વજન' હલકું કરી આપશે. એવું ના કર્યું હોત તો કદાચ વધારે ઉમદા સાહિત્ય તેઓ આપી પણ ના શકત, એમ માનો ને.

પણ પોતાના લેખનમાં હલકી સપાટી ના આવે તેની કાળજી રાખનારા ગુજરાતના ગરવા લેખકો લખ-

પતિઓના વ્યુહ ગોઠવવામાં સાથ આપે તે સહુને જાય એવું નથી. કોઈ તો એમને વારે? લેખક મિલન ને સાહિત્યસભા શું આનો વિચાર નહિ જ કરે?

### સંસ્કારચિત્રોની સરકારી પ્રશંસા

સાને ગુરુજીનું 'શ્યામચી આઈ' અને દેવકી બોઝના 'ચૈતન્ય મહાપ્રભુ'ની પ્રશંસા કરી સરકારે સારો ચીલો પાડ્યો છે. આથી લોકોની સુરૂચિ કેળવાશે અને ફિલ્મ બનાવનારાઓને માર્ગદર્શન મળશે. હિંદી સંસ્કૃતિ આવાં ચિત્રોથી આદર પામશે એમાં શક નથી.

આ પ્રસંગે યોજાયલા સરકારી સમારંભમાં સંસ્કારવાળી છાપ ઊઠી ન હતી એ દુઃખદ ગણાય. કહે છે કે પ્રશંસા પામેલામાંથી એક ભાઈએ નશામાં આવી જઈ પોતાનું છીછરું પ્રદર્શન કર્યું એ વાત જો સાચી હોય તો સંસ્કારચિત્રોના સમારંભમાં કાળજી લેવી જોઈએ. પછાત રહી ગયેલા ચિત્રઉદ્યોગને સારી પ્રેરણા મળે એવો સમારંભ યોજાય એમ આપણે ઇચ્છીશું. પસંદ પામેલાં ચિત્રોને પુરસ્કાર અને બીજી રાહતો આપવાની પદ્ધતિ આવકારવા જેવી છે.

દેખાઈ આવે છે કે મરાઠી, બંગાળી જેવાં સાહિત્યો ખીલેલાં છે જ્યારે હિંદી સાહિત્યમાં જોઈએ તેવું ખેડાણ થયું નથી. પ્રાંતીય ભાષાઓની કદર કર્યા વિના છૂટકો નથી એ વાતનો હવે સ્વીકાર થઈ ગયો લાગે છે.

### ઘર ઘરનો ઉત્સવ

દિવાળીના તહેવારોમાં ઘર ઘર દીવા થાય એ સહુને ગમતી વાત છે, પણ ધડાધડ ફટાકડા ફૂટે તે બધાને ગમતું નથી એ નવાઈ જેવું છે. કહે છે કે બહુ મોડી રાત સુધીના કે વહેલી સવારના ભારે ધડાકાથી કેટલાક લોકો પરેશાન થાય છે અને તેઓ ઉપાય તરીકે પોલીસનો ડંડો ચલાવવાની વાતો કરે છે ત્યારે એમની દયા આવે છે.

શું કરીએ, કેટલાક માણસો સુગાળવા નરમ જ્ઞાનતંતુઓવાળા અને અકાળે વૃદ્ધ-નીરસ થઈ ગયા હોય છે. બાકી હોળી દિવાળી જેવા તહેવારોમાં ભાગ લેવાનું કોને મન ના થાય? પોતે સાથ ન આપી શકે તો એનો વિરોધ ના થઈ શકે એટલું તો એમણે સમજવું જોઈએ. આ તહેવારોમાં મુસલમાન અને પારસીઓનાં બાળકો પણ ફટાકડા તો ફોડે છે. પણ દિવાળી મનાવતા નથી એમણે પણ હવે સંકોચ છોડી દઈ હોળી દિવાળીને આ ભૂમિના લાક્ષણિક તહેવારો ગણી અપનાવવા જોઈએ.

સંકટો આવે છે એટલે શોક જાહેર કરવા દિવાળીનું મોં બંધ કરવાની વાતો થાય છે એમાં ભૂલ છે. તેમજ ફટાકડા કે દીવાનું ખર્ચ ઘણું થાય છે એમ ગણી એના ઉપર કાપ મૂકવાની વાતો માટે હજુ ઘણી વાર છે. આ તહેવારો શોક દૂર કરનારા ને સંકટોનો ભાર હળવા કરનારા છે, પ્રજાના ઉત્સાહને નવપલ્લવિત કરનારા છે. લોકોના ઘર ઘરના આનંદને રોકવાની કે અંકુશમાં રાખવાની હિમાયત ના જ થઈ શકે.



**પ્રવાત**

## ઘેલું

**મને ઘેલું લાગ્યું તવ સકલ એ પંથ પેખું**
**રહું પેખન્તો ત્યાં નવ ક્વચિત થાકુંય જરાયે**
**તને પેખી પેખી સતત મુજ ઝંખન વધારું**
**વધે તોયે તેની સબળતમ ઝંખા સદાયે.**





શશી શહાણે

# બે આંધળા ભિખારી !

ભિખારીઓની મોટામાં મોટી વસ્તી ધરાવતો આપણો દેશ કેટલાયને સાવ બેઠાખાઉ અને દિલદગડા બનાવી રહ્યો છે. શ્રદ્ધાને નામે આળસને આપણે પોષી રહ્યા છીએ. આપણી આ રાષ્ટ્રવ્યાપી નબળાઈ હડસેલવા માટે આપણામાં આવવી જોઈતી જાગૃતિ હજુ પણ અંધશ્રદ્ધામાં જ ઢંકાઈ રહી છે એ ખેદજનક છે. પણ ભીખ માગવાને બહાને એ જ ભિખારીઓ કેવી કેવી જમાત પોષે છે !........

ભિખારીઓની એ હાર હતી, તેમાં કોઈ લૂલું, લંગડું, આંધળું, અપંગ, ચીંથરેહાલ કે રક્તપીતથી પીડાતું હતું. લોકોની અવરજવર સાવ નહિવત થઈ પડી હતી એટલે બધાં પોતપોતાની વાતોએ વળગ્યાં હતાં: એક પઠ્ઠા જેવો જણાતો ચીંથરેહાલ ભિખારી એના જ જેવા છતાં આંધળા ભિખારી પાસે જઈને કહેવા લાગ્યો :

'કેમ દોસ્ત, હમણાં ક્યાં હતો ?'

આંધળો હોવાથી અવાજ પરથી જ ઓળખનાર એ આંધળાએ જવાબ વાળ્યો : 'ગઈ કાલે જ મુંબઈથી આવ્યો. તું હજી અહીં જ છે ?'

'હા, અહીં શું દુઃખ છે તે અહીંથી જવાનું મન થાય ! જોને, હમણાં તો લહેર છે લહેર. હા, પણ મુંબઈમાં પેલા મારા ઉસ્તાદને તો મળ્યો જ હોઈશ. એનું કેમ ચાલે છે ?'

'કયો તારો ઉસ્તાદ ?'

'કેમ ભૂલી ગયો એને ? પેલો મસીદબંદર આસપાસ ફરતો રહે છે એ ? પહેલાં તો ખૂબ કમાતો. મારી કમાણી પણ બધી એ લઈ લેતો. હું તો એનાથી તંગ આવી ગયો એટલે એને છોડીને અહીં આવતો રહ્યો. એકવાર મને કહેવડાવેલું કે એ અહીં આવવાનો છે. મારી આવી સારી સ્થિતિ વિષે એણે સાંભળ્યું હશે ત્યારે જ ને ? અહીં આવશે તો તો મારી દશા જ થઈ સમજવી. સાંભળવા પ્રમાણે એ તો હવે સાવ બેહાલ થઈ ગયો છે, ખરી વાત ?'

આંધળાએ જરા મોં મલકાવતા કહ્યું : 'હા, હા. ઓળખ્યો. પેલો જરા શામળા રંગવાળો, અલમસ્ત શરીરવાળો, મોટી દાઢી અને લાંબા વાળવાળો જ ને ? ખાવા કાંઈ નથી મળતું તો ય શરીર તો હજુ એવું ને એવું અલમસ્ત છે કે રાતે જોયો હોય તો બીકના ફફડાટમાં જ મરી જવાય ! મને ઘણીયવાર એની ટોળીમાં આવવા કહેતો, પણ મને તો એ દીઠોય નહોતો ગમતો ને એની ટોળીમાં જવાનું શાનું ગમે ? મેં તો ચોખ્ખું સંભળાવી-દીધું કે ના ભઈ; એ વાત ખોટી. પછી એ મારી સાથે અહીં આવવા તૈયાર થયો ત્યારે ય મેં ધસીને ના પાડેલી.

'એમ ત્યારે, હજી સીંદરીનો વળ એમ ને એમ જ છે !'

'હા...વે. એની સાથે પેલી છકેલી છોકરી હતી એ ય બીજી ટોળીમાં હવે ભળી ગઈ છે એટલે એની આવક તો સાવ બંધ જેવી જ છે.'

'એ તો હવે અહીં આવી ગઈ છે.'

'અહીં કોની ટોળીમાં ? મને ભેગી કરાવીશ ? મારે એને મળવું છે.' કહેતો આંધળો ઉત્સુકતાથી જોઈ રહ્યો.

'હા, મારી જ ટોળીમાં છે. હમણાં આવવી જોઈએ. આજ તો ઠીક ઠીક માલપાણી છે, તું આજે અમારી સાથે જ મહેફીલમાં આવજે !' કહેતો એ ત્યાંથી દૂર થયો અને એની ખુલ્લી આંખોના ડોળા એવી વિચિત્ર રીતે ચડાવીને લાકડી ઠોકતો ચાલવા-લાગ્યો કે પેલા આંધળાની આંખ પણ એની આ બનાવટી આંધળી આંખો પાસે ફીકી લાગે !

એ રસ્તેથી પસાર થતો આ દૃશ્ય જોવામાં હું એટલો બધો મગ્ન થઈ ગયેલો કે એ જ ઢોંગી ભિખારીએ મારી પાસે આવીને હાથ ધર્યો ત્યારે ખિસ્સામાંથી એક આની કાઢીને મેં એના હાથમાં મૂકી દીધી !

બન્ને આંધળાઓએ મને પણ અંધ બનાવી દીધો !





ધૂમકેતુ

# મુસાફર !

બાળકમાંથી માણસ થાય છે. એ મોટો થાય છે એનો વાંધો નહિ. પણ એક નાના બાળકથી એ બહુ આગળ નથી વધતો હોતો. આપણા નવલિકા-સમ્રાટ અહીં બાળકની જિજ્ઞાસાવૃત્તિને, એના પ્રશ્નોને સંતોષ ન આપી શકનાર માણસને બાળક કરતાં પણ કેટલો અજ્ઞાની જાહેર કરે છે......

[નાનકડા સ્ટેશન ઉપર છુ છુ કરતી મોટી ગાડી આવીને ઊભી રહી છે. પાણીવાળા, રમકડાંવાળા, મિઠાઇવાળા પોતપોતાની જાહેરાત કરતાં ઉતાવળે ઉતાવળે હરતા ફરતા દેખાય છે સાંધાવાળો ઘડીકમાં લાલ ઝંડી વીંટી લેતો ને લીલી ઝંડી ઉઘાડતો; ને ઘડીકમાં લીલી ઝંડી વીંટીને લાલ ઉઘાડતો આમતેમ આંટા મારે છે. સ્ટેશન માસ્તર ને ગાર્ડ ને એક સિપાઇ બધા ત્યા આમતેમ ફરતા દેખાય છે. એક નાનકડું છ સાત વર્ષનું શિશુ નાની ચડ્ડી પહેરણ ને ટોપી પહેરીને હાથમાં પોતાના જેવી જ નાનકડી બગલથેલી ખભે નાખીને ત્યાં એક તરફ ઊભું ઊભું બધા ડબા નિહાળે છે. એક ડબામાંથી એક મુસાફર પોતાનું મોટું શરીર બારી બહાર રાખીને કાંઇક જોઇ રહ્યો છે. ત્યાં એ પહોંચે છે. વયના પ્રમાણમાં આ બાળક ઘણું જ આગળ પડતું લાગે છે. તે ડબા પાસે થોડી વાર ઊભું રહે છે. પેલા મુસાફરને જુએ છે. પછી સુંદર મધુર લાગે એવા અવાજે એને પૂછે છે.]

શિશુ : મુસાફરકાકા ! એ ઈ મુસાફરકાકા !

મુસાફર : ( મીઠાશથી ) કેમ ભાઈ ! તું કોણ છે ?

શિશુ : હું કોણ છું ? હું પણ તમને એ જ પૂછું છું તમે કોણ છો ?

મુસાફર : હું તો મુસાફર છું !

શિશુ : ને મારે મુસાફરી કરવી છે, કાકા ! પણ કોઈ સાથ દેતું નથી. સૌ કહે છે મુસાફરી મોટા જ કરી શકે. એમ કેમ હશે મુસાફરકાકા ?

મુસાફર : પણ તું કોણ છે ? ક્યાં રહે છે ? તારું નામ શું છે ? અહીં કેમ આવ્યો છે ?

શિશુ : તમે ઘણું ઘણું પૂછી નાખ્યું કાકા ! ને હું તો હજી, સૌ કહે છે, નાનો છું. મારું નામ હજી મને ક્યાં કોઈએ આપ્યું જ છે ? જે પૂછે તેને તો હું કહું છું કે હું મુસાફર છું ! અહીં હું ક્યાંથી આવ્યો એ વાત પણ મને કોઈ કહેતું નથી. ક્યાં જવાનું છે એ પણ મને કોઈ જણાવતું નથી. સૌ કહે છે કે આવી એક એક ગાડીમાં તું મુસાફરી કરતો આવ્યો છે. એટલે તો બહુ બહુ બહુ મન છે કે આવી જ ગાડીમાં હું મુસાફરી કરવા ઉપડી જાઉં. પણ કોઈ મને ગાડીમાં જવા દેતા નથી. સૌ કહે છે તું બહુ નાનો છે ! પણ હું શું ખરેખર નાનો છું મુસાફરકાકા ? તમે મારા જેવડા હતા ત્યારે જ મુસાફરીએ નીકળ્યા હશો નાં ?

મુસાફર : ( વહાલભર્યા આનંદથી ) અરે ! નાના શિશુ ? આંહીં તને કોણ મૂકી ગયું છે ? તારે ક્યાં જવું છે ?

શિશુ : હું તમને પૂછું છું કાકા ! આ છુક છુક ગાડીમાં તમે મને લઈ જશો ? મારે છુક છુક ગાડીમાં જવું છે. એનો અવાજ કેવો સરસ લાગે છે ! છુક છુક છુક ને છુક ! આ છુક છુક ક્યાં જતી હશે ?

મુસાફર : તારે ક્યાં જવું છે નાનકડા શિશુ ?

શિશુ : મારે ? મારે તો કાકા એક એવા દેશમાં જવું છે જ્યાં એક મોટો બગીચો હોય ને કેટલાય પાર વિનાનાં છોકરાં હોય—નાનાં નાનાં મારા જેવડાં હો—ને પાર વિનાની મા હોય ! કેટલી બધી બા ત્યાં બેઠી હોય ને કેટલાં બધાં નાનકડાં છોકરાં હોય ! આટલાં બધાં કાકા ! (શિશુ બે હાથ પહોળા કરીને સંખ્યા બતાવે છે) કેટલી બધી મા ને કેટલાં બધાં છોકરાં ! એવો કોઈ દેશ હશે કાકા ? તમે એ જોયો છે ? આ છુક છુકમાં તમે મને ત્યાં લઈ જશો ? મારે તો ત્યાં જવું છે કાકા ! પણ સૌ કહે છે તું





નાનો છું! પણ હવે હું ક્યાં નાનો છું કાકા? બાવાજી તો કે'છે હું એક બકરીનું દૂધ પી જાઉં છું!

મુસાફર: બાવાજી કોણ છે છોકરા? તારા એ શું થાય છે? તું ત્યાં રહે છે?

શિશુ: હા જુઓ પેલો સામો વડ દેખાય—જુઓને ત્યાં ધજા ફરકે—ત્યાં બાવાજી રહે છે. બાવાજી પાસે હું રહું છું. મારી પાસે બકરી રહે છે. બકરી પાસે એનું બચ્ચું રહે છે. એ બચ્ચા પાસે કૂતરી બેસે છે. એ રંગે કાળવી છે હો. ને કૂતરી પાસે એનું ગલુડિયું રહે છે! અમે કેટલાં બધાં પાસે પાસે રહીએ છીએ! તમે પણ મુસાફરકાકા! એમ જ રહો છો?

મુસાફર: ના ભાઈ! ના! અમે એમ કોણ જાણે ક્યારે રહીશું? પણ તું કહે તો ખરો, બાવાજી તારે શું થાય?

શિશુ: (લાડથી) બાવાજી વળી મારે શું થાય? બાવાજી, બાવાજીના બાવાજી થાય. બાવીજીના દોસ થાય. ગલુડિયાના એ રમાડનારા થાય. બકરીના દોનારા થાય. બાવાજી તો ઘણું થાય છે. મારા એ વાતો કહેનારા થાય છે!

મુસાફર: (હસે છે) અરે! છોકરા તું તો કેવું બોલે છે? આવું તને બોલતાં કોણ શીખવાડે છે? આવું રૂપાળું તું ક્યાંથી શીખી આવ્યો!

શિશુ: બોલતાં કોણ શીખવાડે કાકા? બધા તો એમ કહે છે કે હું હજી નાનો છું ને મને બોલતાં આવડતું નથી. આ પેલું મારું ભૂરું કુરકુરિયું ભણે છે કે હું હોઠમાંથી બોલું છું, એટલે તો એ મારા હોઠ સુધી પોતાનું મોં લાવે છે! એ એવું લુચ્ચું છે! તમારે જોવું છે? એને પણ છુક છુક ગાડી બહુ ગમે છે. પણ તમે મને કહ્યું તો નહિ, મને તમારી સાથે છુક છુક ગાડીમાં લઈ નહિ જાઓ!

મુસાફર: પણ તારે ત્યાં જઈને શું કરવું છે?

શિશુ: કેમ શું કરવું છે એમ કહો છો? બધા તો કહે છે કે ત્યાં માતાઓ ને બાળક હશે. ત્યાં રંગબેરંગી ફૂલબગીચો હશે. મારે ત્યાં જવું છે!

મુસાફર: (ગદ્ગદ) તારે ત્યાં કોને મળવું છે વહાલા શિશુ!

શિશુ: કેમ ત્યાં કહે છે ને મા હોય છે. મારે એની પાસેથી 'હેત' લેવા જવું છે! દરેક મા એ રાખતી હશે નાં?

મુસાફર: હેત લેવા જવું છે? અરે શિશુ! હેત તે ક્યાંય મળતાં હશે?

શિશુ: કેમ વળી બધા કહે છે ને માના જેવું કોઈ, હેત આપતું નથી. હું એ 'હેત' લેવા માટે આ છુક છુક ગાડીમાં જવા નીકળ્યો છું. પણ બધા કહે છે હું નાનો છું. હું મોટો ક્યારે થઈશ મુસાફર? તમે મોટા શી રીતે થયા? ક્યારે થયા? મોટા થવું હતું એટલે મોટા થયા કે નાના હતા માટે મોટા થયા? બાવાજી કહે છે નાનકડા રહેવામાં મજા છે. ને પોતે તો મોટી દાઢી રાખે છે! મારા જેવડી તો એમની દાઢી છે!

મુસાફર: પણ એ બાવાજી કોણ છે?

શિશુ: એ પાછી બાવાજીને ખબર નથી! મુસાફરકાકા! આ તો સંતાકૂકડીની રમત જેવું થાય છે. બાવાજીને ખબર નથી કે બાવાજી કોણ છે? પેલું કુરકુરિયું બોલતું નથી, પણ એ મારા હોઠ પાસે મોં લાવે છે. એને પણ જાણવું લાગે છે કે હું કોણ છું? તમને પૂછું છું કે તમે કોણ છો, તો તમને એ ખબર નથી. મને તો હું કોણ છું એમ કોઈ કહેતું નથી. પણ બાવાજી કહે છે, તારી મા એક દિવસ આવી જ ગાડીમાં આવી, અહીં તને મૂકી ગઈ, અને પછી ચાલી ગઈ!

મુસાફર: આ...હા...અરે! રે ભૂલકા! ત્યારે તો તું—તને કોઈક તજી ગયું. એ મા કેવી હશે?



દ. બા. કાલેલકર

# કાલનો આદર્શ : આજની ચિંતા

હિંદે આઝાદી હાંસલ કર્યાં પછી જે જે કરવાનું છે એ નથી કર્યું અને ગઈ કાલનો આદર્શ આજે ચિંતા બની બેઠી છે. મંગલ પ્રભાતમાંથી અનુવાદ કરીને મૂકેલા આ લેખમાં આપણને કાકાસાહેબ સમજાવે છે.........

એક વખત ગાંધીજીને કોઈએ પૂછ્યું: 'આપ ધર્મપરાયણ પુરુષ છો છતાં રાજકીય બાબતોમાં શા માટે પડો છો ?' તેમણે કહ્યું : 'ધર્મપરાયણ પુરુષની પહેલી ફરજ એ છે કે અધર્મની સામે યુદ્ધ કરે. આ યુગમાં અધર્મે રાજકીય સ્વાંગ સજ્યા છે. રાજદ્વારી ક્ષેત્રમાં ઘૂસીને અધર્મે જડ ઘાલી છે અને માનવ જાતને નીચે ખેંચી રહ્યો છે. તેથી આ યુગમાં ધર્મ-પરાયણ પુરુષની ફરજ છે કે તે રાજદ્વારી ક્ષેત્રમાં જઈને અધર્મને ઉખાડીને ફેંકી દેવાની કોશિષ કરે. માનવજાતની સેવા કરવાનું સૌથી મોટું ક્ષેત્ર એ જ છે.'

જ્યારે બીજા એક પ્રસંગ વેળાએ ગાંધીજીને બીજો પ્રશ્ન પૂછવામાં આવ્યો ત્યારે તેમણે કહેલું કે ભારત રાજકીય રીતે સ્વતંત્ર થશે ત્યારે જ માનવજાતિની સેવા કરી શકશે. આજે એના હાથપગ બંધાઈ ગયેલા છે. અને શ્વાસ રૂંધાઈ રહ્યો છે. આવી હાલતમાં ભારત માનવજાતિની કંઈપણ સેવા નહિ કરી શકે. એટલા માટે ગુલામ ભારતને પહેલાં મુક્ત કરવો જોઈએ તે પછી પોતાની બધી શક્તિ વાપરીને માનવજાતિની સેવા કરવાનું પોતાનું 'મિશન' પૂરું કરી શકશે. (આ બન્ને જવાબોમાં ગાંધીજીનાં વિચારો મેં મારી ભાષામાં મૂક્યાં છે.)

ગાંધીજીના પુણ્ય પ્રતાપે હવે ભારત સ્વતંત્ર થયો છે. અને દુનિયાની સેવા કરવાની તકો એક પછી એક તેની સામે આવી રહી છે: અને એ કામ ગાંધીજી પાસેથી પ્રેરણા મેળવીને પંડિત નેહરુ પૂરા ઉત્સાહ સાથે કરી પણ રહ્યા છે.

વિશ્વસેવા કરવા માટે યોગ્યતા પણ હોવી જોઈએ. હવે આપણે આપણા નસીબના માલિક બની ગયા છીએ. હવે આપણે આપણને સુધારી પણ શકીએ છીએ અને બગાડી પણ શકીએ છીએ. આપણને સુધારવા અને વિશ્વની સેવા કરવા માટે આપણે એક

---

શિશુ : હું પણ તમને એ જ પૂછું છું મુસાફર ! મા કેવી હશે? તમે એ દેશમાં જાઓ છો નાં જ્યાં બધી મા રહે છે? જ્યાં બધી બા જ બા રહે છે તો મને પણ ત્યાં લઈ ચાલોને મુસાફર ! ત્યાં મારી મા હશે !

મુસાફર : (ધીમે પણ ચિંતનભર્યા અવાજે) રે ભોળા શિશુ ! નાનકડા દોસ્ત ! હું તારી આ અવસ્થાને પામવાને કેટલો ઝંખુ છું !

શિશુ : (ઉતાવળે) તમારે પાછું નાનકડા થવું છે મુસાફરકાકા ? તો તો લ્યોને આ મારી થેલી તમે ઉપાડી લ્યો. તમારો ભાર મને સોંપી દ્યો.— ચાલો આપણે ઉતાવળ કરીએ કાકા ! નહિતર ગાડી ઉપડી જશે. ને આપણી અદલાબદલી રહી જશે. પણ તમે તો બોલતા નથી કાકા ! ને ગાડી તો આ છુક છુક છુક થઈ.

[ગાડીની સીસોટી વાગે છે. ગાડી ચાલે છે. લીલી ઝંડી ફરકે છે. એમાં અવાજ સંભળાય છે.]

શિશુ : મુસાફરકાકા ! તમે માને કહેજો હું મુસાફરીનો સામાન તૈયાર કરીને જ બેઠો છું. એક દિવસ છુક છુક છુક મને પણ લઈ જશે. ને હું માને મળીશ.







અદૃલુન સામાજિક ક્રાંતિ કરી બતાવવી જોઈએ. આપણી સામે થોડાક એવા પ્રશ્નો છે જે આખી માનવજાતિને પણ સતાવી રહ્યા છે.

પહેલો સવાલ છે વસ્તીનો. આપણા દેશની વસ્તી ઝડપથી વધી રહી છે. અંગ્રેજોની વસ્તી આપણાથી ઓછી-નથી વધતી. પરંતુ એ લોકો પોતાના પુરુષાર્થથી બધાને ખવડાવવા સમર્થ છે. અને બહાર જઈને રહેવા માટેનો પ્રદેશ પણ તેમના માટે પુરતો છે. એક નાના ટાપુમાં રહેનારા બ્રિટિશ લોકોએ આખા ઉત્તર અમેરિકા ઉપર અધિકાર જમાવી દીધો અને જાતે જ અમેરિકા બનીને દુનિયામાં પહેલી હરોળનો દેશ બની બેઠો છે. યુનાઈટેડ સ્ટેટ્સ, કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, રોડેશિયા વગેરે પ્રદેશોમાં જઈને એ વસ્યા છે. તેમના માટે વસ્તીનો પ્રશ્ન આપણા જેવો જટિલ નથી વસ્તીની દૃષ્ટિએ જાપાનની હાલત આપણા જેવી જ છે. તેમણે અંગ્રેજોનું અનુકરણ કરીને તેમનું પ્રભુત્વ ઠેકઠેકાણે સ્થાપવાનું વિચાર્યું. તેમની નજર કોરિયા, ફિલિપાઈન્સ, ઑસ્ટ્રેલિયા અને એશિયા ઉપર હતી. ઉત્તરમાં સાઘેલીન ઉપર તો તેમણે હકુમત જમાવી દીધી પણ હતી. મહાયુદ્ધમાં હારવાથી એમની સમસ્યા ભારે જટિલ બની ગઈ છે.

અઢારમી સદીમાં દુનિયાની હાલત જુદી હતી. ઇંગ્લૅન્ડ અને જાપાન જેવા નાના ટાપુના લોકો દુનિયામાં ફેલાઈ શકતા હતા. કારણકે બાકીની દુનિયા સૂતેલી હતી અથવા અર્ધનિદ્રિત હતી. હવે જ્યારે દુનિયાની બધી પ્રજાઓ જાગ્રત થઈ ચૂકી છે ત્યારે ઇંગ્લૅન્ડ જેવા નાના દેશનું મહાન ભાવિ નથી રહ્યું. દુનિયાની સાધનસંપતિ એ હવે પોતાને માટે કામમાં નહિ લાવી શકે. જેની પાસે વિશાળ ભૂમિ છે, મોટા પ્રમાણમાં ખનિજ સંપત્તિ છે, વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રનું જ્ઞાન અને કુશળતા છે અને જેની પાસે વસ્તીનો વધતો જતો ખજાનો પણ છે—એને જ માટે હવે વૈભવશાળી ભાવિ છે. એવા દેશોમાં રશિયા, ચીન, અમેરિકા અને હિંદની ગણતરી થઈ શકે છે. લોકો પોતાનું સંગઠન જમાવી શકે તો તે પણ કંઈ ને કંઈ કરી શકશે.

વિશ્વના ફલકનું આ ચિત્ર નજર સામે રાખવાથી માલુમ પડે છે કે હિંદની વસ્તી આપણી એક મહામૂલી દોલત છે. પણ આપણે જ્યારે આપણી શક્તિનો અને સંગઠનનો વિચાર કરીએ છીએ ત્યારે ભારતની વસ્તી ચિંતાનો વિષય બને છે. અનાજનું ઉત્પાદન જેટલી ઝડપથી આપણે વધારી શકીએ છીએ, તેથી અનેકગણી વધુ ઝડપથી માણસોની સંખ્યા વધે તો આપણી હાલત સુધરવાની નથી. તેથી થોડા સમય માટે વસ્તી-નિયમન કરવું પડશે. પણ આપણી પાસે જે માનવબળ છે એને ઉપયોગમાં લેવાનું છે.

આપણા લોકો સંસ્કારી છે, શાંતિચાહક અને કાયદાનું પાલન કરનાર છે. મોટાં કામો સફળતાથી કરી શકે છે. પણ મોટા ભાગની વસ્તીના શિક્ષણ માટે આપણે ધ્યાન પણ નથી દીધું. એમણે નથી દુનિયાની સ્થિતિનો ખ્યાલ કે નથી પોતાની જરૂરિયાતો પૂરી કરવાની આવડત. જરૂરી ખોરાક ન મળવાથી શારીરિક શક્તિ પણ પૂરો વિકાસ નથી સાધી શકતી

જ્ઞાન, કૌશલ્ય અને શિક્ષણના અભાવને લીધે આપણા લોકો આપણાં પશુઓ અને આપણી જમીન એ ત્રણેમાં નબળાઈ આવી ગઈ છે. એક એકર જમીનમાં બીજા દેશો જેટલું અનાજ નિપજાવી શકે છે તેટલું આપણે નથી નિપજાવી શકતા. એક ગાય, એક બળદ કે એક ઘોડાનો લાભ દુનિયાના બીજા લોકો જેટલો ઉઠાવી શકે છે તેટલો આપણે નથી ઉઠાવી શકતા અને એક મજૂર પાસેથી દુનિયાના બીજા લોકો જેટલું કામ લઈ શકે છે એટલું આપણા મજૂરોથી નથી થઈ શકતું. જોકે આપણો મજૂર દુનિયાની કોઈપણ પ્રજાથી બુદ્ધિમાં અને કામની લગનીમાં ઓછો ઊતરે તેમ નથી. ઓછું પોષણ મળવાને કારણે આપણે મન અને શરીરથી જલદી થાકી જઈએ છીએ. ઉત્સાહ મરી જાય છે. આજની દુનિયાની ખરેખરી શી હાલત છે એનું પૂરું જ્ઞાન ન હોવાથી



આપણે આપણા જૂના વિચારો, અજ્ઞાનમાંથી જન્મેલો ભ્રમ, જાતજાતના વહેમ, અને અંદરના રાગદ્વેષ છોડી શકતા નથી. નાના નાના કુંડાળામાં આપણે વહેંચાઈને એકબીજાની ઈર્ષા, દ્વેષ કરીએ છીએ, એટલે તો એક મહાન રાષ્ટ્રની આપણે તુચ્છ પ્રજા બની ગયા છીએ. આપણી વસ્તીનો પ્રશ્ન નિયમનનો નહિ પણ આમ જનતાને સંમર્થ બનાવવાનો છે.

આપણો બીજો પ્રશ્ન છે અનાજનું ઉત્પાદન વધારવાનો આપણી જેટલી જમીન ખેતી લાયક બનાવી શકાય તેટલી પ્રયત્નપૂર્વક બનાવવી જોઈએ. ખાતરનો સદુપયોગ કરવાની કળા આપણે ફરીથી વિચારવી પડશે. રસાયણના બનાવેલા ખાતરનો પણ જરૂર પ્રમાણે ઉપયોગ કરવો જોઈએ. પણ અનાજનું ઉત્પાદન વધાર્યા વગર આપણે બીજું કશું વિચારવું ન જોઈએ.

અનાજના ઉત્પાદનનો પ્રશ્ન એવો તો ગુંચવાઈ ગયો છે કે હવે માંસાહાર–નિષેધ કરવાની વાત મોંમાંથી કાઢી પણ શકતા નથી. એ વાત તો ખરી છે કે સો એકર જમીન ઉપર જેટલા પશુ પેદા કરી શકાય અને જેટલું માંસ મળે એથી વધુ અનાજ અને ફળ સો એકરની ખેતી અને વાડીમાંથી મળે. પણ એવી તૈયારી આજ આપણી પાસે નથી. અને જ્યાં માણસને પૂરું અનાજ નથી મળી શકતું ત્યાં માંસાહારનો નિષેધ કરવાની વાત ગમે તેટલી સારી હોય તો પણ અટકાવી દેવી જોઈએ.

દરિયો, નદી અથવા તળાવમાંથી માછલી વગેરે જે ખોરાક મળી શકે છે એને વધારવાની કોશિશ પણ કરવી જોઈએ. હું શાકાહારી છું, મારો સિદ્ધાંત છે કે બીજાં પ્રાણીઓને મારી ખાવાનો માનવને હક નથી. હું કોઈ પણ શાકાહારીને કયારેય માંસાહારી બનવા ન કહું. મરઘી અને ઈંડાં ખાવાં પણ હું ત્યાજ્ય સમજુ છું. પણ માનવ સમાજે આ આદર્શને મંજૂર નથી રાખ્યો. મનુષ્યના પ્રશ્નોને આજની દુનિયામાં આપણે છણવાના છે તો આવતી કાલની દુનિયાના આદર્શોને લઈને આપણે આજના પ્રશ્નને ઉવેખી ન શકીએ.

આપણો ત્રીજો સવાલ છે આપણાં હેરફેરનાં સાધનોનો. હવે આપણી રેલ્વે લાઈનો ધીમે ધીમે વિકસી રહી છે. માણસો અને સામાનની હેરફેર માટે મોટર–બસો બધે ઠેકાણે દોડે છે. આપણાં હવાઈ જહાજો પણ દેશવિદેશમાં પહોંચી ગયાં છે. તો પણ જરૂર છે તેટલાં આપણી પાસે હેરફેરનાં સાધનો નથી. બળદ અને ઘોડાનો ઉપયોગ કરવાનો છે. તો પણ મોટાં મોટાં શહેરોમાંથી ગામડાંઓ સુધી પહોંચવાના રસ્તા સારી હાલતમાં નથી. ગામડાંના લોકોને એમની ઉપજ વેચવા અને જરૂરી ચીજો બહારથી લાવવાની મુશ્કેલી અસહ્ય અને બેહદ છે. આ સિવાય હિમાલયનાં પ્રદેશમાં—તળેટીમાં અને ઉપરની પહાડીઓમાં આવવા જવાના રસ્તા બને તેટલા જલદી બનાવવા જોઈએ. અને પહાડી રસ્તાઓ સાથે ટેલિફોનનો પ્રબંધ પણ કરવો ખાસ જરૂરી છે. સરહદના રક્ષણની દૃષ્ટિએ પણ હવે હિમ પ્રદેશ અરક્ષિત રાખવામાં જોખમ છે. એ પ્રદેશનાં જંગલોની પેદાશ ઓછી નથી. દરેક જાતનું લાકડું, જાતજાતના મેવા, ઘેટાં–બકરાંની ઊન, ખનિજ સંપત્તિ અને પહાડી ઝરણાંમાંથી પેદા કરી શકાતી વીજળી. આ બધી બાબતો તરફ તરત ધ્યાન આપવું જોઈએ. એટલું જ નહિ, ભારતના ભવિષ્યનો જેને સ્પષ્ટ અને સાચો ખ્યાલ છે એવા બહાદુર અને કુશળ લોકો હિમાલયમાં જઈને વસે એ પણ એટલું જ જરૂરી છે.

અને સૌથી મોટી વાત તો દરિયાઈ હેરફેરની છે. જો અંગ્રેજો કે જપાનીઓ દુનિયાના નજીકના કે દૂરના બધા દેશો સુધી પોતપોતાનાં વહાણોમાં બેસીને પહોંચી શકે છે અને દુનિયાના એકેય મહાસાગરના એકેય ટાપુને છોડેલ નથી તો આપણે આપણાં વહાણો બનાવીને વિશ્વ સફરની મહત્ત્વાકાંક્ષા કેમ નથી રાખતા ? આપણા દેશના સુશિક્ષિત લોકોએ નાવિક–વિદ્યાનો ખ્યાલ જ જાણે છોડી દીધો છે. જ્યારે





નેલ્સનને ઈંગ્લૅન્ડ માટે ટ્રાફાલ્ગરની લડાઈમાં જીત મેળવી ત્યારે એના નૌકાસૈન્યમાં ભારતમાં બનેલાં વહાણ હતાં આજે એ વિદ્યા તરફ અને દરિયાઈ સફરના ધધા તરફ સુશિક્ષિત લોકોમા અરુચિ જેવુ જ છે આ બધુ પલટાવવામાં વાર નહિ કરવી જોઈએ

આપણી સામે ચોથો અને બધાથી મોટો સવાલ છે આપણા સામાજિક સગઠનનો વર્ણભેદના ખ્યાલને કારણે અને આખો સમાજ અસખ્ય જાતમા વહેચાઈ જવાને કારણે આપણુ સામાજિક સગઠન તદ્દન નિષ્પ્રાણ થઈ ગયુ છે સાચુ કહીએ તો નિષ્પ્રાણ જ નહિ, જોખમભર્યું પણ બની બેઠુ છે વર્ણભેદ અને ધર્મભેદને કારણે આપણુ રાષ્ટ્રીય સગઠન સફળ ન થયુ આપણા દાનવૃત્તિનો પ્રવાહ જો આપણી જાતિની બહાર ન વહે, રાજનીતિમા પણ જો જાતિભેદની જ વાત વિચારાય અને લગ્ન માટે જો ઘણી ખરી જાતિ બહિષ્કૃત રહે તો આપણે સમર્થ દેશના પુરુષાર્થની મહત્ત્વાકાક્ષા નહિ રાખી શકીએ એટલુ જ નહિ પણ જો આપણી વર્ણભેદ-નીતિ વધવા લાગશે તો આપણી આઝાદી પણ આપણે ખોઈ બેસીશુ.

દેશની સામાજિક સ્થિતિનુ નિરીક્ષણ કરતી વખતે આપણે એ જોયુ કે દરેક ઠેકાણે આઠદશ જાતિઓની જ દરેક ક્ષેત્રમા બોલબાલા છે સરકારી નોકરી હોય, વકીલ, ડૉક્ટર, એન્જીનીઅર વગેરે આબરૂવાળા ધધા હોય, જમીનની કે મિલ્કતની માલિકી હોય કે મોટામોટા કારખાના હોય, દરેક જગ્યાએ આ ગણી ગાઠી આઠ દશ જાતિઓની જ બોલબાલા છે બધા અધિકારો પણ એમની પાસે છે

માની લઈએ કે દરેક જાતનુ જ્ઞાન, કૌશલ્ય અને નૈતિક પૂજી એમની જ પાસે છે એ માટે દરેક ક્ષેત્રમા જો સફળતા મેળવી હોય તો એમની મારફત કામ લેવુ જરૂરી છે તો શુ ભારતના બાકીના કરોડો લોકોને અભણ અને અસહાય રાખવા છે? કામ કરવાવાળા માણસમા યોગ્યતા હોવી જોઈએ એફિશિયન્સીને આપણે જોખમમા ન મૂકી શકીએ, એ વાત કબૂલ પણ મુઠ્ઠીભર માણસો સુધી એફિશિયન્સી (કાર્યકુશળતા) મર્યાદિત રાખવી અને દેશના કરોડો લોકોને કાર્યકુશળતાથી વચિત રાખવા એ આખા દેશને જોખમમા મૂકવા બરાબર નથી! કુશળ સેનાપતિઓની પૂરી સખ્યા નહોતી, તેથી પ્રાણાર્પણ કરનાર બહાદુર ક્ષત્રિયોના સૈન્ય હોવા છતાં આપણે અનેક વાર હાર્યા એ શુ આપણે ભૂલી શકીએ છીએ? બ્રાહ્મણોએ આખા સમાજની નેતાગીરી છોડી દીધી અને એમની બુદ્ધિનુ દેવાળુ નીકળી ગયુ, આ ઈતિહાસના પોકાર સામે શું આપણા કાન બધ કરી શકીએ છીએ? વાણિયાઓ ધન તો ખૂબ કમાયા, પણ દેશના ઉદ્યોગધધાની પ્રગતિ તરફ બરાબર મોકા વખતે દુર્લક્ષ કર્યું એની કોણ ના પાડી શકે તેમ છે? બુદ્ધિમાન લોકો સ્વાર્થી અને ઈર્ષાળુ બનીને દેશના શત્રુઓને પોતાની બુદ્ધિ વેચી દીધી અને દેશદ્રોહી બન્યા એને માફી શી રીતે આપી શકાય?

હવે આપણી પાસે જ્ઞાન, કૌશલ્ય, ચારિત્ર્ય, ધન, જમીન, વિદ્યા જે કાઈ હોય તે બધાંને મળવુ જોઈએ આ સવાલનો જો આ રીતે આપણે ઉકેલ નહિ લાવીએ તો આપણે જીવી નહિ શકીએ. આગળ વધવાની વાત તો બીજી બાજુ રહી

આ બધી વાતોમા જો આપણે મક્કમ બનીએ તો બીજાની સેવા કરીને વિશ્વબધુત્વની સ્થાપના કરવાનુ ભારતનુ મિશન આપણે સિદ્ધ કરી શકીએ વર્ણભેદ, અને જાતિભેદ ભારતીય સભ્યતાનુ જરૂરી કે પોષક અગ નથી કાલે શુ હતું એની વાત આપણે નથી કરી રહ્યા આજે શુ છે અને કાલને માટે શુ જોઈએ છે એની જ વાત આપણે વિચારી છે.





મણુલાલ વ૦ દેસાઈ

# પરિવર્તન

નારીની કોમળતા પાષાણદિલ પુરુષોને પણ સીધે ચીલે, મંગળમય જીવન જીવતા શીખવે છે એ સનાતન સત્યને આપણા યુગવાર્તાકાર આ વાર્તામાં કેટલી સહજ રીતે રજૂ કરે છે! અને એટલે જ ડીટેકટીવ વસ્તુવાળી આ વાર્તા વાંચવાની પકડ વધુ ને વધુ મજબૂત બની શકી છે………

વિશાળ કમ્પાઉન્ડવાળા બંગલા આગળ થઈને રસ્તો જતો હતો. રસ્તાની સામી બાજુએ ફૂટપાથ ઉપર લોકોએ બેસવા માટે પાટલીઓ મૂકી હતી. સાંજના છ વાગે એ બંગલાની બરાબર સામે આવેલી એક પાટલી ઉપર અવિનાશ આવીને બેઠો. તદ્દન ચાલુ ઢબના અંગ્રેજી પોશાકમાં તે સજ્જ થયેલો હતો, અને તેનો સ્વરૂપવાન દેહ તથા ચહેરો તેની તરફ રસ્તે જનારનું આકર્ષણ કરે એવો હતો; છતાં તેના દમામભર્યા દેખાવને લીધે કોઈ તેની નજીક આવી બેસતું નહિ. તેના હોઠ ઉપર સ્મિત રહ્યા જ કરતું હતું અને તેની આંખોમાં સામાને આંજી નાખે એવી છટા અને લુચ્ચાઈ દેખાઈ આવતાં હતાં.

એક કલાક સુધી તે પાટલી ઉપર બેસી રહ્યો. તેની આંખ આસાનીથી ચોરે પાસ ફરતી હતી. જાણે આરામ લેવાને અર્થે તે ત્યાં બેઠો હોય એવો તેનો દેખાવ હતો. પરંતુ તેની આંખ સામેના બંગલાના દરવાજા તરફ કાંઈ ધારી ધારીને જોતી હતી. તે કોઈ પ્રેમી હતો? શું પોતાની પ્રિયતમા માટે આંખો ખેંચતો હતો?

ના, તે ચોર હતો, મશહૂર ચોર હતો. કૉલેજનું ભણતર તેને પોષણમાં કામ લાગ્યું નહિ. ગ્રેજ્યુએટ થઈને શિક્ષક કે કારકુન થવાનું તેને રુચ્યું નહિ, પરદેશ જઈ મોટી ડીગ્રીઓ મેળવવા માટે પૈસા ન હતા; છતાં તેની આકાંક્ષા મોટી હતી. અંગ્રેજી શિક્ષણે તેને કપડાંનો શોખ અને વાચાળપણું આપ્યાં. તે કદી મેલાં કપડાં પહેરતો નહિ, એટલું જ નહિ પણ તે એવી સફાઈથી કપડાં પહેરતો કે વસ્ત્રાલંકારના કડક ટીકાકારો પણ તેમાં ભૂલ કાઢી શકતા નહિ. તેનાં કપડાં જોઈ સૌ કોઈ તેની તરફ ખેંચાતું અને તેને માન આપતું. એથી પણ આગળ વધીને જો કોઈને તેની વાત સાંભળવાનો પ્રસંગ આવતો તો તેની છટામાં મુગ્ધ બની જતું. અંગ્રેજી શિક્ષણે તેને બહુશ્રુત બનાવ્યો હતો. તે ગમે તેની સાથે ગમે તે વિષય ઉપર વાત કરી પોતાનો પ્રભાવ પાડી શકતો.

પોષણનાં સીધાં, સર્વમાન્ય, હલકાં સાધનોને તેણે તરછોડી કાઢ્યાં. એક લક્ષાધિપતિ ઝવેરીનો દીકરો તેનો મિત્ર હતો. અવિનાશે ઝવેરીને આંજી નાખ્યો હતો, એટલે ઘણી વખત એ ઝવેરી પોતાનાં બ્યાપારી પરાક્રમોનો ઇતિહાસ અવિનાશ આગળ વર્ણવતો. ઝવેરીની મોટાઈ ઘણી ઘણી બાબતો ઉપર આધાર રાખતી હતી.' દસ હજારનાં મોતી એક લાખ રૂપીઆમાં તેણે એક વેપારીને કેવી રીતે વેચ્યાં હતાં: એક રજવાડામાંથી બે લાખ રૂપીઆના હીરાને બદલે બસો રૂપીઆનો હીરો કોઈને પણ ખબર ન પડે એમ કેવી રીતે તેણે સરકાવી દીધો હતો: એક કિંમતી પન્નાને સ્થાને પથ્થરનો ટુકડો પધરાવી તેણે એક નવાબને કેવી રીતે મૂર્ખ બનાવ્યો હતો: વગેરે બ્યાપારી વીરત્વના અધ્યાયો અવિનાશે ઝવેરી પાસેથી સાંભળ્યા, અને તેની આકાંક્ષા સિદ્ધ કરવાનું તેમાંથી જ એને સાધન જડી આવ્યું.

એ જ ઝવેરીના હીરા, મોતી અને પન્ના ગુમ થવા માંડ્યાં. ઝવેરીની મોટાઈની વિગતનો આખો ઇતિહાસ અપ્રસિદ્ધ હતો; પ્રસિદ્ધિમાં તેની મોટાઈ, તેની પ્રતિષ્ઠા અને તેની સખાવતો આવેલાં હતાં. તેણે પોલીસને ખબર આપી. પોલીસે રસપૂર્વક એ હકીકત સાંભળી અને ચારે પાસ તપાસ શરૂ કરી દીધી.

અવિનાશે વીમા કંપનીનું કામ હાથમાં લીધું. ઝવેરીની તેમાં સિફારશ પણ હતી. ઝવેરીનો જ તેણે પ્રથમ વીમો ઊતરાવી પોતાની કંપનીવાળાઓને એક સારો ગ્રાહક મેળવી આપ્યો. આથી વ્યવસ્થાપકો ખુશ થયા અને તેને કલકત્તા મોકલવાનું ઠરાવ્યું.



વીમા કંપનીનું કામ કરવા માટે ઝવેરીના આશીર્વાદ સાથે તે કલકત્તા ઉપડી ગયો.

બહુ જ થોડા સમયમાં મદ્રાસની એક ઝવેરાતના ધંધામાં પ્રતિષ્ઠા ધરાવતી યુરોપિયન પેઢીમાંથી ભારે કિંમતનાં ઝવેરાત ગુમ થયાં. છાપામાં આ હકીકત બહાર આવી તે વખતે અવિનાશ તો કલકત્તામાં વીમાનું કામ કરતો જ હતો. કેટલેક મહિને વીમાનું કામ આટોપી કલકત્તામાં અનેક મિત્રોનુ મંડળ સ્થાપીને અવિનાશ રંગુન તરફ ઉપડ્યો. તે રંગુન પહોંચ્યો એવામાં દાર્જીલીંગ હવા ખાવા ગયેલા એક બંગાળી જમીનદારે પોલીસને જાહેર કર્યું કે તેનાં કિંમતી મોતી ગુમ થયાં છે. અને તેને બદલે ખોટાં મોતી મુકાએલાં છે.

અવિનાશે વીમા કંપનીનું કામ સફળતાથી કર્યું કે કંપનીએ ચાહીને દલાલી વધારી આપી અને તેને મદ્રાસ તરફ ખાસ પોતાને કામે મોકલ્યો.

રંગુનના મિત્રમંડળને દિલગીર કરી, તે ફરજ બજાવવા મદ્રાસ તરફ ચાલ્યો. મદ્રાસ પહોંચી કંપનીની ઑફિસમાં મુખ્ય એજંટ તરીકે તેણે કામ શરૂ કર્યું. એક અઠવાડિયા પછી કચેરીની ભભકાદાર ફરતી (Revolving) ખુરશી ઉપર બેસી થોડું કામ કરી એક વર્તમાનપત્ર તેણે હાથમાં લઈ વાંચવા માંડ્યું.

બહારથી એક નોકરે આવી ટેબલ ઉપર કાર્ડ મૂક્યું. કાર્ડ ઉપર 'વિભાકર' એવું નામ લખ્યું હતું. અવિનાશ જરી વિચારમાં પડ્યો.

'વિભાકર! . ... એ કોણ હશે!......કૉલેજમાં એક મારો સહાધ્યાયી હતો... ..એ તો પોલીસમાં દાખલ થયો છે.' પોલીસનો ખ્યાલ આવતાં તે જરી હસ્યો, અને નોકરને કહ્યું: 'અંદર બોલાવો. વર્તમાનપત્રનું, એક પાનું જોતાં તેને મોટા અક્ષરે નીચે પ્રમાણે લખેલું વંચાયું:

'દિલ્હીમાં ઝવેરાતની મોટી ચોરી.

'લાખોની કિમ્મતનો માલ ગેપ.

'એક ભયંકર ટોળીનો પોલીસને લાગેલો પત્તો.'

અવિનાશે આ વાંચી મુખ મલકાવ્યું.

તત્કાળ એક સારાં કપડાં પહેરેલો યુવક અંદર આવ્યો.

બહુ જ છટાથી અવિનાશે પોતાની ખુરશી ફેરવી અને બેઠે બેઠે તેણે વિભાકરને બોલાવ્યો: 'આવો, વિભાકર તમારું જ નામ ને?'

'હા જી.'

'મેં આપને જોયા લાગે છે.'

'સંભવિત છે. મને પણ એમ લાગે છે.'

'આપણે કૉલેજમાં સાથે હતા, નહિ?'

'ખરું. ખરું. ગેધરિંગમાં આપણે સાથે જ ભાગ લીધો હતો. બહુ દિવસે તમને જોયા. વ્યાપારમાં તમે બહુ આગળ વધી ગયા લાગો છો. હું તમને મુબારકબાદી આપું છું.' વિભાકરે કહ્યું.

'આજે તમે મારા મહેમાન છો, સમજ્યા? બીજે ક્યાંય જશો જ નહિ.'' અવિનાશે વિભાકર ઉપર ભુરકી નાખવા માંડી, પરંતુ વિભાકર એવી જૂની ઓળખાણને તાજી કરવાના કામે રોકાયલો ન હતો. તેણે કહ્યું:

'મારાથી એ બનશે નહિ. મને માફ કરો. હું બહુ મહત્ત્વના કામે આવ્યો છું. હું પોલીસખાતામાં છું, એ તો આપ જાણો છો ને!'

'હા, એ તો હું ભૂલી ગયો. તમારા કાર્ડ ઉપર જ 'પોલીસ સર્વિસ' લખેલું હતું'

અવિનાશે વાતમાં ને વાતમાં જ વિભાકરને રોકવા ખૂબ પ્રયત્ન કર્યો. કૉલેજના દિવસોની વાતો સંભારી, હિંદના રાજકીય હીલચાલ વિષે પોતાના અભિપ્રાયો દર્શાવ્યા, પોલીસખાતામાં વિભાકર જેવા—બાહોશ હિંદી અમલદારોને થતા અન્યાયો ગણાવ્યા; અને છેવટે વિભાકરની અધીરાઈનો ખ્યાલ કરી પોતે જ ઊઠવાની સૂચના કરી.

'માફ કરજો. મારે એક મહત્ત્વના કામે બહાર નીકળવું છે.' ઘડિયાળ જોતાં અવિનાશે કહ્યું.

'હું આપને વધારે રોકીશ નહિ. આપની કંપનીમાં હાલ દિલ્હીથી કોઈ અહીં આવ્યું છે?' વિભાકરે પૂછ્યું.

'દિલ્હીથી?' અવિનાશે જરા હસીને પૂછ્યું: 'મને ખબર નથી. હું ઑફિસમાં તપાસ કરીશ.'

'આપ ક્યાંથી આવ્યા?' વિભાકરે પૂછ્યું.

'આપને ખબર નથી? હું રંગુનથી આવ્યો. મારા મનમાં એમ કે તમે વર્તમાનપત્રો વાંચતા હશો. રંગુન તથા મદ્રાસ બન્ને સ્થળનાં વર્તમાનપત્રોમાં એ હકીકત આવી હતી.'

'વર્તમાનપત્રો હું વાંચતો જ નથી એમાં આવતી હકીકત કદી ખરી હોતી જ નથી. આ જુઓને! દિલ્હીમાં ઝવેરાતની ચોરી વિષે મોટા અક્ષરે લોકોને ઉશ્કેરે એવી હકીકત આવી છે, પણ એમાં શું ખરું હશે?' વિભાકરે અવિનાશના મુખ સામે તાકીને વાત કરી.

'તમારું કહેવું ખરું છે. ઠીક, તો હવે આપણે સાંજે મળીશું.'

'હા, ચાલો હું પણ જાઉં છું.' એમ કહી વિભાકર ઊભો થયો. પરંતુ જાણે કાંઈ પૂછવાનું રહી જતું હોય એમ તેણે અટકીને પૂછ્યું: 'તમારી સાથે દિલ્હીથી કોઈ મુસાફર હતા ખરા?'

દિલ્હીથી અવિનાશ આવ્યો હતો એ વાત તેની જ પાસે કઢાવવાનો આ પ્રયત્ન હતો.

'મુસાફરો કંઈક હશે. દિલ્હીના હતા કે નહિ તે હું શું જાણું?'

'આ તો તમારા ખિસ્સામાંથી દિલ્હીની એક ટિકિટ મળી આવી એટલે હું પૂછું છું. પ્રથમ હું તમારે ઘેર ગયો હતો, ત્યાં તમારા ખિસ્સામાંથી તમારા માણસે મને એ કાઢી આપી હતી. હરકત નહિ. હું એને મળીશ.' એટલું બોલી વિભાકર ચાલતો થયો.

અવિનાશે જરી સ્મિત કરી આંખો સ્થિર કરી.

બીજે દિવસે અવિનાશ લાંબી રજા ઉપર પોતાને વતન જરૂરી કામ માટે એકાએક ચાલ્યો ગયો હતો એવી ખબર વિભાકરને મળી. અવિનાશના ઘર ઉપર છૂપી પોલીસના માણસોનો પહેરો હતો, છતાં તે રાતમાં ક્યારે નીકળી ગયો તેની કોઈને ખબર પડી નહિ. કેટલેક દિવસે વીમા કંપનીની કચેરીમાં ખબર પડી કે અવિનાશથી નોકરી થઈ શકે એમ ન હોવાથી તેણે રાજીનામું આપ્યું હતું.

છ માસ સુધી અવિનાશ ક્યાં હતો તેની વિભાકરને ખબર પડી નહિ. જે રાત્રે તે ચાલ્યો ગયો તે જ રાત્રે દિલ્હીથી ગુનેગારને ઓળખવા માટે ઝવેરી જાતે આવનાર હતો. જ્યાંસુધી ગુનેગારને ઓળખાય નહિ ત્યાંસુધી તેને પકડવો એ વિભાકરને અન્યાયભરેલું લાગેલું. અવિનાશ ત્યાંથી ખસે નહિ એ માટે વિભાકરે બનતી સાવધાની રાખી જ હતી. તે છતાં જ્યારે તે સઘળાને થાપ આપી છટકી ગયો ત્યારે વિભાકરને લાગ્યું કે ગુનેગાર પોતે પકડે છે એવી ગર્ભિત સૂચના કરવાનો તેણે ગર્વભર્યો પ્રયત્ન કર્યો એ જ તેની ભૂલ હતી, થોડા કલાક તેણે થોભવું જોઈતું હતું.

આ છ માસમાં હિંદનાં જુદાં જુદાં શહેરોમાં કોઈ ઝવેરીનાં, કોઈ જમીનદારનાં ઝવેરાતો વેચવાની ખબરો આવ્યા કરતી, અને તે સ્થળે મુકામ પોલીસ અવિનાશને પકડવા સંકેત કરી બેસતી. પરંતુ પોલીસ તરફથી જાહેરાતની જાળ પથરાતી ન સમજે એવો અવિનાશ મૂર્ખ નહોતો. જાહેરાત ગમે તેવી લલચાવનારી હોય છતાં જાહેરાતના સ્થળે અવિનાશનો પત્તો લાગતો નહિ.

પણ અવિનાશ તો ભરચક વસતિવાળા શહેરમાં જ હતો. એક સાંજે તે ટહેલવા નીકળ્યો. તેને કોઈનો



ડર નહોતો. શહેર બહાર ઓછી વસતિવાળા સુંદર બંગલાઓના ભાગ તરફ જતાં રસ્તાની સામી બાજુના ફૂટપાથ પરની એક પાટલી ઉપર તે બેઠો. પાટલી એકાંતમાં હતી, અને તેનો દમામ જોઈ બીજો કોઈ માણસ તેની સાથમાં પાટલી ઉપર આવી બેસવાની હિંમત કરતો નહિ. અવિનાશના મનમાં શા વિચારો ચાલતા હશે તે કોઈથી કહેવાય એમ નહોતું. સર્વને આકર્ષતું તેનું સ્મિત ગમે તેવા સંજોગોમાં અને ગમે તેવા વિચારો વચ્ચે તેના મુખ ઉપર રમતું દેખાયા જ કરતું.

સામેના બંગલામાંથી એક સુંદર ગાડી બહાર નીકળતી હતી. બે મરોડદાર ઘોળા ઘોડા એ ગાડીને ખેંચતા હતા. કોણ જાણે કેમ કમ્પાઉન્ડની બહાર નીકળતાં જ એક ઘોડાએ જબરજસ્ત ગુલાંટ ખાધી. એ ઘોડો નીચે પડ્યો, એટલું જ નહિ પણ તેની સાથે બીજો ઘોડો પણ જમીન પર ગબડી પડ્યો, અને આખી ગાડી ઉથલી ગઈ. ગાડીમાં એક પુરુષ અને એક યુવતી બેઠેલાં હતાં.

અવિનાશ મર્દ હતો, મજબૂત હતો. તે એકદમ દોડ્યો. એક ક્ષણ જો તે મોડો પહોંચ્યો હોત તો જમીન ઉપર પડેલા ગભરાઈ રહેલા ઘોડાઓએ તોફાન કરી ગાડીને કમ્પાઉન્ડની દીવાલ સાથે અથડાવી, તોડી નાખી હોત. જો કે ઘોડાઓએ તોફાન કરી ગાડીને તોડી તો ખરી જ; પણ તે પહેલાં એક ક્ષણમાં ગાડીની અંદર બેઠેલાં બન્ને જણાને અવિનાશે બહાર કાઢી લીધાં.

બહાર આવતાં બરાબર યુવતી બેભાન બની ગઈ. તેને વાગ્યું હતું, પણ વાગ્યા કરતાં અકસ્માતનો ભય તેના હૃદયમાં વધારે વ્યાપી ગયો હતો. અવિનાશે યુવતીને ઝીલી લીધી. લોકો ભેગાં થઈ ગયાં. તેમાંના હિમ્મતવાન પુરુષોએ ઘોડાના તંગ કાપી તેમને છૂટા કર્યા. માથું ફૂટવાથી લોહી વહેવા છતાં ગાડીવાને આવી ઘોડાઓને પકડ્યા. બંગલામાંથી માણસો પણ આવી પહોંચ્યા.

અવિનાશના હાથમાં બેભાન સ્થિતિમાં પડેલી યુવતીને તેની સાથે બેઠેલા પુરુષે પૂછ્યું: 'રેવતી! બેટા!' એ પૂછનાર રેવતીના પિતા અને હિંદભરમાં જાણીતા થએલા ધનાઢ્ય જગમોહનલાલ હતા.

રેવતીએ આંખ ઉઘાડી, પણ તેનાથી બોલાયું નહિ. તેણે પોતાના પિતા તરફ જોયું અને પોતાને બચાવનાર અવિનાશ તરફ જોયું. અવિનાશનું સ્મિતભર્યું મુખ નિહાળી જાણે તેને વિશ્વાસ બેઠો હોય એમ રેવતીએ પોતાનો સઘળો ભાર અવિનાશ પર નાખી દીધો અને પાછી આંખ મીંચી દીધી. જગમોહનલાલને કાંઈ વાગ્યું નહોતું.

બેભાન રેવતીને આરામખુરશી ઉપર સુવાડી અંદર લઈ ગયા. ખુરશીમાં સૂતે સૂતે પણ રેવતીએ અવિનાશના હાથનો ટેકો છોડ્યો નહિ. આરામખુરશીમાં પણ ઓશીકાને સ્થાને અવિનાશને પોતાનો હાથ રાખવો જ પડ્યો. જગમોહનલાલનો આગ્રહ હતો, એટલે તેને બંગલામાં જવું પડ્યું. થોડી વારે રેવતી શુદ્ધિમાં આવી એટલે અવિનાશે જવા માંડ્યું.

જગમોહનલાલે તેનો આભાર માન્યો અને તેનું નામઠામ પૂછી લીધું, અને જતે જતે અવિનાશને રેવતીએ પૂછ્યું: 'ખબર કાઢવા પાછા નહિ આવો?'

'શા માટે નહિ, જરૂર આવીશ.' કહી ઝડપથી અવિનાશ બહાર નીકળી ગયો. અંધારું થયું હતું, પરંતુ વીજળીની રોશનીના પ્રકાશમાં અવિનાશને ઓળખનારને સહજ લાગે એમ હતું કે અવિનાશના મુખ ઉપરનું સ્મિત અત્યારે ઊડી ગયું છે. તેને આગળ વધતાં તેના પગ જાણે અટકાવતા ન હોય એમ ભાસ થયો. એ પ્રેમપીડાની ચેષ્ટા નહોતી, કોઈ ભયંકર ગુનેગારના અંતરાવલોકનની ચેષ્ટા હતી.

અવિનાશે એવું શું કર્યું હતું કે જેનો તેનો પશ્ચાત્તાપ થાય? બાપ અને દીકરીને બચાવી તેણે કીર્તિવંત પુણ્યનું કામ કર્યું હતું!

તેણે બાજુ ઉપર જોયું, તેની પાસે થઈને અત્યંત ઝડપથી એક પુરુષ ચાલ્યો ગયો. અવિનાશ જરા



ચમક્યો. પણ તે સાથે જ તેનું સ્મિત પાછું આવતું લાગ્યું. તેણે ધીમે રહીને બૂમ પાડી : 'વિભાકર ?'

પસાર થઈ ગયેલા મનુષ્યે પાછા ફરી બૂમનો જવાબ આપ્યો નહિ. વિભાકર હતો કે નહિ તેની અવિનાશને ખાતરી થાય તે પહેલાં તે એક બાજુ ઉપર આવેલી ગલીમાં અદૃશ્ય થઈ ગયો.

અવિનાશ બીજે દિવસે રેવતીની ખબર કાઢવા ગયો. તેણે વચન આપ્યું ન હોત તો તે કદાચ ન જાત. ત્યાં ન જવાનું તેને સબળ કારણ હતું, એ કારણને લઈને તે કદાચ સેંકડો ગાઉ દૂર રાતમાં જ ચાલ્યો ગયો હોત, પરંતુ કોણ જાણે કેમ તેણે રેવતીને વચન આપ્યું હતું, અને તે એવી સુંદર, ભોળી પોતાનાથી જ રક્ષાયેલી યુવતીને આપ્યું હતું. એથી તેણે ગમે તેટલું હૃદય કઠણ કર્યું છતાં વચનભંગ કરવાની તેને અશક્તિ લાગી. આખી રાત રેવતીનું મુખ તેની આંખ આગળ આવ્યા કરતું હતું, અને તેના શબ્દો ' ખબર કાઢવા પાછા નહીં આવો ?' તેના કર્ણ ઉપર અથડાયા કરતા હતા. લાગણીને વશ થવું એ નિર્બળ કાયર પુરુષનું કામ છે એમ તે માનતો. આજે તેણે એ નિર્બળતા અનુભવી. એ લાગણીથી છૂટવા તેણે બહુ મથન કર્યું, પરંતુ તેનાથી મુક્ત થઈ શકાયું નહિ. અત્યંત દૃઢતાથી તે મનને તૈયાર કરતો, પણ રેવતીનું મુખ અને તેના શબ્દો ફરી ફરી સ્મરણમાં આવી તેને વારંવાર નિર્બળ બનાવી દેતા. છેવટે તે હાર્યો, રેવતીની પાસે એક વખત તો જવું જ પડશે એમ તેને લાગ્યું. તેણે નિઃશ્વાસ મૂકી લાગણીની સામે થવાનો પ્રયત્ન મૂકી દીધો. તે મનમાં બોલ્યો :

'હું પડું છું ! મારું કાંઈક પતન થાય છે.'

તે ગયો ત્યારે રેવતી તેની રાહ જોઈને જ બેઠી હતી. તેને વધારે વાગ્યું નહોતું એટલે તે બેસી શકતી હતી, માત્ર શરીર અને મનનો પરિશ્રમ ન કરવાની ડૉક્ટરોએ તેને સલાહ આપી હતી. મોટા ડૉક્ટરો દવા ન આપતાં માત્ર આરામની સલાહ આપીને પણ ભારે કમાણી કરી શકે છે.

'આટલા બધા મોડા ? હું તો સવારની તમારી રાહ જોઉં છું.' અવિનાશને જોતાં બરાબર રેવતી બોલી ઊઠી. અવિનાશે કારણો આપ્યાં, પણ રેવતીએ એકે કારણ માન્ય કર્યું નહિ. તેણે કહ્યું : 'એ બધાં બહાનાં છે. માંદા માણસ પાસે કોને આવવું ગમે ?'

'અરે, અરે ! એમ શું બોલો છો ? કહેશો તો હું રોજ આવીશ.' અવિનાશ પોતાને હાથે જ જાળમાં સપડાયો જતો હતો. તેણે અહીં એક જ વખત આવવાનો નિશ્ચય કર્યો હતો. અત્યારે તે રોજ આવવાનું વચન આપી બેઠો. આજે તો તેણે ગામ છોડવાનો પણ નિશ્ચય કર્યો હતો !

'સવારે મને એવો અણગમો આવ્યો ! તમે આવ્યા નહિ, અને મારી હીરાની પહોંચી ખોવાઈ ગઈ, એવી સારી અને કિંમતી હતી !' રેવતીએ દિલગીરીનાં કારણો દર્શાવ્યાં.

અવિવાશના મુખ ઉપરથી લોહી ઊડી ગયું, તે ઝાંખો પડી ગયો, તેના મુખ ઉપરનું સ્મિત અદૃશ્ય થઈ ગયું, તેનાથી બોલી જવાયું :

'એ પહોંચી તો મેં કાઢી લીધી હતી.' અકસ્માત જેવા પ્રસંગે પણ આ જવાહીરચોરનું મન વશ રહ્યું નહોતું. કદાચ એ હીરાની કિંમતી ચીજ લેવા માટે જ એણે આ આખો અકસ્માતનો પ્રસંગ ઊભો કર્યો હોય તો કોણ કહી શકે ?

રેવતી બહુ જ આનંદમાં આવી ગઈ. તેણે કહ્યું : 'તમારો કેટલો ઉપકાર માનું ? તમે મને બચાવી અને મારી પહોંચી પણ બચાવી ! તમે તમારી પાસે ન રાખી હોત તો આ ધમાલમાં એ પડી જાત અગર કોઈ કાઢી જાત. તમે કાઢી લીધી એ બહુ જ સારું કર્યું.'

એક પણ શબ્દ બોલ્યા વગર અવિનાશે ખિસ્સામાંથી પહોંચી કાઢી. નકશીદાર ગોઠવણીમાં ઝગમગતા હીરાઓની વચમાં એક નાનું ઘડીયાળ શોભતું હતું. હથેલીમાં લેવાને બદલે રેવતીએ હાથનું કાંડું અવિનાશ આગળ ધર્યું. અવિનાશ તેને ખોવાઈ ગયેલી





પહોંચી પહેરાવે એવી રેવતીની સ્પષ્ટ ઇચ્છા જણાઇ. અવિનાશ સંકોચ પામ્યો. રેવતીએ પૂછ્યું: 'તમે નહીં પહેરાવો ? મારો બીજો હાથ દુ:ખે છે તેથી કહું છું.'

અવિનાશે રેવતીના મખમલ સરખા સુંવાળા હાથનો સ્પર્શ કર્યો, તે જાણે બિલકુલ બેભાન બની ગયો. પાછળ વિભાકર આવીને ઊભો હતો તેનો પણ કોઈને ખ્યાલ આવ્યો નહિ. પહોંચી પહેરાવવાની ક્રિયા વિભાકરે પૂરી જોઈ. અને બંનેનાં મુખ પણ જોયા હતાં. રેવતીના મુખ ઉપર પરમ સંતોષ છવાઈ રહ્યો. તેણે ઊંચે જોયુ અને વિભાકરને નિહાળ્યો.

'આપ કોણ છો ?' રેવતીએ પૂછ્યુ. અવિનાશે પણ એ બાજુએ જોયું. તે ઊભો થયો અને બોલ્યો: 'એમને મારું કામ છે. હું એમની સાથે જાઉં છુ.'

'મળવું હોય તો બહાર ઘણી જગા છે. આજે તમે તો અહીં જ રહેજો.' રેવતીએ કહ્યું.

'હવે મારાથી ફરી નહિ અવાય.' નિ:શ્વાસ નાખી અવિનાશે કહ્યું.

'ના, ના, મને ફરી મળ્યા વગર તો હું તમને નહિ જ જવા દઉં.' રેવતી બોલી. તેનો વિભાકરે જ જવાબ આપ્યો: 'મારે પાંચ મિનિટનું જ કામ છે, પછી અવિનાશ આપની પાસે આવશે જ.'

'વિભાકર! વોરંટ તો તારી પાસે જ છે ને!' અવિનાશે ઓરડાની બહાર નીકળી પૂછ્યું.

'હા.'

'હું જાણું છું, પણ એ બજાવવાની જરૂર નથી. હું તારે તાબે થઈ જાઉં છું. તુ મને પકડી શક્યો એ માટે હું તને અભિનંદન આપું છુ.' અવિનાશે કહ્યું.

'અવિનાશ!' વિભાકરે ગંભીરતાથી જણાવ્યું: 'મારી અને કીર્તિની વચ્ચે દશ ક્ષણનો જ અંતરાય પડ્યો છે. વોરંટ છે છતાં તે હવે બજાવી શકાશે નહિ.'

કશાથી પણ ન ... ... ...

તેણે વિભાકરની સામે એક ક્ષણવાર ધારીને જોયુ પછી તે બોલી ઊઠ્યો: 'તુ શું કહે છે? તું મને પકડતો નથી?'

'ના'.

'પણ કાંઈ કારણ? હું તારી સામે થયો નથી.'

'તું સામે થયો હોત તો કદાચ પકડાત કે નહીં એ સવાલ છે. મદ્રાસમાંથી તું શી રીતે ખસી શક્યો તે હું હજી સમજી શકતો નથી.'

'તો ભલે, હું તારી સામે થયો છું એમ માની લે'

'હવે નહિ, તને હું કદી પકડીશ નહિ.'

'મારી દયા ખાય છે!'

'ના'.

'તો પછી તારા જેવો બેવકૂફ કોણ? મને પકડીશ તો આખા હિંદભરમાં તારું નામ પ્રખ્યાત થશે અને તારું ભવિષ્ય એકદમ ઝગમગી ઊઠશે. શા માટે એ લાગ જવા દે છે? તારી મહેનત અને તારી કુનેહ કાંઈ ઓછાં નથી.' અવિનાશે કહ્યું.

'બધું ખરું, આ ઓરડામાં મેં પગ નહોતો મૂક્યો ત્યાંસુધી એ બધો જ વિચાર ખરો હતો. પરંતુ રેવતી અને તને ભેગાં જોયા પછી કશું જ બની શકશે નહિ.'

'કારણ?'

'રેવતીનું સોનેરી સ્વપ્ન મારાથી ખંડિત નહિ થાય. એ તને ચાહે છે. હિન્દના એક ભયંકર ચોરને એ ચાહતી હતી એમ પુરવાર કરીને તેનો નિસાસો મારાથી જોવાશે નહિ. ભલે મારુ ભવિષ્ય ઝગમગી ન ઊઠે.'

મહાપુરુષો જગતમાં હોય છે. સત્તાનો લોભ જતો કરનાર વીરલ પુરુષો પણ વસુંધરામાં જન્મે છે, પરંતુ કીર્તિનો લોભ છોડનાર તો સાધુઓ અને મહર્ષિઓમાં પણ શોધવા મુશ્કેલ છે. અવિનાશે છેલ્લી દલીલ કરી: 'વિભાકર, એ બધું ખરું હશે. પરંતુ



એક ગુનેગારને જવા દઈ તું મોટું પાપ કરે છે, એની તને ખબર છે?'

'અવિનાશ ગુનેગાર રહ્યો હોત તો હું જરૂર પકડત, પણ એનામાં વાસ કરી રહેલો ગુનેગાર બળીને ભસ્મ થઈ ગયો છે, દોષરહિત બનેલા અવિનાશને પકડીને શું કરું?'

જગમોહનલાલે એકાએક બહારથી પ્રવેશ કર્યો. તેમણે અવિનાશને જોઈ આવકાર આપ્યો: 'ઓ...હો! તમે ક્યાંથી? તમારી તો રાહ જોયા કરું છું. રેવતી પણ તમને બોલાવવા માટે સવારની કહ્યા કરે છે.'

'આપની કૃપા છે.' અવિનાશે જવાબ આપ્યો: 'આપની બન્નેની પ્રકૃતિ સારી છે એ જોઈ હું બહુ ખુશ થયો છું.'

'અમે બંને જણાં બચી ગયાં તે તમારે લીધે જ. આ ભાઈ કોણ છે?' વિભાકર તરફ નિર્દેશ કરી જગમોહનલાલે પૂછ્યું.

'એ પોલીસ અમલદાર વિભાકર છે.'

'રિસ્ટ વૉચ(હાથનું ઘડિયાળ)ની તપાસ માટે આવ્યા હશે. કમિશ્નર સાહેબ સાથે મારી ખબર કાઢવા આવેલા તે જ.'

'એ મળી આવી. એનો ચોર તો હું છું!' અવિનાશે જણાવ્યું.

'એમ! તમારા હાથમાં આવી હતી? ચાલો બહુ સારું થયું. કમિશ્નર સાહેબ તો કહેતા હતા કે હિન્દુસ્તાનમાં મુદ્દામ ઝવેરાતની ચોરી કરનાર કોઈ ચોર કે ચોરની ટોળી ઊભી થઈ છે, તેનું જ એ કાર્ય હોવું જોઈએ. તેમના એક ચાલાક મદદનીશ બધો પુરાવો મેળવી તેને આજકાલમાં પકડશે એમ પણ કહેતા હતા.' જગમોહનલાલે હકીકત જણાવી.

'એ ચાલાક મદદનીશ તે આ વિભાકર.' અવિનાશે જગમોહનલાલને કહ્યું.

'આવો. આવો. અંદર રેવતીની પાસે બેસીએ. મને તમારી બંનેની ઠીક ઠીક ઓળખાણ થઈ.'

રેવતી પોતાને લાયક વરની શોધમાં બાવીસ વર્ષની વયની થઈ ગઈ હતી. ધનવાન પિતાની અને મા વગરની પુત્રીને સારા સારા યુવાનો પણ પસંદ પડ્યા નહોતા. છેવટે પોતાને અકસ્માતમાંથી ઊગારનાર અને પોતાની વહાલી રિસ્ટ વૉચ મેળવી આપનાર અવિનાશે તેના હૃદયને આકર્ષ્યું. તેનો દેખાવ, તેની રીતભાત, તેની છટા અને તેની સંસ્કારી વાણી ગમે તે યુવતીને મોહ પમાડે એવાં હતાં. અવિનાશને લાગ્યું કે તે રેવતીને અન્યાય કરતો હતો. ગમે તે ક્ષણે તે હાથમાં બેડી પહેરવાની પાત્રતા ધરાવતો હતો. રેવતી સાથે લગ્ન કરી પોતાના ગુનામાં એક ભોળી વિશ્વાસુ યુવતીના હૃદયને ભગ્ન કરવાનો ગુનો વધારવા તે જરા પણ તૈયાર નહોતો.

એક દિવસ અવિનાશથી રહેવાયું નહિ. તેણે ખુલ્લા દિલથી સઘળા ગુનાનો રેવતી આગળ એકરાર કર્યો. જેમ જેમ ગુનાની હકીકત અવિનાશ કહેતો ગયો, તેમ તેમ રેવતીને વાતમાં વધારે રસ પડતો ગયો. પરંતુ એ રસ અવિનાશની વાત કહેવાની શૈલીમાં પડતો હતો. તેના સત્યની તો રેવતીને જરી પણ ખાતરી થઈ નહિ. બધી વાત કહી રહ્યા પછી અસ્વીકારની આશા રાખતા અવિનાશે રેવતીની સામે જોયું. સંપૂર્ણ અશ્રદ્ધા બતાવી રેવતીએ કહ્યું: 'વાત સારી કહેતાં આવડે છે! પણ આવી ખોટી વાતો બનાવીને કહેવા કરતાં એમ જ કહી દો ને કે હું તમને ગમતી નથી.'

સ્ત્રીહૃદયની ઉદારતાથી મૂઝી ઊઠેલો અવિનાશ કાંઈ પણ જવાબ આપી શકે તે પહેલાં વિભાકર ત્યાં આવ્યો. આખા હિંદમાં ગવાઈ રહેલી ઝવેરાતની ચોરીઓના કેસમાં છેક છેલ્લી ક્ષણે નિષ્ફળ નીવડ્યાથી કમિશ્નરે તેના પ્રત્યે નારાજ થઈ, છૂપી પોલીસમાંથી તેને કારોબારી પોલીસમાં બદલી નાખ્યો હતો, એ હકીકત કહેવા વિભાકર આવ્યો હતો. તેની પ્રતિજ્ઞા ઊપર સાક્ષી લઈ તેની સહાય વડે રેવતીને પોતાને માટે લાગેલી ઘેલછામાંથી ખસેડવાનો અવિનાશે છેલ્લો ઈલાજ અજમાવ્યો:





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# જાતિ–પરિવર્તન

પા સદી પહેલાં જે વાતો કરનાર અને સાંભળનાર બન્નેને હસી કાઢવામાં આવતા એ જ વાતો આજે સાચી મનાવતું વિજ્ઞાન અને આગળ વધેલી દાક્તરી વિદ્યાને લીધે આ ઉપયોગી લેખ સમજવામાં વધુ સરળ થઈ શકે તેમ છે........

સ્ત્રીમાંથી પુરુષ અને પુરુષમાંથી સ્ત્રી બન્યાના વિસ્મયકારી બનાવો આપણે વાંચીએ છીએ. અજબ પરીકથા જેવી વાત જાણી આપણે અચરજ પામીએ છીએ. માન્યામાં ના આવે એવી બિના ટાઢા પહોરની ગપ સમજાય છે. પણ આ સત્ય ઘટના છે. મૂળ હકીકતમાં તો કુદરતે કરેલી ભૂલને વિજ્ઞાનની મદદથી સુધારવાનો માનવ પ્રયાસ છે.

એ તો નક્કી હકીકત છે કે ગર્ભાધાન વખતે જ બાળકની જાતિ (sex) નક્કી થઈ જાય છે. પુરુષના શુક્રકોષો બે પ્રકારના છે. એકસ જાતના અને વાય જાતના. જ્યારે સ્ત્રીના બીજકોષ ફક્ત એકસ જાતના હોય છે. પુરુષનો એકસ શુક્રકોષ સ્ત્રીના એક્સ બીજકોષ સાથે મળવાથી છોકરીનો દેહ બંધાય છે. જ્યારે પુરુષનો વાય–શુક્રકોષ સ્ત્રીના એકસ બીજકોષ સાથે મળવાથી છોકરાનો દેહ બંધાય છે. પુરુષના બન્ને પ્રકારના શુક્રકોષોની સંખ્યા સરખી હોવાથી છોકરા અને છોકરીના જન્મની સમતુલા વત્તા ઓછા અંશે જળવાય છે.

પણ લગ્નવય કે તે પછીના દાયકાઓમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે નજરે પડે છે. ગ્રેટ બ્રિટનના આંકડાઓ મુજબ દર સો કન્યાઓએ ૧૨૦ છોકરાઓ જન્મે છે. પણ ઉંમર વધતાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે હોય છે. કારણ એ છે કે સ્ત્રીઓ કરતાં પુરુષો ઓછા ખડતલ (Resistant) છે. પુરુષો અકસ્માતના જલ્દી ભોગ બનતા હોવાથી ગર્ભાવસ્થામાંથી માંડી જીવન દરમિયાન વધુ સંખ્યામાં મરણ પામે છે. આમ નક્કી થાય છે કે પ્રચલિત માન્યતાથી ઉલટું પુરુષો કરતાં સ્ત્રીઓ વધુ ખડતલ છે.

ગર્ભાધાન વખતે જ બાળકની જાતિ નક્કી થતી હોવા છતાં ય ગર્ભનાં અવયવો જોઈ તે નર કે નારી બનશે

---

'જુઓ, આ વિભાકર પોલીસ-અમલદાર છે. એ બધી હકીકત જાણે છે. એને સોગન આપી પૂછો કે મેં કહેલી બધી વાત ખરી છે કે નહિ!'

'સમ ખાય તે સદાય જુઠા મારે સોગન આપવા નથી.' રેવતી બોલી.

નાસીપાસ થયેલા અવિનાશે કહ્યું: 'એમ ને એમ પૂછો.'

'શું છે?' વિભાકરે પૂછ્યું. તેને ચોક્કસ ખાતરી થઈ કે અવિનાશે મુર્ખાઈ કરી પોતાનો પૂર્વઇતિહાસ કહી દીધો છે.

'આ એક ડીંગ હાંકે છે કે વર્તમાનપત્રોમાં આવતી ઝવેરાતની ભારે ભારે ચોરીઓ બધી એમણે જ કરી છે!'

'ચોરી કરનારનું મોં આવું હોય?' વિભાકરે સત્યને છુપાવી વાતને જુદો જ પલટો આપ્યો.

'લેતા જાઓ!' અસંત ખુશ થઈ રેવતીએ કટાક્ષ કર્યો.

અસહાય અવિનાશ ભાગ્યને તાબે થયો. પોતે એક અપરાધ કરે છે એમ જાણ્યા છતાં તેને રેવતી સાથે લગ્ન કરવા પડ્યાં. ત્યારપછી તો નવાઈની વાત એ બની કે ધીમે ધીમે જેમનાં જવાહીરોની ચોરી થઈ હતી તેમનાં જવાહીરો અગર જવાહીરોની કિંમત કોઈ ગુપ્ત મનુષ્ય તેમને મોકલાવ્યે જતો હતો તેની ખબર પડી, પરંતુ એ ચોરનાર અગર પાછો આપનાર કોણ છે તેની કોઈને ખબર પડી નહિ. એ ગુનાઓ હવે પોલીસની નોંધવહીમાંથી કમી કરવામાં આવ્યા છે.

*



તે ગર્ભવાસના પાંચમાં કે સાતમા અઠવાડિયા સુધી પણ નક્કી થઈ શકતું નથી. અત્યાર સુધી ગર્ભ ઉભયલિંગી (Herma-phrodite) હોઈ એનામાં સ્ત્રી અને પુરુષ બન્ને જાતિનાં લિંગો અપૂર્ણ વિકસીત (Rudimentry) દશામાં હોય છે. થોડા સમયમાં આવનારી નિયંત્રણા મુજબ તે નર કે નારી બનવા તત્પર હોય છે.

જો તે નરદેહ ધારણ કરે તો નરદેહની ગ્રંથિઓ અને અવયવો વિકાસ પામે છે. વિશેષમાં સ્ત્રી–અવયવો પણ નામાવશેષ રૂપમાં કાયમ રહે છે. જો તે નારી દેહ ધારણ કરે તો નારી દેહની ગ્રંથિઓ અને અવયવો વિકાસ પામતાં રહી નર–અવયવો નામાવશેષ રહે છે. આ કારણથી જ પુખ્તવયના પુરુષમાં ગર્ભાશય ને બીજાં સ્ત્રી અવયવોનાં અવશેષ–ચિહ્નો હોય છે અને પુખ્તવયની સ્ત્રીઓમાં પુરુષ અવયવોના શેષ ભાગો હોય છે. દરેક પુરુષમાં સ્ત્રીનાં અને દરેક સ્ત્રીમાં પુરુષનાં અવશેષ અવયવો હોવાં એ જીવનની શરૂઆતમાં બન્ને જાતિના નામાવશેષો હોવાના સંભારણાં રૂપ છે.

બન્ને જાતિનાં અવયવો ધરાવનાર ગર્ભ પુરુષ બને કે સ્ત્રી એ નક્કી શી રીતે થતું હશે ? પ્રયોગોથી સાબિત થયું છે કે વિકાસ પામતી શુક્રગ્રંથિઓના (Testis) સ્રાવથી ગર્ભનો પુરુષદેહ બંધાય છે. ગર્ભને પુરુષદેહ ભણી વાળનાર શુક્રગ્રંથિઓનો સ્રાવ છે. પૂર્ણસ્રીત્વ કે પૂર્ણ–પુરુષત્વ પામવા કાજે એક નહીં પણ પિટ્યુટરી, થાયરોઈડ, થાયમસ અને સુપ્રાહીનલ ગ્રંથિઓના સ્રાવોની પણ અત્યાવશ્યકતા છે.

પુરુષદેહ બંધાવા માટે શુક્રગ્રંથિના સ્રાવની જરૂરિયાત છે, તો ખૂબીની વાત તો એ છે કે સ્ત્રીદેહ થવા માટે આવા કોઈ સ્રાવની જરૂર પડતી જ નથી. આ અંગે પ્રયોગો કરતાં જાણવા મળ્યું છે કે પ્રાણીની તદ્દન બાલ્યાવસ્થામાં શુક્રગ્રંથિઓ કાઢી લેવામાં આવે તો પુરુષ અવયવોનો વિકાસ અટકી પડી સ્ત્રી દેહનાં અવયવો ખીલવા માંડે છે. આ ઉપરથી સાબિત થાય છે કે આંચળવાળાં બધાં પ્રાણીઓ (Mammals) પાયામાં તો સ્ત્રી દેહવાળાં છે. પુરુષદેહ તો શુક્રગ્રંથિઓના સ્રાવથી વિશિષ્ટ રીતે પ્રાપ્ત થાય છે. આમ સ્ત્રીમાંથી પુરુષ પેદા થયો કહેવાય, નહીં કે (બાઈબલની કથા મુજબ આદમની પાંસળીમાંથી ઈવ પેદા થઈ એમ) પુરુષમાંથી સ્ત્રી.

ગ્રંથિના સ્રાવથી જાતિ નક્કી થાય છે એ પહેલી બાબત. બીજી જરૂરિયાત શરીરમાં યોજાતા ફેરફારોને સ્વીકારવા માટે અનુકૂળ શરીર હોવાની છે. જવલ્લે એવું બને છે કે કોક શરીરમાં સ્ત્રીત્વનાં ઘણા લક્ષણો હોવા ઉપરાંત શુક્રગ્રંથિના સ્રાવને લીધે ચહેરા ઉપર વાળ પણ ઊગે છે. આવી વ્યકિત દાઢી મૂછ બાદ કરતાં પુરુષ કરતાં વધારે અંશે સ્ત્રી દેખાય છે. ડૉ. કેનેથ વોકર એક દાખલો ટાંકતા લખે છે: 'ચોવીશ વર્ષની તંદુરસ્ત એક યુવતી સારણ ગાંઠના ઑપરેશન માટે દવાખાનામાં આવી. ઓપરેશન વખતે બે પૂરેપૂરી વિકસીત શુક્રગ્રંથિઓ એના પેડુમાં જોવામાં આવી. યોની અને ગર્ભાશય અપૂર્ણ વિકસિત હતાં. ખરી રીતે દરદી સ્ત્રી ન હતી પણ શુક્રગ્રંથિઓના સ્રાવને અનુકૂળ નીવડયા વગરના શરીરવાળો પુરુષ હતો. આમ તે ઉભયલિંગી હોઈ શારીરિક અને માનસિક દશાએ સ્રીત્વ ભણી ઢળતો હોવાથી 'સ્ત્રી' તરીકે જીવતો હતો.'

જે વ્યકિતમાં બન્ને જાતિનાં જનનઅવયવો હોય એ ઉભયલિંગી કહેવાય છે. શુક્રગ્રંથિઓ અને બીજગ્રંથિઓ સાથે હોય એવા ઉભયલિંગી જવલ્લે જ હોય છે. પણ એવાં બાળકો તો જન્મે છે કે જેમનાં બહારનાં જનનઅંગો સ્ત્રી અને પુરુષ બન્નેના જેવાં હોય છે. આવા બાળકને છોકરો કે છોકરી કહેવાનું મુશ્કેલ થઈ પડે છે.

કુદરત ફાંટાબાજ છે કોક બાળક ૭ આંગળીઓવાળું જન્મે છે તો વળી કોક બાળકને એકાદ આંગળી હોતી નથી. આવી ખોડોની જેમ એક ખોડ એવી હોય છે કે બાળકની શુક્રગ્રંથિઓ પેડુમાં રહી જાય છે અને જનનેંદ્રિય નાની હોય છે. આ બાળક છોકરો





હોવા છતાંયે અણસમજથી છોકરી તરીકે ઓળખાય છે. તો વળી કોક બાળક છોકરી હોવા છતાં જ બીજ-ગ્રંથિઓ નીચી ઊતરી પડવાથી શુક્રગ્રંથિઓ જેવો દેખાવ લાગવાથી અને છિદ્રયુક્ત પેશાબમાર્ગ હોવાથી છોકરા તરીકે સ્વીકારાય છે. આમનો ઉછેર પહેરવેશ કેળવણી અને સમાજમાં સ્થાન પણ આ સ્વરૂપમાં જ ચાલ્યા કરે છે આમાં ખરો રકાસ તો બાળકની તેર–ચૌદ વર્ષની ઉંમરે થાય છે. પહેલા બાળકમાં મોં ઉપર મૂછનો દોરો ફૂટવા સાથે અવાજ 'ફાટે' છે તો બીજા બાળકમાં સ્તનપ્રદેશ ખીલવા માંડે છે આ બધી શરીરની વિકૃતિઓ માની લઈ બાળકને હીજડાના તિરસ્કૃત પદમાં મૂકવામાં આવે છે. દુઃખની બિના તો એ છે કે બાળકની સાચી જાતિ પરખાયા વિના તેનું આખું જીવન કષ્ટમય પસાર થાય છે.

ઉત્તર પ્રદેશના બદોમ જિલ્લાના ચંદ્રપ્રકાશનો આવો જ કિસ્સો છે તે 'અવિકસિત પુરુષ' (Retarded Male) હતો સત્તર વર્ષની ઉમ્મર સુધી તે ચમેલી-દેવી તરીકે જીવન જીવ્યો. બરેલીની કલેરા સ્વેઇન મિશન હોસ્પિટલમાં અમેરિકન સર્જન ડૉ. સી વી. પેરીલે એના ઉપર ઓપરેશન કરી એને 'પુરુષ' બનાવ્યો ચમેલીદેવી હવે ચંદ્રપ્રકાશ તરીકે જીવન જીવે છે.



અગાઉની ચમેલીદેવી

જન્મ વખતે ગુહ્યાંગોનો દેખાવ જોઈ ચંદ્રપ્રકાશને દાયણે છોકરી તરીકે જાહેર કર્યો. નામ પાડ્યું ચમેલી. એનો પહેરવેશ અને ઉછેર છોકરી જેમ થવા માંડ્યો. છતાંય રમતમાં તે છોકરાની જેમ વર્તતો હતો. છોકરાઓની રમતો એને પ્રિય હતી. બાર વર્ષની વયે છોકરા સાથે એનાં લગ્ન થવાનું નક્કી થયું. પરણવા માટે અ-યોગ્ય હોવાનો દાક્તરી ચુકાદો હતો. છોકરા સાથે લગ્નનો વિચાર જ તેને તિરસ્કારભર્યો લાગતો હતો. અપરિણીત રહેવાનો અને બળાત્કાર થાય તો આપઘાત કરવાનો નિશ્ચય કરી લીધો. સમાજની શરમથી પિતા લગ્ન માટે દબાણ કરતા હતા. ચમેલીની ના હતી પિતાએ ઘર બહાર ચાલી જવાનું ફરમાન કર્યું. ચાલી જવાની હિંમત તો હતી પણ કાયરતા આણનાર પહેરવેશ હતો.

પિતાને પેટમાં ચૂંક ઉપડવાથી બરેલીની મિશન હોસ્પિટલમાં દાખલ કરવામાં આવ્યા. પિતાના કહેવાથી ચમેલીએ શારીરિક તપાસ કરાવી. આમાંથી કાંઈક અવનવું જાણવા મળ્યું. ઓપરેશનથી નવું જીવન પ્રાપ્ત થાય એમ હતું. યુવતીમાંથી તે યુવક બને એમ હતુ. ઓપરેશન માટે સંમતિ આપવામાં આવી.

ચમેલી ઉપર ઓપરેશન કરનાર ડૉ. પેરીલનું કથન છે: 'ચમેલી 'અવિકસિત પુરુષ' છે. બહારના દેખાવથી તે સ્ત્રી જેવો લાગે છે. ઉમ્મર વધતાં જનનેદ્રિયની વૃદ્ધિ થતાં ગુંચવાડાભરી પરિસ્થિતિ ઊભી થઈ હશે. ચંદ્રપ્રકાશમા મુત્રનું છિદ્ર સ્ત્રીઓમાં હોય એ સ્થાને હોવાથી જન્મ સમયે ભુલભુલામણી થવા સંભવ હતો.'

જુલાઈ ૧૯૫૩માં ચંદ્રપ્રકાશ ઉપર ઓપરેશન કરવામાં આવ્યું. વાકમા ગંઠાઈ રહેલી જનનેદ્રિય બહાર છૂટી કાઢવામાં આવી. પ્લાસ્ટીક સર્જરીથી મૂત્રમાર્ગ બનાવવામા આવ્યો. દાઢી અને ગુહ્યાંગોના વિકાસ માટે પૌરુષેય ગ્રંથિના સ્રાવનાં ઇન્જેક્શન આપવામાં આવ્યાં. ઑકટોબરમા બીજું ઓપરેશન કરવામાં આવ્યુ. ચમેલી હવે ચંદ્રપ્રકાશ બન્યો છે। તે લગ્ન-સુખ માણી શકશે પણ આવાં લગ્નોથી સંતતિની આશા રાખવી વ્યર્થ છે

ઈશ્વર પેટલીકર

# રાત પડી

લગનકાળ વટાવી ચૂકેલી કન્યાની લગ્ન માટેની તાલાવેલી જગાવતી આ વાર્તા એથી વધુ તો રજૂઆત કરે છે માતા અને નાનેરાં ભાંડુઓ માટેની અપાર મમતાની. પોતાના ભોગે આખા કુટુંબને પોતે બચાવી લે એવા સપુતો પણ જે સમાજમાં નથી સાંપડતા ત્યાં એક પુત્રી એ કામ કેટલી સહજતાથી પાર પાડે છે......

છેલ્લાં બે વરસથી સરોજની લગ્ન અંગેની ઉત્સુકતા વધી હતી. આ લગનગાળામાં એક બહેનપણીના લગ્નમાં જઈ આવ્યા પછી એ એટલી વિહ્વલ થઈ ગઈ કે બીજાં બે લગ્નમાં એને ખાસ ગયા વિના ચાલે એવું નહોતું છતાં તબિયતનું બહાનું કાઢી એ દૂર રહી હતી. એના હૈયામાં લગ્નનું સ્વપ્ન કોઈ વખત એવું પ્રબળ જાગી જતું કે એ ઝંઝાવાતમાં સપડાઈ હોય તેમ સૂધબૂધ ગુમાવી બેસતી. છેલ્લાં બે માસથી એને આશ્વાસનનું એક હથિયાર જડી ગયું હતું. પાડોશીના દોઢેક વરસના તંદુરસ્ત, સુંદર, હસમુખા બાબાને એકાંતમાં લઈ જઈ પોતાના વક્ષઃસ્થળ ઉપર જોરથી દબાવી એને ગાલે ચુંબન લેતી, એના આ દૂધમલ હોઠે પોતાનો ગાલ ધરતી!

આજે છાપામાં એક લગ્નની સત્યકથા વાંચતાં વળી એનું હૈયું ઊમટી આવ્યું—એ કથાની નાયિકા જેવી પોતાની સ્થિતિ નહોતી શું? ગઈ પૂર્ણિમાએ મને બાવીસમું વર્ષ ઊતરી તેવીસમું બેઠું, પછી હૈયું લગ્ન પોકારે એમાં એનો ય શો વાંક?

એ દિવસના પુખ્ત વિચાર પછી સરોજ બળવો કરવાના છેલ્લા નિર્ણય ઉપર આવી હોય તેમ છાપામાં આવેલી એક સત્યકથામાંનું લગ્ન જે સંસ્થા મારફત થયું હતું તેને એણે પત્ર લખ્યો. એ સંસ્થાના મંત્રી શહેરમાં જાણીતા હતા સરોજે જાહેર સભામાં એમને સાંભળ્યા પણ હતા. બા, જો રૂઢિ ન જ તોડી શકવાની હોય, રૂઢિને વળગી રહેવું એ કાયરતા જ હોય તો નિઃસ્વાર્થ સેવકનું માર્ગદર્શન મેળવી લગ્ન ન પતાવવું, એવી માળા જપતી એ પ્રત્યુત્તરની રાહ જોઈ રહી હતી.

પોતાની ગેરહાજરીમાં બાને હાથે પત્ર જાય અને વિઘ્ન ઊભું થાય એ દૃષ્ટિએ અમુક દિવસે પોતાને અચૂક પત્ર મળે તેવી સૂચના સરોજે લખી હતી. સંસ્થા લઈને બેસનારા કંઈ પોતાનું એકલાનું કામ લઈને નથી બેઠા એટલે એમની પાસે તાત્કાલિક જવાબની આશા રાખવી એ અવિવેક કહેવાય માની એણે જાતે જ અઠવાડિયાની મુદત નાખી હતી. પરંતુ



આજનો ચંદ્રપ્રકાશ

બે વર્ષ સુધી ફોજમાં સફળતાપૂર્વક કામ કરનાર ૨૬ વર્ષની ઉમ્મરનો અમેરિકી સૈનિક જ્યોર્જ જાર્ગેન્સન ડેન્માર્કમાં ત્રણ વર્ષના ઉપચારથી અદ્ભુત જાતિપરિવર્તન પામી ક્રીસ્તાઈન જાર્ગેન્સન નામની યુવતી બન્યો છે! એણે મા-બાપને પત્ર લખ્યો કે 'જાણીને અચરજ ના પામશો કે વિજ્ઞાનની મદદથી મારા શરીરની કુદરતની ભૂલ સુધરી ગઈ છે. હું હવે આપનો બેટો નહીં પણ બેટી છું.'

કુદરત જ્યાં ભૂલ કરે છે ત્યાં આધુનિક શસ્ત્રક્રિયા અને દવાઓ અજબ કરામત કરી તે સુધારી લે છે!!



એટલા દિવસ વીતાવતાં એને શું શું વીત્યું એ તો એ જ જાણતી હતી.

ટપાલ આવવાનો દિવસ ઊગે તે પહેલાં એની આંખો ઊઘડી ગઈ. બા બાજુમાં સૂતી હતી એના ઉપર નજર જતાં સરોજને થયું—છેવટે મારે બાને ઊંઘતી રાખીને જ પગલું ભરવું પડશે? એ બેઠી થઈ અને બહાર નીકળતાં બબડી એ સિવાય બીજો રસ્તો ક્યાં છે! ટપાલ આવી ટપાલી પાસેથી તરાપ મારી પત્ર ઝૂંટવી લઈને બે ચાર ગડ વાળી દઈને કબ જાના ખિસ્સામાં છુપાવી દીધો. પછી એને ભાન આવ્યું કે પોતાનું વર્તન જ એવું હતું કે ટપાલીને વહેમ ન પડતો હોય તો પણ પડે એમાંથી વાત કોઈ વખત ફૂટે પત્ર વાંચવાની ઉત્સુકતા દબાવી દઈને એ બા પાસે ચાલી ગઈ.

મંત્રીએ સંસ્થામાં આવી રૂબરૂ મળી જવા લખ્યું હતું. એ સ્થળ એનું જોયેલું હતું. વળી છેલ્લાં ચાર વરસથી, પિતા ગુજરી ગયા પછી, ઘરની ચીજ-વસ્તુઓ મોટે ભાગે એ ખરીદી લાવતી હતી એટલે બહાર જવાનું કોઈ બહાનું શોધવું પણ મુશ્કેલ ન હતું. વળી બાને એના ઉપર એટલો વિશ્વાસ હતો કે વહેલું મોડું થાય તો પણ એ શંકા સેવે તેમ ન હતી. છતાં એનામાં સંકોચ એટલો બધો આવી વસ્યો કે એના પગ ઉપડતા ન હતા. એને પોતાને પણ નવાઈ લાગી કે આટલો બધો સંકોચ પોતાનામા ક્યાંથી ચડી આવ્યો એકલી જતાં પોતાનો પગ કેમેય નહિ ઉપડે તેની ખાતરી થતાં સરોજે મીનાને સાથે લઈ જવાનું વિચારી કાઢ્યું દસમી શ્રેણીમાં ભણતી સોળ વરસની મીના એની પાડોશમા રહેતી હતી. એના મોટી બહેન અને સરોજ સરખી ઉંમરનાં, સાથે રમેલાં, ભણેલાં. એ પરણીને સાસરે ગઈ તે પછી મીના સાથે એને મૈત્રી બંધાઈ હતી. પરંતુ સરોજ એની સમક્ષ હૈયું ઠલવી શકે એવી સમાનતા ન હતી. મીનાએ લગ્નની ઊર્મિ અનુભવી હતી એટલે એક વખત સરોજ સાથે વાત કરતાં એણે કહ્યું હતું—તમે ખાલી ઘેર બેસી રહો છો તે કરતાં કોઈ નોકરી કરતાં હો તો... સરોજે એ સવાલ હસીને ઉડાવી દીધો હતો.

શનિવારે સવારે મીનાને પોતાની સાથે બજારમાં ખેંચી ત્યારે એને એમ ખ્યાલ કે અમસ્તી સાથે લઈ જાય છે. પરંતુ બસસ્ટેન્ડે ઊભા ન રહેતાં, આપણે વાતો કરતાં કરતાં ચાલીને જઈએ, એમ સરોજે કહ્યું ત્યારે મીનાને થયું કે વાતમાં કંઈ ભેદ છે. બાકી વાત કરવી હોય તો બસમાં પણ ક્યાં નથી થતી?

સરોજે વાત શરૂ કરતાં કહ્યું: 'તું મને કહેતી હતી. કે મારે કોઈ નોકરી કરવી જોઈએ...'

વાત પૂરી સાંભળતાં પહેલાં મીના બોલી: 'એમાં શું ખોટું છે?'

સરોજ: 'મેં પણ છેવટ એ જ નક્કી કર્યું છે. અત્યારે હું એની તપાસમાં જાઉં છું એથી તને સાથે લીધી છે.'

મીના: 'હું સાથે આવીને શું કરવાની હતી?'

સરોજ: 'મને સંકોચ લાગે છે. તું સાથે હોય તો..'

મીના: 'શાની નોકરી છે?'

સરોજ: 'ખાનગી રાખીશ ને?'

મીના. 'નોકરીમાં ખાનગી શું રાખવાનું?'

સરોજ. 'મારી બા જાણે તો...'

મીના: 'તમે મને બનાવો છો. બાથી છાની તે વળી નોકરી થઈ શકતી હશે?'

સરોજ: 'બનાવતી હોઉં તો તને સાથે શું કામ લાવું? વાત સાચી છે. ઘરનાથી સાવ છાનું રાખવાનું હોય ત્યારે તારા જેવું વિશ્વાસુ એકાદ જણ હોય તો સારું.'

મીના સમજી ગઈ હોય તેમ બોલી ઊઠી: 'લગ્નની વાત છે?'

સરોજ: 'તને શી રીતે ખબર પડી ગઈ?'



મીના : 'માબાપથી છાનું તે વળી છોકરીને બીજું શું હોય? એક વખત મેં તો તમારાં બાને પણ કહ્યું હતું કે કન્યા પરણાવવા પાછળ તમારી નાતમાં મોટી રકમ જોઈતી હોય તો મૂકોને નાતને પડતી...'

સરોજે: 'એમનામાં એટલી હિંમત હોય તો મારે છાનું પગલું ભરવાનો વિચાર શું કામ કરવો પડે?'

મીનાને સુધારાનો જુસ્સો ચડ્યો હોય તેમ બોલી: 'બળવો કર્યા વિના બીજો રસ્તો જ નથી.'

સરોજ: 'તારે એવું પગલું ભરવું હોય તો તું હિંમત કરે?'

મીના : 'ખરું પૂછો તો, પરણવામાં સૌ આટલો આટલો બધો કેમ આનંદ માનતાં હશે તે જ મને સમજાતું નથી.'

સરોજ કંઈ બોલ્યા વિના એની નિર્દોષતાને હસી રહી, બંને મૂગાં મૂગાં મંત્રીની ઑફિસમાં દાખલ થયાં. મંત્રીને જે યુવકોની ભાળ હતી તેમાંથી સરોજના વ્યક્તિત્વનો ખ્યાલ કરી એક યુવકની માહિતી જણાવી. યુવક સત્તાવીસ વર્ષનો હતો. ડબલ ગ્રેજ્યુએટ થઈને ભવિષ્યમાં સારી પાયરી ઉપર પહોંચી શકે તેવી ખાનગી પેઢીમાં નોકરી કરતો હતો. મંત્રી પોતે પણ એને બે વર્ષથી ઓળખતા હતા. યુવક નાના ગામડાનો હતો, કન્યાકેળવણીના અભાવે નાતમાંથી અભણ કન્યાઓનાં માગાં આવતાં, તે એને મંજૂર ન હતાં. એને પૂછીને આવતા શનિવારે ટપાલ મળે એ રીતે જવાબ લખશે તેમ મંત્રીએ જણાવ્યું અને મુલાકાત પૂરી થઈ.

બંને જણ મંત્રીને મળી સંસ્થાની બહાર નીકળ્યાં ત્યારે સમાજસુધારા ઉપર, રૂઢિની જડતા ઉપર, છોકરીઓની બળવો કરવાની શકિત ઉપર મંત્રીએ જે વિચારો દર્શાવ્યા હતા; તેની અસર સરોજ કરતાં મીના ઉપર પ્રબળ થઈ હોય તેમ એ બોલી: 'આપણે છોકરીઓ જ્યાં સુધી ઘરની ચાર દીવાલોમાં ગોંધાઈ રહીશું, વારસામાં મળેલી રૂઢિઓનાં જ્યાં સુધી માબાપ ગુલામ હશે ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી.' અને ઉત્સાહને લીધે બીજે શનિવારે એણે નિશાળમાંથી આવીને પ્રથમ કામ સરોજ ઉપર ટપાલ આવી કે નહિ તે જાણવાનું કર્યું. યુવક સાથે સરોજની મુલાકાત માટે એને સંસ્થામાં બોલાવી હતી.

સરોજનો ક્ષોભ હજુ પૂરેપૂરો ગયો ન હોય તેમ માનીને આ વખતે પણ એ નિશાળમાંથી બારોબાર તેડી ગઈ. મંત્રીએ બંનેને એકબીજાનું ઓળખાણ આપ્યું અને અંગત વાતચીત કરવા માટે બાજુનો ખંડ બતાવ્યો. યુવક પ્રથમ ઊઠ્યો. સરોજ પાછળ ઊભી થઈ અને સાથે મીનાને હાથ પકડીને ખેંચી ગઈ. એ ન છૂટકે ગઈ તો ખરી પણ થોડી વાતચીત ચાલી ત્યાં તો એ ધીમેથી ઊભી થઈ અને બહાર સરી ગઈ.

બંને મંત્રીની ઑફિસમાં આવ્યાં. યુવકે કહ્યું: 'પ્રથમ મુલાકાતે અમને બંનેને સારી છાપ પડી છે, પરંતુ આવા ગંભીર પ્રશ્નમાં વિચારપૂર્વક પગલું ભરવું જોઈએ એટલે અમે હજી ફરી મળીશું. છેવટ નિર્ણય પર આવીશું ત્યારે જણાવીશું.'

સંસ્થાની બહાર નીકળતાં સરોજે મીનાને કહ્યું: 'બાને કે કોઈને વહેમ પડે તો મુસ્કેલી ઊભી થાય એટલે રૂબરૂ મળવાનું વારંવાર બને એમ નથી. વિચારોની આપલે પત્રોથી કરવી અને જરૂર લાગે ત્યારે મળવું અને તારી મારફત એ પત્રો મને પહોંચાડે.' એમાં ટેકો માગતી હોય તેમ એણે પૂછ્યું: 'બરાબર છે ને?'

મીનાનો ઉત્સાહ હજી એનો એ હતો. બોલી: 'તળાવમાં રહેવું અને મગરની શી બીક? બા જાણી જઈને શું કરી નાખવાનાં હતાં? એ કંઈ ઓછા ઘરમાં પૂરી રાખવાનાં હતાં?'

યુવક એના સામું જોઈને આછું હસતાં બોલ્યો: 'તમારું કહેવું બરાબર છે. પરંતુ દરેકમાં એટલી હિંમત નથી હોતી. અહીં આવવું તેમાં ય તમને સાથે લાવે તે ઉપરથી એમને નથી ઓળખી ગયાં?'

મીના સામું હસતાં બોલી: 'પાકા છો તમે.'





યુવકે મજાક કરતાં કહ્યું : હું પાક્કો નહીં હોઉં તો ચાલશે, પણ સંદેશા લઈ જનાર પાકું નહિ હોય તો નહિ ચાલે.'

યુવકના પત્રો આવતાં તે સરોજ મીનાને વંચાવતી હતી. મોંએથી એ વાંચવાની ના પાડતી હતી, પરંતુ દિલથી તો એ પત્રો એને વાંચવા ગમતા હતા. યુવક એમાં પોતાનાં સ્વપ્નાં, સફળતાઓ અને ભાવનાઓનાં ચિત્રો દોરતો હતો. યુવકમાં નિખાલસતા પણ પૂરેપૂરી હતી. પોતાના સ્વભાવનું એ પૃથક્કરણ કરતો ત્યારે પોતાની તામસી પ્રકૃતિનું અને એથી કોઈ વખત ક્રોધમાં આવી જઈ અવિચારી બોલી ગયાનું કે એકાદ બે વખત લપડાક મારી દીધેલા કિસ્સાનો ઉલ્લેખ કરતો. લગ્ન થશે તો પોતે સુખી કરવા બનતું કરશે તેવી ખાતરી આપતો હતો. છતાં જે પગલું ભરાય તે વિચારપૂર્વક, પાછળથી પસ્તાવા વખત ન આવે કે પોતે છેતરાઈ હતી.

યુવકનો છેલ્લો પત્ર વાંચતા મીનાએ સરોજને પૂછ્યું: 'હજી તું શાનો વિચાર કર્યા કરે છે?'

સરોજ: 'તું શી સલાહ આપે છે?'

મુરબ્બીવટ દાખવતાં મીના બોલી : 'પરણી જવાની વળી. આ જ યુવક નાતનો હોત તો બા શું તૈયાર ન થાત?'

સરોજ: 'નાતનો આવો યુવક તો હજારો ખર્ચતાં ય ન મળે.'

મીના : 'રૂઢિ તોડ્યે આટલો સરસ પતિ મળતો હોય તો પછી વિચાર શો કરવાનો!'

સરોજને થયું કે માબાપ વિચાર કરે છે તેમાંય આથી વિશેષ શી ખાતરી કરે છે? ત્રણ માસથી પત્રવ્યવહાર, મળવાનું ચાલતું હતું. છેવટ એ પગલું ગમે તેટલું મોડું ભરાય તો પણ હિંમત વિના ભરાવાનું ન હતું. તો વિલંબ કરવાનું પ્રયોજન શું? એ છેલ્લી સ્થિતિનો વિચાર ન કરતા એને લાગ્યું કે બાને બિલકુલ અંધારામાં રાખવી એ શું કૃતઘ્નતા ન કહેવાય? માબાપના વાત્સલ્યનો શું આ બદલો આપવાનો? પિતાની હયાતીમાં બા કંઈ ઊંચે સાદે બોલતી, ઠપકો આપતી પણ એમના ગયા પછી મારું દિલ ન દુભાય તે રીતે એ કાયમ વર્તે છે. એને મારા લગ્નની ઓછી ચિંતા છે? ભલે હું મારું ધાર્યું કરું પણ બાને કાને વાત તો નાખવી જોઈએ.

એક અઠવાડિયા સુધી હિંમત ભેગી કરી ત્યારે તક મળતાં સરોજથી વાત થઈ શકી. તે ય પોતે અમુક યુવકને પરણવા માગે છે તેવી સ્પષ્ટ તો નહિ રૂઢિને શા માટે વળગી રહેવું જોઈએ? ગામડાનો કોઈ યોગ્ય યુવક હોય તો શા માટે હિંમત ન કરવી? છોકરીઓ અકળાઈને છાનું પગલું ભરે તેવી સ્થિતિ માબાપોએ શું કામ સર્જાવા દેવી જોઈએ?

બાએ પોતાના જૂના સંસ્કાર પ્રમાણે જવાબ આપવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ દીકરીની વાતચીત ઉપરથી એના મનમાં શું ચાલી રહ્યું હતું, તેનો અણસારો બાને ન આવે તેવી એ મૂરખ ન હતી. સાચે જ પોતાની સરોજ એ રીતે પરણે તો? એ વિચાર સાથે જ બાના શરીરમાં ઠંડીનો ધ્રૂજારી પસાર થઈ જતી. પોતાની એ નાની દીકરીઓ અને દીકરાનું સમાજમાં શું સ્થાન રહે? નાત પોતાને હડે હડે કરે અને છોકરાં રઝળી જાય!

આ પ્રત્યાઘાતથી બા માંદગીમાં પટકાઈ પડી. આમ તો તાવ જ હતો. પણ મોં ઉપરથી નૂર ઊડી જવાથી ફીકાશ આવી ગઈ હતી. વૈધવ્ય પછી બાનું શરીર આમે ય નબળું પડ્યું હતું. મોટી દીકરીને પરણાવવાની ચિંતા, દીકરો મોટો થાય અને કમાય એ ઉપર ઘરનો આધાર હતો. દીકરો આ સાલ એસ. એસ. સી. માં આવ્યો હતો, પણ અભ્યાસમાં કાચો હતો એટલે પાસ થવાની આશા ન હતી. એનાથી નાની બે દીકરીઓનો બોજો પણ માથે ઝઝૂમી રહ્યો હતો. આ બધું ચિત્ર બાની દૃષ્ટિથી દૂર ખસતું ન હતું.

સરોજ દવા લાવતી હતી. બા પીતી પણ ખરી. પરંતુ



માંદગી શાની હતી તે માદીકરી બંને સમજતાં હતાં. એનાં મૂળ ઉવેખવાની કોઈની ઇચ્છા નહોતી એટલે એ અંગે ચૂપ રહેતાં હતાં. બા આડકતરો ઘરની જવાબદારીનો ઉલ્લેખ કરતી, તો દીકરી મોંઘમ પ્રત્યુત્તર આપતી હતી. આમાંથી સરોજને ભય પેઠો હતો. બા વધુ પડતી લાગણીપ્રધાન હતી. તે પોતે એ રીતે લગ્ન કરે અને એ આઘાતથી પટકાઈ પડી એનો દેહ છૂટી જાય તો? નાનાં ભાઈબહેનનો કોણ આધાર? એવી હાય લઈને હું પરણું તો સુખી ય શું થાઉં?

સરોજના મનમાં જે વિચારો આવતા તે યુવકને પત્રમાં વ્યક્ત કરતી. યુવક એના ખુલાસા કરતો. બુદ્ધિથી વિચારતાં યુવકની વિચારસરણી સ્વીકાર્ય પણ લાગતી. મીનાને લઈને એ યુવકને મળી ત્યારે મીના અને યુવક એક પડખે થઈ, બંનેએ મા-ભાઈબહેન પ્રત્યેની લાગણીને વેવલાશ તરીકે સાબિત કરી બતાવી. સાચો ધર્મ ભરત, પ્રહ્‌લાદના આચરણ જેવો હોઈ શકે તેમ દાખલા ટાંકી બતાવ્યા. સરોજમાં હિંમત આવી હોય તેમ એણે સ્વીકાર કરતાં કહ્યું: 'બાથી છૂપું પગલું ભરવું એ જ એક માત્ર રસ્તો છે.'

બીજા ખાસ્સા બે માસ ચાલ્યા ગયા. બાની તબિયત હવે ઠીક રહેતી હતી. સરોજના વર્તનથી બાને ખાતરી થઈ હતી કે દીકરીએ ચર્ચા કરવા ખાતર તે દિવસે એવી ચર્ચા કરી હતી, એના મનમાં એવું પગલું ભરવાની ગણતરી હોય તો કોઈ રીતે વ્યક્ત થયા વગર ન રહે. સરોજને પણ ખાતરી થઈ ગઈ હતી કે બા કોઈ હિસાબે રૂઢિ બહાર જવાની સંમતિ આપી શકે તેમ ન હતી. છેવટ જીવનમાં હતી તે સઘળી હિંમત એકઠી કરી એણે લગ્નનો દિવસ નક્કી કરી નાખ્યો.

પરંતુ જેમ જેમ એ દિવસ નજીક આવતો ગયો તેમ તેમ કુટુંબ પ્રત્યેની લાગણીનાં પૂર સરોજના હૈયામાં ઊભરાવા લાગ્યાં અને આગલી રાતે તો એ પૂરે હૈયાનો બંધ તોડી નાખ્યો. એણે બધા ય વિચારો મારી હઠાવ્યા. પણ એક જ, બસ એક જ લાગણી એનાથી ભેદી શકાઈ નહિ. પિતા હયાત હોત અને એમની વિરુદ્ધ જઈ પગલું ભરવાની હિંમત કરી હોત તો એમાં વીરાંગનાનું તેજ કહેવાત. પરંતુ બા વિધવા હતી, કુટુંબની જવાબદારી અદા કરવાની એનામાં પૂરતી શક્તિ ન હતી. એને માથે ચાર સંતાનનો બોજો હતો ત્યારે સૌથી મોટા સંતાન તરીકે મારી ફરજ એનો બોજો ઓછો કરવાની કે વધારવાની? હું એને લાત મારી રહી હતી કે બીજું?

સરોજે બાજુમાં સૂતેલી બાનું મોં જોવા પથારીમાંથી સહેજ ઊંચકાઈને નજર કરી. અંધારામાં મોં ઝાંખું દેખાતું હતું. બા નચિંત રીતે ઊંઘી રહી હોય તેમ શ્વાસોચ્છ્‌વાસ એકસરખો ચાલી રહ્યો હતો. એને થયું—આવતી કાલે હું લગ્ન કરું તો આ ઊંઘ ફરી એ પામે ખરી?

સરોજે ભાઈબહેનો તરફ નજર માંડી. 'મોટી બહેન, મોટી બહેન' કહેતાં એમનું મોં સુકાતું નથી, એ જ મોટી બહેને એમના ભાવિનો વિચાર કર્યા વિના ભાગી જઈને લગ્ન કર્યું એવું જાણતાં એમને કેટલો આઘાત થશે? રસ્તામાં મળ્યાં હોય તો મોં જ ફેરવી લે ને? મારે કેવળ મારા સ્વાર્થનો જ વિચાર કરવાનો કે બા, ભાઈબહેનોનું હિત પણ જોવું જોઈએ?

નિરાંતે ઊંઘતાં બા અને ભાઈબહેનોનાં નિખાલસ અને સ્નેહાળ મુખારવિંદે એને સાવ નિર્બળ બનાવી દીધી. એક વજ્રબેડી જ એના પગમાં રાતોરાત પરોવાઈ ગઈ—પિતા હોત તો આ પગલું શોભત, બાકી...

હૈયાના ટુકડા થતાં માણસ મૂર્છા ખાઈ જાય તેમ સરોજે ભાન ગુમાવ્યું. સવારમાં એ જાગી ત્યારે બા નિત્યકામે લાગી ગઈ હતી. દસ વાગ્યે મીના નિશાળે જવા નીકળી ત્યારે એને ખબર નહિ કે સરોજ એનું નાકું રોકીને ઊભી હશે. એના મોં ઉપર લગ્નદિવસનો જે ઉલ્લાસ જોઈએ તે દેખાતો ન હતો. મીનાને થયું કે એ હિંમત હારી ગઈ કે શું?

મીના કંઈ પૂછે તે પહેલાં સરોજે એની સમક્ષ બંધ





કવર ધરતાં કહ્યું : 'મેં તને બહુ હેરાન કરી છે. હવે આટલું છેલ્લું કામ કર......'

કવર ઉપરનું નામ વાંચતાં મીના સમજી ગઈ. ચાર વાગ્યે લગ્ન હતાં. પછી એ લગ્ન બંધ રહેવાનાં હોય તો જ આ પત્ર પહોંચાડવાનો હોય. મીનાએ કહ્યું : 'હું તો પુરોહિત છું, હરિજન નથી કે સૂતકના સમાચાર લઈ જાઉં.'

સરોજના હાથમાં કવર ધ્રૂજી રહ્યું હતું. એવા જ ધ્રૂજતા સાદે એણે કહ્યું . 'તારાં કઠોર વેણ હું સાંભળવા લાયક છું. મારી નિર્બળતા હું કબૂલ કરું છું.'

મીના ખિન્ન સ્વરે બોલી : 'અત્યારે નિર્બળતા કબૂલ કરવાથી સામાની નાલેશી ઓછી ટળવાની હતી ? એના મિત્રો સાથે ઉમંગભર્યો એ આવીને પાછો જશે ત્યારે એને છોકરીઓની જાતિ ઉપર કેટલી ઘૃણા થશે ?'

સરોજ દયા યાચતી હોય તેમ વિનવણી કરતાં બોલી 'મેં એને ઓછો દગો નથી દીધો. પણ છેલ્લે એની હાંસી થાય એ પગલામાંથી તું જ બચાવી શકે તેમ છે. એને ઘેર જઈને આ કવર વેળાસર પહોંચાડે તો જ, બાકી...'

સરોજને આગળ બોલવા દીધા સિવાય, તરાપ મારીને મીનાએ કવર ખૂંચવી લીધું. આમાં સરોજ પ્રત્યે સંપૂર્ણ રોષ વ્યક્ત થઈ ગયો અને કામ પાર પાડશે તે સંમતિ પણ આવી ગઈ. સરોજે પણ આગળ એક અક્ષર બોલ્યા સિવાય નાલેશીભર્યું મોં ફેરવી લઈને ઘર તરફ ચાલવા માંડ્યું.

તે દિવસે સાંજ પડી, રાત પડી, પણ મીના ઘેર પાછી ફરી નહિ !



નટવરલાલ પટેલ

## કાલ સવાર

કોને-કોને રે ખબરૂં છે કાલ સવારની ?
આડી ઊભી એક રાત
એની થાય હજી શી વાત ?
કેવું ઊગશે કાલ પ્રભાત ?

એવી-એવી રે વાતો શી કાલ થનારની ?
કોને-કોને રે ખબરૂં છે કાલ સવારની ?
રે'શે. વણપૂરી મુજ આશ ?,
છોડી સઘળાનો સહવાસ
જાવું પડશે કે વનવાસ ?

જાણી કોણે રે ગત સમય સમા અસવારની ?
કોને-કોને રે ખબરૂં છે કાલ સવારની ?
ઊડે સંધ્યાનો ગુલાલ,
એને પૂછું એક સવાલ,
મારી કેવી જાશે કાલ ?

મનને આવી રે મમતા શી કાલ જનારની ?
કોને-કોને રે ખબરૂં છે કાલ સવારની ?
દુ:ખ કેરો મુજ અંત ?
પૂરો થાશે કે શું પંથ
ચાલી જાય જ એમ અનંત ?

ઓરી આવે કે જાશે આઘી કેડી કાળની ?
કોને-કોને રે ખબરૂં છે કાલ સવારની ?





હર્ષિદા પંડિત

# રંગોની માનસશાસ્ત્રીય અસર

રોજીંદા જીવનમાં આપણે રંગોને મહત્ત્વ આપતા નથી પણ વિવિધ રંગોની માનસશાસ્ત્રીય અસર તો થાય છે જ એ તો આપણને આ લેખ વાંચ્યા પછી જ સાચી ખબર પડે છે......

મેઘધનુષના સાતેય રંગોનું વિશ્લેષણ કરતાં કેટલાક વિજ્ઞાનિકોએ સ્ફોટ પાડ્યો છે કે મેઘધનુષનો લાલ રંગ માનવીમાં સ્ફૂર્તિ ને ગરમી આણે છે જ્યારે લીલાશ પડતો ભૂરો રંગ ઠંડો ને આરામદાયી છે આસમાની શાંતિ ઉત્પન્ન કરે છે. ઘણીય હોસ્પિટલોમાં અમુક રોગના દર્દીઓ માટે ખાસ ભૂરા રંગના ઓરડા વાપરવામાં આવે છે. ખાસ કરીને ખૂબ બૂમબરાડા પાડતા ને તોફાન કરતા માનસરોગીઓ ને ભયંકર દર્દોથી પીડાઈને ધોંધાટ કરતા દર્દીઓ માટે આવા ઓરડાનું વાતાવરણ લાભદાયી નીવડ્યું છે.

ઝાંખો પીળો રંગ સૂર્યના કિરણની અસર ને ગરમી ઉપજાવી શકે પણ ગાઢો પીળો રંગ માનવીમાં ઉલટાનાં સંવેદનો જગાવી શકે છે એવું વિમાનના ધંધામાં પડેલી વ્યક્તિઓનું માનવું છે. વેપારી વિમાની કંપનીઓએ આથી જ વિમાનોની આંતરિક સજાવટમાંથી પીળા રંગને તિલાંજલી આપી દીધી છે. એ લોકોને એમ લાગ્યું હતું કે પીળા રંગને લીધે જ મુસાફરોમાં હવાઈ માંદગી આવતી હતી. આટલા જ કારણે દાક્તરોની ભલામણ છે કે પીળા રંગનો ખોરાક પણ દરિયાઈ ને હવાઈ મુસાફરી દરમ્યાન મુસાફરોને ન અપાવો જોઈએ. આમ જોઈએ તો પીળો રંગ એક ઉત્તમ રંગ છે. સંશોધનો દ્વારા સાબિત થયું છે કે શાળાઓના ઓરડા પીળા ને લાલ રંગથી શણગારવામાં આવતાં વિદ્યાર્થીઓના ભણતરમાં સારો ફેર પડ્યો છે.

રંગોનો એક અભ્યાસુ વિદ્યાર્થી હાવર્ડ કેચમ જણાવે છે કે 'આપણે સંમત થઈએ કે નહીં પણ રંગોની ઉત્તમ પસંદગી ઘરાકોને એકદમ આકર્ષી શકે ને ખરીદી સંયમ( Sales-resistence )ને તોડી શકે, આપણને શાંત કે ક્રોધી બનાવી શકે, આનંદી કે ઉદાસ બનાવી શકે. એ માનવીના વ્યક્તિત્વને ને માનસિક દૃષ્ટિને પણ ધારી અસર જરૂર પહોંચાડી શકે.'

કેચમ ન્યૂ યોર્કના એક વેપારીનો રસિક દાખલો નોંધે છે. એ જણાવે છે કે ન્યૂયોર્કની એક હોટલના માલિકે એની હોટલ ભૂરા રંગથી શણગારી હોટલમાં કામ કરતી સ્ત્રીઓએ તરત ફરિયાદ કરી કે હોટલમાં બહુ ઠંડી લાગતી હતી. કેટલીક સ્ત્રીઓએ તો ભર બપોરે કામ કરતાં કરતાં પોતાના ગરમ કોટ પણ પહેરવા માંડ્યા. હોટલના માલિકે ઈજનેરને બોલાવ્યો ને તપાસ ચાલુ કરી. ઈજનેરને લાગ્યું કે એ ઓરડાનું હવામાન બહારના હવામાન કરતાં જરાય ઓછું નહોતું. ફરિયાદ ચાલુ જ રહી ને રંગોના નિષ્ણાતને બોલાવવો પડ્યો. એણે સલાહ આપી કે ભૂરા રંગને બદલે નારંગી રંગની ભીંતો ને ખુરશીનાં કવર પણ નારંગી રંગના કપડાંથી સજાવો. માલિકે ઉપર મુજબ ફેરફાર કર્યો ને ફરિયાદ અટકી ગઈ.

બીજા એક કારખાનામાં કામ કરતા કેટલાક મજૂરોએ લોખંડની કાળી પેટીઓ ઊંચકવાથી કમરના દુઃખાવા વિષે ફરિયાદ કરી જમાદારે પેટીઓને લીલી રંગાવી નાખી ને કામદારોના માનસમાં એકદમ પરિવર્તન આવી ગયું. એની એ જ ને એટલી જ ભારે પેટીઓ પણ એમને હલકી લાગવા માંડી.

આમ 'રંગ જેવી એક સામાન્ય દેખાતી વસ્તુનું રોજના જીવનમાં કેટલું મહત્ત્વ છે તે સમજાશે. ખાસ કરીને લીલા ઘાસ ને આકાશના ઝાંખા ભૂરા રંગની શાંતિદાયી ને તાજગીભરી અસરથી બધા જ વાકેફ હશે. બોલતી વખતે માત્ર સાદી ભાષા જ વાપરીએ તો ધારી અસર નથી પડતી, એને બદલે ઉપમાભરી ભાષા વાપરીએ તો ભાવનાનો આવિર્ભાવ સારી રીતે કરી શકીએ છીએ; એવું જ કાંઈક રંગોનું પણ છે. દરેક રંગના અમુક ખાસ ગુણો હોય છે. દા. ત. કાળા





રંગની સાથે મૃત્યુ ને ઉદાસીનતા, લાલ રંગની સાથે ઉત્સાહ ને આવેગ, સફેદ રંગની સાથે પવિત્રતા ને શાંતિ ને લીલા રંગની સાથે તાજગી જોડાયેલાં છે.

દાક્તરોનું માનવું છે કે રંગોની અસર આપણી પાચનક્રિયા પર પણ પડે છે. એક માણસે પોતાને ઘેર કેટલાક મહેમાનોને જમવા આમંત્ર્યા મહેમાનો આવી ગયા ને થાળીઓ પીરસાઈ ગઈ પછી જમવાનું શરૂ થાય એ પહેલાં એણે જમવાના ઓરડામાં એવી જાતની રોશની કરી કે જેથી ખાવાની વસ્તુઓનો રંગ સાવ બગડી ગયો. બધા મહેમાનોની ભૂખ કોણ જાણે ક્યાં જતી રહી ને બધાંને ઉલટી થાય એવી સંવેદના થવા માંડી આપણે ત્યાં પણ જમતી વખતે લીલા રંગનાં શાક (વટાણા, લીલવા, લીલા વાલ, લીલા ચણા, કોબીચ વ) લીલાં જ દેખાય એ માટે ઘણી સુઘડ ગૃહિણીઓ કાળજી રાખે ને જેમાં ને તેમાં હળદર નાખીને રુચિ બગાડતી નથી. કેરીના રસનો ફિક્કો રંગ ભૂખ ઊઘાડતો નથી જ્યારે કેસરી રંગ મોંમાં પાણી આણે છે. રેશનીંગના દિવસો દરમ્યાન ખાવી પડતી લાલ ઘઉંની રોટલી ને હવે મળતી સફેદ રોટલી ભાણામાં જોઈને ખાનારના માનસમાં પડતો ફેરફાર સૌએ નોંધ્યો હશે. એવી જ રીતે ફિક્કા પીળા રંગની જલેબી જોતાંવેંત મોંમાં પાણી આવે છે. આપણી કેટલીક મીઠાઈઓ પણ ચાંદીનો વરખ ચોડીને આકર્ષક બનાવવામાં આવે છે એટલે એની સ્વાદિષ્ટતા ને સૌંદર્યથી ખાનાર આકર્ષાય છે.

એવી જ રીતે ઉદ્યોગોમાં પણ રંગોનું મહત્ત્વ આપણને ખ્યાલ હશે એના કરતાં ઘણું છે. સાડીઓની રંગબેરંગી ડીઝાઈનો, ઝવેરાતના દાગીનામાં લાલ લીલા ને સફેદ રંગોની ચમક અને આ બંને કરતાં ય આ બધી વસ્તુઓનું કાચના કબાટોમાં સુશોભન એ કેટલી સ્ત્રીઓની જરૂરિયાતોનું સર્જન કરતું હશે એની ગણતરી કરીએ તો ગંમત પડે. ઘરની સજાવટમાં બહુ ઝાંખા કે ઘેરા રંગોનો ઉપયોગ કર્યા કરતાં મધ્યમ રંગો વાપરીએ ને ઘેરા રંગનાં રંગબેરંગી ચિત્રો લટકાવીએ તો આપણા બદલાતા મનોભાવ-(Mood)ને ખૂબ અનુકૂળ આવે

આમ રંગનું માનવજીવનમાં એક નિશ્ચિત સ્થાન છે. એની કોઈ ના નહીં પાડી શકે રસ્તાઓ પર અતિશય વાદળી કે દૂધિયા રંગની બત્તીઓ ગમે તેવી રૂપાળી વ્યક્તિને કદરૂપી બનાવી દે છે કારણ કે એનાં કપડાં તથા ચામડીનો રંગ તદ્દન બદલાઈ જાય છે અને એનું વ્યક્તિત્વ નબળું લાગે છે. આથી જાહેર ફરવા હરવાનાં સ્થળોમાં કોઈના પણ વ્યક્તિત્વને આંચ આવે, સાજાં માણસો માંદા થઈ જાય ને આનંદી માણસો ઉદાસ બની જાય એવા રંગો ન વપરાય એ જ સારાં. માનવીનું શારીરિક ને માનસિક સ્વાસ્થ્ય જાળવવાનો આ સરતો કીમિયો બીજા ખર્ચાળ ઉપાયો કરતાં શું ખોટો ?



હિમાંશુ વ્હોરા

## જિંદગી

એન્જીન જેવી લહું જિન્દગી આ—
બળી ધખી ભીતર નિત્ય એ તો
કાઢે વરાળો જ નિસાસ કેરી !
ખેંચે ઢસેડે વળી બોજ એ કૈં
તરેહના—હાંફતી ખૂબ તો યે
પાટા પરે કાળ તણા જ દોડે !



હમીદ દલવાઈ

# બેકાર માણસની વાત

આપણો મધ્યમવર્ગ કેટલી મોટી ભીંસમાં ભીંસાય છે તેની રજૂઆત કરવામાં મરાઠી વાર્તાઓ કંઈક વિશેષ માન ખાટી જાય છે. મહારાષ્ટ્રના એવા જ એક પ્રખ્યાત લેખકની આ વાર્તા ગુજરાતીમાં ઉતારનાર શ્રી. કૃ. વા. બક્ષી છે.........

જે દિવસે મારી પાસે પૈસા હોય છે (પછી તે એક આનાથી એક રૂપિયા સુધી હોય) તે દિવસે હું થોડો ઘણો દુઃખી દેખાઉં છું. આ વાંચીને તમે મને ગાંડો ગણશો એ મને ખબર છે. પણ મારા દુઃખનું કારણ જુદું જ છે. પૈસા નથી એમ સમજીને મેં જે મારો નિષ્ક્રિય જીવનક્રમ નક્કી કર્યો હોય છે તે નેસ્તનાબૂદ થાય છે એનું મને દુઃખ લાગે છે. પૈસા નથી છતાં-પણ પૈસાનું સુખ ભોગવવાની જે કાલ્પનિક તૃપ્તિ મનમાં હોય છે તે તે દિવસ પુરતી નષ્ટ થાય છે. સાચે જ, ધનિક માણસની જેમ જ મારે તે દિવસે વર્તવું પડે છે. કબાટમાંથી ઈસ્ત્રીબંધ કપડાં કાઢવા પડે છે. ગંદો પોશાક કાઢી નાખીને વ્યવસ્થિત પોશાક ધારણ કરવો પડે છે. અને ચાર મોટા લોકોના ઘરનાં પગથિયાં ચઢવા માટે બહાર નીકળવું પડે છે.

પછી સવારના નવ વાગે એ લોકોને એમની ગુલાબી નિદ્રામાંથી ઊઠાડવા પડે છે. આથી એ લોકો મારા પર ચિડાય છે, અને પછી ક્રોધથી પૂછે છે, "તમને કાંઈ ધંધોબંધો છે કે નહિ? પહેલાં બહાર નીકળો!"

હું શરમાઈને બહાર જઈને ઊભો રહું છું. થોડી વારે આ મહાશય મોં ધોઈને બહાર આવે છે અને મને બોલાવે છે.

હું મવાલીની જેમ હસતો અંદર પ્રવેશ કરું છું. આપણું અપમાન થયું છે એમ જે મનમાં લાગ્યું હોય છે તેને ભૂલવાનો પ્રયત્ન કરું છું. અપમાનના ઘા ઉપર પછીના સ્વાગતની મલમપટ્ટી લગાડું છું, એટલામાં એ પૂછે છે, "બોલો, શું કામ છે?"

અહીંઆ હું ખરું જોતાં ગભરાઉં છું. મારા કામની એમને પહેલેથી જ કલ્પના હોય છે. ફરીથી યાદ આપવા માટે અથવા કામ થયું છે, અથવા થવાનું હોય છે તે પૂછવા માટે હું આવું છું. લાચારીના સ્વરમાં હું બબડું છું, "નોકરીના કામ માટે—"

આગળ એ મને બોલવા દેતા જ નથી. અત્યારે નોકરીઓ મળવી કેટલું કઠણ છે એનું એ રસભરિત વર્ણન કરીને સંભળાવે છે, 'ટાયપિંગ આવડે છે કે? શોર્ટહેન્ડનો કલાસ તો જોઈનિ કરો! એકાદ એડીશનલ કવોલિફિકેશન હોત તો ય ઠીક થાત.' ઈત્યાદિ વાકયોનો વરસાદ વરસે છે. અમારા કવોલિફિકેશનનો અહિંયા ઉપયોગ થવાનો નથી એમ જાણીને હું એનો ઉલ્લેખ કરતો નથી. પછી આજની તરુણ પેઢીની અકાર્યક્ષમતા પર હુમલો થાય છે; 'જોઈશ પ્રયત્ન કરીને.' આમ ખાલી આશ્વાસન મળે છે. અને વધારામાં કપ ચા! આના કરતાં વધારે શું જોઈએ! હું ખુશ થાઉં છું. એ મહાન માણસ વિષેના આદરથી મારું અંતઃકરણ ભરાઈ જાય છે! હવે થોડા જ દિવસમાં આપણને નોકરી મળશે એવો વિશ્વાસ—ખોટો વિશ્વાસ મનમાં રહે છે!

અને ચાલી નીકળું છું ત્યારે રસ્તામાં જ મને નોકરી મળેલી હોય છે, મારા ખિસ્સામાં પૈસાનો અવાજ સંભળાય છે. શનિવારે બપોરે ઑફિસ છૂટયા પછી ઘેર ન આવતાં હું એકાદ ઈંગ્લીશ પિકચર જોવા જાઉં છું. હું એકલો નહિ, હું અને મારાં મિત્રો! એમની ટિકિટો પણ મેં કાઢેલી હોય છે. અને તેમાં મારું લગ્ન પણ થયેલું હોય છે. મારી પત્ની ઘણી આતુરતાથી રાહ જોતી હશે એ યાદ આવતાં જ પિકચર છૂટયા પછી હું ઉતાવળથી ઘેર આવું છું. એ બારણમાં જ ઊભી હોય છે. મને જોતાં જ એ મને કહે છે, 'તમારી વાર્તા તે......... માસિકે સ્વીકાર્યાનો કાગળ આવ્યો છે હોં કે!' હું ઉત્તર આપું છું! હું જવાબ આપુ છું!......

હટ્ટ! હું જવાબ આપતો નથી! મોટરના કર્ણકર્કશ હોર્નથી ચમકીને ભાનમાં આવુ છું. રસ્તાની બાજુએ





નીકળું છું. હવે ક્યાં જવું એના વિચારમાં પડું છું. એટલામાં એમ્પ્લોયમેન્ટ એક્સ્ચેન્જમાં જવાનું યાદ આવે છે. ત્યાં જઈને મારું રજિસ્ટ્રેશન ,કાર્ડ રિન્યૂ કરી લઉં છું. નકામો બીજી ઓરડીમાં જવાનો પ્રયત્ન કરું છું. નોકરીનો એકાદ ઑર્ડર આવ્યો હશે તો આપણો નંબર લાગશે એવી આશા ઉત્પન્ન થાય છે, એટલે વધુ આગળ ઘૂસવાનો પ્રયત્ન કરું છું. પણ એટલામાં ત્યાંના પટાવાળાનું ધ્યાન મારા તરફ દોરાય છે. એ આવીને મને બહાર કાઢે છે. મનમાં એક પ્રકારનું દુઃખ ઉત્પન્ન થાય છે. આટલી સહનશીલતા ધારણ કરવી જ જોઈએ એમ લાગવા માંડે છે. એણે પેટમાં જ લાત કેમ ન મારી એનું આશ્ચર્ય થાય છે. એ માટે મનમાં ને મનમાં સંતોષ માનતો હું બહાર પડું છું.

પછી ફરીથી એક મોટા માણસની યાદ આવે છે! અ. રઝાક બોહરી—આ મોટા માણસની. દોડતો એમના બંગલા પાસે જઈને ઊભો રહું છું. બંગલામાં નીચે દુકાન ને ઉપર એમનું ,નિવાસસ્થાન હોય છે. હું નીચે જ ઊભો રહું છું. રઝાકસાહેબ જમવા માટે ઉપર ગયા હોય છે. બરોબર એ જ વખતે મને ભૂખ લાગી છે એની જાણ થાય છે. હાથ ખિસ્સામાં ફરે છે. પણ એમાં ફક્ત પાંચસાત આના જ બાકી રહેલા હોઈને નિરાશાથી હાથ બહાર આવે છે. લાગે છે, સામેની હોટેલમાં જઈને ચા-પાન ખાઈ આવીએ. પણ એટલામાં એમનો નોકર આવીને કહે છે, 'શેઠ સાહેબ તમને ઉપર બોલાવે છે.'

કંઈક અપેક્ષાથી હું ઉપર જઉં છું. બારણામાંથી ડોકિયું કરું છું. રઝાકસાહેબ જમવા માટે દિવાનખાનામાં બેઠેલા હોય છે. મને જોઈને કહે છે. 'અરે આવ, અંદર આવ' હું સંકોચ પામતો અંદર પ્રવેશ કરું છું. ત્યાંની ખુરશી પર શરીર સંકોચીને બેસું છું. પછી ભૂખ લાગી છે એવી નજરથી શેઠજીના થાળીમાંના પદાર્થ સામે જોઉં છું. મુરગી-ચાવલ, પુલાવ, કબાબ, કટલેસ ..આવા સ્વાદિષ્ટ પદાર્થ પરથી મારી દૃષ્ટિ ખસતી ખસતી શેઠજીના જડબા પર સ્થિર થાય છે. એમના હાથની હાલચાલથી ફરીથી અસ્થિર થાય છે. તે હાલચાલ હુકમ પ્રમાણે જડબાથી તે થાળી સુધી ચુંબક પ્રમાણે થાય છે!

એ જમતાં જમતાં કહે છે. "ખાનેકો આવ" હું જવાબ આપું છું. "બિસમિલ્લા, આપ ખાઈયે."

એ ફરીથી આગ્રહ કરશે એમ લાગે છે. અને આ અપેક્ષાથી હું એમની સામે જોઉં છું. પણ ફરીથી આગ્રહ કરવાની લપમાં એ પડતા નથી! પોતે ખાતા જ રહે છે. આ માણસને જમ્યા પછી ચા પીવાની ટેવ હોવાને કારણે હવે ફક્ત આપણને ચા જ મળશે એની મને ખાત્રી થાય છે. પછી હું એ કેવી રીતે જમે છે તે જ નિહાળતો રહું છું, અને એમના મુખ પરની તૃપ્તિ નિહાળતાં નિહાળતાં મને મારું પેટ ભરાયાનો ભાસ થાય છે! એમના મુખ પરની તૃપ્તિ મને તૃપ્ત કરે છે! અતૃપ્ત તૃપ્તિથી હું સમાધાન મેળવું છું!

થોડી વારે એમની છોકરી (ઉંમર લગભગ અઢાર વરસ) ચાના બે કપ લઈને આવે છે. એણે કંઈ ખાવા માટે આણ્યું હશે એમ લાગે છે, એ આશા પણ નકામી નીવડે છે! એક હાથથી ચાનો કપ લેતાં બીજા હાથ વડે હું મારી વાર્તા જેમાં પ્રસિધ્ધ થઈ છે તે માસિક એની આગળ ધરું છું. એને જેમતેમ પણ, મરાઠી વાંચતા આવડે છે એટલે એ ઝડપથી મારી વાર્તા અને નામ વાંચે છે. પછી ધીમેથી પોતાના ચહેરા પરની સાડી દૂર કરતાં મને પૂછે છે, "તમે મરાઠીમાં કેવી રીતે લખો છો?"

"હાથથી!" આવો જવાબ મારા હોઠ પર રમે છે. પણ એના મુખ પર દેખાતો મારા માટેનું અભિમાન મને એવો જવાબ આપવા દેતો નથી. મહત્ પ્રયાસથી મારી ઇચ્છા દાબીને હું કંઈક બીજું જ બોલું છું. એની સામે જોતો જ રહું છું. શેઠજી ઉધરસ ખાય છે એટલે હું ચમકું છું. એ પણ ચમકે છે અને માસિક નાખીને અંદર દોડી જાય છે!

પછી હું ફરીથી મૂળ વિષયને સ્થાન આપું છું.



નોકરી માટે એમની હાજી હા કરવા લાગું છું. "ગમે ત્યાં આપો. ગમે તેવી આપો. ફક્ત વધારે ત્રાસની ન જોઈએ. મારી શરીર પ્રકૃત્તિ આવી છે એટલે!" આમ અનેક પ્રકારે અનેક વાક્યો બોલ્યા પછી તે ધીમેથી જવાબ આપે છે, "આજકાલ આપણા લોકોને (એટલે મુસલમાનોને) નોકરીઓ મળવી મુશ્કેલ થઈ છે. ચારે બાજુ આપણા શત્રુઓ ભરાયા છે. તમારે માટે એ શબ્દો પણ કોને કહેવા!"

હું અચકાતો બોલું છું, "પહેલાં મુસલમાનોનું પરસેંટ જ હતું તે પછી. ભાગલા ઓછું થયું છે એટલે......"

"ચૂપ બેસો તમે!" તે મારા પર ચિડાઈને કહે છે, "તમે લોકોએ જ તમારી પરિસ્થિતિ બગાડી લીધી છે. એમનામાં નાચો છો, રમો છો, એમની જ ભાષામાં લખો છો. તો પછી એ તમારું શા માટે સાંભળતા નથી!"

"એ ગયા જખ મારવા! તમે અમારા કહેવાઓ છો તો પછી તમે અમારું કહ્યું કરોને!" આમ હું મનમાં ને મનમાં બોલું છું. અને પછી એમની સાથે વાત કરું છું, "પણ બધે ઠેકાણે જ મંદી આવી છે. ઉદ્યોગ ધંધા ચાલતા નથી પહેલાંની જેમ!"

"શા માટે મંદી આવી છે?" તે મને સવાલ કરે છે. "પાકિસ્તાનમાં જો, ત્યાં મારી બ્રાંચ કેવી સરસ ચાલે છે!"

મને અર્થશાસ્ત્ર સમજાતું ન હોવાને કારણે એમના મંદીના સવાલનો હું જવાબ આપી શકતો નથી. પણ પાકિસ્તાનની હાલત દિવસે દિવસે ખરાબ (વિકટ) થતી હોઈને એમની લુંગીઓનો ધંધો ત્યાં એમના લાભમાં ન ચાલે એટલું અર્થશાસ્ત્ર મને સમજાવા લાગે છે, એમને જવાબ આપું કે, "પછી જાવ અહિંયાથી બધો સરસમાન લઈને પાકિસ્તાનમાં અને અહિંયાનો ધંધો મારે હવાલે કરો!" પણ આવો જવાબ આપવાની હિંમત મારામાં ક્યાંથી! અને ફરીથી વિચાર આવે છે 'તે ચિડાઈને ખરેખર જ ગયા તો! આટલો પથારો, આટલો પૈસો! મારાથી શું થશે! કોણ સંભાળશે! મારે આપણી એકસો વીસ રૂપિયાની નોકરી સારી!' આ બધા સુવિચાર મારા મગજમાં પ્રવેશવાથી હું એમને કહું છું, "બીજે ક્યાંય નહિ તો નહિ. પણ તમારા આટલા ધંધા ચાલે છે. એમાં આપોને કંઈક કામ!"

એ તિરસ્કારયુક્ત સ્વરમાં મને પૂછે છે, "તમારાથી શું થવાનું છે કામ! એક વખત માણસ આમ લખવા લાગ્યો એટલે બધું ફોગટ ગયું જ સમજો. અમારા ધંધાની મારે ટ્રેજેડી કરવી નથી!" અને એ ખડખડાટ હસવા લાગે છે.

મને આ સંભળાય છે, અને છતાં યે એમની છોકરીની ઘરમાં ચાલતી વિલોભનીય હાલચાલ સામે હું જોતો રહું છું. અને એકાએક મારું મન ધીમેથી બબડવા લાગે છે, "આ છોકરી તો તારા પર ફિદા થઈ છે. એની હાલચાલ જો તારું ધ્યાન ખેંચવા માટે તનતોડ પ્રયત્ન કરે છે! એના રૂપ વડે તારું નસીબ આજ પોકારે છે પછી ગભરાય છે શા માટે? વાર શાની! ઉપાડી લાવ એને! નસાડ! જે જોઈએ તે કર! રઝાક સાહેબની વિપુલ સંપતિનો વારસદાર થવાનો આપમેળે ચાલતો આવેલો ચાન્સ છે. પછી શા માટે ગુમાવે છે! નશીબનો આ દાવ રમવા માટે શી હરકત છે! લાગ્યો તો ઠીક. નહીં તો પછી છે જ રોજનું આમતેમ ભટકવું!......"

પણ મારું બીજું મન મને તરત જ જવાબ આપે છે, "મૂરખ છે! અરે, તે ક્યાં ને તું ક્યાં! આ સગાઈ તને સહેજમાં, ત્રાસ વગર ગળા નીચે ઊતરશે કે! શા માટે નકામાં બીજા છંદમાં પડે છે ભાઈ! તને કાંઈ ઈજ્જત, આબરૂ છે કે નહિ? લેખક તરીકે તને થોડીક કીર્તિ મળે છે. એક પ્રતિષ્ઠિત કુળનો તું યુવક છે. તને આ યુવતીને નસાડી જવાનું ગમશે, શોભશે? બહેત્તર છે કષ્ટમાં દિવસ પસાર કરવા પડે તો ય!". એ મનની આ લડાઈ સામે પ્રથમ તો હું ધ્યાન જ આપતો નથી. અને જ્યારે આપું છું ત્યારે બીજી જ





બાજુ મારું વધારે ધ્યાન ખેંચે છે. હું સભ્ય છું એની મને જાણ થાય છે, અને બધા જ સભ્ય લોક લાચારીમાં પણ પોતાનું સભ્યપણું છોડતા નથી. એ લાચારીને એટલે જ સભ્યતાને હું વળગી રહેવાનો નિશ્ચય કરું છુ. શેઠજીની છોકરીની હીલચાલ સામે સભ્યતાથી આડી આંખો કરું છું એટલામાં એ ઊઠીને ચાલવા લાગે છે, અને હું પણ મારી નોકરીનો પ્રશ્ન એમ જ અધૂરો રાખીને ચાલવા લાગુ છું.

હવે બપોર વીતી ચૂકી હોય છે. ભૂખથી મારો જીવ બહાર નીકળવાની તૈયારી કરે છે. વિલક્ષણ શ્રમ થયો હોય એમ લાગે છે. પછી લાગે છે કે મહંમદને ત્યાં જ જવું મહંમદ મિત્ર. એક શ્રીમંતનો છોકરો! એને ત્યાં અધેરી આવું છું. પણ એ ક્યાંક બહાર ગયો હોય છે, હું બેસું છું. વચ્ચે જ એના રસોડામાં ફોગટ જ એકાદ ચક્કર લગાવું છું.

થોડીવારે મહંમદ આવે છે. એનો રસોઈયો બે કપ ચા લઈને આવે છે. એ ચા જોઈને મને ઉલટી જેવું થાય છે. મહંમદને પછી આખા દિવસનો રીપોર્ટ કહી સંભળાવું છું. એ જમવા માટે થોભવાનો આગ્રહ કરે છે. જમવું એટલે વધારે એક કલાક થોભવું જોઈએ. એ શક્ય નથી. હું ઘેર પાછો ફરું છું.

બત્તીઓ ઝળકતી હોય છે. મોટાભાઈ કામ પરથી ઘેર પાછા આવ્યા હોય છે. એની આંખોને ન દેખાય એ રીતે ઘરમાં પ્રવેશું છું. કપડાં બદલું છું. ઘરડી કાકી પૂછે છે, "કેમ 'લ્યા! થયું કામ?" હું ડોકું હલાવીને જ 'ના' પાડું છું.

પછી અમે બધાં જમવા બેસીએ છીએ. જમતી વખતે મોટાભાઈ પૂછે છે, "નથી મળતી ને?" હું જવાબ આપું છું, "ના." માથું નીચું કરુ છું. જમવા લાગુ છું. પણ કોણ જાણે શા માટે ભાતનો કોળિયો ગળામાં ને ગળામાં અટકે છે. આજનો સ્વાદ વિચિત્ર લાગવા માંડે છે. એક તીવ્ર ધ્રુસકું આવે છે. ઘણા પ્રયાસથી હું એને રોકી રાખું છું પણ મારું મન રડી ઊઠે છે. જેમ તેમ બે કોળિયાં ખાઈને ઊઠું છું. હાથ ધોઉં છું. એ પાણીમાં આંખોનું પાણી મળી જાય છે!

ખિસ્સામાંના પૈસા ખલાસ થયા હોય છે. બીજા દિવસથી નિષ્ક્રિય દિનક્રમ શરૂ થાય છે. ઘરમાં જ બેસી રહેવાનું—આળસુની જેમ પથારીમાં પડ્યા રહેવાનું! જમતી વખતે સૌની પહેલાં હાજર થવાનું અને ઇચ્છા થાય ત્યારે દેહભાન ભૂલીને લખવા માંડવું!'

પછી રવિવાર આવે છે, રવિવારનું મહત્વ મને નથી. મારો દરેક દિવસ રવિવાર જ હોય છે. પણ તે દિવસે ચાર માણસો ઘેર હોય છે. વખત સારી રીતે પસાર થાય છે. એમના રેલ્વે પાસ વાપરવા માટે મળે છે. રખડવા મળે છે!

એટલે હું રવિવારે ફરવા જવાનું જ પસંદ કરું છું. છે એવા જ વેષે સીધો ગાડીમાં જઈને બેસું છું. એક વખત લાગે છે જુહુ જવું. પણ સ્ટેશનથી આગળ બસમાં જવા માટે મારી પાસે પૈસા હોતા નથી, અને મારો વેષ પણ ત્યાં જવાને લાયક નથી. એટલે હું ચોપાટી પર જ જાઉં છું.

ચોપાટી માણસોથી ભરચક્ક જ હોય છે. પોતાના શરીર પર સમાજની બધી જાતોને રમાડે છે ભેળવાળા અને કાળા બજારવાળા, વાલકેશ્વરવાળા અને ગિરગાંવવાળા. મુંબઈવાળા અને સબર્બનવાળા! અઢાર જાતિનો લોકો ત્યાં એકઠા થયેલા હોય છે. રંગબેરંગી સાડીઓ ફરવા લાગે છે. માદક વાતાવરણ નિર્માણ થાય છે અને વિચિત્ર મનઃસ્થિતમાં હું તે બધુ જોઈ શકું છુ—ફક્ત જોઈ શકું છુ!

એટલામાં મારા નામની પાડેલી હાક સાંભળાય છે. "હમીદ—એ હમીદ!" હું ચમકીને પાછળ જોઉં છુ અને નિરાંતનો શ્વાસ લઉં છું. સરિતા મને બોલાવતી હોય છે. એની સાથે એના કાકાની છોકરી પણ હોય છે. બન્ને આવીને મારી પાસે બેસે છે

સરિતા મારી સહાધ્યાયિની બે વરસ પહેલાં અમે એક જ શાળામાં હતા. પણ વચ્ચે એના અસ્તિત્વની મને કંઈ જ કલ્પના નહોતી. ડિસેમ્બર મહિનાના



એક દિવસે તારાપોરવાળા એકવેરીયમમાં મને એ અચાનક મળી. આજની જેમ એણે મારા નામની બૂમ પાડી, અને આજની જેમ જ હું તે દિવસે ચમકયો હતો. એના હાથમાં ડિસેમ્બર મહિનાનો મારી વાર્તાવાળા એક માસિકનો અંક હતો. "નહિ તો ય તારું સરનામું આ સંપાદક પાસેથી મેળવવાની જ હતી. અને કેટલું અશ્લીલ લખે છે?" એણે મને સ્પષ્ટ શબ્દોમાં સંભળાયું હતું!........

આ સ્મૃતિમાંથી હું ભાનમાં આવું છું. એની સાથે વાતો કરું છું. "તને આજકાલ સંભળાતું નથી કે? કેટલી વાર તારા નામની બૂમ મારી હતી? અને આમ એકાએક ચમકે છે શા માટે?" એ મને પૂછે છે. હું જવાબ આપું છું: "એવું આમ છે. ઓળખીતું કોઈ ન મળે એવી ઇચ્છા હોય છે. એમને ચા આપવા માટે મારી પાસે પૈસા હોતા નથી; અને મળ્યા પછી ચાનો આગ્રહ કર્યા વિના આગળ નીકળું તો પછી મને લાગે છે."
"હં!" એ એક નિસાસો નાખે છે. પછી પોતાની નાનકડી 'પર્સ' ખોલે છે અને એકેક રૂપિયાની પાંચ કોરી નોટો કાઢીને મારી આગળ ધરે છે, હું કહું છું, "રહેવા દે."

એ દયામણો ચહેરો કરીને કહે છે, "લે ને!"

"મારે નથી જોઈતા. સાચે જ નથી જોઈતા."

"આમ શું કરે છે? લે ને. જો?"

એની આગળ મારો ઇલાજ ચાલતો નથી. પૈસા હું ચૂપકીથી લઉં એવી તીવ્ર ઇચ્છા હોય છે. પણ મારી પરિસ્થિતિને લીધે હું કોઈ દિવસ સફળ થતો નથી. મહંમદ પણ મને પાંચ રૂપિયા આપે છે. લેખનનો પૈસો (પુરસ્કાર) હજુ સુધી કોઈ આપતું નથી!........

કાલે પહેલી તારીખ હતી. પછી મને યાદ આવે છે. સરિતાનો પગાર થયો હશે. ઘેર ઘરડા બાપા છે. એમને નક્કી કરેલા પૈસા એને મોકલવા પડે છે. અહિંયા કાકાને ત્યાં રહે છે. પણ એ પૈસાદાર હોવા છતાં એટલો કંજૂસ છે કે જવાના પૈસા પણ એની પાસેથી લે છે. બાકીના પૈસા એના પોતા માટે ખરચ થાય છે; એટલે કોલેજની ટર્મ્સ માટે અને થોડા પોતા માટે. અને એમાં પણ હું પાંચ રૂપિયાનો ભાગીદાર!........

"આપણામાંથી કોઈજ સુખી નથી એ જોઈને સાચે જ મને દુઃખ થાય છે." હું બોલવા લાગું છું, "મહંમદને પણ કોલેજ છોડવી પડશે એમ લાગે છે!"

"ભગવાનની ઇચ્છા!" એ હતાશ થઈ ને બોલે છે! હું ચિડાઉ છું, પણ કંઈજ બોલતો નથી. "જવા દે." એટલું જ બબડું છું. મારા નાસ્તિક મતની એને ખબર છે. પણ એક નાગર બ્રાહ્મણની તે છોકરી પર થયેલા સંસ્કાર એટલા પ્રબળ છે કે આ વાદમાં એ મારા પર જ ચિડાય છે!"

"તારી તબિયત કેમ છે?" એ મને પૂછે છે.

"શું થયું છે મને?" હું કહું છું, "તારી કોલેજ, કેમ ચાલે છે?"

"આ છેલ્લું વરસ છે! હું કોલેજ છોડું છું."

એનું કોલેજ છોડવાનું કારણ હું જાણું છું. પૈસા નથી. નોકરી અને કોલેજ બન્ને એનાથી થતું નથી એટલે એણે આવો નિર્ણય લીધો છે. હું પણ એ વિષે વધુ બોલતો નથી. ખૂણામાંની ઈરાની હોટેલમાં ત્યાંથી ઊઠીને જઉં છું. પાવડરનો ચા પીઉં છું. એક સિનેમાનો પાસ મળ્યાનું યાદ આવે છે. હું સરિતાને કહું છું, "તારે સિનેમા જોવા જવું હતું ને? મારો પાસ લે જોઈતો હોય તો."

એની નાની બહેન (કાકાની છોકરી) વચ્ચે જ બોલે છે," બેબીબહેને સી...નેમા જોયો છે હોં કે...!"

"એ...મ કે...?" હું એના ચાળા પાડું છું. પણ એટલેથી જ ચૂપ બેસનારી એ છોકરી નથી! હાથ આમતેમ ફેરવતી એ આગળ પૂછે છે, "કેમ હમીદ-





ભાઈ? તમારી દા...ઢી કેમ વધી છે? પૈસા ન...થી કે...શું!"

મને ચીડ ચડે છે. ગાંડી છે! હું બૂમ પાડું છું. પણ સરિતા મને શાંત પાડે છે, "ચૂપ રહે! નહિ તો નકામો ત્રાસ........"

અંધકાર પડવાના પહેલાં અમે ત્યાંથી ઊઠીએ છીએ. તેઓ ગિરગાવમાં જાય છે. હું જોગેશ્વરી પાછો ફરું છું.

સરિતાએ આપેલા પૈસા ખલાસ થતા વાર લાગતી નથી. બહુ તો દસબાર દિવસ જ પસાર થાય છે. પછી ફરીથી નિષ્ક્રિય દિનક્રમનું ચક્ર શરૂ થાય છે. અને એ જ ખરું સુખદાયક નીવડે છે. ક્યાંય જવું આવવું ન પડે. કોઈ રસ્તામાં ન મળે. લાતો અને ગાળો ખાવી ન પડે! કોઈ અચાનક મળવાની બીક ઓછી!

અને પછી જ્યારે ઘરમાં બેસી રહેવું અસહ્ય થાય છે ત્યારે મોટાભાઈ પાસે પૈસા માગવાની તૈયારી કરું છું. તે તૈયારી પાકી કરવા માટે બે દિવસ જાય છે અને પછી માગવા જેટલી માનસિક તૈયારી કરવામાં વધારે બે દિવસ! આવી રીતે ચાર દિવસ પછી હું માગું છું, "મને બે રૂપિયા જોઈએ છે."

એ કંઈ ન બોલતાં પાંચ રૂપિયાની નોટ આગળ કરે છે હું મોં વકાસીને, ગાંડાની જેમ હસું છું અને ત્યાંથી બહાર આવું છું........

પછી દિનક્રમ બદલાય છે. ફરીથી એમ્પ્લોયમેંટ એક્સ્ચેન્જ! અ. રઝાક બોહરીનું સુંદર નિવાસસ્થાન! એની તિરસ્કારપૂર્ણ નજર અને એની છોકરીની પ્રેમાર્દ્ર નજર! અને બન્નેની દૃષ્ટિ ચુકવવા મારી દૃષ્ટિની થતી વિચિત્ર સંતાકૂકડીની રમત! એમની ગાળો અને એનું મધુર બોલવું એક જ મન સ્થિતિમાં હું સાંભળું છું!

મહંમદ પછી એકાદ પિક્ચર બતાવે છે. એમાના તે ઉદાત્ત પ્રણયપ્રસંગ જોઈને મારું માથું ફરવા લાગે છે. હું કહું છું, "બસ થયું, ચાલ ઘેર જઈએ!"

એ મારા પર ચિડાય છે! "તારું આજકાલ મન જ ઠેકાણે નથી. તને થાય છે શું!"

"કંઈ નહિ! આ જીવનમાં કંઈ અર્થ જ નથી એમ લાગવા માંડ્યું છે!"

"ગાંડો છે." એ કહે છે, "તારા જેવા માણસને આવી નિષ્ફલતા શોભતી નથી!........"

"જિંદગી તલ્ખ હુઈ! જીતેસે બેજાર હુવે" હું વચ્ચે જ એકાદ ગાયનની લીટી એને સંભળાવું છું! "અરે? બધાનું જ જીવન આમ ભગ્ન થયેલું છે! આપણે બધા જ એક સંક્રમણ કાળના ઉંબરા પર ઊભા છીએ. જૂની શ્રદ્ધા જમીનદોસ્ત થઈ છે. વિલક્ષણ ગંભીર આર્થિક પરિસ્થિતિથી બધા જ ગભરાઈ ગયા છે! એક વિચિત્ર, ભયાનક પરિસ્થિતિ આપણા જીવનમા નિર્માણ થઈ છે. આવા વખતે સમાજને, દેશને, નવીન શ્રદ્ધા, નવી હિંમત મારે આપવી જોઈએ! તમારી કલમથી! તમારી કલાથી! એ છોડીને, તમે જ રખડો છો એ આશ્ચર્ય છે!" મહંમદ જ્વલંત આશાવાદની મૂર્તિ છે! મને એનું કહેલું સમજાય છે. હું એને સમજાવવાનો પ્રયત્ન કરું છું.

સરિતા પણ મળે છે! એક વખત ચોપાટી પર એણે મને ભેળ ખાવાનો આગ્રહ કર્યો. ભેળ, ભજિયાં એવું કંઈ હું ખાતો નથી. પણ એ કહે છે, "તારા લખવાના રોગને આ બહુ સુંદર ટોનિક છે હોં કે! થોડું ખા પછી જો લખવાની સ્ફૂર્તિ થાય છે કે નહિ!"

"પણ મારે તબિયત સંભાળવી જોઈએ. એક રોગનું જે ટોનિક તે જ બીજા રોગનું ઝેર છે એનું શું?"

મને ક્ષય થયેલો હોય છે પણ એના આગ્રહ ખાતર થોડી ભેળ ખાઉં છું. એ હસીને પૂછે છે, "આ લખવાનો રોગ તને પહેલાં થયો કે ક્ષય પહેલાં થયો?"



"કોણ જાણે? સાહિત્યનો રોગ લાગ્યા પછી ક્ષય થયો હશે અથવા ક્ષય થયો એટલે સાહિત્યનો રોગ લાગ્યો હશે! બાકી આ રોગનો એકબીજા સાથે બહુ જૂનો સંબંધ છે હોં કે! તો ય બેહત્તર, હજુ એક રોગ લાગ્યો નથી મારે! ચોપાટી પરની ભેળ સાથે એને જૂનો સંબંધ!"

મારા બોલવા પર એ પેટ ભરીને હસે છે અને એકદમ ચમકે છે! કોઇક ઓળખીતો માણસ અચાનક પ્રગટે છે! એ હસીને તે માણસનું સ્વાગત કરે છે, મારી ઓળખાણ કરી આપે છે. લેખક—ઉદ્યોન્મુખ લેખક તરીકે! એ કરચલીઓ પાડીને પૂછે છે, "શું કરે છે?"

મારો ચહેરો કાળો પડે છે. સરિતા જ મને સાંત્વન આપે છે, એને દયામણે સ્વરે કહે છે, "આમને માટે જુઓને કંઇક કામ."

એ ઉપેક્ષાથી હસીને જવાબ આપે છે, "આમને શું કરવું છે કામ? બેસવાનું અને લખવાનું! ઘેર બેઠાં પૈસા કમાવાના!. સારૂં આવજે! નમસ્તે!" અને એ જાય છે. ગિરદીમાં અદશ્ય થાય છે!

સરિતા મને કહેતી હોય છે, "આ આપણે ત્યાંના શાહ! મુંબઇમાં આમના ચાર બંગલા છે! મોટા માણસ છે!"

આટલા વખત સુધી દાબેલી ચીડ હવે રોકાતી નથી. ચિડાઉં છું! હું દેહભાન ભૂલું છું! આસપાસના માણસો મને દેખાતા નથી. પાસે બેઠેલી સરિતા પણ અદશ્ય થાય છે અને ઝુસ્સાથી કહું છું, "આગ લગાડ એ ચાર બંગલાઓને! અમારે ન જોઈએ કંઈ કામ! ન જોઈએ પૈસો! અમે અપવાસ કરીશું! અમારી ઇચ્છા-આકાંક્ષાઓ દાબીને જીવીશું! પણ જીવીશું! મહંમદ કહે છે સાચું! આની આગળ ફક્ત જીવીશું નહિ! બીજાઓને પણ કેવી રીતે જીવવું તે શિખવીશું! તમે રહો એશઆરામમાં. દોલત કમાવ! દુનિયા વેચાતી લો! પણ આગળ શું? પૃથ્વી પરના ચાર કકડા તમારી માલિકીના હશે! પણ આ વિશ્વ અમારૂં છે. એમાંની એ ચમકતી દૂરદૂરની ચાંદનીઓ અને તારાઓ અમારી પ્રતિભાની રમતો છે! મરાઠી લેખક અનંત કાણેકરે કોકને જવાબ આપ્યો હતો, "અમે સુખદુઃખના કારખાનદાર છીએ!" એ જ સાચું! અમે તમારા સુખદુઃખના કારખાનદાર છીએ! હા! સુખદુઃખના કારખાનદાર!"

સરિતા હાથ પકડે છે ત્યારે હું ભાનમાં આવું છું! આસપાસના ચાર માણસો મારી સામે તાકીને જોતા હોય છે. હું શરમાઉં છું. સરિતા ધીમેથી બબડે છે 'મને શરમાવા જેવું થયું. આજે તને શું થયું?'

'ભેળ ખાધાનું પરિણામ!' હું હસીને જવાબ આપું છું. 'અમારા મહંમદ પેગંબરને જ્યારે ઈશ્વરી સંદેશ મળતો ત્યારે તે આમ જ ભાન ગુમાવતા! પરમેશ્વર એમના મોંએથી કુરાન બોલે! બીજા લોકો પછી કાળજીપૂર્વક લખી લેતા! હું અત્યારે જે બબડ્યો તે તેં લખ્યું નહિ?'

એ મોટેથી હસે છે, પછી હું કડવા સ્વરમાં એને પૂછું છું, 'એ વખતે તેં શું કહ્યું? તને શરમ ન લાગી કે? પણ હું આમ જ વર્તવાનો! મારી દુર્દશાથી કંટાળીને કેટલાકે મારી સંગત છોડી. હવે તમે બેત્રણ જણા રહ્યા છો! તમે પણ મને નહિ બોલાવો તો પણ હરકત નહિ! હું એકલો રહીશ! એકલો પરિસ્થિતિ સામે લડીશ!'

એને એ સાંભળીને ખોટું લાગે છે! મને એ સમજાવવાનો પ્રયત્ન કરે છે, 'આમ શું બોલે છે? તારા વિષે મને આદર છે, અભિમાન છે. મારા વર્ગમાંનો તું! મારા ગામનો! તું મોટો થાય! મોટો આગેવાન થાય એવી ઇચ્છા છે! સારો લેખક થાય એવી ઇચ્છા છે, તને જૂઠું લાગે છે મારું કહેવું?' અને એનું બોલવું ખલાસ થયા પછી જ્યારે હું એની સામે જોઉં છું ત્યારે એની આંખો પાણીથી ભરાયેલી મને દેખાય છે!

સરિતા બહુ લાગણીપ્રધાન છે. મારી વર્ગમાંની





બેનપણી છે. એનો સ્વભાવ હું જાણું છું. આ દોષ છોડીએ તો પછી એના ગુણોની કિંમત નહિ થાય! એનું ભલું થાય એમ મનઃપૂર્વક ઇચ્છું છું!

પછી હું એને સમજાવવા લાગું છું મારો અવાજ મોટો થતો જાય છે. અને એ મારું કહેવું ધ્યાનપૂર્વક સાંભળવા લાગે છે, 'કોક કોક વખત મરાથી આ અન્યાય સહન થતો નથી સરિતા, પછી હું ચિડાઉં છું. અંદર અંદર દાવાનળ સળગે છે. મનમાં હરેક જાતના વિચારો આવે છે પણ એનાથી સળગી ઊઠું છું. પોતાની દુબળી મનોવૃત્તિની શરમ લાગવા માંડે છે! અરે! શું આપણા આ મધ્યમ વર્ગનો અધઃપાત! એમ્પ્લોયમેન્ટ એકસચેન્જના પટાવાળાઓ પણ અમને ધમકાવે અને અમે ન બોલતાં સહન કરીએ! એ પટાવાળાઓ પર પણ કદાચ આવી સ્થિતિ આવશે એની જાણ એને ન આપીએ? અમારા ઉપરનાં અન્યાયની અમને જ ચીડ ન ચડે! શા માટે અમારા ઉપર આ લોકો રાજ કરે છે! દેશની કામ કરતી આવી વિફલતાથી ત્રાસી ગઈ છે. એને કાર્યપ્રવૃત્ત કરવાની જેમનામાં હિંમત નથી તેઓ રાજ્ય કરવાને લાયક નથી! પણ પછી અમે સ્વ થ-શા માટે? અમે જનતાની જાગૃતિ શા માટે કરતા નથી? સમાજને આશા, હિંમત શા માટે આપતા નથી? અમે કલાવંત ને? કેટલી પ્રચંડ જવાબદારી છે અમારા ઉપર? વિફલતાથી ત્રાસેલી પ્રજાના કર્તૃત્વ એકઠાં થાય, અમારા જ્વલંત સાહિત્યનું એને બળતણ મળે તો કેટલો પ્રચંડ સ્ફોટ થશે! પ્રચલિત સમાજવ્યવસ્થા તૂટી પડશે! નવી...નવી...સમાજવ્યવસ્થા નિર્માણ થશે! નવીન સમાજવ્યવસ્થા!...'

મને બોલતાં બોલતાં થાક લાગે છે એટલે હું થોભીને સરિતા સામે જોઉં છું. એને પૂછું છું, "તને હવે શરમાવા જેવું લાગ્યું કે?"

એ તુરત જ હસે છે અને કહે છે, "ના રે! તું આમ બોલવા લાગે છે ત્યારે તારાં બોલ સાંભળતી જ રહું એમ લાગ્યા કરે છે. પણ મોટો માણસ થયા પછી તને મારી યાદ રહેશે!"

એ આમ બોલ્યા પછી મારું હૃદય ભરાઈ આવે છે! જે હરાવિક માણસો આજ મારી સમીપ છે એમને કોઈ દિવસ ભૂલવું શક્ય છે ખરું? પણ આ આગળ શા માટે બોલે છે? શા માટે સ્વપ્નોની ઇમારતો રચે છે. હું 'ચુક ચુક' કરું છું! એને કહું છું, Trust no future however pleasant! શા માટે શબ્દો વેડફે છે!"

મારું કહેવું એ માને છે. અન્ધકાર પડવાની શરૂઆત થઈ છે. અમે ઊઠીએ છીએ. એક બીજાની રજા લઈએ છીએ!

કાળની ગતિ વિલક્ષણ વેગથી ખસતી હોય છે. પહેલાંના દિવસો ખલાસ થાય છે. સ્મૃતિરુપ થાય છે. વરસાદ આવે છે! ઠંડી હવા! છીણું કાળા દિવસો! ઉદાસ ભાસતી ભયાનક રાત! વિમનસ્ક સંધ્યાકાળની અસ્પષ્ટ છાયા.

મારી પાસે છત્રી નથી. હું બહાર પણ નીકળતો નથી. જૂનો રેનકોટ કાઢું છું, પણ એનું કાપડ ઠેકઠેકાણે ફાટેલું હોય છે. એક વખત પહેરીને ગયો તો પાણીથી ભિંજાઈને એને કશાકની ગંધ આવવા લાગી. એને વાપરવાનું મેં છોડી દીધું! બાકી મુંબઈનો વરસાદ દિલદાર ખરો! નકામો કોઈને ત્રાસ આપતો નથી. કોક વખત કોર્ટમાં ગયો અને વરસાદ આવ્યો તો સરિતાની ઑફિસનો આશ્રય લઉં છું. એની જ નાનકડી છત્રીમાં સાંજના વખતે ચર્ચગેટ સુધી આવું છું. ઘેર આવતાં સુધી તો કપડાં પૂરાં ભિંજાઈ ગયા હોય છે. રાતે પથારીમાં પડ્યા પછી છાતી દુઃખવા લાગે છે. ક્ષય જેવો રોગ ફરીથી ત્રાસ આપશે કે કેમ એની બીક લાગે છે. ચત્તો થાઉં છું. છાતીપર હાથ દાબી રાખું છું અને એવી જ અવસ્થામાં નિદ્રાદેવીને શરણે થાઉં છું......

ફરીથી દિવસો બદલાયા છે. પ્રતાપ નામનો એક મિત્ર અત્યારે જ મળ્યો. બહુ દિવસે અમે એકબીજાને મળ્યા. બોલ્યો "મને જરા શોપિંગે જવું છે. થોડું



કાપડ ખરીદવું છે!" મારા શરીર પરના ફાટેલા શર્ટ તરફ એક વાર નજર નાખીને હું ઊઠીને એની સાથે જઉં છું. એ કાપડ લે છે ત્યારે હું કહું છું, "મારે પણ લેવું હતું ચાર શર્ટનું કાપડ! પૈસા લાવવાનું પણ ભૂલી ગયો!'

એ કહે છે, "તો લે ને, હું આપું છું અત્યારે. પછી આપીશ તો ય ચાલશે!"

"અચ્છા!" હું કહું છું. કાપડ મહંમદના દરજીને આપું છું. મહંમદના બીલમાં બીલ તૈયાર થાય છે. દુકાનમાંથી સિલાઈનું બીલ ભરવામાં આવે છે. એ માટે આટલી વ્યવસ્થા છે એ મારું નશીબ! એના લીધે મારી પણ આવી રીતે વ્યવસ્થા થાય. છે!......

એ વાર્તાઓ વધારે પ્રસિદ્ધ થાય છે! પુરસ્કાર નહિ જ! અમારા જેવાની આશા જ ગાંડપણની. એક માસિકમાં કામ મેળવવા માટે પ્રયત્ન કર્યો. કંઈ ન થયું!......

હવે ક્યાંય જવા-આવવાની ઇચ્છા નથી. ક્યાંય બેસવા, વાતો કરવા પણ જતો નથી......

પડોશનો સદાનંદ ખિસ્સામાં ચાર આનાનો અવાજ સાંભળીને કહે છે, "આજે કંઈ ખિસ્સામાં પૈસાનો અવાજ?"

ચાર આના કાઢીને બતાવ્યા પછી કહું છું, "આજ ક્યાંથી પૈસા હોય? આજે તો વીસમી તારીખ!"

એ હસીને કહે છે, "તારીખનો અને તમારો શો સંબંધ!"

"અમારો નહિ જ. એ કોઈક વખતે આવશે એમ પણ હવે લાગતું નથી. પણ જેમનો છે, એમની સાથે અમારો સંબંધ છે ને!"

સરિતાની પહેલી તારીખ! પ્રતાપના બાપનો ત્રણસો રૂપિયાનો મનીઑર્ડર! મહંમદના પાંચ રૂપિયા! ચોપાટી પરની ભેળ અને ભજિયાં! અંધેરીના ચિકુ અને કેળાં! રઝાક સાહેબની ગાળો અને એમની છોકરીનો દર્દભર્યો સાદ...ગભરાવતો ભીષણ ભયાનક ભવિષ્યકાળ! પછી શું! સાચે જ પછી શું......

પછી એટલે ભવિષ્યમાં જે થવાનું હોય તે થાય! અત્યારે તો હું ચર્ચગેટ સ્ટેશનની બહાર ઊભો છું. માણસોના ટોળાં પર ટોળાં સ્ટેશનમાં આવીને અટકે છે, અને ગાડીમાં વિલીન થઈ જાય છે. મારી દાઢી અને વાળ વધ્યા છે. મનમાંથી આ આખા વરસનું ચિત્રપટ પસાર થાય છે. અને એક પ્રસંગે મને અત્યારે હેરાન કરી મૂક્યો છે. મારા ખિસ્સામાં પૈસા નથી. ઘેર કેવી રીતે જવું! આ ચર્ચગેટ સ્ટેશનના બંધ દરવાજામાંથી અંદર ઘૂસવા માટે શું કરવું? ઘૂસવું અંદર આમ જ કે એક આનાની મરીન લાઈન્સની ટિકિટ કઢાવું? આગળ કોણ ચેક કરવાનું હતું? પણ આનો ક્યાંથી લાવું? મહંમદ, પ્રતાપ થોડા જ અહિંયા મળવાના છે? હા! સરિતાની ઑફિસ છૂટવાનો સમય છે. એની ઑફિસમાં જઈને કહું: "સરિતા, એક આનો આપ ઘેર જવા માટે! મારા મગજમાં એક સુન્દર વાર્તાનું કથાનક રમે છે! જઉં છું અને લખવા બેસું છું!"









પદ્મકાંત ર. શાહ

# રેડિયન્ટ હીટ (દિવ્ય–શકિત)

શક્તિને જ્યાં સુધી માણસ નહોતો જાણતો ત્યાં સુધી એ બધી શક્તિમાં ભગવાનનું આરોપણ કરતો. પણ વિજ્ઞાને માણસને આ બધું સમજાવ્યું. એવી જ એક શક્તિનો આ અભ્યાસુ લેખકે અહીં પરિચય આપ્યો છે......

એ તો સામાન્ય અનુભવની વાત છે કે સૂર્યનાં કિરણો કોઈ વસ્તુ ઉપર પડે છે ત્યારે તેને ગરમ કરે છે. આ ઉપરથી પ્રથમ તો એમ માનવું સ્વાભાવિક લાગે કે અવકાશમાંથી પૃથ્વી ઉપર અવતરતાં સૂર્યકિરણો પોતાના માર્ગને પણ તપ્ત કરી સૂર્ય અને પૃથ્વી વચ્ચે જાણે એક ઉષ્ણ પ્રવાહનો પટ ખડો કરી દેતાં હોય. પણ ના તેમ નથી. સૂર્યનું ઉષ્ણતામાન ૧૦,૨૪૦ અંશ ફેરેનહાઈટ છે; તેના તેજઃપુંજની શક્તિ જે ‘ રેડિયેશન ’ નામથી ઓળખાય છે, તે જેમ્સ કલાર્ક મેક્ષવેલે શોધેલાં ‘ ઈલેક્ટ્રોમેગ્નેટિક ’ આંદોલનોનો જ એક પ્રકાર છે. ‘ઈથર’ના વાહન ઉપર અવકાશમાંથી એ વ્યોમમાર્ગે વિહરી પૃથ્વી ઉપર પહોંચે છે. ‘ઇથર’ એ વૈજ્ઞાનિકોએ કલ્પેલો ઘટઘટમાં વ્યાપી રહેલો પદાર્થ છે. ‘ આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ, ઘાસ ચાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ ’ એવી ભક્તોએ જેવી ઈશ્વરની કલ્પના કરી છે તેવી જ વૈજ્ઞાનિકોએ વિશ્વના અનંત કોયડા સમજાવવા ‘ઈથર’ની ભાવના કરેલી છે. પદાર્થ પર પડીને આ દિવ્ય શક્તિનાં કિરણો પદાર્થના અણુપરમાણુઓમાં મોટી ચેતના ઉત્પન્ન કરે છે, જાણે અણુઓનું તાંડવ! આ ચેતન શક્તિ ગરમીમાં રૂપાન્તર પામે છે અને આપણે ‘પદાર્થ ગરમ થયો એમ કહીએ છીએ. વાસ્તવિક રીતે આ ઉષ્ણતા તેજપ્રસારિત શક્તિની માત્ર પ્રતીતિ છે. જ્યારે જ્યારે ‘ રેડિયેશન ’ની શક્તિ કોઈ પદાર્થમાં ચૂસાય છે ત્યારે ત્યારે તે પદાર્થમાં ઉષ્ણતા પ્રગટે છે. અને પછી તે બહાર પ્રસરે છે. આને ‘ રેડિયન્ટ હીટ ’ કહેવામાં આવે છે. આપણે તેને તેજોંશ શક્તિ, દિવ્યશક્તિ કે તેજ–પ્રસારિત શક્તિના નામથી ઓળખીશું.

પ્રકાશની માફક આ દિવ્યશક્તિ બલ્કે સર્વ પ્રકારના ઇલેક્ટ્રોમેગ્નેટિક આંદોલનો સીધી-રેખામાં પ્રવાસ કરે છે, તેની ગતિ પ્રકાશકિરણો જેટલી જ, એટલે-દર સેકંડે ૧,૮૬,૦૦૦ માઈલ અથવા ૩ લાખ કિલોમીટર જેટલી છે. અને સૂર્ય પરથી પૃથ્વી પર આવતાં કિરણોને આઠ મિનિટ લાગે છે, ઇલેક્ટ્રોમેગ્નેટિક કિરણો, પ્રકાશ કિરણો કે ‘ રેડિયન્ટ હીટ ’ એમાં વાસ્તવમાં કંઈ ભેદ નથી; ભેદ માત્ર આપણી સંજ્ઞાઓની ઉત્તેજનામાં છે. જેના વડે આપણે તેમને એક બીજાથી અલગરીતે પારખી શકીએ છીએ. જે આંદોલનો (કિરણો આંદોલન સ્વરૂપે હોઈ આપણે તેમ કહીશું) દૃષ્ટિના જ્ઞાનતંતુને ઉત્તેજી શકે છે તેને આપણે પ્રકાશ કિરણો અથવા દૃશ્ય કિરણો કહીએ છીએ. બીજાં કિરણોનું અસ્તિત્વ હોવા છતાં આપણે તેમને આંખવડે જોઈ શકતા નથી અને તેથી તેઓ અદૃશ્ય કિરણો કહેવાય છે. આ છે અલ્ટ્રાવાયોલેટ—અતિપાટલ, અને ઇન્ફ્રારેડ કે આ-રક્ત કિરણો. આ જુદાં જુદાં કિરણોનો આંદોલન વિસ્તાર જુદો જુદો હોય છે. આંદોલન-વિસ્તાર એટલે ‘વેવ–લેંગ્થ.’ રેડિયોથી તમે પરિચિત હશો તો આ સમજવું સહેલું પડશે. દૃષ્ટાંત તરીકે મુંબઈ અ રેડિયો સ્ટેશનની વેવલેંગ્થ કે આંદોલન-વિસ્તાર ૫૪૫·૫ મીટર છે. આંદોલનો લાંબાં હોય તો મીટરમાં અને ટૂંકા હોય તો ‘ ઍંગસ્ટ્રોમ ’ નામના માપમાં મપાય છે. દસ કરોડ ઍંગસ્ટ્રોમની એક સેંટીમીટર જેટલી લંબાઈ થાય. પ્રકાશ કિરણોનો આંદોલન–વિસ્તાર ૪૦૦૦ થી માંડીને ૮૦૦૦ ઍંગસ્ટ્રોમ જેટલો હોય છે. પ્રકાશ કિરણોથી બહુ મોટાં નહિ એવાં આંદોલનો તેજ પ્રસારિત ગરમી ‘ રેડિયન્ટ હીટ ’, અથવા ઇન્ફ્રારેડ કિરણોનાં છે. આ આ કિરણોનો આંદોલન વિસ્તાર ૮૦૦૦ થી ૪૦ લાખ ઍંગસ્ટ્રોમ છે. આપણા દૃષ્ટિતંતુ ઉપર આ



આંદોલનો અસર કરી શકતાં નથી એટલે આપણે તેમને અદૃશ્ય કિરણો—'ઈન્વીઝીબલ રેઝ'—કહીએ છીએ. પ્રકાશ કિરણોથી ટૂંકા આંદોલનો પણ હોય છે. જેમાં ક્ષ-કિરણો—'એકસ રેઝ' અતિ-પાટલ કે 'અલ્ટ્રાવાયોલેટ' કિરણો ગ-કિરણો, 'ગામા-રેઝ' અને વિશ્વ-કિરણો કે 'કૉસ્મિક રેઝ'નો સમાવેશ થાય છે.

ધારો કે આપણી પાસે એક એવું કાલ્પનિક યંત્ર છે કે જેમાંથી દટ્ટો ફેરવતા ગમે તેટલી લંબાઈનાં ઇલેક્ટ્રો મૅગનેટિક કિરણો ઉત્પન્ન થઈ શકે છે. પ્રથમ આપણે કેટલાંય કિલોમિટરના વિસ્તારવાળાં આંદોલનોથી શરૂઆત કરીએ. આપણી દૃષ્ટિ, શ્રવણ કે શરીરની બીજી કોઈ સંજ્ઞાઓ વડે આ તરંગોની આપણને લાગણી નહિ થાય. આની પાસે 'આપણે કોઈ રેડિયો સેટ મૂકીશું અને તેને ચાલુ કરીશું તો આ આંદોલન વિસ્તારને રેડિયો સેટ પકડી શકશે (એટલે કે આની સાથે રેડિયોને 'ટ્યુન' કરી શકાશે) દટ્ટો વધુ ફેરવતાં આંદોલન-લંબાઈ ઘટશે. કિલોમીટરમાંથી મીટર ઉપર અને મીટર પરથી સેન્ટીમીટર પર પસાર થતાં આપણી શારીરિક સંજ્ઞાઓ પર કોઈ અસર નહીં થાય, જોકે આપણો રેડિયો સેટ આ બધી આંદોલન-લંબાઈઓને પકડી શકશે. વળી આગળ દટ્ટો ફેરવીએ. હવે આપણે તો શું પરંતુ રેડિયો સેટ પણ આપણા આ કલ્પિત યંત્રનાં આંદોલનો ગ્રહણ કરવા અસમર્થ બનશે. જેમ જેમ આંદોલનો ટૂંકાં થતાં જશે તેમ તેમ આપણા જ્ઞાનતંતુઓ કંઈ ને કંઈ અસર અનુભવવા લાગશે. શરીર પર ગરમીની અસર થવા લાગશે અને ધીમે ધીમે તે અસર ઘાડી બનતી જશે. હજુ દટ્ટાને વધારે ફેરવતાં આપણાં દૃષ્ટિતંતુ પર અસર કરે તેવાં આંદોલનો પેદા થશે. ઝાંખો લાલ પ્રકાશ આપણને દેખાવા લાગશે અને તે વધુ ને વધુ તેજસ્વી બનતો જશે. ત્યાર પછી તે ક્રમશઃ નારંગી, પીળો આસમાની, નીલો અને અંતે જાંબુડો રંગ ધારણ કરશે. તેથી પણ આગળ દટ્ટાને ફેરવતાં આપણી આંખ પ્રકાશ જોતી બંધ પડશે પણ કૅમેરા વડે અતિ-પાટલ અથવા 'અલ્ટ્રા-વાયોલેટ' કિરણોની છબી પાડી શકાશે. હજુ આગળ જતા ક્ષ-કિરણો—'એક્ષ રેઝ' અને વિશ્વકિરણો—'કૉસ્મિક રેઝ' પેદા થશે. આ બધાં 'ઇથર'નાં આંદોલનો તરીકે ઓળખાય છે. એક જ યંત્રમાંથી બધા પ્રકારનાં આંદોલનો ઉત્પન્ન કરી શકાતાં નથી. 'રેડિયન્ટ હીટ'નાં આંદોલનો કૅમેરાની પ્લેટ પર અસર નીપજાવી શકે છે.

પહેલાં એવી માન્યતા હતી કે આ તેજોંશ શક્તિ અથવા 'રેડિયન્ટ હીટ'ના ત્રણ પ્રકારો હતો. આ માન્યતા મુજબ, કોઈ તેજસ્વી વસ્તુમાંથી ત્રણ પ્રકારનાં કિરણો ઉદ્ભવતા: એક તો ઉષ્ણતાના, બીજા પ્રકાશના અને ત્રીજા શક્તિના. પહેલા પ્રકારનાં કિરણોમાંથી ગરમી ઉત્પન્ન થતી, બીજામાંથી પ્રકાશ અને ત્રીજામાંથી રાસાયણિક પ્રક્રિયા. આ ત્રણે પ્રકારોને ત્રિપાર્શ્વ કાચ (અં. પ્રિઝમ) છૂટા પાડી શકતો અને તેનો રંગપટ (અં. સ્પેક્ટ્રમ)માં વિસ્તાર થતો. નીલા અને જાંબલી કિરણો અને તેથી 'આગળનાં અદૃશ્ય કિરણો કૅમેરાની પ્લેટ પર વધુ અસર કરતાં જ્યારે તેજસ્વી પીળો અને રક્ત રંગ કૅમેરાની પ્લેટ પર જરાય અસર કરતો નહીં. પીળા અને રાતા રંગવાળા ભાગ પર થર્મોમીટર મૂકતાં પારો બિલકુલ ઉપર ચઢતો નહિ જ્યારે લાલ રંગની આગળના વિસ્તારમાં ઉષ્ણતામાન વધવા લાગતું. આજે તો આપણે ચોક્કસ રીતે જાણીએ છીએ કે પ્રકાશ, ગરમી કે રાસાયણિક અસર નિપજાવનારાં સર્વ કિરણો એક જ કોટિનાં છે. કોઈ પદાર્થ જ્યારે 'રેડિયન્ટ હીટ' અથવા તેજ-પ્રસારિત શક્તિને સંપૂર્ણપણે શોષી લે છે ત્યારે તે શક્તિનો ઉષ્ણતામાં પ્રાદુર્ભાવ થાય છે. ઈ. સ. ૧૭૯૨માં પ્રિવોસ્ટ નામના વૈજ્ઞાનિકે વિનિમયનો સિદ્ધાંત (થિયરી ઑફ એકસચેન્જીઝ) રજૂ કર્યો. આ સિદ્ધાંત પ્રમાણે કોઈપણ બે પદાર્થો વચ્ચે ઉષ્ણતા-પ્રસરણ અને ઉષ્ણતા-શોષણના પરિણામરૂપ ઉષ્ણતા શક્તિનો અબાધિત રીતે વિનિમય થયા કરે છે. આમ જુદા-જુદા ઉષ્ણતામાનવાળા બે પદાર્થો કોઈ બંધ





જગ્યામાં મૂકયા હોય તો ગરમ પદાર્થ ઠંડા પદાર્થ પાસેથી જેટલી શક્તિ મેળવશે તેના કરતાં વધુ શક્તિ તે ઠંડા પદાર્થને આપશે. જ્યારે ઠંડો પદાર્થ જેટલી શક્તિ તે ગરમ પદાર્થ પાસેથી મેળવશે તેના કરતાં ઓછી શક્તિ તે ગરમ પદાર્થને આપશે. આથી ઠંડો ગરમ થશે અને ગરમ પદાર્થ ઠંડો પડશે. છેવટે બન્નેનું ઉષ્ણતામાન સરખું થઈ જશે. ત્યાર પછી પણ બન્ને વચ્ચે વિનિમય ચાલુ રહેશે પરંતુ ઉષ્ણતામાન તદ્દન શૂન્ય (અં. એબસોલ્યુટ ઝીરો) ન થઈ જાય ત્યાં સુધી આ પ્રકારનું શક્તિનું પ્રસરણ કાયમ રહે. પ્રયોગ કરીને એમ બતાવી શકાય કે જેમ કોઈ દ્રવ્યનું ઉષ્ણતામાન વધુ તેમ તેની ગરમી પ્રસારવાની શક્તિ પણ વિશેષ. વળી અમુક નિર્ણિત સમયમાં થતું ગરમીનું શોષણ વસ્તુના કદ, તેના બાહ્ય આકાર તથા તેની કિરણો ઝીલવાની રીત ઉપર આધાર રાખે છે. સીધાં કિરણો આડાં કિરણો કરતાં વધુ જલદી ચૂસાય છે. જેમ કિરણો ગ્રહણ કરવાની શક્તિ તીવ્ર તેમ કિરણો પ્રસારવાની શક્તિ પણ વધારે. કુદરતમાં ઉષ્ણતાની શક્તિનું દિવ્ય શક્તિમાં કેવી રીતે પરિવર્તન થાય છે તથા દિવ્ય શક્તિનું ઉષ્ણતામાં કેવી રીતે રૂપાન્તર થાય છે તે પૂર્ણ ચોક્કસાઈથી જાણી શકાયું નથી. એવું માનવામાં આવે છે કે દિવ્ય શક્તિને ગ્રહણ કરવા માટે પદાર્થના અણુઓમાં ચેતન ફેલાવી દે એવી કંઈક 'ચીજ'ની આવશ્યકતા છે. આવી કોઈ 'ચીજ' જોકે ગૂઢ છે જ્યાં આ દિવ્ય શક્તિના વિજ્ઞાનનો અભ્યાસ અને માનવ જીવનમાં તેનો વ્યાવહારિક ઉપયોગ બહુ સારી રીતે સિદ્ધ થઈ શકયો છે. ઈન્ફ્રારેડ અને અલ્ટ્રાવાયોલેટ કિરણો આ દિવ્ય શક્તિનાં અંગો છે અને તેમનો ઉપયોગ વૈજ્ઞાનિકોએ અનેકવિધ ક્ષેત્રોમાં કેવી રીતે કર્યો છે તે આપણે હવે જોઈશું.

આ કિરણોનો ઉપયોગ રોગનિવારણમાં, બહારની ગરમી વગર રાંધવાના કામમાં, ધુમ્મસથી ઘેરાયેલાં બંદરો તરફ સ્ટીમરોને સહીસલામતરીતે દોરવામાં, વગેરે અનેક કાર્યોમાં થઈ રહ્યો છે.

અનાજમાં સડો ફેલાવતાં જંતુઓનો નાશ બીજી કોઈ દવા વગર આ કિરણોથી થઈ શકશે; ખાદ્ય વસ્તુઓને પકવ બનાવવા માટે સાધારણ રીતે જેમકે, બહારથી ગરમી આપવામાં આવે છે તેમ હવે આ કિરણો વસ્તુઓને અંદરથી બહાર ગરમ કરશે અને તેનો સ્વાદ કંઈ ઓર રહેશે !

સૂતર, માનવસર્જ્યા તંતુઓ, જેવાં કે, રેયૉન, નાયલૉન વગેરે, અને ફળ, વનસ્પતિ માટી વગેરેમાંથી ભેજ દૂર કરવા માટે ઔદ્યોગિક ધોરણે આ કિરણો વપરાશમાં લેવાયાં છે. એનેમલ વગેરેને સૂકવવા માટે ઇન્ફ્રારેડ કિરણો હવે વપરાય છે. પ્લાસ્ટિકના ઉદ્યોગમાં કાચી વસ્તુની પ્રાથમિક સૂકવણી માટે પણ આ કિરણો વપરાય છે.

માંદગીમાં શરીર પર આ કિરણો આપવાથી એક નવીન પ્રકારનું રોગનિવારણશાસ્ત્ર વિકાસ પામશે તેમાં શંકા નથી.

ઉદ્યોગોના વપરાશમાં જુદાં જુદાં યંત્રો આ કિરણો ચલાવશે જેમના વડે ખૂબ મોટાં વજન સહેલાઈથી તોળી શકાશે.

રાસાયણિક દ્રવ્યોના પૃથક્કરણમાં આ કિરણોના ઉપયોગ વડે અત્યંત ઝડપ તેમ જ નિપુણતા આવશે. અત્યારે થતા લાંબો સમય માગતાં રાસાયણિક પૃથક્કરણોનું સ્થાન હવે આ કિરણોનો ઉપયોગ કરતું 'સ્પેકટ્રો મીટર' લેશે. જૂની પદ્ધતિએ જે પૃથક્કરણ કરતાં ઓછામાં ઓછો એક દિવસ લાગતો હતો તે આ યંત્રની સહાયથી માત્ર ૧૫ મિનિટમાં થઈ શકશે !

ધાતુઓના પતરાની બનાવટમાં નરી આંખે ન દેખાઈ શકે એવાં છિદ્રો આ કિરણોનો ઉપયોગ કરતાં યંત્રો તરત જ પારખી શકશે.

મોટરકારમાં આવાં કિરણો ધરાવતા 'સેટ' વડે મોટર આગળ કઈ વસ્તુઓ આવી રહેલી છે તે તેના હાંકનારને વગર તકલીફે ખબર પડી જશે. ટ્રેનો પર



ઈશ્વરભાઈ પટેલ

# વેરાનમાં વાડી

માણસની આશા, શ્રદ્ધા અને પુરુષાર્થ જ્યારે એકી સાથે ડગ માંડે છે ત્યારે એ કાળા માથાનો માનવી શું નથી કરી શકતો ? અલામી એવો જ એક માનવી છે. એણે આરાપાટમાં લીલી હરિયાળી બનાવી. અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલો આ લેખ કેટલો બધો પ્રેરક છે.......

સને ૧૯૪૮માં આરબો અને યહૂદીઓ વચ્ચે યુદ્ધ શરૂ થયું અને સાડાદસ લાખ આરબોને પોતાનું વતન, વાડી-વજીફા, માલમિલકત છોડી ભાગવું પડ્યું. એ સૌએ પાસેનાં આરબ રાજ્યોમાં આશરો લીધો. એમને વસાવવા માટે સંયુક્ત રાષ્ટ્રસંસ્થાએ છાવણી ઊભી કરી પણ એમાં માંડ ત્રીજા ભાગનો સમાવેશ થઈ શક્યો. બાકીનાં બધાં ડબ્બાનાં પતરાંની ઝૂંપડીઓમાં કે ખડકના પોલાણમાં રહેવા લાગ્યા. ખદબદ થતું એ માનવજીવન અતિશય દુઃખકર હતું.

સૃષ્ટિની શરૂઆતથી જે વિસ્તારમાં હજારથી ય ઓછાં માણસો વસેલાં એવાં રણવિસ્તારમાં આજે ૭૦,૦૦૦ નિરાશ્રિતો આવી પડ્યાં હતાં. અતિ કિંમતી પાણીની શોધમાં આખો દિવસ દૂર દૂર જઈ પાણી વહી લાવતી બહેનોની હલગાર નિરંતર ચાલુ જ રહેતી; ગંદાં ગોબરાં બાળકો ફાટયાં તૂટયાં કપડામાં વીંટળાઈ આખો દી મહોલ્લાઓમાં એકઠાં થઈ રેતી ઊથામ્યા કરતાં, તો ઘરના વડીલો, માથે હાથ નાખી, ઉદાસીન ચહેરે બેસી રહેતાં, અને અકળ અંધકારમય ભાવિ અને વર્તમાન જીવનકટુતા તેમનું હૃદય નિરાશાથી ભરી દેતાં.

અલામી જ્યારે આ લોકોનાં મહોલ્લામાં થઈ પસાર થતો ત્યારે એને એમ લાગતું કે સૌ કોઈની દુઃખમય આંખો જાણે એના પર ન ફરતી હોય ! એ સૌ, એક વખતના ખેડૂતોને કામે લગાડવાની જવાબદારી જાણે પ્રભુ એને સોંપતો ન હોય એમ એને લાગ્યા કરતું.

અલામી એક અતિ ધનિક જમીનદારના કુટુંબનો નબીરો હતો. કુટુંબની પ્રણાલી પ્રમાણે પેલેસ્ટાઇન સરકારમાં એ ઉચ્ચ હોદ્દો ધરાવતો હતો. એને એનું પોતાનું મકાન જેરૂસલેમ શહેરમાં હતું અને એમાં એ સુખચેનથી દિવસ વિતાવતો હતો. પણ એના નવા નિવાસસ્થાન જેરીચોની આસપાસ ખેતી કરી શકાય એવું કશુંય ચિહ્ન નજરે પડતું નહોતું. આખો વિસ્તાર નિવાસયોગ્ય નહોતો તેમાં વળી ઉનાળાનો તાપ કેટલો આકરો ! છાયામાં ૧૨૦° પહોંચતા ઉષ્ણતામાને ધરતીને શેકી નાખી સૂકી અને બરડ બનાવી દીધી હતી.

છતાંયે અલામીને મન એક આશાસ્થાન હતું. પાસે જ ઝરણા જેવી વહેતી અને મૃતસરોવરમાં અદૃશ્ય થતી જોર્ડન નદીનો પ્રવાહ એનામાં આશાસંચાર કરતો હતો. એને એમ લાગતું કે એ નદીના પૃથ્વી પરના પ્રવાહ જેવો જ એક ભૂગર્ભ પ્રવાહ વહેતો જ હશે. એ ભૂગર્ભ પ્રવાહને હાથ કરાય તો બેડો પાર પડે એવી એની ગણત્રી હતી અને એ યોજના એના મનમાં કાયમ ઘોળાયા કરતી અને આકાર લીધા કરતી.

---

આવાં યંત્રો વાપરવાથી એક ટ્રેન સાથે બીજીને અથડાવાની સંભાવના નહિવત્ થઈ જશે. ટૂંકમાં, આ કિરણોથી એક પ્રકારની દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થશે.

દિવ્ય શકિત સંબંધી આવી મહાન શોધો વિષે જાણીને તમને એમ નથી થતું કે ગીતામાં અર્જુનને જેમ દિવ્ય ચક્ષુની પ્રસાદી મળી હતી તેમ આજના માનવીને વિજ્ઞાન "**दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्**"* પોતાની પ્રસાદી અરોગવા આમંત્રી રહ્યું છે ?+

* ગીતા, અધ્યાય ૧૧, શ્લોક ૮,
+ મુંબઇ આકાશવાણીના સૌજન્યથી.





અને આમ સામાન્ય માણુસ કરતાં સહેજે જુદી માટીનો એ માનવી હતો. એનું બાપદાદાનું ઘર, વગેરે છોડીને એને સૌની માફક નાસવું પડ્યું હતું તે એને એના નવા નિવાસસ્થાન પાસે આવેલી સરહદી કાંટાળા તારની વાડમાંથી દેખાતું હતું. ઘણાં તો પોતાની એક વખતની આ મિલ્કત પર દૃષ્ટિ ફેંકી નસીબને ગાળો દેતા, આ પરિસ્થિતિ જન્માવનાર સૌને શાપ દેતા અને કેમેય કરી તેમના મનનું સમાધાન થતું નહીં. અલામી જ્યારે જ્યારે એ બાજુ નજર કરતો ત્યારે ત્યારે એના વિશાળ મકાનના ઝરુખામાં ને વાંસ પર સૂકવવા ટીંગાડેલાં વસ્ત્રોની સંખ્યા ઉપરથી કેટલાં યહૂદી કુટુંબો એના એક વખતના ઘરનો ઉપયોગ કરી રહ્યાં છે તે અંદાજી, ૫૭ વરસનો એ આજીવન બ્રહ્મચારી, રાચતો. એના મનમાં કટુતાનો અંશ સરખો એણે પેસવા દીધો નહોતો. એટલે એનું મન પોતાના સહોદરોને ઠેકાણે પાડવાની રચનાત્મક યોજના ગોખવા લાગ્યું.

અને આ વિસ્તારમાં કૂવા ગાળી વાડીઓ ઊભી કરી, ખેતી કરવાની એક યોજના તૈયાર કરી તે જોર્ડનની સરકારના પ્રધાનો પાસે પહોંચ્યો. ત્યાં સૌએ ખીણ સૂકી અને વેરાન છે એટલે કશું શક્ય નથી એમ કહી જાકારો દીધો એટલે એ બ્રિટિશ ટેકનીકલ મિશનના કર્ણધારીઓ પાસે ગયો. એમણે પણ એને કંઈ જ કોઠું દીધું નહિ. એમને પાણીની કોઈ શક્યતા એ ભૂગર્ભમાં દેખાઈ જ નહિ અને પાણી મળે તો એ ખારાપાટ જેવી જમીનમાં ખેતીની કોઈ સંભવિતતા જણાઈ નહીં એટલે એ દોડ્યો-સંયુક્ત રાષ્ટ્ર સંસ્થાના અમેરિકન નિષ્ણાતો પાસે. એ બધા અબજો ડૉલરની એક સિંચાઈની યોજના એ વિસ્તારમાં તૈયાર કરવાના કામમાં ગૂંથાયેલા હતા એટલે અલામીને ત્યાંથી તો ઉત્તેજનની આશા હતી જ. પણ એ બધાએય ડોકું ધુણાવ્યું, છતાં પોતાની યોજનાની વાતો અને દરખાસ્તો લઈ આખા મધ્ય પૂર્વની બધી સરકારો પાસે એ જઈ આવ્યો. સર્વ ઠેકાણે મુસા અલામી એક ધુની આદમી તરીકે આ નિષ્ણાતો અને સરકારોની દુનિયામાં હાંસીનું પાત્ર બની ગયો. છતાં એના દિલમાં પ્રગટેલો દીવો બુઝાયો નહિ.

અને એણે અંગત જોખમદારીએ જ આ પ્રયોગ કરવાનું ઠરાવ્યું. એની પાસે થોડા પૈસા પણ હતા. એનો ઉપયોગ આ યોજનામાં કરવાનું ઠરાવી એણે સરકાર પાસે બે હજાર એકર જમીનની માગણી મૂકી. આમ તો એ જમીનની કિંમત એકરે એક પૈસોય ગણાય નહિ છતાં સરકારની મંજૂરી મેળવવામાં ઘણો સમય લાગ્યો.

જમીન મળતાં જ એણે ૩૦ નિરાશ્રિતોને કૂવો ખોદવાના કામે રોક્યા. કામ કરવા એ રોજ પાંચ માઇલ જતા આવતા અને એ અસહ્ય તાપમાં, એક દિવસમાં માંડ બેએક ફૂટ એ ખોદી શકતા. ૭ માસના અથાક પરિશ્રમને પરિણામે ૧૯૫૦ના જાનેવારીની પંદરમી તારીખે એમના બસો ફૂટ જેટલા ઊંડા કૂવામાં મીઠા પાણીનું ઝરણ ફૂટ્યું ત્યારે સ્વાભાવિક સૌની આંખો હર્ષાશ્રુથી ઉભરાઈ ગઈ.

એની આ સિદ્ધિથી પ્રેરાઈ જીરતના એક સજ્જને એને પોતાનો એન્જિન પંપ ઉધાર આપ્યો. અને જાનેવારીના પાછલા ભાગમાં તો એ સૂકી ધરતી પર પાણીના રેલા વહેવા લાગ્યા.

જમીનમાંની ખારાશ ધોઈ નાખવા એ ધરતીને વારંવાર પાણીથી ધોવાની જરૂર હતી પણ મુસાને રાહ જોવી પાલવે તેમ નહોતી, એટલે એણે તો ખારાશમાં પાકે તેવાં જવ, ટામેટાં અને કુંગળી પોતાનાં ખેતરોમાં રોપી દીધાં. સૃષ્ટિની શરૂઆતથી સાવ શુષ્ક રહેલી ધરતીમાં પહેલવહેલી લીલોતરી લહેરી ત્યારે સૌને થયેલ આનંદની કલ્પના માત્ર કેટલી બધી આહ્લાદક છે! તો એ નજરે જોનાર, અનુભવનાર અને પોતાની મહેનતનું ફળ પામનારના આનંદની તો કલ્પના જ શી થઈ શકે?

પછી સવાલ થયો જમીનના ખાતરનો. થોડા જ



વખતમાં આજુબાજુના પ્રદેશમાં ભટકતું જીવન ગાળનાર સૌ બેદુઈન લોકોને ખબર પડી ગઈ કે તેમનાં ઘેટાં બકરાંનાં ખાતરનો ખરીદનાર જન્મ્યો છે એટલે ઊંટના ઊંટની લંગાર ખાતર ઠાલવતી રહી અને જમીન કસદાર બનતી ગઈ.

પછી તો નવા નવા કૂવા ખોદાવા લાગ્યા અને જમીનમાંથી ખારાશ ધોવાઈ ગઈ એટલે જાતજાતના શાકભાજી અને ભાત-ભાતના ફળઝાડ વવાવા લાગ્યાં, અને ઝાડપાન દાણાની છૂટ થતાં મરઘાંબકરાંના ઉછેરની વાડીઓ પણ શરૂ થઈ ગઈ.

પરિણામે વરસના છ માસ ધોમધખતો તાપ પડતો હોવા છતાં અલામીની કરામતથી વરસના ત્રણ ત્રણ પાક લેવાના શરૂ થયા. આ રીતે હાલ અલામીના ૭૦૦ એકરમાં ખેતી થાય છે, દસ પંપ કલાકના બે લાખ ગેલન પાણી ધરતીના પેટાળમાંથી ખેંચી એની સપાટી પર ઠાલવે છે. ૧૦,૦૦૦ કેળ, ૫૦૦૦ લીંબોઈ અને ૩,૦૦૦ જેટલાં મરઘાં જીવનની જરૂરિયાતો પૂરી પાડે છે. શાકભાજીનું બજાર આખાયે મધ્યપૂર્વમાં મળી ગયું છે. ચારસો જેટલા આરબ નિરાશ્રિતોને ખેતર પર રોજી અને રોટી મળે છે.

અલામીના આ દાખલા પરથી પાઠ લઈ પાસેના અમાન ગામના લોકોએ ત્રણ હજાર એકર જમીન ખેડાણ હેઠળ આણી છે અને એના પર બીજા હજાર નિરાશ્રિતો પોતાના પગ પર ઊભા રહેતા થયા છે.

જે જમીનની એક ફૂટી બદામ આપવા કોઈ તૈયાર નહોતું એ જમીનની કિંમત આજે એકરે બસો પાઉન્ડ જેટલી થઈ ગઈ છે અને ૧૪૦૦ જેટલા નિરાશ્રિતોને કામે લગાડવાની અલામીની કામગીરી કંઈ નાનીસૂની ન લેખાય.

ઉપરનું કામ પૂરેપૂરું થતાં જ અલામીની નજર બીજી દિશામાં પડી છે. જમીનને ઉત્પાદક બનાવતાં બનાવતાં જ એ મનમાં પેલેસ્ટાઈનના યુદ્ધમાં અનાથ બનેલાં હજારો બાળકો માટે શાળા શરૂ કરવાનાં સ્વપ્ન સેવતો હતો. એનું સ્વપ્ન એટલે અટક્યું નહોતું. એને તો એમ દેખાતું હતું કે એની શાળામાં વાંચતાં લખતાં શીખેલાં બાળકો આધુનિક ખેતી પદ્ધતિનું જ્ઞાન, સુથારી, દરજીકામ, મોચીકામ જેવા એકાદ ધંધાની તાલીમ મેળવે. શાળામાંથી બહાર નીકળી એ એકાદ જમીનનો ટુકડો સંભાળશે, એ પર ખેતી કરશે અને ખેતીનાં સાધનો અને ખેતીના ઉત્પાદનના બજાર માટે એ સહકારી ધોરણે વ્યવસ્થા કરશે.

એના આ કામથી પ્રભાવિત થઈ ફોર્ડ ફાઉન્ડેશને એને નિશાળ શરૂ કરવા ૫૩૦૦૦ પાઉન્ડ આપવાનું ઠરાવ્યું અને ૧૯૫૨ના માર્ચમાં ૧૮ છોકરા સાથે એણે શાળા શરૂ કરી દીધી. આજે એ સંખ્યા ૮૦ પર પહોંચી છે. બધાં બાળકો શાળાના આશ્રમમાં જ રહે છે, પોતાનો ખોરાક પોતે પેદા કરી લે છે, અને પોતાનાં કપડાં અને ફર્નીચર પણ જાતે તૈયાર કરી લે છે.

પૈસા મળતાં જ અલામી એક ડેરી, એક પેસ્ચ્યુરાઈઝીંગ પ્લેન્ટ, એક કાપડ મીલ, એક ટાઈલ અને ઈંટની ફેક્ટરી અને એક છાપખાનું કાઢવાના મનોરથ સેવી રહ્યો છે આડસે એની મુરાદ પૂરી થતી નથી. એની નિશાળમાં સો છોકરાનું એક એકમ પૂરું થાય એટલે બીજાઓનું એક એકમ અને એક એકમ બહેનો માટે કાઢવાનો એ ઈરાદો રાખે છે. એ કહે છે કે એક ખેડૂત સાચો પ્રગતિશીલ ક્યારે બની શકે જ્યારે એની પત્ની પણ કેળવાયેલી હોય ત્યારે જ.

અલામી દાવો કરતો નથી કે જોર્ડનનો નિરાશ્રિત સવાલ તેણે ઉકેલી નાખ્યો છે. જો કે એના ઉકેલની એક ચાવી એણે અવશ્ય બતાવી છે અને આજે ફળદ્રુપ બનેલી જમીન પર ગુજરાન ચલાવતા ખેડૂતોના આધારે રોજી મેળવતા મોચી દરજી કે સુથારની સંખ્યા પણ કંઈ કમ નથી. છતાંયે પોતાને હાથ લાગેલી નાની સરખી યોજના પાછળ આજેય એ લાગી રહ્યો છે અને સાંજ પડે, ત્યારે એ પોતાના બે ઓરડીના નાના સરખા મકાનની





ઓસરીમાં ખુરશી નાખી, ડૂબતા સૂરજના આછા તેજમાં લહેરાતી વાડીઓ અને લીલાંછમ ખેતરો, દોડતાં મરઘાં અને ખેતરમાંથી પાછા ફરતાં ઢોર, રમતાં બાળકો અને ઉત્સાહભેર ડગ માંડતા ખેડૂતો તથા યુવાનો જુએ છે ત્યારે એનું હૃદય એક અકથ્ય આનંદસહ સાચી કૃતકૃત્યતા અનુભવે છે. ત્યારે એને લાગે છે કે દુનિયાના ઘણા થોડા સુખી જીવોમાંનો એક એ છે.



ડાહ્યાભાઈ પટેલ

## 'તને હું ચાહું છું'

'તને હું ચાહું છું'
નિહાળી ભૃંગોને કુસુમ ઉર આશ્લેષ ભરતા,
સરિતાને હૈયે જલધિ નીરખ્યો મેં શમવનો
અને પ્રેમે ભેટે ધરતી ઉરને મેઘ રસિયો,
નિહાળી હૈયામાં પ્રગટી તવ મૂર્તિ પ્રિયતમે!
હૃદયબીનના તાર ઝણકયા :
'તને હું ચાહું છું'
'તને હું ચાહું છું.'
લખ્યું મેં પૃથ્વીના અમીત પટપે ને ગગનમાં,
લખ્યું અબ્ધિઆરે વન ઉપવને ને સરતીરે,
સમષ્ટિના સૌ આ નગર નગરે ને ઘરઘરે,
લખ્યું ઘેલા થૈને સકલ હૃદયે માનવ તણા,
નયન અશ્રુથી રૂધિરથીઃ
'તને હું ચાહું છું'
'તને હું ચાહું છું.'
ભૂંસ્યા મેઘે શબ્દો ગગન પરથી ક્રોધિત બની,
ભૂંસી નાખ્યા શબ્દો પૃથ્વી પરથી માનવ ક્રુરે,
નિશાની ના રૈ' કૈં વિચિપુર ફર્યાં સાગરતટે,
રહ્યા શબ્દો ના કૈં ઘર ઉપવને કે નગરમાં
મુજ જિગર રોતું લવી રહ્યુંઃ
'તને હું ચાહું છું'
'તને હું ચાહું છું.'

ફર્યો હું એકાકી રૂદન કરતો જંગલ વિષે,
છુપાતો હું તારા ભવન પરનાં દ્વાર પર વા,
વિના સાથી પ્યારી મુજ લઘુક આ પર્ણકુટિમાં,
પ્રિયે! સ્વપ્નામાં હું તુજ સ્મરણમાં નિત્ય ઝબકી
પ્રતિપળ ધીરેથી ગણગણતો
'તને હું ચાહું છું'
'તને હું ચાહું છું.'

કરોડો મોજાં ત્યાં નદી સર અને અબ્ધિ જલનાં
પુકારી ઊઠયાં સૌ, રવિ શશિ અને તારક હસી
વદ્યા, બોલી સૃષ્ટિ, શત શત સૂરે મેઘ ગરજ્યો,
ધરા બોલી, બોલ્યાં જગત જન સાથે હસહસી,
અમૂલ મમ આ મંત્ર અદકોઃ
'તને હું ચાહું છું'
'તને હું ચાહું છું.'

કંઈ વર્ષો પ્હેલાં મુજ હૃદયની ભગ્ન મુરલી
થકી ધીમે જન્મ્યો સૂર ગહન પોકાર કરતોઃ
હજારો વર્ષોથી મનુકુલ તણાં જલ્પન બધાં
ભૂલાવીને પાછો સજીવ બનતો અસ્ખલિત એ
અમર થઈ દૈવી ગરજતો :
'તને હું ચાહું છું.'



મનુભાઈ જોધાણી

# ઘેલો સોમનાથ

માનવી જેના ખોળે ખેલતા થાકતો નથી એવી કુદરત આજે પણ માનવને એટલી જ શાંતિદાતા, પ્રેરક અને આકર્ષક રહી છે. સૌરાષ્ટ્રની એવી જ એક પ્રાચીન-પુરાણી ભૂમિને સંશોધિત કરીને મૂકવામાં લેખકનો શ્રમ ખરેખર મોટી સફળતા મેળવી જાય છે........

કોઈ પણ દેશની સંસ્કૃતિ અને સૌંદર્યના વખાણ કરતા લોક-દુહાઓમાં ત્યાંની મુખ્ય વસ્તુઓને જ રત્નોની ઉપમા આપવામાં આવી છે. જેમકે—

સૌરાષ્ટ્રે પંચ રત્નાની, નદી, નારી, તુરંગમ;
ચતુર્થં સોમનાથશ્ચ, પંચમં દ્વારિકાપુરી.

એમ સૌરાષ્ટ્રના પાંચ રત્નોની ગણના થાય છે, તે રીતે ઈડર પ્રદેશ માટેના લોક-દુહાઓમાં પાણી, પથ્થર, પાંદડાને, એટલે કે, નદી ડુંગર અને વનરાજીને રત્નોની ઉપમા આપવામાં આવી છે. એ જ રીતે પાંચાળ પ્રદેશ માટે પણઃ—

ખડ પથ્થર ને ખાખરા, કાંટાનો નહિ પાર,
વગર દીવે વાળું કરે, એ દેવકો પાંચાળ.
પિત્તળ પહેરે પદમણી, હાથે આકઝમાળ,
નર પટાધર નીપજે, એ દેવકો પાંચાળ.
તાતા તુરંગ મૃગ કુદણા, લીલા પીળા ને વળી લાલ,
એવા ઉછેરા ઉછરે, એ દેવકો પાંચાળ.

એમ પાંચાળ માટે ખડ, ડુંગરા, નદીઓ, નરનારીઓ, અને જાતવંત ઘોડાઓને પાંચાળના રત્નોની ઉપમા અપાઈ છે.

પાંચ આબ— પાંચ નદીઓ વચ્ચેના પ્રદેશને જેમ પંજાબ કહેવામાં આવે છે, એમ પાંચાળ શબ્દનો અર્થ શોધતાં પાંચાળ એ સ્થળ પ્રદેશસૂચક નામ છે. એનો કોઈ અર્થ મળતો નથી. સામાન્ય 'શબ્દ-કોશોમાં પંચાળ માટે લુહાર અર્થ આપવામાં આવે છે. પાણિની નામના જાણીતા વ્યાકરણશાસ્ત્રી પંચાળ શબ્દ માટે કહે છે કે पाञ्चालानां निवासो जनपदः पञ्चालः । જ્યારે पाईय सद्द महण्णवो જેવા માગધી પ્રાકૃત શબ્દકોશમાં પંચાળને ઉત્તર હિંદનો પંજાબ પ્રદેશ કહે છે. વળી नायाधम्मकहा અને प्रज्ञापना-પન્નપણાનું જેવા જૈન ગ્રંથોમાં પંજાબ દેશ પંચાળ કહેવાતો હોવાનો ઉલ્લેખ છે.

પાંચાળ દેશના રાજા દ્રુપદની પુત્રી દ્રૌપદીને પાંચાળીના નામથી ઓળખવામાં આવે છે. આજે સામાન્ય રીતે એવી માન્યતા છે કે, સૌરાષ્ટ્રમાં આવેલ પંચાળ પ્રદેશ એ પાંચાળી દ્રૌપદીના પિતા દ્રુપદ રાજાનું અસલના વખતમાં રાજ્ય હતું, અને પાંડવો આ પ્રદેશમાં આવેલા. વળી આજે આ પ્રદેશના કેટલાક તીર્થસ્થાનો સાથે પાંડવોનાં નામ જોડીને કહેવાતી દંતકથાઓ પણ પ્રચલિત છે. પંચાળમાં આવેલ ત્રિવેણીસંગમ તરણેતરમાં દ્રૌપદીનો સ્વયંવર થયેલો અને અર્જુને ત્યાં મચ્છવેધ કરેલો એવી નિશાનીઓ હોવાનું કહેવાય છે. એટલું જ નહિ, પણ પંચાળમાં ઠેર ઠેર જૂના કુંડો, વાવો, મહાદેવો અને ગુરુઓની સાથે પાંડવોનાં નામ વણી લઈને લોકો આ પ્રદેશને પ્રાચીન પંચાળ હોવાનું માને છે. પરંતુ જ્યારે ઐતિહાસિક દૃષ્ટિએ વિચારીએ ત્યારે મહાભારત સમયનો પંચાળ દેશ તો ઉત્તર હિંદમાં પંજાબની આજુબાજુ જ હોવાનું સમજી શકાય છે. પાંડવો વનવાસ પછી એક વર્ષ વૈરાટ નગરીમાં ગુપ્ત વેશે રહ્યાનું કહેવાય છે. સૌરાષ્ટ્ર પંચાળના ડુંગરાઓમાં ફર્યા હોય તો ના ન કહેવાય.

આજ તો સૌરાષ્ટ્રમાં આવેલ પંચાળ પ્રદેશ થાન, વઢવાણ, વાંકાનેર અને આટકોટ જસદણ જેવા ચારે દિશાઓમાં આવેલ મોટાં શહેરોની વચ્ચેનો પ્રદેશ છે. આ પ્રદેશ મહાવો, ચોટીલો, તરસીંગડો, ઉમ્મટ, ઠાંગો, માંડવધાર, અને સાલેમાળ જેવી જુદી જુદી ડુંગરમાળાઓથી રક્ષાયેલો પ્રદેશ છે, અને ત્યાં આવેલ બીલેશ્વર, ગંગેશ્વર, ધારેશ્વર, ઝરીઆમહાદેવ, ઘેલો સોમનાથ અને ભીમનાથ વગેરે મહાદેવોથી દેવ-પાંચાળ નામે જાણીતો છે.

આ દેવ-પાંચાળ ભૂમિનું ઐતિહાસિક દૃષ્ટિએ દર્શન



કરીએ તો, ગુજરાત–સૌરાષ્ટ્ર ઉપર પોતાની આણ વરતાવનાર પાટણના સોલંકી રાજાઓના ઇષ્ટદેવ સોમનાથ અને એ દેવ–સોમનાથના રક્ષણનો ભાર સોલંકીઓને શિર હતો. એટલે પાટણથી દેવ પાટણ (સિધ્ધપુર પાટણથી પ્રભાસ પાટણ) સુધી યાત્રાળુઓ અને વેપારીઓની વણઝારો હર હંમેશ ચાલુ રહેતી એ વણઝારો અને યાત્રાળુઓના સંઘોનો મુખ્ય ધોરી-માર્ગ પાંચાળમાં થઈને જતો, એટલે પાંચાળના આ ધોરી માર્ગ ઉપર ધીકતો વેપાર હશે, મોટાં મોટાં શહેરો પણ હશે. રક્ષણ માટે ચોકીઓ અને લશ્કરો માટે કોટ કિલ્લા પણ હશે. આ પ્રદેશ ઉપર આણ ફરતી સોલંકીઓની અને એના રક્ષણની જવાબદારી હતી જૂનાગઢના રા'ની; અને પાટણ તરફથી મૂકાએલ દંડ નાયકની.

સોલંકી રાજા સિધ્ધરાજ જયસિંહના બાલ્ય કાળમાં જૂનાગઢના રા'નવઘણે પાટણની ધુંસરી ફગાવી દેવા માંડળીકો, સામંતો અને બીજા ખંડીઆ રાજાઓ સાથે મળીને પાટણનો કબજો લેવા કાવતરૂં રચેલું ને પાંચાળેશ્વર સોમનાથમાં ભેગા થવાનું ઠરાવેલું એનો ભેદ પાટણના તે વખતના મહામંત્રી મંજુલને મળી જતાં, પાટણનું સૈન્ય પંચાળમાં ઊતરી આવ્યું ને રા'નવઘણ નાસી છૂટેલો તે આ રસ્તે. અને ભાગતા રા'ને પાટણના દંડનાયક ભટ્ટરાજ પરશુરામે પકડી મહારાજા પાસે રજૂ કરતાં, દાંતે તરણું લેવરાવી પાટણની સત્તાને તાબે રહેવાનું કબુલ કરાવ્યું તે આ આટકોટ પાસેના પંચાળની ડુંગરમાળાઓમાં. એ રા'એ મરતી વખતે પોતાના સૌથી નાના પુત્ર રા'ખેંગાર પાસે જે ચાર પ્રતિજ્ઞાઓ લેવરાવેલી તેમાંની એક ભોંયરૂં ભાંગવાની હતી. તે ભોંયરૂં ગામ પણ આ પંચાળના ધોરી માર્ગ ઉપર આજેય ઊભું છે. એટલે પાટણ અને દેવ પાટણ વચ્ચેનો રાહદારી માર્ગ આ હતો.

પાંચાળ પ્રદેશની ઉત્તર હદ શરૂ થાય થાનથી અને દક્ષિણે જસદણ પાસેના ઘેલો સોમનાથ મહાદેવ પાસે પૂરી થાય. આ આખોયે ડુંગરાળ પ્રદેશ રમણીય છે. અને ધન–ધાન્ય અને ખડપાણીની વિપુલતાને કારણે સમૃદ્ધ ગણાતો એટલે જે પરદેશીઓ ઉત્તર હિંદમાંથી સૌરાષ્ટ્રમાં ઊતરી આવેલા તે મોટે ભાગે આ પ્રદેશમાં વસેલા. મારવાડમાં લુણીના કાંઠે ખેરગઢના રાજા સેનકજીને ત્યાંથી નાસવું પડ્યું ત્યારે તેમણે આવીને આ પ્રદેશમાં ઉતરાણ કરેલું અને તેમનાં પુત્રી વાલમ કુંવરબાને જૂનાગઢના રા' સાથે પરણાવી મૈત્રી સ્થાપી સેનકજીના પુત્રોમાંથી રાણપુર વસાવનાર રાણોજી હતા. ગોહિલવંશની એ ગાદી ભાવનગર, પાલીતાણા વળા, અને લાઠીમાં વહેંચાઈ ગઈ.

આ પ્રદેશ ઉપર ઈ. સ ૧૨૯૭-૯૮ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીના ભાઈ અલફખાંએ હુમલો કરેલો ને ગુજરાત–સૌરાષ્ટ્ર ઉપર મુસલમાની રાજ્યની દુહાઈ ફરતી થઈ. તે પછી તો દિલ્હીની ગાદી ઉપર અનેક ઉથલપાથલ થઈ ગઈ. ખીલજી વંશ ગયો ને તઘલખ વંશ આવ્યો. તેમાં ફીરોજશાહ તઘલખ ખૂબ દયાળુ હોવાનો ઇતિહાસમાં ઉલ્લેખ છે. પણ તેણે હિંદુ દેવ મૂર્તિઓનું ખંડન કરવામાં પાછું વાળીને જોયું ન હતું. એનો રાજ્ય અમલ ૧૩૫૧ થી ૧૩૮૮ સુધી રહ્યો તે દરમ્યાન ફીરોજશાહના સુબાઓએ સૌરાષ્ટ્રની ભૂમિ ઉપર લશ્કરને દોર્યાં હતાં, અને તેમનો પણ રાહદારી રસ્તો આ પાંચાળ વચ્ચે થઈને જતો ધોરી માર્ગ હતો.

તે પછી આ પ્રદેશ ઉપર સોળમી સદીમાં કાઠીઓ ઊતરી આવ્યા ને બાબરીયા લોક પાસેથી થાન પ્રદેશ કબજે કરી થાનમાં પોતાનો વસવાટ શરૂ કર્યો ને ધીમે ધીમે આખા પંચાળ પ્રદેશ ઉપર પોતાની હકુમત જમાવી.

> ધરા પલટે, જેનો હુકમ ફરતો નહિ,
> એની ખાન સુલતાનની આણ ફરતી;
> તે દી અશ્વના સ્વાર થઈ, તલવાર લઈ,
> કાઠીએ કાઠીઆવાડ સર કીધો.

આ કાઠી લોકોની શાખાઓ પછી તો વિખરાઈ ગઈ ને તેમણે જુદા જુદા વસવાટ શરૂ કર્યા. પરમારોને જીતી ખાચર શાખાએ ચોટીલા લીધું. ગઢડા, બોટાદ



જસદણ, ભીમારા, પાળીયાદ વગેરે એમનાં મુખ્ય મુખ્ય સ્થાનો થયાં. ચોટીલાના રામાણી, જસદણના લાખાણી, બોટાદ–ગઢડાનાં ગોદડકા, પાળીયાદના ઠેલાણી અને ભડલીના કાકાણીની શાખાઓથી જાણીતા છે.

આમાંના જસદણ રાજ્યની હકુમતમાં આવેલ 'ઘેલો સોમનાથ' મહાદેવ ભારત વિખ્યાત છે. જસદણથી વીંછીઆ જતી સડક ઉપરથી વચ્ચે ફંટાઈને ડુંગરમાળામાં ઊતરી જઈને, કાળાસર ગામ વચ્ચે થઈને જતાં ચૌદ માઈલ, અને કાળાસર સ્ટેશને ઊતરીને સાતેક માઈલ ગાડામાર્ગે ટેકરીઓ વચ્ચે દૂર આ મહાદેવ આવેલા છે. જસદણ–ઘેલો સોમનાથ વચ્ચે હવે બસ સરવીસની સગવડ હોવાથી એ રસ્તો યાત્રાળુઓને વધુ અનુકૂળ થઈ પડે તેવો છે.

પાંચાળ શરૂ થાય થાનથી ને પૂરો થાય ઘેલા સોમનાથ પાસે એટલે જો થાનથી પગપાળા મુસાફરી શરૂ કરીએ તો ગઈ સદીમાં થઈ ગયેલ ભગત મંડળની જગ્યા, બાંડીઆ બેલી, તરણેતર, ટપકીઆ મહાદેવ, ચોટીલામાં ચામુંડા માતા, ભીમોરા અને મેવાસાના કિલ્લાઓ અને હિંગોળગઢમાં હિંગળાજ માતા એ પ્રાચીન તીર્થધામો જોવા મળે છે, તેમ ગોહિલા મૂળ પુરુષ સેજકજીએ વસાવેલ સેજકપુર, આણંદપુર પાસેનો ભીમોરાનો ઐતિહાસિક કિલ્લો, અને ઠેર ઠેર વેર વીંખેર પડેલા ખંડેરો વગેરે જોતા જોતા ઘેલા સોમનાથ પહોંચી જવાય,

ચારે બાજુની ડુંગરમાળાઓ અને તેમાંથી નીકળતી ભાદર, ઉતાવળી, ભોગાવો, વાઘેશ્વરી અને ઘેલો વગેરે નદીઓનાં ઉગમ સ્થાન છે. આ ઘેલો નદી ઉમ્મરની ડુંગરમાળમાંથી નીકળી સ્વામીના ગઢડા તરફ ચાલી જાય છે. અને તેના ઉગમસ્થાન પાસે ચારે બાજુ ડુંગરાઓ વચ્ચે ઘેરાયેલ પ્રદેશમાં ઘેલો સોમનાથનું દેવળ દૂરથી આકર્ષક લાગે છે. ઘેલો નદીને કાંઠે આવેલ હોવાથી તે સોમનાથ મહાદેવને ઘેલા સોમનાથના નામથી લોકો ઓળખાવે છે.

ઘેલો નદી ઓળંગી, બીલી અને કરેણના ઝુંડ વચ્ચેથી આગળ જતાં, આજે ચોમેર કોટ અને દરવાજાથી રક્ષાયેલ મહાદેવની તીર્થભૂમિ નજરે પડે છે. અંદરના વિશાળ ચોગાનમાં મહાદેવનું શિવાલય છે ને તેને ફરતી યાત્રાળુઓ માટે પરશાળ અને ઓરડીઓની હાર છે.

આ મંદિરનો ત્રણ ચાર વખત જીર્ણોદ્ધાર થયાનું કહેવાય છે. આ મંદિરની સ્થાપના ક્યારે થઈ તેની કોઈ ઐતિહાસિક માહિતી કે પુરાવા સાંપડતા નથી, પણ ગૂજરાતના કુકુટધ્વજધારી મહારાજા સિદ્ધરાજ જયસિંહનાં માતા મીનળદેવી પાટણથી દેવપાટણ સુધી યાત્રાએ નીકળેલાં ત્યારે તેમણે રસ્તામાં ઠેર ઠેર લોકોપયોગી જળાશયો, વાવ–તળાવો અને શિવાલયો બનાવરાવેલાં કહેવાય છે. તે સમયે આવા રમણીય સ્થળે ઘેલા સોમનાથની સ્થાપના થઈ હોય એમ માની શકાય. પરંતુ લોક તેથી જુદું જ કહે છે.

આ શિવાલયની સામે જ એક ઊંચી ટેકરી છે. પથ્થરનાં પાકાં બાંધેલ ૯૯ પગથીઆં ચડીએ ત્યારે ઉપર, એ ટેકરી ઉપર સતી થયેલ મીનળ નામની કોઈ રાજકન્યાની દહેરી છે. એ મીનળના નામ સાથે આ ઘેલા સોમનાથ મહાદેવની સ્થાપનાને સંબંધ હોવાનું પરંપરાથી લોકજીભે બોલાય છે.

કહેવાય છે કે દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીન ખીલજીના સમયમાં, એટલે સને ૧૩૦૦ ની આસપાસ તેના ભાઈ અલફખાંએ ગુજરાત સર કર્યું ત્યારે સોમનાથ–પાટણ ઉપર તેણે હલ્લો કરેલો. તે વખતે ત્યાંના કોઈ રાજાની કુંવરી સોમનાથની ભક્ત હતી. તેની ભક્તિથી પ્રસન્ન થઈ મહાદેવ એને સ્વપ્નમાં આવ્યા ને, કહ્યું કે 'તું દૂર દૂર ચાલી જા.' બાઈ શિવભક્ત. અને સોમનાથની પૂજા કર્યા વિના જમતી નહિ. તેથી તેણે કહ્યું કે 'તમારી પૂજા કર્યા વિના મારાથી જમાય નહિ, એવું મારે નીમ (નિયમ) છે!' એટલે મહાદેવજીએ તેને પોતાનું એક નાનકડું બાણ સાથે લઈ જવા સૂચવ્યું ને કહ્યું કે, 'જ્યાં આ બાણ નીચે મૂકીશ ત્યાં હું રહીશ.'





મીનળદેવી થોડાક -અંગરક્ષકો લઈને રાતો રાત ચાલી નીકળી અને આ પાંચાળ પ્રદેશની રમણીય ભૂમિમાં પ્રવેશ કરતાં, ઉમ્મટની ડુંગર-માળા વચ્ચે વહેતી ઘેલાના કાંઠે સ્નાન કરવા ઊતર્યા ને શંકરનું બાણુ દાસીના ખોળામાં આપ્યું. થોડીવારે બાણુનો એટલો બધો ભાર લાગ્યો કે દાસી બેભાન થઈ ગઈ ને બાણુ જમીનમાં ઊતરી ત્યાં મહાદેવજી સ્થાપન થયા. મીનળે આવીને જોયું તો તેને લાગ્યું કે હવે આગળ જવાશે નહિ, એટલે તેમણે ત્યાં રહી પૂજા અર્ચના કરવા માંડી. એવામાં પાછળ પડેલ મુસ્લીમ ફોજે આવી પહોંચતાં પોતાની સાથેના ચોકીયાતો કપાઈ મૂઆ ને મીનળ ટેકરી ઉપર ચડી જઈ સતી થઈ.

બીજી એક લોકોક્તિ છે તે જરા વધુ વિચાર કરવા પ્રેરે તેવી છે. અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં સોરઠ ઉપર ચડાઈ થઈ, તે પછી મુસ્લીમોના હલ્લા થતા રહ્યા ને તેમના સુબાઓ સોરઠમાં થાણું નાખીને બેઠા તેવા કોઈ એક સુબાની નજરે એ પ્રદેશની રાજકન્યા મીનળ ઉપળ પડી. સોહામણી ને નમણી રાજ્યકન્યાને બાદશાહી ઝનાનામાં મોકલવા આ સુબાઓએ તેને પકડીને દિલ્હી તરફ રવાના કરી. પાટણ થઈને દિલ્હી તરફ જવાના આ ધોરી માર્ગે ઘેલો-સોમનાથ મહાદેવની પૂજા કરવા મીનળ રોકાણી ને પૂજા કરતાં તેણે ભગવાન ઘેલા સોમનાથને પ્રાર્થના કરી કે મારા શીયળ અને ધર્મની રક્ષા કરો. તે પછી બાઈ સીધી ટેકરી ઉપર ચડી ગઈ...બાઈ સતી થઈ. લશ્કરના માણસોના હાથે ચોકીયાતો કપાઈ મૂઆ, એમની શૌર્ય કહાણી કહેતા પાળીઆઓ આજે પણ એ મંદિરની આસપાસ અને ઘેલાના કાંઠે ચારે બાજુ પોતાના શૌર્યની શાખ-પૂરતા ઊભા છે

મુસલમાનોને હાથે ખંડિત થયેલા એ શિવલિંગનું બાણુ આજે પણ ઉપરથી ખંડિત છે. આ પ્રદેશના લગભગ ઘણાખરા શિવલિંગો એ રીતે ઉપરથી ખંડિત થયેલાં છે, મુસલમાન મૂર્તિભંજકોને હાથે એ બાણો ખંડિત થયાં હોવાનું માની શકાય.

આ મંદિરનો ૧૩૫૬ પછી જીર્ણોદ્ધાર થયેલો ને તેનો એક શિલાલેખ ત્યાં હતો. એ શિલાલેખ છેલ્લાં થોડા વર્ષોમાં ત્યાંથી ગૂમ-થયો જણાય છે. આ પછી ફીરોજશાહ તઘલખના સમયમાં આ મંદિર ઉપર હુમલો થયાનો અને મંદિરને ખંડિત કરવામાં આવ્યાં હોવાનો ઉલ્લેખ ઇતિહાસમાં નજરે પડે છે. તે પછી સત્તરમી સદીમાં ભાવનગરના કોઈ નગરશેઠે તેનો જીર્ણોદ્ધાર કરેલો ને છેલ્લે છેલ્લે પંદરેક વર્ષ ઉપર જસદણ રાજ્યે એ મંદિરને નવેસરથી ઊભું કર્યું છે. તે વખતે પાયામાંથી ત્રણેક વખતના જુદા જુદા પાયાઓના થર દેખાય છે. કહેવાય-છે કે શંકરના બાણની આજુ બાજુ મથોડાહંક સુધી ખોદાણુ કરવા છતાં બાણુ જમીનમાં ઘણું ઊંડે સુધી હોવાનું જણાતાં એ ભાગ પૂરી દેવામાં આવેલો, એટલે આ મહાદેવ ઘણા પ્રાચીન હોવાનું લાગે છે.

શિવલિંગની બરાબર સામે જ ટેકરી ઉપર સન્મુખ આવેલી સતીની દેરી છે ને એ સતી સહેજ વહેલી પ્રભાતે મહાદેવજીની પૂજા કરી જાય છે, એવી લોક-માન્યતા પ્રચલિત છે.

આ દેવળના કોટની બહાર સતીની ટેકરી તરફ જતા એક બાજુ ભોજા ભગતની દહેરી છે, લોકોને જ્ઞાન આપવા ચાબકા મારનાર ભોજો જાતનો-હરિજન એટલે પૂજારીઓએ તેને સોમનાથના મંદિરમાં દર્શન કરવા પેસવા દીધેલો નહિ. એટલે તેણે મંદિરની સામે જ બેસીને ભજનોની ધૂન મચાવી અને લોકોને પોતાની કાવ્યવાણી દ્વારા જ્ઞાનના ચાબકા માર્યા. દેરી મંદિરના દરવાજા પાસે જ છે ને દેરીમાં તેની મૂર્તિ છે. હવે થોડા દિવસ પહેલાં આ મહાદેવનું દેવળ હરિજનોને દર્શન પ્રવેશ માટે ખુલ્લુ મુકાયું છે.

ત્યાંથી થોડે જ દૂર પાછળના ભાગમાં ભીમનાથ મહાદેવનું જૂનું ખીરનાર હાલતનું શિવાલય છે. અને એની આજુબાજુ માઈલો સુધી પથરાતી બાવળની કાટ બિહામણી છે. 'એક બાજુ ઊંચી ડુંગરમાળ ને બીજી બાજુ બાવળની ઘાટી કાંટ વચ્ચે સાંકડી પટ્ટીમાં



વહી જતી 'ઘેલો' એ બે ચોકીદાર વચ્ચે રક્ષાતી કોઈ નાનકડી રમતીયાળ કિશોરી જેવી દેખાય છે. પણ થોડા જ અંતરે ભેટતી વાઘેશ્વરી ને બીજી નદીના ત્રિવેણી સંગમથી રમતીયાળ ઘેલો કોઈ નવયૌવના જેવી ઘેલી બની રહે છે.

આ વાઘેશ્વરી નદીના કાંઠે બાવળના ઝાંખરાનો પાર નથી. એટલે સાવ શોભા વગરની આ વાઘેશ્વરીને લોકો વાઘણના નામથી ઓળખે છે.

આજે જાણીતા થયેલાં યાત્રાનાં સ્થળોએ ગંદકી ને ધમાલ એટલા બધાં વધી પડ્યાં છે કે યાત્રીઓ જીવનની શાંતિ અનુભવી શકતા નથી. પણ ઘેલા સોમનાથની જગ્યા આજે પણ નિર્જન એકાંતમાં એવી બધી ધમાલથી વંચિત રહી છે. ને કુદરતી સૌંદર્યથી ઓપતો આ પ્રદેશ યાત્રીઓને પરમ શાંતિ આપે છે.

સતીની ટેકરી ઉપર ચડી, સવારે કે સાંજે થોડો સમય ઊભા રહીએ તો ચોમેર ડુંગરમાળાઓથી ઘેરાયેલા આ પ્રદેશનું સૃષ્ટિસૌંદર્ય દૂર દૂરથી દેખાતો હિંગોળગઢ ને મોતીસરનું બીડ, ભોંયરાનો કિલ્લો ને નીચે ખીણમાં વસેલું નાનકડું સોમનાથ પીપળવા ગામડું અને ડુંગરમાળાઓની વચ્ચે પોતાના નાનકડા દેહને રમતો મેલી વહી જતી ઘેલો વાઘેશ્વરી ને ત્રિવેણી નદીઓનાં ઝરણ આપણને કુદરતી લીલામાં લીન બનાવી મનને પ્રફુલ બનાવે છે.

ઉનાળામાં શીતળ પવનથી આહ્લાદ આપતી આ ટેકરીઓ ઉપર ઠેર ઠેર ખીલી ઊઠેલ પલાશ અને કેસૂડાંની ભભકભરી રંગછટા રડ્યા ખડ્યા યાત્રાળુઓના દિલને બહેલાવે છે. પણ ચોમાસું શરૂ થતાં દૂર દૂરથી યાત્રીઓની અવરજવર વધવા માંડે છે. એટલું જ નહિ, પણ આજુબાજુના ગામના શ્રદ્ધાળુ ભકતોની મંડળીઓ દર્શને આવે છે. સારાયે સૌરાષ્ટ્રની કીર્તિને ભારતભરમાં ફેલાવનાર જાતવંત ઘોડીઓ ઉપર બેસીને આવતા કાઠી દરબારો અને વેલડામાં કે ગાડામાં માફાની અંદર ઢંકાઈને બેઠેલી પાંચાળની લક્ષ્મી રૂપરૂપના અંબાર સમી કાઠિયાણીઓ, પગપાળા આદિવાસીઓ અને આધુનિક વાહનોમાં કુટુંબ સાથે આવી પહોંચતનાં ઊચ્ચવર્ણની આવ-જા વધવા માંડે છે. અને શ્રાવણ માસની શરૂઆતમાં તો સેંકડો બ્રાહ્મણોના મુખે ગૂંજતી રૂદ્રીની ઋચાઓ અને પૂજા-આરતીથી આખું વાતાવરણ કોઈ દેવભૂમિ તપોભૂમિ જેવું પવિત્ર વાતાવરણ સર્જે છે. આજે પણ કોઈ ને કોઈ રડ્યો ખડ્યો યાત્રાળુ ઘેલો સોમનાથ જેવા ડુંગરાળ પ્રદેશના એકાંત સ્થાનમાં તો હોવાનો જ, એ એની પરમ શાન્તિ અને નિર્જન એકાંત કરતાં ય ઘેલો સોમનાથની આસપાસનું કુદરતી સૃષ્ટિ સૌંદર્ય અને પવિત્ર ધામ પ્રત્યેની શ્રદ્ધા અને ભકિત આભારી છે.*

*અમદાવાદ આકાશવાણીના સૌજન્યથી



અજાશમ રાવળ

## હે મુજ જનમ-મરણના મિત્ર

હે મુજ જનમ-મરણના મિત્ર
રેખ મહીં આ, રંગ વિના તુજ,
અતિ અધૂરું મુજ ચિત્ર !
આ જીવનરેખા અતિ વાંકી,
તારી કેમ થશે જરી ઝાંખી ?
હે સુન્દર, આ અણુઅણુમાં,
તમ રેલો રુચિર ચરિત્ર !
—હે મુજ.
તારા રંગથકી શુભ, ચારુ,
તુજ જીવન મુજને કર પ્યારું;
પ્રાણોના પ્રીતમ હે, પ્રેમે આવો પરમ પવિત્ર !
—હે મુજ.





વિ. સ. ખાંડેકર

# ગુરુની પણ ગુરુ!

વિદ્યાર્થી અને શિક્ષકજીવનમાં વધુમાં વધુ ઊંડાણથી શોધિયું કરી શકયા હોય તો તે મહારાષ્ટ્રના આ વિખ્યાત લેખક જ. શ્રી. ગોપાળરાવ વિદ્વાંસે અનુવાદ કરેલ આ પ્રસંગ પણ એવું જ એક હૃદયદ્રાવક વસ્તુ રજૂ કરે છે........

જીવનની નદીનો પ્રવાહ પણ આખરે મૃત્યુના—કાળના મહોદધિમાં જઈને જ ઠલવાય છે ને? આ જીવનપ્રવાહ શું એ હેતુ ખાતર જ વહેતો હશે? અને જો એમ જ હોય તો પછી ત્યાં સુધી તણાતા જવાની તકલીફ શા માટે વહોરવી? જે મૃત્યુને આવતી કાલે ભેટવું જ છે, તેનું સ્વાગત આજે જ કાં ન કરવું?

પણ છેલ્લો સવાલ ઉદ્ભવતાં જ હું ચમકી ઊઠયો. આજ સુધી આત્મહત્યાના વિચારને મેં મારા મગજ સુધી પહોંચવા દીધો નહોતો. પણ આજે, મનની અને શરીરની નિરાધાર દશામાં, મને એ બહુ ભયંકર ન લાગ્યો. મૃત્યુ! આત્મહત્યા! વૃક્ષનાં લાખો પાંદડાંઓમાંથી એકેક ખરી પડવાનું, તો પછી એ પાંદડું આપોઆપ ખરી પડે અગર તો કોઈ તોડીને ફેંકી દે, એ બધું સરખું જ છે ને?

કોઈ મને જાણે પાછળથી ખેંચી રહ્યું છે, એવો ભાસ થયો. ચંદુ હશે? ઉમા હશે? ના રે, એ કોઈ અહીં ક્યાંથી હોય? મેં પાછું વાળી જોયું. કોઈએ બૂમ પાડી: 'સર!—'

ઉમા છે? નહિ રે! હું કેવો ભાનભૂલો છું? ઉમા કદી મને 'સર' કહી બૂમ મારે ખરી? આ તો પેલી છોકરી—પેલી વર્ગની છોકરી—અપર્ણા લાગે છે!

અપર્ણાએ મને નખશિખાંત નીરખી લઈને રસ્તાની બાજુએ જરા ખસતાં કહ્યું: 'સર! આમ રાત્રે ક્યાં જાઓ છો?'

એની 'ક્યાં'નો હું શો જવાબ આપું?

એણે સ્મિતસહ ફરી પૂછ્યું: 'સર! તમને થોડો વખત છે?'

'થોડો શું, જોઈએ તેટલો છે.'

'તો મારી એક માગણી છે.' સંકોચથી નીચે જોઈ પાલવનો એક છેડો ડાબા હાથની આંગળી પર વીંટતાં અપર્ણા બોલી, 'સર! હું અને મારી બા અહીં નજીકમાં જ રહીએ છીએ. તમે કંઈ સારું સારું શીખવો છો, ત્યારે ઘેર જઈને હું તે બધું મારી બાને કહું છું. તેને ખૂબ સારું લાગે છે. મને એ હમેશાં કહે છે: 'બેટા! સદ્ભાગ્ય હોય તો જ આવા માસ્તર મળે!' એની ઇચ્છા તમને જોવાની થાય છે. પણ—'

મને શી રીતે આવવાનો આગ્રહ કરવો એના વિચારમાં તે પડી હોય એમ લાગ્યું. એ સમજી જઈ મેં તુરત કહ્યું: 'ચાલ, હું તારી સાથે અત્યારે જ આવું'

નજીકની એક ચાલીમાં અપર્ણા રહેતી હતી. ચાલી કબૂતરખાનાને મળતી હતી, ગડબડાટ પણ એવો જ હતો. ચાલીની સામેની છૂટી જગ્યામાં, કચરો, કાગળના ટુકડા, કેળાંની છાલો વગેરે અનેક વસ્તુઓ પડેલી જતાં જતાં હું જોઈ શકયો. ઉપર ચડવાના દાદર ઉપર તો ભયંકર અંધારું હતું! અપર્ણાની પાછળ હું ધીરે ધીરે પગથિયાં ચડવા માંડયો. મને પૂરું દેખાતું નહોતું તેથી અગર પગથિયું ભૂલ્યો હોઉં તેથી, પણ હું એકદમ અચકાયો. જાણે હમણાં દાદર પરથી દડદડતો નીચે પડી જઈશ એવો મને ભય લાગ્યો—

પણ અપર્ણાની આંખો આગળ હોવા છતાં એનું ધ્યાન તો પાછળ જ હતું! ખિસકોલીના જેવી ચપળતાથી પાછી વળી ઝટ કરતાં તેણે મારો હાથ પકડી લીધો, અને મને પડી જતો રોકયો. તે સાથે જરા ગભરાયેલ સ્વરે તે બોલી ઊઠી: 'સર! તમને તાવ આવ્યો લાગે છે!'

હું કશું જ બોલ્યો નહિ. છાનોમાનો ઉપર ચડી ખૂણા પર આવેલી એક છેલ્લી ઓરડીમાં તેની પાછળ ગયો. જતાં જતાં દરેક રૂમમાં હું નજર નાખતો જતો



હતો. આડીઅવળી પડેલી ચીજો, રોતાં બાળકો, જમતાં મોટેરાં, બધાંનું જાણે દરેક ઓરડીમાં સંમેલન ભરાયું હતું!

બહુ ધીરેથી અપર્ણાએ પોતાની રૂમનું બારણું હડસેલ્યું. અને જમણો હાથ ઊંચો કરી દીવો કર્યો. સામે જ ખૂણામાં પથારીમાં એક પ્રૌઢ સ્ત્રી પડી હતી. દીવો થતાં જ એણે બારણા ભણી જોયું પણ તે ઊભી ન થઈ, કશું બોલી પણ નહિ, માત્ર આંખો ફાડી જોઈ રહી.

તેના નજીક જઈ અપર્ણાએ કહ્યું: 'માસ્તર તને મળવા આવ્યા છે.'

અપર્ણાની પાછળ હું પણ બિછાના પાસે ગયો. પુત્રીના બોલ સાંભળતાં જ માતાના હોઠ સહેજ ઊઘડ્યા, તેણે હસવાનો થોડો પ્રયત્ન કર્યો, અને પછી પોતાનો એક હાથ ઊંચકી મને નમસ્કાર કરવા જેવો અભિનય કર્યો. તેને કશું કહેવું હતું, પણ જીભ થોથવાતી હોય એમ લાગ્યું. અપર્ણાએ એના ધોળા સફેદ થઈ ગયેલા વાળ ઉપર અને કરચલીવાળા મોં પર વાત્સલ્યભાવે હાથ ફેરવ્યો. માતાપુત્રીમાં થયેલો આ સ્થાનફેર જોઈ મને જરા ગમ્મત પડી. અપર્ણા અત્યારે માતા બની હતી, ને તેની માતાએ જાણે પથારીવશ થયેલી માંદી પુત્રીનું સ્થાન લીધું હતું!

અપર્ણાએ ઉતાવળે આગળ કરેલી ચટાઈ ઉપર હું બેઠો. તેની માતા મારી સામે જોતી હતી, હું તેના સામે જોતો હતો. તેનાથી બોલી શકાતું નહોતું, શું બોલવું એ મને સૂઝતું નહોતું! પણ દુનિયામાં માણસને અન્ય માણસની હાજરીથી કેટલી હિંમત આવે છે, તે મને આ ક્ષણે સમજાયું. એક વાર તે મારા ભણી જોતી હતી, અને એક વાર તે અપર્ણા ભણી નજર ફેરવતી હતી; પછી ઘડી પહેલાં જોયું હતું તેવું આછું સ્મિત પળ વાર તેના હોઠો પર આવી જતું હતું. એ જ તેની ભાષા હતી!

અપર્ણા એ નાનકડી રૂમમાં કોઈ હરણબાળની જેમ દોડાદોડી કરતી હતી. સ્ટવ સળગાવી તેણે મને પૂછ્યું:

'સર! શું બનાવું? ચા કે કૉફી?'

'ગમે તે ચાલશે.'

'એમ ગમે તે નહિ; તમને ભાવતું હોય તે.'

'મને બંને ભાવે છે.'

'ત્યારે બંને બનાવું?'

'હોવે!'

એ હસી; સામે હું પણ હસ્યો. પછી મેં કહ્યું: 'આપણે બંને ભેગાં કરીને પીશું એટલે એક નવા પીણાની શોધ કર્યાનું માન પણ આપણને મળશે.' સ્ટવ ઉપર તપેલી ચડાવતાં તેણે કહ્યું: 'સર! તમારા શરીરમાં તાવ ભર્યો છે, હવે તો રાતનું અંધારું પણ થયું છે, એટલે હું તમને કૉફી જ પાવાની છું.'

'આ તો સરમુખત્યારપણું થયું!'

'ભલે થયું. ને આવતી કાલે હું તમારે ત્યાં આવી ભાભીને કહેવાની છું કે શરીરમાં તાવ ભર્યો હોય તો પણ મોડી રાત સુધી પવનમાં સર રખડ્યા કરે છે, માટે સાંજે ઘેર આવે ત્યારે એમને હવેથી એક રૂમમાં પૂરી રાખજો!'

છેલ્લું વાક્ય તેણે હસતાં હસતાં પૂરું કર્યું, અને એકદમ જીભ કચરી. અને પછી ગાલ ફુલાવી રિસાયાનો અભિનય કરી તેણે કહ્યું: 'આજે તમે નિશાળે આવ્યા નહિ, નહિ તો હું તમને ત્યાં જ કહેવાની હતી'

'શું?'

'અમે અગિયારમી શ્રેણીની બધી છોકરીઓ તમારા ઉપર ગુસ્સે થઈ છીએ!'

'મારા ઉપર? શા સારુ ભઈ?'

'સાંભળ્યું છે કે તમે ગઈ કાલે દસમીવાળાઓને બહુ સુંદર પાઠ ભણાવ્યો હતો, પણ અમને ન ભણાવ્યો. 'મી'ની નવલકથાવાળા 'ઝંડા'નો એ પાઠ હતો. સવારે પેલી કૃષ્ણા કાળે એવું એવું તો સરસ વર્ણન કરતી હતી! મને કહેતી હતી, 'સરને અમે ફરી વાર એ જ પાઠ ભણાવવાનો ખાસ આગ્રહ કરવાની છીએ.'





મેં સામે સવાલ કર્યો : 'વારુ, તારા આજનાં પેપરો કેવાં લખાયાં છે?'

'ઠીક છે.' કોફી ઉતારતાં ઉતારતાં અપર્ણાએ કહ્યું. તે સાથે 'સર! કાલનાં અંગ્રેજીના પેપર તમે જોયા! મને કેટલા માર્ક મળ્યા?' એવો સવાલ તે પૂછશે એમ મેં ધાર્યું હતું. પણ તેણે એનો ઉચ્ચાર પણ કર્યો નહિ.

અપર્ણા કોફી ગળતી હતી તે દરમિયાન મેં તેની રૂમનું નિરીક્ષણ કરી લીધું. રૂમની ગરીબાઈના જેટલી જ એની ટાપટીપે પણ ધ્યાન ખેંચ્યું. વાસણો બહુ થોડાં હતાં, પણ મોં દેખાય તેવાં ચળકતાં હતાં. નાનાંમોટાં ઉંમરનાં કવાયત માટે ઊભા રહેલા વિદ્યાર્થીઓની પેઠે અભરાઈ પર શિસ્તબદ્ધ ગોઠવાયાં હતાં. ભીંતે ટાંગેલા જે બેત્રણ ફોટા હતા, તે મેં ઊભા થઈ નજીક જઈને જોયા. એક ગાંધીજીનો હતો, એક અણ્ણાસાહેબ કર્વેનો હતો અને વચલો ફોટો તો અપર્ણાનાં માતાપિતાનો હોવો જોઈએ. ફોટા માંહેની જુવાન સ્ત્રીનો ચહેરો પથારીમાં પડેલી પ્રૌઢ સ્ત્રી સાથે થોડો ઘણો મળતો આવતો લાગતો હતો. જમણી બાજુની બારી બહાર મેં લંબાઈને જોયું. બહાર અગાસી જેવું હતું જ નહિ. પણ પથ્થરની આગળ વધેલી લાદી જેવો જે ભાગ હતો, તેટલી જગામાં પણ બે ફૂલનાં કૂંડાં મૂકેલાં હતાં. એમાંની એક કૂંડીમાં રોપા ઉપર બેત્રણ કળીઓ પણ બેઠી હતી મેં વધુ લંબાઈને જોયું: તે ગુલાબનો છોડ હતો.

કોફીનો પ્યાલો મોંએ માંડતાં મેં સવાલ કર્યો: 'પાસ થયા પછી તું શું કરવાની છે?'

'પાસ થાઉં જ નહિ તો સારું', એમ લાગે છે.'

'કેમ વારુ?'

'પાસ થાઉં તો તમારા સમગ્રોમાં પછી ભણવાનું ક્યાંથી મળે?'

'તું તે કંઈ ગાંડી થઈ?' તેને કંઈક કહેવું જોઈએ એટલે-હું બોલ્યો

તેની માતા પાસેથી વિદાય લેતાં મારા મનમાં અનેક જાતની લાગણીઓ ઊછળી રહી હતી.

જીવનનો માર્ગ મરણની કેટલો નિકટ થઈને આગળ વધે છે! પણ એ રીતે જવામાં પણ માણસ ડરતો નથી, અટકતો નથી, પાછું પણ વાળીને જોતો નથી. હિંમતભેર તે આગળ ને આગળ જ વધ્યે જાય છે. માણસ સ્વપ્નશીલ હોઈ એ આશામાં જીવે છે, અને એની મહત્તા પણ એમાં જ છે.

'અપર્ણા બહુ જ હોશિયાર છે. તમે એની જરાય ચિંતા ન રાખશો હવે જાઉં છું; ફરી કોઈ વાર વળી મળવા આવીશ.' એટલા જ શબ્દો હું બોલ્યો. પણ તેટલાથી યે તે પ્રૌઢાને ઘણો આનંદ થયો.

દાદર ઊતરતી વખતે અપર્ણા આગળ હતી. થોડાંક પગથિયાં ઊતરી તેણે સહેજ પાછું વળી મને કહ્યું: 'સંભાળીને ઊતરજો, હો!' અને બીજાં બેત્રણ પગથિયાં ઊતર્યા પછી મને કહે: 'સર! તમારે હવે જલદીથી દવાખાને જવું પડશે.'

'કેમ વારુ?'

'તબિયતના ખબર કાઢવા.'

'કોની?'

'મારી.'

'હું ન સમજ્યો.'

'હમણાં જ આ પાસે તમે મને ચણાને ઝાડે ચઢાવી દીધી છે. હું ત્યાંથી પછડાઉં, મને પુષ્કળ ઈજા થાય, એટલે મને દવાખાને જ લઈ જવી પડે ને!'

અમે બંને હસતાં હસતાં દાદર ઊતરી ગયાં. નીચે પહોંચતાં મારાથી રહેવાયું નહિ જરા અચકાતાં અચકાતા જ મેં તેને તેના કુટુંબની માહિતી પૂછી. અપર્ણાએ સંકોચ અનુભવ્યો. 'હજારો છોકરી માંહેની એક હું પણ છું.' એમ કહી તે વાત ઉડાવવા માગતી હતી, પણ મારા આગ્રહ પાસે તેનાથી વધુ વખત ના પાડી ન શકાઈ. બહુ ગણ્યા ગાંઠ્યા શબ્દોમાં તેણે એ હકીકત જણાવી.

અપર્ણાના પિતા એક અકસ્માતમાં મૃત્યુ પામ્યા હતા. પૂરમાં ડૂબતા એક બાળકને બચાવવા તેઓ અંદર પડ્યા, અને તેમાં ખેંચાયા. તે ગયા તે ગયા જ! તેઓ કારકુની કરતા. અપર્ણા ત્યારે બહુ નાની હતી એકની એક બાળકીને માતાએ ઉછેરી. અતિશય આર્થિક ભીંસ જણાઈ ત્યારે દીકરી ખાતર તેણે પારકે ઘેર રસોઈ પણ કરી. બે વરસ પહેલાં તેણે અપર્ણાને પરણાવેલી, પણ નસીબ હમેશાં આંધળું હોય છે. અપર્ણાના લગ્નજીવન ઉપર એણે અંધારપટ પાથરી દીધો, અપર્ણાને વિધવા બનાવી! એ આઘાતને પરિણામે માતા પક્ષઘાતના હુમલામાં સપડાઈ, જે તેમાંથી સાજી જ ન થઈ! આખરે જે બે ઝીણામોટા દાગીના હતા, તે વેચી અપર્ણા માતાને લઈને શહેરમાં આવી. અહીં આવી નિશાળમાં ભણવા માંડ્યું. સવારસાંજ બે વખત બેત્રણ સારાં ઘરોમાં જમવાની તૈયારી અને પીરસવું વગેરે પરચુરણ કામ કરી તેણે બે પૈસા રળવા માંડ્યા. વચલા સમયમાં માતાની સંભાળ રાખવાની જવાબદારી ચાલીમાંહેની બેત્રણ પડોશણ બહેનોએ ઉપાડી. અપર્ણાને વાંચવાનો જે વખત મળતો તે ફક્ત રાતના, અને તે ય દસ વાગ્યા પછી!

તેની પાસેથી તેનો આ ઇતિહાસ સાંભળતાં મારું મન કહેતું હતું: અપર્ણાનો ગુરુ હું શાનો છું? તેની પાસેથી જ શિષ્યભાવે મારે હજુ ઘણું ઘણું શીખવાનું છે!

મોટી સડક સુધી તે મારી સાથે વાતો કરતી આવી. તેણે બે ત્રણ વખત કહ્યું પણ ખરું: 'સર! તમારા શરીરમાં તાવ ભર્યો છે. ચાલો હું તમને ઘર સુધી પહોંચાડી જાઉં.' પણ મેં જ તેને આગ્રહપૂર્વક ના પાડી.

જુદા પડતી વખતે એની આંખો સજળ બની હોવાનો મને ભાસ થયો! પણ તેણે એક ટીપું પણ બહાર પડવા ન દીધું. મન ઉપર ઝટ સંયમ લાવી મને કહે: 'સર! હું અહીં આવી ને, ત્યારે ડૉક્ટર થવાની મારી ઘણી મરજી હતી, પણ તે બને તેવું નહોતું. રહી રહીને મને એ માટે દુઃખ થતું. પણ હવે એમ થાય છે કે હું શિક્ષિકા થાઉં, તમારી પેઠે ભણાવું, અસહાય દીનોને ધીરજ આપું, મારા પોતાના ગામડામાં જાઉં, બાને લઈને ત્યાં રહું અને મારા સરખી—મારા કરતાં પણ વધારે અભાગી એવી જે બાળકીઓ હોય તેમને કંઈક રસ્તે ચડાવું, હવે આપણે ફરી મળી નહિ શકીએ. એટલે સર! આજે મેં તમને ખૂબ હેરાન કર્યા છે ખરા, પણ—' તે અટકી પછી થોડી વારે વધારે હિંમત આણી એકદમ મારી પાસે માગણી મૂકી: 'સર! તમારો એક ફોટો મને આપશો? ગમે તેટલો નાનો હોય, તો પણ—'

સંકોચસહ તે સહેજ હસી ને મોં ફેરવી ઝડપભેર ચાલવા લાગી. હું ચાલી જતી અપર્ણા તરફ જોઈ રહ્યો.



માયા! આ મૂર્તિ મને યાદ આવે છે. મા હંમેશાં પૂજામાં રાખતી હું બાળક હતો ત્યારે ભક્તિથી તેના તરફ જોઈ રહેતો. મા આરતી ઉતારતી અને હું હાથ જોડી ખાંખો મીંચીને ઊભો રહેતો. એ પાંચ મિનિટમાં માતાજી મને હાજરા હજૂર દેખાતાં. આરતી બાદ મા મને પ્રસાદ આપતી, ત્યારે હું તેને પૂછતો કે મા, માતાજી ક્યાં જતાં રહ્યાં? મા મને મૂર્તિ બતાવતી અને કહેતી કે આ બેઠાં, પણ મારું મન માનતું નહિ. હું તેને કહેતો કે ના, માતાજી જતાં રહ્યાં. અહીં ઊભાં હતાં, મારું માથું બે હાથે પકડીને ઊભાં હતાં જતાં રહ્યાં, જતાં રહ્યાં. મારું મન ખેલવામાં પડી જતું. રતનસિંગ સાથે હું ઘોડા ઉપર જતો રહેતો. અઘે આઘેનાં બરફનાં શિખરો જોતો અને અષ્ટભૂજાના મંદિરે જતો ત્યારે પેલું દૃશ્ય યાદ આવતું.

—યશોધર મહેતા [નવી નવલકથા 'મહારાત્રિ'માં]



છોટાલાલ મા. કામદાર

# જીવન સૌરભ

જીવન પ્રસંગો અને જીવનચરિત્રો વાંચવામાં સાંભળવામાં અને કહેવામાં હમેશાં રસ જ પડે છે—તેમાંય ખાસ કરીને મોટા માણસો વિશે તો ખરું જ, આ લેખમાં એ જ રીતે આપણને ઉપયોગી વાતોની રસપ્રદ માહિતી મળે છે......

બાબુ રાજેન્દ્રપ્રસાદ ગુસ્સાને કાબુમાં લેતાં શી રીતે શીખ્યા તેનો એક પ્રસંગ છે. ઝીરાદીમાં તેમનું શરૂઆતનું જીવન ગંભીર હતું, પરંતુ તે ગુસ્સાના આવેશથી તદ્દન મુક્ત નહોતું જીવનમાં એક જ વખત તેમણે પશુબળનો આશ્રય લીધો હતો. માલિક તરીકે તે ક્ષમાશીલ છે. તેમની પ્રશંસાથી કાં તો મજૂરોમાં ક્ષણિક ઉત્સાહ પ્રસરી રહે છે અથવા તો તે કામચોર બની જાય છે. એક દિવસે તેમણે મજૂરોને સવારે વહેલા આવીને કૂવો ખાલી કરવાનું જણાવ્યું હતું. મજૂરો તો બળદોને ગાળો દેતા દેતા છેક સાંજે આવ્યા. પ્રસાદે તેમના માથામાં અક્કલ આપવાનો યત્ન કર્યો. તેઓ ધૃષ્ટતાભરી દલીલ કરવા લાગ્યા. રાજેન્દ્રપ્રસાદે મોટેથી બૂમ પાડી. 'કાળમુખા વાંદરાઓ!' એમ કહીને તેમને સારી પેઠે લગાવ્યા. એક ક્ષણ માટે તેમણે પોતાને ગુલામોના જમીનદારની કક્ષામાં મૂકયા, પાછળથી દલીલો વડે તેમણે સાંત્વન મેળવવાનો પ્રયત્ન કર્યો. આ બનાવનો ડંખ તેમના સ્મરણમાં છે.

*

એક બીજા પ્રસંગે પણ તે બળજબરી વાપરવાના પ્રલોભનમાં નિષ્ફળ નીવડ્યા હતા. ૧૯૧૧ માં કલકત્તાના મેદાનમાં એક મોટું ટોળું લશ્કરની પરેડ જોવા માટે મળ્યું હતું. રાજેન્દ્રપ્રસાદ છીપના બટનવાળો લાંબો કોટ પહેરીને પ્લેટફૉર્મ પર ચડ્યા તેમની પાછળ સર ગણેશદત્ત સિંઘ તથા બાબુ શિવનંદન ગુપ્ત હતા. તેમણે મારવાડી સ્ત્રીઓને ધમકી આપતા બે યુરોપિયનોને જોયા. સ્ત્રીઓ ડરીને નાસી જતી હતી. સર ગણેશને આ બે જણાની દુષ્ટતા સાલી. યુરોપિયનો તેના પર પર તૂટી પડ્યા. તેની ગાંઠવાળી લાકડી તેમની મદદમાં આવી. તેણે એક યુરોપિયન દાક્તિયા માથા પર લગાવી.

પ્રસાદે જડબાપર મુક્કો લગાવ્યો. પ્રહાર સામા પ્રહાર થવા લાગ્યા માથામાં એક જીવલેણ મુક્કાથી એક જણ પરાસ્ત થઈ ગયો. બૂમો પાડતું ટોળું તેમની આસપાસ ફરી વળ્યું. દરમિયાન પોલીસ ખાતાનો ઉચ્ચ અધિકારી ત્યાં આવી પહોંચ્યો અને યુરોપિયનોને સહીસલામત સ્થળે લઈ ગયો. આ બનાવથી તે વિચારમગ્ન થઈ ગયા, પણ તેમને પશ્ચાતાપ થયો નહિ.

એક પ્રસંગે પ્રસાદ હિંસા નજીક પહોંચી જાય છે, પણ તેમનામાં રહેલી શુદ્ધ વૃત્તિ તેમનો કદી ત્યાગ કરતી નથી.

પ્રખ્યાત પૌર્વાત્ય વિદ્વાન, બાબુ જગન્નાથ પ્રસાદ તેમને ઘેર આવે છે. પ્રસાદના નોકરોની નાદાનીથી તે રસહીન વિદ્વાન ગુસ્સે થાય છે. તે પ્રસાદ પાસે પોતાનો અનુભવ અક્ષરશઃ વર્ણવી બતાવે છે. પંક્તિમાં પણ અપૂર્ણતાઓ છે. આગલી સાંજે તેણે તમને અને મને જુદા પાડનાર અંતરાયને દૂર કરવા મોટું ભાષણ આપ્યું હતું. સાદા શબ્દોમાં કહીએ તો તે ઐક્યના હિમાયતી હતા, પરંતુ નોકરોની ઉદ્ધતાઈ સાબીત કરવા તે પોતાનાથી બની શકે તેટલા વક્તૃત્વનો ઉપયોગ કરે છે, પ્રસાદ ઓરડામાંથી નીકળીને નોકરો પર પોતાનો ગુસ્સો વ્યક્ત કરે છે. તે પોતાના પર સંયમ રાખવા ખૂબ જ પ્રયત્ન કરે છે. નહિતર નોકરને આયોડીન લગાડીને પાટાપીંડી કરવી પડત. તે પોતાના અભ્યાસગૃહમાં જઈને એક કલાકથી વધારે સમય માટે માળા ફેરવવા બેસી જાય છે. સામાન્ય રીતે તો તેમણે આ બનાવને મૂંગા મોઢે જતો કર્યો હોત. પરંતુ આધ્યાત્મિક તજજ્ઞને બહુ દુઃખ થાય છે. તેમને પોતાના અતિથિ સમક્ષ નરમ દેખાવું નથી. તેમને ગુસ્સાને શાંત કરવો છે. તરત જ તેમને ભાન થાય છે કે હું અંતર ભાગમાં એક

દુશ્મનને સ્થાપી રહ્યો છું.

*

એક પ્રસિદ્ધ ફિલ્મસ્ટારને થોડા સમય પહેલાં પંડિત જવાહરલાલ નેહરુ સાથે એક જ વિમાનમાં મુસાફરી કરવાનું સદ્‌ભાગ્ય સાંપડતાં તેમણે પોતાની ઓળખાણ શી રીતે આપી તેનું વર્ણન 'રૂપવાણી'માં આપ્યું છે.

પંડિતજી મુંબઈ આવ્યા હતા, તે પાછા દિલ્હી જઈ રહ્યા હતા, પરંતુ તે ખાસ વિમાનમાં ન જતાં એર ઈંડિયાના ડાકોટા વિમાનમાં જતા હતા. આ વિમાનમાં બીજા ઉતારુઓ પણ હતા. આ ઉતારુઓ પૈકી એક પ્રખ્યાત સીનેમા નટ હતો. તેણે જોયું કે પંડિતજી બરાબર મારી પાછળ જ બેઠા છે. તે પરથી પંડિતજીને મળવાની તેને તીવ્ર જિજ્ઞાસા થઈ. આ તક ગુમાવવા તે તૈયાર નહોતો કેમકે મહાન રાષ્ટ્ર-નેતાને મળવાની તક ફિલ્મ સ્ટારને ભાગ્યે જ સાંપડે છે.

પણ શી રીતે મળવું તે પ્રશ્ન તેને મુંઝવી રહ્યો હતો. થોડા સમય પછી તેને એક વિચાર સૂઝયો. તેણે ત્યાંની સ્ત્રી યજમાનને બોલાવીને વડા પ્રધાનને પોતાની સીગારેટની ડબ્બી મોકલાવી. થોડો સમય વીતી ગયો. ત્યારબાદ ફિલ્મસ્ટારના ખભા પર હાથ પડયો. વડા પ્રધાન દીવાસળીની પેટી માગી રહ્યા હતા. યુક્તિ સફળ થઈ હતી. બીજી ક્ષણે ફિલ્મસ્ટાર પંડિતજી સાથે વાત કરતો હતો.

પંડિતજીએ તેને તેનું નામ પૂછ્યું. ફિલ્મસ્ટારે તે સીધે સીધું કહ્યું નહિ. નામ આપવાને બદલે તે જરા ગુંચવાઈ ગયો હોય તેમ લાગ્યું અને તે આનાકાની કરવા લાગ્યો. પંડિતજીએ તેને અગાઉથી ખાત્રી આપતાં ફિલ્મસ્ટારે ધીમેથી કહ્યું કે 'મારું નામ મોતીલાલ છે. (પંડિતજીના પિતાનું નામ પણ તે જ છે.)

વડાપ્રધાન આ મશ્કરી સમજી જતાં તેમનાથી હસ્યા સિવાય રહેવાયું નહિ. પછી તો બન્ને એક બીજાની પાસે બેસીને આનંદ કરવા લાગ્યા. પૂરા ત્રણ કલાક સુધી મોતીલાલે હાસ્યરસિક બનાવો તથા ટૂચકાથી વડાપ્રધાનને આનંદ કરાવ્યો જ્યારે આખરે પંડિતજીએ મોતીલાલને પૂછ્યું કે 'તમે ગુજરાન માટે શું કરો છો?' ત્યારે મોતીલાલે નમ્ર અવાજે કહ્યું: 'હું એકટર છું અને ફિલ્મમાં કામ કરું છું.'

આખરે જ્યારે પંડિતજી દિલ્હી ખાતે વિમાનમાંથી ઊતર્યા ત્યારે તેમણે એમ કહ્યાનું કહેવાય છે કે મોતીલાલ સાથે વાત કરતાં ત્રણ કલાક સુધી મને જે આરામ મળ્યો છે તેવો આરામ મને વર્ષોથી મળ્યો નથી.

*

આપણા નિવૃત્ત સેનાપતિ જનરલ કરીઅપ્પાના બે ત્રણ જીવન પ્રસંગો નીચે આપ્યા છે. ૧૯૧૬ માં જનરલ કરીઅપ્પાએ બન્નુની ટૂકડીનો હવાલો સંભાળ્યો. આ આધિપત્ય મુશ્કેલીથી ભરપુર હતું. બ્રિટિશોના મનમાં તાયફાવાળાઓના દ્રોહ તથા ભયંકરતાનો ભય રહ્યા કરતો હતો. આ ભાગોમાં નવા લશ્કરની શું સ્થિતિ થાય છે તેના અનુભવી બ્રિટિશ અધિકારીઓએ તેને ચેતવણી આપી હતી.

તેઓએ તેને કહ્યું કે 'ખરાબમાં ખરાબ વસ્તુ તો એ છે કે તેઓ તમને જોઈને ગોળીબાર કરે છે. ખડકની પાછળ તેઓ સહીસલામતીથી સંતાયેલ હોઈ તમે તેને જોઈ શકતા નથી.

તાયફાવાળાઓની પદ્ધતિનો બ્રિટિશ લોકોએ સારો અભ્યાસ કર્યો હતો.

એમ દેખાતું હતું કે તેઓ નવી ટૂકડીને પહેલા ત્રણ દિવસ સુધી તેમની જાળમાં ઊંડે ફસાવતા હતા. ત્રણ દિવસ સુધી તેઓ તેમને કંઈ તકલીફ આપતા નહિ. પછી અચાનક તેઓ રાત્રિના અંધકારમાં ગોળીબાર કરતા. લશ્કર આ માટે તૈયાર હોય તો પણ મોટા પ્રમાણમાં માણસો મૃત્યુ પામતાં કેમકે





ક્યાંથી આ મારો ચાલે છે તેની તેમને ખબર પડતી નહિ.

બહુ બહુ તો જે દિશામાંથી ગોળીબાર થતો હોવાનું તેઓ માનતા હોય તે દિશામાં તેઓ સામો ગોળીબાર કરી શકે. પણ આમાં તો દારૂગોળો વ્યર્થ જતો. વળી ખીણોમાં પડતા પડઘાને અંગે જે દિશામાંથી ગોળીબાર થતો હોય તેની ઉલટી જ દિશામાં તેઓ ગોળીબાર કરતા હતા.

આ ચેતવણી સહિત કરીઅપ્પાએ આ ભયંકર પ્રદેશમાં ઝુકાવ્યું. નિશ્ચય પ્રમાણે ત્રીજા દિવસની રાત્રિ સુધીમાં કંઈ બન્યું નહિ. છાવણીના બધા દીવા બુઝાવી નાખવામાં આવ્યા હતા અને વખણમાં સંપૂર્ણ અંધકાર છવાઈ રહ્યો હતો તથા સંપૂર્ણ શાંતિ હતી. અચાનક રાઈફલની ગોળીના અવાજ આવવા લાગ્યા. સામો ગોળીબાર ન કરવાને ટૂકડીને સખત હુકમ હતો. જો કે બધા તૈયાર થઈને બેઠા હતા, છતાં હિંદી લશ્કરની બાજુમાંથી કંઈ પણ અવાજ આવ્યો નહિ.

રાઈફલની ગોળીઓ દર મિનિટે વધતી જતી હતી. આમ કેટલાક સમય સુધી ચાલશે અને બ્રિટિશોની ચેતવણી મુજબ તેઓ સાફ થઈ જશે કે તેનો શું વિચાર કરતા કરીઅપ્પા પોતાના તંબુમાં બેઠા હતા. ગોળીબારની જેમ અચાનક વિચાર સ્ફુર્યો.

તેણે હવાલદારને બોલાવી પોતાના તંબુની બહાર માઈક્રોફોન ગોઠવવાનું કહ્યું. તાયફાવાળા સમજી શકે તેવી પુસ્તુ ભાષામાં, પોતે જે બોલે તે માઈક્રોફોનમાં બોલવાનો તેને હુકમ કર્યો.

હવાલદાર તો આ કલ્પનાથી આભો બની ગયો, તે ચેતવણી આપતાં બોલ્યો, 'સાહેબ, આપ નવાસવા અધિકારી છો. આ તાયફાવાળાઓથી તથા તેમની યુક્તિથી આપ અજાણ છો. આપની સૂચના તરંગી છે. આ અગાઉ કદી થયેલ નથી. તેનો અર્થ તો ચોક્કસ મૃત્યુ છે.'

પણ કરીઅપ્પામાં એક વિશિષ્ટતા છે. એકવાર તેણે નિશ્ચય કર્યો કે તે કોઈ પણ રીતે તેમાંથી ચલિત થતા નથી. તે આંખો દ્વારા પોતાની ઇચ્છા પ્રદર્શિત કરે છે. અત્યાર સુધીના સહવાસથી હવાલદાર પોતાના અધિકારીની આંખ પરથી બધું સમજી ગયો હતો. પોતાના વિરોધને અંતે તેણે નમ્રતાથી કહ્યું. 'સાહેબ, હું તૈયાર છું.'

કરીઅપ્પાએ કહ્યું, 'તો હું તમને જે કહું તેનું ભાષાંતર કરી લોકોને સંભળાવો "જનરલે માઈક્રોફોન દ્વારા દુભાષિયા અમલદાર મારફત નીચેના શબ્દો કહેવરાવ્યા: 'તમે અમારા પર શા માટે ગોળીબાર કરો છો? અમે તમારા દુશ્મન નથી. અમે તમને મદદ કરવા આવ્યા છીએ. જો તમારે કંઈ ફરિયાદ હોય તો સવારમાં આવીને કમાન્ડર સાહેબને કહેજો. તે બધાને મળશે અને તમારી હકીકત સાંભળશે. મહેરબાની કરી ગોળીબાર બંધ કરો. અમારી ટૂકડી લાંબેથી આવી છે અને થાકી ગઈ છે. તેને આરામની જરૂર છે, તમારા ગોળીબારથી તેના આરામમાં ખલેલ પડે છે. તમારી ગોળીઓ કોઈને લાગતી નથી. મહેરબાની કરી હમણાં ઘેર જાવ અને સવારે તમારી ફરિયાદો લઈને કમાન્ડર સાહેબને મળજો. તેને પણ આરામ તથા ઊંઘની જરૂર છે.'

એક બાળકના જેટલા આનંદથી, પોતાની યુક્તિની સફળતા યાદ કરતાં જનરલે જણાવ્યું કે, 'માનો યા ન માનો પણ યુક્તિ સફળ થઈ. ગોળીબાર બંધ થયો. બાકીની રાત્રે અમને કંઈ તકલીફ પડી નહિ.'

'એટલે તાયફાવાળાઓએ તમારા શબ્દો સાંભળ્યા એમ તમારું કહેવું છે ને?'

'તમને ઠીક પડે તો તમે તેમ ગણી શકો છો. તેથી મને સારું લાગશે. પણ આ યુક્તિ કેમ સફળ થઈ, તે વિષે મારી માન્યતા શું છે તે તમે જાણો છો!'

'ના. શું!'

'માઈકમાંથી અગાઉ કદી અવાજ સાંભળેલો ન હોઈ તેઓએ ઘણે ભાગે ધાર્યું કે આ તો ભૂત છે



અને તેથી જિંદગી બચાવવા તેઓ નાસી છૂટયા.'

*

તેના સ્ટાફના માણસો કરીઅપ્પાના પ્રેમ તથા માનવતાના દાખલા અવારનવાર યાદ કરે છે.

એક વખત જ્યારે તે ખૂબ આવશ્યક, ટૂંકી મુદત માટે આરામ લેતા હતા ત્યારે તેમની અગાઉની ટૂકડી ત્યાં હતી. તે ટૂકડીના એક અધિકારીએ, જો તેના આરામમાં ખલેલ ન પડે તો એકાદ કલાક ટૂકડી સાથે ગાળવાની તેમને વિનતિ કરી.

કરીઅપ્પાએ હસતા હસતા જવાબ આપ્યો, 'એક જ કલાક શા માટે? હું આખો દિવસ તમારી સાથે ગાળીશ. પરંતુ તમે મને થોડો નાસ્તો તથા ચા આપશો ને!'

*

સરહદ પ્રાંતમાં બનેલો બીજો દાખલો, સંત્રી સૂઈ જવાથી નેપોલિયને સંત્રીની ફરજ બજાવી હતી તેની યાદ આપે છે. કડકડતી ઠંડીની રાત્રે બહાર સૂતેલા અધિકારીઓની અદેખાઈ આવતી હતી, કેમકે તેઓ ઠંડીથી ધ્રૂજતા હતા. તેમના આશ્ચર્ય વચ્ચે તેમને જણાયું કે કરીઅપ્પા પણ તેમની વચ્ચે જ સૂતા હતા.

★

श्रीकेत

## હે દયા સિંધુ !

આજે પહેલીવાર મારું અભિમાન નષ્ટ થતું જોયું. જિંદગી આટલી ક્ષણભંગુર હશે તે તો સમજાએલું નહિ. હું તો મારા વૈભવ અને વિલાસમાં મસ્ત હતો. તું સચરાચરમાં વ્યાપી રહ્યો છે છતાં મેં તારાં પગલાં કદી સાંભળેલાં નહિ. હું બધીર હતો. મારા કાન બંધ હતા. મારા ચક્ષુઓ બંધ હતા. હું મારી આજુબાજુ વ્યાપેલી મોહ–જાળમાં લપેટાએલો હતો. જિંદગીની કપરી સાંજ એક દિવસ આવી પહોંચી. મારું હૃદય ઉજ્જડ હતું. ત્યાં મેં કદી તારી પ્રતિષ્ઠા કરી નહોતી. એ વેરાનમાં આજે મારું મન એકાકી આથડી રહ્યું છે. મારું હૈયું આંસુથી છલકાઈ રહ્યું છે. ઘનઘોર રત્રી આવી રહી છે.

દરિદ્રનારાયણને સ્વરૂપે તું જ્યારે એક દિવસ મારે દ્વારે આવ્યો ત્યારે મેં મારાં દ્વાર બંધ કર્યાં હતાં. તારો નિશ્વાસ મારા બંધબારણે અથડાઈને પાછો પડયો. મારા મહાલયમાં રંગરાગ ઉડાવતો હું બેઠો હતો. આજે મારી તમામ સંપત્તિનો ભાર છોડીને એકલો તું જ્યાં વસે છે ત્યાં તારા ચરણોમાં મારુ મસ્તક મૂકવાને આવી રહ્યો છું. ઓ દયાસિંધુ! તારાં દ્વાર મારા માટે બંધ ન કરતો. અભિમાને ઘેરાએલા મારા મને, એક દિવસ તું જ્યારે મારે દ્વારે આવેલ ત્યારે મેં તને સતકારવાની ના પાડેલી. આજે પશ્ચાતાપથી મારું હૈયું રડી રહ્યું છે. મારું અભિમાન સંપૂર્ણપણે નષ્ટ પામ્યું છે.

હે જગસિંધુ! તારું ગાન મારા રોમે રોમમાં આજે ગૂંજી રહ્યું છે.

★

વાસુ પંડિત

# આંગળી ચીંધ્યાનું પુણ્ય

અંગ્રેજી, ખાસ કરીને અમેરિકામાં પ્રકાશિત થયેલાં પુસ્તકોનો આછેરો ખ્યાલ આપતા આ વિભાગના લેખકના અમેરિકાના વસવાટ દરમિયાન હિંદ વિષેનાં અમેરિકન પુસ્તકો વિષે ધ્યાન દોરવાનો હેતુ હવે તો અજાણ્યુ નથી જ......

The women in Gandhi's Life [By Eleanor Morton, Publishers Dodd Mead and Co. New Yoik Price 3.50 P. 303]

પશ્ચિમની દુનિયા ગાંધીજીને એક મહાન રાજકીય ને આધ્યાત્મિક નેતા તરીકે જ ઓળખે છે. એ એક મહાન સામાજિક ક્રાંતિકાર હતા એ હકીકત વિષે બહુ ઓછા લોકો જ્ઞાત છે. છેલ્લાં ૩૦ વર્ષમાં હિંદે જે સામાજિક પ્રગતિ કરી છે એ મુખ્યત્વે એમને ને એમના આત્મત્યાગી સેવકોને આભારી છે.

દક્ષિણ આફ્રિકાથી ગાંધીજી પાછા ફર્યા ત્યારે હિંદમાં ભાગ્યે જ થોડી સ્ત્રીઓ જાહેર પ્રવૃત્તિ અર્થે ઘરની બહાર નીકળતી. ઘણીખરી સ્ત્રીઓ લાજમલાજામાં જ અટવાયેલી રહેતી અને ઘરની ચાર દિવાલો વચ્ચે જીવતી. ગાંધીજીએ આ પરિસ્થિતિ ટાળવાનો નિર્ણય કર્યો, એમના જીવન પ્રત્યેના વલણમાં મહાન ક્રાંતિ આણી, દેશના સ્વાતંત્ર્ય માટે લડવાની એમનામાં ધગશ જન્માવી ને એ રીતે એમનો સામાજિક દરજ્જો ઊંચો આવ્યો.

આ બધા પ્રયત્નોનું પરિણામ એ આવ્યું કે ગાંધીજી આત્મત્યાગી સ્ત્રીઓનું એક સુંદર જૂથ ઊભુ કરી શક્યા. એ સ્ત્રીઓએ દેશની આઝાદી માટે ને સ્ત્રીઓની પ્રગતિ માટે પ્રચંડ પુરુષાર્થ આરંભ્યો. પરિસ્થિતિ સાવ બદલાઈ ગઈ. જેણે કદી ઘરનો ખૂણો છોડ્યો નહોતો એવી સ્ત્રીઓ બ્રિટિશ શાહીવાદ સામે મેદાને પડી, સરઘસોમાં જોડાઈ, જેલો ભોગવવા તૈયાર થઈ, ટિયરગેસ સામે ટકી લાકડીઓના માર ઝીલ્યા, ગોળીઓ સામે પણ સામી છાતીએ ખડી રહી.

ત્રણસો ને ત્રણ પાનાંનું આ પુસ્તક ઊર્મિભરી શૈલીમાં ગાંધીજીના જીવનનું સ્વપ્ન પરિપૂર્ણ કરવામાં જે મહાન સ્ત્રીઓએ પોતાની જિંદગી ખર્ચી એમનો પરિચય આપે છે. આમાં વર્ણવેલી ૨૬ સ્ત્રીઓની ઝાંખી સહાનુભૂતિપૂર્વક કરાવનાર બાઈ છે એક અમેરિકન ક્વેકર. ગાંધીજીનો સંદેશ ઝીલીને એને પ્રજામાં પહોંચાડનાર આ બધી સ્ત્રીઓ હિંદી નહોતી, એમાંની થોડી યુરોપિયન પણ હતી. પણ એ બધા ઉપર ગાંધીજીના આદર્શોની અસર ખૂબ ઊંડી હતી. એમાંનાં વિજયાલક્ષ્મી પંડિતે સંયુક્ત રાષ્ટ્રસંઘનું પ્રમુખપદ શોભાવ્યું, રાજકુમારી અમૃત કૌરે હિંદી સરકારનું તંદુરસ્તી ખાતું કુશળતાપૂર્વક સંભાળ્યું. હિંદના બુલબુલ કવયિત્રી સરોજીની નાયડુએ એક રાજ્યના ગવર્નર તરીકેની ફરજ સરસરીતે અદા કરી ને ડૉ. સુશીલા નય્યર દિલ્હી રાજ્યની સરકારમાં તંદુરસ્તી ખાતુ સંભાળે છે. બીજી અનેક સ્ત્રીઓ હિંદના જુદા જુદા પ્રદેશોમાં લોકહિતના કાર્યમાં મશગુલ છે.

નવાઈની વાત એ છે કે આ પ્રકારનું પુસ્તક લખવાનો વિચાર એક પરદેશી બાઈએ અમર બનાવ્યો છે. લેખિકાની ગાંધીજી પ્રત્યેની અપાર ભક્તિએ એમને આ કાર્ય અત્યંત શ્રમ લઈને પણ પાર પાડવાનું પ્રોત્સાહન આપ્યું છે. સામાન્ય રીતે ઉપલબ્ધ થવી મુશ્કેલ એવી ઘણી માહિતી એમણે એકઠી કરી છે.

ગાંધીજીએ હિંદી સ્ત્રીઓની જાગૃતિમાં ભજવેલા ભાગ વિષે એકાદું પ્રકરણ એમણે લખ્યું હોત તો ખૂબ ઉપયોગી નીવડત, કારણ કે સામાન્ય અંગ્રેજીઆથી ગાંધીજીને માત્ર રાજકીય અને ધાર્મિક તરીકે જ ઓળખે છે, સામાજિક ક્રાંતિકાર તરીકે એ હજુ પશ્ચિમમાં જાણીતા નથી.



આ પુસ્તક સરસ શૈલીમાં લખાયું છે. ગાંધીજીએ આણેલી ક્રાંતિને બરાબર ન સમજી શકેલા ઘણાં હિંદીઓને ખૂબ રસ પડશે

*

1. Can India avoid communism?

2. Villages and progress in India.

[ Published by University of Chicago Round Table ]

હિંદે એની પરદેશનીતિને કારણે અમેરિકામાં ખૂબ રસ જાગૃત કર્યો છે. ઘણા અમેરિકનો હિંદ વિષે ભ્રમ ભરેલા ખ્યાલો સેવે છે. એ દૂર કરીને હિંદનું રાજકીય વલણ સમજાવવાનો તથા એની યોજનાઓ અમેરિકન પ્રજા સમક્ષ ધરવાનો ઘણી જાહેર સંસ્થાઓ પ્રયોગ કરે છે.

યુનિવર્સિટી ઓફ શીકાગો પણ Round table નામનો એક સાપ્તાહિક શૈક્ષણિક કાર્યક્રમ Nbc રેડિયો પર રજૂ કરે છે. એમાં દર અઠવાડિયે જુદા-જુદા પ્રશ્નો ચર્ચાય છે. એ ચર્ચાને આધારે નાનકડી પુસ્તિકાઓ તૈયાર કરવામાં આવે છે ને બહુ સસ્તી કિંમતે વેચવામાં આવે છે. ઠેઠ ૧૯૩૯ થી આ પ્રયોગ ચાલતો આવ્યો છે ને દિનપ્રતિદિન એ ખૂબ લોકપ્રિય થતો જાય છે.

Can India avoid communism? નામની પુસ્તિકામાં તાતા લિમિટેડના અંગ્રેજ પ્રતિનિધિ સર ફ્રેડરીક જેમ્સ હિંદમાં અમેરિકાના ખબરપત્રી તરીકે લાંબા ગાળા સુધી રહી ગયેલા શ્રી. ફીલીપ્સ ટેલબોટ અને હિંદ તથા એશિયા વિષેનાં પુસ્તકોના જાણીતા લેખક શ્રી. રોબર્ટ સ્મીથ –એ ત્રણ જણ વચ્ચેની રેડિયો પરની ચર્ચા રજૂ કરવામાં આવી છે. અંગ્રેજ હોવા છતાં સર જેમ્સ હિંદની સમસ્યાઓનો ને એના રાજકીય વલણનો તાદૃશ્ય ચિતાર રજૂ કરે છે. સર જેમ્સ હિંદ વિષે આશાવાદી છે. હિંદ તટસ્થ છે માટે એને સામ્યવાદ તરફી ગણવું એ રાજકીય બુદ્ધિનું દેવાળું છે એવું એ સ્પષ્ટપણે જણાવે છે.

પુસ્તિકાને અંતે બ્રિટનના BBC રેડિયો પરથી રજૂ થયેલો ને Listenerમાં છપાયેલો Inda's constitution after Three Years નામનો લંડન સ્કૂલ ઓફ ઇકોનોમીક્સના પ્રા. મોરીસ જોન્સનો વાર્તાલાપ પણ છાપવામાં આવ્યો છે.

Villages and Progress in India નામની પુસ્તિકા ફોર્ડ ફાઉન્ડેશનના એસોસિયેટ ડીરેક્ટર શ્રી. ચેસ્ટર ડેવીસ, અલ્લાહાબાદ એગ્રીકલ્ચરલ ઇન્સ્ટીટયૂટના શ્રી આર્થર મોશર ને શીકાગો યુનિવર્સિટીના અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક થીઓડોર શુલ્ઝ વચ્ચેની ચર્ચા રજૂ કરે છે. કમ્યુનીટી પ્રોજેક્ટ યોજના હેઠળ હિંદનાં ગામડાંમાં થતા ઝડપી ફેરફારો વિષે આશાસ્પદ વાતો રજૂ કરવા ઉપરાંત ફોર્ડ ફાઉન્ડેશને આ કાર્યમાં ભજવેલા ભાગ વિષે પણ થોડો ઉલ્લેખ છે.

આ પુસ્તિકાને અંતે પણ Listener (BBCનું મુખપત્ર)માંથી લંડન યનિવર્સિટીના પ્રાધ્યાપક શ્રી. સીરીલ ફીલીપ્સનો The Indian Experiment નામનો તેજસ્વી લેખ રજૂ કર્યો છે.

વિશ્વના પ્રશ્નોની આ રીતે થતી રજૂઆત દરેક પ્રશ્નને સંપૂર્ણ ન્યાય ન આપી શકે એ સંભવિત છે, પરંતુ આ દિશામાં થતું કાર્ય આશાસ્પદ તો જરૂર છે. આપણા દેશની યુનિવર્સિટીઓ ને રેડિયો તો લોક શિક્ષણ માટે સાદી ભાષામાં આવા કાર્યક્રમો રજૂ કરીને ધારી જાગૃતિ ફેલાવી શકે. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી આપણે પ્રગતિ કરતાં હોવાછતાં હજુ વાતાવરણમાં એક પ્રકારની સુસ્તી ને દિશાશૂન્યતા પ્રવર્તતી જોવામાં આવે છે. યુનિવર્સિટીઓ ને રેડિયો એ દૂર ન કરી શકે?

**The Dances of India** [ Faubion Bowers Published by Columbia Uneversity Press, New York 1953 P.175 ]

હિંદી નૃત્યકારોએ અમેરિકામાં એટલું બધું કુતૂહલ જગાવ્યું કે એ નૃત્યોને સમજવા માટે અમેરિકાના





કલારસિક વર્ગમાં ઉત્કંઠા જાગી નૃત્યકલા તો દરેક દેશમાં ઓછેવત્તે અંશે વિકસેલી હોય છે, પરંતુ પૂર્વની નૃત્યકલા—ને તેમાંય મુખ્યત્વે હિંદની—બીજા દેશોના નૃત્યકલાથી એટલી બધી જુદી તરી આવે છે કે સામાન્ય રીતે એની માત્ર વાહવાહ કરતાં કરતાં એમાં કાંઈક વધુ ઊંડા ઉતરવાની ઇચ્છા પ્રબળ બની છે આ પ્રબળ ઇચ્છાને સંતોષવા માટે એક અમેરિકી કલારસિકે આદરેલા પુરુષાર્થનું ફળ તે આ સુંદર પુસ્તક હિંદી નૃત્યરસિકોને પણ એમના અજ્ઞાનના વિષે શરમિંદા કરી મૂકે એવી ઝીણી વિગતોથી આ પુસ્તક ભરેલું છે એમાં માત્ર હિંદના એક પ્રદેશના નૃત્યો વિષેનું દર્શન નથી દક્ષિણના કથકલીથી માંડીને ઉત્તરના કથક ને પૂર્વના મણિપુરીથી માંડીને ગુજરાતના ગરબા સુધીના બધા નૃત્યપ્રયોગોનો લેખકે અચ્છો અભ્યાસ કર્યો છે

પુસ્તકને પહેલે જ પાને હિંદના એક મોટા નકશામાં કઈ નૃત્યકળાનો ઉદ્ભવ કયા પ્રદેશમાં થયો એની સચિત્ર રજૂઆત કરી છે લેખકે આખા દેશમાં ફરીને નૃત્યશાળાઓનો અભ્યાસ કર્યો છે ને મુદ્રાઓની સચિત્ર સમજુતી આપી છે ઘણીવાર પરદેશી કલાકારો આપણા દેશમાં આવીને આપણી સંસ્કૃતિમાં પ્રયત્નપૂર્વક ઊંડા ઊતરીને, આપણી જ કલા પરદેશી ભાષામાં પણ એવી સરળ રીતે સમજાવે છે કે આપણી આળસુ વૃત્તિ કે સૂઝના અભાવ પ્રત્યે મનમાં ચીડ ચડે આ પુસ્તક પણ એ જ કારણે મનમાં ચીડ ચડાવે એવું છે

હિંદના લબ્ધપ્રતિષ્ઠ નૃત્યકારોની સલાહ લઈને રાગ માત્રા વગેરે બરાબર સમજીને ને દરેક નૃત્યના પાછળના ઐતિહાસિક કે ધાર્મિક પ્રસંગોનો બરાબર ધ્યાન મેળવીને લખેલો આ ગ્રંથ નૃત્યના અભ્યાસીઓને આશીર્વાદરૂપ નીવડશે દક્ષિણના ભારતનાટ્યમ્ અને કથકલી, ઉત્તરના કથક, ઓરિસ્સાના સાથાન, આસામના મણિપુરી અને ગુજરાતના ગરબા તથા લોકનૃત્યોની ખાસિયતો સમજવામાં ઉપયોગી નિવડશે

હિંદી નૃત્યકલાએ અનુભવેલી લીલીસૂકી વિશે લેખકનો જ પાછલા પરનો અહેવાલ ટૂંકામાં ઘણું કહી દે છે

Historical records indicate that by several centuries before the birth of Christ all India's theatrical arts were *already highly developed*

*However when nations remain in* a state of subjection for any period of time, their arts, great as they *may have been*, usually decline But today's dance is the result of the past thirty or forty years of activity An entire cycle, a clear rise and fall, is easily within this *generation s memory*

During this brief period of history, *much happened to India's dance.* It was rescued from oblivion and near extinction One entire class of dancers was abolished. The dance was removed from it's natural *home the temples* Privy purses of Maharajas were curtailed and the palaces, the dance's second home, *were closed to futher patronage* The highest caste in the Indian social scale has entered the world of dance, here to fore considered an untouchable sphere of activity For eigner have prformed Indian dances Indian dances have performed abroad and not interequently ,westernised *their own dance Dance at home in* India has been de-provincialized,



made nationwide and even international. Unfortunately at the hei:ht of the dance's emergence, the films began to utilize it for their own ends, Because of their superiority is cheapness over luxurious live-talent entrtainment, they have absorbed a great percentage of potential artists and fed them after their fashion to entertainment—hungry and undiscriminating spectatcrs. In doing so, they have already begn to serve vulgarization of the dance.

હિંદી નૃત્યકળાના પુનરોદ્ધાર વિષે લેખકે અતિરસિક ઇતિહાસ રજૂ કર્યો છે: પરંતુ એ બધો તો અહીં ક્યાંથી ચીતરાય? પુસ્તક પૂરું કરતી વખતે હિંદી તરીકે દુઃખમાત્ર એટલું જ થાય કે આપણી શક્તિનું ભાન આપણને પશ્ચિમનો કોઈ માણસ કરાવે ત્યારે જ આપણે જાણીએ છીએ. પશ્ચિમની માનસિક ગુલામીમાંથી બહાર આવીને આપણી શક્તિની કદર આપણે ક્યારે કરી શકીશું? નમ્રરીતે પણ આપણે આગળ વધીએ ને પશ્ચિમને સ્વતંત્ર હિંદની કલાશક્તિનો પરિચય કરાવીએ એ કાર્ય માત્ર કલાકાર નહીં કરી શકે, 'સંસ્કૃતિ તો પશ્ચિમની જ' એ ભ્રમથી મુક્ત થયેલા કલાપ્રેમીઓએ પણ પુરુષાર્થ કરવો પડશે.



# સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અશ્રુ :** વિ. સ. ખાંડેકર, અનુ. ગોપાળરાવ વિદ્વાંસ, પાનાં ૪૪૯. ૭ રૂપિયા. **બાદલછાયા :** સારંગ બારોટ, પાનાં ૨૩૮, સાડાત્રણ રૂપિયા, **વણઝારી વાત :** 'શયદા.' પાનાં ૨૭૩. ચાર રૂપિયા. **કાજળ કોટડી :** ઇશ્વર પેટલીકર. પાનાં ૨૫૬. પોણાચાર રૂપિયા. **કળિયુગ :** ઇશ્વર પેટલીકર. પાનાં ૪૫૮. ૭ રૂપિયા. **માનતા :** ઇશ્વર પેટલીકર, પાનાં ૧૯૯. ત્રણ રૂપિયા.—છયેના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨. **પ્રેમ પ્રયાણ :** ઉપેન્દ્રબાબુ.-અનુ. 'શ્રીકાન્ત' ત્રિવેદી. પાનાં ૨૪૮. ચાર રૂપિયા. રૂપમ્ પ્રકાશન મંદિર, મુંબઈ ૪. **પ્રણય કથા :** ગોવિંદભાઈ અમીન. પાનાં ૧૮૫. સાડાત્રણ રૂપિયા. હિંદ કિતાબ્સ લિ. મુંબઈ, ૧. **હિંદુસ્તાનનો હથિયારનો કાયદો :** ગૌરીશંકર મો. ભટ્ટ. પાનાં ૨૨, બાર આના. ચંદ્રકાન્ત ચી. વોરા. અમદાવાદ. **હાજી કાસમ તારી વીજળી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૨૭૯. ચાર રૂપિયા. **રૂપનાં અમી :** હસિત બૂચ. પાનાં ૯૬ અઢી રૂપિયા—બન્નેના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. **પદ્માને તીરે :** હુમાયૂં કબીર. અનુ. કાન્તિલાલ શાહ. પાનાં ૩૪૪. સવાચાર રૂપિયા. સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ. ભાવનગર. **ગુજરાતની વાર્તા-સમૃદ્ધિઃ** સં. નાનક મેઘાણી–મહેન્દ્ર મેઘાણી (૧) **ધૂમકેતુની વાર્તાઓ** પાનાં ૧૪૨. (૨) **ઝવેરચંદ મેઘાણીની વાર્તાઓ** પાનાં ૧૪૨. (૩) **રામનારાયણ વિ૦ પાઠકની વાર્તાઓ** પાનાં ૧૩૩. (૪) **પન્નાલાલ પટેલની વાર્તાઓ** પાનાં ૧૪૬ (૫) **ઇશ્વર પેટલીકરની વાર્તાઓ** પાનાં ૧૪૮. (૬) **ચુનીલાલ મડિયાની વાર્તાઓ** પાનાં ૧૩૪. (૭) **સુન્દરમની વાર્તાઓ** પાનાં ૧૪૦. દરેકનું મૂલ્ય પોણાબે રૂપિયા. લોકમિલાપ કાર્યાલય, ભાવનગર.







ઉછરંગરાય ઢેબર

# રાષ્ટ્રીય ચારિત્ર્ય

કોઈપણ રાષ્ટ્રનું ચારિત્ર્ય રાષ્ટ્રને ઊર્ધ્વગામી બનાવે છે. એ વાતની કોઈ ના નહિ પાડી શકે. સૌરાષ્ટ્રના વડાપ્રધાન અહીં એ વાત એટલી સાદી રીતે રજૂ કરે છે કે તેને આપણે ખૂબ સહજતાથી મને ઉતારી લઈ શકીએ. આ આખો લેખ એટલે જ મહત્વનો બને છે……

ગુજરાત વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓ મને મળવાને આવ્યા હતા. તેમને મેં એક પ્રશ્ન પૂછ્યો 'આપણા દેશનો ઉગ્રમાં ઉગ્ર પ્રશ્ન કયો ?' 'અનાજ', કેળવણી અને શોષણ.' તેમણે કહ્યું. 'હા, એ તો ખરા જ.' પણ મેં કહ્યું', 'મારા માટે આપણો સૌથી ઉગ્ર અને મુખ્ય પ્રશ્ન જો કોઈ હોય તો તે આપણા દેશના રાષ્ટ્રીય ચારિત્ર્યનો છે.'' મારાથી આ જવાબ સહજ રીતે જ અપાયો હતો. પણ આટલાં વર્ષોના અનુભવે રાષ્ટ્રીય ચારિત્ર્યની વાત મારા હૃદયમાં વધારે ને વધારે દૃઢ થતી ગઈ છે.

હિંદુસ્તાનની છત્રીસ કરોડની પ્રજામાંથી કઈ વ્યક્તિ એવી હશે કે જે દેશનું ઉત્થાન નહીં ઝંખતી હોય. આપણા સૌના દિલમાં એ ભાવના તો છે જ. પણ એ ઇચ્છા મુજબનો આચાર ગોઠવવાની દિશામાં આપણે કેટલું આગળ વધ્યા ? આપણા વિચાર અને આચાર વચ્ચે કેટલું અંતર છે? એ અંતર કાપવાની દિશામાં આપણે કેટલું આગળ વધ્યા ? આ વસ્તુ જ આપણા વિકસતા ચારિત્ર્યની પારાશીશી ગણાય

આપણે કહીએ છીએ કે દરિદ્રનારાયણના વિકાસને માટે સ્વરાજ્ય આવ્યું છે. પણ આ દરિદ્રનારાયણ શું છે? તેનું ઉત્થાન કેવી રીતે કરીશું ? આપણે ઊંડા ઊતરી તપાસ્યું છે? આપણે એને લંગોટીવાળો," ભૂખ્યો, તરસ્યો કે અભણ કલ્પ્યો છે. એની ભૂખ તરસ મિટાવવાના, એને કપડાંથી ઢાંકવાના કે થોડા અક્ષર ભણાવવાના કામમાં લાગી ગયા છીએ. આપણા અંતરમાં ભૂખ દૂર કરવાની ઇચ્છા છે. પણ એ થઈ શકતી નથી. કારણકે આપણા પોતામાં જ કાંઈ ખૂટે છે. એક રીતે જોઈએ તો આપણે પોતે જ દરિદ્રી છીએ.

આપણે સ્વતંત્ર થયા તેથી કાંઈ છત્રીસે કરોડની પ્રજાને સ્વાતંત્ર્ય થોડું મળી ગયું છે? આપણી અર્ધા ઉપરાંતની વસ્તી બહેનોની છે. એમાંથી મોટા ભાગ નાને તો સ્વાતંત્ર્ય શું છે તેની ય ખબર નથી. શહેરની ચાર કરોડની વસ્તીને બાદ કરતાં બત્રીસ કરોડની વસ્તી તો ગામડાંમાં જ રહે છે. ત્યાં આર્થિક સમાનતા છે ખરી? દેશની કરોડરજ્જુ સમા કરોડો શ્રમજીવીઓ કિસાનો, ઉઘાડ મજૂરો સુધી શું સ્વરાજ્ય પહોંચ્યું છે ખરું ? રાજકીય સ્વરાજ્ય બહારની ઇમારત છે. સામાજિક આર્થિક સમાનતા તેનો પાયો છે. એ વિના સ્વરાજ્યની આ મોટી તોતીંગ ઇમારત ઊભી શાના પર રહેશે? છત્રીસ કરોડની પ્રજાના અંતરમાં ઘોળાતી વાત આચારમાં ઉતરતી નથી. આપણા પોતામાં કાંઈક ખૂટે છે તેનો આ જ પૂરાવો છે.

આપણાં મન એક વિચિત્ર દ્વિધામાં સપડાયેલાં છે. ગાંધીજીના વિચારો પરનું પુસ્તક વાંચીએ ત્યારે આપણે તે વિચારો પર મુગ્ધ થઈ જઈએ છીએ. બીજી જ ક્ષણે સામ્યવાદનું કોઈ પુસ્તક વાંચીએ તો આપણને તે ગમી જાય છે. કોઈ એક વિચારને આપણે દૃઢતાથી પકડી લઈ ચાલી શકતા નથી. પછી આપણે આગળ શી રીતે વધી શકીએ? જો ગાંધીજીના વિચારો રાજકીય ક્રાંતિ લાવી શકે, સૈકાઓથી સૂતેલી, કચડાયેલી પ્રજામાં નવો પ્રાણ પૂરી શકે, એ ભારતવર્ષને સ્વરાજ્ય અપાવી શકે, તો પછી એ આર્થિક, સામાજિક ક્રાંતિ કેમ ન કરી શકે' આટલા અનુભવો પછી પણ આપણી શ્રદ્ધા કેમ ચલિત થાય છે? ૧૯૩૦ નાં સ્મરણો તાજાં થાય છે, ત્યારે મને એક જ વિચાર આવે છે. ૧૯૫૫ સુધીના આ પા સૈકામાં બુદ્ધિ અને ભાવનામાં આગળ વધ્યા હોઈએ છતાં જેને આપણે જીવનદર્શનની અખૂટ શ્રદ્ધા કહીએ છીએ તેની દૃઢતા અને ખુવાર થવાની તમન્નામાં જરૂર પાછા પડ્યા છીએ



હમણાં ચર્ચિલનું બીજા વિશ્વયુદ્ધ ઉપરનું પુસ્તક વાંચતો હતો. તેમાં મને એક શીલવતી પ્રજાનું દર્શન થયું. એ પુસ્તકમાં જે નક્કર હકીકતો આપી છે તે રાષ્ટ્રીય ચારિત્ર્યથી છલકાતી લોકશાહીનું ચિત્ર ખડું કરે છે આવા રાષ્ટ્રીય ચારિત્ર્ય વગર આપણે લોકશાહી શી રીતે ઊભી કરી શકીશું ?

"ક્રીટના ટાપુઓ પર અંગ્રેજ કાફલો હલ્લો કરે છે. અંગ્રેજ કાફલો હારે છે. ૧૬ હજાર અંગ્રેજ યોદ્ધાઓ ઘેરાઈ જાય છે.–ઘેરાયેલા યોદ્ધાઓને છોડાવવા સમગ્ર નૌકાદળ મથી રહ્યું છે. અંગ્રેજ વહાણો અંગ્રેજોની સબમરીન– પાણીમાં ચાલતી સ્ટીમરો—તોડી એક પછી એક તળીએ બેસે છે. આવી કટોકટીને પળે યુદ્ધ પ્રધાન ચર્ચિલ સેનાપતિને સંદેશો મોકલે છે : 'પરિસ્થિતિ એવી છે કે બધા માણસોને છોડાવવા જશો તો કાફલો ગુમાવી બેસીશું. માટે ચાલ્યાં આવો.'

નૌકાસૈન્યનો વડો—એડમીરલ— જવાબ વાળે છે કે, 'એક મોટામાં મોટો બ્રિટિશ નૌકા સૈન્યનો કાફલો ફરી બાંધતા ત્રણથી વધુ વર્ષ નહીં લાગે તેની મને ખાત્રી છે. પણ આપણે આપણી પ્રજામાં વિશ્વાસ ઊભો કર્યો છે કે એક પણ અંગ્રેજ યોદ્ધો ઘેરામાં બાકી હશે ત્યાં સુધી તેને છોડાવવા અંગ્રેજ નૌકા સૈન્યની ખુવારી સહન કરીને તન માટે લડશે.' આ વિશ્વાસ ઊભો કરતાં ૩૦૦ વર્ષ જશે. પ્રજાના વિશ્વાસ મેળવવાકરતાં દેશની કોઈપણ સંપતિ વધુ નથી." પ્રજાનો વિશ્વાસ ગુમાવવા કરતાં મોતને વધુ પ્રસંદ કરનારા પ્રજાના પ્રતિનિધિનો એ જવાબ હતો.

એવો જ બીજો દાખલો છે સિંગાપુરના યુદ્ધ વેળાનો. અંગ્રેજ સૈન્ય હારવાની અણી ઉપર છે. તે જ વખતે લોર્ડ વેવેલને મુખ્ય સેનાપતિ બનવાનું બહુમાન મળે છે. બધું તૂટતું હતું. હાર નિશ્ચિત હતી. મો પણ લોર્ડ વેવેલ એ નોતરું ઝીલી લે છે. પણ તે કહે છે કે એક શરતે આ નોતરું સ્વીકારું છું, કે હાર્યા પછી હું કહું તેમ કરવું. એટલે—હું—ડીફીટ—હાર સ્વીકારીશ, પણ—ડીસગ્રેઈસ––નામોશી નહીં સ્વીકારું.

હાર અને નામોશી વચ્ચે એક પાતળી લીટી છે. અને એ લીટી જ મૂલ્યો ઉપરની વફાદારીનો આંક દર્શાવી દે છે. દરેક વખતે માણસ જીતે જ છે તેવું નથી બનતું. માણસ હારે પણ ખરો પણ એ પીછેહઠમાં પણ હારની ખુમારી હશે. તેમાં નામોશીની નિરાશા નહીં હોય.

બાપુની વાતને સિદ્ધ કરતાં હાર મળશે તો સ્વીકારી લઈશું. પણ એમાં નામોશી તો હરગીજ નહીં મળે.

હિંદમાં આજે હક્કની દૃષ્ટિએ શું માગી શકીએ ? હક્કની દૃષ્ટિએ તો હિંદના એકેએક માણસને જે મળવાની શકયતા છે તેથી વધુ તેટલું વધારે જ છે. અનુકુળતાની દૃષ્ટિએ વધુ મળશે તો સ્વીકારીશું પણ સવારમાં મનને પૂછીશું કે "મને મળ્યું તેમાં હક્કનું કેટલું ? અને અનુકુળતાનું કેટલું ?" હક્ક અને અનુકુળતાની વચ્ચેનો વિવેક ઊભો કરી શું તે ? આપણો સુખવાદ આપણને મહારાજ્યોના બજારમાં વેચવા માટે નહિ લઈ જઈ શકે.

સ્વરાજ્યની સ્થિરતા અને વિકાસની બાંહેધરી આપે તેવું આર્થિક અને સામાજિક સમાનતાનું કામ કરવા માટે દેશમાં રાષ્ટ્રીય ચારિત્ર્યનું નિર્માણ આપણે સૌએ કરવાનું છે. એ વિના આપણી બધી સિદ્ધિઓ ઝાંખી પડવાની છે.



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.







**કૈલાસ દર્શન :**

[ લે. નવનીત પારેખ, પ્ર. સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય, કિં. અઢી રૂપિયા ]

જીવનયાત્રા પૂરી થાય એ પહેલાં એક વખત પણ કૈલાસયાત્રા કરવાની અભિલાષા સેવનાર હિંદુઓ તો અનેક છે, પરંતુ અનેક કષ્ટોનો હસતે મોંએ સામનો કરીને આવી વિકટયાત્રા સફળરીતે પાર પાડનાર શ્રી. નવનીત પારેખ જેવા ઉત્સાહી યુવાનો બહુ જ ઓછા હોય છે. શરીરને વધુ પડતું કષ્ટ આપ્યા વગર માણી શકાય એટલી જ મોજો માણવાને ટેવાયેલા ગુજરાતમાં પર્વત આરોહણના શોખીન યુવાનો જન્મે એ ગુજરાતનું પણ સદ્‌ભાગ્ય જ ને? વળી પ્રસ્તાવનામાં સ્વામી આનંદે લખ્યું છે એ મુજબ તો લેખક એક સુખી ને વેપારી કુટુંબના નબીરા છે. વેપારીનો દીકરો પાઈ પણ ન મળે ને વળી શરીરને થોડું કષ્ટ પહોંચે એવી પ્રવૃત્તિમાં રસ લે એ બદલાતા ગુજરાતની શુભ એંધાણી જ સમજવી ને?

પુસ્તક લખવાનો આ પ્રથમ પ્રયાસ અભિનંદનીય છે. આખાય પુસ્તકમાં ક્યાંય અહંતાનો અંશ માત્ર દેખાતો નથી ને એક સાચા અભ્યાસુ ને ભાવિક યુવાન તરીકે એમણે પ્રવાસ પાર પાડ્યો છે એવું એમણે પીરસેલી ઝીણીઝીણી વિગતો પરથી ફલિત થાય છે. કુદરતી સૌંદર્ય પ્રત્યેની એમની મમતા પણ પુસ્તકમાં વારંવાર ઝળકી પડે છે. કૈલાસનો પ્રવાસ ખેડવા ઇચ્છનારા અનેક યુવાનોને પ્રેરણાના ઘૂંટડા પાતું આ પુસ્તક વાસ્તવિકતાનું પણ ખૂબ સ્પષ્ટ ભાન કરાવે છે. લેખકમાં જિજ્ઞાસાવૃત્તિ ન હોત તો જે થોકબંધ માહિતી એમણે આ નાનકડા પુસ્તકમાં પૂરી પાડી છે એ ઉપલબ્ધ ન બની હોત. લેખકે અથાક મહેનત લઈ ને રસ્તાઓ, પડાવની જગાઓ, અંતરનો સાચો ક્યાસ, પર્વતો, ઉતારા, નકશા, યાદીઓ, થોડા ઉપયોગી તિબેટી શબ્દોની યાદી વગેરે આપીને ભવિષ્યમાં પ્રવાસ ખેડનારાઓનું કામ સરળ કરી આપ્યું છે.

સ્વામી આનંદ જેવા પ્રતિષ્ઠિત ને રખડવાના શોખીન-મહાનુભાવ લેખકને પ્રસ્તાવના લખવા માટે સાંપડ્યા એ એમનું મોટું સદ્‌ભાગ્ય. સાડા ચાર પાનાની એમની પ્રસ્તાવના ગમે તેવા નિર્બળ હૃદયની વ્યક્તિમાં પણ કૈલાસનો પ્રવાસ ખેડવાનો થનગનાટ ઉત્પન્ન કરે એવી છે.

પુસ્તક સચિત્ર (એમાં કુલ ૪૫ ચિત્રો છાપ્યાં છે) હોવાથી વાચકનો રસ વધુ જળવાઈ રહે છે, આમ છતાં ચિત્રોની ગોઠવણીનો ક્રમ સચવાયો હોત તો વાચકને વધુ સુગમતા રહેત. એકની એક હકીકતનુ પુનરાવર્તન ક્યાંક ક્યાંક ખૂંચે એવું છે. વળી આખું પુસ્તક પ્રવાસપોથી કરતાં ભૂગોળની ચોપડી જેવું વધારે લાગે છે. સંભવ છે કે લેખકને પોતાની વાતો લખતાં જરા સંકોચ થયો હોય; પરંતુ જો એ જરાક હળવી શૈલીમાં લખાયું હોત તો વાચક વધુ રસપૂર્વક વાંચી શકત. આ તો પુસ્તકની નાનકડી જ ત્રુટિઓ છે, પણ આવું સરસ માહિતીપૂર્ણ પુસ્તક



એક સાહસિક ગુજરાતીએ ગુજરાતને ચરણે ધર્યું એ અભિનંદનીય હકીકત છે. ગુજરાતી યુવાનો આવા સાહસિક પ્રવાસો ખેડવાની પ્રેરણા આ પુસ્તકમાંથી મેળવશે તો લેખકનો આ પારાવાર શ્રમ સાર્થક થયો ગણાશે.

### અહિંસા વિવેચન :

[ લે. કિશોરલાલ ઘ. મશરૂવાળા પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિં. અઢી રૂપિયા. ]

અહિંસાની ફિલસૂફીનો ઊંડો અભ્યાસ કરનાર ને ગાંધીવાદી દૃષ્ટિએ એનું તાત્પર્ય સમજાવનાર તરીકે મશરૂવાળાએ ખૂબ પ્રતિષ્ઠા સંપાદન કરી છે. ગાંધીજી પોતાના કોઇપણ પગલાને જેટલી સ્પષ્ટરીતે નથી સમજાવી શકયા, એટલી સ્પષ્ટરીતે સ્વ. મશરૂવાળા સમજાવી શકયા છે; આમછતાં પ્રસ્તાવનામાં એ કબૂલે છે કે 'અહિંસાનું વિવેચન કરવાનો મને બહુ મોટો અધિકાર છે એવો ભ્રમ મને નથી અને વાચકે પણ ન રાખવો એવી વિનંતી કરું છું. મારા વિચારોને વાચકે પોતાના વિવેક વડે તપાસવા અને ઘટે તેટલું જ સ્વીકારવું.'

૧૯૪૨ની ચળવળ વખતે 'અહિંસાની મર્યાદામાં રહીને શું શું થઈ શકે?' એ નામના ખૂબ પ્રસિદ્ધ બનેલા ને અહીં સંગ્રહાયેલા એમના લેખમાં તાર તોડવાની અને ટપાલ ફોડવાની સલાહ અપાઈ હતી, પરંતુ ગાંધીજીએ પાછળથી એ સલાહને અહિંસાની મર્યાદા બહારની ગણાવી હતી. આથી ગાંધીવાદ દરેક પરિસ્થિતિમાં જુદી જુદી ગુંચવણો ઊભી કરે છે એ નિઃશંક છે. વળી એ કોઇપણ જડ સિદ્ધાંતથી (Dogma) થી મુક્ત હોવાથી ભવિષ્યમાં એ કયું સ્વરૂપ લેશે તે કહેવું પણ અતિ મુશ્કેલ છે.

સ્વ. મશરૂવાળાનું આ પુસ્તક ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતને જીવનમાં ઉતારવામાં ખૂબ સહાયભૂત નીવડે એવું છે. એમની તીવ્ર તર્કશકિતનો પરિચય કેટલાય મનનીય લેખોમાં મળી રહે છે. છેલ્લે આપેલું 'અહિંસાના વિકાસનો ઇતિહાસ' નામનું પ્રકરણ ખૂબ અભ્યાસુ ને માર્ગદર્શક છે. એ પ્રકરણમાં એ કોઈ મતના જડ સમર્થક કરતાં એના વૈજ્ઞાનિક ઉપાસક જેવા ભાસે છે.

ગાંધીવાદના અભ્યાસીને આ પુસ્તક ઉત્તમ માર્ગદર્શન આપશે.

### કથા સરિત્સાગર

[ અનુ. લક્ષ્મીકાંત ઠાકોર, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય. કિં. ૧ રૂપિયો ]

વિખ્યાત મહાકવિ સોમદેવ ભટ્ટ વિરચિત કથાસરિત્સાગરનો શ્રી. લક્ષ્મીકાંત ઠાકોરે કરેલો અનુવાદ-સામાન્ય વાચકને રસિક વાર્તાસામગ્રી પૂરી પાડે છે.

ખૂબ શિક્ષિત ને ઉચ્ચ સાહિત્યમાં જ રસ ધરાવનાર વાચક વર્ગને આ પુસ્તકમાંનું ઘણું વૈજ્ઞાનિક દૃષ્ટિએ અસંભવિત ને શૈલીની દૃષ્ટિએ નબળું લાગશે ખરું; પરંતુ આપણું પૌરાણિક સાહિત્ય સમજવામાં રસ ધરાવનારને આ કલ્પનાવિહારી પુસ્તકમાં ખૂબ રસ પડશે. આપણા જૂના સાહિત્યને નવી શૈલીમાં રજૂ કરીને એના પ્રત્યે રસ જગાડવાનો 'સસ્તું સાહિત્ય કાર્યાલય'નો પ્રયત્ન અભિનંદનીય છે.

### ચાર પથરાની મા

[ લે. પ્ર. સરોજીની મહેતા, જોરાવર ભુવન. કવીન્સ રોડ, મુંબઈ, ૧. કિં. ત્રણ રૂપિયા ]

લેખિકાએ બચાવનામામાં જણાવ્યા મુજબ આ પુસ્તક સત્ય હકીકતો પરથી લખાયેલી ૧૩ નવલિકાઓ રજૂ કરે છે. શ્રી. સરોજીનીબહેનનો હેતુ એમનાં વડીલોએ કલમ વડે ચલાવેલી સમાજસુધારાની જેહાદ ચાલુ રાખવાનો છે એ એમની આ નવલિકાઓનો વાચકવર્ગ સ્પષ્ટપણે અનુભવે છે. શ્રી. ઉમાશંકર જોશીએ 'નહીં તહોમત, નહીં ચુકાદો' શીર્ષક હેઠળ પત્રરૂપે લખેલી પ્રસ્તાવનામાં એટલું સ્પષ્ટ કર્યું છે કે આ પુસ્તકની તમામ નવલિકાઓ હિંદુ સમાજનાં બધાં જ

મરો—પૈસાદાર, ગરીબ, કહેવાતાં સંસ્કારી ને ધાર્મિક કુટુંબો—માં કેવા પ્રકારના ગુનાઓ થાય છે એ સમજાવે છે ને પરિણામે સહેવાનું બિચારી સ્ત્રીને માથે આવે છે.

સમાજમાં સ્ત્રીનું સ્થાન નીચું છે અને આથી જ ત્રણ છોકરીઓની મા જ્યારે ચોથીવાર સુવાવડ પર જાય છે ત્યારે એની સાસુ 'પથરો' આવશે તો ઘરમાં નહીં પેસવા દઉં એવી ધમકી આપે છે. કમનસીબે એ ચોથીવાર પણ પુત્રીને જ જન્મ આપે છે ને આપઘાત કરવા પ્રેરાય છે. 'ચાર પથરાની મા' સ્ત્રીઓની આ સમસ્યા કરુણ શૈલીમાં અસરકારક રીતે રજૂ કરે છે. સ્ત્રીઓની આર્થિક ગુલામી દૂર થાય તો એમનું મફતની મજૂરણો તરીકેનું જીવન સુધરે એમાં શંકા નથી.

'આદર્શ વિધવા' નામની વાર્તા પરાણે વૈધવ્ય પળાવતા સમાજની એક વિધવાના મનમાં ઉત્પન્ન થતાં ઘમસાણોની મનોવિશ્લેષણયુક્ત યાદી આપી જાય છે. 'પ્રેરણા' લેખકની આજુબાજુના વાતાવરણ તથા 'ઑર્ડર' આપીને વાર્તાઓ લખાવતા આપણા દીપોત્સવી અંકના તંત્રીઓના જીવનનો આછો ખ્યાલ આપે છે.

સંગ્રહની તેર વાર્તાઓમાં 'આદર્શ વિધવા,' 'પ્રેરણા,' 'બાબુની પસંદગી', 'કોનો દીકરો?' 'હરામનો' ને 'હિંદુ માનસ' લેખિકાની તીવ્ર સમાજ-સુધારકવૃત્તિની પ્રતીતિ કરાવે છે. વાચકના હૈયાને હલાવી નાખે એવી વેધક છતાં સાદી શૈલી એમને વરી છે – એકદમ બિનઆડંબરી ને સ્વાભાવિક તો એવી કે જાણે સમાજમાં હાલતાં ચાલતાં પાત્રોના મોંએથી આપણે કાનોકાન સાંભળતા હોઈએ એમ લાગે આવું પુસ્તક રૂઢિવાદના ઢીલા પડેલા અંકોડાને સાવ તોડી નાખવા માટે ખૂબ આવકારદાયક છે. સડેલા સમાજનું સાચું પ્રતિબિંબ ઝટ સડી જાય એવા કાગળોમાં પડવાથી જ વધારે દીપી ઊઠે એવું તો લેખિકા (પ્રકાશક તરીકે) નહીં માનતાં હોય ને?

**અહિંસાનો પહેલો પ્રયોગ:**

[લે૦ ગાંધીજી; સંક્ષેપકાર: વનમાળા દેસાઈ. પ્ર. નવજીવન કાર્યાલય, અમદાવાદ, કિં. એક રૂપિયો.]

નામ બદલાઈને પ્રગટ થયેલું આ પુસ્તક 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' એ ગાંધીજીના પ્રસિદ્ધ પુસ્તકનો સંક્ષેપ છે. આપણે ત્યાં સંક્ષિપ્ત આવૃત્તિઓની શરૂઆત નહોતી થઈ ત્યાં સુધી આપણને ડર હતો કે સંક્ષેપ પ્રગટ થાય એટલે અસલનું લંબાણ કોઈ વાંચે જ નહિ. પણ હવે એ ડર ધીમે ધીમે ઘટતો જાય છે એમ ઘણાંય પુસ્તકોના સંક્ષેપ પ્રગટ થતા જાય છે એ પરથી લાગે છે. સંક્ષેપમાં વધુ તો એ સાચવવાનું હોય છે કે મૂળ લેખકની ભાષામાં ક્યાંય ઉમેરો ન થવો જોઈએ. ત્યાં જ એ સંક્ષેપ શુદ્ધ કહેવાય. અને પાછું વાંચતી વખતે રસવિક્ષેપ ન થાય એ પણ એટલું જ સાચવવું રહ્યું.

જે સત્યાગ્રહનો હિંદે અનુભવ કર્યો એનાં મૂળ તો દક્ષિણ આફ્રિકામાં નંખાયેલાં. એ આખો ઇતિહાસ ગાંધીજીએ જેલમાં કહી સંભળાવેલો અને લખાવી લીધેલો. એનો આ સંક્ષેપ પણ એટલો જ રસવાહી બન્યો છે. મૂળ નામને ફેરવવાની જરૂર અનુવાદકને લાગી કે પ્રકાશકને લાગી એ સ્પષ્ટતા કરી હોત તો સારું હતું.

**શ્રી ભજન સાગર: (ભા. બીજો)**

[પ્ર૦ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. કિં. બે રૂપિયા.]

ભિક્ષુ અખંડાનંદે સંપાદન કરેલાં ભજનોનો પહેલો ભાગ ૯૦ ભક્તોના પદો-ભજનોથી આ અગાઉ પ્રગટ થઈ ચૂક્યો છે જ. આ બીજા ભાગમાં પણ ૯૨ ભક્તોનાં ૬૦૨ ભજનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કાળક્રમાનુસાર લીધેલાં હોવાથી પ્રીતમથી હોથી સુધીના ભક્તકવિઓનાં ભજનો આવી શક્યાં છે. આમાં સૌથી મોટી સંખ્યા મીરાંબાઈના ભજનોની



(૧૧૬) છે એટલે આપણાં ભક્તકવિઓમાં મીરાંબાઈનું સ્થાન પૂરેપૂરું છે એની સાબિતી મળે છે. આ પુસ્તકને છેડે આપેલાં પરચુરણ પદોમાં એકેય પદના કર્તાનું નામ નથી આપ્યું એ જરા અધૂરું કહેવાય. મોટા ભાગનાં પદોના કર્તા તો જાણીતા છે એ પણ ઉલ્લેખનીય નથી લાગ્યું.

ગુજરાતની આ એક જ સંસ્થા આપણને આવી જાતનું સાહિત્ય આપી રહી છે એટલે એના સંશોધિત સ્વરૂપે આપણને મળે છે. એ માટે અથાગ શ્રમ ઉઠાવતી આ સંસ્થાની પદ્ધતિસરની વ્યવસ્થા પણ ગુજરાતને ગર્વ લેવા જેવી ગણાય.

ભક્તો અને ઉત્સાહી અભ્યાસુઓને આ પુસ્તક ખૂબ જરૂરી થઈ પડે તેવું છે. કિંમતની રીતે પણ દરેકના ખિસ્સાને પોષાય એવું બન્યું છે. આવો સુંદર સંગ્રહ આપવા માટે પ્રકાશક–સંસ્થાને ધન્યવાદ ઘટે છે.

### શિશુ અને સખી :

[ લે૦ કનૈયાલાલ મુનશી. પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ. કિં. બે રૂપિયા. ]

કવિ ન હોવા છતાં મુનશીની કાવ્યાત્મક શૈલીનો જેમાં ભારોભાર પરિચય થાય છે એ મુગ્ધ પ્રણયનાં સંવેદનો અને આવેશો રજૂ કરતું આ પુસ્તક ત્રીજી આવૃત્તિમાં પ્રવેશ પામે છે. આ પુસ્તકની શૈલી જેવી રસળતી છે, એવી જ આખી કથા પણ રસળતી છે. એટલે શ્રી મુનશીનાં બીજાં પુસ્તકોની જેમ આ પુસ્તક પણ વાચનરસ અંત લગી જાળવી રાખી શકે છે. એકવાર વાંચ્યા પછી ફરીફરી વાંચવાનું મન થાય એવું આ પુસ્તક છે એમાં લવલેશ શંકા નથી.

### રોગ અને આસન :

[ લે૦ ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ. કિં. ત્રણ રૂપિયા. ]

ઘણા સમયથી અપ્રાપ્ય થઈ ગયેલા આ ખૂબ ઉપયોગી પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. પુસ્તકના નામ પ્રમાણે જ આસનોથી રોગો મટાડવાના સત્ય પ્રયોગો અને એના લેખકોના સત્ય અનુભવો આમાં આવે છે. કેટલાક એવા જડ ઘાલી ગયેલા રોગો પણ આસનોથી જડમૂળમાંથી નાશ પામે છે. આ પુસ્તકને વધુ સમૃદ્ધ બનાવનાર એમાં દરેક આસનોનાં છપાયેલા ફોટો અને દર્દીઓની પ્રયોગ-કથાઓ પણ છે.

દરેક ઘરમાં વસાવવા જેવું આ પુસ્તક છે અને પહેલી આવૃત્તિ ખલાસ થયા પછી એની ઊભી થયેલી પ્રબળ માગ આ નવી આવૃત્તિથી સંતોષાશે એ નિર્વિવાદ છે.



### વિદેશના ગ્રાહકોને—

દર મહિને ખૂબ જ સાવચેતીપૂર્વક અંકો રવાના થાય છે છતાં અંકો ન મળ્યાની ફરિયાદ આવે છે ત્યારે અહીંના ટપાલખાતાની કે વિદેશના ટપાલખાતાની બેદરકારી માટે અમે વિચારતા થઈ જઈએ છીએ. ફરિયાદોને પહોંચી વળવા, ન મળેલો અંક ફરી મોકલવા પણ અમે ચૂકતા નથી. આટલી સ્પષ્ટતાથી અમારા પ્રત્યે નાખુશી નહિ જ રહે.

—વ્યવસ્થાપક : 'ઊર્મિ–નવરચના'







# મહાયાત્રિ

યશોધર ન. મહેતા

[illegible]
ગાંધીરોડ - [illegible]

# શ્રી ઈશ્વર પેટલીકરનાં નવાં પુસ્તકો

નવી નવલકથા



ચાર રૂપિયા

પ્રસંગ ચિત્રો




ચાર રૂપિયા

નવી આવૃત્તિમાં પ્રવેશેલા બે વાર્તા-સંગ્રહો

## ચિનગારી

લેખક :
ઈશ્વર પેટલીકર

પોણાચાર રૂપિયા

## તાણાવાણા

લેખક :
ઈશ્વર પેટલીકર

ત્રણ રૂપિયા

(દરેકનું પોસ્ટેજ અલગ)

શ્રી ઈશ્વર પેટલીકરનાં બધાં પુસ્તકો માટે અને ગુજરાતી સાહિત્યનાં કોઈપણ પુસ્તકો માટે હમેશાં યાદ રાખો :—

## ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. ઑ. નં. ૭૩ : અમદાવાદ ૧.




'ચરક'ની

# વાકેરી (કંપાઉન્ડ) ટેબલેટસ સુવર્ણયુક્ત

★ આ વાકેરીની ટીકડીઓ—વાકેરી ભાતુ, સોનાના પાન, પ્રવાલપીષ્ટિ, મૃગશૃંગ-શુક્તિ-ગોદંતી વિગેરે ભસ્મો, ગળોત્સવ, તથા નીંબપંચાંગને વનસ્પતિઓના રસની ભાવના આપી ખાસ તૈયાર કરવામાં આવી છે જેથી ફેફસાં કે હાડકાંના ક્ષયમાં વાપરવા યોગ્ય છે. કંઠમાળ, વ્રણ અસ્થિ-નાડીવ્રણ, નાસુર કે શરીરમાં ગમે ત્યાં પડેલા ક્ષતને રૂઝવવા માટે ઉત્તમ છે ગરમીના તમામ દરદો, ગરમીથી પડેલી ચાંદી, ગડગુમડ, ભગંદર, પાઠાં, અને રક્તપિત્ત, જેવાં દર્દોમાં ખાસ ભલામણ કરવા યોગ્ય છે. સ્ત્રીઓના રોગો જેવા કે, પ્રદર, રતવા (ગર્ભાશયની ગરમી) તેથી થઈ જતી કસુવાવડ અટકે છે, અને જીર્ણજ્વર તથા પાંડુરોગને મટાડી વજન વધારે છે. પેશાબમાં ધાતુ કે ફોસ્ફરસનું જવું, વીર્યસ્રાવ, સ્વપ્નદોષમાં ફાયદો કરે છે. ગરમ ઔષધો લેવાથી કે શરીરમાં ઉષ્ણતા વધવાથી થયેલા સર્વ વિકારો શરીરે દાહ થવો, અર્શમાં લોહીનું પડવું, ખરજ, પેશાબે ગરમી, વારંવાર મ્હોં આવી જવું, ફોડા, માથાનું દરદ, ઊંઘ ન આવવી, તૃષા, પડખામાં શુળ મારવી તથા ઉપલાં કોઈપણ કારણોથી રહેતો ઝીણો તાવ અને આવેલી અશક્તિ દૂર કરી વજન વધારે છે. માત્રા : બબ્બે ગોળી દૂધ સાથે દિવસમાં બે થી ત્રણવાર. કિંમત ગોળી ૩૦ ના રૂા. ૧-૪-૦, ગોળી ૧૦૦ ના રૂા. ૩-૦-૦.

★ ★ ★

★ 'ચરક'ની સચોટ અને અસરકારક ઔષધિઓ હંમેશા ખરીદો ★

* ગુજરાતી, હિંદી, મરાઠી, અંગ્રેજી અને ઉર્દુ સચિત્ર સૂચિપત્ર મફત મંગાવો.

**ચરક ભંડાર**
મુંબઈ-૭.

* હિંદ તેમજ દરિયાપાર સઘળી જગ્યાએ જાણીતા દવાવાળા 'ચરક'ની લોકપ્રિય ઔષધિઓ વેચે છે.




# Pandya Business Group of East Africa

**MOMBASA :**

Hardware & Ironmongery Ltd. Box 253
Karachwalla Ltd. Box 148
Coast Properties Ltd. Box 168
Pandya & Co. Ltd. Box 135

**NAIROBI :**

Hardware Stores Ltd. Box 266
Karachiwalla (Nairobi) Ltd. Box 916
Elys Ltd. Box 411
Nairobi Steel Wares Ltd. Box 1733
Building & Hardware Ltd. Box 3911

**JINJA :**

Uganda Hardware Ltd. Box 109

**KAMPALA :**

Hardware & Ironmongery (Uganda) Ltd. Box 430
Kikagati Stores Ltd. Box 347
Elys (Uganda) Lld. Box 166
Electrical & Radio Works Ltd. Box 430

**DAR-ES-SALAAM :**

Hardware & Ironmongery (Tanganyika) Ltd. Box 285
Elys (T) Ltd.

**TANGA :**

Hardware Stores (Tanga) Ltd. Box 209

**LONDON OFFICE :**

East Afrika Traders Corporation (London) Ltd. 232/238 Bishopsgate.

અંક ૧૦ : જાન્યુ૦ '૫૪
સળંગ અંક : ૨૯૮



'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના' : વર્ષ ૧૯

સમાજમાં સંસ્કાર અને



સાહિત્ય રેડતું સામાયિક

ક્રમ



સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમુનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# આંતર્વિકાસ

એક વખત એક ફૂલની કળીને અભિમાન આવ્યું.

એને થયું કે હું ફુલ્લપ્રફુલ્લ ખીલું છું અને લોકો મને તોડી લે છે. એમાંના કેટલાક તો મારી પાંખડીએ પાંખડી છુટ્ટી છુટ્ટી વેચતા ચાલ્યા જાય છે!

હું પગ નીચે કચરાઉં છું. ધૂળમાં રગદોળાઉં છું. ઉકરડામાં ફેંકાઉં છું. માટે હવે મારે ખીલવું જ નહિ, સૂરજના પ્રકાશને ઝીલવો નહિ, પવનને મારા અંતરમાં આવકાર આપવો નહિ, સુગંધી હવાને વહાવવી નહિ.

એવો વિચાર કરીને ફૂલની કળીએ તો બીજે જ દિવસથી પોતાના ઘરમાં પોતાનું રૂપ ગુપચુપ સંતાડી દીધું. પ્રકાશનાં કિરણો એનાં દ્વાર ખખડાવીને ચાલ્યાં ગયાં. પવનની લેરખી નિરાશ થઈને પાછી ફરી ગઈ. પતંગિયાએ એની પાસેથી વિદાય લીધી. ફૂલચિત્રા-પંખી આવીને એની પાસે મુંગું મુંગું બેઠું રહ્યું. આજ એનો કંઠ ઊઘડ્યો નહિ. એની છાતી ફૂલી નહિ. એના પ્રાણમાં નૃત્યની ઝલક આવી નહિ.

ફૂલકળી એ જોઈને મનમાં ને મનમાં સંતોષ પામતી મોટેથી બોલી ઊઠી : 'હાશ! હવે આ બધાને ખબર પડશે કે ફૂલકળી એટલે શું? તાંબિયાની ત્રણ લેખે મને ગણતા હતા તે બધા હવે હાથજીભ કાઢી જાશે!'

પણ ફૂલકળીનું આ અભિમાન એને જ ભારે પડી ગયું. ધીમે ધીમે પ્રકાશનાં કિરણ એને દ્વારેથી પાછાં જ વળી જવા લાગ્યાં, પતંગિયાએ બીજે પોતાની રમત શોધી કાઢી. અને હવાને શું? એને તો બીજાં હજારો ફૂલો પોતાને ત્યાં આમંત્રી રહ્યાં હતાં.

એક દિવસ એને એક ખરતા પાને કહ્યું : ' ફૂલકળી ! તું વિકાસ નહિ પામે તો વિકાસ તારો રૂંધાશે. આંહી તો વિકાસ પામવાની પહેલી શરત જ આ છે કે ઘસાતું રહેવું. ઠોકર ખાતા રહેવી, ઘા ઝીલતા રહેવા, અવિશ્વાસને સંભાળતો રહેવો, અને છતાં હસતું રહેવું !

' વિકાસ તો ફૂલકળી ! તું બીજા માટે મેળવતી નથી. તારી જાત માટે જ એ અનિવાર્ય છે. ' જે પોતાના વિકાસને રૂંપે છે એ આપ ઘાતી છે. '

બીજે દિવસે ફૂલકળીએ પોતાની ગુફા છોડી. ને રૂપ, રંગ, સુગંધની હેલી વરસાવવા માંડી ! અને બધા એ જોઈને પ્રશંસા કરવા લાગ્યા. ફૂલકળી ત્યારે સમજી કે વિકસવું એ આંતરક્રિયા છે. એ કોઈને માટે નથી.



રસકથા

## પ્રસ્થાપના

અચાનક તે દિવસે જ્યારે એ મારી પાસે આવી ચડ્યો ત્યારે હું મારી મસ્તીમાં ભાન ભૂલીને ઊંઘેકાન પડી હતી. મારી પથારી અને મારા હૈયા વચ્ચે જે ચીજ રગદોળાઈ રહી હતી એ મારે એને કોઈ હિસાબે નહોતી દેખાડવી. પણ જેવો એ મારી પાસે આવ્યો કે તરત મારી જાતને સંભાળી લેવા, મારાં અસ્તવ્યસ્ત વસ્ત્રોને સમાં કરવા, એની સામે મારી જાતને એવી ને એવી અબાધિત બતાવવા હું ગાભરી થઈ ગઈ. બરાબર એ જ વખતે પેલી ચીજને પથારીમાં પડેલી એ તરત જોઈ ગયો. મારા દેહસૌંદર્યને નિહાળતાં એ ક્યારેય ન થાકતો. ઘણીવાર તો એની સૌંદર્યદૃષ્ટિને મારાં આછાં-પાતળાં વસ્ત્રો પણ ખલેલ કરતાં હોય તેમ એને સૌંદર્યપાન કરાવવા હું સાવ સહજતાથી એ વસ્ત્રો પણ દૂર કરતી. એ નિર્વસ્ત્રનું સૌંદર્ય પીવાનું છોડીને અત્યારે એની નજર ખાલી પથારી પર શાને ખોડાઈ ગઈ ? પળવારમાં હું ઠીકઠાક થઈને એની પાસે આવી ત્યારે મને ખ્યાલ આવ્યો કે જે ચીજ મારે એનાથી છુપાવવી હતી એ જ એની આંખે ઊડીને વળગી છે ! પેલી ચીજ ઝૂંટવી લેવા મેં લગભગ તરાપ મારી, પણ તે પહેલાં એનો હાથ ત્યાં જડાઈ ચૂક્યો હતો. હું એ હાથ, જોર કર્યા છતાં ન ઊઠાવી શકી. જે નિર્જીવ ચીજ સાથે અત્યાર સુધી મારું હૈયું રગદોળાઈ રહ્યું હતું એને જીવંત જોતાં જ મારું હૈયું ઝાલ્યું ન રહ્યું. એના હૈયા સાથે ખૂબ સહજતાથી જડાઈ ગયેલા મારા હૈયાના રગદોળાટમાં ઝંખવાણી પડી ગયેલી હું પથારીમાં પડેલી એના જ મુખની પેલી નિર્જીવ છબીની ત્યારથી મારા હૈયામાં પ્રસ્થાપના કરી ચૂકી છું..............





# સમયનાં ક્ષીર-નીર

રાજહંસ

### બંને કાંઠા પરનો પૂલ

આ ૨૬મીએ વધારે જોરશોરથી રિપબ્લીક દિન ઉજવાશે, આતશબાજી થશે, રોશની થશે, કવાયતો ને સમારંભો પણ થશે, પ્રાંતિપ્રાંતની ટુકડીઓ પાટનગરમાં જઈ લલિતકળાઓ બતાવશે. કારણ કે ૨૬મીએ આપણે બંધારણ પસાર કર્યું હતું.

આ બંધારણમાં લોકોના ચોક્કસ હકની ઘોષણા હતી એની જાળવણી અર્થે કાયદા ને વહીવટીતંત્ર રહે, ચૂંટણીઓ થાય અને પ્રધાનો નીમાય. પણ દિવસે દિવસે અનુભવ વધતો ગયો તેમ પેલી જોગવાઈઓમાં ત્રુટિઓ દેખાવા લાગી અને એની મર્યાદાઓ આંકવાની તૈયારીઓ ચાલવા માંડી. પ્રજાજનની વ્યક્તિગત સ્વતંત્રતા કરતાં તંત્રની સગવડ વધારે ઉપયોગી જણાઈ. અને તેમ છતાં પેલી રોશની અને સમારંભની યાદીમાં ઉછાળો આવ્યો.

ગાંધીજીએ દુનિયા જોયેલી અને વિચારો ઉદાર રાખેલા. આમછતાં એમને ભૂતકાળનું જબ્બર આકર્ષણ રહેલું. રામનું નામ, પૌરાણિક ઉદાહરણો, યંત્રોની સૂગ, ઓછી જરૂરિયાતોવાળા જીવનનો આદર્શ, લગનમાં બ્રહ્મચર્ય, મહેલમાં અપરિગ્રહ, મંદિરમાં હરિજન, રાજદ્વારી ઉપવાસો, અંત્યેષ્ટિ ને શ્રાદ્ધની વિધિઓ એમ વિવિધ રીતે એમણે દેશને નદીને એક કાંઠે રાખેલો. જ્યારે બીજે કાંઠે ઉત્પાદનની મોટી યોજનાઓ, આંતરરાષ્ટ્રીય જાળાંની સાફસુફી, રાષ્ટ્રીયકરણથી દૂર થતો મધ્યમવર્ગ, સંતતિનિયમનથી કાબૂમાં આવતું કુટુંબનિયોજન કે વસ્તીનો વધારો, વિજ્ઞાનથી સરળ બનતી જીવનની સમસ્યાઓ, પુરુષની સમોવડી બનતી સ્ત્રીઓ આવું ઘણું વધતું હતું. નેહરુ આજે બંને કાંઠાના પૂલ બની આખા દેશને પ્રવાહમાં આગળ વધારી રહ્યા છે.

પણ નેહરુ પાસે પોતાનું તંત્ર નથી. જે છે તે એમને વળગેલું છે કારણ કે નેહરુ અનિવાર્ય છે. પોતાની ઉણપો અને ભાવનાઓ વચ્ચે એ વહેંચાયલા છે. બંને એક બીજાનો આદર કરે છે પણ કામની રીત તો પોતાની જ રાખે છે. અને સમયનો પ્રવાહ એમ વહી જાય છે.

### યોજનાઓ પાછળની મહાયોજના

પંચવર્ષીય યોજનાનું બીજું સ્વરૂપ તૈયાર થાય છે ત્યારે સહજ સવાલ ઊઠે છે—પાંચ જ કેમ, પંદર વર્ષ કેમ નહિ? શું રૂપિયાની ગણતરીમાંથી યોજનાઓ ઉદ્‌ભવે છે માટે? શું યોજનાઓ ઉત્પાદન પુરતી છે તેથી?

આ દેશની સામે જાણે 'વધારો' એ એક જ નાદ આવી પડ્યો છે. શાથી વધારો, ક્યાં સુધી વધારો, શી નીતિરીતિથી વધારો એની વાત ગૌણ બની છે. વધારાની સાથે આજુબાજુના દેશોમાં માલ ઠાલવવાની સહજ ઇચ્છા થાય છે. એમાંથી હરીફાઈ અને ઘર્ષણો નહિ ઊભાં થાય એમ કોણે કહ્યું? જે તકલાદી માલ ત્યાં મોકલીશું તેથી બદનામ નહિ થવાય એમ કેમ ધાર્યું?

શિક્ષણ કઈ રીતે આપવું, આરોગ્ય જાળવવા આપણે કઈ રીત સારી માનવી, વસ્તી ઉપર કાબૂ રાખવો કે નહિ, કઈ ઢબને રાષ્ટ્રીય ગણવી ને શેને શોખ



મનાવવા, ધર્મને શી રીતે વ્યવહારમાં ઉતારશો, સ્ત્રીઓ પાસે કેટલી આશા રાખવી, બુદ્ધિજીવીઓને ભ્રમ ફેલાવતા શી રીતે રોકવા, ન્યાય કેમ સરળ બને, આવી લાંબા ગાળાની દોરવણી માટે આપણી પાસે યોજના કે વિચાર છે ખરાં ?

આપણા સ્વામી મહારાજો પાસે પ્રજા કલ્યાણનાં કયાં લક્ષ્યાંકો છે ? ધારાસભાઓમાં ચૂંટાયેલાઓ પાસે લોકહિતનો કેવો નકશો છે ? વહીવટીતંત્ર પાસે નિષ્પક્ષ રહી જવા માટે કેટલી સ્વતંત્રતા છે ? શિક્ષણ આપનારાઓ પાસે કેવી તાલીમ ને કઈ પ્રતિષ્ઠા છે ? સામાજિક કાર્યકરો પાસે લોકજાગૃતિ સાધવા ક્યા ઉદ્દેશો છે અને માનવ વિકાસમાં સ્થિરતા લાવી બળ આપે એવા પ્રવાહોની કેટલી પિછાણ છે ?

શું પંચવર્ષીય યોજનાની સિદ્ધિ કે બીજી પંચવર્ષીય યોજનાની શરૂઆત એમાં આવી બાબતોયે સમાઈ જાય છે ?

શું ૨૬મીના ઉત્સવોનો ચઢતી પંક્તિનો ભપકો આપણા બંધારણની ભક્તિ વધારી આપશે એટલે ચાલ્યું જશે ? ચૂંટણીઓમાં કહેલી વાત અને તે જ વખતથી ચલાવેલું વર્તન એ તપાસવાની, એમાંથી આંકવાની, વધુ મજબૂત પાયા રચવાની જરૂર નથી જણાતી ?

આપણે એ ઘોરી વાટો નંખાયલી જોવા ઇચ્છીએ છીએ જે પાંચ કે પંદર વર્ષની સીમા આગળ થંભી જતી ના હોય પણ આ દેશના માનવીઓ એ વાટે પોતાનાં હૈયાને પ્રેરણા આપે, એમનું વ્યક્તિત્વ ખીલે, એમનું રાષ્ટ્રીય ચારિત્ર્ય બંધાય, એમની માનવતા દીપી ઊઠે, એમની સર્જકશક્તિ વધે, એમનો આત્મવિશ્વાસ દૃઢ થાય અને તેઓ એમ માને કે અમારા પંથમાં પ્રભુ જાતે ભળેલા છે અમારા સખા છે અને આ માર્ગે અમે શ્રી વિજય ને આનંદ જરૂર પામીશું.

પણ ના, ૨૬મી જોતાં વીજળીના દીવા ઝળહળ થતા દેખાય છે : અંતરના દીવા ઝંખવાતા, માર્ગે ભૂલા પડેલા અટવાતા લાગે છે.

૨૬મીએ બંધારણ સંકોચ પામતું દેખાય છે, કેમ જાણે એણે દેશબાંધવોની પ્રતિશક્તિ ધાર્યા કરતાં ટૂંકી ભાળી હોય એમ એ ચાલવા જતા બાળકને વધારે ટેકો ને ઠપકો આપવાનો યત્ન કરે છે.

૨૬મીએ આથમતી કે ઉઘડતી ક્ષિતિજો તરફથી કોઈ ભવ્ય દર્શન સાંપડતું નથી, કોઈ નવા ઉચ્ચ નિરધારો નથી, કોઈ નવાં વચન કે આશા નથી.

અલબત્ત, સંતોષ માનવો હોય તો ઘણું છે પણ એ રીત પ્રવાસ ટૂંકો કરવાની છે, લંબાવવાની નથી એમ આપણે નથી જાણતા શું ?

### પાઠ્ય પુસ્તકોનું પ્રકાશન.

પાઠ્ય પુસ્તકો અંગે લેખક-શિક્ષકોએ પ્રકાશકો જોડે મળીને સારો શિરસ્તો નથી પાડયો તેથી દુઃખ ઉપજે છે એક તો પુસ્તકો સારાં નથી બન્યાં અને બીજું એની કિંમત ઘણી ભારે રાખવામાં આવી છે. વિદ્યાર્થીઓને માથે પાનાંની સંખ્યા, અઘરા શબ્દપ્રયોગો, અટપટી માહિતીની ભેળસેળ વગેરે ઘણો બોજો વધ્યો છે. આમાં ક્યારે ફેરફાર થશે અને થશે તો સારો હશે એ કોણ કહી શકે ?

સંભળાય છે કે કેનેડાની ભૂગોળ પહેલાં જવા કે હિંદીચીનની શીખવી જોઈશે. અને ઇતિહાસમાંથી સાલવારી કે લડાઈની વિગતો કાઢી નાખી જુદી દૃષ્ટિથી ઇતિહાસ ભણાવવો જોઈએ. આવું કહેવાય છે ત્યારે આશા તો રહે છે પણ પછી જ્યારે આપણા લેખક-શિક્ષકોને જોઈએ છીએ ત્યારે મન ઉદાસ થઈ જાય છે. એમને તો નીચલા ધોરણોમાંયે અઘરા પાઠો મૂકી પ્રતિષ્ઠાની દરકાર વધુ રહે છે ને ! એમ ના હોત તો આધુનિક કવિઓની કવિતામાંથી આટલું મોટું પ્રમાણ પાઠ્ય પુસ્તકોમાં પેસી ના જાત.

આજે ત્રીજા તબક્કે ઊંચું શિક્ષણ શરૂ થાય છે તેને બદલે પાંચમા તબક્કે મૂકી દેવામાં આવે અને દરેક તબક્કે આગળ વધવા માટે અમુક વિષયો વધારાના રાખવામાં આવે તો વિદ્યાર્થીઓનો બોજો હળવો થાય



અને આગળ ધકેલાતા વિદ્યાર્થીઓ અમુક કોર્સ પૂરો કરી બીજા ધંધાઓમાં પડવા છૂટા થતા જાય એમ માનવાને કારણ છે. નવાં પાઠ્ય પુસ્તકો લખાય તે પહેલાં આવી બીજી બાબતો પણ વિચારવાની રહેશે. જો શિક્ષકોને પુસ્તકો લખી ગુજારામાં સગવડ શોધવી હોય તો કોઈ ના પાડતું નથી, પણ એનું પ્રકાશન સસ્તા સાહિત્ય જેવી સંસ્થાને સોંપવું રહ્યું. આવી કોઈ સંસ્થા વિદ્યાર્થીઓના લાભાર્થે ચાલે તો તેવું સારું.

### શબ્દોનું ભંડોળ

વપરાશમાં અંગ્રેજી શબ્દો હોય તેનો સ્વીકાર કરી લેવો એવું કબુલ થયા પછીયે સાહિત્યકારોને એની છોછ રહી છે. જ્યાં નાનો સરળ વપરાશવાળો શબ્દ મૂકી શકાય ત્યાં એ ત્રણ શબ્દોથીયે અડધો અર્થ સ્પષ્ટ થાય એ રીત હવે ચાલુ રહે તે બરોબર નથી.

કેટલાક શબ્દો ચાલુ વપરાશમાં ના હોય અને છતાં એમનો ચોક્કસ નિરાળો ભાવ કે અર્થ આપણાથી સમજી શકાતો હોય તો એમને આપણી ભાષામાં સ્થિર કરવા જોઈએ. પાઠ્ય પુસ્તકો કેટલીક વાર ભાષાંતર રૂપે હોય છે, અને નવા ભાષાંતરોમાં શબ્દોનાં અઘરાં લાંબા રૂપાંતરો નહિ આવે પણ સરળ ચોક્કસ અર્થવાળા અંગ્રેજી શબ્દો હશે એવી આપણે આશા રાખીએ.

અંગ્રેજો હતા ત્યારે એમની અસર તળે બહુ ના આવી જઈએ તે સારુ અંગ્રેજી શબ્દોના વધારે વપરાશ સામે ચેતવણી રાખવાની જરૂર રહેતી. હવે એ ભય રહ્યો નથી. અંગ્રેજીનું ધોરણ ગબડતું જાય છે, આવી ઓટ વખતે ચળકતા રૂપાળા ઉપયોગી અર્થથી ભરપૂર અને સરળ શબ્દોને આપણે નહિ વીણી લઈએ?

### પ્રાથમિક જરૂરીઆતોમાં ભાવઘટાડો

ખેડા જિલ્લાએ ખબર આપી કે મંદીનું મોજું ફરી વળ્યું અને ખેડૂતોને ભાવ નહિ મળવાથી ચિંતા કરે છે. ગુજરાતમાં ચરોતરની ખેતી એટલે ઉત્તમ. પાણી ખેંચીને તળ ઊંડા ઉતારી દીધાં હોય એવા પ્રદેશમાંથી ભાવની ફરિયાદ આવી ત્યારે નવાઈ લાગી. એક પક્ષને ભાવ ઊંચા ટકાવી રાખવા છે ને બીજા પક્ષને તે નીચે જોવાની અધીરાઈ આવી છે. બન્ને પક્ષ સરકારની દખલગીરી માગે અને પછી એમના હાથે જે કાંઈ થાય તે પણ અણગમતું જ બને—કેવું વિચિત્ર!

અનાજ કપડાંનાં ભાવ નહિ ઘટે તો શેના ઘટશે? જીવનની પ્રાથમિક જરૂરીઆતોમાં મોંઘવારી ટકાવી રાખી પ્રજા કે સરકાર કોઈનુંયે હિત કે પ્રેમ નહિ મેળવી શકે. જેમને વખત પૂરતી સગવડ મળી જશે તેમનો બીજો કકળાટ ચાલુ રહેશે. હક શો છે, વાજબી શું છે તે વિચારવાની કે સંયુક્ત જવાબદારી ઊઠાવવાની તૈયારી એમ નહિ આવે.

આપણી આગળ રૂપીઆનું અઢીશેર ઘી ખાધેલી પેઢી મોજુદ છે, અને બીજાં પંદર વીસ વર્ષ એમની વાતોનું આકર્ષણ જવાનું નથી. આપણે એ જમાનામાં હતી તે કરતાં વધારે ખરાબ ટેવો તો હવે પાડી જ છે, બગાડ અને ખર્ચ બંનેમાં ઉમેરો કરી નાખ્યો છે, લડાઈને લીધે વધેલી આમદાનીઓ નાના રૂપમાં હવે દેખાય એ સ્વાભાવિક છે. તોયે ઓછા ભાવની ફરિયાદોથી ચોંકી ઊઠવાની જરૂર ખરી?

આર્થિક રીતે મંદીની અસર ઘેરી ના બનવા પામે તો સારું એમ મનાય છે, પણ માનસિક રીતે સારો સમય આવ્યો એવું મનાવવા અન્ન વસ્ત્ર જેવી જરૂરીઆતની ચીજોના ભાવ ઘટવા જરૂરી છે. ક્યાંકથી શરૂઆત તો કરવી જ પડશે ને!

### માલવાહનો ઉપર સરકારી ઇજારો

સંભળાય છે કે 'એસ. ટી.' દ્વારા માણસોની હેરફેર સરકારે હાથમાં લીધી અને એનાથી ઉત્તેજન પામીને હવે માલની હેરફેર માટેની યોજના તૈયાર કરવામાં આવે છે. 'એ રીતે માલ લાવવા લઈ જવા માટે પોતાનું વાહન ના વસાવી શકે તેણે સરકારી વહીવટવાળી યોજનાને આધીન થવું રહ્યું. કારણ કે જ્યાં સરકાર પોતે જ ઊભી રહે ત્યાં એકહથ્થુ ઇજારો જ હોવાનો.





વધારે માણસોને રોજી મળે એ સરકારની મુરાદ છે ને લોકોને વધારે સગવડ મળે એ એનો દાવો છે. જે લોકો આજે આ ધંધામાં પડેલા છે તેમને જ અંદર સમાવી લેવાશે, વળતર અપાશે કે બીજી રાહત મળે તેવી યોજના હશે. પણ એકંદરે માલિકના મજૂરો બનાવવા એમાં શંકા નથી.

માલના વાહનો ફેરવવાની પદ્ધતિમાં ઘણીયે ત્રુટિઓ હશે, સડો દેખાશે, બગાડ પણ થશે, ઢીલ આવશે. ને તેમ છતાં આવું બધું સુધારી શકાશે એમ માની થોડાંક વર્ષો નભાવીયે લેવાશે. પરન્તુ, ધીરે ધીરે ઇજારા-પદ્ધતિ વધતી જાય અને હરીફાઈમાં લોકોને સારું કે સસ્તું પસંદ કરવાની જોગવાઈ ના રહે તે નિશાની ચેતવણીરૂપ છે. અદ્રશ્યરીતે સામ્યવાદ તો નથી પેસી જતો ને!

### રસ્તા ઉપરની અમરતા

રસ્તાઓનાં ઉદ્દ્ઘાટન હોય ત્યારે નવાં નામ શોધવામાં આવે અને કોઈ નેતાનું નામ પસંદ થાય એ આજકાલની ફેશન થઈ પડી છે. રસ્તે રસ્તે આગેવાનો મૂકીને આપણે પ્રેરણા લેવી છે કે પછી મનમાંથી કાઢીને એમને રસ્તે રઝળાવવા છે?

કેટલાય લત્તાઓના પ્રાદેશિક નામો મશહુર થયેલાં હોય છે. હમણાં જે ઝડપથી હુમલો થઈ રહ્યો છે તે જોતાં એવાં નામો નાબુદ થઈ જશે એવો ભય રહે છે. રતનપોળ કે ચાંદનો ચોક, ચોપાટી કે ચૌરંગી આવાં નામો જતાં રહે અને તેને બદલે માણસોનાં નામ મૂકાય તે કેવું વિચિત્ર? અને નામ પણ કેવાં? તેનસિંગ કે નંદબાબુનાં નામ નહિ મૂકાય પણ મ્યુનિસિપાલિટિમાં નામ રોશન કરનારનું પાટીઉ ચોંટાય ત્યારે કેવું કઢંગું લાગે છે? જેમણે જગતનો પ્રવાહ બદલ્યો છે તેમને સંભારવાને બદલે નાના સીઝરના નામ મૂકી આપણે શું કરવા ધાર્યું છે?

લોકોએ કેટલીક જગ્યાએ આદરથી મહોલ્લાને ત્યાંની કોઈ પ્રતિષ્ઠિત કે મદદ કરનારી વ્યક્તિનું નામ આપ્યું હોય છે. એ નામો બદલ્યાં બદલાતાં નથી. અંગ્રેજોએ પોતાના અધિકારની રૂએ નામો મૂકવા માંડયાં તે જેમ ભૂલ હતી તેમ જૂનાં નામો રદ કરી અધિકારની રૂએ નવી વ્યક્તિઓનાં નામો મૂકવાં તે પણ ભૂલ જ છે.

### છેલ્લો આરામ અને રાષ્ટ્રધ્વજ

દેશના પ્રથમ પંક્તિના સત્તાધીશો હોદ્દા ઉપરથી અવસાન પામે ત્યારે એમના મૃતદેહનું બહુમાન થાય એ સ્વાભાવિક છે. પોલીસ કે લશ્કરી ટુકડીઓનો દમામ રાખવામાં આવે, બંદૂકો ફૂટે, બ્યુગલો વાગે તે પણ ચલાવી લેવાય. પરન્તુ, એમના મૃતદેહો ઉપર રાષ્ટ્રધ્વજ વિંટાળવાની પ્રથા બદલવા જેવી લાગે છે.

રાષ્ટ્રધ્વજ અડધી કાઠીએ રહે તે, ભલે, મકાનો ઉપર અને સ્મશાનયાત્રામાં સાથે ફેરવવામાં આવે તે પણ ભલે, પરન્તુ શબની ઉપર ઓઢાડવાથી કંપારી છૂટે છે. અંતીમ ક્રિયા બહુ ગંભીર છતાં બહુ સાદાઈવાળી રાખવામાં આપણી સંસ્કૃતિનો આગ્રહ છે. સાદું લાલ કે સફેદ નવું વસ્ત્ર જે આ દેશના અનેક માણસો ઓઢીને વિદાય લે છે એ જ પુરતું ગણાવું જોઈએ. મૃત્યુ પ્રસંગે માણસે નમ્ર થવું રહ્યું, અધિકાર છોડવો રહ્યો. એ જ અગ્નિ કે એ જ માટીમાં સહુએ મળવાનું છે. શાથી આપણે રાષ્ટ્રધ્વજ ઓઢાડીને છેલ્લે અવસરે પંક્તિભેદ ઊભો કરીએ?

શબની સાથેની ચીજો બાળવા-દાટવાની હોય, દાનમાં આપી દેવાની હોય, એ ચીજોમાં રાષ્ટ્રધ્વજ ભેળવવાની જરૂર ખરી?

### ધોળો હાથી

આસામે દિલ્હી એક હાથી મોકલ્યો. એ ધોળો ન હતો. છતાં આજની લોકશાહીમાં એનો ખર્ચ, એનું છાપરું મોંઘુ જણાયું. ઉહાપોહ થયો. ખર્ચના કારણે કોઈ કોઈ જગ્યાએ હાથી ઠાર કરવામાં પણ આવ્યા છે. બિનઉપયોગી ખર્ચ કેમ કરી શકાય એવી દલીલ આગળ કોઈનું શું ચાલે!



**શ્રી. ધૂમકેતુએ** શરૂ કરેલી **'લોકસંસ્કાર દીપાવલિ'**નાં લગભગ પંદર સોળ પ્રકાશનો પ્રગટ થયાં છે. ને તે ઘણાં જ લોકપ્રિય થયાં છે. ઉપનિષદકથાઓ, લોકરામાયણ, જ્ઞાનકથાઓ, સંસ્કારકથાઓ—એ બધાં બીજી ત્રીજી આવૃત્તિમાં પ્રવેશી ચૂક્યાં છે. આજે એ જ દિશામાં એક નવી પ્રવૃત્તિની શરૂઆત કરવાનું પણ 'ભારતી સાહિત્ય સંઘ'ને મળે છે તે આનંદજનક સમાચાર આપતા અમને હર્ષ થાય છે. શ્રી. ધૂમકેતુની કલમમાંથી પ્રૌઢો ને પ્રૌઢ-શિક્ષણ સંસ્કાર માટેનું ઘણું સાહિત્ય પ્રગટ થતું રહ્યુ છે ને બધે એનો સત્કાર પણ ઘણો થયો છે. આંહીં એમણે 'તણખા'ની પ્રસિદ્ધ વાર્તા 'પોસ્ટ ઑફિસ'ને તદ્દન નવા જ રૂપે રજૂ કરી છે. એવી ઘણી વાર્તાઓ પ્રૌઢોના સંસ્કાર શિક્ષણ માટે એ આપવાના છે આવાં છ પુસ્તકોનો 'સેટ' થોડા વખતમાં પ્રગટ થશે.

—સંપાદક.

ડોચમીન અલી ડોસા જબરો શિકારી. શિકારના તાનમાં હોય ત્યારે એને ભૂખ લાગે નહિ. ત્યારે તાપ જણાય નહિ. ઠંડી લાગે નહિ. દિવસ કે રાતનો એ વખતે એને હિસાબ નહિ. મનની લગનીની વાત તો એવી છે.

ઘરવાળી તો વહેલી ઉપડી ગયેલી. પોતે ત્યારે જુવાન જોધ. પણ પછી શિકારની લગ-નીમાં બધું ભૂલી ગયો. બીજું ઘર પણ ન કર્યું. ભલી એની દીકરી મરીયમ અને ભલો પોતે! નવરો પડે એટલે શિકાર કરવા જાય. ઘેર આવે એટલે મરીયમ સાથે રમવા બેસે. પાડોશણ સારી હતી. પોતે આઘો પાછો હોય ત્યારે મરીયમને સાચવતી. પણ મરીયમ, અલી ડોસાનો પ્રાણ. મરીયમ, એની આંખની કીકી. મરીયમ, એનું સર્વસ્વ. મરીયમ એનું જીવનનું જીવન.

પણ દિવસને જતાં કાંઈ વાર લાગે છે? મરીયમ હમેશાં નાની ક્યાંથી રહે? એ મોટી થઈ. એટલે અલી ડોસાએ એને પરણાવી. એનો ધણી લશ્કરમાં નોકર. મરીયમ ઘરમાંથી ગઈ એટલે અલીને બહુ લાગી આવ્યું. પણ આંખની સામે હતી ને આવતી જતી રહેતી, એટલે અલી ડોસાને કાંઈક આધાર રહેતો.

પણ નોકરી કોને કહે? અને એમાં અલી ડોસાનો જમાઈ તો લશ્કરમાં હતો. હુકમ

---

શું નથી જોઈ શકાતું કે નવાં નવાં ખાતાં ખોલી સરકાર હાથીઓ બાંધતી જ જાય છે? આટલી બધી ધારાસભાઓ ને પ્રધાનોની ફોજો એ હાથીઓ નથી તો શું છે? પરદેશમાં આવેલા એલચી ખાતાઓના ભપકા હાથી કે બીજું કાંઇ છે? એવું કેટલુંયે ઊભું થયા કરે છે, ત્યાં એક બિચારા હાથી નામના પ્રાણીના છાપરાની ટીકા કેવી લાગે છે?

શું આપણા રાષ્ટ્રપતિને ભપકો નથી ગમતો? દેશમાં ફરવા નીકળે ત્યારે સિપાહીઓનાં ધાડાં રસ્તા ઉપર નથી ફરી વળતાં, છત્રચામર નથી થતાં? એવું છે જ તો પછી હાથી તરફ કેમ આંગળી ચીંધવી? એ તો આપણી સંસ્કૃતિનું એક પ્રતીક છે, શોભા છે, દેશી પરદેશીનું આકર્ષણ છે, રાજ્યચિહ્ન છે. ઝીણી નજરે જોનારને બધા જ પ્રધાનો હાથી ઉપર બેઠેલા દેખાશે અને આસામ દરેક રાજ્યમાં ભેટ મોકલાવે તો કદાચ હાથી ઉપરની સવારીઓ આ દેશમાં ફરી પાછી સ્વાભાવિક બને પણ ખરી.







આવ્યો કે 'ચલો ભાઈ! ડુંગરાળ દેશમાં તોફાન જાગ્યું છે. ચલો ત્યાં!' એને જવું પડ્યું. મરીયમ પણ સાથે ગઈ. અલી ડોસાને હવે ખરેખર એકલું લાગવા માંડ્યું. મોટું વખંભાર ઘર પણ માણસમાં માણસ પોતે એકલો! એને હાલતાં ને ચાલતાં મરીયમ સાંભરે. જમવા બેસે ને મરીયમ સાંભરે. શિયાળો આવે ને મરીયમ સાંભરે. બાપદીકરી સગડી પાસે તાપતાં એ સાંભરે. ચોમાસું આવે ને મરીયમ ઘાસ લઈને આવતી એ સાંભરે. વાતમાં કાંઈ માલ નહિ, એવી નાની નાની વાત પણ સાંભરે. કોચમીન અલી ડોસાને તો મા વિહોણા છોકરાના જેવું થયું. દીકરી મરીયમ રાત દી સાંભરે!

મરેલા માણસનું સંભારણું તો માણસ ધીમે ધીમે ભૂલી જાય. પણ જીવતા માણસનું સંભારણું, એની વેદના તો, દિલ વિંધી નાખે. અલી ડોસાને પળે પળે ભણકારા વાગે કે આ મરીયમ આવી! આ મરીયમનો કાગળ આવ્યો! હમણાં ગોકળભાઈ ટપાલીયો કાગળ લઈને આવશે. હમણાં એ કહેશે કે 'હયો કોચમીન! ગળ્યું મોં કરાવો. કાલે મરીયમ આવે છે!'

કોચમીન અલી ડોસાને એની દીકરી મરીયમના પ્રેમે, જાણે ફરીને બાળક બનાવી દીધો! 'સબ સેં ઊંચી પ્રેમ સગાઈ–' એ વાણી કાંઈ અમસ્તી કહેવાણી હશે? સાચો પ્રેમ તો કોઈ અદ્ભુત વસ્તુ છે. એ માણસને દેવ બનાવી દે છે. ને ખોટો હોય તો એને રાક્ષસ પણ બનાવી દે છે! વસ્તુ એકની એક ઝેર પણ થાય ને અમૃત પણ થાય. જેવો એનો વાપરનારો!

કોચમીન અલી ડોસા પોતાના મનને કામે લગાડવા શિકારે જાય. પણ હવે કાંઈ શિકારમાં જીવ ચોંટે? એની બંદૂકડી હાથમાં રહી જાય, અને સસલાં તો જાણે એની મશ્કરી કરતાં હોય તેમ ભાગ્યાં જાય! બંદૂકમાં ભરવાના છરા કોચમીનના હાથમાં એમ ને એમ રહી જાય, ને એનું મન તો મરીયમ પાસે દોડ્યું જાય! શિકાર શિકારને ઠેકાણે રહે, ને કોચમીન તો, કોઈક ઝાડ તળે બેસીને મરીયમની વાતોને સંભારે! ખરેખર મન,—માણસનું મન,—એ કોઈ અજબ ચીજ છે. એને સાચવી જાણનારા દુનિયાને અદ્ભુત વસ્તુ આપતા જાય. એમાં સચ્ચાઈનો રણકો પ્રગટાવનારા દુનિયાને કાંઈક આપતા જાય. એમાં રમમાણ થનારા નવી શોધખોળ કરી લાવે. માત્ર એને ન જાણનારા, એ, ભિખારીના ભિખારી રહી જાય! આપણા મનની વાત આવી અદ્ભુત છે.

કોચમીનના મનનું પણ એવું થયું. હવે એ શિકારમાં રસ જ ન રહ્યો. એને હવે ખબર પડી કે મનનું દુઃખ એ કેવી મોટી વાત છે? એને હવે સમજાયું કે હરણાંનું બચ્ચું પણ, એની મા માટે રડતું હશે! એને હવે લાગી આવ્યું, કે દિલની વાત સૌથી ન્યારી છે. અને એ દિલ, માણસને છે, તેમ પશુને પણ છે, પંખીને છે, હરણાંને, સસલાને, તેતરને બધાંને હૈયું છે. બધાના હૈયામાં જુદા પડતી વખતનું ગજબનાક દર્દ વસે છે, જેમ પોતે હવે મરીયમ માટે તલસે છે, એમ જ કોઈક હરણી પોતાના બચ્ચા માટે તલસતી હશે!

માણસ પોતાના અનુભવને થોડીક જ વાર જો શાંતિથી સંભારે, તો કોઈને કદી પણ અન્યાય ન કરે! અરે! ઘર માત્રના કજીયા ચાલ્યા જાય! પણ આ ધોડાધોડીના જમાનામાં એવી શાંતિ



માણુસ કાઢે ક્યાંથી ? ને એવી શાંતિ વિના તો બીજાનું મન કાંઈ સમજાય, ને મન સમજ્યા વિનાની વાતો એ તો આંધળે બહેરું કૂટ્યા જેવું થાય !

કોચમીન અલી ડોસા શિકાર કરવાનું તો ભૂલી ગયો, પણ એ શિકારી જ ન રહ્યો. હવે તો કોઈક વખત એ તેતરનાં બચ્ચાંને રઘવાયાં ફરતાં જોઈને, એની મા ક્યાં હશે, એની મથામણમાં પડી જતો !

કેટલો બધો ફેરફાર ? અને કેટલી નાની વાત હતી ? મરીયમનો ધણી તો ડુંગરામાં રખડે ત્યાં કેવી ટપાલ ને કેવા કાગળ ? મરીયમનો કાગળ પણ અલી ડોસાને મળે નહિ, ને તેમ તેમ ડોસો કાગળ માટે વધુ ને વધુ તલસે !

એ કાગળ માટે તલસે. પણ એના એ દિલમાં શું થાય છે એ કોણ સમજે ? સૌને રોનક જેવું લાગે. ડોસો દીવાનો જણાય. પણ કોચમીન અલી ડોસાને ટેવ પડી કે, ટાઢ હોય કે પવન વાતો હોય, વરસાદ વરસતો હોય, કે ધુમ્મસ પડતું હોય, સવારના પહોરમાં એ ટપાલ ઑફિસે પહોંચી જવાનો. ત્યાં જઈને પોતાની હાજરી નોંધાવી દેવાનો. એને અખૂટ શ્રદ્ધા કે એની મરીયમનો કાગળ આવશે ને આવશે. સાત સાગરની પાર બદલી થઈ હશે તો પણ કાગળ આવશે.

એ દરરોજ ટપાલ ઑફિસે કાગળ લેવા જાય. ક્યાંક એની મરીયમનો કાગળ આવે ને ખોવાઈ જાય તો ? પણ એમ ને એમ ત્રણ ત્રણ વર્ષ વીતી ગયાં, મરીયમનો કાગળ ન આવ્યો તે ન જ આવ્યો. મરીયમ કોણ જાણે ક્યાં હશે ? એને કોણ જાણે શું થયું હશે ? એના ડુંગરાઓમાં કાગળ મળતો નહિ હોય ? વખતે એની બદલી સાત સાગર પાર થઈ હશે ? અલી ડોસાના મનમાં અનેક તરંગ ઊઠે. પણ એ અખૂટ શ્રદ્ધાથી હમેશાં ટપાલ ઑફિસે જાય. દિવસ જો ઊગ્યા વિના રહે તો અલી ડોસા ટપાલ ઑફિસે ગયા વિના રહે.

એક દિવસની વાત છે. અલી ડોસાને પોતાનું આયુષ ખૂટતું લાગતું હતું. હવે એનું શરીર કામ આપતું ન હતું. ભયંકર ઠંડી હતી. ને શરીર સોંસરવો નીકળી જાય એવો ઠંડો પવન વાઈ રહ્યો હતો. કોચમીન અલી ડોસા પોતાની મરીયમનો કાગળ લેવા ટપાલ ઑફિસે જઈ રહ્યો હતો.

તે ટપાલ ઑફિસે પહોંચ્યો. ત્યાં બેઠો. ટપાલીયાને પણ એની ગમ્મત કરવાનું કોઈ કોઈ વખત મન થઈ આવતું. અલી ડોસા તો હંમેશની જેમ બેઠો હતો.

અંદર ટપાલીયા એક બીજાને સરનામાં મોઢેથી બોલી બોલીને કાગળ આપી રહ્યા હતા.

'સુપ્રિન્ટેન્ડેન્ટ', 'મેનેજર,' 'શેઠ ગંભીરલાલ' 'ઇન્સ્પેક્ટર સાહેબ' એમ ને એમ નામાવલિ બોલાતી હતી.

એક જણાએ મશ્કરી કરી : 'કોચમીન અલી ડોસા !'

અલી ડોસા વીજળીની ઝડપે બેઠો થયો. બારણે પહોંચ્યો. ધીમા પણ દર્દભર્યા અવાજે બોલ્યો : 'ગોકળભાઈ ! હું આવ્યો છું હો— મારો કાગળ કીધો નાં ?'

જવાબ આપવાને બદલે બધા હસી પડચા.

પોસ્ટ માસ્તર નવાસવા હતા. તેને નવાઈ લાગી. પૂછ્યું કે શી વાત છે ?

બધાએ અલી ડોસાના કાગળ વિષેના ગાંડપણની વાત કરી. તે ગુસ્સે થઈ ગયા. 'અરે આ





શી પંચાત સરકારી પોસ્ટ ઑફિસને આંગણે ? એનો કાગળ આવશે તો કોઈ ખાઈ જવાનું છે ?'

એક કારકુને કહ્યું : 'સાહેબ ! એની પાસે બાપનું દિલ છે માટે એ આવે છે. આપણે એ દિલને જરા સમજીએ તો એમાં કોઈ સરકારી નિયમ આડો આવતો નથી !'

પણ પોસ્ટ માસ્તરે તેને કહ્યું : 'તમે કવિ છો તે કવિતા કરો ભાઈ ! તમારું કામ નથી આપણું ખાતું કેટલું ચીકણું છે એની તમને શી ખબર પડે. તમે નવાસવા છો !'

તે દિવસે વધુ વાત થઈ નહિ.

પણ એક દિવસ પોસ્ટ માસ્તરની પોતાની દીકરી બહુ માંદી પડી. તે પરગામ હતી. પોસ્ટ માસ્તર એની માંદગીના સમાચાર જાણવા માટે હમેશાં આતુર રહે. ટપાલ થેલી આવે કે પોતે જ તોડે કાગળોનો ઢગલો થાય કે તરત એમાં પોતાનો કાગળ શોધે !

એક દિવસ એ પ્રમાણે સવારના પહોરમાં એ કાગળની રાહ જોઈને બેઠા હતા. એમનું બાપનું દિલ શોકના ભારથી ગમગીન હતું. એ વખતે અચાનક એને અલી ડોસા સાંભરી આવ્યો. તે દિવસે તો એની વાત સાંભળીને ગુસ્સો ચડયો હતો આજે તો એમના દિલમાં બીજી જ વાત આવી.

એમને આજે સમજાયું કે જે બાપ પોતાની છોકરીના એક કાગળ માટે આટલા દિવસોથી ટપાલ ઑફિસે નિયમિત આવ્યા કરતો હતો તેની પાસે કેટલુ પ્રેમાળ હૈયુ હોવું જોઈએ ! એને હવે લાગ્યુ અલી ડોસાને એક અજબ પ્રેમાળ બાપ ગણવો જોઈએ ! એની વાત પ્રેમથી સાંભળવી જોઈએ. એને પ્રેમથી વાત સમજાવવી જોઈએ. એને હૈયે ધરપત વળે તેમ પ્રેમથી વાત કરવી જોઈએ.

એ એવા વિચારમાં હતા ત્યાં ટપાલ થેલી આવી. પોતાની પુત્રીના સમાચાર મેળવવા માટે એમણે એકદમ જ થેલી ઠાલવી. રંગ ઉપરથી પોતાના જેવું કવર હતું તે એણે એકદમ ઉપાડયું. અને એ કવર જોતાં જ એમને અલી ડોસા ફરીને સાંભર્યો. કવર અલી ડોસાનું હતું પણ આજ તો એમને થયું કે અલી ડોસા હમણાં આવશે તો આ કવર દેવા હું પોતે જઈશ !

માણસને પોતાને વીતે છે ત્યારે જ એને બીજાના વીતકની ખબર પડે છે પણ એ ખબર પડે પછી માણસાઈ દાખવવી એ પણ ઓછી કીમતી નથી.

પોસ્ટ માસ્તર હાથમાં કવર લઈને અલીના આવવાની રાહ જોતા બારણા તરફ જોઈ રહ્યા. પણ આજ હવે અલી આવ્યો નહિ.

એ ક્યાંથી આવે ? એ ખુદાના ધામમાં પહોંચી ગયો હતો !

પોસ્ટમાસ્તરે તે વાત એક કારકુન પાસેથી જાણી. અને એમને અફસોસ થયો કે જીવતાં જીવત અલી ડોસાને એ સમજી શકયા નહિ !

એક બીજાની વાત સમજવી એ જેવું તેવું શાણપણ નથી. આવું શાણપણ હોય તો માથા-ફોડ કજીયા આવે નહિ. ખોટો કલેશ થાય નહિ ખોટાં વેરઝેર આવે નહિ. ખોટી ચડ સાચડસી જન્મે નહિ.

બીજાની વાત સમજવી એ જેવી તેવી માણસાઈ નથી. એ જ ખરી માણસાઈ છે.

*



પન્નાલાલ પટેલ

# સરભર હિસાબ

પૈસાને જોરે કુમળી કન્યાઓને લગભગ ખરીદી લેનાર એ કન્યાઓના બાપ જેવા કોઠીલા વરરાજાઓનો તોટો નથી. એવા જ એક શ્રીમંત 'બૈરીખાઉ'ની આ વાર્તાના લેખક આપણા જાણીતા વાર્તાકાર છે એટલે એ વિષે વાર્તા જ વધુ કહેશે.......

સાચું પૂછો તો નેમીદાસની ઉમ્મર કંઈ એટલી મોટી નહોતી થઈ ગઈ કે જેથી પેલા સુધારાવાળાઓને ઉહાપોહ કરવો પડે. હા, એમની એ પચાસેકની ઉમ્મરને હિસાબે બૈરાં વધારે થઈ ગયાં હતાં પણ એમાં નેમીદાસ શું કરે? એમને તો દરેક લગને દસ હજારના ખાડામાં ઉતરવું પડતું હતું. ઘણીવાર એ પોતે જ કહેતાં: 'શું કરીએ ભાઈ, ભગવાનને તે કંઈ ગાળો ભાંડાય છે કે માર મરાય છે? આ જુવો ને પાંચ વર્ષે પચ્ચીસ હજાર પમાડે છે તો બીજી પા દસ હજારનું—અરે પચ્ચીસ હજાર પૂરા જ ગણો ને. પાંચ વરસ સુધી બૈરું કંઈ ખાધા પીધા વિના રહ્યું હશે? ને કપડાં ય આપણા પોતા પ્રમાણે લેવાં પડ્યાં હશે ને? એટલે પચ્ચીસ હજાર આમ પમાડે તો પચ્ચીસ હજારનું બૈરું લઈ તો સરવાળો તો સરભર નાણાં જ ને? છેલ્લું, એટલે કે ત્રીજું બૈરું મરી ગયું ત્યારે તો નેમીદાસને વૈરાગ્ય પણ આવી ગયો: 'બળ્યું સાળુ બૈરું જ! એક તો પૈસા ખરચવા ને ઉપરથી પાછાં છોકરીનાં સગાંવહાલાંને ખોળાં પાઘડી કરવી?...... એમ છતાંય જનમારો—અરે જનમારો ન જીવે તો મુઈ પણ એ ય પાંચ પચ્ચીસ વરસની નીરાંત તો થવી જોઈએ ને? આ તો બસ—હા એક પે'લી બૈરીએ બિચારીએ પંદર વર્ષ ખેંચી આપ્યાં. બાકી આ પાછલી બે તો પાંચ પાંચે ય પૂરાં કરવા નથી રહી...મને શી ખબર, આવું જાણતો હોત તો.—'

અને આ વખત તો ત્રીજી બૈરીના બારમાથી જ લોકો આગળ કહેવા માંડ્યું: 'બસ ભાઈ! ધરાઈ ગયા હવે તો; જોઈ લીધો દુનિયાનો સાર...હવે તો પરણવું જ નથી.'

સગાં વહાલાં અને મિત્રોએ એમને હિંમત આપવા માંડી, દિલાસા દેવા માંડ્યા: 'પછી આ મિલ્કતનું શું? ઘડપણ વખતે ચાકરીનું શું? ને તમારા જેવો અડિયલ વહેપારી આમ હિંમત હારી બેસે તો પછી અમારા જેવા રૂંજીપુંજીની તો ગણતી જ શી?'

પણ આથી તો નેમીદાસનો વિરોધ ઓર વધ્યો. કોઈ પૂછે-કથે નહિ એવાં આગળેય બળાપો ઠાલવતા: 'ફલાણાભાઈ પાછળ પડ્યા છે પણ હવે તો પરણવું જ નથી, ઢીકણાભાઈ તો કોકની વાત લઈને આવ્યા હતા પણ મેં તો ઘસીને જ ના પાડી દીધી.' અને આ લાગે વળગે નહીં એવા માણસો ય નેમીદાસનો વૈરાગ્ય જોઈને સમજાવવાનું ધર્મકાર્ય ઉપાડી લેતા.

આમ, નેમીદાસના વિરોધને લીધે આગ્રહ વધ્યો કે આગ્રહને લીધે વિરોધ વધ્યો એ તો રામ જાણે પરંતુ નેમીદાસના લગ્નની ચર્ચા અને વાતો વધી પડી. એમના ભાગીદાર દાજીશેઠે તો ઠંડે પેટે કન્યાઓવાળા સાથે વાતચીત પણ કરવા માંડી.

નેમીદાસ કંટાળ્યા અને આ કંટાળામાંથી છૂટવા હોય કે ગમે તેમ એક દિવસ એમણે મળવા આવેલા બેચાર મિત્રો અને સંબંધીઓને કંઈક આકરા થઈને કહ્યું: 'અરે ભાઈ, મારા ભાગ્યમાં બૈરાનું સુખ જ નથી લખાયું. ન માનો તો જુવો આ જન્મોત્રી. 'દેખાડો કોઈ પંડિતને જાઓ.' અને બાજુના હડફામાંથી રેશમી કપડામાં વીટેલી જન્મોત્રી આપી, 'ને હું તમને કહું: એકને દેખાડે તમારું મન નહિ માને એ હું માનું છું. તે એટલે જ કહુ છું કે એકવીસને દેખાડજો ને લો, તમે કે'શો કે નેમીદાસ મશ્કરી કરે છે,' અને ફરીથી હડફો ઉઘાડી અંદરથી દસદસની પાંચ નોટો—જાણે વગર ગણ્યે જ કાઢતા હોય તેમ કાઢીને એ ય:સામે નાખી, 'એ ય લેતા જાઓ, ને મોં માગ્યા આપો એટલે તમને એ





શી પંચાત સરકારી પોસ્ટ ઑફિસને આંગણે ? એનો કાગળ આવશે તો કોઈ ખાઈ જવાનું છે ?'

એક કારકુને કહ્યું : 'સાહેબ ! એની પાસે બાપનું દિલ છે માટે એ આવે છે. આપણે એ દિલને જરા સમજીએ તો એમાં કોઈ સરકારી નિયમ આડો આવતો નથી !'

પણ પોસ્ટ માસ્તરે તેને કહ્યું : 'તમે કવિ છો તે કવિતા કરો ભાઈ ! તમારું કામ નથી આપણું ખાતું કેટલું ચીકણું છે એની તમને શી ખબર પડે. તમે નવાસવા છો !'

તે દિવસે વધુ વાત થઈ નહિ.

પણ એક દિવસ પોસ્ટ માસ્તરની પોતાની દીકરી બહુ માંદી પડી. તે પરગામ હતી. પોસ્ટ માસ્તર એની માંદગીના સમાચાર જાણવા માટે હમેશાં આતુર રહે. ટપાલ થેલી આવે કે પોતે જ તોડે કાગળોનો ઢગલો થાય કે તરત એમાં પોતાનો કાગળ શોધે !

એક દિવસ એ પ્રમાણે સવારના પહોરમાં એ કાગળની રાહ જોઈને બેઠા હતા. એમનું બાપનું દિલ શોકના ભારથી ગમગીન હતું. એ વખતે અચાનક એને અલી ડોસા સાંભરી આવ્યો. તે દિવસે તો એની વાત સાંભળીને ગુસ્સો ચડયો હતો આજે તો એમના દિલમાં બીજી જ વાત આવી.

એમને આજે સમજાયુ કે જે બાપ પોતાની છોકરીના એક કાગળ માટે આટલા દિવસોથી ટપાલ ઑફિસે નિયમિત આવ્યા કરતો હતો તેની પાસે કેટલું પ્રેમાળ હૈયુ હોવું જોઈએ ! એને હવે લાગ્યુ અલી ડોસાને એક અજબ પ્રેમાળ બાપ ગણવો જોઈએ ! એની વાત પ્રેમથી સાંભળવી જોઈએ. એને પ્રેમથી વાત સમજાવવી જોઈએ. એને હૈયે ધરપત વળે તેમ પ્રેમથી વાત કરવી જોઈએ.

એ એવા વિચારમાં હતા ત્યાં ટપાલ થેલી આવી. પોતાની પુત્રીના સમાચાર મેળવવા માટે એમણે એકદમ જ થેલી ઠાલવી. રંગ ઉપરથી પોતાના જેવું કવર હતું તે એણે એકદમ ઉપાડયું. અને એ કવર જોતાં જ એમને અલી ડોસા ફરીને સાંભર્યો. કવર અલી ડોસાનું હતું. પણ આજ તો એમને થયું કે અલી ડોસા હમણાં આવશે તો આ કવર દેવા હું પોતે જઈશ !

માણસને પોતાને વીતે છે ત્યારે જ એને બીજાના વીતકની ખબર પડે છે. પણ એ ખબર પડે પછી માણસાઈ દાખવવી એ પણ ઓછી કીમતી નથી.

પોસ્ટ માસ્તર હાથમાં કવર લઈને અલીના આવવાની રાહ જોતા બારણા તરફ જોઈ રહ્યા. પણ આજ હવે અલી આવ્યો નહિ.

એ કયાંથી આવે ? એ ખુદાના ધામમાં પહોંચી ગયો હતો !

પોસ્ટમાસ્તરે તે વાત એક કારકુન પાસેથી જાણી. અને એમને અફસોસ થયો કે જીવતાં જીવત અલી ડોસાને એ સમજી શકયા નહિ !

એક બીજાની વાત સમજવી એ જેવું તેવું શાણપણ નથી. આવું શાણપણ હોય તો માથા-ફોડ કજીયા આવે નહિ. ખોટો કલેશ થાય નહિ ખોટાં વેરઝેર આવે નહિ. ખોટી ચડ-સાચડસી જન્મે નહિ.

બીજાની વાત સમજવી એ જેવી તેવી માણ-સાઈ નથી. એ જ ખરી માણસાઈ છે.

✶

પન્નાલાલ પટેલ

# સરભર હિસાબ

પૈસાને જોરે કુમળી કન્યાઓને લગભગ ખરીદી લેનાર એ કન્યાઓના બાપ જેવા કોઠીલા વરરાજાઓનો તોટો નથી. એવા જ એક શ્રીમંત 'જેરીખાઉ'ની આ વાર્તાના લેખક આપણા જાણીતા વાર્તાકાર છે એટલે એ વિષે વાર્તા જ વધુ કહેશે……

સાચું પૂછો તો નેમીદાસની ઉમ્મર કંઈ એટલી મોટી નહોતી થઈ ગઈ કે જેથી પેલા સુધારાવાળાઓને ઉહાપોહ કરવો પડે. હા, એમની એ પચાસેકની ઉમ્મરને હિસાબે બૈરાં વધારે થઈ ગયાં હતાં પણ એમાં નેમીદાસ શું કરે? એમને તો દરેક લગને દસ હજારના ખાડામાં ઉતરવું પડતું હતું. ઘણીવાર એ પોતે જ કહેતાં: 'શું કરીએ ભાઈ, ભગવાનને તે કંઈ ગાળો ભાંડાય છે કે માર મરાય છે? આ જુવો ને પાંચ વર્ષે પચ્ચીસ હજાર પમાડે છે તો બીજી પા દસ હજારનું—અરે પચ્ચીસ હજાર પૂરા જ ગણો ને. પાંચ વરસ સુધી બૈરું કંઈ ખાધા પીધા વિના રહ્યું હશે? ને કપડાં ય આપણા પોતા પ્રમાણે લેવાં પડયાં હશે ને? એટલે પચ્ચીસ હજાર આમ પમાડે તો પચ્ચીસ હજારનું બૈરું લઈ તો સરવાળો તો સરભર નાણાં જ ને? છેલ્લું, એટલે કે ત્રીજું બૈરું મરી ગયું ત્યારે તો નેમીદાસને વૈરાગ્ય પણ આવી ગયો: 'બળ્યું સાળુ બૈરું જ! એક તો પૈસા ખરચવા ને ઉપરથી પાછાં છોકરીનાં સગાંવહાલાંને ખોળાં પાઘડી કરવી?…… એમ છતાંય જનમારો—અરે જનમારો ન જીવે તો મુઈ પણ એ ય પાંચ પચ્ચીસ વરસની નીરાંત તો થવી જોઈએ ને? આ તો બસ—હા એક પે'લી બૈરીએ બિચારીએ પંદર વર્ષ ખેંચી આપ્યાં. બાકી આ પાછલી બે તો પાંચ પાંચે ય પૂરાં કરવા નથી રહી…મને શી ખબર, આવું જાણતો હોત તો.—'

અને આ વખત તો ત્રીજી બૈરીના બારમાથી જ લોકો આગળ કહેવા માંડયું: 'બસ ભાઈ! ધરાઈ ગયા હવે તો; જોઈ લીધો દુનિયાનો સાર…હવે તો પરણવું જ નથી.'

સગાં વહાલાં અને મિત્રોએ એમને હિંમત આપવા માંડી, દિલાસા દેવા માંડયા: 'પછી આ મિલ્કતનું શું? ઘડપણ વખતે ચાકરીનું શું? ને તમારા જેવો અડિયલ વહેપારી આમ હિંમત હારી બેસે તો પછી અમારા જેવા રૂંજીપુંજીની તો ગણતી જ શી?'

પણ આથી તો નેમીદાસનો વિરોધ ઓર વધ્યો. કોઈ પૂછે-કથે નહિ એવાં આગળેય બળાપો ઠાલવતા: 'ફલાણાભાઈ પાછળ પડયા છે પણ હવે તો પરણવું જ નથી, ઢીકણાભાઈ તો કોકની વાત લઈને આવ્યા હતા પણ મેં તો ઘસીને જ ના પાડી દીધી.' અને આ લાગે વળગે નહીં એવા માણસો ય નેમીદાસનો વૈરાગ્ય જોઈને સમજાવવાનું ધર્મકાર્ય ઉપાડી લેતા.

આમ, નેમીદાસના વિરોધને લીધે આગ્રહ વધ્યો કે આગ્રહને લીધે વિરોધ વધ્યો એ તો રામ જાણે પરંતુ નેમીદાસના લગ્નની ચર્ચા અને વાતો વધી પડી. એમના ભાગીદાર દાજીશેઠે તો ઠંડે પેટે કન્યાઓવાળા સાથે વાતચીત પણ કરવા માંડી.

નેમીદાસ કંટાળ્યા અને આ કંટાળામાંથી છૂટવા હોય કે ગમે તેમ એક દિવસ એમણે મળવા આવેલા બેચાર મિત્રો અને સંબંધીઓને કંઈક આકરા થઈને કહ્યું: 'અરે ભાઈ, મારા ભાગ્યમાં બૈરાનું સુખ જ નથી લખાયું. ન માનો તો જુવો આ જન્મોત્રી. દેખાડો કોઈ પંડિતને જાઓ.' અને બાજુના હડફામાંથી રેશમી કપડામાં વીંટેલી જન્મોત્રી આપી, 'ને હું તમને કહું: એકને દેખાડે તમારું મન નહિ માને એ હું માનું છું. ને એટલે જ કહું છું કે એકવીસને દેખાડજો ને લો, તમે કે'શો કે નેમીદાસ મશ્કરી કરે છે,' અને ફરીથી હડફો ઉઘાડી અંદરથી દસદસની પાંચ નોટો—જાણે વગર ગણ્યે જ કાઢતા હોય તેમ કાઢીને એ પ:સામે નાખી, 'એ ય લેતા જાઓ, ને મોં માગ્યા આપો એટલે તમને એ



ય ખાત્રી થાય કે નેમીદાસનો અંતરાત્મા લગ્ન કરવા ના પાડે છે એ સાચી વાત છે '...

પણ પેલી જન્મપત્રિકામાંથી તો અવળું નીકળ્યું. ચોથી પત્નીને ધરાર ગ્રહ હતો. અને તે ય ગણ્યા દિવસોમાં. નેમીદાસે તો કહ્યું પણ ખરું: 'હાળું આ તો નમાજ ભણવા જતા મસીદ કોટે વળગી!' છતાં ય નેમીદાસે વિરોધ ચાલુ રાખ્યો: 'શું કરવા મારી પાછળ પડ્યાં છો ભાઈસા'બ! આમ જુવો તો મારી ઉમ્મરે ય પાકવા આવી—ને હવે મને બેઠા બેઠા હરિભજન જ કરવા દો ને?'

પરંતુ પેલા મિત્રો અને સંબંધીઓ ય જાણે માણેક મઢ્યા હતા. 'હવે પિસ્તાલીસ-અડતાલીસ એ તે કંઈ ઉમ્મર કહેવાય?' દાજીએ તો દાખલો પણ આપ્યો 'આ અમારા 'જી'ને સાઠ વરસે વસ્તાર થયો ત્યારે એક એ તો નહિ ને પાંચ ને તે ય બધા છોકરા. જવા દે ને બધી વાત.'

નેમીદાસ પણ હવે તો જાણે દલીલો કરી કરીને થાકી ગયા.

'એ તો હું ય ક્યાં નથી જાણતો. પણ હું તમને ઠીક કહું છું હો! કાં તો કોક એવા ઘરની છોકરી આવશે કે અત્યારસુધી પૈસાને તો હું નથી ફૂટતો પણ ભગવાન, તાપીદાસના કુળની આબરૂ જ કાં તો ધોઈ નાખે...ના ભાઈ ના, મારે તો એવો ધંધો જ નથી કરવો ને!'

'અરે પણ અમે એ બધું કાંઈ નહિ ગણતા હોઈએ મામા? મારી બા તો વળી પે'લી છોકરી જુવે, છોકરીનો સ્વભાવ જુએ ને પછી કુળનો.—'

'અરે ઠીક મારા ભાઈ! કુળ ને ફૂળ બધું ય આપણે ઊભુ કર્યું છે બાકી ભગવાનને ત્યાં તો બધું જ સરખું છે.'

'શું ત્યારે અમે તો નકરી—'

ત્યાં તો ભાણાની વચ્ચે દાજીશેઠ બોલી ઊઠ્યા: 'હવે એને શું વારે ઘડિયે પૂછવું છે. લે ઊઠ, તારા મામા પૈસા ન આપે તો મારી પાસેથી-'

નેમીદાસ દિવેલ પીધા સરખું મોં કરતાં બોલી ઊઠ્યા: 'બસ ને દાજી! તમે ય મને આટલો જ ઓળખ્યો ને? તમારા મનથી કે મારી છાતીએથી દસ પંદર હજાર રૂપિયા નથી છૂટતા એટલે. પણ એમ તો નહિ ને—ઊભો રે' ભાણા, કોરા ચેક ઉપર સહી કરી આપું લે!' અને લાગલો જ હડકો તાણ્યો. ચેકબુક ઉઘાડતાં વળી કહ્યું: 'પણ એટલુ કે, હજુ ય મને થાય છે કે આ તમે—'

'લે તું એકવાર સહી કર ને!' દાજીએ કહ્યું.

'કોના નામનો ફાડું?'

'ભાણાનો'—

ત્યાં તો ભાણો જ બોલી ઊઠ્યો 'અરે દાજીના નામનો જ ફાડો. ને એમ કરો ને આંકડોય' અને દાજી સામે જોઈ પૂરું કર્યું. 'ભરી જ દો ને!'

'હું તો ભરી દઉં હો' તો!' અને દાજી તથા ભાણા સામે તાકી રહ્યા. પરંતુ દાજી અને ભાણાને એક મેક સામા જોતા જોઈ કોણ જાણે શું સૂઝ્યું કે એકદમ બોલી ઉઠ્યા: 'રે'વા દો, રે'વા દો દાજી. લો, તમ તમારે ભરી લેજો આંકડો.' અને સહી કરી ચેક ફાડતાં ઉમેર્યું: 'પાછા તમને થશે કે પૈસાને લોભે આવડો આ પરણવાની ના પાડે છે. લો. ને જુઓ દાજી, તમારી પાઘડી ય આંકડા ભેગી, જો તમને રામ વા'લા હોય તો. પણ ઉમેરી લેજો, જરૂર!'

દાદર તરફ વળેલા દાજી બબડ્યા: 'અરે કાંઈ ગાંડિયો થયો છે કે શું! નેમીદાસ પાસેથી તે મારાથી પાઘડી લેવાય! મારે ત્યાં તું પરણે એટલે બસ—'

'ને દાજી મને પાછા નહિ પૂછતા હોં, નક્કી કરતાં પહેલા રતો. બીજું તો-કંઈ નહિ પણ તમે પાછા કે'શો કે પૈસા મારે ના...પણ આંકડો તો મારે જાણવો જ નથી ને...છોકરી તમારા ખોળેલામાં કે'વાપણું હોય નહિ પ..ણ કાં તો બે દી કેડ મારો વિચાર પાછો ફરી જાય તો'—



'લે રાખ રાખ હવે! વિચાર ફેરવવાવાળો ન દેખ્યો હોય તો! લે ચાલ ભાણા.' અને મુછોમાં હસતાં હસતાં દાજી દાદર ઊતરી પડ્યા.

જો કે ભાણાએ તો કહ્યું હતું: 'દાજી જરા મામાને પૂછી જોયું હોત તો?'

'લે રે'વા દે હવે પૂછવાનું! એવા તો કંઈક ગગા મેં પરણાવી કાઢયા છે.'

દાજીનો વિશ્વાસ સાચો જ પડ્યો. પેલા સુધારાવાળા નેમીદાસને સમજાવવા આવ્યા ત્યારે ન તો એમણે દાજી ઉપર ઢોળી પાડ્યું કે ન પેલો વૈરાગ દેખાડ્યો. ઉલટાના એ તો પેલા જુવાનો ઉપર હસવા જ લાગ્યા: 'તમે મને ઘરડો ધારો છો એ જ નથી સમજાતું. મારી બત્રીસી સાજી છે, એક પણ દાંત બનાવટી નથી. બનાવટી મને ગમતું જ નથી. તમે જ તો આગળના આ બે દાંત નથી નખાવ્યા ને? ને ચશ્મા તો—આ ભાઈ જુવાન છે તો ય એમને પહેરવા પડે છે. આ સિવાય મારા કાન અને હાથપગ પણ સાબૂત છે. ન માનતા હો તો ચાલો આપણે ચાલી જોઈએ. આપણામાંથી કોણ થાકે છે જોઉં?—'

'એ બધું ખરું કાકા પણ!—'

નેમીદાસ મોં બગાડીને પેલા જુવાનની વચ્ચે જ બોલ્યો: 'તમે મને કાકા કહીને બોલાવો છો એ જ મને તો નથી ગમતું.'

'પણ તમને તો ન જ ગમે ને? કારણ કે તમારે પરણવું છે.'

નેમીદાસ ખડખડાટ હસી પડ્યા: 'પણ ભાઈસા'બ મારે તમારી સાથે તો નથી પરણવું ને? પછી તમે શું કામ નાહકના—'

'નાહકના શા માટે? એક આશાભરી છોકરીનું જીવન બગડે—'

'એ તમારાથી, અરે કોઈ પણ માણસથી ન સહન થાય એ બરાબર છે પણ તમે કેમ જાણ્યું કે એનું જીવન બગડશે?...કઈ રીતે બગડશે એ જરા તમે સમજાવશો?'

પેલા જુવાનો એકમેક તરફ જોઈ હસ્યા. એકે તો હસતાં હસતા કહ્યું પણ: 'હવે અમે તમને બધું તો કેવી રીતે સમજાવીએ પણ—'

'એમ ચાલે? આ કંઈ રમતવાત ઓછી છે કે—પણ જુવોને હું જ તમારો મુદ્દો કહી દઉં: તમ લોકોનું એમ માનવું છે કે અમારે. પળિયાં આવ્યાં એટલે જાણે મનને પણ—'

વળી એક જુવાન બોલી ઊઠ્યો: 'ના, ના, કાકા, એવું અમે કહેતા જ નથી. પણ એક મુદ્દો તો જાણે એ કે તમે આટલી ઉમ્મરમાં ત્રણ ત્રણ પત્નીઓ કરી ચૂક્યાં છો જ્યારે અમારા જેવા જુવાનોને હજુ એકના ય સાંસા છે. એક તો આપણી જ્ઞાતિમાં છોકરીઓની અછત ને બીજું તમારા જેટલા પૈસા બીજા પાસે ન પણ હોય એટલે—'

'હવે ભાઈ પારકી પીડાએ તો હું ક્યાં અજમો ફાકું! ને તમારા મનથી ગમે તેમ, બાકી મારા મનથી તો હું જુવાન જ છું. જુવાન ન ગણો તો આધેડ તો ગણશો જ ને? એટલે ઉલટાના તમારે અમારા જેવાઓને પહેલો ચાનસ આપવો જોઈએ. તમને દસ વરસ સુધી પણ—'

'પણ અમે અમારે માટે ક્યાં તમને કશું કહીએ છીએ—'

'ત્યારે તમારે કહેવું છે શું ભલામાણસ? આમ લોચા શું વાળો છો? જાઓ જાઓ નાહકના, કોઈ કે તમને ચઢાવ્યા લાગે છે.'

'ચઢાવ્યા નથી પણ અમને પોતાને જ આ અઘટતું, શરમભરેલું લાગે છે.'

'એ તો લાગે જ ને. કુંવારા હોય એ દરેકને લાગવાનું'

પેલા જુવાનો વળી હસી પડ્યા, 'એ તો ઠીક છે પણ ખાસ તો પેલી છોકરીનું જીવન.'





'અરે ભાઈ પણ કઈ રીતે બગડે એ તો તમે મને સમજાવો? આમ શું ઘાણીના બળદની પેઠે ગોળ ગોળ ફર્યા કરો છો?'

એકે હિંમત કરી: 'જુવો કાકા, જુવાન છોકરીને ગાવાનો ને આ જમાનામાં તો નાચવાનો ય—'

'તે ગાશે નાચશે; આટલો મોટો બગવો છે, એને કોણ રોકવાનું છે?'

'એમ નહિ પણ...આ આટલું ય તમે નથી સમજતા પછી—'

'અરે અમે તો બધું ય સમજીએ છીએ ગાંડા ભાઈ. ઘરમાં બે તો હારમોનિયમ છે. ને આ મરી ગઈ એને તો—સીતાર કે વીણા જે હોય તે—એય લાવી આપ્યું હતું. એ પડ્યું અંદર—હીઝ માસ્ટર્સ વોઇસનું ફોનોગ્રાફ વાજું ય જોવું હોય તો હાલો પેલા ઓરડામાં દેખાડું. ને રેડિયો તો તમારા માથા પરની સ્વિચ ચાંપો એટલે ખાત્રી થાય.'

એક જણને લાગ્યું કે શેઠને હવે ચીમકી દેવી જ પડશે. એને પૂછ્યું: 'પણ આ બધાં વાજીંત્ર તો તમારા પોતાના શોખ માટે હશે ને શેઠ?'

નેમીદાસ બની ગયા: 'અરે ના રે. આપણને વળી ધંધા આડે એવી નવરાશ જ ક્યાં મળે? એ તો–'

'બ...સ ત્યારે શેઠ! તમારામાં ને અમારા જેવા જુવાનોમાં આ જ તફાવત છે. અમારા આ ચશ્માવાળા ભાઈ છે એ તો એમની પત્ની વાજું વગાડે તો એ ગાય ને એ વાજું વગાડે તો પત્ની ગાય. કોઈ કોઈ વખત પુનમની રાત હોય ત્યારે તો એવાં ખીલે છે કે બેઉ જણ સાથે જ ગાવા મંડે. આ સિવાય હસી ઠઠ્ઠામાં એવાં ચઢી જાય છે કે કોઈ કોઈ વાર ધંધો પણ ભૂલી બેસે છે. સવાલ જવાબ કરે તો પણ કેટલાં મીઠાં!'



પારાશર્ય

## હિંડોળ

ઝૂલે પરસાળે હિંડોળ
મારે નિશદિન ઝૂલે પરસાળે હિંડોળ.
વર્ષને ઉછંગ જેમ ઝૂલે ફાગણનો
મધુવંનનો ફૂલદોલ.... .... .... ....ઝૂલે૦

હળવા હિંડોળ પર વીતેલું બાળપણ
યૌવને લીધા હીલોળ.
ઊગીને ચન્દ્રમા ઝૂલે ગગનમાં
કરવાને સંગે કલ્લોલ .... .... ....ઝૂલે૦

ગોરંભે મેઘ ને નિગંળતા નેહથાં
નીતરે નેવાની હરોળ.
વાછંટે છવરાતા મલકંતા એકમેક
પુલકે અડોઅડ કપોલ .... .... ....ઝૂલે૦

હૈયાના ભારનો, દિવસના થાકનો
રહેજે થાતો ઓળઘોળ.
શરદે પૂનમના અમૃતમાં ચન્દ્રના
ઝૂલે કમંલ તરબોળ .... .... ....ઝૂલે૦



હર્ષિદા પંડિત

# વ્યવસાયપસંદગી

આપણાં સેંકડો યુવાન દિલોને મુંઝવતો પોતાના ક્ષેત્રની પસંદગીનો પ્રશ્ન એવો ને એવો અણઉકલ્યો પડયો છે. આ પ્રશ્ન પણ માનસશાસ્ત્રીય રીતે વિચારવાની જરૂર છે એ આ આખો લેખ કહી જાય છે—દરેક યુવાન દિલને અને તેમને માર્ગદર્શન આપનારને........

'આપણા કામનો દિવસ આપણા આનંદનો દિવસ નથી હોતો અને તેથી આપણે રજા ઇચ્છીએ છીએ, પણ આપણે એવા કમનસીબ છીએ કે કાર્યદ્વારા જ આનંદ મેળવીને રજા ભોગવ્યાનો આનંદ પ્રાપ્ત નથી કરી શકતા...' આ હકીકત રવીન્દ્રનાથ ટાગોરે કહી છે. નીતિશાસ્ત્રીઓ તો કાર્યદ્વારા આનંદ મેળવવા વિષે હમેશાં કહે છે. દરેક માણસની શક્તિઓને બંધ બેસે તેવું કાર્ય દરેકને સોંપાવું જોઈએ, એ તો સર્વસ્વીકૃત સિદ્ધાંત છે. એક વ્યક્તિ ઉપર એને ના પસંદ હોય એવું કામ લાદવામાં આવે તો તેની આંતરિક શક્તિઓ પૂર્ણ રૂપમાં વિકસી ન શકે એ સ્વાભાવિક છે. આથી ધંધાની પસંદગી કરતી વખતે પૂરતી સંભાળ રાખવી જરૂરી જ નહિ પણ અનિવાર્ય થઈ પડે છે. એટલું ચોક્કસ છે કે આપણને મનપસંદ કાર્ય કરવાથી, કાર્ય સાથે અનુરૂપતા કેળવાય છે ને એ કાર્ય કરતાં કરતાં આપણે એના પ્રત્યેની અભિરૂચિને કારણે કાંઈક સંશોધન પણ કરી શકીએ છીએ, ને એ દ્વારા આપણને કાર્યમાં પ્રગતિ કર્યાનો સંતોષ પણ પ્રાપ્ત થાય છે.

ગમે તેવું સારૂં કાર્ય હોય છતાં પણ વ્યક્તિની પસંદગી બરાબર કરવામાં ન આવી હોય તો તે વ્યક્તિ ઘણી હોંશિયાર ને આવડતવાળી હોવા છતાં એ કાર્ય તેના સ્વભાવને કે શોખોને પ્રતિકૂળ નીવડે છે અને કદાચ એ કામ એને ફરજિયાત કરવું પડે તો તેનું પરિણામ અતિશય ખરાબ આવે છે. દા. ત. એક વિદ્યાર્થીને ચિત્રકળામાં રસ હોય, તેનું સ્વભાવગત્ વલણ પણ તે જ બાજુ ઢળતું હોય, પણ શિક્ષક, તે વિદ્યાર્થી ગણિતમાં ધ્યાન આપે; તો તેને શિક્ષા કરે. આવા વિદ્યાર્થીને જો જીવનમાં વ્યવસાય તરીકે હિસાબ રાખવાનું, નામું લખવાનું કે એવું કોઈ કામ સંજોગવશાત્ ફરજિયાત કરવું પડે તો તેની માનસિક સ્થિતિ ધૂંધવાય અને પોતાના જીવન પ્રત્યે અસંતોષ ન ઉત્પન્ન થાય તો બીજું શું થાય? આમાં જો વ્યક્તિ લાગણીવશ હોય તો તેના હંમેશના કાર્ય પ્રત્યે અણગમો, કોઈ વખત અતિશય અસંતોષ અને એમેની ઉદ્ભવે.

બીજો એક દાખલો લઈએ. એક વ્યકિતને એવું કામ સોંપવામાં આવે છે જે વધુ પડતી હોંશિયારી ને કુનેહ માગી લે છે, પરંતુ તેની પાસે તે નથી. આથી પોતાની બિનયોગ્યતાની દુઃખદ્ અને પક્ષાઘાત જેવી ગંભીર અસર તેના માનસને કોરી ખાશે અને આર્થિક રીતે તેને શોષાવું પડશે, એવો ભય તેના મનમાં પ્રવેશશે, અને પરિણામે આવી વ્યકિત લાઘવગ્રંથિથી પીડાશે, જે તેની પ્રગતિ પ્રત્યે અસંતોષ તો ઉપજાવશે જ, પણ સાથે સાથે તેના માનસને એવી ખરાબ રીતે પીડશે કે જેથી તે કાર્યશીલ નહીં બની શકે. બીજી કોઈ વ્યકિત શકિતશાળી હશે પણ તેના સ્વભાવને પ્રતિકૂળ કાર્ય બજાવવાનું આવ્યું હોવાથી તેનું કાર્ય અસફળ નીવડશે. ત્રીજી એક વ્યકિત તેના ધંધામાં જરૂર હોય તે કરતાં વધુ પારંગત હોય અથવા તેની પાસે એવી વિશિષ્ટ બક્ષિસ હોય જેનો ઉપયોગ તેના વ્યવસાયમાં થઈ શકવાની શકયતા જ ન હોય તો તેની મહત્ત્વાકાંક્ષા ઉપર કુહાડો પડતાં તે કંટાળાનો ભોગ બનશે. એક વાકયમાં કહ્યું હોય તો એમ કહી શકાય કે ગણિતશાસ્ત્રી સંગીતનો રસિયો થવો મુશ્કેલ એમ કળાકાર ગણિતના આંકડાઓની રમત સમજતો થવો અસંભવ. વળી કંટાળો, લાઘવગ્રંથિ જેવાં માનસિક ઘર્ષણોથી પીડાતી વ્યકિત તેના મનના અજ્ઞાન ભાગમાં દમનથી (Repression) પીડાશે અને ગંભીર પ્રકારની માનસિક અસ્થિરતા ને અવ્યવસ્થાનો





ભોગ થઈ પડશે. આથી માનસિક રોગોની અટકાયત માટે પણ વ્યવસાયપસંદગીની અતિ આવશ્યકતા છે.

મનોવૃત્તિ કે વલણને અનુસરીને કામ નહીં મળવાથી શારીરિક યાતના પણ વ્યક્તિને સહેવી પડે છે. વળી ગમે તેવી નાપસંદ નોકરી કરવાનું પરિણામ ગુનાવૃત્તિ (Guilt conscience) ના જન્મમાં પણ આવ્યું છે. સીરીલ બર્ટ નામના માનસશાસ્ત્રીએ, જે ગુનેગારોની કસોટી કરેલી, તેમાંથી ૧૦ ટકા જેટલા તો પોતાના કાર્યથી પ્રગટેલા અસંતોષને લીધે જ ગુનેગાર બનેલા. આથી જ આ પ્રશ્ન વધુ વૈજ્ઞાનિક ઉકેલ માગે છે. છતાં એવું સર્વસામાન્ય નથી કે મનોવલણને પ્રતિકૂળ કાર્યમાં જોડાવાથી બધા જ માનસિક અવ્યવસ્થા, ગાંડપણ, ગુનેગારી કે દારૂના નશાના શિકાર બને છે. આમછતાં આપણે કલ્પી ન શકીએ એવી મોટી સંખ્યામાં આવા કિસ્સાઓ બને છે. સૌથી અગત્યની વાત તો એ છે કે આવી મુશ્કેલીઓને સહેનારા ઘણા માનસિક અસ્થિરતાથી પીડાય છે, તેમની શક્તિ વેડફાય છે ને શારીરિક રીતે હેરાન થતાં તેમનું સુખ અપરિપૂર્ણ રહે છે.

વ્યવસાયની બરાબર પસંદગી ન થવાથી કામદારનો સમય બરબાદ થાય છે. તેને સોંપાયેલ કામ બગડે છે ને ઉત્પાદનનું પ્રમાણ ઘટતાં એવી વ્યક્તિઓને અયોગ્ય ઠરાવવામાં આવે છે, આથી ઉદ્યોગ પણ જોખમાય છે. દરેક વ્યક્તિને તેને યોગ્ય હોય એવા સ્થાને જ કામ પર લેવાની ગોઠવણ કરવી એવા આદર્શ નિયમને સ્વીકારીને ઉદ્યોગપતિએ વ્યક્તિના દુઃખનું નિવારણ કરવાની ને પોતે આર્થિક નુકશાનમાંથી ઉગરવાની જરૂર નથી?

૧૬મા સૈકામાં જ્હોન હોર્ટે એક પુસ્તક સ્પેનીશ ભાષામાં લખેલું. એનો અનુવાદ ઇટાલીયન ભાષામાં થયો, અને તેનું અંગ્રેજી ભાષાંતર "The trial of Wits" નામે બહાર પડ્યું. આ પુસ્તકમાં બુદ્ધિની કસોટી વિષે ઉલ્લેખ હતો. બુદ્ધિની કસોટીઓ દ્વારા વ્યક્તિની આંતરિક શક્તિઓ તેમજ વલણનું સંશોધન કરવાનો એમાં આગ્રહ હતો, કે જેથી વલણને અનુલક્ષીને જ વ્યવસાયનું શિક્ષણ આપવામાં આવે. તેણે માનવજીવનના ત્રણ તબક્કાઓ નક્કી કર્યા અને ઉંમરને જ માપકરણમાં પ્રાધાન્ય આપ્યું. કેટલાકમાં બાલ્યકાળ ૧૨ વર્ષ સુધી, કોઈકમાં ૧૪ વર્ષ સુધી તો કેટલાકમાં ૧૮ વર્ષ સુધી કાયમ રહે છે. વ્યક્તિ વ્યક્તિની શક્તિ વચ્ચેના તફાવત ઉપર ભાર મૂકતાં તેણે જણાવ્યું કે કેટલીક વ્યક્તિઓનું વલણ સ્પષ્ટ ને સહેલી વસ્તુઓ પ્રત્યે હોય છે ને તેઓ અસ્પષ્ટ ને મુશ્કેલીભરી બાબતો સમજી શકતી નથી. કેટલીક વ્યક્તિઓ બધા જ નિયમો શીખવાનું સામર્થ્ય ધરાવે છે, પણ તર્ક (Logic) માં પછાત હોય છે. તો કોઈક વ્યક્તિ શિક્ષકની મદદ વગર બધું જ શીખી શકે છે. તેમને ભયાવહ ને ઊંચી ટેકરાવાળી જમીનોમાં એકલા ફરવું ગમે છે. તેમનું માનસ અશાંત હોય છે ને નવું જાણવાની ને સમજવાની શક્તિ તેઓ અનહદ ધરાવતા હોય છે.

કોઈ વ્યવસાયમાં કલ્પના, કોઈમાં બુદ્ધિ, કોઈમાં વેગ તો કોઈમાં યાંત્રિકતાની જરૂર હોય છે. વિભિન્ન પ્રકારના ધંધામાં વિવિધ પ્રકારની મનોવૃત્તિ ધરાવતી વ્યક્તિઓની આથી જ જરૂર છે. કલ્પનાશીલ વ્યક્તિને મીલના સંચા પર કામ કરતાં શી રીતે ફાવે? પણ ૨૦ મી સદી સુધી આ પ્રશ્નને કોઈએ જોઈએ તેટલા પ્રમાણમાં મહત્ત્વ ન આપ્યું. મન્સ્ટરબર્ગના કહેવા મુજબ ૧૭૬૦ની ઔદ્યોગિક ક્રાંતિ બાદ બોસ્ટનમાં આ જાતનો પહેલો પ્રયત્ન થયો અને તેની પાડોશમાં રહેતી એક વ્યક્તિએ શાળાનાં બાળકોને ભેગાં કર્યાં. વાતચીત દ્વારા તેને જણાયું કે બાળકોની પાસે પોતે કયા ધંધામાં પ્રવેશવાના છે એનું સ્પષ્ટ તો શું પણ ઝાંખું ય ચિત્ર નહોતું. આથી ધંધાવિષયક જ્ઞાન ને માર્ગદર્શન તેમને આપવું જોઈએ એમ એને લાગ્યું. શાળાના શિક્ષકના સહકારથી આ શક્ય બન્યું. વ્યક્તિગત ગુણધર્મોનું ને વલણનું અધ્યયન શિક્ષક કરે, તેમની મનોવૃત્તિને ઉપયુક્ત શિક્ષણ આપવાનું કામ તે પોતે કરે એવું



નક્કી કરવામાં આવ્યું. વળી વ્યવસાયપસંદગીમાં માનસશાસ્ત્રીય કસોટીઓને પણ સ્થાન આપવામાં આવ્યું. જો કે આ માનસશાસ્ત્રીય કસોટીઓ પણ દોષરહિત તો નહોતી જ, આમછતાં બીજી કોઈ સંપૂર્ણ પધ્ધતિ ન હોવાને કારણે આ જ પધ્ધતિ પર આધાર રાખવો પડ્યો, આમછતાં ક્ષતિપૂર્ણ પધ્ધતિનું પરિણામ તો સંતોષકારક આવ્યું.

અમુક ખાલી પડેલી જગ્યા માટે કોઈ વ્યક્તિને નીમવાની હોય તો તેની શક્તિઓનું પૃથક્કરણ ને સંયોગીકરણ એટલે જ વૈજ્ઞાનિક રીતની પસંદગી. પ્રથમ તો વ્યક્તિએ કરવાના કાર્યનું પૃથક્કરણ જરૂરી બને છે, એટલે કે તે કાર્યમાં શારીરિક જરૂરિયાતો શી છે, ને માનસિક કે સ્વભાવગત ગુણધર્મોની કેટલાં પ્રમાણમાં જરૂર છે તે પછી વ્યક્તિનું વિશ્લેષણ અનિવાર્ય થઈ પડે છે. માનસશાસ્ત્રીય ને વ્યક્તિત્વની કસોટીઓ દ્વારા વ્યક્તિને કસવામાં આવે છે ને અંતે વ્યકિતની અમુક પ્રકારના કાર્ય માટેની લાયકાત કે નાલાયકાત નક્કી કરવામાં આવે છે. કોઈપણ વ્યક્તિનું પૃથક્કરણ કરતી વખતે નીચેની બાબતો પર ધ્યાન આપવું આવશ્યક છે:

(૧) શારીરિક યોગ્યતા
(૨) બુદ્ધિચાતુર્ય
(૩) ગમો–અણગમો
(૪) શૈક્ષણિક ને ધંધાવિષયક યોગ્યતાઓ
(૫) સ્વભાવગત્ ને વલણાત્મક લક્ષણો.

આ રીતે કાર્ય અને વ્યકિતનું ઊંડું પૃથક્કરણ કર્યા પછી કઈ વ્યકિતને તે કાર્ય અનુકૂળ થઈ પડે તે નક્કી કરવું જોઈએ.

અમુક નિશ્ચિત જગ્યાને માટે જેટલી વ્યક્તિઓ હરીફ હોય તેમનું તુલનાત્મક અધ્યયન ( Comparative study ) જરૂરી છે, ત્યારપછી જ પસંદગી થવી જોઈએ. પ્રમાણિકરણ ( Standardization )થી આ પદ્ધતિ પરલક્ષી બની શકે છે. હિંદમાં તો એકાદ ટકા જેટલા ઉદ્યોગપતિઓએ ય આવી પદ્ધતિ—માનસશાસ્ત્રીય રીતે વ્યકિતને પસંદ કરવાની—અપનાવી નથી. છતાં લશ્કરના માણસોની પસંદગીમાં ને "સિવિલ સીલેકશન બોર્ડ"માં આવી પદ્ધતિ કાંઈક અંશે અપનાવવામાં આવેલી. પણ આ બંને સંસ્થાઓ લાંબા ગાળા માટે જીવિત ન રહી એ આપણું કમભાગ્ય કહેવાય. હવે આશાના એક કિરણનો ઉદય થયો છે, કારણ કે હિંદ સરકાર માનસશાસ્ત્રની એક કેન્દ્રસ્થ સંસ્થાનો આરંભ, વ્યાવહારિક માનસશાસ્ત્રના ક્ષેત્રમાં નવાં સંશોધનો કરવાના હેતુથી કરવાની છે.

હવે આપણે માનસશાસ્ત્રીય પદ્ધતિનાં અંગોપર દૃષ્ટિપાત કરીએ. એક હકીકત ખૂબ ધ્યાનમાં રાખવી ઘટે છે કે આપણે જે પાંચ અંગો ઉપર જોઈ ગયાં તેમાંથી ટુકડે ટુકડે એકાદ પર ધ્યાન આપીને વ્યકિતની પસંદગી બરાબર નથી થઈ શકતી. દા. ત. બુદ્ધિની કસોટી પર ખરી ઊતરેલી વ્યકિત વ્યવહારમાં સફળ જ નીવડે એવું બધે શકય નથી બનતું, માત્ર બુદ્ધિના ધોરણે જ વ્યકિત પસંદ કરવામાં આવે એ પણ ઇષ્ટ નથી. વ્યક્તિ બુદ્ધિશાળી હોય એટલું જ પૂરતું નથી હોતું, પણ તે પોતાની બુદ્ધિનો, સમય આવ્યે કેવી રીતે ઉપયોગ કરી શકે છે એ અગત્યનું છે. અને તેના ઉપર જ તેના કાર્યની સફળતા અવલંબે છે. બુદ્ધિ તો વ્યકિતત્વનું એક અંગ માત્ર છે એવું માનસશાસ્ત્રીઓ કબૂલે છે. વ્યકિતત્વનાં વિવિધ અંગો જેવાં કે શોખો, ગમા–અણગમા ને સિદ્ધિઓ પ્રત્યે પણ બેધ્યાન ન જ બનવું જોઈએ. પણ આવાં મનોવલણોને કસવા માટે કોઈ ખાસ કસોટીઓ નિશ્ચિત નથી; આથી ખાસ મુશ્કેલી નડે છે. સંજોગો ને શિક્ષણ પર પણ આવી વસ્તુઓ નિર્ભર છે.

જર્મનોએ માનસશાસ્ત્રીય સિદ્ધાંતોને વિકસાવેલા અને લડાયક સૈન્યોની પસંદગીમાં પ્રયોગપદ્ધતિઓ પણ અજમાવેલી ખરી; પણ અત્યારે એ બધી પદ્ધતિઓ નકામા જેવી ગણાય. હવે તો આંકડાશાસ્ત્રીઓ અને માનસચિકિત્સકો સાથે મળીને નવી પદ્ધતિઓ રચે એ વધુ ઇચ્છનીય ને હિતાવહ છે. તેમનું મુખ્ય કામ

એ જ રહે કે તેઓ જે જગ્યાએ કોઈ કારીગરને નિયુક્ત કરે તે સારી રીતે કામ કરી શકે એવો હોય અને સ્વભાવથી જ તેને એ કામ પસંદ હોય. વ્યક્તિની શક્તિનો ક્યાસ કાઢીને પછી તેને કામ સોંપવામાં આવે તો જ તે સારૂં કરી શકે. જે કામ ખૂબ અઘરું હોય તો વ્યક્તિ ગૂંચવાય, તેના ટેબલ પર ફાઈલોના ઢગલા ખડકાય. જો કામ ખૂબ સહેલું હોય તો પરિણામ કંટાળો, માનસિક અસ્થિરતા, દિવાસ્વપ્ન અને અસંતોષમાં આવે. વ્યક્તિની આંતરિક શક્તિઓનો સંપૂર્ણરીતે ઉપયોગ થાય, તેને ઉત્સાહ પ્રાપ્ત થાય ને તેની આવડતો વધુ ખીલે ત્યારે જાણવું કે કામ તેને અનુકૂળ નીવડ્યું છે.

એક વ્યક્તિની કસોટી કરતાં સમૂહ કસોટીઓનું પરિણામ સારૂં આવે છે. જુદી જુદી કસોટીઓના બંધારણમાં ફેર હોય છે, વળી જુદાં જુદાં કાર્યો માટે જુદી જુદી કસોટીઓ નિશ્ચિત થયેલી હોય છે. ખાસ કરીને સરકારી કાર્યાલયોમાં કારકૂનો, સ્ટેનોગ્રાફર્સ, સહાયકો અને વડાધિકારીઓની નિમણૂંકો કરતી વખતે કાર્યક્ષમતા અને કાર્યના ધોરણ માટે કસોટીઓ ખૂબ જરૂરી છે. એક હોદ્દા પરથી બીજા હોદ્દા પર ચડાવતી વખતે વધારે વર્ષની નોકરીને મહત્ત્વ આપ્યા કરતાં તેની કાર્યદક્ષતા કસીને હોદ્દાનું પરિવર્તન કરવામાં આવે તો વધુ સારૂં. અત્યારે સરકારી ખાતાંઓમાં તંત્રની શિથિલતા કેટલી વધી ગઈ છે એ સુવિદિત છે.

વ્યકિતત્વનાં લક્ષણો, વલણો અને વ્યકિતનું સંસ્થા પ્રત્યેનું સ્વમાન ( Morale ) વગેરે પણ અમુક અંશે માપવાં જોઈએ. અરજી કરનાર માનસિક શકિતઓ ઊંચા પ્રકારની ધરાવતો હોય, તેનામાં કાર્યકુશળતા પણ સારી હોય અને વ્યકિતત્વ પણ હોય, છતાં, અમુક નોકરી માટે એ અનિચ્છનીય પણ સિદ્ધ થાય. કોઈપણ સંસ્થામાં અન્ય વ્યકિતઓની સાથે સહકારથી કાર્ય કરવા માટે તેના વ્યકિતત્વનાં લક્ષણો તેને સફળ ન બનાવે તો? કોઈપણ વ્યકિતને કામ આપતાં પહેલાં આ પ્રશ્ન વિચારવો પડે છે; અને તેનું નિવારણ વ્યકિતત્વની કસોટીઓ વડે થાય છે. માનસિકરીતે નાદુરસ્ત માણસ માટે કસોટીઓ સાવ નકામી છે. અરજી કરનારના અંગત શોખો ને રસવૃત્તિઓ પણ પ્રશ્નો દ્વારા જાણી લેવાં જોઈએ. તેની ચાલુ કે ભૂતકાળની પ્રવૃત્તિઓ, તેના શોખો, તે રજાઓનો શી રીતે ઉપયોગ કરે છે તે અને તેને કઈ રમતોમાં મઝા પડે છે એવી સામાન્ય દેખાતી બાબતો પરત્વે પણ બેધ્યાન ન બનવું જોઈએ. ફક્ત તર્કથી વ્યકિતમાં સંસ્થા પ્રત્યેનું ગૌરવ ( Morale ) નથી ઉદ્ભવતું. એના માટે તો કાર્યાલયનું વાતાવરણ સહૃદયી હોવુ જોઈએ, ગુસ્સો પ્રદર્શિત કરતી લાલ આંખોવાળો ઉપરી કામદારને ઉલટો વધારે નફ્ફટ બનાવે છે. તેણે તો પ્રેમભરી નજરથી કામદારના કાર્યને પ્રશંસીને પ્રોત્સાહન આપવું જોઈએ કે, જેથી પોતાની સંસ્થા પ્રત્યે અનુરાગ ને અભિમાન તેનામાં આપમેળે જાગૃત થાય.

છેલ્લે આ આખા પ્રશ્નનો ઉકેલ આણવાનું કામ સરકારનું જ છે. માનસશાસ્ત્રીય સંશોધન મંડળની સ્થાપના કાયદેસર રીતે સરકારે કરવી જોઈએ. આ મંડળમાં કામ કરતા હોદ્દેદારો વ્યકિતઓની પસંદગી માટે જવાબદાર ગણાવા જોઈએ. માનસશાસ્ત્ર તો આ ક્ષેત્રમાં એટલો ફાળો આપશે, ને પસંદગીની પદ્ધતિઓમાં વ્યવસ્થા આણીને વ્યકિતગત ગમા-અણગમા જેવી બાબતોને ધ્યાનમાં રાખતાં શીખવશે. ઉમેદવારના સમગ્ર વ્યકિતત્વનો વૈજ્ઞાનિક અભ્યાસ અને કાર્યનું વિશ્લેષણ એ બંને વસ્તુઓ પર ભાર મૂકીશું તો આ પ્રશ્નનો નિવેડો જલદી આવશે; વ્યકિત વધુ સુખી બનશે ને સમાજ ખૂબ પ્રગતિ પામશે. આથી આપણા ઉદ્યોગપતિઓ ને સરકાર ઔદ્યોગિક માનસશાસ્ત્રના વિજ્ઞાનનો જેટલો વધુ ઉપયોગ કરશે એટલું દેશનું હિત વધુ સધાશે.

*



'સિદ્ધાર્થ'

# દીક્ષિતને દીક્ષા !

આજે તો આ વાર્તાનાયિકા સુભગા જેવી કેટલીય યુવતીઓ આપણા સમાજમાં નજરે ચઢે છે. તેમને એવી બનાવતો દંભ સહેજ હળવો થાય તો ? પણ દંભી માનસ એમ જલદી પલટાય પણ શાનું ? એને તો ખૂબ આકરી કસોટીમાંથી પાર ઉતરવું પડે છે........

'આમ ને આમ હું કદાચ રહીજ જઈશ તો ?' એ પ્રશ્ન સુભગાની સામે આવ્યો ને એની સામે ચિત્રોની હારમાળા શરૂ થઈ ગઈ. એમ તો એ ભણતી હતી ત્યારથી અનેક પુરુષમિત્રો કરતી આવી હતી. અને એ મિત્રોનો સંબંધ 'ભાઈ'થી શરૂ થઈને કેટલાકમાં તો 'પ્રિયતમ' સુધી પણ પહોંચી ગયો હતો. અને છતાં કૉલેજ છોડી ત્યાં સુધી એ બધામાંથી એકેય સાથે જિંદગીભરનો સંબંધ ન બાંધી શકી તે ન જ બાંધી શકી. બંધાવું એના સ્વભાવમાં જ નહિ હોય ત્યારે ને ?

અને પછી એની નજરમાં રાખેલા યુવકો પણ એક પછી એક યોગ્ય પાત્ર સાથે પરણવા લાગ્યા ત્યારે એને ચટપટી થવા માંડી. અંતે એને પણ થઈ ગયું કે 'આમ ને આમ હું કદાચ રહી તો નહિ જાઉં ને ?'

આ પ્રશ્ન પણ એના મનમાં તો હજુય ન ઊઠત. પણ એક દિવસ એની બેનપણી ભૃંગાને ત્યાં એ ગઈ ત્યારે સુભગાનો એક મિત્ર કંઈક વાતો કરી રહ્યો હતો. સુભગાને પણ કોઈ દિવસ નહિ ને આજે આવી રીતે ચોરી છૂપીથી વાત સાંભળવાનું મન થયું. પેલો યુવક સુભગાની સાથે એટલા બધા નજીકના સંબંધમાં આવ્યો હતો કે ઘણાને તો લાગેલું જ કે હવે સુભગા ખીલે બંધાશે. પણ એ સંબંધ પરાકાષ્ટાએ પહોંચ્યા પછી પણ સુભગા પેલાને લગ્ન માટે નકાર સુણાવી બેઠી એ વાત જગજાહેર થઈ જતાં બહુ વાર ન લાગી. અને સુભગાના નકારની રાહ જોઈને જ જાણે બેઠી ન હોય તેમ ભૃંગાએ પેલાને ઝડપી લીધો. અને હવે તો એ બન્ને લગ્ન કરવાની તૈયારીમાં પણ હતાં એટલે એ જ વાતો ચાલતી હશે એ ઈરાદે સુભગાએ કાન સરવા કર્યા.

સુભગાના કાને પેલા યુવકના શબ્દો પડ્યા : 'મને તો ભય રહે છે કે આમ ને આમ સુભી લટકતી જ રહી જશે તો ?'

સુભગાના મનમાં આવો ભય આજ સુધી નહોતો એટલે આ પોતાના જ વિષે ઉચ્ચારાયેલું વાક્ય તેના મગજમાં કોરાઈ ગયું. એ વખતે તો કશી અસર ન થઈ. પણ જ્યારે એ બન્નેને મળીને પોતે એકલી જ ત્યાંથી પાછી ફરી ત્યારે તેનું મોં સાવ ફીકું પડી ગયું હતું. આખો રસ્તો એ જ વિચારોમાં ગરક હતી. ઘેર આવીને પણ એનું અસ્વસ્થ મન એકાંત ઝંખવા પોતાની જ રૂમનાં બારણાં બંધ કરીને અંદર ભરાઈ બેઠું.

આ એક જ પ્રશ્ન એને સતાવી રહ્યો. એ સાથે જ તેની સ્મૃતિમાંથી એક પછી એક યુવકો સરકવા લાગ્યા. બીજું તો ઠીક પણ જે જે યુવકોએ તેની સાથે લગ્નની માગણી કરી હતી અને પોતે કંઈક ગર્વથી અને કંઈક તુચ્છકારથી એ બધાની જે રીતે અવગણના કરી હતી તેમાંથી બે ત્રણ જ હવે બાકી રહ્યા હતા. જે પરણી બેઠા હતા તેય કોઈને પણ ઈર્ષા ઉપજાવે તેવું સુખી દામ્પત્ય જીવન જીવી રહ્યા હતા. જે બે ત્રણ બાકી રહ્યા હતા તેમાંથી એકે તો આજે જ એની ગડમથલ વધારતો વિચાર એના મગજમાં ઠસાવી દીધો હતો.

ત્યાં જ ભૃંગાની સાથે વાતો કરતો એ યુવક એના મનમાં એકાએક ધસી આવ્યો. હજુ તો ત્રણેક માસ જ થયા હશે ત્યાં એ ભૃંગાનો પણ થઈ બેઠો ? એમાંય દોષ તો પોતાનો જ હતો ને ? આવો ફાંકડો અને બધી રીતે ઠાવકો ગણાય તેવો યુવક પતિ તરીકે કઈ યુવતીને પસંદ ન પડે ? અને તેમાંય ભૃંગા જેવી આદર્શ યુવતી તો આવા પતિની જ શોધમાં હોય ને ? શા માટે પોતે એની સાથેનો સંબંધ પરાકાષ્ટાએ ગયા પછી પણ છોડી દીધો ? એવા તો અનેક યુવકો





એના સંબંધમાં આવી ગયા હતા. પણ એ બધાથી કંઈક વિશેષ પક્ષપાત કરી શકાય તેવો આ સંબંધ નહોતો? જે દિવસે સુભગાએ ચોખ્ખી ના સુણાવી દીધી ત્યારે એ યુવક કેટલો બધો હતાશ થઈ ગયો હતો? કોઈપણ કોમળહૃદયી નારી આવા સરસ પુરુષ સાથે આટલી હદ સુધી નિષ્ઠુર બની શકે ખરી?

આ બધા વિચારો-પ્રશ્નો સાથે જ ભૃંગાની અદેખાઈ આવે એવું સુભગાનું મન આજે નબળું પડી ગયું હતું. એકાદ અઠવાડિયામાં જ એ બન્ને પરણી જશે. અને બીજાં સુખી દંપતી જેમ એક આ વધુ દંપતી પણ સુભગાને રોજ દૃષ્ટિ સામે દેખાશે.

સુભગા લગ્નવય વટાવી ચૂકી હતી તેનું આજે જ જાણે પોતાને સાચું ભાન થયું. એમ તો ભૃંગા એનાથી બહુ નાની નહોતી. છતાં ચાર પાંચ વરસે નાની ભૃંગા પણ લગ્નવય વટાવ્યા પછી જ લગ્ન કરવા તૈયાર થઈ હતી એટલે પોતે ચાર-પાંચ વરસે મોટી છે એ ખ્યાલે બહુ વિચારો એ ન કરી શકી. છતાં હવે પાત્રનો પ્રશ્ન તો એમ ને એમ જ ઊભો રહ્યો ને?

એની નજરમાં આવે એવા હવે તો બેએક યુવકો જ રહ્યા હતા. એ બન્ને પાસે સામે ચાલીને જવામાં પોતાને નાનમ નહોતું લાગતું. પણ પહેલ કરનાર પુરુષની સામે એ પોતે શી રીતે પ્રસ્તાવ રજૂ કરી શકે?

છતાં જે ધ્યાનમાં હતા એ બન્ને યુવકો માટે એણે તપાસ શરૂ કરી. આ દિશા તરફ કોઈ દિવસ પોતે વિચાર જ નહોતી કરતી એટલે કામ જરા કપરું તો લાગ્યું જ, પણ પોતે એકલી હતી એ ખ્યાલ પણ એને હિંમત આપનારો નીવડ્યો. મિત્રોથી ઘેરાયેલી સુભગા આમ સાવ એકલી પડી જશે એવો તો એને ખ્યાલ જ ક્યાંથી હોય? પણ જ્યારે એક પછી એક બેનપણીઓ પરણી પરણીને સાસરે ચાલી ગઈ, એક પછી એક પુરુષ મિત્રો પરણીને ઘર માંડી બેઠા, પછી સુભગાની ઇચ્છા ન હોય તો ય તે એકલી જ રહેવા લાગી ગઈ. એનું રૂપ, યૌવન, તરવરાટ, આવેશ, મળતાવડો સ્વભાવ બધું ય જાણે હવે કંજૂસ બની ગયું. ભલી એની નોકરી અને ભલું એનું ઘર. ઓફિસમાં પણ કામ સિવાય વધુપડતી વાત સ્ટાફના કોઈ માણસ સાથે કરવામાં જાણે એને શ્રમ પડતો હોય તેમ જરૂર પૂરતું જ બોલતી. એના મૅનેજર સાથે પણ ઘણીવાર વાતોના તડાકા મારતી સુભગા હવે સાવ મિયાંની મીંદડી બની ગઈ હતી. ઓફિસના સ્ટાફનું ધ્યાન પણ તેના આ પરિવર્તન તરફ દોરાયું તો હતું જ. અને એ બધાને જાણે વાતો કરવાનું નવું વસ્તુ જડી ગયું. એક દિવસ તો મૅનેજર પોતે જ સ્ટાફના તેના એક સહકાર્યકરને કહી રહ્યા હતા કે 'બાપડી પ્રેમમાં નિષ્ફળ ગઈ લાગે છે!' ત્યારે કૅબિન બહાર ઊભેલી સુભગાના કાને એ પડ્યું અને એનું વિચાર-ઘમસાણ જાણે મર્યાદા વટાવી ગયું!

પહેલાંની સુભગા રહી જ નહોતી નહિતર મૅનેજર તો શું કોઈને પણ એ ચોખ્ખા શબ્દોમાં સુણાવી શકત. પણ આજે તો તે મનમાં જ સમસમી રહી. ઓફિસ છૂટવાનો સમય થયો હતો એટલે એ સડસડાટ કરતી બહાર નીકળી ગઈ.

સુભગાના જીવનનો આ ઝોક એ પોતે પણ ન સમજી શકી. વિચારવંટોળમાં ફસાવા છતાં એ પોતાની જાતને એમાંથી બચાવી ન જ શકી.

ભૃંગાના લગ્નની કંકોત્રી આવી ત્યારે એ લગ્નમાં હાજરી આપવા તો ન જ જઈ શકી પણ અભિનંદનના બે શબ્દો પણ ન મોકલી શકી એનું સૌથી વધુ એના મનને ડંખ્યે ગયું. ભૃંગા એકલી જ એની બેનપણી નહોતી પણ ભૃંગાનો પતિ પણ પોતાનો એટલો જ નિકટનો મિત્ર હતો. સુભગા આટલી બધી હૃદયહીન બની શકતી હશે એ તો આ બન્નેએ લગ્ન પછી જ પહેલીવાર જાણ્યું. પોતાના લગ્નની પાર્ટીમાં હાજર રહેવા સુભગાને ખાસ તેડું મોકલ્યું ત્યારે પણ સુભગા ઘેર હાજર નહોતી એટલે એનો જવાબ વાળવાનો ત્યારે પ્રસંગ ઊભો જ ન થયો. પણ



પરણીને એ બન્ને વિદેશ જઈ રહ્યા હતાં ત્યારે મિત્રોએ આપેલી વિદાયમાનની પાર્ટીમાં પણ સુભગા છેલ્લી ઘડી સુધી ન જઈ શકી તે ન જ જઈ શકી. અને બીજે જ દિવસે વિદાય થતું એ યુગલ સવારના પહોરમાં સુભગાને મળવા આવ્યું ત્યારે સુભગાની થયેલી સ્થિતિ તો કેમેય વર્ણવી જાય તેમ નહોતી.

આટલા થોડા દિવસોમાં જાણે સુભગા કેટલાંય વરસો ન વટાવી ચૂકી હોય તેવી એ નવપરિણીત દંપતીને લાગી ત્યારે તેમને એની દયા આવી ગઈ. અને છતાં સુભગાના દિલમાંથી વેદનાનો એક હરફ પણ ન જ નીકળ્યો. ભાવભીના સ્વાગત સાથે જ ભાવભીની વિદાય આપી. એના મનનો ડંખ બહાર જરા સરખોય ન દેખાયો એ બન્નેને તો ગમ્યું પણ એને પોતાનેય એ વધુ ગમ્યું. અને જતાં જતાં ભૃંગાએ ખૂબ સ્નેહભાવે કહ્યું:

'સુભી, તારા લગ્ન વખતે અમે હાજર નહિ રહી શકીએ એનું દુઃખ અમને બન્નેને સાલે છે.'

જવાબમાં સસ્મિત થતી સુભગા મૂંગી જ રહી.

જે બે યુવકો સુભગાની નજરમાં હતા એ માટે પણ નિરાશ થવાનો જ વખત આવ્યો ત્યારે તો એ ખરેખર હિંમત હારી બેઠી. રહી રહીને એના જીવનમાં લગ્ન માટેના જાગેલા કોડ આમ સાવ વીલાઈ જશે એ ખ્યાલે એના મનની વિકૃતિએ અનેક માર્ગો ચીંધાડ્યા. અને એ બધાનો ઉકેલ પણ એ શોધી બેઠી હોય તેમ બીજા જ દિવસથી એ મથી રહી.

કંઈક મોજશોખમાં પાવરધી સુભગા ત્યારથી સાવ સાદાઈમાં રહેવા લાગી. એની સૌંદર્ય પ્રસાધના પણ બિલકુલ બંધ થઈ ગઈ. પોતાના ઘરનું રાચરચીલું પણ આડોશ પાડોશમાં છુટ્ટે હાથે વહેંચવા લાગી ગઈ. એનું ઘર જાણે અધ્યાત્મધામ બનવા લાગ્યું. સંસાર છોડીને કોઈ સાચા વૈરાગ્યની ભાવના એનામાં પ્રવેશી ન ચૂકી હોય તેમ એ વધુ ને વધુ આત્મરત બનવા લાગી.

અને તેના અધ્યાત્માભ્યાસમાં એક દિવસ એનો એક પ્રિય મિત્ર એની સ્મૃતિમાં ખડો થયો. જે ચાર–પાંચ યુવકો સાથે પોતે નિકટનો સંબંધ બાંધ્યો હતો તેમાંનો એક સુજાત પણ હતો. સુજાત અભ્યાસુ, સમજણવાળો અને બીજા બધા યુવકોથી કંઈક ઓછો છેલબટાઉ હતો. સુજાત અને સુભગાનો શી રીતે મેળ જામેલો એ જ કોઈ સમજી ન શકતું. બહુ જ સીધો સાદો અને ભોળો સુજાત આવી આઝાદ, ઇશ્કી અને છટકેલ સુભગા સાથે શી રીતે ભળી શકે છે અથવા તો સુભગા એનાથી સાવ ભિન્ન રૂચિના યુવક પ્રત્યે આટલું આકર્ષણ શી રીતે ટકાવી શકે છે એ જ બધાને મન કોયડો હતો. અને એ છતાં બન્ને સૌથી વધુ હળતાં મળતાં. એ એક જ એવો યુવક સુભગાના જીવનમાં પ્રવેશ્યો હતો કે જેને પોતાનો સાથી બનવા સુભગાએ સામે ચાલીને વિનવ્યો હતો.

પણ સુજાત ન માન્યો તે ન જ માન્યો. અને એક દિવસ સુભગાએ સાંભળ્યું કે સુજાતે સંસારનો વૈભવ ત્યજી દીધો છે. એને વૈરાગ્ય ધારણ કરી લીધો છે—એ સુજાત આટલે વરસે ફરી સુભગાને સ્મરણે ચડ્યો.

પોતે ધર્મ તરફ ખૂબ સહજતાથી ઢળી શકી હતી. કોઈ એક જ ધર્મને વળગી ન રહેતાં એ દરેક ધર્મનો અભ્યાસ કરતી થઈ હતી. એટલે જ તેના ઘેર અધ્યાત્મવાદીઓની જમાતમાં પીર–પાગોરાના મૌલવી ફકીરથી માંડીને જૈન, બૌદ્ધ, બ્રાહ્મણ દરેક સંપ્રદાયના અધ્યાત્મજનોનો અવરજવર વધવા લાગ્યો. જાણે સુભગાનું ઘર એક તીર્થસ્થાન બની બેઠું. પોતે નોકરી માટે પણ હવે બહુ ચીવટ રાખતી બંધ થઈ ગઈ. પણ જે સંસ્થામાં એ નોકરી કરતી હતી એ સંસ્થાના કર્મચારીઓને સુભગા માટે પૂરું માન હતું. એ સુભાગને કોઈપણ હિસાબે નોકરીમાંથી મુક્ત કરવા માગતા નહોતા. અને સુભગાની નોકરી પણ ઠીક ઠીક કાળ વટાવી ચૂકી હતી. એટલે હવે તો ઘેર બેઠા પણ એની નોકરી સ્વીકાર્ય જ રહે તેમ હતું.





સુભગાનો આ સંસારમાં રહીને જ જન્મેલો વૈરાગ્ય ઘણાને મન શંકાસ્પદ હતો અને ઘણાને મન સાચો પણ હતો. એની એકલતા આ રીતે પણ ભાંગી હતી એ જ એનો મોટો આનંદ હતો. એ આનંદમાં મગ્ન બનતાં પણ શીખી ગઈ હતી.

એક દિવસ સવારના નિત્યકાર્યથી પરવારીને એ કાંઈક વાંચવામા મશગૂલ હતી તેના ઘરના દરવાજામાં પ્રવેશતા બે જૈન મુનિઓનો 'ધર્મલાભ' અવાજ સાંભળીને એ એકદમ ઊભી થઈ ગઈ. બન્નેને ખપતુ વહોરાવીને જ્યાં એ પાછી પુસ્તક હાથમાં પકડવા જાય છે ત્યાં જ 'ધર્મલાભ' બોલતા એક યુવાન મુનિ સામે એની દૃષ્ટિ મળી ગઈ. પોતે જીભ સુધી આવેલો 'સુજાન' શબ્દ ઉચ્ચારવા જાય છે ત્યાં જ મુનિશ્રી બોલી ઊઠ્યા :

'સુભી, આનંદમાં તો ખરી ને!'

ક્યારેય ન રડેલી સુભગાએ એ જ ઘડીએ આંખમાંથી દડદડ આંસુ ખેરવી દીધાં એ આ મુનિથી ન જોવાયું એ યુવાન મુનિ અને તેમના વયોવૃદ્ધ ગુરુની ત્યજી દીધેલી આસક્તિ પણ જાણે ઝંખવાઈ ગઈ. શિષ્યને પોતાના સાચા ધર્મનો ખ્યાલ આપ્યો. અને પૂર્વજીવનની આખી વાત જાણી-સમજીને બન્નેના જીવનને દીપાવતા સંસારધર્મનો ઉપદેશ આપીને ગુરુજી એકલા ઘરનો બહાર નીકળી ચાલતા થયા.

★

બળદેવ મહેતા

## શૂન્યલોકની સૃષ્ટિ

આ શૂન્યલોકની સૃષ્ટિ
શૂન્યતણા મહાસાગરમાં આ મૌનતણી શી વૃષ્ટિ,
અંતરપટથી અવલોકું સંકેલી પાર્થિવ દૃષ્ટિ.
આ શૂન્યલોકની સૃષ્ટિ.
શરદતણાં અભ્રો જેવાં કે સૂર્ય કિરણ જેવાં પીળાં,
સંધ્યાની લાલિમા જેવાં, ઝરણગીત જેવાં શીળાં,
મનના મારા મનતરંગો સ્મૃતિવિહીન થઈ પળી રહ્યાં
એકાકાર બનીને એનાં દૈવતમાં એ ભળી રહ્યાં,
સાત્વિક ભાવો સળવળી રહ્યા.
સર્વ તત્વના સાર ધારતી કાયા ઉપર કષ્ટ નથી.
ગિરિશિખરથી, શૂન્યસાગરે, મોક્ષ વિના શું ઇષ્ટ નથી.
જાવ બધાં સંસારી સ્મરણો, જાવ તમોને મુક્ત કરું
મહાપદોના શૂન્યલોકમાં મોક્ષ ધરીને મુક્ત કરું.
નિર્વાણે અંત છે જેનો
સહજ મળે નિર્વાણ રૌરવે રમતાં રમતાં જાણું,
સંસારીની ઉપાધિઓમાં મૌન ધરી શું ગાણું,
આ શૂન્યલોકની સૃષ્ટિ.

★

ઉશનસ્

## સૌંદર્યબોધ

હાવાં ખૂલ્યાં નયન નૂતન તેજવંત
મૂઢાંધ જે ભવતણાં, કશું યે ન પેખે,
જોઉં : (સુદીર્ઘ ગયું આયુ અહો, અલેખે)
સૌંદર્યનું ઝુલુસ નીકળ્યું શું અનંત!

હું પંથ કૂર્મપીઠ શો વહું વિશ્વભાર
આંખો કરી સતત બંધ; થતાં પ્રબુદ્ધ
જોઉં ઊભો હું ફૂટપાથ પરે વિમુગ્ધ
યુગો તણી વહી રહી વણઝારધાર!

આ રમ્યતા વિવિધ આંખ નિહાળી શ્રાન્ત,
નેણા ચગ્યા અહીં, પણે વિખરાય પેલા,
ભૂલી જવાય ભૂત સાંપ્રત જોઈ ખેલા,
હાં જોઉં તો ત્યહીં ગુમાણું, હું દૃષ્ટિભ્રાન્ત!

આંખો ખૂલી, ખૂલી અનંત તૃષા, અતોષ
સૌંદર્ય નિઃસીમ અને લઘુદૃષ્ટિકોષ.

★



ઈશ્વર પેટલીકર

# સંતતિ નિયમન—૧

'હિંદુસ્તાનમાં સ્ત્રીઓની ફરજ તદ્દન સ્પષ્ટ છે. તેમને બહુ છોકરાં ન હોવાં જોઈએ.'—આ વાક્ય ઉચ્ચારનાર આઈન્સ્ટાઈનની સાથે સંમત થવાની જવાબદારી હિન્દના પુરુષોની પણ તેટલી જ છે. આ આખો લેખ એક અધિકારી કલમે લખાયેલો છે. :ઉપરના વિધાનને વધુ મજબૂત બનાવવા માટે........

કૃત્રિમ સંતતિનિયમનની હું તરફેણ કરું છું એ જાણતાં એક સમાજસુધારક ચોંકી ઊઠયા. રૂબરૂ મળતાં એમણે મનનો ભાવ વ્યક્ત કરતાં કહ્યું: 'તમે સુધારક થઈને કુધારાની તરફેણ કેવી રીતે કરો છો? એ અકુદરતી છે એટલે એને ટેકો આપી શી રીતે શકાય?'

આ ભાઈએ આટલો સરળ ભાવ વ્યકત કર્યો તે સારું હતું. બાકી ઘણા તો આ વાત આવતાં કાનમાં આંગળાં ઘાલી દે તેવા નીતિવાદીઓ પણ હોય છે. સમાજના ઘણા પ્રશ્નો એવા છે કે એના વિષે સામસામા મત પડ્યા હોય, શો નિર્ણય કરવો તે સામાન્ય માણસને સમજ પણ ન પડે.

સંતતિનિયમન પણ એક એવો સવાલ છે. મૂળ તો આપણા સમાજમાં જાતીય વિષયોનું જ્ઞાન પ્રજાને આપવામાં આવતું નથી. શાળા—કૉલેજોમાં એ બાબતનો ખ્યાલ મળતો નથી. ઘરમાં તો એ વાત થાય જ શી રીતે? પરિણામે સ્ત્રી પુરુષને જે વિષયનું જ્ઞાન હોવું જરૂરી છે તે જાતીય વિષય વિષે એ સાવ અજ્ઞાન હોય છે. અજ્ઞાન હોય છે ત્યાં સુધી તો ઠીક પણ એ વિષે કોઈ વાત કરે તો પણ અશ્લીલ માનવામાં આવે છે. જો જાતીય સુખ સ્ત્રીપુરુષને ભોગવ્યા વગર ચાલતું ન હોય તો પછી એનું જ્ઞાન અશ્લીલ શું કામ મનાવું જોઈએ?

આવા સમાજમાં ઉછરેલા આપણે, શું જૂનવાણી કે શું સુધારક, સંતતિનિયમનની વાત આવે છે ત્યારે લાગણીમાં તણાઈ જઈએ છીએ. બોલી ઊઠીએ છીએ—કૃત્રિમ સંતતિનિયમનની વાત જ ન થાય. એ અકુદરતી છે, નીતિનો ભંગ કરનારો માર્ગ છે. આમ સુધારક વર્ગમાં પણ આ મુદ્દા ઉપર મતભેદ છે એટલે એને પ્રજા આગળ મૂકવો એ નાજુક સવાલ છે. છતાં પ્રજાએ આ વિષયમાં વિચાર કરતી થવાની જરૂર છે એટલે આ વિષયને અશ્લીલ માની કે સુધારક સમાજનાય અમુક વર્ગને કુધારા જેવો લાગશે માની એને અસ્પૃશ્ય—વર્જ્ય ગણ્યો નથી.

સંતતિનિયમનના બે પ્રકાર છે. એક સંયમનો અને બીજો કૃત્રિમ સાધનોના ઉપયોગનો. પહેલો રસ્તો ઉત્તમ છે. એના વિષે બે મત છે જ નહિ. પરંતુ એ ઉત્તમ રસ્તે જવું કેટલું અઘરું છે તે વિષે પણ બે મત નથી. એ માર્ગે અમુક વીરલા નથી જઈ શકતા એમ પણ નથી. એક એવા સ્નેહી દંપતીને હું ઓળખું છું કે એમણે સ્વેચ્છાએ અમુક મુદત સુધી સંયમ પાળવાનું વ્રત લીધું છે. સાથે રહેવા છતાં વિષયસુખ ભોગવવાની વૃત્તિ જન્મતી નથી એમ પણ એમનો અનુભવ છે. કોઈ કોઈ દંપતી એવાં પણ હશે કે આવો સંયમ જિંદગીપર્યંત પણ પાળવાનાં વ્રત લીધાં હોય. આવા દાખલા હજારોમાં, લાખોમાં એક. બાકી બીજા રહ્યાં પાંડુનાં વંશજ.

પાંડુને ખાત્રી હતી કે પોતે સંયમ ગુમાવશે તો મરણને ભેટવું પડશે. એ માટે એણે સંયમનો પંથ સ્વીકાર્યો પણ ખરો. પરંતુ એક ક્ષણ એવી આવી કે પાંડુએ મરણને ભેટવાનું સ્વીકારીને વિષયસુખ ભોગવ્યું. એ રીતે આજે આપણે બધા આપણી સ્થિતિને ન પોષાય તેટલી પ્રજા કેવળ વિષયસુખને ખાતર જન્માવીએ છીએ.

એમાંથી ઊગરવું જોઈએ એમ તો સૌ કહે છે. પરંતુ કઈ રીતે ઊગરવું તે બાબતમાં મતભેદ છે. મતભેદમાં મુખ્ય એ છે કે સંયમનો કુદરતી રસ્તો લેવાવો જોઈએ—કૃત્રિમ સંતતિનિયમનનો અકુદરતી નહિ.

પહેલો રસ્તો ઉત્તમ છે, એ લઈ શકાય તેને માટે તો

કંઈ વિચારવાનું રહેતું નથી. પરંતુ એ રસ્તે જનાર અપવાદરૂપ રહેવાના, તો બાકીનાએ શું કરવું ?

એક બાજુ સુધારકો વિધવાલગ્નને, પુરુષના મોટી ઉંમરના લગ્નને (એને અનુરૂપ સ્ત્રી હોય એ શરતે) સુધારા તરીકે છૂટ આપે છે. માણસ સંયમ ફરજિયાત પાળી ન શકે અને પળાવવામાં આવે તો વિકૃતિ જન્મે એ કારણ આ સુધારા પાછળ છે.

આમ સંયમ પાળવો સહેલો નથી એમ કહેનાર સુધારકો બીજી પળે સંતતિનિયમનની વાત આવે છે ત્યારે વિરોધ કરે છેઃ સંયમ પાળી સંતતિનિયમન કરો ! અકુદરતી રસ્તો ન સ્વીકારો.

પણ કુદરતી નથી એટલા કારણે વિરોધ શા માટે ? માનવજીવન જ્યારથી પગલાં માંડવા લાગ્યું ત્યારથી કુદરતને આપણે દગો દીધો છે. આજના આપણા રોજિંદા જીવનમાં કેટલાં તત્ત્વો કુદરતી છે અને કેટલાં અકુદરતી છે એનો આપણે વિચાર કરીએ છીએ ? પ્રાણીને જીવવા માટે જળ, અન્ન અને હવા ત્રણ વસ્તુ જોઈએ. આજે જળ પણ કુદરતી આપણે પીતા નથી, વોટરવર્ક્સની કટાઈ ગયેલી પાઈપોમાં થઈને એ આવે છે. અન્નને જે રીતે આપણે રાંધીએ છીએ તે કુદરતી છે ! આપણે એવાં ગીચ ઘરો બાંધ્યાં છે કે કુદરતી હવા પણ કેટલાને મળે છે ? ઘર બાંધવાં, કપડાં પહેરવાં એ કુદરતી છે ? ચા પીવી, બીડી પીવી, દારૂ પીવો, માંસ ખાવું, નાટક જોવાં, સિનેમા જોવાં, વાંચવું, લખવું, આ બધું શું કુદરતી છે ? આપણે જો સાચું કુદરતી જીવન જીવવું હોય તો બીજાં વનપ્રાણીની અવસ્થામાં પાછા ફરવું જોઈએ. પણ એ તો બને એમ નથી. દિવસે દિવસે આપણે વધુ ને વધુ અકુદરતી બનતા જઈએ છીએ. એ કારણે સંયમની કુદરતી વૃત્તિ પણ એટલા પ્રમાણમાં આપણી નષ્ટ થતી જતી હશે.

જો આપણે રોજિંદા જીવનમાં કુદરતી અકુદરતીનો વિચાર ન કરતાં હોઈએ તો પછી કૃત્રિમ સંતતિનિયમન વખતે કેમ કુદરતી અકુદરતી દલીલ આગળ કરીએ છીએ ? એનું કારણ એ છે કે આપણે આજના આપણા અકુદરતી જીવનથી એવા ટેવાઈ ગયા છીએ કે એ જ આપણને કુદરતી લાગે છે. જેનાથી આપણે નથી ટેવાયા તેના વિષે વિરોધ કરીએ છીએ. વીજળીના દીવા શરૂ થયા ત્યારે સમાજમાં એક વર્ગ એવો હતો કે એ અકુદરતી તેજને લીધે આંખોને નુકશાન થાય છે માટે તેનો ઉપયોગ ન કરવો જોઈએ—એમ કહેતો અને એ કારણે સગવડ હોવા છતાં અમુક લોકોએ એનો ઉપયોગ કરેલો નહિ, પરંતુ એ દીવા જૂના થતા ગયા તેમ એની સામેની અકુદરતી દલીલ ઓછી થતી ગઈ. એ કારણે જે ઘરોમાં એ નહોતા પ્રવેશ્યા ત્યાં આજે એનો પ્રવેશ થઈ ગયો છે. એથી આંખોને નુકસાન નથી થતુ એમ કહેવુ નથી. પરંતુ નુકસાન થશે એ બીકે એનાથી દૂર ભાગવાની વૃત્તિ ગઈ છે. કારણ કે હવે એ કુદરતી લાગે છે !

એવી રીતે સંતતિનિયમનનો સવાલ નવો છે. આજ સુધી સમાજમાં કૃત્રિમ રીતે સંતતિનિયમન કરવાની જરૂર ઊભી થઈ ન હતી. આજે આ સવાલ ઘર ઘરનો હોય તેમ લાગે છે. તેનું કારણ પણ સમાજજીવને જે પલટો લીધો તે છે. આપણી સામાન્ય પ્રજાનુ જે ગરીબાઈભર્યું જીવનધોરણ છે તે ઊંચું લાવવું જોઈએ એમ સૌ કહે છે. એ જીવનધોરણમાં મોજશોખનો સમાવેશ ન કરીએ તો પણ, પોષક ખોરાક, રહેવાની પૂરતી સગવડ, જીવનના વિકાસની સગવડો, અને પ્રજાની ઊંચી કેળવણી, આટલાં વાનાંનો ઓછામાં ઓછો સમાવેશ કરવો જોઈએ. આ રીતે જે માણસ પોતાના કુટુંબનો વિચાર કરે છે તેણે આવકનાં સાધન મર્યાદિત હોય તે સંજોગોમાં સંતતિનિયમનનો રસ્તો લેવો રહેશે.

એક બીજો વિરોધ છે નીતિનો. જે સ્ત્રી-પુરુષ નવા બાળક ઇચ્છતાં નથી તે આ રસ્તે જવાથી સંયમમાં ઢીલા બનશે. આ દલીલમાં સત્ય નથી એમ ન કહી શકાય, પરંતુ નીતિનો આપણે બીજી રીતે પણ વિચાર કરવો જોઈએ.



નીતિ એટલે સમાજને ધારણપોષણ કરનારો આચાર. એ અર્થમાં વધુ પડતાં બાળકોને જન્મ આપવો એ પણ નીતિ નથી. વળી ઉપરાઉપરી સુવાવડને લીધે સ્ત્રીના શરીરને જે ઘસારો પહોંચે છે, શરીર ખલાસ થઈ જાય છે એમાં પણ નીતિ નથી. તે સાથે જે બાળકનું પૂરતી રીતે પોષણ ન થઈ શકે, માબાપો પૂરતી કેળવણી ન આપી શકે, એ પણ નીતિ નથી. આ રીતે વિચાર કરતાં સંતતિનિયમનને લીધે માણસ ઓછો સંયમી બનશે તે નીતિભંગ ઉપરના પરિણામ કરતાં ઓછો છે.

સંતતિનિયમન અંગે બીજી દલીલ એ છે કે કૃત્રિમ સાધનો સંપૂર્ણ ખાત્રીદાયક નથી. એનો ઉપયોગ કરવા છતાં એ નિષ્ફળ નીવડ્યાના દાખલા બન્યા છે. પરંતુ આ દલીલ કરનાર એ ભૂલી જાય છે કે કોઈ વખત એવો અપવાદ બનતો હશે તેથી એ સાધનો ફાયદાકારક નથી એમ ન કહી શકાય, એમ કહી શકાય કે સંપૂર્ણ ફાયદાકારક નથી. એથી એકાદ બાળકનો ઉમેરો થવા સંભવ બને તો પણ બાળકોની મર્યાદા ઉપર કાબૂ આવશે. જે દંપતીને વિશેષ બાળકની જરૂર નથી એમ લાગે તે કૃત્રિમ સાધનોને બદલે ઓપરેશનનો રસ્તો પણ લઈ શકે. કૃત્રિમ સાધનો શરૂઆતમાં સુવાવડ વચ્ચેનું લાંબું અંતર રાખવા માટે ઉપયોગી ગરજ સારે, અને એ રીતે સ્ત્રીને ઉપરાઉપરી સુવાવડના ત્રાસમાંથી બચાવી શકાય. અમુક બાળકોની મર્યાદા પછી ઓપરેશનનો રસ્તો લેવાય તો એ સંપૂર્ણ ખાત્રીદાયક બને. વળી સ્ત્રીના ઓપરેશન કરતાં પુરુષનું ઓપરેશન એવું નાનું અને સરળ છે કે ઓપરેશનનો ભય પણ ઊભો થાય એવો નથી.

પશ્ચિમની સૂગ શા માટે? આ પ્રશ્ન પશ્ચિમના પ્રવાહને લીધે આપણે ત્યાં આવ્યો છે એ સાચું; પરંતુ આપણી પ્રજાએ આનો વિચાર નહોતો કર્યો એમ નહિ. સંતતિનિયમનનાં આજનાં સાધનો પશ્ચિમનાં છે, પરંતુ વાત્સાયન કામસૂત્રમાં સંતતિનિયમન માટે ઉપાયો સૂચવેલા છે. એટલે આ મુદ્દો આપણે ત્યાં જૂનો વિચારાયેલો છે જ. એ જૂની ન હોય તો પણ, પશ્ચિમમાંથી કોઈ વસ્તુ આવી શકે એ કારણે સૂગ રાખ્યે પણ નહિ પાલવે.

એક દિવસ જ્યારે આપણાં જીવન બાપદાદાના ધંધામાં અને વતનના સ્થળે જડાયેલાં હતાં ત્યારે જ્ઞાતિસંસ્થાના કિલ્લામાં એક ખીલો વાગે તેવી સ્થિતિ ન હતી. આજે ભલે જ્ઞાતિઓ હયાત હોય પણ એની પુરાણી પદ્ધતિમાં ગાબડાં પડી ગયાં છે. એ કોણે પાડ્યાં? આપણા બહારના વસવાટે. એવી રીતે જ્યાં સુધી દુનિયાના દેશો ભૌતિક રચનાને કારણે એક બીજાથી દૂર દૂરના હતા ત્યાં સુધી દેશ દેશના સંસ્કૃતિરિવાજ રહેણીકરણી જ્ઞાતિસંસ્થાની પેઠે સચવાઈ રહ્યાં હતાં. પરંતુ આજે દુનિયા વિજ્ઞાનનાં સાધનોને લીધે એક થઈ ગઈ છે.

આજના આપણા જીવનમાં પશ્ચિમની ઢબ આવતી જાય છે. જીવનધોરણની વાત, કેળવણીની વાત, જીવનની જરૂરિયાતો, રાજ્યતંત્રનો વહીવટ, એ બધું પશ્ચિમની અસરથી રંગાયેલું છે. એટલે એ બધા માટે જો આપણે આપણાં બારણાં બંધ ન કરી શક્યા તો સંતતિનિયમનનો વિચાર પશ્ચિમનો છે એ કારણે બારણાં બંધ કરી શકીશું? એથી ફાયદો થશે?

કૃત્રિમ સંતતિનિયમનનો આ લેખમાં પક્ષ કર્યો છે એટલે કોઈ એમ ન સમજે કે સંયમના કુદરતી રસ્તાને અવગણવામાં આવ્યો છે. સંયમ એ ગૌરીશંકર શિખર છે, જે ત્યાં સુધી ચડી શકતા હોય તે ચડે અને તેમને હજારો વંદન, પણ જે લોકો એ શિખર જોઈને બી જતા હોય તે કેવળ તળેટીમાં બેસી ન રહેતાં એમનાથી ચડી શકાય તેવું કૃત્રિમ શિખરે ચડે. એને અનિવાર્ય અનિષ્ટ તરીકે સ્વીકારે.

આ પ્રશ્ન અસ્પૃશ્ય ન માનવો જોઈએ. વળી આ વિષય એવો ગંભીર છે કે એના ઉપર મારા જેવાને અધિકારપૂર્વક બોલવાનો પૂરતો હક છે એમ માનીને મેં રજૂ કર્યો એવું પણ નથી. પરંતુ આપણે આ વિષયને અસ્પૃશ્ય માની મૌન રહીએ તે બરાબર નથી. એ ઉપરથી વિચાર કરવાની જરૂર છે. એના ઉપર





જ આપણા ભવિ કુટુંબની સમૃદ્ધિનો આધાર છે એટલે અંગુલિનિર્દેશ કરવાનો આશય છે. એ અશ્લીલ છે એમ માની સંકોચને કારણે આપણે ઉપેક્ષા કરીશું તો, જેમ કોઈ માણસ એના ગુહ્ય અંગ ઉપર રોગ થયો હોય અને સંકોચનો માર્યો ડૉક્ટરને બતાવ્યા વગર કે દવા કર્યા વગર બેસી રહે તો દર્દ વધી જાય, તેવી આપણી કૌટુંબિક સ્થિતિ થશે.

આપણે આ વિષય ઉપર વિચાર ન કર્યો હોય એટલે આ બાબતમાં આપણી શી ફરજ છે તેનો ખ્યાલ આપણને ન હોય તે બને. પરંતુ જે આના ઉપર વિચાર કરતા હોય તેમને આપણી સ્થિતિનો ખ્યાલ છે જ. પ્રોફેસર આઈન્સ્ટાઇન જગતના એક મોટા વિજ્ઞાની છે. અમેરિકામાં રહેવા છતાં એમણે આપણો જે અભ્યાસ કર્યો છે તેના ઉત્તર રૂપે શ્રીમતી અગ્રવાલને એક મુલાકાતમાં એમને કહ્યું: 'હિન્દુસ્તાનમાં સ્ત્રીઓની ફરજ તદ્દન સ્પષ્ટ છે. તેમને બહુ છોકરાં ન હોવાં જોઈએ.'

આ ફરજ આપણે બને તો કુદરતી સંયમથી અગર અનિવાર્ય અનિષ્ટ તરીકે સંતતિનિયમનથી અદા કરવી રહી.



**રમેશ પાઠક**

## પુનરુત્થાન

[ મરાઠી સાહિત્યના જાણીતા કવિ અને મારા મિત્ર શ્રી અશોક ટિળક ( સ્વ૦ રે૦ ટિળકના પૌત્ર) રચિત મરાઠી કાવ્યનો સુમંદારમાલા છંદમાં આ સમશ્લોકી અનુવાદ છે. કહેવાય છે કે ઇસુને તેના દુશ્મનોએ ફાંસી આપીને દાટ્યો, પછી તે મરણના ત્રીજા દિવસે કબરમાંથી ઊભો થયેલો. તેના આ મરણ પછીના જાગવાના ( સં૦ ઉત્+સ્થા ) પ્રસંગને 'પુનરુત્થાન' કહે છે. —ર. પા. ]

ફરી વ્યોમમાં ચંદ્રિકા છે ઝૂકી, ને ફરી દૂર ભાગ્યો જુઓ મેઘ આ,
ફરી આ તનુ તારકો દાખવે શું હસંતાં તનુ આસ્ય પોતાતણાં.
ફરી ધ્વાન્ત આ દુષ્ટ ભાગ્યું દૂરે, ને લપાયું, ખરે, ઘોર કો' રાનમાં,
ફરી તુષ્ટ થાતી અને તોષતી જે, પરિધાન શુભ્ર ગ્રહે તે ઇલા.

ફરી સૌખ્ય પૃથ્વી પરે સદાને, આજ શોકાશ્રુસિંધુ સુકાયા બધા,
નીચે સ્વર્ગ આવ્યું ધીરે પ્રેમભારે, ફરી લાડકી ભૂમિને ચૂમવા!
ફરી ગાલનાં અશ્રુબિંદુ બધાં છે સુકાયાં તહીં—ગાલની ઉપરે,—
ફરી ખેલતું રમ્ય ત્યાં હાસ્ય, દેતું ફરી દિવ્ય ચૈતન્ય શું આનને.

કરી નર્ત આજે, કરી ગાન, વિસારીએ સ્વત્વ—ના પાર આનંદનો,
કરો ગૌરવે કૂચ, સિપાઈ ઈશુતણા!—શૂર સેનાપતિ આપણો.
અહા! તે જયી!—ને જુઓ આજ ભાગે દૂરે ખૂબ 'ભીતિ'* છૂપાવા કહીં,
વળી મોહ–મૃત્યુ–જરાદિ પરાજીત સર્વે થઈ દૂર ભાગે કહીં.

અને ઊર્મિ આવી જુઓ સૌખ્ય કેરી, ત્રણે લોક ડોલ્યાં વળી તે થકી,
ફરી 'ખ્રિસ્ત' જાગ્યો! યશોગાન તેનાં વળી ગુંજતાં, ને ધરા નાચતી.

---

* 'ભીતિ, [ Fear-Personified ] સ્વયં ઇસુથી બી જઈને ક્યાંક છુપાઈ જવાના આશયે દૂર-સુદૂર ભાગે છે.





ડૉ. એન. એમ. શાહ

# સંતતિનિયમન—૨

આ જ વિષયનો આ અંકમાં શા બીજો લેખ અમદાવાદના જાણીતા હોમીયોપાથ ડૉક્ટર લખે છે તેથી આ વિષયની અધૂરી રહેલી માહિતી પૂર્ણ બને છે. સમજુ અને વિચારક મનુષ્યો પણ એને સોચે-વિચારે તો પણ આપણા દેશના ઘણા પ્રશ્નો આપોઆપ ઉકલી ન જાય ?........

બહુમતિ કુટુંબનિયોજનની કલ્યાણકારી યોજનાને આવકારવા તૈયાર છે. હવે પ્રશ્ન એટલે જ આવીને અટક્યો છે કે કુટુંબ નિયોજનના જે બે માર્ગો છે. જેમાં એક સંયમનો અને બીજો કૃત્રિમ સાધનો વાપરવાનો તેમાં કયો માર્ગ બધી રીતે સુયોગ્ય અને સામાન્ય રીતે સ્વીકાર્ય થઈ શકે તેવો છે ?

(૧) સૌ પ્રથમ કુટુંબનિયોજનની શકયતા સંયમના માર્ગે વિચારીએ. માની લો કે કોઈ પતિ–પત્ની પોતાને જોઈતી સંતતિ ઉત્પન્ન થઈ ગયા પછી આજીવન સંયમ :પાળી કુટુંબનિયોજન કરવાનું વિચારે. વિચાર ઘણો ઇષ્ટ છે. પરંતુ અહીં સવાલ એ થાય છે કે, ૩૦ થી ૫૦ વર્ષની ઉંમરના સ્ત્રી–પુરુષો સહજીવન માણતા છતાં જિંદગી પર્યંત તેમાં સાચા અર્થમાં સંયમ પાળી શકે ખરા ? સાથે રહેતાં, વિનોદ કરતાં, સહનિવાસ કરતાં પ્રણયી યુગલો, સંયમી રહેવાના નિર્ધાર છતાં એવી કોઈ ઊર્મિલ પળે મહિને, છ મહિને કે કેટલાંક વર્ષોના ગાળા બાદ અસંયમી બને તો કુટુંબનિયોજનની તેમની બધી જ ગણત્રીઓ ખોટી પડવાની સંભાવના નથી શું ?

પ્રેમથી ખદબદતાં હૈયાંઓ પળે પળે જેમની આંખોમાં હેતની હેલીઓ આવતી હોય, તેવાં પ્રણયી સ્ત્રી–પુરુષોએ ઉત્પન્ન થયેલા તદ્દન કુદરતી આવેગોને દબાવી દઈ કુટુંબનિયોજન ફક્ત કુદરતી માર્ગે જ કરવું એ વિચારભાવના શું કુદરતી છે ?

ગૃહસ્થ–જીવનમાં સંયમનું જેવું અગત્યનું સ્થાન છે, તેવું જ જાતીય જીવનમાં સ્ત્રી–પુરુષના સ્પર્શો–સ્પર્શમાં પણ પ્રેમની પરાકાષ્ટા અનુભવવાનું અને તે દ્વારા આરોગ્ય અને આયુષ્ય બંનેમાં વૃદ્ધિ કરનારું કોઈ અગમ્ય તત્વ રહેલું છે. તે સત્યનો ‘ લગ્ન ’ નામની પ્રથા ઉત્પન્ન કરીને સૌએ સાંપ્રત કાળથી સ્વીકાર કરેલો છે. આથી ગૃહસ્થ જીવનમાં કુટુંબનિયોજન એટલો કડક સંયમ પાળીને કરવાનું શકય પણ નથી. અને તેમછતાં માની લઈએ કે તે શકય છે તો પણ એક જ ઘરમાં સાથે સૂતાં, બેસતાં, આનંદ અને સુખ ચેનથી રહેતાં પતિ–પત્ની માટે આરોગ્યવર્ધક તો નથી જ. આ રીતે વિચારતાં સંયમ પાળીને કુટુંબનિયોજન કરવાની પ્રથા મને ખૂબ જ સંદેહભરી, અચોક્કસ અને અનારોગ્યકર જણાય છે.

(૨) કુટુંબનિયોજન અગર બાળકોની સંખ્યા પરિમિત રહે તે માટેનો બીજો કે જેને અકુદરતી માર્ગ કહે છે તે વિજ્ઞાને શોધેલાં સંતતિનિયમનનાં સાધનો વાપરવા વિષેનો છે.

આ બાબતમાં મારો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે જેઓએ કુટુંબનિયમનનાં વૈજ્ઞાનિક સાધનોનો વિવેકપૂર્વક ઉપયોગ કર્યો છે તેમને અનહદ લાભ પ્રાપ્ત થયા છે, જેમાંના કેટલાક નીચે આપ્યા છે.

ઉપરા છાપરી સુવાવડ નહિ આવવાથી અને યોગ્ય સ્પેસીંગ ( બે બાળકો વચ્ચેનું અંતર સંતતિનિયમનનાં સાધનો વાપરીને) કરવાથી એક બાળક પાંચ વર્ષનું થાય પછી બીજું બાળક અને બીજા પાંચ પછી ત્રીજું બાળક એ રીતે નિયોજન કરવાથી બાળકો માંયકાંગલાં જન્મતાં નથી, બાળકો સુદૃઢ અને વધુ આરોગ્યવાન જન્મે છે. અને બાળકોની સંખ્યા પરિમિત રહે છે.

વારંવાર સુવાવડ નહિ આવવાથી સ્ત્રીનો બાંધો મજબુત અને સુદૃઢ રહે છે. બે ત્રણ બાળકોની ૩૫ થી ૪૦ વર્ષની માતા ઉંમરમાં ઘણી નાની લાગે છે. અને પ્રથમની જેમ દર સવા વર્ષે બાળક ઉત્પન્ન થતું ન હોઈ, સ્ત્રી અકાળે વૃદ્ધત્વ પામતી નથી.





સંતાનનિયમનનાં સાધનો વાપરીને પોતાનો સુંદર બાંધો ટકાવી રાખનાર અનેક બુદ્ધિશાળી મહિલાઓનો મને પરિચય છે.

ક આર્થિક રીતે તો ખૂબ જ ફાયદો થાય છે કારણ કે જેમ નાનું કુટુંબ તેમ ખરચ ઓછું. આધુનિક જીવનમાં રહેલી આર્થિક સંક્રમણની ભીંસમાં રિબાઈ રહેલા મધ્યમ વર્ગના માનવી માટે આ કાંઈ ઓછી રાહતની વાત છે? અને જ્યાં સુધી વધુ સારી સ્થિતિ હોય છે, ત્યાં સુધી બાળકોનું લાલનપાલન વધુ સારી રીતે થઈ શકે છે. અને તેમને પૌષ્ટિક ખોરાક, સારાં કપડાં અને તે સાથે ઊંચી કેળવણી આપી શકાય છે.

હવે છેવટમાં કૃત્રિમ સાધનો કયાં વાપરવાં સલામત છે *તથા સામાન્યમાં સામાન્ય મનુષ્યને પોષાય તેવાં* છે તે દર્શાવું.

પુરુષો તેમ જ સ્ત્રીઓ માટે અનેક સાધનો પ્રચલિત થયેલાં છે, તેમ જ ઑપરેશન કરાવી કાયમને માટે સંતતિનિયમન કરાવી લેવાના પણ અનેક પર્યાયો છે. પરંતુ એમની યોગ્યાયોગ્યતા વગેરે બાબતો ચર્ચતા આ લેખ ખૂબ લાંબો થઈ જશે. તેમ ધારી અત્રે એટલું જ જણાવીશ કે કુટુંબનિયોજન માટે મને સહુથી સલામત, સહુથી ઓછું ખર્ચાળ, અને કડાકુટ વગરનું સાધન તે એક નાની સરખી ધાતુની વીંટી ( Ring ) છે જે ગર્ભાશયના મુખદ્વારને બંધ કરી રાખે છે. આ વીંટી પછીથી ત્રણથી પાંચ વર્ષ સુધી કામ આપે છે. હોશિયાર મીડવાઈફો અને સ્ત્રી ડૉક્ટરો આ વીંટી ફક્ત રૂા. ૩૦ થી ૪૦ માં પહેરાવી આપે છે. આ વીંટીને પછીથી કાઢવાની હોતી નથી, ચાર–પાંચ વર્ષ સુધી નિરાંત રહે છે. વિજ્ઞાને શોધેલ સંતતિનિયમનની આ છેલ્લામાં છેલ્લી, સૌના ખીસાને પોષાય તેવી કુદરતને ખૂબ જ અનુરૂપ ( આંગળીએ પહેરેલી વીંટીની જેમ આ વીંટીની હયાતીનો પણ ખ્યાલ આવતો નથી ) એવું આ સાધન હોઈ *કુટુંબનિયોજન સામાન્યમાં* સામાન્ય માનવીને રૂચી ઉત્પન્ન કરે તેમ છે. કેટલાંક સ્ત્રી–ડૉક્ટરો આને વિષે વિરુદ્ધ પ્રચાર કરે છે. અને તેઓ જણાવે છે કે આવી વીંટી પહેરવાથી ગર્ભાશયના રોગો થઈ આવે છે. આ બધી વાતો ઉપજાવી કાઢેલી અને ગલત છે. મારી જાણમાં એવી ચારથી પાંચ સ્ત્રીઓ છે જેમણે વીંટીનો ઉપયોગ કરે પાંચ પાંચ દસ વર્ષ થઈ ગયાં છે છતાં કોઈ પણ જાતની તકલીફ થઈ નથી.

આ સાધન વાપરવાથી સ્પર્શજન્ય સુખનો આનંદ પૂરે પૂરો જળવાઈ રહેતો હોવાથી કુટુંબનિયોજન ખૂબ જ સરળ, સગવડભર્યું (કારણ કે પ્રજોત્પત્તિની જરૂર જણાતા વીંટી કાઢી લઈ શકાય છે, જ્યારે ઑપરેશન વગેરે કરાવી લેવાથી પ્રજોત્પત્તિની કોઈ જ શકયતા રહેતી નથી.) અને બિનખર્ચાળ થઈ ગયું હોય છે. પરિણામે આ સાધન ખૂબ જ લોકપ્રિય થતું ચાલ્યું છે.

અંતમાં એટલું જ કહીશ કે કુટુંબનિયોજન કરવાથી જ સંસારમાં સુખ, સમૃદ્ધિ, સૌંદર્ય અને આરોગ્ય જળવાઈ શકશે. પછી ધ્યેય ગમે તે માર્ગે હાંસલ કરવામાં આવે. કુદરતી યા કૃત્રિમ.

*

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રૅપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.



મોહનલાલ વ્યાસ

# એક ટેક

ઑલ ઈન્ડિયા રેડિયોના ઑક્ટોબરમાં ઉજવાયેલા રેડિયોમાસમાં મજૂરભાઈઓ માટેની ટૂંકી વાર્તા હરીફાઈમાં જે છ વાર્તાઓ પસંદ કરવામાં આવી તેમાંની આ પાંચમી વાર્તા ઑલ ઈન્ડિયા રેડિયોના સૌજન્યથી અહીં મૂકી છે........

'યા ખુદા! મેં હમેશ ખેરાત કરતા રહું. કભી કિસીકી ખેરાત લેનેકા વખ્ત મુઝે ન દેના. મેં દેનેવાલા બન રહું. લેનેવાલા નહિ, મેરે ખૂનસે મેરી રોટી મેં પેદા કર લૂં. યહ મેરી ખ્વાહિશ બર લાના.' બન્નુમિયાંની આ હંમેશની બંદગી હતી.

આમ તો બન્નુમિયાં પાંચ હાથ પૂરો હતો. તેનું શરીર ભરાવદાર, માંસલ અને સ્નાયુબદ્ધ હતું. જ્યારે તે સુરવાલ, ઝીણી મલમલનું પહેરણ, માથે તુર્કી ટોપી, પગમાં ચકચકતા બૂટ અને હાથમાં સોટી સાથે બહાર નીકળતો ત્યારે આકર્ષક જુવાન લાગતો. એની ખુમારી ઓર હતી. પરંતુ જ્યારે ખુદાતાલાની બંદગી કરતો ત્યારે વિનમ્રતાનો પાર ન હતો; એનામાં ઈમાનદારી પણ એટલી જ હતી.

ખુદાની મહેરબાનીથી બન્નુમિયાં ઘરનો સુખી હતો. હંમેશ કંઈ ને કંઈ ખેરાત કરતો રહેતો. તકલીફ વેઠીને પણ દીનદુઃખિયાંને મદદ કરવાનું ન ચૂકતો. પૈસા એ રળતો એમ વાપરી પણ જાણતો. વ્યસનો એને ન હતાં એટલે એલફેલમાં એનો પૈસો ન જતો.

બન્નુમિયાં સાદો, સીધો, સરળ અને નેકદિલ મજૂર હતો. પ્રમાણિકપણે માલિકનું કામ કરતો. પછી એ સુખી કેમ ન હોય?

પણ જિંદગી એટલે તડકો–છાંયડો. એક સરખા દિવસ કોઈના જતા નથી. ઈશ્વર પણ હમેશાં સાચી પરીક્ષા કરતો રહે છે. સોનાને જેમ તપાવીએ તેમ શુદ્ધ થાય એ રીતે સાચ પણ અગ્નિ પરીક્ષાથી વધુ ઝળકે. બન્નુમિયાં પણ સાચનો કટકો હતો. એ કંઈ ખુદાની પરીક્ષામાંથી જરાય પાછો પડે એવો ન હતો. 'પ્રાણ જાય અરૂ વચન ન જાઈ' એ સંત તુલસીદાસની ઉક્તિ એની રગેરગમાં ઊતરી ગઈ હતી. 'એક ટેક'માં જ ઈન્સાનિયત રહેલી છે એવી એની દૃઢ માન્યતા હતી.

એટલે તો મજૂર આલમનો એ માનીતો થઈ પડ્યો હતો. એનો પડતો બોલ મજૂરો ઉપાડી લેતા. મજૂરોને એની સચ્ચાઈમાં અપાર વિશ્વાસ હતો.

*

આજ માનવ મહેરામણ ઉભરાતો હતો. સાબરમતીની રેતમાં અમર બાવળિયા નીચે નાખી નજર ન પડે એટલા મજૂરો ટોળે વળ્યા હતા. ગંભીર સ્વરે એક સંતપુરુષ અમૃતવાણી ઉચ્ચારી રહ્યા હતા. 'એક ટેક'નો મહિમા સંભળાવતા હતા. ઉછળતો માનવ મહેરામણ શાંતિથી સંતવાણી સાંભળતો હતો. બન્નુમિયાં પણ એકચિત્તે મહાપુરુષની વાણી સાંભળ્યે જતો હતો. એના નેક દિલની સોંસરવી આ વાણી ઊતર્યે જતી હતી. એના પાક દિલને હચમચાવતી હતી. સંતપુરુષ કહેતા હતાઃ—

'તમારી લડતનો આધાર તમારી હિંમત, ઈમાનદારી અને ખુદા પરના યકિન પર છે. આપણે પારકે પૈસે લડવાનું નથી. એમ કરીએ તો આપણે લડ્યા એમ ન કહેવાય. પારકે પૈસે લડીએ તો જગત આપણી હાંસી કરે. જે પરસેવો પાડીને રળે છે તે બીજાની પાસે હાથ લાંબો ન કરે. જે મજૂરી મળે તે કરીને લડત ચલાવવી જોઈએ. જેમ ધનવાનનું હથિયાર પૈસો છે તેમ આપણું હથિયાર મજૂરી છે. મજૂરી કરતાં શરમાય તેને ખાવાનો હક્ક નથી. આપણે મજૂરી છોડીએ તો દુનિયા રસાતળ જાય. ખુદાને સાક્ષી રાખી લીધેલા કસમ દૃઢતાથી પાળીએ. ખર્ચનો વિચાર કરતાં માલિકોએ મજૂરો સામે થતાં થરથરવું જોઈએ. મજૂરોને દબાવવાથી તો વેરભાવ અને કડવાશ વધે. છેવટે એમાં લાભ કરતાં હાનિ વધારે થાય.



'મજૂરોની લડતનો આધાર કેવળ તેઓની માગણીના અને કાર્યના ન્યાયીપણા ઉપર રહેલો છે. માગણી વ્યાજબી હોય પણ માગેલું મેળવવામાં અન્યાય વાપરે, જૂઠું બોલે, ફિસાદ કરે, બીજાને દબાવે, આળસ કરે અને તેથી સંકટ ભોગવે તો પણ તે હારી જાય.

'ગરીબોનો બેલી ખુદા છે. તદબીર કરવી એ આપણું કામ છે.તકદીર પ્રમાણે મળી રહેશે. ઈશ્વર પર ભરોસો રાખી ચુસ્તપણે અડગ રહીને જ્યાં સુધી ન્યાય ન મળે ત્યાં સુધી કોઈના પ્રત્યે વેરભાવ રાખ્યા વગર, દુઃખ સહન કરીને પણ શાંતિપૂર્વક ન્યાયી લડત ચલાવવી રહી.'

સભા પૂરી થઈ. બન્નુમિયાં ઊઠીને ઘેર ગયો. આજે એના ચિત્તમાં વ્યથા હતી. એ મજૂર હતો. મજૂર-વર્ગની કમજોરીથી એ પરિચિત હતો. આજે મજૂરોએ ટેક લીધી હતી. લીધેલી ટેક મજૂરો છેવટ સુધી પાળી શકશે કે કેમ એ વિચાર બન્નુમિયાને મુંઝવતો હતો. જેણે આગેવાની લીધી છે એ મહાત્માને મજૂરો મુશીબતમાં તો નહિ મૂકી દે ને? આ વિચારથી એનું અંતર વ્યથિત થતું હતું. આવનારી આફતનાં એ મંગળ એંધાણ હતાં કે શું?

હજારો મજૂરો કામ કરતાં બંધ થયા હતા. મિલોમાં હડતાલ પડી હતી. મજૂરોએ માલિકોના અન્યાય સામે લડત આદરી હતી. મહાત્માજીએ આને ધર્મ-યુદ્ધ બનાવ્યું હતું. એ સંતના ઉપદેશથી સંપૂર્ણ શાંતિ જળવાઈ હતી. શરૂઆતમાં મજૂરોના ઉત્સાહનો કોઈ પાર ન હતો.

પરંતુ આ તો દૂધનો ઉભરો હતો. દિવસ જતા ગયા તેમ ભૂખ અને દુઃખનો પ્રભાવ વધતો ગયો. ધીમે ધીમે ઉત્સાહ ઓસરતો જતો હતો. લીધેલી પ્રતિજ્ઞા ભૂલાવા લાગી હતી.

વ્યવહારદક્ષ શેઠિયાઓ મજૂરોના માનસથી અજાણ ન હતા. તેઓ રાહ જોઈ રહ્યા હતા. મજૂરોને નમાવવા અવનવા પેંતરા ગોઠવતા હતા. મજૂરો એના ભોગ ક્યારે બનશે એ કહેવું મુશ્કેલ હતું.

પરંતુ જે સંતપુરુષે મજૂરોની ન્યાયની લડત હાથમાં લીધી હતી એ તો ભગવાનને ભરોસે વહાણ હંકારે જતા હતા.

દિવસે દિવસે અમર બાવળિયા નીચેની સભાઓનો માનવ મહેરામણ પાતળો પડી રહ્યો હતો. મજૂરો થાક્યા હતા. હડતાલ તોડી મિલોમાં કામે જવાના ભણકારા કાનોમાં અથડાવા લાગ્યા હતા. ટેક ભૂલાતી હતી. બન્નુમિયાંનું દિલ સળગતું હતું.

કોઈએ કહ્યું: 'મહાત્માને તો ઉપદેશ આપવો છે. ભૂખમરો આપણે વેઠવો પડે છે. બૈરાંછોકરાં આપણાં ટળવળે છે. પોતે પેટભરીને જમે છે અને આપણને પેટે પાટા બાંધીને પ્રતિજ્ઞા પાળવાની શીખામણ આપે છે.'

આ વાત મહાત્માને કાને આવી. તેઓ ચમક્યા. સમજી ગયા. મનોમંથન ચાલ્યું. આ તો ધર્મયુદ્ધ હતું. અગ્નિપરીક્ષા હતી. અંતરનો અવાજ ઊઠ્યો: 'જ્યારે મજૂરો ભૂખે મરતા હોય ત્યારે તારાથી કેમ ખવાય?'

અમર બાવળિયાની આજની સભામાં જાણે કેમ વીજળી પડી હોય તેમ સૌ સ્તબ્ધ થઈ ગયા. થોડી વારમાં તો જેમ મેઘ વરસે તેમ સૌ કોઈની આંખોમાંથી આંસુઓની ધારાઓ વહેતી હતી. બન્નુમિયાં જડવત બની ઊભો હતો. મહાત્માએ પ્રતિજ્ઞા લીધી હતી કે 'જ્યાં સુધી આ લડતનો આખરી અંત નહિ આવે ત્યાં સુધી આહાર નહિ લઉં.'

બન્નુમિયાં એકાએક ઊભો થયો. તેના હાથમાં ખંજર હતું. સડસડાટ એ મહાત્મા સમક્ષ પહોંચી ગયો.

તે બોલ્યો: 'આપને અભી ન ખાનેકા કસમ લિયા હે વહ છોડ દેના ચાહિયે, અગર મૈં ઇસ ખંજરસે મેરા જાન દુંગા.'

મહાત્માએ હસીને બન્નુમિયાંનો ઉશ્કેરાટ શાંત પાડ્યો. પ્રેમથી સમજાવ્યો. લડતનું સ્વરૂપ અને ઉપવાસનું રહસ્ય સમજાવ્યું.

સભા પૂરી થઈ. બન્નુમિયાં ભીની આંખે ઘેર ગયો.

સારાયે મજૂર સમાજમાં મહાત્માના ઉપવાસના સમાચાર વીજળીવેગે પ્રસરી ગયા. સનસનાટી મચી ગઈ. મજૂરોને નમાવવા યુક્તિપ્રયુક્તિ યોજવા શેઠિયાઓ પણ મુંઝવણમાં પડ્યા. આવા પગલાંની તેઓને કલ્પના પણ ન હતી. સૌ વિચારવા લાગ્યા : 'મહાત્માને મરવા ન દેવાય. એ કલંક ન વહોરાય.'

પછી તો વાટાઘાટો ચાલી. વિષ્ટિ થઈ. અંતે બંને પક્ષો વચ્ચે માનભર્યું સમાધાન થયું. મિલો ઊઘડી. મજૂરો પાછા કામે વળગી ગયા.

પરંતુ બન્નુમિયાંનું શું ? એમના વિરોધીઓએ પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. વાત ફેલાવી કે બન્નુમિયાંએ મહાત્મા સમક્ષ ખુલ્લું ખંજર રાખીને કસમ લીધા છે કે એ શેઠિયાઓનું ખૂન પીશે. આ વાત એકાએક મિલમાં પહોંચી ગઈ. પછી બન્નુમિયાંને કામ પર કોણ રાખે ? બન્નુમિયાં મિલે મિલે રખડ્યો. મજૂર સેવકોએ પણ પ્રયત્નો કર્યા પરંતુ કોઈ એને રાખવા તૈયાર ન થયું.

બન્નુમિયાં તો ખુદાનો માણસ હતો. ખુદાની કસોટી સમજી ગયો. મિલોમાં ફાંફાં મારવાનું છોડી દીધું અને બીડી વાળવાનો સ્વતંત્ર ધંધો શરૂ કર્યો.

હજુ પણ મજૂરો એમની પાસે આવતા. સુખદુઃખની વાતો કરતા. એની સલાહ લેતા. બન્નુમિયાં પર, એની ઈમાનદારી પર મજૂરોનો ચાહ જેવો ને તેવો હતો. કેમ ન હોય ?

સવારથી સાંજ સુધી બીડીઓ વાળી તેમાંથી જે કંઈ મળે તે પર બન્નુમિયાંનું જીવન નભતું. પહેલાંના જેટલી કમાણી ન હતી. છતાં બન્નુમિયાં કંઈ ને કંઈ ખેરાત કરવાનું ચૂકતો નહિ. મજૂર સેવકોએ તેને મદદ આપવા પ્રયત્નો કર્યા પરંતુ બન્નુમિયાંએ તેનો સ્વીકાર ન કર્યો. પણ તે હસતે મોઢે સહન કર્યે જતો હતો. આજે પણ એની ખુદાને બંદગી એ જ હતી કે એને હાથે ખેરાત થાય પરંતુ કોઈની ખેરાત લેવાનો અવસર ન આપે.

બન્નુમિયાં માંદગીને બિછાને પડ્યો હતો. મજૂર આલમમાં બન્નુમિયાંની માંદગીના સમાચારથી ગમગીની ફેલાઈ હતી. સેંકડો મજૂરો એની માંદગીની ખબર લેવા આવ્યે જતા હતા. બન્નુમિયાંની આર્થિક સ્થિતિથી સૌ વાકેફ હતા. કેટલાયે મજૂરોએ આર્થિક મદદ સ્વીકારવા વિનવણી કરી. પરંતુ બન્નુમિયાં એકનો બે ન થયો. મદદ ન સ્વીકારી.

હવે તો બન્નુમિયાંની ખુદાને હંમેશની બંદગી એ હતી કે :

'યા ખુદા મુઝે તુમ્હારી ગોદમેં લે લે. કિસીકી ખેરાત લેનેકા વખ્ત ન દેના.'

બન્નુમિયાંનું શરીર ક્ષીણ થયે જતું હતું પરંતુ તેનો આત્મા તેજસ્વી બને જતો હતો.

બન્નુમિયાંની માંદગીથી મજૂરો અને મજૂર સેવકો સચિંત બન્યા હતા. કોઈપણ રીતે બન્નુમિયાંને માંદગીમાંથી ઉગારવો જોઈએ. એને સહાય કરવી જોઈએ. સૌ ભેગા મળ્યા. શું કરવું તેની વિચારણા કરી. અંતે એકમત થયા કે બન્નુમિયાંને મજૂર ઇસ્પિતાલમાં લઈ જવો અને સારવાર કરવી. પરંતુ બન્નુમિયાંને લઈ જવો કેવી રીતે ? એને સમજાવે કોણ ? એ ન માને તો ? આવા અનેક પ્રશ્નો થયા.

આગેવાન મજૂરો અને મજૂર સેવકોએ બન્નુમિયાંને ખૂબ સમજાવ્યો. બન્નુમિયાં બધાની મહોબત આગળ લાચાર બન્યો.

બન્નુમિયાં જિંદગી છોડવા ઝંખી રહ્યો હતો. આજ એને ઇસ્પિતાલમાં લઈ જવાનો હતો. ખુદાને બંદગી કરી રહ્યો હતો. મજૂરો અને મજૂર સેવકો આવી પહોંચ્યા. બન્નુમિયાંને ઇસ્પિતાલમાં લઈ ગયા. દાખલ કર્યો. આજ બન્નુમિયાંના જીવને ચેન ન હતું. તેના વદન પર વિષાદની છાયા હતી. બન્નુમિયાંએ સારી જિંદગી જે ન કર્યું તે હવે બનશે ખરું ?

બન્નુમિયાંએ માનસિક સ્વચ્છતા મેળવી, ક્રમશ

આધ્યાત્મિક શક્તિ એકઠી કરી. આર્તવાણીએ ખુદાને બંદગી કરી.

'યા ખુદા, જિંદગીભર મેં ખેરાત કરતા રહા. કિસીકી ખેરાત મેંને ન લી. અબ આખિરમેં ક્યા ઐસા ખેરાત લેનેકા વખ્ત આયેગા ? યા ખુદા, અબ તો તેરી ગોદમેં મુઝે લે લે !'

અને બન્નુમિયાંનું મસ્તક એક બાજુ ઢળી પડ્યું. ખુદાએ એની પ્રાર્થના સાંભળી.

આજુબાજુ ઊભેલા મજૂરો અને મજૂર સેવકોએ ઊંડા નિશ્વાસ મૂક્યા. એક નેકદિલ તેજસ્વી જીવનદીપ ઓલવાઈ ગયો. એક સાચો મજૂર ચાલ્યો ગયો.

હજારો મજૂરોએ બન્નુમિયાંને છેલ્લી વિદાય આપી. ફૂલ ચડાવ્યાં. સૌની આંખોમાં પાણી છલકાયાં.

ત્યાગમૂર્તિ બન્નુમિયાંને હજુ પણ સૌ કોઈ ભીની આંખે યાદ કરે છે. એની નેક અને ટેક અમર થઈ ગયાં છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અયોધ્યાકાંડ** : હંસા મહેતા. પાનાં ૨૯૨. પાંચ રૂપિયા. **ત્રિમૂર્તિ** : મંગળદાસ જ. ગોરધનદાસ. પાનાં ૩૩૬ પાંચ રૂપિયા. **રાજકુંજ** : સ. સૌ. શાન્તિ બરફીવાળા. પાનાં ૩૩૬. સાડાત્રણ રૂપિયા.—ત્રણેયના મુખ્ય વિક્રેતા : એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ. **ખમા ભાઈને** (ભાગ ૧–૨) . 'શયદા ' પાનાં ૩૨૦+૩૩૦ બન્નેના દશ રૂપિયા. **ધબકતાં હૈયાં** : રમણલાલ વ. દેસાઈ. પાનાં ૩૩૯. પાંચ રૂપિયા. **લલિતબાળુ** : ડૉ. નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ. રમણલાલ સોની. પાનાં ૨૪૧. સાડાત્રણ રૂપિયા. **લોકસાગરને તીરે તીરે** : ઈશ્વર પેટલીકર. પાનાં ૨૯૯. ચાર રૂપિયા. **તાણાવાણા** : ઈશ્વર પેટલીકર. પાનાં ૨૩૪. ત્રણ રૂપિયા.—પાંચેયના પ્રકાશક આર. આર. શેઠની કંપની, મુંબઈ. **શરબતી આંખો** : ચૌદ લેખકો. પાનાં ૧૫૯. પોણાત્રણ રૂપિયા. ઘનશ્યામ પુસ્તકાલય, મુંબઈ, ૧. **પાટણ વિદ્યાર્થીમંડળ રજત મહોત્સવ ગ્રંથ** : સં. નટુભાઈ રાવળ. પાનાં. ૨૩૫. અઢી રૂપિયા. **જગતના સીતારા** ( ભા. ૪ થો ) : નટુભાઈ રાવળ. પાનાં ૧૧૮, દોઢ રૂપિયો.—બન્નેના પ્રકાશક : પાટણ વિદ્યાર્થી મંડળ, પાટણ. **મહેનતનાં ગીત** : નાથાલાલ દવે. પાનાં ૨૦. બે આના. ભારત સેવક સમાજ, મોરબી. **સૌરાષ્ટ્રદર્શન** : નાથાલાલ દવે. પાનાં ૧૨. એક આનો. **રત્નમાલા** : લે. પ્ર. નાથાલાલ દવે. પાનાં. ૨૬. ચાર આના. મોરબી. **રાસ અને ગરબા** : રામનારાયણ પાઠક : ગોવર્ધન પંચાલ. પાનાં ૮૪. એક રૂપિયો. ઈન્ડિયન નેશનલ થિયેટર, મુંબઈ ૪. **રવિશંકર મહારાજ** ( સંક્ષિપ્ત ) : બબલભાઈ મહેતા. સં. દેસાઈભાઈ પટેલ. પાનાં ૧૬૨. એક રૂપિયો. **મારો ચીનનો પ્રવાસ** : રવિશંકર મહારાજ. પાનાં ૧૪૨. સવા રૂપિયો. **સંત વિનોબા** : દેસાઈભાઈ પટેલ. પાનાં ૪૮. આઠ આના.—ત્રણેયના પ્રકાશક : બાલગોવિન્દ કુબેરદાસની કંપની, અમદાવાદ. **ઘડતર અને ચણતર** : નાનાભાઈ ભટ્ટ. પાના ૨૪૮. સવાત્રણ રૂપિયા. સર્વોદય સ. પ્ર. સંઘ લિ., સણોસરા.





શિવલાલ મોદી

## સ્ત્રીનો સ્પર્શ

બે બૌદ્ધ સાધુઓ હતા. તેઓ પોતાના મઠ તરફ જઈ રહ્યા હતા. માર્ગમાં નદી આવી. નદીમાં પૂર આવ્યું હતું. નદીના કાંઠે એક સ્ત્રી ઊભી હતી. યુવાન અને રૂપાળી. તેને પણ સામે પાર જવું હતું. પણ તે મૂંઝાઈ રહી હતી. આ બે સાધુઓને જોઈ તે યુવતીએ કહ્યું, 'મને સામે પાર લઈ જશો?'

બંને સાધુઓ યુવાન અને સશક્ત હતા. એક સાધુ આગળ આવ્યો. તેણે યુવતીને પોતાના ખભે બેસાડી દીધી અને નદીના પ્રવાહમાં ચાલ્યો. આ જોઈને બીજો સાધુ તો સમસમી ઊઠયો.

નદી પાર કરીને પેલા સાધુએ યુવતીને ખભા ઉપરથી નીચે ઉતારી. આભાર માની પોતાને રસ્તે પડી.

બંને સાધુઓ એકલા પડ્યા અને માર્ગ કાપવા લાગ્યા. બીજા સાધુનો ઉભરો હવે બહાર આવ્યો.

'તેં આજે કેવું ઘોર કર્મ કર્યું છે! સ્ત્રીને આપણાથી અડકાય ખરું? તેને ખભે બેસાડતાં તને શરમ ન આવી?'

થોડું આગળ ચાલ્યા પછી ફરી પેલો સાધુ ધુંધવાતો બોલ્યો, 'અરે પાપી, તેં આપણા શીલનો ભંગ કર્યો છે. તારે તારા પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે. અરેરે, તને એટલોય ખ્યાલ ન આવ્યો કે આપણે સાધુ છીએ?'

આટલું કહ્યા છતાં ય પેલો યુવાન સાધુ કંઈ જ જવાબ આપતો નથી. તે તો મૂંગો મૂંગો ચાલ્યા જ કરે છે. આથી બીજો સાધુ ક્રોધે ભરાયો. તેણે પેલાનો ખભો પકડીને હલાવ્યો અને બોલ્યો, 'હે દુષ્ટ, તું મૂંગો મૂંગો કેમ ચાલે છે? આવો ભ્રષ્ટાચાર તેં કેમ કર્યો?'

પહેલો સાધુ તંદ્રામાંથી ઝબકીને બોલ્યો: 'શેની વાત કરે છે, ભાઈ?'

'પેલી સ્ત્રીને ઊંચકીને તું કેમ ચાલ્યો?'

'ઓહ, એ સ્ત્રીને મેં તો ક્યારની ય નદીના કાંઠે ઉતારી દીધી. શું તું હજી ય તેને ઊંચકીને ચાલે છે?'

આ સાંભળીને પેલો સાધુ ચૂપ થઈ ગયો *

* બૌદ્ધ સાહિત્ય ઉપરથી.



હંસા મહેતા

## માનવહક્ક

અધિકાર સાથે કર્તવ્ય પણ હોવું જરૂરી છે. કર્તવ્ય વિનાનો અધિકાર અરાજકતા ફેલાવશે જ્યારે એકલું કર્તવ્ય ગુલામી છે. અને અધિકાર માટેની ભાવના, પણ જ્યારે એકાદ વર્ગ કે સમાજ ઉપર જુલમ કરવામાં આવે ત્યારે જાગૃત થાય છે, દાખલા તરીકે હરિજનો અને સ્ત્રીઓનો પ્રશ્ન. પરંતુ વ્યક્તિના હક્કને પણ મર્યાદા હોવી જોઈએ. કારણ કે વ્યક્તિ સમષ્ટિમાં રહે છે. આથી વ્યક્તિ અને સમષ્ટિનો સંબંધ એ જ હક્કોને મર્યાદિત કરે છે. જ્યારે આજે દક્ષિણ આફ્રિકામાં રંગભેદની નીતિ દ્વારા મૂળભૂત માનવ અધિકારોનો અનાદર થઈ રહ્યો છે. પરંતુ કેટલાંએક તેને 'પોતાના ઘરનો પ્રશ્ન' કહી ટાળી રહ્યા છે. પણ આ નીતિ તો માનવ અધિકારોનો ચોખ્ખો અનાદર છે. આ સામે કંઈક આવશ્યક થવું જ જોઈએ.

આ કાર્ય પણ ખરડાના બે વિભાગો પાડી બંધનકર્તા અને માર્ગદર્શક એવા ધ્યેયો નક્કી કરવાના મુદ્દા ઉપર આખો પ્રશ્ન ગુંચવાયો છે.

રંગભેદ જેવો પ્રશ્ન પણ ઘરનો પ્રશ્ન કહી રાખવા માટે થઈ રહેલા પ્રયત્નો પ્રત્યે પણ યુનો કંઈ ના કહી શકે તેમ હોય તો બીજા પ્રશ્નો વિષે તે શું કરી શકશે?*

*માનવહક્ક દિનની સભામાં કરેલા પ્રવચનમાંથી.







# સર્વોદય કે સામ્યવાદ ?

[ 'સર્વોદય કે સામ્યવાદ'નો આ છેલ્લો હપ્તો છે. એના લેખક 'વસુબંધુ' એ જે ચિંતન પરિશીલન અને પરિશ્રમ આ લેખમાળા પાછળ લીધો છે તેનો હું સાક્ષી છું. ઇતિહાસ ઉપરના, સંસ્કૃતિ ઉપરના અને બીજા અનેક પુસ્તકો એમણે મહિનાઓ સુધી એકધારીરીતે વાંચ્યા છે, વિચાર્યાં છે અને એ પરિશીલનને અંતે એમણે જે તારણ કર્યું, જે જીવનદૃષ્ટિ એમને લાધી તે આ અતિ અગત્યની લેખમાળા દ્વારા જનસમાજ સામે રજૂ કરી છે

ભાઇ 'વસુબંધુ' પાસે જીવન ને સમાજના પ્રશ્નો જોવાની એક અનોખી દૃષ્ટિ છે એ અભ્યાસી છે અને દરેક પ્રશ્નનું પૃથક્કરણ ઊંડા ઊતરીને કરવાની એમની ટેવ છે. એ માત્ર સુક્કા-નિરસ વિધાન નથી પણ સામાન્ય જન પણ આ ગહન ગણાતા વિષયને સમજે, એના ઉપર વિચાર કરવા પ્રેરાય એ રીતે સરલ ને સાદી રીતે આ લેખમાળામા અનેક જટિલ સમસ્યાઓ લેખકે રજૂ કરી છે.

આ લેખમાળાથી કેટલાક મિત્રો નારાજ થયેલા પણ એમને મેં હૈયાધરપત આપેલી કે લેખક કોઈ વાદના સમર્થક તરીકે આ નથી લખતા પણ એઓ એક ઊંચી કક્ષાના વિચારક છે. અને તટસ્થરીતે ઇતિહાસનો અને વર્તમાન સ્થિતિનો વિચાર ને નિદિધ્યાસ કરતા જે જીવનના મૂલ્યો એમણે તારવ્યાં છે, તે આ લેખમાળા દ્વારા વ્યક્ત કરી રહ્યા છે. કેવળ લખવા ખાતર લખવાનો 'વસુબંધુ'ને શોખ નથી. કોઇને દુભવવા કે રાજી કરવા એ લખતા નથી.

પરદેશમાં હું હમણાં જ્યારે એડન, ડીરદવા, એડીસ-અબાબા અને પૂર્વ આફ્રિકા ગએલ ત્યારે ત્યાંના અનેક વાચકોના દિલમા આ લેખમાળાએ નૂતન વિચારના આંદોલનો જગવેલા આ લેખમાળા વધુ વ્યવસ્થિતરૂપે પ્રગટ થશે ત્યારે આપણા વિચારપ્રધાન સાહિત્યમાં એક અનોખો ને વિશિષ્ટ ઉમેરો થશે.

આ લેખમાળા 'ઊર્મિ' માટે ખાસ લખવા માટે અમે શ્રી 'વસુબંધુ'ના ખૂબ આભારી છીએ. અને એમણે જે માગણી કરી છે, 'આ લેખમાળા અંગે જે કંઇ સૂચનો આવશે તેને હું આવકારીશ. અને એ ઉપર વિચાર કરીશ.' લેખકની એ માગણી વાચકો ને અભ્યાસીઓ સ્વીકારી લ્યે એમ અમે ઇચ્છીએ છીએ —તંત્રી]

## પ્રકરણ ૨૨મું. (ચાલુ)

### સંસ્કૃતિનું સરવૈયું

જરા સામેના નકશા સામે નજર કરો. ઇતિહાસથી અજાણ વ્યક્તિને એમાં કેવળ ઊભા આડા લીટાઓની અર્થરહિત રમત જણાશે પણ ઇતિહાસના રસિક વાચકની નજર આગળ આ નાનકડો નકશો સેંકડો સુંદર અને કદરૂપાં ચિત્રોની હારમાળા ખડી કરશે.

મારો મૂળ વિચાર હિંદના ઇતિહાસના આવા ૭ નકશાઓ તૈયાર કરવવાનો હતો, જેમાં હિંદીની છેલ્લાં અઢી હજાર વર્ષની જીવનના દરેક ક્ષેત્રમાં થયેલી પ્રગતિ અને અધોગતિનું આલેખન કરી શકાય. એ ૭ નકશા ધાર્મિક, રાજકીય, બૌધ્ધિક, આર્થિક, સાહિત્યકલાકીય અને સાંસ્કૃતિક એ પ્રકારના દોરવાનો હતો પણ કોઈ અજબ રીતે આ ૭ એ ૭ નકશાની ચડ-ઊતરની રેખાઓ એક બીજા સાથે એવી બંધ બેસતી આવે છે કે એકલા સાંસ્કૃતિક નકશામાં હાલ તુરત પૂરતા બધા નકશાઓ સમાવી દીધા છે.

આ નકશાનુ નામ છે 'વિશ્વ સંસ્કૃતિમાં ભારતીય સંસ્કૃતિઓનો ફાળો ' આજે જગત ધીમેધીમે એટલું પાસે આવતુ જાય છે કે જેને લઈને આપીયે માનવ જાતની એક જ સંસ્કૃતિ રચવાનું કામ પહેલાંના કોઈપણ યુગ કરતા આ યુગમાં વિશેષ સરળ બન્યું છે. તેવે વખતે આપણે એ તપાસ કરવાની કે છેલ્લાં અઢી હજાર વર્ષમા આ દેશની પ્રજાએ દુનિયાની બીજી પ્રજાઓને શું આપ્યું અને એમની પાસેથી શુ લીધું.

આપણી પરંપરા તો આપણને પાચ હજાર વર્ષ કે



એથી પણ પાછળ લઈ જાય છે. પણ કડીબધ્ધ ઇતિહાસની દૃષ્ટિએ તો છેલ્લાં અઢી હજાર વર્ષનો ઇતિહાસ જ વર્તમાન ચર્ચાની નજરે ઉપયોગી છે. એ પહેલાંનો ઇતિહાસ તૂટલો ફૂટલો અને અનેક રીતે અંધારામાં અટવાતો ઇતિહાસ છે. જેથી એના ઉપરથી કોઈપણ જાતનાં પ્રામાણિક નિર્ણયો દોરવાનું કામ બહુ જ મુશ્કેલ બની જાય છે.

આ નકશામાં ઊભાં ખાનાં વીસ છે. એમાં આ દેશની સંસ્કૃતિઓનું માનવ વિકાસમાં એમણે આપેલા મૌલિક અર્પણની દૃષ્ટિએ મૂલ્યાંકન કરવામાં આવ્યું છે અને એ રીતે એ ખાનાં સંસ્કૃતિઓનું ઉત્થાન, પતન અને ગુણવત્તા દર્શાવે છે. નીચેનાં પચીસ ખાનાં છેલ્લા પચીસ સૈકાનાં ખાનાં છે. એમાં દર સૈકે થયેલા વિકાસ અને વિનાશને રજૂ કર્યો છે. આ નકશામાં આ દેશની ચાર મુખ્ય સંસ્કૃતિઓ લીધી છે. હિંદુ, બૌધ્ધ, ઇસ્લામ અને બ્રિટીશ. અને એમણે આપણી વિવિધ પ્રજાઓને કેટલી ઊંચે લીધી અને કેટલી નીચે પાડી એ બતાવ્યું છે.

પ્રજાના પ્રાણબળ અને સર્જક શક્તિમાં આવેલી ભરતી નકશાની ઊંચે જતી રેખાઓ દર્શાવે છે. જ્યારે એમાં આવેલી ઓટ અને શિથિલતા નીચે પડતી રેખાઓ દ્વારા વ્યક્ત થાય છે. એની ઊંચે ચડતી રેખાઓમાં ખમીર અને ખુમારી, સ્વાતંત્ર્ય અને સ્વાશ્રય, વિકાસ અને વિલાસ, આશા, ઉત્સાહ, ઉલ્લાસ અને ઉન્માદ વ્યક્ત થાય છે. તો એની નીચે પડતી રેખાઓ દુઃખ, દૈન્ય, શોક, ક્લેશ, પરાજય, પતન અને પ્રારબ્ધવાદને વ્યક્ત કરે છે. એની ઊંચે ચડતી રેખાઓમાં કલ્પના, કલા, શ્રમ, સંગઠન, ધીરજ, ખંત અને સૌંદર્ય ભક્તિથી પ્રભુને પૃથ્વી ઉપર ઉતારવા માગતાં મહાન મંદિરો એક એક સદીના પુરુષાર્થ પછી ઊભાં થઈ રહ્યાં છે. તો એની નીચે પડતી રેખાઓમાં એ જ મહાન મંદિરો ભડકે બળી રહ્યાં છે. એની ઉપર ચડતી રેખાઓમાં મહાકવિ કાલિદાસ અને વાત્સાયન મુનિને ગાંડા કરનારી ઉજ્જયિની અને પાટલીપુત્રની મદિરાક્ષીઓનાં ઉચ્છૃંખલ અટ્ટહાસ્યો છે તો એ જ નકશાઓની નીચે પડતી રેખાઓમાં બર્બર વિજેતાઓના બળાત્કારનો ભોગ થઈ પડેલી કોમલાંગિનીઓના કરુણ ચિત્કારો છે. માનવ જીવનમાં સર્જનનો ઉત્સાહ અને પતનની પછાડ દિવસ ને રાત્રીની પેઠે એક બીજા સાથે કેવાં સંકળાયેલાં છે એ પણ એક આશ્ચર્યજનક હકીકત છે.

જ્યારે નકશો શરૂ થાય છે ત્યારે સંસ્કૃતિમાં ઓટ આવેલી છે. તે વખતે ગૌતમબુદ્ધનો જન્મ થાય છે અને એમના જન્મ પછી સંસ્કૃતિમાં ક્રમશઃ ભરતી આવવા માંડી છે આ ભરતીનો ક્રમ સામાન્ય રીતે આપણા ઇતિહાસમાં અને જગતના બીજા દેશોના ઇતિહાસોમાં પણ નીચે મુજબ રહ્યો છે.

સૌથી પહેલાં ધર્મક્રાંતિ આવે છે. એની પાછળ પાછળ રાજ્યક્રાંતિ આવે છે. પછીથી સામાજિક અને આર્થિક ક્રાંતિ આવે છે. એનું પ્રતિબિંબ પ્રજાની લલિત કલાઓમાં પડે છે. અને સૌથી છેલ્લે યુગની તમામ ભાવનાઓને સ્થાપત્ય દ્વારા અમરત્વ આપવાનો પ્રયત્ન થાય છે. આટલું થતાં જ યુગ પૂરો થઈ સંસ્કૃતિનું મોજું નીચે પડવા માંડે છે.

ગૌતમબુદ્ધના વખતમાં ધર્મની છિન્નભિન્ન અવસ્થા હતી. એમાંથી એમણે આખા દેશને માટે ઉપયોગી થાય એવો એક સાર્વભૌમ ધર્મ આપ્યો. કે જે ધર્મના પાયા ઉપર દેશની સાંસ્કૃતિક એકતા સ્થાપી શકાય. ગૌતમબુદ્ધના જીવનકાળ દરમ્યાન તો એ ધર્મ માત્ર ગંગાકાંઠાના એક સંપ્રદાયના જ રૂપમાં રહ્યો. પણ એનામાં વિકાસની ઘણી મોટી શક્યતાઓ પડી હતી. ગૌતમબુદ્ધ પછી એમના શિષ્યોએ અત્યંત ઉત્સાહથી એ ધર્મને ભારતને ખૂણેખૂણે ફેલાવવા માંડ્યો. અશોકે જ્યારે બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરી એને રાજધર્મ તરીકે બનાવ્યો ત્યારે બૌદ્ધ સંસ્કૃતિના ઇતિહાસમાં એક મોટી રાજક્રાંતિ થઈ અને એ રીતે એ યુગનું બીજું પ્રકરણ લખાયું. અશોકે આખા હિંદમાં એક સામ્રાજ્ય સ્થાપ્યું હોવાથી સામાજિક ક્રાંતિ અને અર્થક્રાંતિનું કામ સરળ થઈ ગયું. એની સુધરી.



વેપાર વણજ વધ્યા. નવાં નવાં શહેરો વસ્યાં. અને પ્રજામાં દરેક રીતે ઉત્સાહ વધ્યો. વિદ્યા કલાની વૃદ્ધિ થઈ. અને સાંચીના સ્તૂપ જેવા સ્થાપત્યોમાં એ યુગના પુરુષાર્થની પૂર્ણાહુતિ થઈ.

આ યુગનું મહત્વ આપણા ઇતિહાસની દૃષ્ટિએ સૌથી વિશેષ છે. કારણ કે આ યુગમાં આ દેશમાં એક નવી સંસ્કૃતિનો ઉદ્ભવ થયો જે વૈદિક સંસ્કૃતિથી મૂળભૂત રીતે જુદી હતી. દરેક ક્રાંતિ પ્રજાના સ્વભાવનું પરિવર્તન કરવા મથે છે. એ રીતે આ યુગમાં હિંદુ પ્રજા બૌદ્ધ બનીને એક આંતરરાષ્ટ્રિય પ્રજા બને છે. બૌદ્ધ ધર્મનો સંદેશો બૃહદ્ ભારત ઉપરાંત ઠેઠ ગ્રીસથી જાપાન સુધી પહોંચાડવાનું કામ અનેક ઉત્સાહઘેલા બૌદ્ધભિક્ષુકોએ શરૂ કરી દીધું. અને એ યુગમાં તો બૌદ્ધધર્મ સંબંધી એટલો બધો ઉત્સાહ હતો કે આખો જંબુદ્વીપ બૌદ્ધ બની જશે કે શું એમ સૌ કોઈને લાગતું હતું. આ યુગમાં બૌદ્ધ ધર્મનો સંદેશો જે સીરીયા અને પેલેસ્ટાઈન સુધી પહોંચી ગયો એને પરિણામે ઇસુએ સુધારેલા વધારેલા યહુદી ધર્મ ઉપર બૌદ્ધ અને હિંદુ ધર્મનો બહુ જ પ્રભાવ પડયો. એટલે આંતરરાષ્ટ્રિય દૃષ્ટિએ મૌર્ય યુગનું આપણા ઇતિહાસમાં જેટલું મહત્વ છે એટલું બીજા એક પણ યુગનું નથી.

અશોક પછી સંસ્કૃતિનું મોજું નીચે પડે છે એમાં એની અહિંસા તો જવાબદાર ખરી જ પણ વધુ ઊંડું કારણ તો સંસ્કૃતિને લાગેલો સર્જનનો થાક છે. એ મોજું નીચે પડવાનું પહેલું પરિણામ એ આવે છે કે રાજકીય રીતે ભારતની સરહદ ઉપર ગ્રીક અને આર્ય સંસ્કૃતિનો જે સંઘર્ષ ચાલી રહ્યો છે તેમાં ગ્રીકો ફરી એક વાર સિકંદર પછી વિજયી બને છે. આ પરિસ્થિતિમાં ગ્રીકોને જે લાભ હતો તે માત્ર રાજકીય જ હતો. કારણ કે આ દેશમાં આવનારા મોટા ભાગના ગ્રીકો બૌદ્ધ કે હિંદુ બની જતા. પણ ગ્રીકોની આ રાજકીય સરસાઈને પણ હિંદુઓ સહન કરી શકતા નથી અને દેશના સ્વાતંત્ર્યપ્રિય લોકો યવનાંતક પુષ્યમિત્રની સરદારી હેઠળ એકઠા થાય છે. બૌદ્ધધર્મને અને એની અહિંસાને ફગાવી દેવામાં આવે છે અને ગ્રીક સત્તાને હિંદની સરહદ બહાર હાંકી મૂકવામાં આવે છે. આ પ્રયાસ વખતે સંસ્કૃતિનું મોજું ચડતું બતાવ્યું છે. પણ સાથે સાથે બૌદ્ધ સંસ્કૃતિનું મોજું વિશેષ દબાયેલું દેખાડવામાં આવ્યું છે. કારણ કે પુષ્યમિત્રના સમયમાં બૌદ્ધધર્મીઓ ઉપર ઠીકઠીક પ્રમાણમાં દમન ગુજારવામાં આવ્યું હતું. ફરી પાછા આ દેશમાં પરદેશીઓ પેસે છે પણ અહીંની સંસ્કૃતિ એટલી પ્રાણવાન છે કે વિજેતા પરાજિત બનીને સંસ્કૃતિના તેજાબથી પીગળી જઈ દેશની મૂળ પ્રજા સાથે ભળી જાય છે. એટલું જ નહીં પણ મૂળ સંસ્કૃતિની આગેકૂચમાં અગ્રણ્ય ભાગ લઈ એના જ્યોતિર્ધરો તરીકે ઇતિહાસમાં અમર નામના મેળવે છે. એવા મહાન વિજેતાઓમાં કનિષ્ક અગ્રેસર છે. એ લગભગ આખા ઉત્તર હિંદમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપે છે. એ બૌદ્ધ ધર્મનું પુનર્સંસ્કરણ કરે છે. આ રીતે નવો જન્મેલો બૌદ્ધધર્મ અનેક હિંદુ સંસ્કારોથી મિશ્ર થયેલો છે અને એ મહાયાનને નામે ઓળખાય છે. ફરી પાછો બૌદ્ધ ભિક્ષુકોનો પ્રચાર જુસ્સો પ્રજ્વલિત થાય છે અને બૃહદ્ ભારતમાં અને આખા એશિયામાં બૌદ્ધ સંસ્કૃતિનાં નવાં મોજાંઓ પ્રસરે છે. જો કે ચીનમાં તો ઇસ્વીસન ૬૭ માં જ કશ્યપ માતંગે બૌદ્ધ ધર્મ દાખલ કરી દીધો હતો.

## વૈદિક સંસ્કૃતિનો પુનર્જન્મ

શ્રમણ ક્રાન્તિએ હિંદુ સંસ્કૃતિના આગેવાનોને વિચારતા કરી મૂકયા. અને એમણે શ્રમણ સંસ્કૃતિમાં સમાવીને હિંદુ ધર્મને રાષ્ટ્રધર્મ બનાવવાનો પ્રયત્ન કર્યો. હિંદુધર્મમાં મૂર્તિપૂજા અને અહિંસા એ બે તત્ત્વો બૌદ્ધ અને જૈન ધર્મના સંસર્ગથી આવ્યા છે. આપણા દેશમાં ઈ. સ. ની પહેલી સદી પૂર્વેનું એક પણ હિંદુ મંદિર મળતું નથી. એ એક ખાસ નોંધપાત્ર બિના છે.

ઈ. સ. પહેલી સદીથી હિંદુ ધર્મે આક્રમક સ્વરૂપ ધારણ કરવા માંડયું હતું. પુષ્યમિત્ર પછી હિંદમાં





પેઠેલા પરદેશીઓને બહાર કાઢવા માટે જે ધર્મજાગૃતિ શરૂ થઈ અને નક્કર સ્વરૂપ આપવાનું કામ ભારશૈવો અને વાકાટકોએ કર્યું. આ બે યુગે પોતાની સાંસ્કૃતિક મહત્તા રચી. ગુપ્તયુગમાં આપણે સંસ્કૃતિનું મોજું ઉપર ચઢતાં જોઈએ છીએ. જે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના વખતમાં ટોચે પહોંચે છે. પણ આ સપાટી અશોક અને કનિષ્કની સપાટી કરતાં નીચે છે. કારણ કે ગુપ્તયુગ આપણો સુવર્ણયુગ હતો. તેમજ એણે સદીઓ સુધી સન્માન માગી લે એવી અનેક સિદ્ધિઓ હાંસલ કરી છે. છતાંય એ યુગ રાષ્ટ્રીય દૃષ્ટિએ જ સુવર્ણયુગ હતો. મૌર્યયુગની પેઠે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિએ તો નહિ જ. ગુપ્તયુગના અંતકાળમાં સંસ્કૃતિનું મોજું નીચે પડે છે. અને આ દેશમાં હુણો પ્રવેશે છે. બધા હિંદુઓ ભેગા થઈને હુણોને મારી હઠાવે છે. અને ફરી પાછું હર્ષના વખતમાં સંસ્કૃતિનું મોજું ઊંચે ચઢે છે. એના પછી પડવા માંડેલું મોજું શંકરના પુરુષાર્થની ભૂમિકા તૈયાર કરે છે. શંકર શ્રમણ સંસ્કૃતિને ફટકારે છે, હિંદુધર્મને ફરી પાછો સંગઠીત કરે છે, અને એને રાષ્ટ્રધર્મ બનાવે છે. શંકરના જીવલેણ પ્રહારથી ગભરાવા માંડેલી બૌદ્ધ સંસ્કૃતિ બારમી સદીમાં. ઈસ્લામના આઘાતથી ધરાશયી થઈ જાય છે. શંકરે સર્જેલો અર્વાચીન હિંદુધર્મ ફરી પાછું સંસ્કૃતિનું મોજું ઊંચે ચઢાવે છે. એ મોજું મીહિર-ભોજના વખતમાં ઊંચામાં ઊંચી સપાટીએ પહોંચે છે. અને ત્યાર પછી જે પડવા માંડે છે તે ઠેઠ પંદરમી સદી સુધી નીચે પડયા જ કરે છે.

અત્યાર સુધીમાં મહમદ કાસીમે ઈસ્લામી સંસ્કૃતિનો ઝંડો ભરતખંડમાં રોપી દીધો છે. અને એના પછી મુસલમાનો રજપૂતોનો માર ખાઈને પીછેહઠ કરે છે, છતાંય જેમતેમ હિંદની ધરતી ઉપર ટકી રહ્યા છે. ત્યાં તો મહમદ ગીઝનીનો ઉદય થાય છે. અને એ મહમદ કાસીમનું કામ આગળ ધપાવે છે. એની પ્રચંડ પ્રહારશક્તિ સડેલી હિંદુ સંસ્કૃતિની કરોડના મણકા ઢીલા કરી નાખે છે. સત્તર સત્તરવાર એની સમશેરથી પરાજીત થએલા હિંદુઓ કાયમને માટે સંગઠીત સામનો કરવાની શક્તિ ગુમાવી બેસે છે. જેને ધર્મયુદ્ધ,–ક્રુઝેડ–કહી શકાય એવાં ધર્મયુદ્ધો હિંદુ સંસ્કૃતિ પહેલી અને છેલ્લીવાર આ મુસ્લીમ વિજેતાને આપે છે. ત્યાર પછીનાં તમામ યુદ્ધો મુખ્યત્વે રાજકીય યુદ્ધો થઈ જાય છે. એક જ ધર્મસ્થાન બચાવવા માટે, ત્યારપછી કદી આપણા ઇતિહાસમાં તમામ હિંદુ રાજાઓ એકઠા થયા નથી.

તેરમી સદીની શરૂઆતમાં તો આખાયે ઉત્તર હિંદ ઉપર ઈસ્લામી સંસ્કૃતિનું વર્ચસ્વ જામી જાય છે. આ વર્ચસ્વને કારણે જ સંસ્કૃતિનું મોજું ચડિયાતું બતાવવામાં આવ્યું છે એની નીચે નીચે હિંદુ સંસ્કૃતિની રેખા ચાલી જાય છે. અલાઉદ્દીન ખીલજીના વખતમાં હિંદુઓ ઉપર અત્યંત દમન થવાને કારણે હિંદુ સંસ્કૃતિની રેખા દબાઈ ગએલી બતાવવામાં આવી છે. અલાઉદ્દીન ખીલજીનો અમલ એટલે ઈસ્લામી ક્રાન્તિનું શિખર. એણે આ નવી ક્રાન્તિને શહેરોમાંથી ગામડાંઓ સુધી અને ઠેઠ ખેતરો સુધી પહોંચાડી દીધી. ત્યાર પછી તૈમુરની સ્વારીથી દિલ્હીની સલ્તનત તૂટી પડે છે અને પંદરમી સદીની શરૂઆતમાં હિંદુ અને મુસ્લિમ બંને સંસ્કૃતિઓની પ્રાંતીક ભૂમિકા ઉપર હરીફાઈ શરૂ થાય છે. પંદરમી સદી એ બંને સંસ્કૃતિઓના પ્રાંતીક પુનરુત્થાન —રેનેસાં—નો યુગ ગણી શકાય. છતાંય, એમાં ચડિયાતી રેખા ઈસ્લામી સંસ્કૃતિની બતાવી છે, કારણ કે જડ હિંદુ સમાજમાં જે ધર્મસુધારણા થઈ તે ઈસ્લામના આઘાતને કારણે જ હતી. આ સદીમાં સૌથી પહેલાં આપણે ધર્મજાગૃતિ જોઈએ છીએ. ગુજરાતમાં નરસિંહ, રાજસ્થાનમા મીરાં, અને દાદુ, ઉત્તરપ્રદેશમાં કબીર, પંજાબમાં નાનક, આસામમાં શંકર, એ રીતે પ્રાંતે પ્રાંતે ધર્મ સુધારકો જાગ્યા. દક્ષિણ હિંદમાં આ સંતશ્રેણી ઠેઠ નામદેવથી રામદાસ સુધી ચાલી. આ ધર્મ જાગૃતિને આપણે ધર્મ સુધારણાનું જ નામ આપી શકીએ, ધર્મ ક્રાંતિનું નહિ જ. ગૌતમબુદ્ધ અને મહાવીરે આખા સમાજના કલેવરમાં ધરમૂળથી પલટો લાવવાની હાકલ કરી હતી, જ્યારે પંદરમી સદીના

ધર્મસુધારકો પોતાના સમાજની મર્યાદાની બહાર જોઈ શક્યા જ નહોતા. એમણે માત્ર હિંદુ ધર્મના અનિષ્ટોને સહ્ય બનાવ્યાં. નરસિંહ મહેતા ઢેઢવાડામાં ભજન કરવા ગયા ખરા પણ પોતાની દીકરી તો નાગરને જ પરણાવી એ હરિજનને પરણાવવાનો એમને સ્વપ્ને પણ ખ્યાલ નહિ આવ્યો હોય. એ જ રીતે આ ધર્મસુધારકોએ જ્ઞાતિબંધનો હળવાં કરવાનું કહ્યું ખરું, અસ્પૃશ્યો પ્રત્યે અનુકંપા રેલાવી પણ કોઈએ બ્રાહ્મણોની સર્વોપરિતાને પડકારી નથી. જ્ઞાનદેવે બ્રાહ્મણોને પ્રસન્ન કરીને જનોઈનો અધિકાર મેળવ્યો અને શંકરાચાર્યે તો બ્રાહ્મણોના જુલ્મ સામે લાચાર થઈને પોતાની અવસાન પામેલી માતાને ઘર આંગણે બાળી હતી. પંદરમી સદીનાં આપણને એ ધર્મપ્રવાહો જોવાના મળે છે. એક છે ધર્મસમન્વયનો પ્રવાહ, જેના નેતાઓ કબીર, દાદુ વગેરે છે. જેમણે મૂર્તિપૂજાનો નિષેધ કર્યો છે, હિંદુઓનો પ્રણામી સંપ્રદાય અને જૈનોનો સ્થાનકવાસી સંપ્રદાય એ બન્ને સંપ્રદાયો આ જ યુગનાં યુગસંતાનો. આ પ્રકારના સમન્વય પ્રયત્નોમાં જ બ્રાહ્મણોની સર્વોપરિતા સ્વીકારવામાં આવી નથી. બીજી બાજુ હિંદુઓમાં જે ધર્મસુધારણાનો પ્રવાહ છે એમાં ઈસ્લામી સંસ્કૃતિનાં ઝાઝાં તત્ત્વોનો સ્વીકાર નથી. તુર્ક સામે તિરસ્કાર પણ નથી. જે કાંઈ છે તે ઈસ્લામના પ્રચંડ આઘાત સામે પોતાનું ઘર સુવ્યવસ્થિત કરવાનો એક નિર્બળ પ્રયત્ન. પુનરુત્થાન છે પણ તે પૂર્વોદયના ચોકઠામાં. આ પ્રકારના ધાર્મિક પુનરુત્થાન પછી આપણે આ જ સદીમાં પ્રાંતીક પુનરુત્થાનનો પ્રયોગ જોઈએ છીએ. એમાં દરેક પ્રાંતે મહાન રાજપુરુષો પકવ્યા છે. કાશ્મીરમાં ઝૈન–ઉલ–આબીદીન, મેવાડમાં કુંભા રાણો, માળવામાં મહમદ ખીલજી, ગુજરાતમાં મહમદ બેગડો, બંગાળમાં હુસેનશાહ અને નસરતશાહ, ગ્વાલિયરનો માનસિંગ, અને વિજયનગરનો કૃષ્ણદેવરાય એ સૌ મહાન રાજપુરુષો પોતાના જીવનકાર્યથી આવતી સદીમાં અકબરના આગમાન માટે તૈયારી કરી રહ્યા હતા. આ રીતે પંદરમી સદી પૂરી થાય છે. અને સોળમી સદીમાં શેરશાહે રચેલા પાયા ઉપર અકબર પોતાનું સામ્રાજ્ય ખડું કરે છે. પંદરમી સદીમાં શરૂ થયેલી એ સંસ્કૃતિઓ વચ્ચેની હરીફાઈનું પરિણામ મુસ્લિમ સંસ્કૃતિના વિજયમાં આવે છે. ઈસ્લામી સંસ્કૃતિના આશ્રય હેઠળ ફૂલતીફાલતી હિંદુ સંસ્કૃતિનું મોટામાં મોટું મોજું પણ આપણને અકબરના જ વખતમાં દેખાય છે. તુલસીદાસ જેવા અખિલ હિંદનું મહત્વ ધરાવતા સંતો એના જ અમલમાં પાકે છે. અકબરના વખતમાં સંસ્કૃતિનું મોજું જોઈએ તો તે સમુદ્રગુપ્તના સમય કરતાં ઘણું નીચે છે. કારણ એટલું જ છે કે આ દેશના વિકાસમાં ગુપ્તયુગે આપેલો મૌલિક ફાળો બહુ જ ઓછો છે. અકબરના સમય પછી ઈસ્લામી સંસ્કૃતિનું મોજું ફરી પાછું નીચે પડવા માંડે છે. સાથે સાથે એની આંગળીયાત બનેલી હિંદુ સંસ્કૃતિનું પણ પતન થાય છે. ઔરંગઝેબના વખતમાં હિંદુઓ શિવાજીની સરદારી હેઠળ માથું ઊંચક છે. અને ત્યાર પછી પાછી હિંદુઓની ચડતી શરૂ થાય છે. પણ બીજી હિંદુ પ્રતિક્રાંતિ વખતે સંસ્કૃતિનું મોજું ઊંચું ચડી શકતું નથી. અઢારમી સદીમાં ખાસ કાંઈ સર્જનાત્મક કામ થયું નથી. પણ ઔરંગઝેબ પછી પાંચ સદીની જાહોજલાલી ભોગવીને મુસ્લિમ સંસ્કૃતિનું જે પતન શરૂ થઈ ગયું છે તેનો હજુ અંત આવ્યો નથી. અઢારમી સદીના અંત ભાગમાં જ્યારે હિંદુ અને મુસ્લિમ બન્ને સંસ્કૃતિઓનું મોજું નીચામાં નીચું પડયું હોય છે ત્યારે આ દેશમાં ઊભા થયેલા અવકાશમાં બ્રિટિશ સંસ્કૃતિ ઘૂસી જાય છે. એનો ક્રાંતિકાળ પૂરો થયા પછી ઉત્ક્રાંતિ કાળમાં અનેક ધર્મપુરુષો પાકવા માંડે છે અને રાજા રામમોહન રાયથી શરૂ થયેલી સંતશ્રેણીનો વિનોબાજી આગળ પૂર્ણવિરામ આવે છે. ત્રીજી હિંદુ અને મુસ્લિમ પ્રતિક્રાંતિઓના પરિણામે ભારત અને પાકિસ્તાન સર્જાય છે અને આપણે વર્તમાનકાળમાં આવીને ઊભા રહ્યા છીએ. જે છેવટનું પંડિત જવાહરલાલનું ચિત્ર સૂચવે છે.

### ઈતિહાસના બોધપાઠો

અત્યાર સુધી આપણે જે ઈતિહાસ જોઈ ગયા એ





કેટલાક મુદ્દા દીવા જેવા સ્પષ્ટ કરે છે.

૧. હિંદુ પ્રજા એ આધ્યાત્મિક પ્રજા નથી. જગતની દરેક પ્રજાની પેઠે એ પ્રજા જન્મ, જીવન અને મરણના તેમ જ ઉત્થાન અને પતનના કોઈ નિયમથી પર નથી. આધ્યાત્મિક પ્રજા ન હોવાના કારણે આજે આપણા અનેક નેતાઓ જે ભારતના જગદ્ગુરુપદની વાત કરે છે તેઓ કેવળ આત્મવંચના કરી રહ્યા છે અને પ્રજાને એની પામર પરિસ્થિતિમાં સડવા માટે એક જાતનું અફીણ પાઈ રહ્યા છે.

૨. પહેલા ખોટા ખ્યાલ ઉપરથી જે બીજો ખોટો ખ્યાલ ફિલત થયો છે તેને ઇકબાલે નીચેની કાવ્ય પંક્તિઓદ્વારા વ્યક્ત કર્યો છે :—

> यूनान मिस्र रोमा सब मिट गये जहाँसे
> कुछ बात है कि हस्ती मिटती नहीं हमारी

આની પાછળ એ ખોટો ખ્યાલ રહેલો છે કે જગતની અનેક જડવાદી પ્રજાઓ જાહોજલાલી ભોગવીને નાશ પામી ગઈ પણ હિંદુપ્રજા પોતાની આધ્યાત્મિકતાના કારણે આજ સુધી ટકી રહી છે. હિંદુપ્રજા આજ સુધી ટકી રહેવાનું કારણ એની આધ્યાત્મિકતા નથી પણ એની ગ્રામકેન્દ્રીય સમાજ રચના છે. જો દીર્ઘજીવન એ જ આધ્યાત્મિકતાની કસોટી હોય તો ચીનાઓ, પારસીઓ, યહુદીઓ વગેરે અનેક પ્રજાઓ આધ્યાત્મિક છે એમ આપણે સ્વીકારવું રહ્યું.

૩. સંસ્કૃતિઓ બે રીતે નાશ પામે છે. કેટલાકનો પાયો તૂટી જાય છે. એટલે એ અચાનક નાશ પામે છે તો કેટલીકના માળ ઉપરથી એકે એક ગબડતા જઈને એ સંસ્કૃતિ નાશ પામે છે. હિંદુ સંસ્કૃતિમાં બીજા પ્રકારની ઘટના થઈ છે જે આપણે સાથેના નકશાથી જોઈ શકીએ છીએ. સદીએ સદીએ હિંદુ સંસ્કૃતિએ પોતાના અમુક અંગો ગુમાવ્યાં જ છે. અને એમાનું એક પણ અંગ ફરી પાછું ઊગ્યું નથી. દા. ત. મૂર્તિવિધાન, ધાતુવિદ્યા, વૈદક, તત્વજ્ઞાન વગેરે જીવનના અનેક ક્ષેત્રો ઉપર ગુપ્તયુગના અંતકાળમાં જ જે પૂર્ણવિરામ મૂકાઈ ગયો તે હજુ ઊંચકાયો નથી. શંકર યુગ પછી કદી ભવ્ય મંદિરો થયાં નથી. ભાસ્કરાચાર્ય પછી ગણિતમાં પૂર્ણવિરામ મૂકાઈ ગયો. વિજયનગરના પતન પછી સ્થાપત્યની પણ એ જ દશા થઈ. અઢારમી સદીના અંતકાળમાં આપણા ગૃહઉદ્યોગો નાશ પામ્યા. એ રીતે સદીએ સદીએ બાણાસુરના હાથની પેઠે એક વિરાટ સંસ્કૃતિનાં છેદાતાં અંગો ફરી પાછાં ઊગી શક્યાં નથી. અને આ ક્ષયરોગ હવે આગળ વધે તો આવતી બે સદીમાં હિંદુ સંસ્કૃતિની દશા યુનાન, મિશ્ર અને રોમ જેવી જ થઈ જાય.

૪. શ્રીયુત અંબાલાલ પુરાણી પૂછે છે કે, જે સંસ્કૃતિએ ભૂતકાળમાં આવડો મોટો પુરુષાર્થ કર્યો તે સંસ્કૃતિ શું વંધ્ય થઈ ગઈ છે? મારો જવાબ છે કે હા, વંધ્ય જ થઈ ગઈ છે! છેલ્લાં હજાર વર્ષમાં કે વર્તમાનકાળમાં આપણા ઇતિહાસનું એક પણ પ્રકરણ —જીવનના કોઈ પણ ક્ષેત્રમાં જુઓ તો પણ—આપણે લખી શક્યા નથી. પર સંસ્કૃતિના નેતાઓએ લખ્યું છે અને આપણે એને કેવળ અનુસર્યા છીએ. ધર્મથી વૈદક સુધી મને તો એવું એક પણ ક્ષેત્ર દેખાતું નથી કે જેમાં હિંદુઓનું પતન શરૂ થયા પછી ઠેઠ વર્તમાનકાળ સુધી હિંદુઓએ કોઈ પણ મૌલિક ફાળો આપ્યો હોય. એમણે કાં તો બીજાઓની નકલ કરી છે કે પછી પડઘો પાડ્યો છે.

૫. આ વિષમ પરિસ્થિતિમાં આપણા નેતાઓ આપણને જે અનેક ખોટાં આશ્વાસનો આપે છે એમાનું એક આશ્વાસન એ છે કે વિપત્તિ કાળે ઈશ્વર કોઈ ને કોઈ યોગ્ય પુરુષ આ દેશમાં મોકલી આપે છે. હમણાં જ વિનોબાજીએ કહ્યું કે જવાહરલાલ પછી શું થશે એની ફીકર કરવાની જરૂર નથી. કારણ કે ભૂતકાળમા જ્યારે જ્યારે કટોકટી આવી છે ત્યારે ત્યારે એને યોગ્ય રીતે પહોંચી વળે એવો પુરુષ ઈશ્વરે આ દેશમાં મોકલ્યો છે. આ ખ્યાલ કેવો ભ્રામક છે એ પણ સાથેનો નકશો જોવાથી સમજાશે. પહેલાં જ્યારે જ્યારે સમાજમાં શિથિલતા પ્રવેશતી ત્યારે ત્યારે



સ્વયં સ્ફૂર્તિથી જ હિંદુ સંસ્કૃતિએ ગૌતમબુદ્ધથી માંડીને શંકરાચાર્ય સુધીના નેતાઓ ઉત્પન્ન કર્યાં છે. પણ પછીથી સમાજ જેમ જેમ જરા જર્જરિત થવા માંડ્યો તેમ તેમ એણે પોતાની એ સ્વયં સ્ફૂર્તિ ગુમાવી અને પરસંસ્કૃતિની ઉત્તેજના અને આશ્રય હેઠળ જ એ પોતાના નેતાઓ ઉત્પન્ન કરી શક્યો. નરસિંહ–મીરાંથી માંડીને ઠેઠ ગાંધીજી સુધીના ધાર્મિક નેતાઓ પરસંસ્કૃતિના જાહોજલાલીના કાળમાં જ પાક્યા છે. પરસંસ્કૃતિની પડતી સાથે હિંદુ સંસ્કૃતિની પણ પડતી થઈ છે જ. આ મહત્વનો મુદ્દો સાવ સહેલાઈથી ભૂલી જવામાં આવે છે. પરસંસ્કૃતિના જાહોજલાલીના કાળમાં પાકેલા આ નેતાઓએ સમાજના અધઃપતનનો વેગ માત્ર ઘટાડ્યો છે. આમાંનો એક પણ નેતા સમાજને ઊર્ધ્વમુખ અને આક્રમક કરી શક્યો નથી. એક વખત જે સંસ્કૃતિના નેતાઓ એમ કહેતા હતા કે कृण्वंतो विश्वम् आर्यम्। તે જ નેતાઓ આજે એમ કહી રહ્યા છે કે તમે તમારો ધર્મ પાળો અને હું મારો ધર્મ પાળું. અથવા તો કોણ કયો ધર્મ પાળે છે એ બીલકુલ મહત્વની વાત નથી.

૬. એવો જ એક ખોટો ખ્યાલ એ છે કે ભારતની સંસ્કૃતિ એ સમન્વયની સંસ્કૃતિ છે. હમણાં જ આચાર્ય કૃપલાનીએ 'વિજિલ'માં એક લેખથી આ મુદ્દો સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે. એમાં એમણે એમ જણાવ્યું છે કે દરેક રાષ્ટ્રને પોતાની આગવી રાષ્ટ્રીય પ્રતિભા હોય છે. એ જ રીતે ભારતની રાષ્ટ્રીય પ્રતિભા 'સમન્વય' એ છે. વાસ્તવિક રીતે તો આપણે એક રાષ્ટ્ર જ નથી, એટલે આપણી રાષ્ટ્રીય પ્રતિભા સંભવી શકે નહિ; છતાંય હિંદની તમામ પ્રજાઓને લાગુ પડે એવો કોઈ પણ જો ગુણ હોય તો તે 'સમન્વય' નથી, પણ 'સંરક્ષણ' એ છે. અલબત્ત, હિંદુ સંસ્કૃતિ જ્યારે પોતાની જાહોજલાલીના કાળમાં હતી ત્યારે એ 'સમન્વય'ની સંસ્કૃતિ હતી. પણ એ રીતે તો મુસ્લિમ સંસ્કૃતિ માટે પણ એની એ વાત સાચી છે. અને જગતની દરેક ચઢતી સંસ્કૃતિને આ નિયમ લાગુ પડે છે. આજે રશિયા અને અમેરિકાની સંસ્કૃતિઓ પણ 'સમન્વય'ની સંસ્કૃતિઓ છે.

## ભારતનું ભવિષ્ય

ઇતિહાસકાર જ્યોતિષી નથી. અને મારો તો એમાંથી એક્કે હોવાનો દાવો નથી. પણ ઇતિહાસનો વ્યવસ્થિત અભ્યાસ આપણને અમુક અંશે ભવિષ્યની દિશા અને ભાવી વલણો બતાવી દે છે. વળી ઇતિહાસ એ ગણિત નથી કે જેમાં ચોક્કસ આગાહીઓ કરી શકાય. પણ ઇતિહાસ એ પ્રજાના સ્વભાવની આરસી હોવાથી યોગ્ય આગાહીઓનું કામ આપણે ધારીએ છીએ એટલું અઘરું નથી.

કાર્લાઇલ કહે છે કે ઇતિહાસકારનું કામ ઇતિહાસના ઘડિયાળમાં કેટલા વાગ્યા છે, તે પ્રજાને જણાવવાનું છે. એ હિસાબે આજે ઘણા લોકો કહી રહ્યા છે કે ભારતમાં એક મહાન યુગનું પ્રભાત ઊગ્યું છે. મને તો ઉલટપક્ષે એમ લાગે છે કે વૈશ્ય સંસ્કૃતિના અસ્ત અને શુદ્ર સંસ્કૃતિના ઉદય વચ્ચેના અંધાધૂંધી ભરેલા સંધિકાળમાં આપણે દિશાશૂન્ય થઈને જીવી રહ્યા છીએ.

હવે આપણે વર્તમાન પરિસ્થિતિને જરા વિગતવાર તપાસીએ.

**સંસ્કૃતિ :—** આજે આખા દેશમાં એક સંસ્કૃતિ નથી કે એક સંસ્કૃતિનું વર્ચસ્વ પણ નથી. આપણા ભૂતકાળના દરેક સુવર્ણયુગમાં કાં તો એક સંસ્કૃતિ મોટે ભાગે હતી અથવા તો તે સંસ્કૃતિનું વર્ચસ્વ હતું. મૌર્યયુગમાં શ્રમણ સંસ્કૃતિનું, અને ગુપ્તયુગ ને શંકર યુગમાં હિંદુ સંસ્કૃતિનું વર્ચસ્વ હતું. મોગલકાળમાં ઇસ્લામી સંસ્કૃતિનું અને બ્રિટિશયુગમાં ખ્રિસ્તી સંસ્કૃતિનું વર્ચસ્વ હતું. આજે આ દેશમાં હિંદુ અને મુસ્લીમ એવી બે હરીફ સંસ્કૃતિઓ છે. બન્ને નિર્બળ અને નિર્વીર્ય થઈ ગયેલી છે. વિક્ટોરીઅન યુગના હિંદુ પુનરુત્થાનના ગાંધીજી, ટાગોર અને અરવિંદ જેવા મહાન નેતાઓ ચાલ્યા ગયા

છે. એ જ યુગના જવાહર, રાજેન્દ્રબાબુ અને રાધાકૃષ્ણન્ જેવા બીજા હયાત નેતાઓ પોતાના જીવનના સંધ્યાકાળમાં હોવાથી સાંસ્કૃતિક શક્તિઓ તરીકે એમનું ઝાઝું મૂલ્ય રહ્યું નથી. એ જ રીતે મુસ્લીમ સંસ્કૃતિના ઇકબાલ જેવા જ્યોતિર્ધરો ચાલ્યા ગયા છે. અને મૌલાના આઝાદ જેવા નેતાઓના પગ હેઠળથી ધરતી ખસી રહી છે. ભૂતકાળમાં જ્યારે જ્યારે આવો સાંસ્કૃતિક અવકાશ (Cultural vaccuum) આ દેશમાં ઊભો થયો છે ત્યારે ત્યારે આપણી પ્રજા બીજી પ્રજાઓના આક્રમણનો ભોગ થઈ પડી છે. આજે એ જ અવકાશને કારણે આ દેશમાં વ્યવહારમાં અમેરિકાની અને વિચારમાં રશિયાની અસર દિવસે દિવસે જોરદાર થતી ચાલી છે.

આપણો સીનેમા ઉદ્યોગ ભાગ્યે જ આપણી સંસ્કૃતિનું પ્રતીક ધરાવતો કહી શકાય. આજે સાહિત્યથી નૃત્ય સુધીની તમામ કલાઓ સીનેમાની દાસીઓ થઈ ગઈ છે એટલે આ બધી કલાઓનું અધઃપતન થઈ રહ્યું છે. આપણા દેશમાં સીનેમાના ચાલી રહેલા ધુમ પ્રચારને હું આપણા સાંસ્કૃતિક અવકાશનું એક રોગચિહ્ન સમજું છું.

ધર્મ:—ધર્મની બાબતમાં હિંદુ સંસ્કૃતિને લાગેલો ક્ષય બિલકુલ મટયો નથી. આપણો દેશ સ્વતંત્ર થયા પછી મુસ્લીમો અને ખ્રિસ્તીઓની વટાળ પ્રવૃત્તિ અટકી નથી. આપણો ભણેલો ગણેલો વર્ગ દિવસે દિવસે ધર્મવિમુખ થતો જાય છે. જ્યારે અભણ વર્ગ મુસલમાન, ખ્રિસ્તી કે કોમ્યુનિસ્ટ થઈ રહ્યો છે. ધર્મ સિવાય પ્રજામાં એકતા સંભવતી નથી. પશ્ચિમ યુરોપ અને અમેરિકાની ઉન્નતિમાં પ્રોટેસ્ટંટ ધર્મ સંપ્રદાયે આપેલો ફાળો ભૂલવા સરખો નથી. આજે રશિયા એક નવા નિરીશ્વરવાદી ધર્મના જોર ઉપર મહાન સંગઠન સાધી રહ્યું છે. જ્યારે અહીં હિંદુ કે મુસ્લીમ બેમાંથી એકે ધર્મમાં આપણી પ્રજાને સંગઠીત કરવાની શક્તિ રહી નથી.

રાષ્ટ્રિયતા:—કદાચ કોઈ એમ દલીલ કરે કે જૂના ધર્મોની વાત પડતી મૂકી રાષ્ટ્રધર્મ જેવા નવા ધર્મને અપનાવવામાં આપણને શો વાંધો છે? તો એનો જવાબ એ છે કે વાંધો કશો જ નથી. પણ હિંદુઓમાં જ્ઞાતિવાદ અને મુસલમાનોમાં કોમવાદ તેમ જ ભણેલાઓમાં પ્રાંતવાદ એટલા બધા પ્રબળ છે કે બિચારા રાષ્ટ્રધર્મને સર્વવ્યાપી થવાનો બહુ જ ઓછો અવકાશ છે. ધર્મ સિવાય પ્રજા એક થઈ શકતી નથી. એકતા વિના કોઈ પ્રજા મહાન બની શકે નહિ. શ્રીયુત મુલ્કરાજ આનંદ કહે છે કે આપણી એક કમનસીબી છે કે આપણે જર્મનીની પેઠે રાષ્ટ્ર બહુ મોડા બન્યા. મને એમ લાગે છે કે આ એક ખોટો ખ્યાલ છે. જે અર્થમાં ઇંગ્લેંડ, ફ્રાન્સ અને જર્મની જેવા પશ્ચિમના દેશો છે એ અર્થમાં આપણે રાષ્ટ્ર નથી જ. એટલું જ નહિ પણ એશિયાના ચીન, જાપાન જેવા દેશો જે અર્થમાં રાષ્ટ્રો છે તે અર્થમાં પણ આપણે રાષ્ટ્ર નથી. હિંદુ મુસ્લીમ પ્રશ્નમાં કાયમી અને સફળ ઉકેલ વિના આપણે રાષ્ટ્ર બની શકીએ એમ છે પણ નહિ. વંદેમાતરમ્ અને રાષ્ટ્રધ્વજ જેવા પ્રતીકો મારફતે હજી આપણે હમણાં જ રાષ્ટ્રીયતાનો એકડો ઘૂંટી રહ્યા છીએ. બાકી તો જો આપણે રાષ્ટ્ર હોઈએ તો મને એવો તો એક સદ્‌ગુણ બતાવો કે જેનો પ્રજા તરીકે આપણે વ્યવસ્થિત વિકાસ કર્યો હોય. આપણામાં પ્રજાકીય દુર્ગુણોનો તોટો નથી. સદ્‌ગુણો માત્ર વ્યક્તિગત છે, પ્રજાકીય નથી. આપણે ત્યાં મહાન વ્યક્તિઓ પાકી હતી અને છે પણ ખરી. પણ પ્રજા તરીકે આપણે મહાન પ્રજા કહી શકાઈએ નહિ. મહાન પ્રજા તો એ જ કહેવાય કે જેની છેલ્લામાં છેલ્લી વ્યક્તિ સુધી એ પ્રજાના સદ્‌ગુણો જોવાના મળતા હોય. આપણે પ્રજા નથી, કેવળ અવ્યવસ્થિત ટોળું અથવા તો ટોળાંઓનો સમૂહ છીએ. આપણે ત્યાં આખી પ્રજામાં જો કોઈ સર્વ-સામાન્ય લક્ષણ હોય તો તે 'આંધળું અને જડ સંરક્ષણ' અથવા તો રૂઢિચુસ્તતાએ છે. હિંદુ અને મુસલમાન એ બેમાં હિંદુ પ્રજા આગળ પડતી પ્રજા છે. એ પ્રજામાં જો સૌથી કોઈ મોટો સદ્‌ગુણ હોય તો તે પરિસ્થિતિને અનુકૂળ થવાનો છે. એને કારણે જ



એ મુસ્લીમયુગ દરમિયાન મુસ્લીમ સંસ્કૃતિની આંગળિયાત સંસ્કૃતિ હતી. બ્રિટીશ યુગમાં પણ એની એ જ પરિસ્થિતિ હતી. અને હવે એ અમેરિકન કે રશિયન સંસ્કૃતિની આંગળિયાત સંસ્કૃતિ થવા માટે તૈયારી કરી રહી છે. પોતાના તેજથી પ્રકાશવાનું એ સંસ્કૃતિમાં હવે દૈવત રહ્યું નથી.

**રાજકારણ**—રાજકારણમાં પંડિત નેહરુનું પ્રચંડ વ્યક્તિત્વ આથમી ગયા પછી આ દેશમાં અંધાધૂંધી કે લશ્કરી શાસન સિવાય બીજી કોઈ જ શક્યતા નથી. આજે પાકિસ્તાનમાં જે પરિસ્થિતિ છે તે જ પરિસ્થિતિ જરા લાંબે ગાળે આપણી થવાની છે.

**લશ્કર**—આ દેશમાં અંગ્રેજોએ એક સદીની મહેનત પછી ભારતીય લશ્કર નામની એક મહાન લશ્કરી શક્તિ ઊભી કરી હતી. એ શકિતના ભયથી આખા એશિયામાં શાંતિ સચવાતી હતી. ચીનના વિગ્રહ વખતે પેકિંગના દરવાજા શીખોએ તોડ્યા હતા અને પહેલા વિશ્વયુદ્ધમાં પેરિસને બચાવવામાં શીખો અને ગુરખાઓએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. ભારત સ્વતંત્ર થતાં આ મહાન શકિતના ભારતીય લશ્કર અને પાકિસ્તાની લશ્કર, એ નામના બે પરસ્પર વિરોધી ટુકડા થઈ ગયા. એક બાજુ આપણી લશ્કરી શકિત આવી રીતે છિન્નભિન્ન થઈ ગઈ છે, જ્યારે આપણા બે પાડોશીઓમાં રશિયા જગતમાં સર્વશ્રેષ્ઠ ભૂમિદળ ધરાવે છે. અને ચીન ઘડીના છઠ્ઠા ભાગમાં એક કરોડ માનવીઓને રણમેદાનમાં ઉતારવાની તાકાત ધરાવે છે. આવી પરિસ્થિતિમાં ભાવિ વિશ્વયુદ્ધ વખતે આપણી સ્થિતિ શું થાય, તેની તો કલ્પના જ કરવી રહી.

**અર્થકારણ**—આર્થિક રીતે આપણે આપણું અર્થકારણ સ્થિર રાખી શક્યા છીએ અને અમુક દિશાઓમાં અવશ્ય નોંધપાત્ર પ્રગતિ કરી છે, પણ એ પરિસ્થિતિ ભાવિ માટે ઝાઝી આશા આપતી નથી. કારણ કે અંગ્રેજો ગયા, તે વખતે જ આખા એશિયામાં જાપાન પછી બીજે નંબરે ભારતનું ઔદ્યોગિકરણ થયું હતું અને જગતના પહેલા દસ અગ્રગણ્ય ઔદ્યોગિક દેશોમાં ભારતનું સ્થાન હતું. એટલે જ્યારે જગતનો દરેક દેશ બીજા વિશ્વયુદ્ધ પછી પૂરઝડપે પ્રગતિ કરી રહ્યો છે, ત્યારે આપણી સામાન્ય પ્રગતિ બહુ સંતોષપ્રદ કહી શકાય નહિ. એ ઉપરાંત દેશમાં ધર્મ-સુધારણા અને રાજકીય સુધારણાનો તબક્કો પૂરો થઈ જઈને હવે આર્થિક સુધારણાનો તબક્કો શરૂ થયો છે. પણ આપણા ઇતિહાસમાં અગાઉ જેમ અનેકવાર બન્યું છે તેમ સંસ્કૃતિના દેહનો વિસ્તાર થઈ રહ્યો છે, પણ એનો આત્મા ક્ષીણ થતો ચાલ્યો છે. આવી પરિસ્થિતિ ભાવિ માટે ભયપ્રદ છે.

આપણે આગળ જોઈ ગયા કે આ દેશમાં છેલ્લાં અઢી હજાર વર્ષમાં ત્રણ ક્રાંતિઓ થઈ, એમાં પહેલી ક્રાન્તિએ સમાજને પાયામાંથી નવેસરથી ઘડવાનો પ્રયત્ન કર્યો, અને બીજી બે ક્રાન્તિઓએ ઉપરથી ફેરફાર કરવાનો પ્રયત્ન કર્યો. ત્રણ પ્રતિક્રાન્તિઓ થઈ; એમાં શંકર, શિવાજી અને ગાંધીજી એ ત્રણે મહાપુરુષોએ સમાજની પાયામાંથી પુનર્ઘટના કરવાનો પ્રયત્ન કર્યો, પણ કમનસીબે પરિસ્થિતિ એવી થઈ કે ક્રાન્તિનાં ફળ આવ્યાં પણ એને મૂળ ન મળ્યાં. જ્યારે પ્રતિક્રાન્તિને મૂળ મળ્યાં તો એનાં ફળ ન આવ્યાં.

એટલે હવે સમાજને જૂની ઢબે ઘડવાની વાત પડતી મૂકી આપણે નવી ઢબે વિચારીએ. પંડિત નેહરુએ કહ્યું છે કે નાનાં રાષ્ટ્રોનો યુગ હવે પૂરો થયો છે, અને મોટાં રાષ્ટ્રોનો યુગ શરૂ થયો છે, તેમજ વિજ્ઞાન અને ટેકનોલોજી એ કોઈ એક જ પ્રજાનો ઇજારો નથી. આ દૃષ્ટિએ જોતાં આપણું ભવિષ્ય ઘણું જ ઉજ્જવળ છે. આ જ વિચારને 'ઊર્મિ'ના ગયા અંકમાં કાકાસાહેબ કાલેલકરે ટેકો આપ્યો છે. વિચાર તદ્દન સાચો અને સંગીન છે, પણ એમાંથી ફલિત થતી બે-ત્રણ બાબતો ઉપર આપણે સામાન્ય રીતે, ખોટી આશાઓને લઈને દુર્લક્ષ કરીએ છીએ. બાબતમાં મહત્ત્વના મુદ્દા બે છે:

(૧) ગઈકાલ, ઈંગ્લેન્ડ, ફ્રાન્સ, જર્મની, હોલેન્ડ, પોર્ટુગાલ, જાપાન, સ્પેન વગેરે નાના દેશોની હતી. એ દેશોએ એમની પોતાની રીતે સંસ્કૃતિનો આત્મવિસ્તાર કર્યો. પણ આજ સુધી એ રાષ્ટ્રોમાં ભયંકર જીવન-

વિગ્રહ ચાલ્યો અને એમાં ઇંગ્લેન્ડ પોતાની બહાદુરીથી અને પોતાના રાષ્ટ્રીય ચારિત્ર્યથી પોતાની સર્વોપરિતા ટકાવી શક્યું.

આજ અને આવતી કાલ અમેરિકા, રશિયા, ચીન અને હિંદ જેવાં મોટાં રાષ્ટ્રોની છે, પણ ગઈકાલે જેમ નાનાં નાનાં રાષ્ટ્રો વચ્ચે જીવન-વિગ્રહ ચાલ્યો તેમ આવતી કાલે મોટાં રાષ્ટ્રો વચ્ચે પણ અવશ્ય જીવન-વિગ્રહ ચાલવાનો છે. એમાં ભારત જેવા નબળા રાષ્ટ્રનું ભાગ્યે જ કોઈ ઠામ ઠેકાણું પડે.

અમેરિકાનું—આખા ઉત્તર અને દક્ષિણ અમેરિકાનું પશ્ચિમ યુરોપ અને એશિયાના અનેક મહત્ત્વના દેશો ઉપર પૂરેપુરું વર્ચસ્વ છે. રશિયાની તાકાત પણ એવી જ પ્રચંડ છે. ભયંકર ઇવાનના (ઇવાન ધી ટેરીબલ) વખતથી રશિયાની જાગેલી પ્રદેશભૂખ હજુ પૂરેપૂરી સંતોષાઈ નથી. આજે જર્મનીથી જાપાન સુધી એનું વર્ચસ્વ હોવા છતાં લાગ મળે તો તર્કી, ઇરાન, ઇન્ડોનેશિયા વગેરે નબળાં રાષ્ટ્રોને હડપ કરી જતાં એ પાછું વાળીને જુએ નહિ. ચીનના સામ્યવાદીઓ પોતાના દેશના ભાવિનાં સોનેરી સ્વપ્નાં જ્યારે જુએ છે, ત્યારે તેઓ બૃહદ્ ચીનમાં બ્રહ્મદેશ, હિંદીચીન વગેરે અનેક દેશોને સમાવે છે. તિબેટ તો આપણી નજર સામે જ તેઓ સ્વાહા કરી ગયા. આજે ભારતમાં એકતા, ઉત્સાહ કે મહત્વાકાંક્ષા નથી, આપણે રાષ્ટ્ર નથી, એને લઈને આપણને આપણા નાનકડા ઘરમાં સંતોષ છે. પણ ધારો કે આવતી કાલે કોઈ ચમત્કારથી ભારતની પ્રજા પણ ઉપરની ત્રણે પ્રજાઓ જેવી તાકાતવાળી થઈ જાય તો એ અવશ્ય કહેવાની કે અફઘાનિસ્તાનથી હિંદી ચીન સુધીના દરેક દેશ ઉપર અમારું જ વર્ચસ્વ હોવું જોઈએ. કારણ કે એક હજાર વર્ષ પહેલાં જ આ બધા દેશો અમારાં સંસ્થાનો હતાં. અને ત્યાં અમારી સંસ્કૃતિનો ડંકો વાગતો હતો. આજે તો એવી કોઈ તાકાત ન હોવાને કારણે આપણે રાષ્ટ્રની સરહદ ઉપર મારામારી કરવાને બદલે પ્રાંતની સરહદ ઉપર મારામારી કરી રહ્યા છીએ, અને પાડોશી પ્રાંતોનું વધુ કેમ પડાવી લેવાય એની પેરવીઓ આપણા રાજપુરુષો કરી રહ્યા છે.

(૨) વિજ્ઞાન અને ટેકનોલોજી એ કોઈ એક પ્રજાનો ઇજારો નથી, એ વાત સાવ સાચી, પણ એટલા માટે દરેક પ્રજા એ દિશામાં એક સરખી પ્રગતિ કરી શકે એમ કહી શકાય નહિ. વિજ્ઞાન અને ટેકનોલોજી આખા યુરોપમાં હોવા છતાં આજે પણ જર્મની જેવી પરાજિત પ્રજાને કોઈ દેશ વિજ્ઞાનમાં પહોંચી શકતો નથી. એનું કારણ એની વિજ્ઞાન વિષેની રાષ્ટ્રીય પ્રતિભા છે, એમ આપણે સ્વીકારવું જ રહ્યું.

એ જ રીતે મોટાં રાષ્ટ્રોમાં અમેરિકાની તાકાતે પહોંચતાં હિંદને કેટલો સમય જોઈશે એનો ભાગ્યે જ આપણે આંક મૂકી શકીએ. આજે તો આપણી દશા શ્રી જદુનાથ સરકાર કહે છે તેમ 'સંસ્કૃતિની આગેકૂચમાં સુધરેલા દેશોના લશ્કરનો ભાર ઉપાડનાર વેઠિયા મજૂરો જેવી છે,' અથવા તો મહાત્માજીના શબ્દોમાં કહીએ તો 'આપણે અત્યારે પશ્ચિમની પ્રજાઓની સુધારણાના શાહીચૂસ તરીકે કામ કરી રહ્યા છીએ.'

વિજ્ઞાન અને ટેકનોલોજીની બાબતમાં એક વાત ખ્યાલમાં રાખવા જેવી છે કે આજે અમેરિકા સંસ્કૃતિના શિખર ઉપર બેઠું હોવા છતાં એનો પાડોશી દેશ જ મેક્સિકો આપણા કરતાં પણ પછાત દેશ છે. એનાં કારણો અનેક છે. પણ એક મહત્ત્વનું કારણ મને એ બંને દેશોની ધર્મભાવનામાં જણાય છે. અમેરિકામાં પ્રોટેસ્ટન્ટ ધર્મસંપ્રદાય પ્રવર્તે છે, જ્યારે મેક્સિકોમાં રોમન કેથલિક ધર્મ સંપ્રદાય છે. એ જ રીતે ભારતમાં સરકાર તરફથી સૌને સરખી સગવડો મળતી હોવા છતાં મુસલમાનો એ એક પછાત પ્રજા રહ્યા છે. જ્યારે હિંદુઓ એમને મુકાબલે ઘણી પ્રગતિ સાધી શક્યા છે, એટલું જ નહિ, પણ મોરોક્કોથી પાકિસ્તાન સુધીના સ્વતંત્ર મુસ્લિમ દેશોની દુનિયા જુઓ, તો આજે પણ ત્યાં અરેબિયન નાઈટ્સની અનાડી દુનિયા દેખાય છે. એમાં મોટે ભાગે મુસલમાનોનો ધર્મ જવાબદાર છે.

આ બધી બાબતોનો વિચાર કરતાં હિંદનો વિસ્તાર



મોટો હોવા છતાં અને એની વસ્તી ઝાઝી હોવા છતાં મને એનું ભાવિ ઉજ્જવળ દેખાતું નથી. જ્યારે ત્યારે એની દશા પાકિસ્તાન જેવી થવાની. દેશમાં અંધાધૂંધી થતાં શિવાજી, હૈદર અને રણજીતસિંહના જમાનાની અર્વાચીન આવૃત્તિ અહીં ઊભી થશે, અને એમાંથી લશ્કરી શાસન ઊભું થઈ ભારત રશિયા કે અમેરિકામાંથી ગમે તે એક છાવણીમાં ભળી જવાનું. સ્વતંત્ર દેશ તરીકે આપણું ભાવિ મને ઉજ્જવળ દેખાતું નથી.

[ સમાપ્ત ]

**લેખકની નોંધ**—અહીં આગળ આ લેખમાળા પૂરી થાય છે. છેલ્લાં ચાર વર્ષ થયાં અનેક વાચકોએ જે સ્નેહ અને મમતાથી આ લેખમાળા વાંચી મારી સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ સંબંધ સાધ્યો છે, તે સૌનો હૃદયપૂર્વક આભાર માનવાની હું આ તક લઉં છું. સામ્યવાદ વિશે હું એક સ્વતંત્ર પુસ્તક લખી રહ્યો છું જે ભવિષ્યમાં અનુકૂળતાએ બહાર પડશે. હાલ તુરત તો આ પુસ્તક પૂરું થાય છે. પુસ્તક આકારે છાપતી વખતે એનું નામ "**ભારતમાં સંસ્કૃતિઓની ભરતી-ઓટ**" એવું રાખવું એમ મારો વિચાર છે. વાચકો એ બાબતમાં, તેમજ પુસ્તકમાં કરવા જોઈતા સુધારાવધારા સંબંધી જો પોતાનાં સૂચનો મોકલશે તો હું એમનો આભારી થઈશ.

સાથે સાથે આ લેખમાળાએ અનેક વાચકોની અને ખાસ કરીને કેટલાક ગાંધી-ભક્તોની લાગણીઓ દુભવી છે એ હકીકત મારા ખ્યાલ બહાર નથી. પણ હું અહીં એ હકીકત સ્પષ્ટ કરવા માગું છું કે આ પુસ્તક કોઈપણ વાદના ખંડન-મંડન માટે લખાયું નથી. એમાં તો ભારતનો ઇતિહાસ મને જેવો સમજાયો તેવો મેં રજૂ કર્યો છે અને આપણા મહાપુરુષોનાં યોગ્ય મૂલ્યાંકનો મેં નક્કી કરેલા માન-દંડથી કર્યાં છે. આ બાબતમાં મારાથી વિરુદ્ધ જેમને અભિપ્રાયો રજૂ કરવા હોય તેઓ તેમ કરવા સ્વતંત્ર છે. અને એમ કરવાથી આપણા ઇતિહાસની અને વર્તમાન પરિસ્થિતિની સાચી સમજણ મેળવવામાં ઘણી અનુકૂળતા થશે, કારણ કે હું તો 'वादे वादे जायते तत्त्वबोधः ।' એ સૂત્રમાં માનવાવાળો છું.

આ લેખમાળાના વિરોધીઓને મારી વિનંતિ છે કે તેઓ એમાં રજૂ કરેલા વિચારો ઉપર શાન્ત ચિત્તે વિચાર કરે અને એમની પાસે જો 'ઊર્મિ'ની જૂની ફાઈલો હોય તો તે ઉથલાવી જઈ મારી આગાહીઓમાંથી કેટલી સાચી પડી તેની તટસ્થ તુલના કરે.

દા. ત. (૧) શેખ અબ્દુલ્લા વિષે એ જ્યારે સત્તાસ્થાને હતા, ત્યારે મેં દર્શાવેલો અભિપ્રાય.

(૨) એ જ રીતે મેં એ સ્પષ્ટરીતે કહ્યું હતું કે આ દેશના એક પણ મુસલમાન રાષ્ટ્રવાદી નેતાનાં મૂળ અહીંની ધરતીમાં એક હજાર વર્ષથી ઊંડાં ગયાં નથી. એનો સંગીન પુરાવો હમણાં જ ખાનભાઈઓએ કાશ્મીર સંબંધી લીધેલા પોતાના વલણથી આપણને મળી આવ્યો છે.

(૩) ભારત અને પાકિસ્તાનમાં સૌથી પહેલું પાકિસ્તાનનું રાજતંત્ર તૂટી પડશે એ આગાહી મેં ઇતિહાસના અનુભવને આધારે કરેલી અને પરિણામ પણ એવું જ આવ્યું. આજે પાકિસ્તાનમાં ઇજિપ્તની પેઠે લોકશાહી નિષ્ફળ નિવડી છે અને લશ્કરી શાસન સ્થપાઈ ગયું છે. એશિયાના ભારત ઉપરાંતના બીજા અનેક દેશોમાં લોકશાહીનું ભાવિ મને અંધારું લાગે છે. યુરોપમાં જે રીતે પહેલા વિશ્વવિગ્રહ પછી યુરોપના રાષ્ટ્રોનું 'બાલ્કનાઈઝેશન' થઈ ગયું અને એણે સામ્યવાદના ફેલાવા માટે બહુ જ અનુકૂળ ભૂમિકા પૂરી પાડી, તે જ રીતે એશિયામાં પણ સામ્રાજ્યવાદમાંથી છૂટેલા અનેક રાષ્ટ્રોનું બાલ્કનાઈઝેશન થવાનું અને ત્યાં સામ્યવાદી શાસન સ્થપાઈને ત્યાંની પ્રજા ઓલામાંથી ચૂલામાં પડવાની.

ફરીથી, આ લેખમાળાને ધીરજથી વાંચનાર મારા વાચકવર્ગનો અને એને છાપવાની હિંમત દર્શાવનાર મારા મિત્ર શ્રી ઈશ્વરલાલ દવેનો હું આભાર માનું છું.

—'વસુબંધુ'

★





વિ. સ. ખાંડેકરે

# બે મીણબત્તીઓ

વાર્તાકાર ખાંડેકર આ નાની નિબંધિકાને પણ વાર્તા જેટલી જ રસપ્રદ બનાવી શક્યા છે એ તો એ વાંચતા સમજાશે જ. એના અનુવાદક છે શ્રી ગોપાળરાવ વિદ્વાંસ. આખી નિબંધિકા વાંચતા નવલિકા જેટલો જ રસ પડે છે.........

શ્રી કાણેકરનો બે મીણબત્તીઓ વિષેનો લેખ જ્યારે મેં પહેલવહેલો વાંચેલો, ત્યારે તે મને ખૂબ ગમ્યો હતો. બેચાર દિવસ પહેલાં વિવેચન કરવાને કારણે મેં તે ફરી વાંચ્યો ત્યારે પણ મને એ એટલો જ ગમ્યો. નિબંધનું નામ જ કેવું કુતૂહલપ્રેરક છે! એ વાંચતાં જ વાચકની કલ્પના એમાં શું હશે તે જાણવા તર્કવિતર્ક કરવામાં રોકાઈ જાય છે. એને વિચાર થાય છે: શ્રી કાણેકરે આ બે મીણબત્તીઓ ક્યાં જોઈ હશે? અને કોઈ સુંદર સિદ્ધાંતનું પ્રતિપાદન કરવા જેવું એ દૃશ્યમાં એમને શું દેખાયું હશે? બે ઝાંખી મીણબત્તીઓ જ શું, પણ એકીસાથે પાંચ છ પેટ્રોમેક્સ સળગાવી હોય, તો પણ એટલી લીટીઓ લખવાનું મન આપણા જેવાને કદી જ ન થાય! લેખકો પાસે અવશ્ય કોઈ જાદુ મંત્ર હોવો જોઈએ. નહિતર જ્યાં આપણને કશું દેખાય નહિ, ત્યાં એકાએક નવી જ સૃષ્ટિ તેઓ શી રીતે ખડી કરી શકે?

વાચકોની ઉક્ત માન્યતા 'બે મીણબત્તીઓ' વાળા લેખમાં સાવ સાચી પડે છે. આ બે મીણબત્તીઓના પ્રકાશમાં કાણેકરને એક ભારે સુંદર સત્યનું દર્શન થાય છે એ સત્યને આમ મૂકી શકીએ: "છેવટની ઘડી સુધી પોતે સહુને પ્રકાશ આપ્યો, એવી સુખદ તંદ્રામાં જિંદગીની છેલ્લી ક્ષણ ખલાસ થાય, એ જ સાચા સુખની પળ છે." 'મનુષ્યના જીવનમાં અત્યંત સુખી પળ કઈ?' એવો પ્રશ્ન પૂછનાર વિદ્યાર્થીની પોથીમાં કાણેકરે ઝટ દઈને લખી આપે છે: "જાતથી ખાતર જીવ્યો તે મરી ગયો જાણવો; બીજા ખાતર જીવે તે જ સાચું જીવ્યો ગણાય!"

વાચક મનમાં વિચારે છે, કાણેકરે પ્રતિપાદિત કરેલો આ સિદ્ધાંત બહુ જ સુંદર અને સ્ફૂર્તિદાયી છે પણ એમાં બે મીણબત્તીઓને શો સંબંધ છે?

લેખકનું ખરું કૌશલ અહીં જ છે. એ સિદ્ધાંતને સમર્થન આપે એવા ત્રણ પ્રસંગો લેખકે યોજ્યા છે. પહેલી વાર તે વાચકને પોતાના એક ધનિક મિત્રને ઘેર લઈ જાય છે. ત્યાંનો અનુભવ—

મિત્ર ઘેર નહોતો; એની પત્ની ચિંતાતુર બની બેઠી હતી.

'કેમ બહેન! ભાઈ ક્યાં ગયા છે?' મેં પૂછ્યું.

'પેલા નવા જર્મન ડોક્ટર આવ્યા છે ને, તેમને ત્યાં ગયા છે. મેં જ એમને જવાનો આગ્રહ કરીને મોકલ્યા.' તેણે કહ્યું.

'એમ? એવું શું થયું છે?' મેં પૂછ્યું.

'અરે ભાઈ! થયાની શી વાત કરો છો? એમની એક ચિંતા દૂર થાય છે, ત્યાં તરત બીજી ઊભી જ થાય છે. ખડકીમાં ત્યાંના બંગલાની ચોકી કરવા એક પઠાણ રાખેલો તો એ પઠાણ જ ચોરી કરીને ભાગ્યો! તમે એ બધું જાણો જ છો. એ ભાંજગડમાંથી હજુ જ્યાં પત્યા નથી, ત્યાં હવે ઈન્કમટેક્સનો કેસ થયો છે, એની વળી ધમાલ જાગી છે! હમણાં તો એમને જરા ય ઊંઘ પણ આવતી નથી; ખાવાપીવા પર જરા યે રુચિ જ થતી નથી. એટલે મેં જ કહ્યું: કાંઈ નહિ તો પેલા નવા જર્મન ડૉક્ટરની પાસે દવા કરાવશો તો જરા ઠીક લાગશે.'

'ઓહ, એમ વાત છે.' મેં કહ્યું.

એ ધનિક મિત્રની સ્ત્રી પાસેથી રવાના થઈ લેખક ઘેર પાછા ફરવા રેલ્વે ટ્રેઈનમાં બેસે છે. ત્યાં—

મજૂર ચળવળમાં કામ કરતા મારા એક જૂના મિત્ર એ જ ડબ્બામાં મળી ગયા. તેઓ ખૂબ ખુશીમાં લાગતા હતા. પોતાનું કાર્ય કેટલું વ્યવસ્થિતરીતે ચાલે છે અને એથી ચળવળ કેટલી જોસભેર વધતી જાય છે, એનું રસભર્યું વર્ણન કરતી વેળા એ મિત્રની આંખમાં કોઈ અજબ ચમકાર દેખાતો હતો.



એની આંખો ઘણી ઊંડી ગઈ હતી, અને દાઢી તો છેલ્લા બે મહિનામાં કરાવી જ નહિ હોય એમ લાગતું હતું.

'અરે ભાઈ! તારી આંખો આટલી બધી ઊંડી ઊતરેલી કાં જણાય?' મેં પૂછ્યું, 'શું થયું છે?'

'હટ્ટ!' તેણે ગુસ્સાથી જણાવ્યું, 'મને શું થાય? હું તો ખૂબ લહેરમાં છું. આંખો ઊંડી ઊતરી ગઈ છે કે ઉપર આવી છે, તે હું નથી જાણતો. છેલ્લા પંદર દિવસથી અરીસામાં મોં જોવા જેટલી પણ નવરાશ મળતી નથી. બીજું, જો દાઢી વધ્યા અંગે પૂછતો હો, તો જવાબ એ છે કે બંદાના ખિસ્સામાં એટલા પૈસા જ છે નહિ!'

દરમિયાન પરેલ સ્ટેશન આવ્યું. ઝટ ઊભા થઈ મારી સાથે હાથ મિલાવી તે મિત્ર ઊતરી ગયો. જતાં જતાં લહેરથી મોંએથી સીટી મારતો મેં તેને જોયો.

આ બે પરસ્પર વિરોધી દૃશ્યો જોઈ લેખકની પેઠે જ વાચકના દિલમાં પણ ખળભળાટ મચે છે. સુખ વિષેની માનવીની કલ્પનાઓ કેવી ભિન્નભિન્ન પ્રકારની હોય છે એ વિષે વિચાર કરવા લાગે છે.

મનમાં આવા વિચારો ચાલતા હતા તે દરમિયાન લેખક રાત્રે વાંચવા બેસવાનો વિચાર કરે છે. તેને મીણબત્તીના શાંત, ઠંડા અજવાળામાં વાંચવાનો શોખ હોવાથી તે ખુરશી પર ચડી અભરાઈ પરથી મીણબત્તીઓ શોધે છે. ત્યાં એને શું સાંપડે છે?—

'એક મીણબત્તી આખી જ બળી ગઈ હતી. મીણબત્તી આ રીતે ભાગ્યે જ બળે છે. એનું અસ્તિત્વ બતાવનાર માત્ર એક પૈસા જેટલો અવશેષ ત્યાં બાકી હતો. બીજી મીણબત્તી કેટલાક દિવસો સુધી અભરાઈ પર જ ધૂળ ખાતી પડી રહી હોવાથી કીડીઓ અને વંદાઓએ આખી કોતરી ખાધી હતી, અને તદ્દન નકામી બની ગઈ હતી. એ સ્થિતિમાં પડેલી બે મીણબત્તીઓ જોવાથી હો કે ગમે તેમ, પણ મને સહેજ હસવું આવ્યું, અને તરત જ એક વિચિત્ર વિચાર મારા મગજમાં સ્ફૂર્યો. જે બે મિત્રોનો હું અત્યાર સુધી વિચાર કરતો હતો, એ બંને જણા આ મીણબત્તીઓ જેવા જ છે! પોતાનું જીવન જોખમરહિત બનાવવામાં પોતાના સુખની જાળવણી કરવામાં રોકાઈ ગયેલા એકનું જીવન ખવાઈ રહ્યું છે અને બીજાની જીવનજ્યોત અન્યને ઝાંખો સુખદાયી પ્રકાશ પહોંચાડતી બળી રહી છે.

એમ માની લઈએ કે એ બંને મીણબત્તીઓ જીવ છે; તો પોતે બીજાને જરા ય ખપમાં આવી શકી નથી, પોતાનું જીવન સડીને ખવાઈ ગયું છે, એવો દુઃખદાયી વિચાર મરતાં મરતાં એકના મનમાં આવ્યો હશે, અને પોતાનું જીવ્યું સાર્થક થયું, જીવનની છેલ્લી ક્ષણ સુધી પોતે સહુને પ્રકાશ આપ્યા કર્યો, એવી સુખદ તંદ્રામાં એ બીજી મીણબત્તીના જીવનની છેલ્લી ક્ષણ ખલાસ થઈ હશે!'

બે મિત્રો અને બે મીણબત્તીઓ! જીવનનાં બે વિરોધી મિત્રો આંખ સામે મૂર્તિમંત ખડાં કરી કેટલાં ટૂંકાણમાં કાણેકરે એક સુંદર સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે!

'બે મીણબત્તીઓ' વાળા નિબંધનું રસગ્રહણ દર્શાવતું એક ભાષણ લખીને પૂરું કરતાં બરાબર એ જ વિચાર મારા મનમાંથી પણ પસાર થયો.

પણ તે દિવસે રાત્રે ઊંઘમાં મને એક સ્વપ્નું આવ્યું. એ સ્વપ્નમાં એક ખવાઈ ગયેલી મીણબત્તી મારી નજર સામે ઊભી રહી. મીણબત્તી મનમાં ને મનમાં બળી રહી હતી, એ સાફ દેખાતું હતું.

મેં તેને પૂછ્યું: 'તું કોણ છે?'

'હું? હું ભૂત છું!'

'ભૂત?'

'હા, ભૂત! પેલી પહેલી મીણબત્તીનું ભૂત. કાણેકરે અને તેં પણ પોતાના લેખોમાં જેની પુષ્કળ નિંદા કરી છે, તે મીણબત્તી હું છું!'

હું ભૂત-પ્રેતમાં માનતો નથી. પરંતુ એ બિહામણી-બેડોળ મીણબત્તીના એ વિચિત્ર શબ્દો સાંભળી હું સહેજ ગભરાયા વિના રહ્યો નહિ.





પેલી મીણબત્તી ચીસ પાડી ઊઠી: 'પેલા ફાણેફરની બે મીણબત્તીઓ ઉપર તેં વળી બીજો લેખ લખ્યો છે, ખરું? એ તું ફાડી નાખ! હું જ તે બાળી નાખત, પણ શું કરું! અંદર તો આગના ભડકા બળી રહ્યા છે પણ એને બહાર નીકળવાનો અવકાશ જ નથી. એ આગ જો બહાર નીકળી પડી હોત તો સહુને પ્રકાશ આપનારી મીણબત્તી—દુનિયાને પ્રકાશિત કરનારી મીણબત્તી કહી તેં જ મારા મોંફાટ વખાણ કર્યાં હોત!'

એ શું કહેવા માગે છે તે હું બરાબર સમજ્યો નહિ, પણ તેના કથનમાં કંઈક ઊંડો અર્થ રહેલો છે, એવો મને માત્ર ભાસ થયો. મેં બહુ મૃદુ સ્વરે કહ્યું: 'બહેન! તારે શું કહેવું છે એ ખુલ્લા દિલથી કહી દે.'

'તમે લેખકો ભારે લુચ્ચા હો છો એટલું જ મારે કહેવું છે. તમે સૌંદર્યથી લોભાઈ જાઓ છો, અને પોતાની નમળાઈઓને ઢાંકવા સારુ સૌંદર્ય એટલે જ સત્ય, એમ દુનિયાને તમે સતત સંભળાવ્યા કરો છો!'

પેલી ખવાયેલી મીણબત્તી કોઈ ક્રોધાવેશભરી વિદૂષીની પેઠે ભાષણ કરતી હતી. સત્ય અને સૌંદર્ય જુદાં નથી, એ કીટ્સના બોલ તેને સંભળાવી દઈ એને બોલતી બંધ કરવી એવો મેં મનમાં નિશ્ચય કરી વાળ્યો. પણ મારો એ નિશ્ચય મનમાં ને મનમાં જ રહ્યો. લેખકો લુચ્ચા હોય છે એમ પેલીએ તાજેતરમાં જ કહ્યું હતું. મેં જો કીટ્સનું નામ ધર્યું હોત તો 'કવિઓ તો લેખકો કરતાં પણ વધારે લુચ્ચા હોય છે' એવો સિદ્ધાંત મને સંભળાવતા તે પાછું વાળી જોત નહિ.

હું કશું જ બોલતો નથી એમ દેખી પેલીએ કહ્યું: 'ત્યારે પેલી બીજીને વિષે તમારો શો અભિપ્રાય છે?'

'આદર.'

'અને પેહેલી વિષે?'

'દયા!' મેં સહેજ અચકાતાં અચકાતાં કહ્યું.

'કેમ એમ?'

'વાહ! તમારો સવાલ પણ અદ્ભુત છે. આ બીજી મીણબત્તીએ પોતાની જાતને સતી પેઠે અગ્નિમાં જલાવી દીધી—બીજાને માટે પોતાને હોમી દીધી, જ્યારે એ પહેલી તો—'

'એટલે હું—'

હવે સાફસાફ કહી દીધા વિના બીજો માર્ગ જ ન હતો. મેં અવાજમાં બને તેટલી કઠોરતા આણીને એ મીણબત્તીને કહ્યું:

'તું અભરાઈ ઉપર નિરાતે પડી રહી. તારા સરખા સ્વાર્થી, માત્ર પોતાનું જ કરી જાણનારા નિરુપયોગી માણસનો દુનિયાને શો લાભ છે?'

એ શાંતિથી બોલી: 'દુનિયાને મારાથી કશો લાભ થયો નથી, એ હું કબૂલ કરું છું. મારા પ્રકાશમાં જો કોઈ કવિ સુંદર કવિતા લખી શક્યો હોત, કોઈ દુઃખી વાચકને સુંદર પુસ્તક વાંચવાની સગવડ મળવાથી જરા શાંતિ મળી હોત, કોઈ માતાએ પોતાના ધાવણા બાળક તરફ જોઈને સંકટો સામે ઝૂઝવા માટે જોઈતું બળ મેળવી લીધું હોત, કાંઈ નહિ તો પગથિયે ચડતાં ઠેસ ખાતા કોઈ માણસને મારા બળી રહેલા દેહે ઈજા થતી અટકાવી હોત, તો શું મને ગમત નહિ?'

એનું આ લાંબું ભાષણ સાંભળીને હું તો ઠરી જ ગયો. એણે આગળ ચલાવ્યું—

'પેલો તારો લેખક કહે છે: એ બન્ને મીણબત્તીઓમાં જીવ હોત તો પોતે બીજાને જરા ય ખપમાં આવી શકી નથી, પોતાનું જીવન સડીને ખવાઈ ગયું છે, તેવો દુઃખદાયી વિચાર મરતાં મરતાં એકના મનમાં આવ્યો હશે! તું એને કહેજે, પોતાનું જીવ્યું વ્યર્થ ગયું એ ખાતર એ મીણબત્તીને બહુ જ નારાજી થઈ છે. પણ એના જીવનનો આવો સત્યાનાશ કોણે કર્યો, એ જો તે જાણી શકે, તો—'

હું એ ખરાબ દેખાતી મીણબત્તી તરફ આશ્ચર્યચકિત બનીને જોઈ રહ્યો; તેની આંખોમાં કોઈ અજબ તેજ ઝબકી રહ્યું છે, એવો મને ભાસ થયો.

વિકટ હાસ્ય સાથે પેલી મીણબત્તી બોલી: 'મારું



જીવતર નકામું ગયું, કીડી મંકોડી અને વંદાઓએ ખોતરી ખોતરીને મને નિરુપયોગી બનાવી દીધી, એ સાચું, પણ એની સંપૂર્ણ જવાબદારી મારા માલેકની, તારા પેલા પ્રિય લેખકની છે।'

'એટલે?'

'એટલે શું એમ તું પૂછે છે? તો સાંભળ. એણે મને અભરાઈ પર કચરામાં ક્યાંઈક ફેંકી દીધી. કોઈ દિવસ પણ મારી તપાસ કરી નહિ, અભરાઈ ઉપર કીડીમંકોડી અને વંદા ફર્યા કરે છે એ જાણ્યા છતાં એણે મારા ભણી જોયું પણ નહિ! મારી જગોએ જો પેલી બીજી મીણબત્તી હોત તો તેની દશા મારા જેવી જ થાત! પણ તમારા જેવા લેખકોના ધ્યાનમાં આ વાત કદી આવતી જ નથી. તમે તો પ્રકાશ પાથરતાં પાથરતાં બળી જનારી મીણબત્તીનાં વખાણ કરશો, અને જેને એ રીતે પ્રકાશ પાથરવાની અનુકૂળતા મળી નથી તેની નિંદા કરવા લાગશો. પણ એકને મળેલી એ તક બીજીને મળ્યા વિના—'

મારી સામે દેખાતી એ મીણબત્તી એકદમ અદૃશ્ય થઈ ગઈ!

હું જાગી ગયો, ને વિચારમાં ચડ્યો.

મને કવિ ગડકરીની 'કોઈનું નસીબ' એ નામની કવિતા સાંભરી. કેટલાંએક પુષ્પો રમણીના કેશકલાપની શોભામાં વધારો કરે છે, તો કેટલાંએક પ્રેત ઉપર ચડાવવામાં આવે છે. પણ તેથી પહેલાં ફૂલો ઊંચાં અને બીજાં હલકાં હોય છે એવું કહી શકાય નહિ.

અસ્વસ્થ બની હું પથારીમાંથી ઊભો થઈ ફળિયામાં ગયો, ને શાંતિ મેળવવા ત્યાં આંટા મારવા લાગ્યો. જાતે આંખમાં આંગળી નાખવા જાવ તો પણ તે દેખાય નહિ એટલો ઘોર અંધકાર ચોમેર પથરાયો હતો. મને વિચાર થયો : આવી અંધારી રાત ચોરોને બહુ અનુકૂળ થઈ પડે. પણ તુરત બીજા વિચારે મારા મનની અસ્વસ્થતા વધારી દીધી. ચોર થવાની શું કોઈને બહુ જ હોંશ થઈ આવે છે?

નાનાં બાળકોની હોંશ ચિત્રવિચિત્ર હોય છે. કોઈ લેખકના પુત્રને પૂછશો કે 'તું શું થવા માગે છે?' તો તે જવાબ આપશે: 'હું ડ્રાઈવર થવાનો છું,' તો વળી કૉલેજના પ્રિન્સીપાલની પુત્રી કહેશે: 'મારે પોલીસ થવું છે.' મિલમજૂરોનાં છોકરાંને આ સવાલ પૂછવામાં આવે તો કદાચ ને 'અમે મિલમાલેક થવા માગીએ છીએ' એવો જવાબ પણ મળવાનો સંભવ છે. પણ 'હું ચોર થવા માગું છું' એમ તો એક પણ બાળક કહેશે નહિ!

અને છતાં સમાજમાં માત્ર ચોરો જ ચોરો જ્યાં ત્યાં નજર આવે છે. એની જવાબદારી—ખોતરાઈને નકામી બનેલી પેલી મીણબત્તીની જવાબદારી પેઠે સમાજમાં થતી ચોરીઓની જવાબદારી પણ ગરીબોને પ્રામાણિક જીવન જીવવાનું અશક્ય કરી મૂકનાર સમાજરચનાની છે। ચોરોને ચોરીને રસ્તે ચડાવનાર શાહુકારો જ એ ચોરો કરતાં વધુ મોટા ગુનેગાર છે।

મારી નજર ઊંચે ગઈ. એ ગાઢ અંધકારમાં ચમકતા તારાઓ કહેતા હતા: 'મીણબત્તીઓની પેઠે માણસો કાંઈ નિર્જીવ નથી. આજ નહિ તો આવતી કાલે તેઓ આ વિષમ સમાજરચનાની સામે બળવો કર્યા વિના રહેશે નહિ!'

મારા મનમાં વિચાર આવ્યો: કાણેકરનો 'બે મીણબત્તીઓ' વાળો લેખ સુંદર જરૂર છે. પણ આ વિષય ઉપર કશું-લખવાની જો મને ઇચ્છા થાય, તો પેલી બીજી મીણબત્તીના અજવાળામાં અભરાઈ ઉપર ખવાઈ રહેલી મીણબત્તી લેખકની નજરે ચડે છે. એમ હું દર્શાવીશ; એટલું જ નહિ, પણ પેલી બળતી મીણબત્તીની જ્યોતને લઈને એ પણ બળવા લાગે છે—પ્રકાશ આપતી થાય છે એવું ચિત્ર હું આલેખીશ.

આ માત્ર કલ્પનાનો ખેલ નથી. કાણેકરના લેખ માંહેનો તેમનો ધનિક મિત્ર પેલા દાઢી વધેલા બીજા મિત્રને મળ્યો હોત તો એના અંતઃકરણમાં કશું જ અજવાળું પડત નહિ, એમ કોણ કહી શકશે?

★

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# અનુવંશ સંસ્કાર

માણસ જન્મે છે તે સાથે એનામાં પૂર્વજન્મના સંસ્કાર પણ એટલી જ પ્રબળતાથી ઊતરી આવેલા હોય છે. તેના ઊંચ–નીચ કુળ સાથે સંસ્કારોને કશી લેવાદેવા નથી હોતી. એ આખી પ્રક્રિયા આ લેખમાં અભ્યાસુ ડૉક્ટર સમજાવે છે.........

સમાજશાસ્ત્રીનું માનવું છે કે દરેક બાળક સરખા પ્રમાણમાં સંભવિત શક્તિઓ સાથે અવતરે છે. પણ એમને પ્રાપ્ત થયેલી કેળવણી અને પરિસ્થિતિના ફેરફારોને લીધે જ એમનાં જીવન જુદાં પડે છે. કેટલાકોનું માનવું છે કે અમુક પરિસ્થિતિ અને અમુક ઢબે બાળકો ઉછેરવામાં આવે તો તે અમુક વિષયમાં ચોક્કસ નિપુણ નીવડે. આ શું સાચું હશે? ના રે ના. જો આ શક્ય હોત તો પછી દુનિયાના રંગઢંગ આજે કોઈ ઑર હોત.

જનનવિદ્યાવિશારદો (Geneticists) કહે છે જે સંસ્કારો વારસામાં મળ્યા હોય એવું જ બાળક નીવડે છે. પરિસ્થિતિ તો ફક્ત એની વૃદ્ધિ કરનાર છે. આપણે કેટલીક શક્યતાઓ સાથે જનમીએ છીએ જે અમુક હદ સુધી વિકસી શકે એમ છે. એની મર્યાદા પણ આનુવંશિકતાએ નક્કી કરેલી છે.

વ્યક્તિમાત્રનાં શારીરિક માનસિક નૈતિક અને આધ્યાત્મિક લક્ષણો પૂર્વનિર્મિત દિશામાં વિકાસ પામે છે. પરિસ્થિતિ અને કેળવણી ફક્ત એમાં સહાય કે રૂપાંતર કરી શકે છે; ફેરફાર તો હરગીજ નહીં. કુસ્તીબાજને તાલીમની જરૂર ખરી પણ એનું શરીર તો પુષ્ટ ને સશક્ત હોવું જ જોઈએ. ગાયકને જન્મથી સુકોમળ કંઠ મળ્યો હોય તો અભ્યાસથી તે નિપુણ બની શકે છે. તાલીમ ગ્રહણ કરવા યોગ્ય શરીર મળ્યું હોય તો તે તાલીમથી દીપી ઊઠે પણ જ્યાં શરીરની જ લાયકાત ન હોય ત્યાં તાલીમ કશા ઉપયોગમાં નથી આવતી. માત્ર તાલીમ અને ઉછેરથી મહાત્મા ગાંધીજી ઘડાતા નથી કે ટાગોર નીપજતા નથી. મહાપુરુષો થવા કોઈ તો અનુવંશ સંસ્કારોની કુદરતી મહામૂલી બક્ષીસ હોવી જોઈએ.

જીવશાસ્ત્રનો સરલ નિયમ છે કે માનવી મુક્ત નથી પણ જન્મથી જ બંધાઈ ગયો છે. આપણા શરીરના કોષો બે પ્રકારના છે. (૧) શરીરના કોષો અને (૨) જનનકોષો. શરીરકોષોથી શરીર ઘડાય છે. એમાં જનનકોષો રહે છે. છાબડીમાં ફૂલ ગોઠવાય એમ જનનકોષો વંશવેલો ચાલુ રાખે છે એટલે પરિણામે એ અમર છે પણ એનું આશ્રયસ્થાન–શરીર તો નાશવંત હોઈ મરણ પામે છે; જનનકોષો એટલા તો સૂક્ષ્માતિસૂક્ષ્મ છે કે એ નરી આંખે તો દેખાતા નથી. એમાં ક્રોમોસોમો રહેલાં છે. દરેક ક્રોમોસોમ એ સેંકડો જીનોની (Genes) હારમાળા છે. આ જીનો મા–બાપના સંસ્કારોનું વંશપરંપરાગત વહન કરે છે

માનવીના દરેક જનનકોષમાં ક્રોમોસોમોની સંખ્યા ૪૮ ની છે. જે ચોવીસના જોડકામાં આવેલી છે. આમાંનું એક જોડકું જાતિવિષયક (sex determiner) છે. દરેક જીન લક્ષણ (Character) નક્કી કરનાર છે. કોકવાર થોડાં જીનો એકઠાં મળી એક લક્ષણ નક્કી કરનાર બને છે. જોડકામાં જીનો એકસરખાં હોય છે કવચિત્ ના પણ હોય. જીન પ્રભાવી હોય કે અવ્યક્ત પણ હોય. પ્રભાવી જીનોના લક્ષણ વ્યક્તિમાં દેખા દે છે. અવ્યક્ત જીનનું લક્ષણ છુપાયેલું રહે છે પણ જ્યારે અવ્યક્ત જીનનું જોડકું જામે છે ત્યારે તેનાં લક્ષણ દેખા દે છે

પિતાના શુક્રકોષ અને માતાના બીજકોષ એ જનન કોષ છે. દરેક જનનકોષમાં ૪૮ સંખ્યામાં ક્રોમોસોમો છે. શુક્રકોષ અને બીજકોષના મિલન વખતે શુક્રકોષ બીજકોષમાં સમાઈ જાય છે. બન્નેનો એક કોષ થાય છે; જે ગર્ભ કહેવાય છે. હવે ગર્ભમાં માતાના ૪૮ ક્રોમોસોમો અને પિતાના ૪૮ ક્રોમોસોમો આવવા જોઈએ પણ આવું બનતું નથી. ગર્ભાધાન વખતે માતાના ૨૪ ક્રોમોસોમો રહે છે અને પિતાના પણ એટલા જ રહે છે. એટલે ગર્ભમાં કુલ્લે ૪૮ ક્રોમોસોમો

(એટલે ૨૪ જોડકાં) હોય છે તો ખરાં પણ આમાંના ૨૪ પિતાના હોય છે ને ૨૪ માતાના હોય છે.

આ ૪૮ ક્રોમોસોમોમાં જે જે લક્ષણોઓ આવી હોય તે મુજબ વ્યક્તિને શારીરિક, માનસિક નૈતિક અને આધ્યાત્મિક ખાસિયતો (ગુણો, ચિહ્નો) પ્રાપ્ત થાય છે. બધાં ક્રોમોસોમોનાં લક્ષણો દેખા પણ ના દે. કોક ક્રોમોસોમ અવ્યક્ત હોય તો તેનાં લક્ષણો છૂપાયેલાં રહે છે; નાશ પ્રામતાં નથી. પણ આવતી પેઢીઓમાં જોડકું બનવાની તક મળતાં તે પ્રભાવી બની એનાં લક્ષણો દેખા દે છે.

વિજ્ઞાનીઓનું કથન છે કે બધા જીનોમાંથી ½ ભાગનાં બન્ને દાદાઓ–દાદીઓનાં હોય છે, કોઈ વડીલનો હિસ્સો વધારે–ઓછો હોય કે કવચિત્ ના પણ હોય. આ પ્રમાણે ⅛ ભાગનાં જીનો વડ દાદાઓ–દાદીઓનાં હોય છે. આની આગળના પૂર્વજોનો હિસ્સો આનાથી ઊતરતા ક્રમમાં સમજી લેવાનો છે. દૂર કે પાસેના પૂર્વજોના જીનોનું કેટલું પ્રમાણ વારસામાં ઊતરશે એનો આધાર તો ફક્ત 'તક' છે. આમ કોઈ પ્રતાપી પૂર્વજનું ગૌરવ વારસામાં કેટલું ઊતરી આવતું હશે એ એક અકલ સમસ્યા છે.

બધાં શારીરિક લક્ષણો જેવાં કે કદ, ઊંચાઈ, શક્તિ, સારી કે ખરાબ દૃષ્ટિ, આંખોનો રંગ, સારી કે ખરાબ શ્રવણશક્તિ, પાતળું કે જાડું શરીર, ટૂંકું કે લાંબુ આયુષ્ય, અને આવી બીજી અનેક બાબતો માબાપમાંથી વારસામાં ઊતરી આવે છે. પણ પોષણ કસરત ને સુઘડ રહેઠાણ વ્યક્તિના વૃદ્ધિ અને શારીરિક વિકાસને અસરકર્તા નીવડે છે. એટલે એમ કહી શકાય કે આપણું કદ, વારસો અને સંજોગો બન્નેને આધીન છે.

માનસિક લક્ષણો જેવાં કે બુદ્ધિગ્રહણ શક્તિ, બીજાને સમજાવવાની આવડત, ક્રોધાવેશ કે પ્રફુલ્લ મનોભાવ, પ્રામાણિકતા, ખંત, ગાવાની કળા ને બુદ્ધિચાતુર્ય વારસામાં ઊતરી આવે છે.

ચેપી રોગની જેમ મા-બાપનાં કેટલાંક રોગીષ્ટ લક્ષણો પણ બાળકને પ્રાપ્ત થાય છે. જેવાં કે જન્માંધતા, જન્મથી બહેરાપણું, જન્મની ખોડ, જડ બુદ્ધિ, ચિત્ત-ભ્રંશ, ગાંડપણ, જન્મથી પ્રાપ્ત થયેલ ફેફરું, વગેરે. અમેરિકા અને જર્મનીમાં આવી વ્યક્તિઓને વંધ્ય બનાવવામાં આવે છે કે જેથી એમની દ્વારા "નાલાયક" બાળકોની વસતિનો વધારો થવા ના પામે.

બુદ્ધિચાતુર્ય અને બુદ્ધિવૈભવ વારસાગત છે. આમાં ભાઈ ને બહેન થોડાં સરખાં રહે છે. કવચિત્ ના પણ હોય. બુદ્ધિચાતુર્યવાળાં મા અને બાપ બન્ને હોય તો એમનાં બાળકો અસાધારણ બુદ્ધિમત્તા ધરાવનારાં નીપજે છે. આવું સંગીત અને ગણિતી બુદ્ધિપ્રતિભા માટે છે. આ વારસાગત શક્તિ છે પણ એને પ્રભાવયુક્ત થવા માટે યોગ્ય સંજોગો આવશ્યક છે. સંજોગોથી એનો વિકાસ સધાય છે.

ત્યારે ખરાબ ચાલચલગતનું શું? આમાં આનુવંશિક સંસ્કારો અપરોક્ષ ભાગ ભજવે છે. મંદ કે ખોડ ભરેલી બુદ્ધિ; ઉશ્કેરાટભર્યો કે અસ્થિર સ્વભાવ ને પ્રાથમિક વૃત્તિઓની અધિકતા વારસામાં મળી હોય એવા બાળકનો ઉછેર વ્યસનો અને ખરાબ શિસ્તવાળા ઘરના વાતાવરણમાં થયો હોય તો એ મોટપણે પ્રતિ-કૂળ સંજોગોમાં ગુનાહીત વૃત્તિવાળો બને છે.

શરીરનું કદ, બુદ્ધિ અને વ્યવસાય-કૌશલ ઉપરાંત આપણને રોગો પણ વારસામાં મળે છે. એમ કહી શકાય કે ચેપી રોગો અને ડેફીસીએન્સી રોગો સિવા-યના બીજા બધા રોગો આપણને વારસામાં મળે છે. વારસાગત રોગો પેઢી દર પેઢી વંશજોમાં ઊતરી આવે છે. આ રોગોમાં ડાયાબેટિસ, હાઈબ્લડ પ્રેસર, મોતિયો, ઝામર, માનસિક ને જ્ઞાનતંતુની વ્યાધિઓ વગેરે છે.

ચેપી રોગોમાંયે પણ અમુક ચેપીરોગ માટે વલણ ધરાવતો શરીરનો બાંધો વારસામાં તો મળે છે. ચેપીરોગભર્યાં વાતાવરણમાં રહેવા છતાંયે બધાંયે માણસો કંઈ એના ભોગ નથી બનતા પણ અમુક





જાણુ બને છે. ક્ષય, ન્યૂમોનિયા, શરદી અને બીજા રોગો થવા માટે જીવાણુઓની જરૂર તો છે જ પણ એ ઝટ થઈ આવવા માટે શરીરનો બાંધો વારસામાં મળે છે. આ માટે પતિ અને પત્ની બન્નેનાં અગર તો એમના કુટુમ્બમાં એક જાતનો ચેપી રોગ ઊતરી ના આવતો હોય એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે.

હવે ધારો કે મા અને બાપ બન્નેની ઊંચાઈ વધારે છે તો એમનાં બાળકોની ઊંચાઈ કેવી રહેશે? એ માબાપ જેવાં ઊંચા હશે કે બટકાં? જાણીતી હકીકત છે કે માબાપના જેવી છોકરાંની ઊંચાઈ રહે છે પણ જોવામાં નથી આવતું કે ઊંચા માબાપનાં છોકરાં મા-બાપ જેટલાં ઊંચા નથી હોતાં તો વળી ટૂંકાં મા-બાપનાં છોકરાં મા-બાપ કરતાં ઊંચાં હોય છે! આ ઘટનાને 'રીગ્રેશન' કહેવામાં આવે છે. બાળકો સરેરાશ ઊંચાઈ ભણી વળવાની આ કુદરતી ઘટના છે. આ હકીકત ઊંચાઈ એકલા માટે નહીં પણ બુદ્ધિચાતુર્ય સંગીતકળા ને અન્ય કલાકૌશલ વગેરેમાં દેખા દે છે.

આનુવંશિકતાના ક્ષેત્રમાં કશું ચોક્કસ નથી. બધો આધાર 'તક' (Chance) ઉપર છે. પિતાનાં જીન માતાના જીન સાથે જોડકામાં ગોઠવાય છે. આ જીનોની જાત અને ગોઠવણી ઉપર જ બાળકના શરીરનાં કદ ઊંચાઈ ને ગુણોનો આધાર છે.

માતા કે પિતાની ઉચ્ચ બુદ્ધિમતા કે શરીરની ઊંચાઈ એ જીનોની અમુક ગોઠવણીના અંગે જ છે. એ જ પ્રકારનાં જીનો અને એ જ પ્રકારની ગોઠવણી બાળકમાં આબેહુબ ઊતરી આવવાની શક્યતા ઘણી ઘણી ઓછી છે. આ કારણથી જ સમાજમાં "દેવતાના છોકરા કોયલા પાકતા" અને "કાદવમાંથી કમળ" જનમતાં હોવાનું જોવામાં આવે છે.-

વિપરીત ઘટના તો એ છે કે શાણાં અને તંદુરસ્ત મા-બાપને પેટે ગાંડું કે ભોળા દિલનું બાળક જન્મતું જોવામાં આવે છે. આવું કેમ બનતું હશે? આમાં બને છે એવું કે મા અને બાપ બન્નેનામાં ગાંડપણનું જીન છુપાયેલું તો હોવું જ જોઈએ. એમને પણ તંદુરસ્ત મા-બાપ તરફથી તે વારસામાં મળેલું પણ તે અવ્યક્ત રહેવાથી એનાં લક્ષણો એમનામાં દેખા દીધેલાં નહીં. પણ મા અને બાપ બન્નેનાં આ અવ્યક્ત જીનો બાળકો એકઠાં બની જોડકામાં ગોઠવાયાં કે બાળક ગાંડુ કે ચક્રમ પેદા થાય છે. આવું બીજી ખોડો કે સ્વભાવદોષ માટે સમજવાનું છે. જીનોનું એક જોડકું માનવીનું સમગ્ર જીવન સારી કે ખરાબ દિશામાં પલટાવા માટે સમર્થ છે.

લાખ્ખો શુક્રકોષોમાંનો એક બીજકોષમાં પ્રવેશવાથી નવા દેહની જ્યોતિ પ્રગટે છે. નવો દેહ પાતળો કે જાડો, રૂપાળો કે શ્યામ, બુદ્ધિમાન કે જડ, ખોડભર્યો કે સુવાંગ, અલ્પાયુ કે દીર્ઘાયુ નીવડશે એનો આધાર જનનકોષોમાંથી વારસામાંથી ઊતરેલાં જીનોની જાત અને એમની ગોઠવણી ઉપર છે. એમની ગોઠવણી હેતુપૂર્વકની થઈ શકતી નથી. એમાં આપણી ઇચ્છા કે બુદ્ધિ કામ આવતાં નથી. એ બધી સરજનહારની આત્મલીલા છે.



પ્રવાત

## વિમાસણ

રસ છલકતા પીધા કર્યા, આજે એ ઠાલવવા કયાં?
ચસચસ કરતા ચુંબન કેરા ઘંટો જીરવવા સહુ કયાં?
તસતસ થઇને લૂટેલા જોબનએંધો બંધવવા કયાં?
અલખ અતુલા આશ્લેષોના કરવા ઓટ બધાયે કયાં?





# સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન શ્રી રસિકભાઈ પરીખ

સૌરાષ્ટ્રને પ્રતિષ્ઠા અને ગૌરવ અપાવતા બે યાદગાર બનાવો બની ગયા. એક તો શ્રી ઢેબરભાઈ સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાનપદેથી કોંગ્રેસના સર્વોચ્ચ આસને ગયા અને ગૃહપ્રધાન શ્રી રસિકભાઈ પરીખ સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાનના આસને આવ્યા. શક્તિને માગ આપવાની ઉચ્ચતમ પ્રણાલિના જ એ બે બનાવો પ્રતીકરૂપ છે.

શ્રી ઢેબરભાઈએ જ્યારે સીધી રીતે જાહેર જીવનમાં જવાનું વિચારેલું ત્યારે પણ શ્રી રસિકભાઈનું મુખ્ય પ્રધાનપદે આવવું લગભગ નિર્ણિત થઈ ચૂકેલું. એટલે એમને માટે આ સંજોગો એવા અસામાન્ય નથી. શ્રી રસિકભાઈની સરખામણી શ્રી ઢેબરભાઈ સાથે કરવામાં આવે છે ત્યારે ઘણીવાર અપ્રસ્તુત લાગે છે. જેમ શ્રી ઢેબરભાઈની સરખામણી કોંગ્રેસના આજ સુધીના પ્રમુખો સાથે કરાવાઈ રહી છે એ અપ્રસ્તુત લાગે છે તેમ.

સૌનો વિકાસ નિરનિરાળી રીતે થાય છે. ગુણકર્મે ભિન્ન ભિન્ન સ્વભાવધર્મો બંધાય છે: ભિન્ન ભિન્ન સંજોગોના એમાં પહેલ પડે છે. કુદરતી કૃતિઓ પણ વિવિધ રહી છે. એ વિવિધતામાં એકતાનો મહા પ્રાણ વિરાજે છે. એ જ રીતે જુદા જુદા સંસ્કારો અને સંયોગો વચ્ચે ઉછરેલા માનવીઓની પદ્ધતિઓ પણ નિરાળી જ રહે છે. એક જ ઢાળામાં બધાને ઢાળેલા જોવા એના જેવું બીજું અકુદરતી ઐક્ય નથી. જોવાનું રહે છે કે એમનો આદર્શ એક રહે છે કે નહિ? માર્ગો ભલે જુદા હોય. જવાહર અને ગાંધીજીના સ્વભાવધર્મો અને જીવનપધ્ધતિ એક ન હોવા છતાં બન્ને એક જ માર્ગના પ્રવાસી હતા અને છે. વિવિધતામાં એકતાનું એ કુદરતે દીધેલું જ સર્જન છે.

કલ્યાણરાજના એક જ આદર્શના એ સૌ પ્રવાસી છે. અને શ્રી રસિકભાઈ પરીખનું છેલ્લાં ૨૫ વર્ષનું જીવન એ આદર્શને સિદ્ધ કરવા પાછળ જ ખર્ચાયું છે. આજે તો પ્રગતિની નવી જ કૂચ ભણી સૌરાષ્ટ્રનાં મહાપ્રયાણ છે. પણ એ સ્થિરતા અને પ્રગતિ કૂચના આડે ત્રણ જ વર્ષ પહેલાં પહાડ સમા અંતરાયો પડ્યા હતા. સૌરાષ્ટ્રમાં પ્રજાનાં બલિદાનોમાંથી બેઠી થયેલી કોંગ્રેસને તોડવા પોતાની તમામ તરકીબોથી કોંગ્રેસવિરોધી બળો ઝૂઝી રહ્યાં હતાં.

અને આ વિરોધીઓએ પોતાની બધી તાકાત સૌરાષ્ટ્રની આ યુવકપ્રતિભા શ્રી રસિકભાઈને તોડવા જ ખર્ચી નાખેલી. શ્રી રસિકભાઈને તોડવાથી કોંગ્રેસ તૂટશે એવી કોંગ્રેસવિરોધીઓએ એમની શક્તિ પીછાણી હતી. પણ જેવો ઝાલાવાડ અજેય એવો જ એનો આ પ્રતિભાવાન આગેવાન અણનમ અને અજેય નીવડ્યો. એની શકિત અતૂટ અને અચળ પૂરવાર થઈ. કસોટી એમની સાચી તાકાતનો સાક્ષાત્કાર કરાવે છે. અનેક આંધીઓએ એમને તાવી જોયા છે અને શ્રી. રસિકભાઈ વધુ તાકાત સાથે અણિશુધ્ધ પાર ઊતર્યા છે.

સ્થૂળ છતાં જનસામાન્યમાં ગણાતી ઝળકતી અને જ્વલંત કારકિર્દીના ધરખમ અવકાશો એમને આવકારી રહ્યા હતા પણ એમણે તો માભોમનું તેડું આવતાં આઝાદીના યુદ્ધમાં ઝંપલાવ્યું અને સેવાના વ્રતધારી બની રહ્યા. શ્રીમંતાઈ વચ્ચે ઉછર્યા છતાં એમનામાં સાધારણીકરણનો અજબ સુમેળ સધાયો છે. એ સર્વસામાન્યતાએ ઝાલાવાડને આકર્ષ્યું અને એમની સાથે એક અને અતૂટ બનીને ઊભું રહ્યું. એમણે ઘણા સત્યાગ્રહોનું સંચાલન કર્યું છે. ભારતમાં અદ્વિતીય એવી લીંબડીની હિજરતનું સંચાલન કર્યું છે. કાઠિયાવાડ રાજકીય પરિષદ એક નિષ્ક્રિય સંસ્થા બની રહેલી; એને મિત્રોના સાથથી રાજાશાહી સામેની પ્રજામાં પ્રેરણા પાતી એક તાકાતવંતી સમર્થ





અને સક્રિય સંસ્થા બનાવી દીધેલી. એમની આસપાસ કાર્યકરો મધપૂડાની જેમ સદાય ગુંજ્યા કરતા. એ સેનાપતિના સેનાપતિ સૈનિકના સૈનિક બની રહેતા અને એ જ એમની સફળતાની ચાવી છે. તેમણે પ્રજાની તાકાત કદી તૂટવા નથી દીધી.

સાથીદારો, મિત્રો, કાર્યકરો, ખેડૂતો કે મજૂરો વચ્ચે કામ કરતાં નિહાળો એટલે કુટુંબભાવ છલકતો લાગે. પોતાના કરી લેવાની એમની શક્તિ સાથી દારોમાં શ્રધ્ધા ઉત્પન્ન કરવામાં અને એમની બુધ્ધિ શક્તિને ઉચિત અવકાશ આપવામાં રહેલી છે. જ્યાં જ્યાં એમનું કાર્યક્ષેત્ર વિકસ્યું ત્યાં ત્યાં એમણે લોકપ્રિયતા અને કુટુંબભાવ પ્રાપ્ત કર્યો છે.

યોજના, રચના, સુકાન અને વ્યવસ્થા એમની કાર્યકુશળતાનાં અંગો છે. મૈત્રી, મમતા અને સહૃદયતા એમની લોકપ્રિયતાનાં અંગો છે. દૂરથી દઝાડતાં લાગે, નજીક આવો એટલે શીતળતા અનુભવો. આકરી વાતને પણ હસીને સાંભળી લ્યે. એકવાર સાથીદારોમાં વિશ્વાસ મૂકયા પછી એ અચળ શ્રદ્ધાથી આગળ વધે છે. એકવાર એમનામાં શ્રદ્ધા મૂકયા પછી સાથીઓ સલામતપણે ઊંઘ ખેંચી શકે. સૌરાષ્ટ્રની સ્થિરતા અને સુસાશનમાં એમનો ફાળો સર્વવિદિત છે. પાર્લામેન્ટમાંથી એમને સૌરાષ્ટ્રના ગૃહપ્રધાનપદે આવવું પડ્યું એ એમની કાર્યકુશળતા અને વહીવટી કુનેહનું જ પરિણામ છે.

જેવા નિડર એવા જ નિખાલસ. જોખમોમાં ઝંપલાવવા સદા તત્પર પણ એકવાર માર્ગ નક્કી કર્યો પછી દ્વિધામાં રહેવું કે દ્વિધામાં રાખવું એમના સ્વભાવને રુચતું નથી. ધ્યેય નક્કી હોય તો રસ્તો પણ સાફ હોવો જોઈએ. માર્ગ નક્કી હોય તો એનાં સાધનો પણ સ્પષ્ટ હોવાં જોઈએ. એકવાર સમજણ ઉપર આવ્યા પછી અણસમજ સાથે સમાધાન કરવામાં એ કર્તવ્યભંગ—ગૌરવભંગ માને છે.

ધ્યેયમા મક્કમ છતાં વાસ્તવિકતાના પૂરા પરખદા રાજકરણીઓનું ખેલાડીપણું એમનામાં નથી પણ સંજોગોની સૂઝબૂઝ અને સમતા એમનામાં છે. દૂરથી દુર્ધર્ષ લાગતા રસિકભાઈમાં માનવતાથી આર્દ્ર હૈયું ધબકે છે. એમનામાં છે પ્રકૃતિજન્ય સેવાભાવ, શાંત બુદ્ધિપ્રતિભા, ત્વરિત નિર્ણયશક્તિ, અડગ ધૈર્ય, અખંડ પુરુષાર્થ, શ્રેષ્ઠ કુનેહ, વ્યવસ્થાશક્તિ અને વ્યવહારદક્ષતા. શ્રી ઢેબરભાઈ કોંગ્રેસના પ્રમુખપદે અને શ્રી રસિકભાઈ મુખ્ય પ્રધાનપદે એ સૌરાષ્ટ્રની શક્તિ અને પ્રગતિનો જ આદર છે. સૌરાષ્ટ્રના ઉજ્જવળ ભાવિની નિશાની છે.

★

વિજયશંકર કામદાર

## વિરાટનાં નેન

કાયાતણી ગુપ્ત–સુગુપ્ત વારતા
કથી જતાં નેન ટપુસિયાં આ;
વિરાટના ચક્ષુસમા બધા આ
કથી રહે તારક વિશ્વ–વારતા.

★

પંકજ

## જડકાય ગમે

હા, મને ગમે જડકાય શિલા—
ખમી શકે જે પ્રપાતધાવો;
એકાદ બિંદુ સુરઝી શકે એ
મૃદુલ કુસુમો ના કહિયે ગમે!

★



નાથાલાલ દવે

# હિમાલયના ઉંબરમાં

પ્રવાસવર્ણનો માટે પાવરધી કલમ જોઈએ જ એની ના તો કોઈ પાડી જ શકે તેમ નથી. એવી જ પાવરધી અને કવિતાથી પૂરેપૂરી રંગાયેલી કલમે કરેલું આ વર્ણન વાંચતા જે પકડ રહે છે એ જ એના લેખકની સાચી સફળતા ગણાય......

સિલિગુરી જંકશન આવ્યું ત્યારે સવારના ચાર વાગ્યા હતા. શિયાળાનો ઠંડો પવન વાતો હતો. સ્ટેશનની બહાર જોયું તો આકાશ નક્ષત્રોની અનેરી શોભાથી ખીલી ઊઠયું હતું. આકાશગંગાના ધવલ ઉજ્જવલ પ્રવાહ તરફ નજર કરી તો એક છેડે ઊંચે તારાઓની એક લાંબી હાર દેખાઈ. આટલે ઊંચે આ દીપમાળા શાની? મનમાં થયું એ જ દાર્જીલિંગ! પણ કોઈએ ભૂલ સુધારી: 'ના, એ તો કરસિયાંગની રોશની છે. ગિરિનગર દાર્જીલિંગ પહાડની પાછળ આવેલ છે.'

ધીરે ધીરે ઉજાસ વધતો ગયો અને શિખરોની ભૂરા રંગની એક ઉત્તુંગ દિવાલ અંધકારમાંથી સ્પષ્ટ થતી ગઈ. સપાટ સમથળ મેદાનો વચ્ચેથી સાતેક હજાર ફીટ ઊંચી નેપાળ-ભૂતાન હિમાલયની ગિરિમાળા એકાએક ઊભી થતી હતી, કિલ્લાની જેમ. હિમાલયનું આ પ્રથમ દર્શન.

દાર્જીલિંગ હિમાલયન રેલ્વે એટલે પેટી જેવા એ નાના ડબા અને ટ્રેકટરના જેવું કઘાટું એક એન્જીન. કશો દેખાવ નહીં, આડંબર નહીં. પણ એ પહાડ ચઢી જાણે. અહીંના ચાના બગીચામાં કામ કરતા જેવા સાદા ભોળા નેપાળી મજૂરો, તેવી જ આ ગાડી.

પ્રથમ પરિચયે જ હિમાલયનાં વૃક્ષોનો વૈભવ મુગ્ધ કરી દે છે. ઊંચાં તોતીંગ વૃક્ષો, વાંસનાં ઝુંડ, સાગ અને સીસમની અડાબીડ ઘટાઓ. ગાડી ઊંચે ચડતી જાય છે તેમ તેમ વનસ્પતિ બદલાતી જાય છે. પાણીનાં નિર્મળ ઝરણાં કલરવ કરતાં નીચેની ખીણમાં દડતાં જાય છે. લાંબો વેલો સો સો ફીટ ઊંચા વૃક્ષોની ટોચ સુધી ચડી ગઇ છે. કેવી તોરણોની જેમ લટકે છે! વૃક્ષોના કંઠમાં જાણે કે હાર બનીને ઝૂલે છે! ગાડીના વેગથી પવન વાય છે અને સફેદ ફૂલના ઢગલા થાય છે. ગાડીની બંને બાજુ ઊડતાં એ ફૂલો કેવાં સરસ લાગે છે!

સુખના ગયું. રંગતોત્ર ગયું. ચુનબત્તી આવ્યું. ૨૨૦૮ ફીટ ચડી ચૂકયા. પહાડો પર ચોતરફ ચાના બગીચા પથરાયા છે. હરિયાળી ઘાટીઓ પર મોટાં વાદળાંઓની છાયા સરતી જાય છે. દૂરનાં મેદાનો વચ્ચે તિસ્તાનો પ્રવાહ રૂપાની જેમ ચમકે છે.

દાર્જીલિંગ મોટરમાં પણ જવાય છે. રેલ્વે અને મોટરનો રસ્તો લગભગ સાથે સાથે ચાલે છે. જરા જુદા પડે, વળી મળી જાય. કાકાસાહેબ કાલેલકર કહે છે તેમ, 'માથાની વેણીની લટો એકબીજામાં ગૂંથાતી જાય છે તેવી જ રીતે મોટરનો રસ્તો અને રેલ્વેનો રસ્તો ક્ષણે ક્ષણે એકબીજાને કાપતા જાણે દાંડિયા રાસ રમે છે.' ઠચુક ઠચુક કરતી ગાડી પહાડ ચડે છે. અદ્‌ભુત છે એનો પરિશ્રમ. ધીરે ધીરે તે ઊંચાઈ સર કરતી જાય છે. ઘનઘોર જંગલમાંથી માર્ગ કાપે છે. નીચે ખીણ ઊંડી થતી જાય છે. પહાડના કોઈ ખૂણે ગોળાકાર જગ્યા મળતાં ગાડી ફરંગટી ખાઈ પાછી ઉપર ચડે છે. કયાંક એકાએક રસ્તો બંધ જોઈ તે પાછી વળે છે. પણ પાછે પગે એકાદ ઓટલો ચડી તે આગળ ચાલી નીકળે છે. ચઢાણની આવી યુકિતને અહીં અંગ્રેજી અંતિમ અક્ષરના આકાર પરથી 'ઝેડ' કહે છે.

તિનધારિયા ચાબાગાન, મહાનદી પર ગૌરીશંકર ચાબાગાન વગેરે પસાર થયાં. ગાડી ૪૮૬૪ ફીટ ચઢીને કરસિયાંગ પહોંચી. નાનું સુંદર ગામ છે. વીજળીની રોશની છે. આરોગ્યભવન છે. ધનપતિના બંગલાઓ છે. બજાર છે, ફઝલુલ હકનો બંગલો છે. ઘાટ વગરની ઝૂંપડીઓ છે. દીવાસળીની પેટીઓ જેવાં મકાનો! પહાડનાં ઓથે જાણે મધપૂડો વસ્યો છે! ગલગોટાનાં ફૂલોથી આંગણ શણગારવાનો રિવાજ છે. ફૂલોની કયાં તાણ છે! આખા પહાડ પર ફૂલો જ ફૂલો પથરાયાં છે.





હવે બીજું વાદળીઓથી ઢંકાવા લાગી. હવા બદલાઈ. પહાડોમાંથી ધુમ્મસ આવતું હતું. ૫૬૬૫ ફીટ ઊંચું તુંગ વટાવ્યું અને સોનાદા સ્ટેશન આવ્યું ત્યાં તો સાથે હતાં તે બધાં જ કપડાં પહેરી લેવા પડ્યાં. ભીનાં વાદળાં પહાડોને વીંટી વળ્યાં નીચેનું દૃશ્ય દેખાતું બંધ થયું. ચાલો આગળ! આગળ! સફેદ ધુમ્મસની દુનિયામાં! વચ્ચે ચિનાર, સરુ અને અને દેવદારનાં શંકુ આકારનાં વૃક્ષોની ઘટાઓ પર ઘડી દેખાતી, ઘડી અલોપ થતી હતી. દૂરનાં મેદાનો, અડાબીડ જંગલ, નીચેની વિસ્તીર્ણ ફરતી શ્યામ ગિરિમાલા, તે પર સરતી વાદળીની છાયાઓ—એ બધું હવે લુપ્ત થઈ ગયું. ધુમ્મસનો ક્ષીર સાગર અમને ઘેરી વળ્યો. ચોપાસ નિરલંબ મધ્યંતર મેઘસૃષ્ટિ! કેવો હૃદયંગમ આ અનુભવ છે! જાણે કલ્પનાના કોઈ દેશમાં પ્રવાસ આરંભ્યો છે. સહેજે પેલા નેપાળી યુવક કવિનું ગીત યાદ આવે છે.

> "કલ્પના કો દેશ હો હામ્રો ગએર હેરન,
> બાદલ મુની કો ધુમ્દે પહાડમા,
> કતા કતા કસ્તો છ રામ્રો નેપાલ મા હેરન."

[કલ્પનાના દેશ મારા નેપાળની છબી જઈને નિરખો. મારા નેપાળ પર મેઘની છાયા ઢળે છે. વિશાળ પહાડો પર મારો દેશ છે. ગમે ત્યાં જઈને જુઓ, નેપાળનો ખૂણેખૂણો સુંદર છે.]

દાર્જીલિંગ આમ તો બંગાળમાં છે. પણ ત્યાંનું વાતાવરણ નેપાળ ભૂતાનને વધારે મળતું છે. બોલી પણ નેપાળી છે.

પહાડો પર રેલ્વેથી જવાય તેવાં સ્થળો આપણા દેશમાં છે. મુંબઈ પાસેનું મુનશી જેને 'મધ્વરણ્ય' કહે છે તે માથેરાન, પંજાબ પાસેનું સીમલા, દૂર દક્ષિણનું ઉતાકામંડ, પૂર્વમાં કામરૂપ દેશનું શિલોંગ. દરેકનું વિશિષ્ટ આકર્ષણ છે. વિવિધ શોભા છે. પણ દાર્જીલિંગની ભવ્યતાને કોઈ પહોંચી શકે તેમ નથી. પહાડની ટોચે આવેલું ઘૂમનું સ્ટેશન અમે વટાવ્યું અને આડા અવળા વળાંક લેતી ગાડી પંદરેક મિનિટ ચાલી ત્યાં ૭૧૫૭ ફીટની ઊંચાઈએ આવેલા, ધુમ્મસથી અર્ધા ઢંકાએલા, જગતમાં સર્વોત્તમ ગણાતા ગિરિનગર દાર્જીલિંગનાં દર્શન થયાં.

*

વરસાદ વરસ્યો અને ઉષ્ણતામાન ૪૬ અંશ સુધી ઊતરી ગયું. હિમાલયની ઠંડીની આ પ્રથમ વાનગી હતી. ભોજન વખતે થાળીમાં જે પીરસાય તે તરત ઠરી જાય. ઠંડા પાણીમાં હાથ ન બોળાય. પાણી ગરમ કરીને પીવું પડ્યું.

દાર્જીલિંગ કલકત્તાથી ૩૬૯ માઈલ થાય છે. સાત હજાર ફીટ ઊંચા પહાડના શિખર પર આ ગિરિનગર પથરાયું છે. પણ મહારાષ્ટ્રના કિલ્લાઓની જેમ અહીં ઉપર સપાટ મેદાન નથી. પહાડની કોરે કોરે રસ્તાઓ કોતરાયા છે. એક શેરીમાંથી બીજી શેરીમાં જવા પગથિયાં ઊતરવાં પડે છે. બગીચાઓ છે. પાણીના ધોધ છે. સેંચલ સરોવર છે. આખા પહાડ પર નીચેથી ઉપર સુધી ચાના બગીચાઓ છે. પહાડ પર પગથિયાં કોતરી ચાના છોડ વાવ્યા છે. ઉપરથી ઝરણાં વહે કે ધોધ પડે ત્યાં કુંડી બનાવી હોય. ત્યાંથી ધોરિયા પહાડ પર કટિમેખલાની જેમ આડા આડા ચાલ્યા જાય. નીચે વળી બીજી કુંડી અને ધોરિયાની બીજી હાર. આમ નીચે સુધી બગીચાને કાયમ પાણી મળે. કઠોર પહાડો આમ રસાળ અને મુલાયમ બની ગયા છે. અગાશીઓ જેવાં ખેતરોથી એ કરાડો પરિચિત અને આતિથ્યશીલ લાગે છે. સ્વર્ન્ઝરથ જેવા કવિ અહીં આવે તો ઇન્સાનની આ મહેનત પર ગીત ગાયા વગર રહે નહીં.

દાર્જીલિંગમાં સેંટ એન્ડ્રયુઝ અને સેંટ માઇકલ ચર્ચ જેવાં સમૃદ્ધ ખ્રિસ્તી મંદિરો છે. બૌદ્ધધર્મનું ધીરધામ નામનું સુંદર દેવાલય છે. સેંટ જોસેફની કૉલેજ, સેંટ પોલ્સ સ્કૂલ વગેરે શિક્ષણ સંસ્થાઓ છે. ઘુમના મઠમાં મૈત્રેયબુદ્ધની વિખ્યાત મૂર્તિ છે જે તિબેટના દલાઈલામાના વંશજ અને ગેલુકપા પંથના લામા સેહરબ જાન્છેએ ૧૮૭૫ માં સ્થાપી હતી. બ્રેબોર્ન પાર્ક અને



અહીં હિલ પાર્ક નામે બગીચા છે. નીલરંગી ધુમ્મસ-વાળું ગવર્મેન્ટ હાઉસ છે. આરામગાહો, રેસ્ટોરાં, સ્ટુડિયો, ભભકાદાર સ્ટૉલો અને તે પરનાં અંગ્રેજી તથા ફ્રેંચ પાટિયાં અંગ્રેજી રાજ્યના જીવતા જાગતા અવશેષો સમા હજી મોજુદ છે. મુસાફરોનાં ખિસ્સાં હળવાં કરતી કલાકારીગરીની લેખાતી ફેન્સી વસ્તુઓની અનેક દુકાનો છે.

તિબેટ તરફનો કારવાનમાર્ગ અહીંથી કાલિમ્પોંગ થઈને જાય છે. જૂનાં ગરમ કપડાં વેચાય છે. છાબ-ડીઓ ભરીને નેપાળી સ્ત્રીઓ માખણ વેચે છે. 'કહાં સે આતે હો, બેટા?'

'બહોત દૂર સે, સૌરાષ્ટ્રસે'

'કબ જાઓગે?'

'કલ.'

'કલ મત જાના, બેટા! કલ બુધવાર હૈ,' નેપાળી વૃદ્ધા પ્રેમથી શિખામણ આપે છે. અનેક રેખાઓથી અંકિત તેના ચહેરા તરફ હું જોઈ રહું છું. 'ચાય પીઓગે, બેટા!' અને કુટુંબી હોય તેટલી સ્વાભા-વિક ઢબે એ ચાનો પ્યાલો આગળ ધરે છે.

મારવાડીઓએ અહીં કાપડની દુકાનો જમાવી છે. ચોકમાં સુધરાઈનું મોટું મકાન છે. આર્યસમાજની શાખા છે. બજારમાં નેપાળી, શેરપા અને ભૂતિયા સ્ત્રીપુરુષો ટોળે વળે છે. લેપચા સ્ત્રીઓએ કાનમાં મોટી વાળી, ડોકમાં રૂપાના દાગીના પહેર્યા છે. એમની સૂજેલી આંખો અને ચીબાં નાક જોઈ યાદ આવે છે કે તિબેટ અહીંથી દૂર નથી. પુરુષોએ ચીના જેવા કાળા કોટ અને ટૂંકા સાંકડા પાયજામા પહેર્યા છે. પગમાં મોટા મજબૂત જોડા છે. વાળ વગરના માથા પર પાતળી ચોટલી ફરફરે છે. હિમાલયનાં આ સંતાનો! એમની આંખો જાણે કે શિખરો સામે તાકી તાકીને ઝીણી થઈ ગઈ છે. તેમના ચહેરા પર શો ભાવ છે તે સમજવું મુશ્કેલ છે. શાંત હોય તો લાગે કે હમણાં રડશે. પણ હસે છે ત્યારે શુભ્ર સ્વચ્છ દાંત સરસ લાગે છે. હાસ્યનો નિખાલસ કલરવ તેમના નિર્મલ હૃદયનો પરિચય આપે છે. અને નાનાં બાળકો! મેલો ફાટેલો કોટ અને ચડ્ડી પહેરીને તંદુરસ્ત સુંદર બાળક આવી તમારાં કપડાં પકડે છે, પૈસો માગે છે. કેવા ભોળા મુગ્ધ ચહેરા! અને ગુલાબી ગાલ! તોફાન અને આનંદથી તરવરતી આંખો! પહાડનાં આ સંતા-નોને અહીં સહેલ કરવા આવતા ભદ્ર લોકો માત્ર ભીખ માગવાનું શીખવી ગયા છે.

ચૌરસ્તા પર નેપાળના રાષ્ટ્રીય કવિ ભાનુભક્ત આચા-ર્યનું સ્મારક જોયું. સં. ૧૮૭૧માં એ કવિનો જન્મ થયો હતો અને તેમણે નેપાળી ભાષામાં રામાયણની રચના કરી હતી. સં. ૨૦૦૬માં નેપાળી સાહિત્ય સંમેલને અહીં કવિની મૂર્તિ સ્થાપી. નજીકમાં જ પેલું મકાન છે જ્યાં દેશબંધુ દાસ અવસાન પામ્યા હતા. પાછળ નેપાળી મંદિર છે. ૧૯૨૬માં નેપાળી અસમર્થ સહાયક સમિતિએ તે બંધાવેલ છે. શિવલિંગનું નામ છે દુર્જયલિંગ, તેના પરથી શહેરનું નામ પડ્યું છે. ૧૮૩૫માં અહીં દસપંદર ઝૂંપડાં હતાં, ૧૦૦ માણ-સોની વસ્તી હતી. આ દાર્જિલિંગની વસ્તી ૩૩૬૦૫ ગણાય છે. મંદિરમાં જઈને જોયું તો મોટું શિવલિંગ છે. તેના પર બીલીપત્ર ચડ્યાં છે. કરેણનાં ફૂલોનો ઢગલો છે. લાંબી ધજાઓ જેવા રેશમી વસ્ત્રલેખો લટકે છે. દેવને અર્પણ થયેલાં કપડાનાં તોરણો હવામાં ફરફરે છે. એક ભૂતિયા દંપતી પોતાના બાળકને ઊંચો કરી તેની પાસે ઘંટા વગડાવે છે અને પૂજારી બુલંદ સૂરે પ્રાર્થના કરે છે.

> तस्मै नमः परमकारणकारणाय
> दीप्तोज्ज्वलज्वलित पिंगल लोचनाय ।
> नागेन्द्रहारकृत कुण्डल भूषणाय
> ब्रह्मेन्द्रविष्णुवरदाय नमः शिवाय ॥
> श्रीमत्प्रसन्न शशिपन्नग भूषणाय
> शैलेन्द्रजावदनचुम्बित लोचनाय ।
> कैलासमंदर महेन्द्र निकेतनाय
> लोकत्रयार्ति हरणाय नमः शिवाय ॥

અહીં ઉત્તુંગ પહાડ પર, અંગ્રેજોએ વસાવેલી આ અદ્યતન નગરીમાં મોજશોખની અનર્ગળ સામગ્રી





વચ્ચે, સહુથી ઊંચે આવેલા શિખર પર નેપાળી મંદિરમાં આર્તિનાશન ભગવાન પશુપતિની શુદ્ધ સંસ્કૃત ભાષામાં પ્રાર્થના ચાલી રહી છે. ભારતની સાંસ્કૃતિક એકતાનું આ કેવું હૃદયંગમ દર્શન છે!

*

ઓબ્ઝર્વેટરી હિલની ઊંચાઈ ૭૧૬૩ ફીટ છે. ત્યાંથી કાંચનજંઘાનાં દર્શન થાય છે. સાંજે હું ત્યાં જઈને બેઠો. ઘણી વાટ જોઈ. પણ વાદળાં ખસ્યાં નહીં. ચોતરફ ભૂરા પહાડો પર વાદળાં આળોટે છે. ખીણો વાદળાંથી ઊભરાય છે. વિશાળ સરિતાનો પ્રવાહ જાણે કે થંભીને ઊભો છે. લોઢના લોઢ સ્થિર થઈ ગયા છે. આ બાજુ વળી આકાશમાં લાંબી સડક તૈયાર થઈ ગઈ છે, જાણે કે એક શિખરથી બીજા શિખરે ચાલ્યા જવાશે. આ બાજુએ વળી સફેદ અભ્રપુંજોની ભરતી ચડી છે. એમાં તરતું પેલું ત્રિકોણાકાર અદ્રિશિખર! જાણે કે સમુદ્ર પર નીલરંગી સઢવાળું કોઈ વહાણ ચાલ્યું જાય છે! આમાં વિક્ટોરિયા પીક જોવા નહીં જવાય. ટાઈગર હીલ પરથી સૂર્યોદય જોવાની આશા રાખવી નકામી છે. અને અહીંથી ૧૬૦ માઈલ દૂર આવેલા શિખરસમ્રાટ ઍવરેસ્ટનાં દર્શન! એ પણ આ વખતે જોવાનું અંજલ નહીં હોય.

વાદળાંની ઘટામાં સૂર્યાસ્ત ક્યારે થયો તેની ખબર ન પડી. પણ અંધારું જામ્યું. નીચે નગરીમાં દીવા થયા. ટાઢ ખૂબ વધી. પહાડની પાછળ ગુરખા રાયફલ પલટનની છાવણી છે, તેમાંથી બ્યૂગલનાં અવાજ આવે છે.

ક્યાંથી આટલું ધુમ્મસ ઊભરાયું છે! પહાડો ઢંકાઈ ગયા. નગર ઢંકાઈ ગયું. વીજળીના દીવા મંદ અને નિસ્તેજ દેખાય છે, પેલા ધૂપીનાં ઊંચા વૃક્ષો, એ તો માત્ર પડછાયા જ બની ગયા છે. એક મોટું બીનું વાદળું આવ્યું, વૃક્ષોની આડે પરદો પડી ગયો. હવે કાંઈ જ જોવાનું ન રહ્યું. કાલે પણ આમ જ થશે? કાંચનજંઘાનાં હિમમંડિત શિખરો જોયા વગર જ પાછું વળવું પડશે?

ટપટપ છાંટા પડવા લાગ્યા. વરસાદ વધ્યો. મકાન પરથી પાણીની ધારાઓ શરૂ થઈ. ઠંડી હવા હવે સહન થાય તેમ નથી. મેં બારી બંધ કરી. આવી જ કોઈ વરસાદની રાતે પેલી નેપાળી રમણીને વિરહનું ગીત ગાવાનું સૂઝ્યું હશે. અનેક નેપાળી યુવાનોની જેમ તેનો પતિ પણ યુદ્ધમાં ગયો હશે. અરધી રાતે એ સ્વપ્નાંનો આધાર શોધતી હશેઃ—

'ઝમ ઝમ ઝમ ઝમ પાની પર્યો આખાડકી રાત,
બારી બાતો બાજન લાગ્યો મકઈ કો પાત.
જુન કેરી માં ઝલાક ઝુલુક અંધકાર સારા,
કહાં હોલા ડાડામાંથી ઝુલકી એકો તારા.
આધી રાત મેં એકલઈ ઊઠી આજકલઈ સમજૂ,
વિરહ લૈ મન મેરો ગાઢો પરી અઉંછ.
રિમઝિમ કહાં કહાં જાઉ જાઉ લાગછ,
જુન કેરી કો સાથે ઊડી જાઉં જાઉં લાગછ,
કતી મીઠો આધા રાત માં સપના કો આધાર.
અઝ મીઠો મન મનઈ સમછી એકો પ્યારા,
ઝમ ઝમ.....'

[ઝમ ઝમ પાણી વરસે છે. અષાઢની રાત છે. બાગમાં ટીપાં પડતાં મકાઈનાં પાન પર અવાજ થાય છે. ચોતરફ અંધકાર છે. કેવળ આગિયાનો ક્ષણિક પ્રકાશ ક્યારેક ક્યારેક ખીણમાં ઝબકે છે. પહાડ પર ચમકતો મારો એકલ તારો આજ ક્યાં છે? અરધી રાતે એકલી જાગીને હું કોને યાદ કરું? વિરહથી હૃદયમાં પીડા ઊભરાય છે. બહાર રિમઝિમ અવાજ થાય છે. એમ થાય છે કે ક્યાંક નીકળી પડું. આ આગિયાની સાથે ક્યાંક ઊડી જાઉં. અરધી રાતે સ્વપ્નાંનો આધાર કેટલો મીઠો છે! મનમાં મનમાં કોઈનું સ્મરણ કરતાંય કેટલા સુખનો અનુભવ થાય છે!]

મધરાત પછી બારી ખોલીને જોયું તો વરસાદ બંધ હતો. નગર જંપી ગયું હતું. ભીના માર્ગો નિર્જન હતા. ઉપર આકાશમાં દેવયાની અને શર્મિષ્ઠાનાં દર્શન થયાં. સવારે આકાશ ચોખ્ખું રહેશે એવી મનમાં આશા જાગી.

[આવતે અંકે પૂરું થશે]

★



જ્યોતીન્દ્ર દવે

# અદ્‌ભુત 'મહારાત્રિ'

ભારતી સંઘ તરફથી હમણાં જ પ્રગટ થયેલી શ્રી યશોધર મહેતાની નવી જ નવલકથા 'મહારાત્રિ'નું રસદર્શન કરાવનાર પણ શ્રી જ્યોતીન્દ્ર દવે છે એટલે એ વાંચી હોય તેને તો આમાં રસ પડે અને આ લેખ વાંચીને એ ન વાંચી હોય તે બધાં વાંચવા પ્રેરાય......

બધા રસની પાછળ ગૂઢ અગૂઢ રીતે અદ્‌ભુત રસ રહેલો હોય છે એમ એક સંસ્કૃત આલંકારિકે કહ્યું છે. એ એક રીતે જોતાં બરાબર છે. અદ્‌ભુતતનું તત્વ જો કોઈ પણ કથા કે નાટકમાં ન હોય તો વાર્તારસ એટલા પ્રમાણમાં ફીકો પડે છે, આ શું હશે ને હવે શું થશે એવું કુતુહલ વાચકના મનમાં જગાડી તેને જુદા જુદા પ્રસંગો દ્વારા ઉત્તેજીત કરી અંતે એનું સમાધાન કરવાની કલા સિદ્ધ કર્યા સિવાય સારા વાર્તાકાર થઈ શકાતું નથી. આથી શૃંગાર, વીર, કરુણ અને હાસ્ય જેવા રસોમાં પણ ઓછી વધતી પ્રમાણમાં અદ્‌ભુતની માત્રા લેખક મેળવે છે.

પરંતુ જેમાં અદ્‌ભુત પ્રધાનસ્થાને હોય અને બહુ ઊંચી કોટિના સાહિત્યમાં એની ગણના થતી હોય એવાં પુસ્તકો વિરલ જ હોય છે. આનું કારણ એ છે કે પ્રાકૃત જનતાની બાલ સુલભ મુગ્ધ ભાવની વૃત્તિને પોષે એવાં સ્થૂળ ને અસંભવિત પ્રકારના અદ્‌ભુતનો આશ્રય આ જાતના લેખકો લેતા હોય છે. સામાન્ય વાચકોના કુતુહલને એ જગાડે છે ને પોષે છે. પરંતુ બુદ્ધિને જાગ્રત કરે અથવા ભાવનું ઉદ્દીપન કરે એવી સામગ્રી એમાં ઓછી હોય છે. સામાન્ય પ્રકારની જાસુસકથાઓ, ભેદભરમો ને જાદુની વાર્તાઓ પરીકથાઓ વગેરે આ પ્રકારની છે. પરંતુ આના કરતાં ઊંચી કોટિનો અદ્‌ભુત રસ પણ છે. એનાં મંડાણ કોક શાસ્ત્રીય વૈજ્ઞાનિક, આધિભૌતિક કે આધ્યાત્મિક રહસ્યના પાયા પર કરવામાં આવ્યાં હોય છે. બુદ્ધિમાન વાચકને વિચારમાં નાખી દે. આ વધી ગયો છે એવો નિર્ણય કરી નાખતાં પહેલાં એને ઘડીભર અટકાવે એવા આ વાસ્તવિક દુનિયામાં જોયેલા જાણેલા સાંભળેલા નહિ છતાં ન જ બની શકે એમ જેને માટે વિધાન કરતાં ખચકાવું પડે એવા પ્રસંગોવાળી કથા અહીં તેમજ પશ્ચિમના સાહિત્યમાં પણ ઓછી લખાય છે.

જ્યુલ વર્ન તથા વેલ્સની વિજ્ઞાનના રહસ્યોને છતી કરતી અદ્‌ભુત કથાઓ આ વર્ગની છે. શાસ્ત્ર નહિ પરંતુ આધ્યાત્મિક શાસ્ત્રનો આધાર લઈ અગમ-નિગમની ભેદભરી કથાઓ પણ એ સિવાય થોડાક લેખકોએ લખી છે. રાઈડર હેગોર્ડે કંઈક સ્થુલ પ્રકારની પરંતુ આ જાતની કથાઓ લખી છે. લૉર્ડ લિટનની 'ઝેનોની' જેના પરથી આપણા મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ 'ગુલાબસિંહ' લખી હતી તે યોગને માર્ગેથી ભ્રષ્ટ થતા યોગીની અદ્‌ભુત કથા છે. સમરસેટ મોમની 'રેઝર્સ એજ' (ક્ષુરસ્ય ધારા) એ પણ યોગીની જ કથા છે.

આપણે ત્યાં પણ આવા થોડાક પ્રયત્નો થયા છે. બહુ વર્ષો પર પ્રસિદ્ધ થએલી સટ્ટાવાળાની 'વિક્રમની વીસમી સદી' નામની નવલકથામાં એક સિદ્ધ પુરુષના ચમત્કારની વાતો આવે છે. 'યોગિની' તથા 'ત્રિભુવન વિજયી ખડ્ગ'માં પણ આવી જ યોગ ને સિદ્ધિની વાતો આવે છે.

'મહારાત્રિ' પણ આવા પ્રકારની, પણ 'યશોધરીય' વિશિષ્ટતાથી અંકિત એવી નવલકથા છે. અગમનિગમની શોખીન ને વાર્તા લેખક એવી એક અમેરિકન બાઈએ શ્રી યશોધરને એક સામાન્ય ઘટના ને તે અંગે પોતાને થએલા વિચિત્ર અનુભવની વાત કરી. એ સાંભળી શ્રી. યશોધરે એ સન્નારીને સૂચના કરી, 'લખી નાખો એક વાર્તા.' 'એક મોટી નવલકથા લખીશ' સન્નારીએ જવાબ દીધો. પરંતુ એ નવલકથા લખી શકે તે પહેલાં યમદેવ એને ઉપાડી ગયા. અને શ્રી. યશોધર કહે છે: 'વર્ષો બાદ...આ નવલકથા જે ખરું જોતા તેણે લખવાની હતી તે મારે લખવી પડે છે.' આમ યોગસુવિપર્યક વાર્તા લખવાનો આ યોગાનુયોગ પણ અદ્‌ભુત રીતે એમને આવી મળ્યો.





'સરી જતી રેતી'ની પેઠે આ વાર્તાનો નાયક હિંદી ને નાયિકા—અથવા નાયિકાઓ (નાયિકાઓ, કારણકે એ પદની ઉમેદવાર એકથી વધારે વ્યક્તિઓ છે.) આંગ્લ લલના છે. વાર્તાનો આરંભ થાય છે ઈંગ્લંડમાં અને એનું સમાપન થાય છે હિંદુસ્તાનમાં. આમ પાત્રો તથા વાતાવરણ વડે આ વાર્તા આંતરરાષ્ટ્રીય રૂપની બની છે પરંતુ એનું સાચું આત્મસ્વરૂપ છે ભારતીય. એનો નાયક ભારતનો બાળક છે એટલું જ નહિ, પણ એની સાધના, એની સિદ્ધિ અને એના આદર્શ ને આદેશો એ સર્વ આપણી પ્રાચીન ઉપનિષદની વિચારસરણીના પાયા પર રચાયાં છે અને આ વાર્તામાં આવતાં બધાં જ પાત્રોનો એ શાસક, ચાલક ને નિયામક છે.

એ નાનો હતો અને એની માતા અષ્ટભુજા દેવીની આરતી ઉતારતી ત્યારે એ આંખો મીંચી માતાજીની કલ્પના કરતો. બાલકલ્પનામાં એ અદ્દર ને અદ્દર ચડતો. કોઈ સુંદર પ્રકાશવાળી સૃષ્ટિ ઊભી થતી. માતાજી એનું માથું છાતી સરખું જાણે દબાવી દેતાં. નાની ઉંમરથી જ એને એ અદ્‌ભુત સૃષ્ટિની લગની લાગી હતી. આઠ વર્ષની બાલવયે તો એને સમાધિ જેવી સ્થિતિનો પણ અનુભવ થયો હતો એ પછી પહેલી જ વાર એને આલમોડામાં અષ્ટભુજા માતાના મંદિરે જવાનો પ્રસંગ આવ્યો ત્યારે ત્યાં થતી આરતીએ એને પાછો સમાધિસ્થિતિનો અનુભવ કરાવ્યો. ચાર પાંચ દિવસ સુધી એ અચેત જેવી સ્થિતિમાં રહ્યો અને એવી સ્થિતિમાં એ વેદની ઋચાઓ ગુંજતો. એ સમયે આખું ઈશાવાસ્ય ઉપનિષદ એને માતાજીએ વહાલ કરતે કરતે શીખવ્યું હતું.

આ બધું વાંચીને એ કોઈ પૂર્વજન્મનો યોગભ્રષ્ટ આત્મા હશે અને ગીતામાં કહ્યુ છે તેમ શુચીનાં શ્રીમતાં ગેહ (પવિત્ર ને શ્રીમંત કુટુંબમાં) એ આદર્યાં અધૂરાં પૂરાં કરવાને જન્મ્યો હશે. પરંતુ ખુબીની વાત તો એ છે કે એ પોતે કહે છે કે 'મને ગયો જન્મ સાંભરે છે. ગયા જન્મમાં હું વિષયી હતો. ભોગનો ભમરો હતો.' એ જન્મમાં એક પત્ની ઉપરાંત બબ્બે તો એને પ્રિયતમા હતી. આગલા જન્મનો આ યોગભ્રષ્ટ નહિ, પરંતુ ભોગભ્રષ્ટ પુરુષ બીજે જન્મે બાલકાળથી જ યોગી પુરુષનાં લક્ષણ દાખવે છે તે કદાચ भोगेनान्ते योगारंभः (ભોગ ભોગવ્યા પછી યોગનો આરંભ થાય છે) એવું કંઈક શ્રી યશોધરને અભિપ્રેત હોય એમ લાગે છે તે જ પુરવાર કરવા માટે હશે.

तेने त्यक्तेन भुञ्जीथाः (ત્યાગ કરીને ભોગવ) એ ઈશોપનિષદનું વચન આપણા કથા નાયકનું મુખ્ય સૂત્ર બને છે. ત્યાગ પર એ ભાર મૂકે છે. પોતાની કથાને અંતે એ કહે છે 'સંસારને જો ત્યાગની દૃષ્ટિથી જોવામાં આવે તો તે મોક્ષનું કારણ છે, રાગની દૃષ્ટિથી જોવામાં આવે તો તે બંધનનું કારણ છે.'

એ સંપત્તિનો ત્યાગ કરે છે, પોતાના નામનો પણ ત્યાગ કરે છે, પણ રસવૃત્તિનો ત્યાગ કરતો નથી. પૂર્વજન્મની પત્ની ને પ્રિયતમાઓને એ ભૂલતો નથી. પોતાની સિદ્ધના ચમત્કાર વડે એ સૌને એ પોતાના પ્રત્યે આકર્ષે છે. પરંતુ એ ભાવ રાગપ્રેરિત નથી. એનાથી ખેંચાઈ આવનારને પણ લાગે છે કે 'એમાં છીછરો રાગ નહોતો, ઊંડો પ્રેમ હતો.'

આમ છતાં એની કેટલીક વાત યોગ કે વેદાંતના સામાન્ય અભ્યાસીને સમજવી ભારે પડે એવી લાગે છે દેહ સત્ય છે, પણ દેહાભિમાન સત્ય નથી, પાંચ ઈન્દ્રિયો મિથ્યા નથી. મન પણ મિથ્યા નથી. જે મિથ્યા છે તે આપણા રાગદ્વેષો, આપણા પૂર્વગ્રહો, આપણા 'અહંગ્રહો' છે એમ એ કહે છે. અથવા 'શરીર એ જ્ઞાનનું સાધન છે, ભોગ પણ જ્ઞાનનું સાધન છે. સાધનને જે લોકો સર્વસ્વ માને છે અગર સાધનનો જે લોકો વગર સમજ્યે તિરસ્કાર કરે છે તે બંને અજ્ઞાનીઓ છે. વિષયી પણ અજ્ઞાની છે, ચોખલિયો પણ અજ્ઞાની છે' એવું વિધાન કરે છે ત્યાં સુધી ઠીક છે પરંતુ જ્યારે એ સિદ્ધાંત-વાક્ય ઉચ્ચારે છે કે 'પરમેશ્વર એક હતો. તે સ્ત્રી અને પુરુષ રૂપે છૂટો પડ્યો. પુરુષ અને સ્ત્રીની એકતામાં જ ઈશ્વરસિદ્ધિ છે. પુરુષ અને સ્ત્રીની એકતામાં જ

ઈશ્વરસિદ્ધિ છે પુરુષ અને સ્ત્રી છૂટાં તે સંસાર, ભેગાં તે મોક્ષ' ત્યારે મોક્ષસાધનાનું ઉપનિષદ ને ગીતામાં દર્શાવ્યા ઉપરાંતનું પોતાનું કોઈક આગવું જ દર્શન અહીં શ્રી યશોધર નાયક પાસે રજૂ કરાવે છે એમ લાગે છે. મન શરીરના સંપર્કમાં છે. શરીરનો ભાગ નથી. શરીરનો સંપર્ક જ્યારે તે મૂકી દે છે ત્યારે વિશ્વમય બને છે, ચૈતન્યમાં વિલીન થાય છે. આનંદનો સાગર ફરી વળે છે' એમ એ કહે છે પરંતુ એ માર્થા, આઈલિન, માયા એ ત્રણે સાથે શરીરસ્પર્શથી થતો આનંદ ભોગવે છે. 'માર્થાના સુંવાળા હાથમાં એને સ્નેહની મૃદુતા લાગે છે. એનો હાથ એ પંપાળે છે, એની છાતી પર માર્થા પોતાનું મસ્તક ઢાળે છે. પછી ચુંબન ના થયાં, હોઠોના અદ્વૈત સધાયાં. અશ્લેષ ના થયાં. જુદાઈના વિશ્લેષ થયાં' આ બધું વાંચીને પ્રથમ દર્શને વાચકને એમ થાય કે કથાનાયક રંતિનાથ પોતાના નામમાંથી અનુસ્વારનો લોપ કરી રતિનાથ બની જાય છે, લેખક યોગને નામે ભોગનો મહિમા વર્ણવે છે, તો તે સ્વાભાવિક છે. પરંતુ રંતિનાથે પોતાના નામમાં ને હૃદયમાં પણ 'રતિ' રાખી છે, પણ એને માથે મીંડુ મૂક્યું છે. ત્યાગની ભાવનાનું એ વિસરવું જોઈએ નહિ. એના પ્રેમમાં મુગ્ધ બનેલી આઈલીનને એ કહે છે કે આપણે દૂર છીએ છતાં પાસે છીએ ને આઈલીન એની વાણીને એના વર્તનથી વિસ્મિત થઈને પૂછે, 'તમે કોણ છો?' 'તમારા હૃદયનો પડઘો' એ જવાબ દે છે. બંને વચ્ચેનો એ વાર્તાલાપ સામાન્ય પ્રણયી જનના જેવો લાગે છે પરંતુ પોતે સામાન્યપ્રણયી નથી એમ પહેલેથી જ આઈલીનને, ને આઈલીન દ્વારા વાચક વર્ગને સમજાવી દેવા એ ઊંડી વિચારનિદ્રામાંથી જાગ્રત થઈને વિરોધાભાસ વડે વસ્તુતત્ત્વને સમજાવતું, ઉપનિષદનું અર્થગર્ભ વાક્ય બોલે છે, 'તે ગતિમાન છે, તે સ્થિર છે. તે દૂર છે, તે નજીક છે. તે સર્વના અંતરમાં છે, તે સર્વની બહાર છે.' અને આ સંદર્ભમાં એ આઈલીનને હું 'તમારા હૃદયનો પડઘો છું' કહે છે એ યાદ રાખવાનું છે. અહીં. વેદાંતના દૃષ્ટિસૃષ્ટિવાદ– જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિનો પણ પડઘો પાડતો હોય એમ લાગે છે. આખું જગત આપણા હૃદયનો પડઘો. આપણા મને ઊભી કરેલી સૃષ્ટિ છે. નારીને એ શક્તિનું સ્વરૂપ માને છે. એને વિશ્વચૈતન્યના મહા અગ્નિની જુદી જુદી શિખાઓ તરીકે ગણાવે છે. પરંતુ એ અગ્નિશિખાઓ પાસે જઈને પુરુષે ઘીની પેઠે પીગળી જવાનું નથી, કુંદનની પેઠે શુદ્ધ થવાનું છે. સ્થુળ કામવાસનાને પોષવા માટે શૃંગાર નથી, પણ યોગમાર્ગના અધિકારી થવા માટે છે. એવું એવું મંતવ્ય હોય એમ ઠેર ઠેર સ્ત્રી–પુરુષના સંબંધ વિશે એ જે બોલે છે તે પરથી જણાઈ આવે છે. શક્તિની સાધના કરી એ અંતે પોતાની ત્રણે ત્રણે શક્તિઓને મેળવી, એને પોતાની બંને બાજુએ ભુજપાશમાંથી લઈને ને એકને અંકમાં બેસાડીને ચતુર્મુખ બને છે, પરંતુ ત્યારે એ પ્રજાપતિ બ્રહ્મા સમો નહિ, વેરાગી સંકર સમો ભાસે છે.

રતિનાથ રસિક છે, પણ વિલાસી નથી; પ્રેમી છે, પણ વાસનાથી પર છે. શરીરસ્પર્શદ્વારા એ સુખ મેળવે છે ને આપે પણ છે, પરંતુ પોતાના મનને શરીરના સંપર્કથી છૂટું કરી શકે છે. આ કેમ બની શકે એવો પ્રશ્ન કરવો નિરર્થક છે કારણ કે એવો પ્રશ્ન કરી શકાય એવી એક નહિ પણ અનેક ઘટનાઓ આ પુસ્તકમાં ભરેલી છે ત્યાં આટલું વધારે માની લેવામાં હરકત નથી.

સ્ત્રીઓનું કે બીજા કોઈનું પણ કેવળ આકર્ષણ કરવા ખાતર એ પોતાની સિદ્ધિનો ઉપયોગ કરતો નથી. એમને ઉચ્ચ, આધ્યાત્મિક માર્ગે લઈ જવા માટે કરે છે કેવળ સિદ્ધિ ને તે દ્વારા થઈ શકતા ભોગ વિલાસનેએ હેય માને છે. પૂર્વાશ્રમમાં એને ત્યાં નોકર તરીકે રહેલો રતનસંગ સિદ્ધિને શોધતો વામમાર્ગે ચડી જઈને ઘોરાનંદ બને છે અને પછી જ્યારે એ તેને મળે છે ને વાત કરે છે ત્યારે સિદ્ધિની વાસના છોડી દો, ચૈતન્યમાં બુડવાનો ઉદ્યમ કરો





...સિદ્ધ, સિદ્ધિ, સિદ્ધિ! કઈ સિદ્ધિ? કોની સિદ્ધિ? ચૈતન્યના સાગરના સાગર ઊછળી રહ્યા છે ત્યાં સિદ્ધિનું કયું ટીપું લેવા દોડવું રતનસીંગ? ટીપાં લઈને સમુદ્રની વાતો કરવી? શરીરની નાડીએ નાડીમાં સમુદ્રનાં ટીપાં ભર્યાં છે, પણ ટીપાંને કરવાં શું? એને સમુદ્રથી અલગ ક્યાં સુધી રાખી શકાશે?'

સુગ્રથિત વસ્તુસંકલના, સુરેખ વ્યક્તિત્વવાળી પાત્રસૃષ્ટિ નર્મ ને મર્મથી અંકિત, ચાતુર્યભર્યા છટાદાર સંવાદો, ચિંતન ને કવિત્વના સંસ્કારવાળી પ્રસન્ન ગંભીર રમણિય શૈલી—આવી ગુણસમૃદ્ધિ વડે દીપતી, યોગ ને ભોગના સપ્રમાણ સંમિશ્રણ વડે અદ્‌ભુત ને શૃંગાર સાથે શાંત રસનું પણ આલેખન કરતી આ નવલકથા, યોગ-ભોગની વાતોમાં જેને શ્રદ્ધા નહી હોય તેને પણ અંગ્રેજીમાં જેને વિલિંગ સસ્પેન્શન ઑફ ડિસબીલીફને (સ્વેચ્છાપૂર્વક અશ્રદ્ધાને) ઘડીભર બાજુએ મૂકવાનું કહ્યું છે, તેનો આશ્રય લેશે તો બીજું કંઈ નહી તો કેવળ એના વાર્તારસને લીધે પણ સુવાચ્ય લાગ્યા વિના નહી રહે.*

* 'સંદેશ'ના સૌજન્યથી.



ડાહ્યાભાઈ પટેલ

## શાને?!

કોઈ મને કહો કે કોયલ રડે છે શાને?!
શાને રૂદન ભર્યું છે આ દિલરૂબાના ગાને?!
આ સૌ કલિ રસીલી થૈ મ્લાન ગૈ ચમનમાં,
ને ઝેર અર્પતાં શેં સૌ પુષ્પ ઉપવનમાં?!

ચંદા પીળી પડી છે હસતી કહો ન શાને?!
ચમકાર આ કરોડો તારા કરે ન શાને?!
તરસ્યો મરૂભૂમિ શો દિન રાત ઝંખતો'તો,
પૃથ્વીના ખણ્ડ ખણ્ડે તુજને પુકારતો'તો;

મમ ઓષ્ટ સેંજ ભીના કરી ગઈ કહે તું શાને?!
પાવા પીવા સુધાને પાછી ફરી ન શાને?!
આ સૌ સમીર લહરી નાખી રહી નિસાસા,
સિન્ધુ સરો સરિતા કે'છે કે લાગી પ્યાસા;

ધરતી અરે સુકાઈ શોભા રહી ન શાને?!
આનંદ ના દીસે, ના સુષમા સુગંધ શાને?!
મેં અંધ થ તને જો ચહી ન આટલી હો!
કે હોત જો દીધું ના પાગલ બની જિગર આ;

ઘર ઘર નગર નગરમાં ગિરિગહ્વરો કે રાને
ઘાયલ બની સનમ હે! તો હું ઢૂંઢાતે શાને??!!





પ્રો. ડૉ. નરસિંહ મૂ. શાહ

# વિજ્ઞાનમાં આપણી પ્રગતિ

વિજ્ઞાન અને આપણો દેશ એ બે વચ્ચે અંતર રહ્યા જ કર્યું છે. આપણા વિજ્ઞાન વિષે આપણને કશી જાણ નથી. વિજ્ઞાનના આ યુગમાં આમ તે ક્યાં સુધી ચાલશે? આ લેખ વિજ્ઞાનના જાણીતા પ્રોફેસરે લખેલ છે......

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી આપણા દેશમાં વિજ્ઞાનની બાબતમાં ખૂબ ઝડપથી પ્રગતિ થઈ રહી છે. સાત વર્ષના ગાળામાં બાર રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ અસ્તિત્વમાં આવી છે: તેમની સ્થાપનાઓએ વિજ્ઞાનની જુદી જુદી શાખાઓમાં સંશોધનને ખૂબ વેગ આપ્યો છે. આ ઉપરાંત જુદી જુદી ટેકનોલોજીકલ સંસ્થાઓ, પોલીટેકનીકલ ઈન્સ્ટીટયૂટો અને વિજ્ઞાનની કોલેજો હિંદના હજારો યુવકોને વિજ્ઞાનના શિક્ષણની સગવડો પૂરી પાડે છે. વિજ્ઞાનનું શિક્ષણ વિશેષ વ્યાપક બનતું જાય છે. જનતા પણ વિજ્ઞાનના વિષયમાં વિશેષ રસ લેતી થઈ છે.

પરંતુ આપણા દેશમાં વિજ્ઞાન તેમજ તેની વ્યવહારૂ બાજુ—હુન્નર અને યંત્રવિજ્ઞાનને કેટલીક અડચણો કુણ્ઠિત કરે છે. આ પ્રગતિરોધક તત્ત્વો જેટલાં વહેલાં સમજી શકાય અને તેને દૂર કરવા જેટલું વહેલાસર થાય તેટલું સારૂં. એટલે તેમને પાર ઊતરવા પગલાંઓ ભરી શકાય.

પ્રથમ, 'ઘરનો જોગી જોગટો' એવી સ્થિતિ આપણે ત્યાં છે. આપણે વધારે ને વધારે વિજ્ઞાનીઓને બોલાવીએ છીએ, પરંતુ આપણે ત્યાં તૈયાર થયેલાંઓનો કોઈ ભાવ પૂછ્યું નથી. નેશનલ રજીસ્ટર ઑફ સાયન્ટીફીક અને ટેકનીકલ પરસોનેલ ઈન ઈન્ડીઆ (હિંદના વૈજ્ઞાનિક અને ટેકનીકલ તાલીમ લીધેલા સજ્જોનું રાષ્ટ્રીય દફતર) પુસ્તક ૩, ભાગ ૨ બતાવે છે કે ૪૫૭૦ વૈજ્ઞાનિકો અને ટેકનીસ્યનો જુદા જુદા વિષયોમાં નોંધાયેલા છે: તેમાંથી ૫૦૦ ઉપર બેકાર છે. એટલે વિજ્ઞાનનું શિક્ષણ લીધેલા આપણા યુવકોનું જ્ઞાન (૧૧ ટકા) દેશને ઉપયોગી થતું નથી. ૨૩૮૯ નામો રસાયનના વિષયમાં નોંધાયેલાં છે. તેમાંથી લગભગ ૩૦૦ બેકાર છે.

પરદેશ ખાતેથી પુષ્કળ રસાયનો આયાત થાય છે. ખાનગી સાહસ અને સરકાર કોઈ સંયુક્ત યોજના કરીને તેમની બુદ્ધિનો ઉપયોગ કરી શકે અને તેમના મોટા ભાગને કામમાં લઈ શકે એમ ન કરી શકાય?

વિજ્ઞાનની વૃદ્ધિ તક ઉપર અવલંબે છે. 'સમય ચૂક્યા મેવલા' એના જેવું છે. અમેરિકાએ સર્વશ્રેષ્ઠ વૈજ્ઞાનિકોને કામે લગાડી દીધા છે—એ બધાંને ગમે તેમ સંગ્રહી લેવામાં આવ્યા છે. આપણી દ્વિતીય પંચવર્ષીય યોજનાના ઘડનારાઓએ બેકાર વિજ્ઞાનીઓનો ઉપયોગ કરી શકાય એમ કરવું જોઈએ.

વિજ્ઞાનમાં આપણી પ્રગતિને રોધક બીજો પ્રશ્ન વિજ્ઞાનના શિક્ષણની ભાષાનો છે. દેશની ભાષાઓદ્વારા આ શિક્ષણ અપાય એમાં કાંઈ ખોટું નથી. પરંતુ એમાં ભુલાવું ન જોઈએ કે વિજ્ઞાને પોતાની પ્રગતિ પશ્ચિમના દેશોમાં કરી છે. એટલે ભાષાના પ્રશ્નમાં આપણી પ્રગતિ અટવાઈ ન જાય એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. કેટલાક એમાં માને છે કે રાજકારણ આ પ્રશ્નમાં ન લાવવું જોઈએ. રાજનૈતિકો પોતાના અભિપ્રાયો વિજ્ઞાનીઓ પર લાવવાની વૃત્તિ દાખવે છે. સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક સર વિલ્યમ ઓસ્લરે કહ્યું છે 'ભવિષ્ય વિજ્ઞાનનું છે. રાષ્ટ્રોનું ભાવિ તેના કાબુમાં છે; અને વધારે ને વધારે આવતું જાય છે. વિજ્ઞાનના મૂષકમાં એ બધાં પડેલાં છે અને તેના ત્રાજવામાં તેઓ તોળાઈ રહ્યાં છે.' રાજકીય ક્ષેત્રમાં કામ કરનારાઓ હમેશાં પોતાની આંખ મતપેટી પર રાખે છે એટલે વિજ્ઞાનના શિક્ષણ સંબંધી જે કહેવાનું હોય તે વિજ્ઞાનીઓ પર છોડી દેવું જોઈએ. આમ નહીં થાય તો ઘડિયાળના કાંટા પાછા ફેલાશે.

ભાષાનો પ્રશ્ન વિજ્ઞાન અને યંત્રવિજ્ઞાનનાં પુસ્તકો સાથે ગાઢ રીતે સંકળાયેલો છે. નિષ્પક્ષપાતપણે જોઈએ





તો, તરજુમાની મુશ્કેલીઓ દૂર થાય તો, વૈજ્ઞાનિક ગ્રંથો આપણા દેશની ભાષાઓમાં છાપી શકાય. પણ એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. આપણા દેશમાં એવી પરિસ્થિતિ આવી છે કે અદ્યતન પુસ્તકો પ્રમાણભૂત માહિતીવાળાં આપી શકાય? માત્ર તરજુમા કરવાથી આપણે પ્રગતિ કરી શકીએ એમ લાગે છે? સંશોધન એટલું બધું વિસ્તૃત થાય છે કે આવાં પુસ્તકોમાં તેનો ઉપયોગ કરી તેને બીજાંઓની હારોળમાં ઊભા રાખી શકાય?

હવે આ પ્રશ્નની આર્થિક બાજુ તપાસીએ. ૨–૩ વર્ષમાં ૧૦૦૦ નકલો ખપે એટલી માગણી થવી જોઈએ. એથી ઓછો ઉઠાવ આર્થિકરીતે નુકશાનકારક થાય અને દેશના પ્રકાશકોને પાયમાલ કરે એવી બીતિ સેવાય છે. આ નિશાને પહોંચવા કાં તો પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે મંજૂર થવું જોઈએ, યા લોકપ્રિય સંદર્ભગ્રંથ તરીકે તેનો ઉપયોગ થવો જોઈએ.

આવી પરિસ્થિતિ હજી આપણા દેશમાં સર્જાઈ નથી અને નજીકના ભાવિષ્યમાં એ બનશે કે કેમ એ એક પ્રશ્ન રહે છે. સાથોસાથ એ ભૂલાવું ન જોઈએ કે વિજ્ઞાનની પ્રગતિ પાઠ્ય પુસ્તકોમાંથી થતી નથી પરંતુ એ વિષયની અદ્યતન માહિતી આપતા પુસ્તકમાંથી. એમ લાગે છે કે લાંબા વખત સુધી આ ઉચ્ચ જ્ઞાનનાં પુસ્તકો અંગ્રેજીમાં જ રહેવાનાં. એટલે કે ઉચ્ચ કક્ષાએ વિજ્ઞાનમાં કામ કરનાર સૌને અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક રહેવાનું. આ પ્રશ્ન પર મતભેદ હોય એમ લાગતું નથી.

વિજ્ઞાન પર રાષ્ટ્રનું ભવિષ્ય અવલંબે છે. અને હિંદના વિજ્ઞાનીઓના હાથમાં આપણું ભાવી છે એમાં શંકાને સ્થાન નથી. આપણી વિજ્ઞાનપ્રગતિ કઈ દિશાએ વળશે એનો જવાબ ઈતિહાસકારો આપશે. અત્યારે તો સંક્રમણ ચાલી રહ્યું છે.

★

એક દિવસ ગુરુ નાનક ગુજરાનવાલા જિલ્લાના એમનાબાદ ગામે જઈ પહોંચ્યા. એમનાબાદ ગામમાં લાલુ નામનો એક રેંટિયા બનાવનાર સુથાર કારીગર રહેતો હતો. તે બહુ જ ઈમાનદાર અને મહેનતુ હતો. પરમાત્માનો ભક્ત હતો. ગુરુ નાનકના કાને લાલુનું નામ આવેલું. તેઓ શોધતા શોધતા લાલુને ત્યાં ગયા. સત્સંગ થવા લાગ્યો. આખી રાત સત્સંગમાં જ વીતી ગઈ. સૂરજ નીકળ્યો ત્યારે લાલુને ખ્યાલ આવ્યો કે ગુરુ નાનક રાતભર ભૂખ્યા રહ્યા.

લાલુએ ઘરમાં જે કાંઈ લખું સૂકું હતું તે ભોજન બનાવ્યું. બાજરીના બે રોટલા ને ગોળ ગુરુ નાનક આગળ ધર્યાં. ગુરુએ રોટલાની કોર તોડી ત્યાં તો એમનાબાદના એક જમીનદાર ચૌધરી બાગોમલ ત્યાં આવી ચઢ્યા. તેમની સાથે બે ત્રણ આદમી હતા. એ આદમીઓના હાથમાં સુંદર કપડાંથી ઢાંકેલ થાળ હતા.

બાગોમલે ઝટપટ પુરી, કચોરી વાળા થાળ પરથી કપડું હટાવી લઈ તે ભોજન ગુરુ આગળ મૂક્યું. ગુરુએ હસતા હસતા કહ્યું: 'ચૌધરી! તમારું ભોજન આરોગું કે લાલુનું?'

ચૌધરીએ હાથ જોડી કહ્યુ જેવી ગુરુની ઇચ્છા.

ગુરુ નાનકદેવે ચૌધરીની થાળીમાંથી એક પુરી ઉઠાવી, બીજા હાથે લાલુના રોટલાનો એક ટુકડો લીધો. બે મુઠ્ઠીઓમાં બે વસ્તુઓ હતી. ગુરુએ આંખ બંધ કરીને બન્ને મુઠીઓ જોરથી દબાવી એક મુઠ્ઠીમાંથી દૂધ ટપકવા લાગ્યું. બીજીમાંથી લોહી.

ગુરુએ કહ્યું: દેખ બાગો! તારી કમાઈમાં ગરીબ, અનાથ, દુઃખીઓના ખુન છે. લાલુના રોટલામાં દૂધ છે. જે ઈમાનદારી અને સચ્ચાઈની કમાઈ છે.



યશોધર મહેતા

# એક પત્ર

શ્રી યશોધર મહેતાની સરી જતી કલમમાંથી કાગળ પર ટપકતાશબ્દેનું વિચારણીય અને વાચનક્ષમ પણ હોય છે. શ્રી જયન્ત પરમારના વાર્તાસંગ્રહ 'બીજલેખા'નો આ પત્રાત્મક પરિચય 'લોકનાદ'ના સૌજન્યથી અહીં મૂકવામાં એમની વિવેચક ન હોવાનો દાવો કરતી કલમ પણ વિવેચન કરી દે છે......

શ્રી. ભાઈ જયન્ત પરમાર,

'સપ્રેમ ભેટ' આપેલી 'બીજલેખા' વાંચી ગયો.

બીજનો ચંદ્ર જોઈ પૂર્ણિમાના ચંદ્રની કલ્પના જેમ કરી શકાય તેમ તમારી એકવીસ વાર્તાઓમાંથી સાત વાંચીને તમારી કલાની ભાવિ પૂર્ણિમાની આગાહી કરું છું.

રખેને કોઈ એમ માની બેસે કે બીજનો ચંદ્ર પુનમના ચંદ્ર કરતાં સૌંદર્યમાં ઓછો છે. સૌંદર્ય તો બંને ચંદ્રમાં ભર્યું હોય છે. બેશક, પુનમના ચંદ્રમાં પ્રકાશ વિશેષ હોય છે.

સાહિત્ય તથા કલામાં પહેલી જરૂર સૌંદર્યની છે. તેમાં પછી જેમ જેમ પ્રકાશ ઉમેરાતો જાય છે તેમ તેમ રસાસ્વાદ વધારે ને વધારે મધુર બનતો જાય છે.

સૌથી પહેલાં તો હું તમને તમારી કલાત્મક દૃષ્ટિ માટે અભિનંદન આપું છું. 'બીજલેખા'માં તમે એ દૃષ્ટિનો સરસ પરિચય કરાવ્યો છે.

તમે જાણો છો કે હું તો પ્રૌઢો તથા પ્રૌઢાઓની 'મેટર ઑફ ફેક્ટ' દુનિયાનો માણસ છું. તમારી યુવાનોની અને ખાસ કરીને યુવતીઓની દુનિયાથી ઘણો આઘો છું. પ્રેમની પોચી પોચી, સુંવાળી સુંવાળી, અડધી જાગતી, અડધી ઊંઘતી, ભાવનાઓનાં સેંટ અત્તરોથી મહેકતી દુનિયાનો મને લેશ પણ પરિચય નથી. યુવાનોની વાર્તા યુવાનો જેવી હોય એ સ્વાભાવિક છે. મારા કમનસીબે હું કદી યુવાન હતો નહિ. આજે પણ હું અડધો બાળક છું, અડધો પ્રૌઢ છું.

આમ મારી દુનિયા બાળકોની તથા પ્રૌઢોની હોવાથી મારા વિચારો—જેમાં સાહિત્યના વિચારો પણ સમાઈ જાય—તે દુનિયાના હોય તે સ્વાભાવિક છે.

વાર્તા સરળ હોવી જોઈએ. એનાં પાત્રોનું વર્તન સ્વાભાવિક હોવું જોઈએ. રસનિષ્પત્તિ અર્થે વાર્તા છે. સમભાવ અને સહૃદયતાનાં પાન કરવા અર્થે વાર્તા છે. માનસશાસ્ત્રના કોયડા રજૂ કરવા કે ઉકેલવા અર્થે વાર્તા નથી. કોયડા દરેક માણસ પોતાની રીતે ઉકેલે છે. વાર્તાકારે વાર્તા કહીને અટકી જવું. શામળભટ્ટ અને અરેબિયન નાઈટ્સના કર્તા સાચા વાર્તાકારો છે.

ગગલો અને ગગલી મળ્યાં ને પછી ગગલાએ ગગલીને શું કહ્યું. એ થયું તમામ પ્રેમકહાણીઓનું સામાન્ય ખોખું. આ ખોખાને સૌ પોત પોતાની રીતે ચીતરે છે. કોઈ આમ લપેડો લગાવે કોઈ તેમ લપેડો લગાવે. તમારાં ખોખાં મજબૂત છે. કારીગરી પણ આકર્ષક છે. અમુક રંગો તમે અમુક રીતે માર્યા હોત તો સારું, ન માર્યા હોત તો સારું, એવી બધી ચર્ચામાં ઊતરવાનો શોખ વિવેચકોને હોય. એમને એવું બધું આવડે. એ લોકોએ એમને મન ફાવતા નિયમો ઘડી એમના 'શાસ્ત્ર' અને 'ઇઝમો'નાં ખોખાં તૈયાર કર્યાં હશે. એ રીતે એમણે વળી એમનું જગત રચી સાચું માન્યું છે, મનાવી રહ્યા છે.

જેણે વાત કહેવી છે એણે વિવેચકોનો તથા તેમના શાસ્ત્ર કે સંપ્રદાયનો વિચાર કર્યા વગર શ્રોતાઓનો વિચાર કરી પોતાની વાત કહેવી. જે સર્જક આ સોનાનો નિયમ પાળે છે તે સર્જક વંચાય છે.

તમારી વાર્તા કહેવાની સાદી સીધી સરળ રીત મને ગમી છે. હજી પણ વધારે સાદી, સીધી, સરળ અને બીજા કશા ભાર વગરની કરો તો વધારે દીપી ઊઠશે.

તમારાં કુમારી ચિપળુણકર મને ગમ્યાં. જો હોય તો





તો, તરજુમાની મુશ્કેલીઓ દૂર થાય તો, વૈજ્ઞાનિક ગ્રંથો આપણા દેશની ભાષાઓમાં છાપી શકાય. પણ એક વાત સ્પષ્ટ કરવી જોઈએ. આપણા દેશમાં એવી પરિસ્થિતિ આવી છે કે અદ્યતન પુસ્તકો પ્રમાણભૂત માહિતીવાળાં આપી શકાય ? માત્ર તરજુમા કરવાથી આપણે પ્રગતિ કરી શકીએ એમ લાગે છે ? સંશોધન એટલું બધું વિસ્તૃત થાય છે કે આવાં પુસ્તકોમાં તેનો ઉપયોગ કરી તેને બીજાઓની હારોળમાં ઊભા રાખી શકાય ?

હવે આ પ્રશ્નની આર્થિક બાજુ તપાસીએ. ૨–૩ વર્ષમાં ૧૦૦૦ નકલો ખપે એટલી માગણી થવી જોઈએ. એથી ઓછો ઉઠાવ આર્થિકરીતે નુકશાનકારક થાય અને દેશના પ્રકાશકોને પાયમાલ કરે એવી ભીતિ સેવાય છે. આ નિશાને પહોંચવા કા તો પુસ્તક પાઠ્યપુસ્તક તરીકે મંજૂર થવું જોઈએ, યા લોકપ્રિય સંદર્ભગ્રંથ તરીકે તેનો ઉપયોગ થવો જોઈએ. આવી પરિસ્થિતિ હજી આપણા દેશમાં સર્જાઈ નથી અને નજીકના ભાવિષ્યમાં એ બનશે કે કેમ એ એક પ્રશ્ન રહે છે. સાથોસાથ એ ભૂલાવું ન જોઈએ કે વિજ્ઞાનની પ્રગતિ પાઠ્ય પુસ્તકોમાંથી થતી નથી પરંતુ એ વિષયની અદ્યતન માહિતી આપતા પુસ્તકમાંથી. એમ લાગે છે કે લાંબા વખત સુધી આ ઉચ્ચ જ્ઞાનનાં પુસ્તકો અંગ્રેજીમાં જ રહેવાનાં. એટલે કે ઉચ્ચ કક્ષાએ વિજ્ઞાનમાં કામ કરનાર સૌને અંગ્રેજીનું જ્ઞાન આવશ્યક રહેવાનું. આ પ્રશ્ન પર મતભેદ હોય એમ લાગતું નથી.

વિજ્ઞાન પર રાષ્ટ્રનું ભવિષ્ય અવલંબે છે. અને હિંદના વિજ્ઞાનીઓના હાથમાં આપણું ભાવી છે એમાં શંકાને સ્થાન નથી. આપણી વિજ્ઞાનપ્રગતિ કઈ દિશાએ વળશે એનો જવાબ ઈતિહાસકારો આપશે. અત્યારે તો સંક્રમણ ચાલી રહ્યું છે.

★

એક દિવસ ગુરુ નાનક ગુજરાનવાલા જિલ્લાના એમનાબાદ ગામે જઈ પહોંચ્યા. એમનાબાદ ગામમાં લાલુ નામનો એક રેંટિયા બનાવનાર સુથાર કારીગર રહેતો હતો. તે બહુ જ ઈમાનદાર અને મહેનતુ હતો. પરમાત્માનો ભક્ત હતો. ગુરુ નાનકના કાને લાલુનું નામ આવેલું, તેઓ શોધતા શોધતા લાલુને ત્યાં ગયા. સત્સંગ થવા લાગ્યો. આખી રાત સત્સંગમાં જ વીતી ગઈ. સૂરજ નીકળ્યો ત્યારે લાલુને ખ્યાલ આવ્યો કે ગુરુ નાનક રાતભર ભૂખ્યા રહ્યા.

લાલુએ ઘરમાં જે કાંઇ લુખું સૂકું હતું તે ભોજન બનાવ્યું. બાજરીના બે રોટલા ને ગોળ ગુરુ નાનક આગળ મૂક્યાં. ગુરુએ રોટલાની કોર તોડી ત્યાં તો એમનાબાદના એક જમીનદાર ચૌધરી ભાગોમલ ત્યાં આવી ચઢ્યા. તેમની સાથે બે ત્રણ આદમી હતા. એ આદમીઓના હાથમાં સુંદર કપડાંથી ઢાંકેલ થાળ હતા.

ભાગોમલે ઝટપટ પુરી, કચોરી વાળા થાળ પરથી કપડું હટાવી લઇ તે ભોજન ગુરુ આગળ મૂક્યું. ગુરુએ હસતા હસતા કહ્યું: 'ચૌધરી ! તમારું ભોજન આરોગું કે લાલુનું ?'

ચૌધરીએ હાથ જોડી કહ્યુ જેવી ગુરુની ઇચ્છા.

ગુરુ નાનકદેવે ચૌધરીની થાળીમાંથી એક પુરી ઉઠાવી, બીજા હાથે લાલુના રોટલાનો એક ટુકડો લીધો. બે મૂઠીઓમાં બે વસ્તુઓ હતી. ગુરુએ આંખ બંધ કરીને બંને મુઠીઓ જોરથી દબાવી એક મૂઠીમાંથી દૂધ ટપકવા લાગ્યું. બીજીમાંથી લોહી.

ગુરુએ કહ્યું: દેખ ભાગો ! તારી કમાઇમા ગરીબ, અનાથ, દુખીઆના ખુન છે. લાલુના રોટલામાં દૂધ છે. જે ઈમાનદારી અને સચ્ચાઈની કમાઈ છે.



યશોધર મહેતા

# એક પત્ર

શ્રી યશોધર મહેતાની સરી જતી કલમમાંથી કાગળ પર ટપકાયેલું વિચારણીય અને વાચનક્ષમ પણ હોય છે. શ્રી જયન્ત પરમારના વાર્તાસંગ્રહ 'બીજલેખા'નો આ પત્રાત્મક પરિચય-'લોકનાદ'ના સૌજન્યથી અહીં મૂકવામાં એમની વિવેચક ન હોવાનો દાવો કરતી કલમ પણ વિવેચન કરી દે છે……

શ્રી. ભાઈ જયન્ત પરમાર,

'સપ્રેમ ભેટ' આપેલી 'બીજલેખા' વાંચી ગયો.

બીજનો ચંદ્ર જોઈ પૂર્ણિમાના ચંદ્રની કલ્પના જેમ કરી શકાય તેમ તમારી એકત્રીસ વાર્તાઓમાંથી સાત વાંચીને તમારી કલાની ભાવિ પૂર્ણિમાની આગાહી કરું છું.

રખેને કોઈ એમ માની બેસે કે બીજનો ચંદ્ર પુનમના ચંદ્ર કરતાં સૌંદર્યમાં ઓછો છે. સૌંદર્ય તો બંને ચંદ્રમાં ભર્યું હોય છે. બેશક, પુનમના ચંદ્રમાં પ્રકાશ વિશેષ હોય છે.

સાહિત્ય તથા કલામાં પહેલી જરૂર સૌંદર્યની છે. તેમાં પછી જેમ જેમ પ્રકાશ ઉમેરાતો જાય છે તેમ તેમ રસાસ્વાદ વધારે ને વધારે મધુર બનતો જાય છે.

સૌથી પહેલાં તો હું તમને તમારી કલાત્મક દૃષ્ટિ માટે અભિનંદન આપું છું. 'બીજલેખા'માં તમે એ દૃષ્ટિનો સરસ પરિચય કરાવ્યો છે.

તમે જાણો છો કે હું તો પ્રૌઢો તથા પ્રૌઢાઓની 'મેટર ઓફ ફેક્ટ' દુનિયાનો માણસ છું. તમારી યુવાનોની અને ખાસ કરીને યુવતીઓની દુનિયાથી ઘણો આઘો છું. પ્રેમની પોચી પોચી, સુંવાળી સુંવાળી, અડધી જાગતી, અડધી ઊંઘતી, ભાવનાઓનાં સેંટ અત્તરોથી મહેકતી દુનિયાનો મને લેશ પણ પરિચય નથી. યુવાનોની વાર્તા યુવાનો જેવી હોય એ સ્વાભાવિક છે. મારા કમનસીબે હું કદી યુવાન હતો નહિ. આજે પણ હું અડધો બાળક છું, અડધો પ્રૌઢ છું.

આમ મારી દુનિયા બાળકોની તથા પ્રૌઢોની હોવાથી મારા વિચારો—જેમાં સાહિત્યના વિચારો પણ સમાઈ જાય—તે દુનિયાના હોય તે સ્વાભાવિક છે.

વાર્તા સરળ હોવી જોઈએ. એનાં પાત્રોનું વર્તન સ્વાભાવિક હોવું જોઈએ. રસનિષ્પત્તિ અર્થે વાર્તા છે. સમભાવ અને સહૃદયતાનાં પાન કરવા અર્થે વાર્તા છે. માનસશાસ્ત્રના કોયડા રજૂ કરવા કે ઉકેલવા અર્થે વાર્તા નથી. કોયડા દરેક માણસ પોતાની રીતે ઉકેલે છે. વાર્તાકારે વાર્તા કહીને અટકી જવું. શામળભટ્ટ અને અરેબિયન નાઈટ્સના કર્તા સાચા વાર્તાકારો છે.

ગગલો અને ગગલી મળ્યાં ને પછી ગગલાએ ગગલીને શું કહ્યું. એ થયું તમામ પ્રેમકહાણીઓનું સામાન્ય ખોખું. આ ખોખાને સૌ પોત પોતાની રીતે ચીતરે છે. કોઈ આમ લપેડો લગાવે કોઈ તેમ લપેડો લગાવે. તમારાં ખોખાં મજબૂત છે. કારીગરી પણ આકર્ષક છે. અમુક રંગો તમે અમુક રીતે માર્યા હોત તો સારું, ન માર્યા હોત તો સારું, એવી બધી ચર્ચામાં ઊતરવાનો શોખ વિવેચકોને હોય. એમને એવું બધું આવડે. એ લોકોએ એમને મન ફાવતા નિયમો ઘડી એમના 'શાસ્ત્ર' અને 'ઇઝમો'નાં ખોખાં તૈયાર કર્યાં હશે. એ રીતે એમણે વળી એમનું જગત રચી સાચું માન્યું છે, મનાવી રહ્યા છે.

જેણે વાત કહેવી છે એણે વિવેચકોનો તથા તેમના શાસ્ત્ર કે સંપ્રદાયનો વિચાર કર્યા વગર શ્રોતાઓનો વિચાર કરી પોતાની વાત કહેવી. જે સર્જક આ સોનાનો નિયમ પાળે છે તે સર્જક વંચાય છે.

તમારી વાર્તા કહેવાની સાદી સીધી સરળ રીત મને ગમી છે. હજી પણ વધારે સાદી, સીધી, સરળ અને બીજા કશા ભાર વગરની કરો તો વધારે દીપી ઊઠશે.

તમારાં કુમારી ચિપલુણકર મને ગમ્યાં. જો હોય તો





જરા ઓળખાણ કરાવજો, નાગપુર' સુધીની ટિકિટ ખરચાવ્યા વગર જો આટલામાં હોય તો જ બતાવજો. મને એવી 'મેટર ઑફ્ ફેક્ટ' પ્રૌઢ સ્ત્રીઓ ગમે છે. પછી છો ને એ બધીઓ 'ઓમર ખય્યામ' વાંચતી હોય.

'નૈષ્ઠિક બ્રહ્મચારી'ની તમે જે ઠેકડી કરી છે તે બરાબર નથી. એ ક્યે દહાડે કહે છે કે હું આચારમાં બ્રહ્મચારી છું! એ તો કહે છે કે હું નિશામાં બ્રહ્મચારી છું. આપણે ત્યાં બધા 'નૈષ્ઠિક' બ્રહ્મચારીઓ જ છે.

'વરબદલો' ગમ્યો. પુસ્તકોનો જો બદલો થઈ શકે તો વરનો કેમ ના થઈ શકે? પુસ્તકોના બદલામાં જો અનીતિ નથી તો વરના બદલામાં શા સારૂ હોવી જોઈએ? બદલાથી કેટકેટલાં કામ સુગમ થઈ જાય છે! વરોએ બહુ દહાડા સુધી વહુઓ બદલી તો હવે વહુઓ વરો બદલે તે સ્વાભાવિક છે. બદલાના દર નક્કી કરી સમજીને સંપથી જો સંસાર ચલાવવામાં આવે તો સુખ છે.

'સીંચેલાં નીર'માં તમે, મારી નજરે વિચિત્ર અંત લાવ્યા છો. યશોધરા અને ગૌતમ હવે તો પછી ભળે અને ભળે તો છૂટાં પણ પડે, પરંતુ તમે પાડો છો તેવી રીતે શા સારૂ પડે! લઢી ઝઘડીને પડે તે વધારે સ્વાભાવિક છે. એમ કોઈ પોથીમાંનાં રીંગણાં જેવી ભાવનાથી છૂટાં પડતાં જ નથી. એ કંઈ એવા જ્ઞાની આત્માઓ નહોતા. અને જ્ઞાની આત્માઓ તો સદા છૂટા જ હોય છે. એ બધું મને સમજાતું નથી. પરંતુ તમારી વાત કહેવાની રીત મને જરૂર ગમી છે. યુવાનીની મનોદશા મારાથી ના સમજાય તે જુદી હકીકત છે.

'તરસી આંખો' પણ યુવાનીના તરંગની કથા છે. વિદુર અને કરુ આ રીતે છૂટાં પડયાં. સંજોગોએ છૂટાં પાડયાં તે સારૂં થયું. નીકર કદાચ વધારે કરુણતાથી છૂટાં પડવું પડત. ટ્રેન ઉપડી ગયા પછી ત્રણ ચાર કલાક સુધી કરુણ રસ ચાલ્યો હશે પછી વિદુરે પોતાને ઘેર ભાજી ખાધી હશે અને કરુએ ટ્રેનમાં ભાથું ખાધું હશે. તમે આ વાર્તા લખીને એમના યૌવનસુલભ કરુણ રસને જો પૂર્ણવિરામ ના આપ્યું હોત તો ટ્રેનમાં એની દષ્ટિએ કોઈ બીજો યુવાન પડયો હોત અને તેની લતમાં તેણે વધારે ખાધું હોત અને વિદુર વિદુરને ઘેર રહ્યો હોત અને વાર્તા એવી તો કદાચ જામત કે વાચકને થાત કે આ વાર્તા મોપાસાંએ જ લખી હશે. વાંક તમારો જરા પણ નથી કેમકે આપણે ત્યાં દરેક રંગ પ્રણાલિકા પ્રમાણે જ છાંટવામાં આવે છે. કરુણ એટલે વિયોગ જ, સંયોગ નહિ જ, એવી આપણી પરાપૂર્વની માન્યતાઓ જ કારણભૂત છે.

તમારી વાર્તાઓ રસથી ભરેલી છે અને તમે વિવેચકોના જરા પણ ડર વગર ઉત્તરોત્તર આથી પણ વધારે સારી કૃતિઓ આપ્યા કરો કે જેથી વાર્તા-ભૂખ્યા આ યુગને એનું ભાથું મળ્યા કરે. તમારા આ સર્જનમાં લાવણ્ય છે, સુકોમળ ભાવો છે અને સહૃદયતા પણ છે એટલું જરૂર સ્વીકારવું પડશે.

લિ. યશોધર મહેતાના આશીર્વાદ.

*

ગુરુ નાનકદેવે મક્કાની જાત્રા કરી હતી. એક દિવસ તેઓ મક્કામાં એક સ્થાન પર લેટી રહ્યા હતા. તેમના પગ કાબાની તરફ હતા. એટલામાં એક મુલ્લા આવ્યા ને બહુ જ ગુસ્સે થઇ ગરજી ઊઠયા: 'અલ્લાહની તરફ પગ કેમ ફેલાવી રાખ્યા છે?' ગુરુ નાનકે કહ્યું. 'ભાઈ જ્યાં અલ્લા ન હોય ત્યાં મારા પગને ફેરવી નાખો, શા માટે ગુસ્સે થાઓ છો?' મુલ્લાં શું કહે? અલ્લાહ પરમાત્મા તો બધી દિશામાં છે.



અનવર આગેવાન

# લોકજીવન અને લોકગીત

લોકગીત અને લોકજીવનના નમ્ર અભ્યાસી તરીકે જાણીતા લેખક અહીં એ માટેનો જે સચોટ દલીલો સાથેનો પક્ષ કરે છે તે દરેકને માટે વિચારણીય પણ છે જઃ લોકજીવન અત્યારે સાવ અભોટયું બની રહ્યું છે ત્યારે તો ખાસ...

જન્મથી માંડી મરણ સુધી સમગ્ર લોકજીવન કાવ્યરસથી તરબોળ છે. જીવનના પ્રત્યેક પ્રસંગોને એમણે વિવિધ રંગ ને રસથી ઝબોળ્યાં છે. સંગીતની સુરાવટમાં ગૂંથ્યા છે. નૃત્ય–નાદમાં લડાવ્યા છે. કવિતા પ્રત્યેનો એનો રસપ્રેમ એમની નસેનસમાં ઉછળે છે. કોઈ ગામનો ગોંદરો સીમ કે વડલો એવો નહીં હોય કે જ્યાં ગીતના ઝંકાર ન જાગ્યા હોય! કોઈ વગડો, વેરણ વાટ, ઘાટ કે કોઈ નદીનો તટ એવો નહીં મળે કે જ્યાં ગીતોના મદીલા સ્વરો ન ગહેક્યા હોય! તેમ કોઈ એવું ગળું નહીં મળે કે જેમાંથી કદી ગીત ન ગૂંજ્યું હોય!

વારતહેવાર–ઉત્સવનાં ટાણાં તો સંગીત–પ્રધાન રહ્યાં છે, એટલું જ નહીં પણ પ્રત્યેક પરિશ્રમ અને ઘરકાજ સાથે સંગીતના ઉલ્લાસિત સ્વરો વહ્યા છે. વાટે વિચરતા વટેમાર્ગુ, ટીપ્પણી ટીપતાં મજૂર, હળ કે કોસ હાંકતા ખેડૂત, પાણી વાળતો પાણીગરો, લણણી કરતી લલના, ગોરસડાં વલોવતી કે વાસીદાં વાળતી વહૂવારૂ સહૂ કોઈએ આ ગીતોની રસધારમાં ઝબોળાઈને પોતાના અંગનો થાક હળવો કર્યો છે, એમાંથી સ્ફૂર્તિ મેળવી છે. આનંદ માણ્યો છે.

પુરુષો કરતાં સ્ત્રીઓએ પોતાના દરેક કામકાજમાં ગીતોની સહાયતા વધુ પ્રમાણમાં લીધી છે. સર્જનમાં પણ સ્ત્રીઓનો હિસ્સો નાનો સુનો નથી. બાળકને સંસ્કારનું પાન કરાવતા ગર્ભથી માંડીને મરણ સુધીની દરેક સંસ્કારવિધિનાં વિવિધ પ્રસંગોચિત ગીતો એણે ગાયા છે, એ રીતે લોકગીતોમાં સ્ત્રીઓનો ફાળો સવિશેષ છે. સંસ્કૃતિના વિકાસ સાથે સ્વાભાવિકતાની સીમા ઘટતી જાય છે. સંસ્કૃતિનો સંબંધ મસ્તિષ્ક સાથે છે, અને સ્વાભાવિકતાનો સંબંધ સીધો હૃદય સાથે. આમ આ બંને વચ્ચેનું અંતર પણ સંસ્કૃતિના ક્રમશઃ વિકાસ સાથે વેગળું થતું–લંબાતું ગયું. હૃદય હમેશાં સ્વાભાવિકતામાં માનનારું છે. એ કદી દંભ–ડોળમાં ડોળાતું નથી. બુદ્ધિ એથી અવળી દિશા ગ્રહણ કરે છે. આ પ્રભાવ કવિતા પર પણ પડ્યો છે. જ્યાં બુદ્ધિનો વિકાસ થયો ત્યાં કવિતાનાં આદર્શવાદ અધિક અને સ્વાભાવિકતા ઓછી થવા લાગી. આમ નાગરિક અને ગ્રામ્યકવિત વચ્ચે અંતર પડી ગયું. આજની નાગરિક કવિતામાં ચમત્કૃતિનો મોહ, શબ્દાડંબરો, ક્લિષ્ટ અભિવ્યક્તિ ઝાઝે અંશે જોવા મળે છે, ત્યારે ગ્રામ્યકવિતામાં ચમત્કૃતિનો ન તો કોઈ મોહ છે કે ન તો શબ્દાડંબરો. કેવળ હૈયે ઊગ્યું તે હોઠે ગૂંજ્યું. કોઈ જાતની કવિ તરીકેની નામના, કે અન્ય અપેક્ષા વગર. એ પણ સહજભાવે સાદા સીધા ને ને સરળ શબ્દોમાં.

સભ્ય સમાજની કવિતા પણ સભ્ય બની ગઈ છે. પીંગળ, વ્યાકરણ, અલંકાર, ચમત્કૃતિ વગેરે આભૂષણોથી એ કવિતાનું કલેવર મઢાયું છે, અને એ રીતે બંધનો સ્વીકાર્યાં છે. એટલે આજની કવિતાનું બાહ્ય અંગ જેટલું નમણું, વૈવિધ્યસભર લાગે છે તેટલું ભીતર ભાવની ઊણપે અડવું દીસે છે. જ્યારે અસભ્ય, અશિક્ષિત જનોની જબાન પર એ અસલી સ્વરૂપે જ નિવાસ કરે છે. એની કવિતાદેવીને અલંકારના ઠઠારાથી કોઈને આંજવાનો કે કીર્તિ મેળવવાનો મોહ નથી. એ મોહ નથી રાખ્યો એટલે જ એ પીંગળશાસ્ત્રનાં બંધનોથી મન ફાવે તેમ વિહરી શકે છે.

ખરેખર, સમયનું પરિવર્તન આજે આપણાં લોકગીતો માટે ઘાતક બન્યું છે, એ શું ઓછા દુઃખની વાત છે? પશ્ચિમસંસ્કૃતિએ ઊભી કરેલી નવી હવામાં આ ગીતો ગુંગળાઈ રહ્યાં છે. એ ઝેરી હવામાં ગુંગળાઈ–અકળાઈને નષ્ટ થઈ રહ્યાં છે. સવેળા એને બચાવી લેવાં જોઈએ. સાહિત્ય ઈમારતના પાયા રૂપ છે. દેશની સાંસ્કૃતિક સંપત્તિ છે.







શાન્તિ શાહ

## રાતાં ફૂલડાંની ફોરમ

રશિયાથી તાજા જ પાછા ફરેલા ભાઈ શ્રી શાંતિ શાહ સુરેન્દ્રનગર (સૌરાષ્ટ્ર)ના ઉત્સાહી યુવાન છે રશિયાની પાંચેક અઠવાડિયાંની સફરમાં નજરે નિહાળેલી આવી સીધી સાદી વતો હવે પછી ઊર્મિમાં આવશે......

મોસ્કોની શેરીમાં અમે કેટલાક મિત્રો ફરવા નીકળ્યા એક જગ્યાએથી પસાર થતા હતા ત્યા શેરીના એક ખૂણામાં, ઉદ્વેગ અને ગભરાટમા, એક વૃદ્ધાને જોઈ. રસ્તે જતા લોકો એકઠા થઈ ગયા અને પૂછ્યું: 'માજી કેમ, શું વાત છે?' સવાલ સાંભળી મહામહેનતે રોકી રાખેલાં આંસુ ખરી પડયાં અને ડુસકાં ભરતા કહ્યું: 'હું લેનીનગ્રાડથી આવું છુ. આજે રાત્રે મારે લેનીનગ્રાડ જવું છે. મારું પાકીટ ભૂલથી ક્યાંક રહી ગયું છે. અગર મૂકાઈ ગયું છે. હું કઈ રીતે લેનીનગ્રાડ પહોંચીશ!'

એટલુ એ બોલ્યાં ન બોલ્યાં ત્યાં તો ટોળાના માણસો લાઈનબંધ ગોઠવાઈ ગયા. અમે વિચાર કરતા હતા કે શું થયું?—વૃદ્ધાને રૂબલ આપવા લોકો લાઈનબંધ 'ક્યુ'માં ગોઠવાઈ ગયા!

કરુણા, વાત્સલ્ય અને માનવતાનું એ અપૂર્વ પ્રતિબિંબ હતું.

*

કીવમાં એક ટેક્ષી ડ્રાઇવરે અમને પૂછ્યું. 'હિંદથી આવો છો?' અમે કહ્યું: 'હા.' એણે કહ્યું: 'તમારો દેશ ભાગ્યશાળી છે કે જવાહરલાલ નેહરુ જેવા નેતા તમને મળ્યા છે. આજે આખી દુનિયાની શાંતિપ્રિય પ્રજા એ મહાનુભાવ તરફ મીટ માંડીને બેઠી છે દુનિયાની શાંતિવાંચ્છુ પ્રજાની એ જ એક માત્ર આશા છે.' એ બોલતા હતા અને અમારી છાતી ગજ ગજ ફૂલતી હતી. પરદેશમાં હિંદનું ગૌરવ કેવું છે તેના ખ્યાલથી અમે સૌએ ગર્વ અનુભવ્યો.

★

કેતુ પટેલ

## આઘેથી મ્હારો વ્હાલોજી આંજે

આઘેથી મ્હારો વ્હાલોજી આંજે, આંખમાં એવો તડકો
ચખમાં મૂકે ચિનગારી ને, ભીતર જાગે ભડકો.
નચવે નેહલ નયણાં નટવર
પધારે પ્રાણની પાસે
હાથ ઝાલી ઘડી, મૂકી દે હરિવર
દૂર સુદૂર પછી નાસે.
સૂનાં રે મારાં સ્નેહમંદિર ને સૂની સૂની એની સડકો....આઘેથી૦
ઝોલે ચડે મારી હૈયાની ડાળો
ને વ્હાલામાં વ્હાલો આવે
અદીઠડો અડકે આતમ રે કાલો
સુદૂરથી ચૂમી જાયે
એને શું હેત હીરાકણી, કાપે કાળજનો કડકો....આઘેથી૦

★



# ગ્રંથસમીક્ષા



## સ્મૃતિસંવેદન

[ લે૦ ચાંપશી ઉદ્દેશી, પ્રકા૦ લેખક પોતે, નવચેતન કાર્યાલય, નારાયણનગર, અમદાવાદ ૭; મૂલ્ય, ચાર રૂપિયા ]

આ પુસ્તક નવચેતનના તંત્રી શ્રી. ચાંપશી ઉદ્દેશી 'નવચેતન'માં ૧૯૫૨ના એપ્રિલથી ૧૯૫૪ના ઓગસ્ટ સુધી હપ્તે હપ્તે પ્રગટ કરેલી એમની પોતાના વીતેલા જીવનની સ્મૃતિ-કથાનો ગ્રંથાકાર છે. પોતાનામાં કોઇ અસામાન્ય મહત્તા કે વિશિષ્ટતા હોવાનો દાવો ન કરતા વિનમ્ર સાહિત્યપ્રેમી શ્રી. ઉદ્દેશીએ પહેલા પ્રકરણમાં કહ્યું છે તેમ, સંસારની એક સામાન્ય વ્યક્તિ તરીકે પોતાના સુખદુઃખની સ્મૃતિ અને તેનો સાર પ્રથમ 'નવચેતન'ના અને હવે ગુજરાતના વાચકો આગળ આ સ્મૃતિકથામાં ધરી દીધો છે. એમાં એમના બાળપણ, શિક્ષણ, નોકરી, લગ્ન, દ્વિતીય લગ્ન, 'નવચેતન'નું આજ સુધી પોતે ચાલુ રાખેલું સંપાદન, કુટુંબજીવન, લોકજીવન, વગેરે બાબતો વિષે એમના જ સ્વભાવ જેવી સરલ અને ઋજુ શૈલીમાં બધી આત્મલક્ષી માહિતી એમણે રજૂ કરી છે. પુસ્તકમાં સાહિત્યરસિકોને આકર્ષક લાગે એવો ભાગ 'નવચેતન'ની ઇતિહાસકથાનો તેમજ કર્તાના સાહિત્યસર્જન અને રંગભૂમિનાં સંસ્મરણોનો છે. પોતાની વાત સંકોચ વિના છતાં પૂરી નમ્રતાથી કરનાર કર્તાની પોતાના ઉપકર્તાઓ પ્રત્યેની કૃતજ્ઞ બુદ્ધિ, એમનો સાહિત્ય-શોખ અને તેણે પ્રેરેલી દૃઢ 'નવચેતન'-નિષ્ઠા એમનો નાટકો ભજવવાનો, જોવાનો અને લખવાનો શોખ, એમના અંતરની મૃદુતા અને સ્વભાવનું મીઠું સૌજન્ય, એમના કારુણ્યની છાયાવાળા પતિ અને પિતા તરીકેનું કુટુંબજીવન, અન્ય માનવીઓથી થયેલા કોઈ કોઈ કડવા અનુભવના બયાન વેળાનું સ્પષ્ટવક્તૃત્વ આ સૌ આ પુસ્તકમાં કર્તાના મધુર વ્યક્તિત્વનું દર્શન કરાવે છે. કર્તાએ પોતાની જાતથી અળગા થઈ પોતાનાં સ્વભાવ, ટેવો, આદિનું જે પૃથક્કરણ છેલ્લા પ્રકરણમાં કર્યું છે તેમાં સૂક્ષ્મ આત્મપ્રેમ કોઈએ જોવાની જરૂર નથી. પોતાની જાણ મુજબ પોતાની જાતને એ જેવી છે તેવી રજૂ કરવાનો જ આશય એમાં જોવો જોઈએ.

## અખાના છપ્પા

[ સં. ઉમાશંકર જોષી; પ્ર. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, ગાંધીમાર્ગ, અમદાવાદ; મૂલ્ય, ત્રણ રૂપિયા. ]

અખો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યનો પ્રાણવંતો કવિ છે. એની નાનીમોટી કાવ્યરચનાઓમાંથી જેમાં એનું વેદાંતનિરૂપણ, લોકોની અબુદ્ધિ ને કર્મજડતા સામેનો એનો પુણ્યપ્રકોપ, એનાં મર્મવેધક દૃષ્ટાંતો કટાક્ષો ને ઉપમાઓ, અને એની આખાબોલી ઓજસ્વતી વાણી જેવી એની બધી જ લાક્ષણિકતાઓ એક સ્થાને દેખાય છે એ રચના છે એના ' છપ્પા, ' જે વસ્તુતઃ ચોપાઈઓ છે. એનું પ્રકાશન અત્યાર સુધીમાં પાંચેક વાર થયું છે પણ ઉપલબ્ધ આઠ હસ્તપ્રતોને આધારે શ્રમપૂર્વક તૈયાર કરવામાં આવેલી એની શાસ્ત્રીય વાચના તો પહેલી વાર આ પુસ્તક જ રજૂ કરે છે. એના શ્રમસાધ્ય અને દૃષ્ટિવંત સંપાદનનો યશ અખાના વિશિષ્ટ અભ્યાસી શ્રી ઉમાશંકર જોષીને જાય છે. ગુજરાત વિદ્યાસભાની ૬૫૭ છપ્પા પછી અધૂરી રહેલી હસ્તપ્રત નં. ૫૮૨ને ભૂમિકા તરીકે સ્વીકારી બાકીની સાત હસ્તપ્રતોમાંથી મળતા





# રામતીર્થ બ્રાહ્મી તેલ



(સ્પેશ્યલ નં. ૧)

(રજીસ્ટર્ડ): આયુર્વેદિક દવા

## પ્રખ્યાત ડૉક્ટરો, વૈદ્યો, પ્રોફેસરો તથા સ્ત્રી-પુરુષો આ તેલની પ્રશંસા કરતાં થાકતાં નથી કારણ કે—

## તે અનેક ફાયદાઓની ખાત્રી આપે છે

* તેનાથી જ્ઞાનતંતુ અને ક્રિયાતંતુ બળવાન બને છે. * માથાનો દુખાવો મટે છે. * દૃષ્ટિ વધે છે. * યાદદાસ્તશક્તિ વધે છે * આંખમાં આંજવાથી આંખના અનેક દરદો દૂર થાય છે * વાળ કાળા અને તેજસ્વી બને છે * ટાલ ઉપર વાળ ઊગે છે * ખોડો દૂર થાય છે. * ગાઢ નિંદ્રા લાવે છે શરીરે દરરોજ ચોળવાથી ચામડીના અનેક રોગો દૂર થાય છે. શરીર પુષ્ટ બને છે. * ખરી પડતા વાળ અટકે છે અને વધે છે * કાનમાં નાખવાથી કાનની અનેક ફરિયાદો દૂર થાય છે. * લીખ અને જૂ દૂર થાય છે.

## મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ



**સૂચના:**

દરેક ઋતુમાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકો માટે રામતીર્થ બ્રાહ્મી તેલ અનુકૂળ છે. ખાત્રી માટે તમારા કેમીસ્ટ કે દુકાનદાર પાસે આ તેલની જ માગણી કરો બધી જગ્યાએ મળી શકે છે.

કિંમત

મોટી બાટલીના રૂ. ૩-૮-૦
નાની બાટલીના રૂ. ૨-૦-૦

સ્થાનિક ટેક્સ અલગ

'આસન ચિત્રપટ' વેચાતું મળશે રૂા ૧-૧૨-૦ મનીઑર્ડરથી મોકલો.

**ખાસ સૂચના:**

એકેક બાટલી ટપાલથી મંગાવનારને
મોટી બાટલીના રૂા ૫-૧૩-૦
નાની બાટલીના રૂા. ૩-૧૩-૦
(બાટલીની કિંમત + ૧-૧૪-૦ પોસ્ટેજ + ૦-૭-૦ પેકીંગ)

મનીઑર્ડરથી પૈસા મોકલવા.
વી. પી. થી મોકલીશું નહિ

આસન ચિકિત્સા (હિંદીમાં) સચિત્ર પુસ્તક ખરીદો. પોસ્ટેજ સહિત કિં. રૂા. ૫-૦-૦



ફોન: ૬૨૮૯૯ :: તાર: 'PRANAYAM'

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

દાદર (સેંટ્રલ રેલ્વે) મુંબઈ ૧૪

તા. ક.: શ્રી રામતીર્થ યોગાશ્રમમાં દરરોજ (રવિવારે બંધ) સવારના ૭॥ થી ૯॥ અને સાંજના ૬ થી ૭॥ શારીરિક અને માનસિક આરોગ્ય તથા આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગ ચાલુ છે.

COTY : RBO

ઈન્ડીયન વીમેન્સ એસોસીએશન,

(જિંજા, પૂ૦ આફ્રિકા)નું ગૃહસંસ્કારનું વાર્ષિક

# નીહોરી

તંત્રીઓ

શાંતાબહેન કાટી

ભાનુમતીબહેન કોટેચા

નિર્મળાબહેન ભટ્ટ

સાહિત્ય અને ગૃહજીવનની સમૃદ્ધિના રસથાળ સમો પ્રથમ અંક આ ૨૬મી જાન્યુઆરીએ પ્રગટ થઇ ચૂકયો છે.

ત્રિરંગી ચિત્રો, સુંદર કાગળ, ૨૫૦ ઉપરાંત પાનાં, સુંદર છપાઈ, ઊડીને આંખે વળગે તેવું પૂઠું.

છૂટક નકલની કિંમત

આઠ શિલીંગ

આપની નકલ માટે લખો:—

ઇન્ડિયન વીમેન્સ એસોશિયેશન,

પો. બો. નં. ૪૪૧,

જીંજા, (યુગાન્ડા—પૂ. આફ્રિકા)


UGANDA
KENYA
JINJA
KAMPALA
LAKE
VICTORIA
NAIROBI
B.
CONGO
MWANZA
MOMBASA
TANGA
TANGANYIKA
DAR-ES-SALAM

અંક ૧૧ : ફેબ્રુ૦ '૫૫
સળંગ અંક : ૨૯૯
સમાજમાં સંસ્કાર અને




'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના': વર્ષ ૧૯
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:–

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ દાજીભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# જ્ઞાનની વાત

જે માત્ર જ્ઞાન આપે છે, તે ખરો જ્ઞાનદાતા નથી. પણ જેને એ જ્ઞાન આપે છે તે, એ જ્ઞાનનો ખોટો ઉપયોગ ન કરે, એની પણ જે સંભાળ રાખી શકે છે, તે જ્ઞાનદાતા છે. બીજા બધા ઉપદેશકો ને ભાષણખોરો છે.

જ્ઞાનનો મૂળ પાયો આ કે તે માણસને એકડે એકથી શરૂ કરાવે. એટલે કે જે તદ્દન સાદામાં સાદા જીવનનો મહિમા સ્થાપે સાદાઈ જ્ઞાનને વાંઝિયું થતું બચાવી શકે.

ઘણી વખત વધારેપડતું જ્ઞાન વિતંડાવાદને જન્મ આપે છે. વિતંડાવાદ, જુદા જુદા વિભાગો સ્થાપે છે. પછી તો જેમ ઈશ્વરને ઓળખવાં નીકળનારાઓએ, જુદા જુદા રસ્તા સ્થાપ્યા, અને એ રસ્તે જનારા સૌ, પોતે ઈશ્વરને મળવા માટે જાય છે એમ ન માનતાં, પોતાનો આ રસ્તો સાચો છે, અને બીજાનો ખોટો છે, એમ માનવા મંડયા, એવી વાત આ વિભાગોની થાય છે. અને એમાંથી નિરંકુશતા વ્યાપે છે.

માટે ડાહ્યા માણસો કહે છે કે, અતિ જ્ઞાન કે અતિ લોભ કે અતિ ધન કે અતિ સત્તા એ બધાં જ અતિ ભયંકર છે.

કઈ વાતમાં માણસ જાત સરખી છે. એમ જાણવું તે જ્ઞાન છે.

કઈ વાતથી માણુ જાતની વચ્ચે ભેદ પડી શકે તેમ છે, એમ જાણવું તે અજ્ઞાન છે.

જ્ઞાન–અજ્ઞાનની આવી વાત છે






'સર્વોદય કે સામ્યવાદ?'

આ મથાળા હેઠળ એક વિચારપૂર્ણ લેખમાળા ઊર્મિમાં છપાતી હતી ત્યારે એના લેખક વસુબંધુ, ઊર્મિના સંચાલકો અને ગુજરાતના વિવેચકોની સ્વતંત્ર દૃષ્ટિ વિષે ઘણાને માન ઉપજ્યું હતું. આ લેખમાળાનું છેલ્લું પ્રકરણ લખાઈ ગયું ત્યારે એમ લાગ્યું કે જાણે સામ્યવાદ વિષે કહેવાનું રહી ગયું ને સર્વોદય–સામ્યવાદની તુલના થવી પણ રહી ગઈ. અને અંતે આ દેશના રાજકીય ભાવિ તથા હિંદુ-સંસ્કૃતિ વિષે નિરાશા જાહેર કરવામાં આવી ત્યારે આઘાત પણ લાગ્યો.

સર્વોદય વિષે ઝાઝો ઉહાપોહ થયો છે પણ એનું શાસ્ત્ર બનાવવા જેટલી ધૂન કોઈ ફિલસૂફને આવી નથી. કેટલાક જણે એની ભાવના વટાવી સત્તા વટાવી છે, દૃઢ કરી છે. એ ઉતાવળમાં સર્વોદયનું તેજ પ્રકાસ્યું ઓછું ને ઝીલાયું એથી ઓછું.

સામ્યવાદ આ દેશમાં સરકારી ઢબે આવી રહ્યો છે. અને વિના પ્રચારે એનો સ્વીકાર ક્યારેક થઈ જશે તો નવાઈ નથી. જ્ઞાન–વિજ્ઞાન તરફની કૂચ પછી માનવી દુર્બળ બન્યો છે તેને કુદરત જાણે શ્રમ તરફ ધકેલી રહી છે. માનવીએ વ્યક્તિનું વિચાર્યું છે—સુધાર્યું છે. હવે કુદરત તેને સંઘની દૃષ્ટિ આપી બીજાનો ખ્યાલ કરવાની નવી માનવતા શીખવી રહી છે.

આમ સર્વોદયની ભાવનાશુદ્ધિ હોવા છતાં એ વ્યક્તિનો ધર્મ રહેવાથી અને એના અનુસરનારાઓના સીધા દોહથી મૂળ પકડતો નથી. દેખીતુ છે કે એને વિદાય લેવાની ને સામ્યવાદ પેસવાનો. ત્યારે હિંદુ સંસ્કૃતિનું શું?

આ સંસ્કૃતિનું ધ્યેય આત્મદર્શન એનું સાધન ત્યાગ કે ભક્તિદ્વારા સમર્પણ. દરેક વ્યક્તિ પોતાનું સુધારે, અંતર્મુખ બને એ એની વ્યવસ્થા: દેશના એક છેડાથી બીજા છેડા સુધી સ્વીકારાયેલી આ વાત છે. પરદેશી સત્તા અને બહારની સંસ્કૃતિઓના હુમલા થયા છતાં એ વાત ટકી છે.

દુઃખ થાય છે કે ભવ્ય સિદ્ધાંતો મેળવ્યા છતાં એનાં ફળ આપણે હમણાં જોતાં નથી. આરોગ્ય, જ્ઞાન, કાવ્ય, શિલ્પ, પ્રતિભા એ બધામાં જાણે આપણે ખૂબ પાછળ રહી ગયા છીએ. થોડાંક ઊંચાં શિખરો ઊગ્યાં છતાંયે પ્રજા સુરત વહેમી રોગી અપ્રમાણિક બની છે. સંપ દેખાતો નથી, શક્તિ આવતી નથી.

જેમને આવું વર્તમાનદર્શન મેળવી અસંતોષ લેવો છે તેમને માટે ઘણો અવકાશ છે. દેશમાં ઠેરઠેર ભંગાર પડેલો છે. પણ તે સિવાય આ દેશમાં બીજું ખપ લાગે એવું, અંકાય ને પંકાય એવું, સાફ કરીને ચમકાવાય એવું, ગૌરવ ને આશા બંને સાંપડે એવું નથી શું? હિંદુ સંસ્કૃતિ પડી કચડાઈ ઘુંદાઈ શોષાઈ તો યે એનો અવાજ ડૂલ થતો નથી, ક્ષીણ બન્યો છે પણ એ જીવે છે એમ કોઈ નથી કહેતું.

નવી જગત સંસ્કૃતિ આવી રહી છે ત્યારે સહુનું શ્રેષ્ઠ એમાં સમાયેલું હશે એમ આપણે ઇચ્છીએ છીએ. અને ત્યાં હિંદુ સંસ્કૃતિ પ્રધાનપણે હશે એમ માન્યા વિના રહેવાતું નથી. નવી માનવતા ઊગે છે એમાં વ્યક્તિ ઉપર વધારે વજન હશે, ત્યાગની



વધારે જરૂર સ્વીકારાશે, શ્રમણોનો વધારે આદર હશે, બીજાની સેવા બદલ વધારે આનંદ હશે. બુદ્ધનો ખ્રીસ્તનો ગાંધીનો એ માર્ગ ચાલ્યો આવે છે, ચાલ્યા કરશે, ને નવી ક્ષિતિજો બતાવ્યે જશે. આ દેશમાં ઐક્ય નથી, આ રાષ્ટ્ર નથી, અહીં રાષ્ટ્રિય ચારિત્ર્ય નથી એવું જે કહે છે તે આ દેશને ઓળખતા નથી. ઇતિહાસના સાગરમાંથી ખારાશ લેવી હશે તો તે મળશે અને મોતી શોધવાં હશે તો તે પણ મળશે. બીજા દેશના ગુણો અહીં નથી તેનું દુઃખ નથી કરવું. એ એમની લાક્ષણિકતા તો આપણી જુદી. સંઘનું ઐક્ય નથી તો આત્માને ઓળખનારાઓ ઉપર આપણી પ્રીતિ છે. એમના એક સુખને લોક છોડી કરીને ચાલ્યા જાય છે. ઘેરઘેર જ્ઞાની સાધુઓ ભિક્ષાનું પાત્ર લઈ હજુયે ફરે છે, પગ વાળીને બેસતા નથી. એ બધા શું સંસારમાં અમી નથી સીંચતા, પરમચેતના ઉપરની શ્રદ્ધા જીવંત રાખતા નથી?

તો બસ. આ દેશમાં સામ્યવાદ પણ સમાઈ જશે. સંઘચેતના ભલે ઊતરી આવતી; વ્યક્તિઓનો વિકાસ એથી રદ થવાનો નથી, એની જરૂર તો રહેવાની જ છે. 'હજુ સમૃદ્ધિ મળી નથી ભોગ ભોગવ્યા નથી ત્યાં ત્યાગ હોય નહિ' એવું ના કહેશો. સમર્પણવાળાઓ દેશ અને આ સંસ્કૃતિ ઉપર નિરાશ ના થશો.

'સર્વોદય કે સામ્યવાદ'ની આ લેખમાળામાં ઘણી અગત્યની પરંપરાઓની સરસ છણાવટ થઈ છે. પણ એમાં વધારે આધાર ઇતિહાસના પ્રસંગોનો લેવાયો છે. આપણે ઇચ્છીએ કે પ્રસંગોની અંદર રહેલો સર્જનના હેતુ અને વિકાસનો અદૃશ્ય દોર પકડી લઈ કોઈ આ મણકાઓ ફરીથી ગોઠવી આપે તો આપણી માળા જતન કરવા જેવી જણાશે.

### કોંગ્રેસનું બિચારું પ્રમુખપદ

કોંગ્રેસના પ્રમુખપદે ઢેબરની ચૂંટણી થઈ અને તે પણ સર્વાનુમતે તેથી ગુજરાતે હરખ કર્યો. ગાંધી વિચારસરણીને વળગી રહે, સર્વોદયવાળા સેવકોનો વિશ્વાસ ધરાવે, ભૂદાનમાં શ્રદ્ધા રાખે અને તે ઉપરાંત ધારાસભાઓના કામકાજમાં પણ ખૂંપી શકે એવા ઘણા ગુણ ધરાવતી વ્યક્તિ ગુજરાત પૂરી પાડી શકે એ જેવી તેવી બાબત નથી.

લડતના દિવસોમાં ગાંધીજીનો પ્રભાવ હતો તેથી કોંગ્રેસનું પ્રમુખપદ સર્વાનુમતે અપાતું, ચૂંટણી થતી પણ વિધિ જાળવવા. આ પદથી મોટું વજન મળતું પણ એ પદની જવાબદારીઓ ક્યારનીય ઘસાઈ ગઈ હતી. અને જ્યારે સ્વરાજ્ય આવી ગયું ત્યારે આખી કોંગ્રેસે ધ્યેય હાંસલ કર્યાનો સંતોષ મેળવી લીધો, અને પ્રમુખનું માન વધારે ઊતરી ગયું. ફરીથી એ માન ત્યારે જ ત્યાં જાય જ્યારે કોઈ પ્રભાવશાળી વ્યક્તિ તે સ્થાન લે.

ઘણી જવાબદારીઓના બોજા તળે આવેલ આપણા સમર્થ આગેવાનો હમણાં આ પદ તરફ જોતા નથી, ભૂલથી કોઈ એમને આગ્રહ કરે તો ચિડાઈને દૂર ખસે છે. સભાપતિ તરીકે દરેક સંમેલનમાં વારાફરતી જુદા માણસો નીમાય તો પણ કામ ચાલે એવું છે. પછી એ પ્રમુખપદ લેવા કોણ તૈયાર થાય?

જેના પ્રમુપદ માટે આટલો બધો ઉત્સાહ ઓસરી ગયો હોય એ સંસ્થાનું ખોખું જાળવી રાખવા પાછળ શો હેતુ હોઈ શકે તે વાત સામાન્ય માણસને કોઈ સમજાવે તો સારું.

### કોંગ્રેસની સિદ્ધિઓ શી રીતે?

કહે છે કે કોંગ્રેસ જ એવી એક સંસ્થા છે જે પોતાની ભૂલો કબુલ કરી સુધારવાનો પ્રયત્ન કરે છે. બહુ જ સરસ વાત છે. પણ આટલું કહીને ખુશ થવા જઈશું કે પછી કયાં પગલાં ભરવાથી કોંગ્રેસના આદર્શો (ભલે બદલાતા હોય) કાર્યકરોમાં દીપી ઊઠે તેનો પણ વિચાર થશે? સામાન્ય કાર્યકરને મોટા હોદ્દાની ભૂખ છે અને ઘણાની ભૂખ ના સંતોષી શકાય એમ કહેવાને બદલે મોટા હોદ્દાઓનાં આક-








## 'સર્વોદય કે સામ્યવાદ?'

આ મથાળા હેઠળ એક વિચારપૂર્ણ લેખમાળા ઊર્મિમાં છપાતી હતી ત્યારે એના લેખક વસુબંધુ, ઊર્મિના સંચાલકો અને ગુજરાતના વિવેચકોની સ્વતંત્ર દૃષ્ટિ વિષે ઘણાને માન ઉપજ્યું હતું. આ લેખમાળાનું છેલ્લું પ્રકરણ લખાઈ ગયું ત્યારે એમ લાગ્યું કે જાણે સામ્યવાદ વિષે કહેવાનું રહી ગયું ને સર્વોદય-સામ્યવાદની તુલના થવી પણ રહી ગઈ. અને અંતે આ દેશના રાજકીય ભાવિ તથા હિંદુ-સંસ્કૃતિ વિષે નિરાશા જાહેર કરવામાં આવી ત્યારે આઘાત પણ લાગ્યો.

સર્વોદય વિષે ઝાઝો ઉહાપોહ થયો છે પણ એનું શાસ્ત્ર બનાવવા જેટલી ધૂન કોઈ ફિલસૂફને આવી નથી. કેટલાક જણે એની ભાવના વટાવી સત્તા વટાવી છે, દૃઢ કરી છે. એ ઉતાવળમાં સર્વોદયનું તેજ પ્રકાશ્યું ઓછું ને ઝીલાયું એથી ઓછું.

સામ્યવાદ આ દેશમાં સરકારી ઢબે આવી રહ્યો છે. અને વિના પ્રચારે એનો સ્વીકાર ક્યારેક થઈ જશે તો નવાઈ નથી. જ્ઞાન-વિજ્ઞાન તરફની કૂચ પછી માનવી દુર્બળ બન્યો છે તેને કુદરત જાણે શ્રમ તરફ ધકેલી રહી છે. માનવીએ વ્યક્તિનું વિચાર્યું છે—સુધાર્યું છે. હવે કુદરત તેને સંઘની દૃષ્ટિ આપી બીજાનો ખ્યાલ કરવાની નવી માનવતા શીખવી રહી છે.

આમ સર્વોદયની ભાવનાશુદ્ધિ હોવા છતાં એ વ્યક્તિનો ધર્મ રહેવાથી અને એના અનુસરનારાઓના સીધા દ્રોહથી મૂળ પકડતો નથી. દેખીતું છે કે એને વિદાય લેવાની ને સામ્યવાદ પેસવાનો. 'ત્યારે હિંદુ સંસ્કૃતિનું શું?

આ સંસ્કૃતિનું ધ્યેય આત્મદર્શન એનું સાધન ત્યાગ કે ભક્તિદ્વારા સમર્પણ. દરેક વ્યક્તિ પોતાનું સુધારે, અંતર્મુખ બને એ એની વ્યવસ્થા: દેશના એક છેડાથી બીજા છેડા સુધી સ્વીકારાયેલી આ વાત છે. પરદેશી સત્તા અને બહારની સંસ્કૃતિઓના હુમલા થયા છતાં એ વાત ટકી છે.

દુઃખ થાય છે કે ભવ્ય સિદ્ધાંતો મેળવ્યા છતાં એના ફળ આપણે હમણાં જોતાં નથી. આરોગ્ય, જ્ઞાન, કાવ્ય, શિલ્પ, પ્રતિભા એ બધામાં જાણે આપણે ખૂબ પાછળ રહી ગયા છીએ. થોડાંક ઊંચાં શિખરો ઊગ્યાં છતાંયે પ્રજા સુરત વહેમી રોગી અપ્રમાણિક બની છે. સંપ દેખાતો નથી, શક્તિ આવતી નથી.

જેમને આવું વર્તમાનદર્શન મેળવી અસંતોષ લેવો છે તેમને માટે ઘણો અવકાશ છે. દેશમાં ઠેરઠેર ભંગાર પડેલો છે. પણ તે સિવાય આ દેશમાં બીજું ખપ લાગે એવું, અંકાય ને પંકાય એવું, સાફ કરીને ચમકાવાય એવું, ગૌરવ ને આશા બંને સાંપડે એવું નથી શું? હિંદુ સંસ્કૃતિ પડી કચડાઈ ખુંદાઈ શોષાઈ તો યે એનો અવાજ ડૂલ થતો નથી, ક્ષીણ બન્યો છે પણ એ ભૂંસાઈ છે એમ કોઈ નથી કહેતું.

નવી જગત સંસ્કૃતિ આવી રહી છે ત્યારે સહુનું શ્રેય એમાં સમાયેલું હશે એમ આપણે ઇચ્છીએ છીએ. અને જ્યાં હિંદુ સંસ્કૃતિ પ્રધાનપણે હશે એમ માન્યા વિના રહેવાતું નથી. નવી માનવતા ઊગે છે એમાં વ્યક્તિ ઉપર વધારે વજન હશે, ત્યાગની





વધારે જરૂર સ્વીકારાશે, શ્રમણોનો વધારે આદર હશે, બીજાની સેવા બદલ વધારે આનંદ હશે. બુદ્ધનો ખ્રીસ્તનો ગાંધીનો એ માર્ગ ચાલ્યો આવે છે, ચાલ્યા કરશે, તે નવી ક્ષિતિજો બતાવ્યે જશે. આ દેશમાં ઐક્ય નથી, આ રાષ્ટ્ર નથી, અહીં રાષ્ટ્રિય ચારિત્ર્ય નથી એવું જે કહે છે તે આ દેશને ઓળખતા નથી. ઇતિહાસના સાગરમાંથી ખારાશ લેવી હશે તો તે મળશે અને મોતી શોધવાં હશે તો તે પણ મળશે. બીજા દેશના ગુણો અહીં નથી તેનું દુઃખ નથી કરવું. એ એમની લાક્ષણિકતા તો આપણી જુદી. સંઘનું ઐક્ય નથી તો આત્માને ઓળખનારાઓ ઉપર આપણી પ્રીતિ છે. એમના એક સુખને લોક છોડી કરીને ચાલ્યા જાય છે. ઘેરઘેર ગ્નાની સાધુઓ ભિક્ષાનું પાત્ર લઈ હજીયે ફરે છે, પગ વાળીને બેસતા નથી. એ બધા શું સંસારમાં અમી નથી સીંચતા, પરમચેતના ઉપરની શ્રદ્ધા જીવંત રાખતા નથી?

તો બસ. આ દેશમાં સામ્યવાદ પણ સમાઈ જશે. સંઘચેતના ભલે ઊતરી આવતી; વ્યક્તિઓનો વિકાસ એથી રદ થવાનો નથી, એની જરૂર તો રહેવાની જ છે. 'હજુ સમૃદ્ધિ મળી નથી ભોગ ભોગવ્યા નથી ત્યાં ત્યાગ હોય નહિ' એવું ના કહેશો. સમર્પણવાળાઓ દેશ અને આ સંસ્કૃતિ ઉપર નિરાશ ના થશો.

'સર્વોદય કે સામ્યવાદ'ની આ લેખમાળામાં ઘણી અગત્યની પરંપરાઓની સરસ છણાવટ થઈ છે. પણ એમાં વધારે આધાર ઇતિહાસના પ્રસંગોનો લેવાયો છે. આપણે ઇચ્છીએ કે પ્રસંગોની અંદર રહેલો સર્જનના હેતુ અને વિકાસનો અદૃશ્ય દોર પકડી લઈ કોઈ આ મણકાઓ ફરીથી ગોઠવી આપે તો આપણી માળા જતન કરવા જેવી જણાશે.

### કોંગ્રેસનું બિચારું પ્રમુખપદ

કોંગ્રેસના પ્રમુખપદે ઢેબરની ચૂંટણી થઈ અને તે પણ સર્વાનુમતે તેથી ગુજરાતે હરખ કર્યો. ગાંધી વિચારસરણીને વળગી રહે, સર્વોદયવાળા સેવકોનો વિશ્વાસ ધરાવે, ભૂદાનમાં શ્રદ્ધા રાખે અને તે ઉપરાંત ધારાસભાઓના કામકાજમાં પણ ખૂંપી શકે એવા ઘણા ગુણ ધરાવતી વ્યક્તિ ગુજરાત પૂરી પાડી શકે એ જેવી તેવી બાબત નથી.

લડતના દિવસોમાં ગાંધીજીનો પ્રભાવ હતો તેથી કોંગ્રેસનું પ્રમુખપદ સર્વાનુમતે અપાતું, ચૂંટણી થતી પણ વિધિ જાળવવા. આ પદથી મોટું વજન મળતું પણ એ પદની જવાબદારીઓ ક્યારનીય ઘસાઈ ગઈ હતી. અને જ્યારે સ્વરાજ્ય આવી ગયું ત્યારે આખી કોંગ્રેસે ધ્યેય હાંસલ કર્યાનો સંતોષ મેળવી લીધો, અને પ્રમુખનું માન વધારે ઊતરી ગયું. ફરીથી એ માન ત્યારે જ ત્યાં જાય જ્યારે કોઈ પ્રભાવશાળી વ્યક્તિ તે સ્થાન લે.

ઘણી જવાબદારીઓના બોજા તળે આવેલ આપણા સમર્થ આગેવાનો હમણાં આ પદ તરફ જોતા નથી, ભૂલથી કોઈ એમને આગ્રહ કરે તો ચિડાઈને દૂર ખસે છે. સભાપતિ તરીકે દરેક સંમેલનમાં વારાફરતી જુદા માણસો નીમાય તો પણ કામ ચાલે એવું છે. પછી એ પ્રમુખપદ લેવા કોણ તૈયાર થાય?

જેના પ્રમુપદ માટે આટલો બધો ઉત્સાહ ઓસરી ગયો હોય એ સંસ્થાનું ખોખું જાળવી રાખવા પાછળ શો હેતુ હોઈ શકે તે વાત સામાન્ય માણસને કોઈ સમજાવે તો સારું.

### કોંગ્રેસની સિદ્ધિઓ શી રીતે?

કહે છે કે કોંગ્રેસ જ એવી એક સંસ્થા છે જે પોતાની ભૂલો કબુલ કરી સુધારવાનો પ્રયત્ન કરે છે. બહુ જ સરસ વાત છે. પણ આટલું કહીને ખુશ થવા જઈશું કે પછી કયાં પગલાં ભરવાથી કોંગ્રેસના આદર્શો (ભલે બદલાતા હોય) કાર્યકરોમાં દીપી ઊઠે તેનો પણ વિચાર થશે? સામાન્ય કાર્યકરને મોટા હોદ્દાની ભૂખ છે અને ઘણાની ભૂખ ના સંતોષી શકાય એમ કહેવાને બદલે મોટા હોદ્દાઓનાં આક-





ખર્ચા ઓછાં કરવામાં આવે તો પણ ભૂખ ભાંગી શકાય છે એ વાત કેમ ભૂલી જવાશે?

કોંગ્રેસીઓએ અમુક વ્રત લીધાં હોય છે એમાં હોદ્દા રૂપી વ્રત પણ ઉમેરવા જેવું છે જિંદગીના પાંચદશ વર્ષથી વધારે વખત એ જંજાળ માથે નહિ રાખું આવું વ્રત સ્વેચ્છાથી સ્વીકારવામા આવે તો સંસ્થામાં ઐક્ય પણ જલદી આવે અને અશુદ્ધિઓ વહેતી નીકળી જાય આમ થાય તો જ રાજકરણી વર્ગ ઊભો થવાની ધાસ્તી ટળે અને સામાન્ય કાર્યકરોને ભાગે વહેંચાતી જવાબદારીઓ પણ આવે હોદ્દા ઉપરથી ઊતર્યા પછી પ્રજા સાથે ભળવામા કોણ કેવી તૈયારી બતાવે છે એ જોવાનુ બહુ રસિક થઈ પડશે

એક ત્રીજો માર્ગ પણ છે કોંગ્રેસના આગેવાનો જેનના અગ્નિમા સ્નાન કરી આવી પોતાની શુદ્ધિ મેળવી લેતા હવે જેલ જવાનું રહ્યું નથી તો શદ્ધિનુ બીજુ તંત્ર ઊભુ કરવુ જ રહ્યું શુ એમને શ્રમયજ્ઞમાં ફરજિયાત મોકલી શકાય? શુ એમને માટે પગવાળા કે મોટર વિના ફરવાના ચોક્કસ દિવસો મુકરર કરી શકાય? કે પછી સેગાંવ સાબરમતીના આશ્રમમાં બહારની મુલાકાતો વિના રાખી ત્યાંના કામકાજ અદા કર્યાના પ્રમાણપત્રો માટેની જોગવાઈ રાખી શકાય? આવુ કંઈક શોધી કાઢવામાં આવે ત્યારે તો કોંગ્રેસની વિશુદ્ધિનો આગ્રહ કરતો ઠરાવ લેખે લાગે

## અધિકારીઓનુ વિચાર સ્વાતંત્ર્ય

કોઈ મોટા માણસ ગુજરી જાય ત્યારે એને વિષે કહેવાય છે કે એ સ્વતંત્ર વિચાર ધરાવતા ભલભલાને સ્પષ્ટ કહી નાખતા કે મતભેદ પડે ત્યારે દબાઈ જતા નહિ આવુ વલણ રાખે તેને માટે આપણે માન ધરાવીએ છીએ

પણ બીજી તરફથી જુદુ જ સંભળાય છે પહેલાંના જેવા સ્વતંત્ર મગજવાળા અધિકારીઓ હવે જાણે જરૂર રહ્યા છે જે હશે તેમના ઉપર પ્રધાનોએ દેશભક્તિનુ દબાણ મૂકી ભોયભેગા કરી નાખ્યા છે કોઈકની ગરદન ના મૂકી તો એને બદલી કરી હદસેની દીધા છે, એનુ રહેઠાણ પડાવી લીધુ છે એની સત્તાઓ કમી કરી નાખી છે એના ઉપર અણગમો ઉતારી એનુ તેજ ઝંખવ્યુ છે

આજે દારૂબંધીની મંદિરપ્રવેશની, શ્રમયજ્ઞની કે સૂત્રયજ્ઞની બોલબાલા હશે તો કાલે લોકોને પડતી વિટંબણાઓ ઓછી કરવા એમની સાથે ભળવા એમની જેમ સાદાઈથી ને મહેનતથી રહેવાનો નાદ પણ ચાલ થશે રાજ્યના અમલદારો આવા બદલાતા અવાજોનો ભાર બહુ ના માને તો સારુ જેટલુ પ્રજાજનો માને-ઝીને એટલુ જ અધિકારીઓ પણ—ઓછુ યે નહિ ને વધારે ય નહિ એવુ ના થાય તો એ અધિકારીઓને વહીવટી કામ કાજમા પક્ષ કરવો પડે તે એક વાત અને હાજી હા વાળુ તંત્ર વહેતુ સડવા માંડે તે બીજી વાત

## વિદ્યાર્થીઓ માટે શિસ્ત-અફસર

નિશાળોમા બગડતી જતી શિસ્ત સામે આપણે ઘણી ફરિયાદો કરી છે શાળાના સંચાલકોએ એની જવાબદારી કુટુંબોની ઉપેક્ષા ઉપર નાખી છે અને કુટુંબો શિક્ષક-શિક્ષિકાઓ સહશિક્ષણ કે સરકાર ઉપર ટીકાઓ કરી ચલાવી લે છે ગેરશિસ્તના ઉગ્ર પ્રકારો કે પરિણામો આપણે હજુ જોયાં નથી પણ આવુ જ ચાલ્યા કરે તો વસમી સ્થિતિ વહેલી આવવાની

દિલ્હી તરફથી ખબર આવી છે કે શાળાઓમા એક બે નિવૃત્ત લશ્કરી અફસરને નીમવામા આવે તો છોકરાઓ ઉપર સારો દાબ રહે છે આપણા શિક્ષકો જે સમાજમાંથી આવે છે તેમા કેવી શિસ્ત છે તે આપણે જાણીએ છીએ એમની ઇચ્છા હોય તો પણ શિસ્ત પળાવવી તે શિક્ષકોના ગજા ઉપરાંતની વાત છે અને તેમાં યે એ શિક્ષકોની પ્રતિષ્ઠા સમાજે ઉતારી પાડી હોય ત્યારે એમને કેવો ઉમંગ રહે! આથી શિસ્ત શીખવનો નિવૃત્ત અમલદાર શાળામા હશે તો ઘણો ફેર પડશે



વિદ્યાર્થીની પ્રગતિ નોંધવા માટે પત્રકો–રજીસ્ટરો રાખવાની પ્રથા ચાલુ છે એમાં શિસ્તનો સમાવેશ કરેલો છે એ ખરેખર નથી. વહેલા આવ્યા બદલ, વર્ગમાં વાત કર્યા બદલ ઓછા ગુણ–માઇનિસ મળે અથવા નિયમીત રહેનારને વીસ ગુણ વત્તા મળે એથી પ્રગતિનું માપ ડહોળાય છે. નાની ચૂકો માટે હળવી સજા હોઈ શકે પણ એથી પ્રગતિની નોંધ ઉપર અસર પડવી ના જોઈએ. શિક્ષકો સજા માટે ઓછાવત્તા ગુણની રીત અજમાવે છે. તે વિદ્યાર્થીઓના માનસને વિના કારણ આઘાત આપે છે, એમને અભ્યાસમાંથી વિમુખ થવા ધકેલે છે. 'વાંચું છું, લેસન કરું છું, આવડે છે તો એ નંબર નીચો જાય છે, તો છો જતો ' આવો ભાવ સીંચાતો હોય તે હવે અટકે તો સારું. શિસ્ત જાળવવાનું કામ આ અફસરને સોંપાયું હશે તો એ એમની પાસે થોડો સમય લઈ, થોડી મહેનત કરાવી એ ઉત્સાહનાં વચન કહી એને ઠેકાણે લાવી આપશે.

આવા શિસ્ત–શિક્ષકોને લીધે શાળાનું નામ વિદ્યાર્થીઓમાં તેમજ કુટુંબોમાં પ્રિય બનશે, શાળાને વિષે માન ઉત્પન્ન થશે. શાળા છોડ્યા પછી યે આ વિદ્યાર્થીઓ એના ગૌરવનાં ગીતો જરૂર ગાશે. આ શિસ્ત—શિક્ષકોના સહવાસે હિંમત, લશ્કરી ખુમારીનો થોડો સ્વાદ, હારજીતની ખેલદિલી જેવા થોડા ગુણો આવે તો ગુજરાતમાં એની ઘણી જરૂર છે.

### તાલીમ એ હિંસા નથી

બંદૂકશાળાઓમાં પ્રજાજનો તાલીમ લે તે વાતનો વાંધો નહિ અને કોંગ્રેસી આગેવાનો એના ઉદ્‌ઘાટનમાં કે મેળાવડામાં ભળે તે સામે વાંધો લેવાય અને એમ કરતાં જે રીતે ગાંધીજીના નામને અંદર વણવામાં આવે છે તે ખરેખર વિચિત્ર છે. બંદૂકની સાથે ગાંધીજીનો કેવો મત હોઈ શકે એ અત્યારે તો કલ્પનાનો વિષય છે. પોતાની અંહિસાની કલ્પના અને બંદૂકનો મેળ ના ખાતો હોય ત્યાં મૌન રાખવાનું વધુ યોગ્ય છે.

દેશનું લશ્કર એ હકીકત છે ને એથી વધારે તો એનું ગૌરવ છે. અહિંસા હજુ આ દેશનો ધર્મ નથી. આ દેશનો મોટો ભાગ શાકાહારી નથી. આ દેશ યુદ્ધ નહિ કરે, પણ સંરક્ષણ તો કરશે. તો પછી બંદૂકશાળાઓ સાથે સંબંધ કેળવતાં ક્ષોભ શાથી? બંદૂકની તાલીમ વખતે શરીરને કસવાની તક મળે છે, ખડતલપણું આવે છે. નિશાન લેવામાં મનની એકાગ્રતા અને હાથની સ્થિરતા કેળવવી પડે છે. બંદૂક એટલે નરી હિંસા એવું શા માટે? અને એનાં બીજાં અનિષ્ટો હોય તો પણ આ દબાઈ ગયેલા દેશને એક વાર તો આવાં પ્રોત્સાહનોની જરૂર છે. આપણે એમ કહો કે બંદૂકશાળાઓ સવેળા જનતાની પહોંચ સુધીની બને, અને હવે તો વિમાનમાંથી છત્રી સાથે કૂદવાની રમત શીખવાની તક પણ મળે.

### બ્રાહ્મણની પૂજા

ખાતમુહૂર્તો અને ઉદ્‌ઘાટનો વખતે મંગલ વિધિ કરવામાં આવે છે તે રાજ્યની બિનસાંપ્રદાયિક નીતિને અનુકૂળ નથી એવી ફરિયાદ જાહેર થઈ છે—સમારંભોમાં બ્રાહ્મણ શાથી?

જે બ્રાહ્મણ મંત્રો બોલે, દેવોની આરાધના કરે, એમની કૃપા યાચે, કલ્યાણ વાંછે તે બ્રાહ્મણનું રાજ્યે કેટલું અહિત કરી નાખ્યું છે! જે સંસ્કૃતિએ બ્રાહ્મણની કલ્પના કરી અને બ્રાહ્મણત્વ ખીલવ્યું એને શું વિકૃતિ આવી હોય તો યે વિશુદ્ધ કરતાં, સમતોલ બનાવતાં નહિ આવડે? પણ આપણે તો આજના દોષ જોઈ એવા વિચારને જ ફગાવી દીધો છે. શુદ્રોને સંસ્કાર આપી બ્રાહ્મણત્વ સુધીનો વિકાસ આપણી સંસ્કૃતિમાં શક્ય હતો તે આપણે ભૂલી જવું છે. અને હવે શુદ્રોને ન્યાય કરવાની ઉતાવળમાં એમની સામેથી ઊંચું લક્ષ્ય સુદ્ધાં ઉડાવી દેવું છે.

ઉપહાસને પાત્ર ઠરાવી આ બ્રાહ્મણને શોભા માટે નોતરી લાવવામાં આવે છે ત્યારે શરમથી માથું ઝૂકી જાય છે. શા માટે હરિજનો પાસે મંત્રો નથી





બોલાવતા! ઉલ્ટું એમ કરવાથી રચનાત્મક કાર્યનું એક પગથિયું ઊંચે ચઢાશે એમ નહિ?

ચાલુ વિધિ છૂટી જાય તો એને બદલે બીજા નવા વિધિ ખોળવા પડશે પણ એ સારા જ હશે એમ તો કોણ કહી શકે? આ વિધિનો અર્થ કરી જવાથી યે સંતોષ નહિ વળે. જે છે એમાં ઘણું અસત્ય છે. એટલે ફેંકી દેવાતું નથી. તો પછી બ્રાહ્મણ બોલાવવો હોય ત્યારે એકલી પૂજા કે દક્ષિણા માટે જ એને રાખીશું?

### ડૉ. શિવપ્રસાદને '૫૪નો કુમાર-ચંદ્રક

'કાયાની કરામત'ના શિર્ષક તળે આવેલા શરીર વિષેના અભ્યાસુ લેખો 'કુમાર'માં મહત્ત્વનું અંગ થઈ પડેલા. એ લેખોના અભ્યાસુ ડૉકટર લેખક શ્રી શિવપ્રસાદ ત્રિવેદી ૧૯૫૪ના કુમાર ચંદ્રકના અધિકારી બને છે એ ગુજરાતને માટે ગૌરવની બિના ગણાય. ડૉ. શિવ પ્રસાદ ત્રિવેદીના એવા જ ઉપયોગી, શારીરિક રોગો, રોગીઓ અને શરીરને લગતા સરળ લેખો ઊર્મિમાં પણ છેલ્લા કેટલાય વખતથી નિયમિત આવે છે. ગુજરાતનાં બીજાં સામયિકો પણ તેમના આ જ પ્રકારના લેખોથી શોભે છે. 'રમકડું' જેવા બાળકોના માસિકમાં પક્ષીઓ વિષેની સરળ લેખમાળા પણ તેઓ લખી ચૂક્યા છે. શારીરિક સમૃદ્ધિમાં ઘણું જ પછાત ગુજરાત આવા ડૉકટરને લેખક તરીકે પામી ચૂક્યું છે એ તો તેમના લેખોને પચાવીને સમજ-પૂર્વક અમલમાં મૂકવા તૈયાર થાય ત્યારે જ લેખકનું સન્માન કર્યું ગણાય ગુજરાતના આ ડૉકટર-લેખક ગુજરાતને હજુ તો ઘણું ઘણું આપવાની આશા સેવે છે એ ગુજરાત માટે મોટું આશાચિહ્ન ગણાય. ડૉકટર શિવપ્રસાદ ટૂંકા ગાળાની આ સિદ્ધિ માટે ગુજરાતના અભિનંદનના સાચા અધિકારી ગણાય.

### સ્વ. સઆદત હસન મન્ટો

'મન્ટો' તરીકે ઊર્દુ સાહિત્યમાં પ્રખ્યાત થઈ ચૂકેલા ઊર્દુના એક અચ્છા સાહિત્યકારનું ૧૮મી જાન્યુઆરીએ અવસાન થયું છે એ વાત ગુજરાતી સાહિત્યમાં બહુ જાણીતી નથી બની શકી એ વાત સાચી તો એટલા માટે કહેવાય કે કહેવાતું 'ચોખલિયું' ગુજરાત એમનાં લખાણોથી—એમના આખાબોલા અને સચોટ લખાણોથી જાણે ભડકી ઊઠતું. ત્યારે જ તો પાકિસ્તાન થયા પછી છેક પાકિસ્તાનમાંથી એમનું એકાદ પુસ્તક ગુજરાતી ભાષામાં ઊતરી શક્યું છે! કેટલીય ફિલ્મ-કથાના સફળ લેખક અને વાર્તાઓમાં માણસાઈના સીમાડા બતાવી દેનાર એમની સચોટ બાનીથી એ જાણીતા હોવા છતાં ગુજરાતથી સાવ અજાણ્યા રહી શક્યા છે. ઘરદીવડા પ્રત્યે પણ ઉપેક્ષિત રહેતું ગુજરાત બહારની આયાત કે આવકાર માટે ઉદાર શાનું બની શકે? સ્વ. સઆદત હસન મન્ટો એમના વિશાળ સાહિત્યથી ઊર્દુમાં અને ફિલ્મ રસિક જનતામાં એટલા બધા અમર બની ગયા છે કે એમના વિષે કશું ન જાણતું ગુજરાત હવે પણ તેમના સાહિત્યને ઓળખવા પ્રયત્નશીલ થાય!

★

પ્રઘાત

## જોડાજોડ

જાગે આ અણમોલ સ્મૃતિમાં મારા જીવન ભરનાં કોડ
જાગે એકલ તુજ રટણામાં, મારાં મન્થન થાય અજોડ.
મન્થન સાથે રમવા ઇચ્છું બેસી બન્ને જોડાજોડ.

★



સર્વપલ્લી રાધાકૃષ્ણન્

# નવનિર્માણ

ઊંડી વિદ્વત્તા અને મૌલિક વિચારસરણી માટે સારીયે આલમમાં પ્રખ્યાત આપણા ઉપરાષ્ટ્રપતિ અહીં વિદ્યાર્થી અને શિક્ષક જીવન વિષે જે ગંભીર વિચારો રજૂ કરે છે એ દરેકને માટે મનનીય અને આચરણીય છે એની તો કોણ ના કહી શકે તેમ છે?..........

આજે કેટલાક લોકો એવો પણ પ્રચાર કરે છે કે વિજ્ઞાને એવી અસાધારણ અને અમર્યાદ પ્રગતિ કરી છે કે હવે તેની પ્રગતિને રોકવી જોઈએ. પણ મારું તો માનવું છે કે, આવું કાંઈ કરવાની જરૂર નથી. વિજ્ઞાન એ તો બેધારી તલવાર છે. વિજ્ઞાનની પણ બે બાજુઓ છે. અગ્નિ એવો હોય છે જેનો ઉપયોગ માણસ ખોરાક પકવવામાં કરે છે, જ્યારે એ જ અગ્નિનો ઉપયોગ માણસ પાડોશીનું ઘર સળગાવવામાં પણ કરી શકે છે. હકીકતમાં અગ્નિ તો એનો એ જ છે; પણ બધો આધાર આપણે તેનો કેવો ઉપયોગ કરીએ છીએ તેના પર અવલંબે છે. અણુશક્તિનો ઉપયોગ જેમ સંહારના કાર્યમાં થઈ શકે છે, તેમ તેનો ઉપયોગ સર્જનના કાર્યમાં પણ તેટલો જ શક્ય છે. માણસ ધારે તો તેનાથી સાંસ્કૃતિક વિકાસ પણ સાધી શકે છે, અને જીવનને ઉપયોગી સુખ સગવડો પણ પેદા કરી શકે છે—જે માનવી માત્રને ઘેર ઘેર પહોંચાડી શકે એમ છે. અને તેથી જ જો આપણે વિજ્ઞાનને ઉત્તેજન આપવું હોય તો આપણે તેની સાથે સાથે માનવીની વૃત્તિઓમાં—માનવ સ્વભાવમાં સુધારણા કરવાનું પણ ચાલુ જ રાખવું જોઈએ. આપણા દેશમાં પહેલાંના વખતમાં ક્ષત્રવિદ્યા નક્ષત્રવિદ્યા જેવી ૬૪ વિદ્યાઓ હતી. એનો અર્થ એ કે આપણે ભૌતિક અને નૈતિક રીતે ખૂબ જ આગળ વધેલા હતા.

જો આપણી અધોગતિ અને તેને કારણે આવી પડેલી ગુલામીનું એક જ વાક્યમાં કારણ આપવું હોય તો કહી શકાય કે વૈજ્ઞાનિક અને યાંત્રિક શિક્ષણના અભાવે જ આપણે ગુલામ બન્યા હતા. એક સમય એવો હતો જ્યારે આપણે વિજ્ઞાન અને યંત્રજ્ઞાનમાં સહુથી મોખરે હતા, અને આપણે આપણી સંસ્કૃતિને હિંદ બહાર એશિયા અને પ્રશાંતમાં ફેલાવી હતી. આજે પણ તેના ઐતિહાસિક અવશેષો અને એશિયા પ્રશાંતનાં લોકજીવનમાં વણાઈને વિકસેલા સંસ્કારો તેનું સમર્થન કરે છે.

વૈજ્ઞાનિક જ્ઞાન પ્રત્યે આપણે ઉપેક્ષા કરી અને આપણું પતન થયું. આપણે આજે પણ આપણા દેશમાં એકતા સિદ્ધ કરવી પડશે. આપણે સ્વતંત્રતાને આંતરિક રીતે અને બાહ્ય રીતે રક્ષવી હશે તો આપણે વિજ્ઞાનનો વિનિયોગ કરી, આપણી જનતાના જીવનધોરણને ઊંચે લાવવું પડશે અને રાષ્ટ્ર ભાવનાને બળવત્તર બનાવવી પડશે.

આજે આપણે દેશની ૩૬ કરોડ જનતાનું સાંસ્કારિક અને સામાજિક રીતે નવનિર્માણ કરવાનું છે. અને આ કામમાં આપણે વિજ્ઞાનનો પણ વિનિયોગ કરવો જ પડશે.

કેટલાક માણસ એવી દલીલ કરે છે કે વિજ્ઞાને દુનિયાને ખૂબ જ સાંકડી સંકુચિત બનાવી દીધી છે. તો પછી આપણા પ્રાચીન નીતિકથન પ્રમાણે માનવીએ ઉદારચરિત એટલે કે વિશાળ હૃદયના બનવું જોઈએ. એટલે કે દુનિયા વિજ્ઞાનને કારણે વધારે નજીક આવતી જાય છે—સાંકડી બનતી જાય છે, તેમ તેમ માણસે વિશાળ દિલના બનવું જોઈએ. અને એ હૃદયની ઉદારતાનો જન્મ ભૌતિક વિજ્ઞાન દ્વારા નહીં પણ આધ્યાત્મિક જ્ઞાન દ્વારા જ પ્રગટે છે અને પોષાય છે.

ગીતાજીમાં એટલે જ કહેવામાં આવ્યું છે કે જ્ઞાન અને વિનાન સાથે જ જાય છે. એટલે કે, જ્ઞાન અને વિજ્ઞાનનો સાથે જ વિકાસ થશે—થવો ઘટે.

કમનસીબે આજે આપણા લોકોમાં વાંચવાની ટેવ ક્ષીણ થતી જાય છે. આજે આપણે જોનારા અને સાંભળનારા જ માત્ર બન્યા છીએ. જોઈએ છીએ





સીનેમા, અને સાંભળીએ છીએ રેડિયો. શ્રવણ અને દર્શન જ માત્ર આજે આપણા વ્યવસાય બની ગયા છે. કોઈને વાંચનની, મનનની કે ચિંતનની પડી નથી.

આજે ભાગ્યે જ કોઈ આપણા સાહિત્યના ઉત્તમ ગ્રંથો કે કળા–તત્વજ્ઞાનનાં પુસ્તકો પર નજર નાખે છે. તેઓએ એક હકીકત હમેશાં ધ્યાનમાં રાખવી જોઈએ કે દુનિયાની કોઈ સિદ્ધિ કે મહાન શોધ આમ તેમ જોઈ, સાંભળી કે બેસી રહેનારાઓથી થઈ નથી પણ એકાગ્રચિત્તે પલાઠી વાળી ચિંતન કરી ચિંતનમાંથી જે મળ્યું તે દુનિયાને આપનારાઓથી થઈ છે. તે ગુણ વિદ્યાર્થીઓમાં કેળવવો પડશે.

જો આપણે વિદ્યાર્થીઓની સર્જક બુદ્ધિને જ રૂંધીશુ કે અવરોધીશુ અથવા તેને વિકસવાની તક નહીં આપીએ તો આપણે આ દુનિયામાં કદીય નોંધપાત્ર ફાળો આપી શકવાના નથી. આપણી યુનિવર્સિટીઓ દ્વારા આપણે આપણા વિદ્યાર્થીઓનાં નવા મૂલ્યો, નવી ભાવનાઓ, નવો પ્રાણ અને નવી આકાંક્ષાઓ જગવવી જોઈએ. તેઓની સમક્ષ આપણે મહાન માનવોનાં ચરિત્રો રજૂ કરી તેઓમાં તેમના જેવી વીરતા અને ચારિત્ર્ય પ્રગટાવવાનું છે. જો આમ કરવામાં આપણી કેળવણી કામિયાબ નહીં બને તો હું માનીશ કે આપણુ શિક્ષણ નિષ્ફળ ગયું છે.

આપણે આપણી વિજ્ઞાનની સંસ્થાઓમાં માત્ર યાંત્રિક કામ કરતાં યંત્રવિદો કે કારીગરો જ પેદા કરવાના નથી પણ આપણે તો ઉષ્માભર્યા અને ઊર્મિથી થનગનતા માનવો પેદા કરવાના છે. આપણે તેઓને જીવન માટે એવું કાંઈક ભાથું આપવાનું છે કે જે આ સ્થળ અને સમયનાં બંધનોથી બંધાયેલી દેખાતી દુનિયા કરતાં વિશિષ્ટ હોય અને તેમને લાગે કે આ દુનિયામાં જે છે, તેના કરતાં એવું એક બીજું તત્ત્વ છે કે જે આ દુનિયામાં નથી, અને તે આપણે મેળવવાનું છે. એ છે માનવતાનો ધબકાર. વિદ્યાર્થીઓને હું કહું છું કે વિદ્યાપીઠના ખંડોમાં તમારા શિક્ષકો તમને વૈજ્ઞાનિક માહિતી આપશે, તમારી વૈજ્ઞાનિક દૃષ્ટિ કેળવશે. પણ એ પછી તમારે રમતનાં મેદાનો અને બીજે જઈને તમારા પોતાના આગવા વ્યક્તિત્વને વિકસાવવું પડશે.

સંસાર એક ઝેરી વૃક્ષ છે, તેમ છતાં તેના પર બે અમૃત ફળો છે. અને તે બે ફળો તે ઉત્તમ ગ્રંથોનો રસાસ્વાદ અને વિદ્વાન સાથેની ગોષ્ઠિ છે. વિદ્યાર્થીઓને તેમણે ઉત્તમ ગ્રંથોનું વાચન અને પંડિતો સાથેની ગોષ્ઠિને –સંપર્કને જીવનમાં અપનાવવા અનુરોધ કર્યો હતો.

આપણે તો આજે હતાશ, ઉદાસ કે લાચાર બન્યા છીએ તો તેનું કારણ એક જ છે, અને તે કારણ એ છે કે આપણે આપણા પ્રાચીન વારસાથી વિખૂટા પડી ગયા છીએ. આપણા અધ્યાપકોએ આપણા વિદ્યાર્થીઓને, આપણા પ્રાચીન સાંસ્કૃતિક વારસાથી પરિચિત અને પુષ્ટ કરવાના છે.

મેં જીવનમાં ૪૦ વરસ હિંદમાં શિક્ષણનું કાર્ય કર્યું છે પણ મને ક્યાંય વિદ્યાર્થીઓમાં અશિસ્ત જોવા મળી નથી. વિદ્યાર્થીઓ સાથે તો આપણે આત્મીયતાનો સંબંધ બાંધીએ, તેમના જીવનની પ્રત્યેક બાબતમાં ઊંડો રસ લઈએ તો તેઓને આપણી હુંફ રહે છે. તેઓ આપણી સમક્ષ પોતાનું હૈયુ ખોલે છે, અને અશિસ્ત જન્મી શકતી નથી. શિક્ષકો અને વિદ્યાર્થીઓ જ્ઞાનયાત્રાના ભેરૂઓ છે.

આપણો દેશ કે જેની પાસે પાંચ પાંચ હજાર વરસની સાંસ્કૃતિક પરંપરાઓ છે. અને જ્યાં કાશ્મીરથી કન્યાકુમારી સુધી એક જ સંસ્કૃતિ છે, તે મુલક એકતા કેમ ન સિદ્ધ કરી શકે? જો શિક્ષકો કોમવાદ અને જ્ઞાતિવાદના સંકુચિત ભાવોને મીટાવી વિદ્યાર્થી માત્રમાં રાષ્ટ્રીયતા રેડશે તો આ સ્વપ્ન જરૂર સિદ્ધ થઈ શકશે.

આપણો દેશ આજે દુનિયામાં પ્રતિષ્ઠા પામ્યો છે. આપણા દેશની બહાર પરદેશોમાં આપણા દેશની

સારી એવી ઈજ્જત છે. લોકો ભારત વિષે જાણવા આતુર છે. તેઓ એવી શ્રદ્ધા ધરાવે છે કે હિંદ વિશ્વને કટોકટીમાંથી બચાવશે. પણ માત્ર આ બધી પ્રશંસાથી આપણે સંતોષ માનવાનો નથી. જ્યાં સુધી આપણે આંતરિક રીતે મહાન પ્રજા નહીં બનીએ, જ્યાં સુધી આપણે સ્વાર્થ છોડી, જાહેર હિતને પ્રથમ સ્થાન નહીં આપીએ ત્યાં સુધી આપણી મહત્તાનો કે પ્રતિષ્ઠાનો કંઈ અર્થ નથી. તે પોકળ બની રહેશે. આપણે સારા અર્થમાં જગતમાં મહાન રાષ્ટ્ર તરીકેનો ભાગ ભજવવો જ હશે તો આંતરિક રીતે મહાન બનવું પડશે.

ભારત આઝાદ થયું ત્યારે કેટલાય લોકો એવી આગાહી કરતા હતા કે તે તૂટી પડશે પણ એ બધી જ અમંગળ શંકાઓ ખોટી પડી છે અને આપણે સાત વરસમાં આંતરરાષ્ટ્રિય ક્ષેત્રે નોંધપાત્ર સિદ્ધિઓ મેળવી છે. પણ તેથી આપણે સંતોષ માનીને બેસવાનું નથી. જે કર્યું છે તેના કરતાં જે કરવાનું બાકી છે તે અમાપ છે. આપણે નૂતન ભારતનું નવનિર્માણ કરવાનું છે. પણ એ ત્યારે સિદ્ધ થશે જ્યારે આપણે પોતે નવાં માનવી બનીશું. આપણે નવી ભાવનાઓ, નવી આકાંક્ષાઓ અને નવાં મૂલ્યોને જીવનમાં ઉતારીએ. એમ કરશું તો જોતજોતામાં આપણે નૂતન હિંદનો સંકલ્પ સિદ્ધ કરી શકીશું.



પ્રો. અનામી

## હૈયું ભરી

હૈયું ભરી અખિલ કેવી મઝાની જામી !
જાણું નહીં, ઉર થકી કંઈ હીર પામી ?
મારા પ્રતપ્ત ઉર કેરી વ્યથા શું વામી ?
માયા કશી ? અણુધ, સ્નેહની માનું ખામી ?

જે ન્યૂનતા જગતની, ગણી સ્નેહશક્તિ.
જે તે પ્રલાપ જગના, ભણી પ્રેમ–ભક્તિ.
આક્ષેપ કંટક જગે, ફુલ સ્નેહ–માળ !
રે સ્નેહની અમર શક્તિ અનંત–કાળ !

જાણું બધું ; પણ સખી ! સહુ આ તું જાણે ?
રે સ્નેહની કદર સ્નેહી નહીં પ્રમાણે ?
જો સ્નેહની કદર સ્નેહી કદાચ નાણે
હાલાહલો પિયૂષચાં પ્રણયી જ માણે !

સંજીવની પ્રણયની પ્રિય ! નિત્ય પામો,
હૈયે જ કાં ? ઘન સમાં જીવને ય જામો !



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## મહામંગલ

સમષ્ટિ તરલે ! પ્રતીક સહચારના ઉજ્જ્વલ !
સુજાણ બનતાં જવલંત બનતી ઉરે ઝંખના
લલામ સહચારની મુજ ઉરોર્મિ કૈં દંગલ
કરી તુજ ભણી ઢળે રાતદી જરી જંપ ના;
અને લગનવાંછું જેમ દિલદાર કન્યા તણી
રહે ઢૂંઢી કુલીનતા, ત્યમ હુંયે ઢૂંઢું તાહરી.

સમષ્ટિ લયલે ! સુધીર અવગાહને ભળું હું
તને ભડકતી અબોધ તરડાયતું ચાલતાં,
કિશોરવયની નિહાળી તુજ અપ્તરંગી કલા
મનોમન ચિડાઈ ઠેલું, વળી રીઝી પંપાળું હું;
તું આજ ભરજોમ ને મદનમસ્ત ઉદ્દંડ રે,
હુંયે જ્વલિત પૌરુષે, તું ભર કામ્ય તેથી મને.

સમષ્ટિ સુભગે ! પ્રતીક સહચારના અવ્વલ !
ચલો, સરજિયે પરિષ્વજનથી મહામંગલ.







ધૂમકેતુ

# પંખીનો દોસ્ત

પ્રૌઢો અને ઓછું ભણેલાઓ માટે સીધી સાદી શૈલીમાં રજૂ થનારી વાર્તાઓ પૈકીની એક વાર્તા ગયા અંકમાં આવી ગઈ તદ્દન નવે સ્વરૂપે રજૂ થયેલી આ બીજી વાર્તા છે. આ વાર્તાઓ ટૂંક સમયમાં જ પ્રૌઢકથાઓ રૂપે છ ભાગમાં પ્રગટ થશે... .....

એક પારધીની વાત છે. એ જંગલમાંથી એવાં એવાં પંખી પકડી લાવે કે લોક તો એક જુએ ને બીજું ભૂલે. એની પાસે અજબ જેવી કેરામત હતી ગંગા કિનારા ઉપરના ગાઢ જંગલમાં એ આખો દિવસ ફરતો જ રહેતો. અને જાત જાતનાં પંખી પકડી લાવતો. પંખી જુએ એટલી જ વાર. એ પંખી વહેલે મોડે એની પાસે જ હોય!

એ વખતે કાશીનગરી ઘણી પ્રખ્યાત હતી ત્યાં એવા એવા શોખીન શ્રીમંતો, જમીનદારો અને રાજ અધિકારીઓ રહેતા હતા, કે આ સોહન પારધીનું નામ તો ઘેર ઘેર જાણીતું થઈ પડ્યું હતું

સૌ જાણતા કે સોહન એવાં એવાં પંખી પકડી લાવે છે કે જેવાં દુનિયામાં ક્યાંય ન હોય!

સૌ કહેતા કે સોહન એ સોહન એની તોલે કોઈ ન આવે. સોહનને પણ આ ઉત્તેજનથી એવો પોરસ ચડતો કે એ ઊંચામાં ઊંચા ડુંગરમાળાના શિખરેથી પણ પંખીને પકડી લાવતો. જીવનું જોખમ વેઠવું પડે તો એની હા—પણ કોઈ નવીન પંખી આવ્યું કે એ કાશીના ચૌટામાં હાજર કરે તો જ સોહનને ખાધું પચે! એને માટે આ જીવનનિર્વાહની વાત તો હતી, પણ એ ઉપરાંત એ જીવનરસની પણ વાત હતી. એને આ વાતમાં મજા આવતી આવો આ અજબ પારધી એક વખત પલટાઈ ગયો. આ પંખીઓના વેપારમાંથી એના ખિસ્સામાં હજારો કાર્ષાપણ આવતા. તે એનચેનમાં રહેતો. દિવસ ક્યાં ઊગે છે એની એને પરવા ન હતી. દિવસ ક્યાં આથમે છે એ જાણવાની એને જરૂર ન હતી. એની પાસે કાર્ષાપણના ઢગલા થતા. કાશીની મોહકમાં મોહક વારાંગનાઓ એને મદ્ય પીવા બોલાવતી. એની પાસેથી પંખી મેળવવા એની દાઢીમાં હાથ નાખતી!

માણસને આવું જીવન મળ્યું હોય પછી એને કોઈ દિવસ વિચાર આવે ખરો કે આ બધી વાત તો બરાબર છે, પણ જે પંખીઓને એ પાંજરામાં પૂરે છે તે પંખીઓ, બીજાં પંખીને આકાશમાં ફરતાં જોઈને, નિઃશ્વાસ નાખે છે ને સ્વતંત્ર ને મુક્ત થવા માટે ઝંખના કરે છે! જે કોઈને કેદમાં પૂરે છે, એને બીજાની કેદની વાત સમજાતી જ નથી!

સોહન પોતે જ્યાં ઠીક પડે ત્યાં ફરતો. પણ એણે પાંજરામાં મૂકેલાં પંખી, એ બિચારાં, તો જીવનભર પાંજરામાં જ ફર્યા કરતાં હતાં! એમની કેદ જીવનભરની હતી!

એ જમાનામાં ભગવાન તથાગતના સાધુઓ ઠેર ઠેર ફરતા. અને લોકોને પ્રેમબળ કેળવવાની વાત કરતા. પણ લોકો તો પ્રેમને બહુ જ સાંકડા અર્થમાં જાણતા હતા. સ્ત્રી-પુરુષ વચ્ચેની વાતોને જ એ પ્રેમ સમજતા. પ્રેમ એ જીવનના બધા પ્રદેશમાં હોઈ શકે એનો લોકોને ખ્યાલ જ ન હતો. આજ પણ એમ



જ છે. પણ તે વખતે આ સાધુઓએ લોકોને પહેલી વખત સમજાવ્યું કે પ્રેમ તો કોઈ અજબ ચીજ છે. જેની પાસે એ હોય એ ડગલે ને પગલે બીજાની વાત સમજે, અને પોતાની વાત પણ બીજાને બરાબર સમજાવે. અને શાંતિ સ્થાપે. પ્રેમ જો માણસના દિલમાં જાગે તો એ કોઈને અન્યાય ન આપે. કોઈને શોક ન આપે. કોઈને દુઃખ ન આપે. પ્રેમની વાત એવી છે. એ માત્ર સ્ત્રી પુરુષ વચ્ચેની મશ્કરીમાં જ રહેતો નથી !

આ સોહનને એક વખત એક સાધુ મળી ગયા. તેનું નામ શીલંકર. એણે એને આવા પ્રેમની વાત કહી. એણે એને એવો તો સચોટ ઉપદેશ આપ્યો કે સોહને, પંખીઓને પકડવાનો ધંધો જ છોડી દીધો. એને થયું કે કોઈને દુઃખી કરીને જીવવું એ તો ઘણું જ હલકું જીવન છે. પછી તો એ જંગલમાં જતો રહ્યો. પણ જે જંગલ એને પહેલાં પંખીઓ પકડવાનું થાનક લાગતું હતું, તે જ જંગલ હવે એને જુદું જ દેખાવા માંડ્યું. હવે એ જંગલમાં પંખીઓ સિવાય, પણ ઘણું ઘણું છે એમ એને લાગવા માંડ્યું. એના જીવનમાં નવો પ્રકાશ આવ્યો. એણે જંગલમાં હવે નવી જ વાત દેખી.

એમાં કેવી કેવી રૂપાળી નદીઓ હતી ? કેવાં કેવાં સરસ ઝાડ હતાં ? ક્યાંક ક્યાંક કેવી સરસ ઝાડની છાયા હતી ? અને જીવન જીવવાનાં પણ કેવાં સરસ સાધન હતાં ?

આ પ્રમાણે એનું મન જંગલમાં જુદા જુદા પ્રકારનો આનંદ લેવા માંડ્યું. અત્યાર સુધી તો એનો આનંદ એક જ હતો. પંખી પકડવાં. એ વેચવાં એના પૈસા કરવા, પણ હવે એના આનંદનો પ્રકાર ફર્યો. આનંદનો પ્રકાર ફર્યો એટલે જીવન પણ ફર્યું. જે માણસે જીવન ફેરવવું હોય તેણે પોતાનો રસ પહેલાં ફેરવવો. દારૂમાં રસ પડે ત્યાં સુધી દારૂ ન છૂટે. પણ બીજી વાતમાં રસ આવે તો દારૂ છૂટે. સોહનને પણ એમ થયું. એણે એક નાનકડી ઝૂંપડી બાંધી. એમાં પોતાની ઘરવખરી વસાવી. જંગલમાંથી જુદી જુદી અનેક વસ્તુઓ લાવીને એ વસ્તુઓના વેચાણમાંથી એ પોતાનો જીવનનિર્વાહ કરવા માંડ્યો. આ જીવનમાં એને આનંદ પડવા માંડ્યો. એ પંખીઓને પકડવાની વાત ભૂલી ગયો.

એક વખત એવું બન્યું કે સોહન પારધીને લલચાવવા માટે જ જાણે હોય તેમ, બે અત્યંત સુંદર લાલ પંખી એની ઝૂંપડી સામે આવીને બેઠાં !

એવાં સરસ, સુંદર, નાજુક, એ લાલ પંખી હતાં કે ઘડીભર તો સોહનને એ પંખી પકડવાનું મન થઈ આવ્યું. એના મનમાં ભારે યુદ્ધ જામી ગયું. એને કાશીનગરી સાંભરી આવી. આ બે પંખીને લઈને એ જો ત્યાં જાય, તો તો એ ઉપડ્યો ઉપડે નહિ !

પણ માણસના મનની કિમ્મત જ આવે પ્રસંગે થાય છે. એનું મન સાચું છે કે ખોટું એ ખબર પણ ત્યારે જ પડે છે.

સોહન આ પંખીને જોઈને પહેલાં તો પોતાના મૂળ સ્વભાવ ઉપર દોડ્યો ગયો હતો. પણ એ વખતે એણે ધીરજ રાખીને મનના ઉપર થતા હૂમલા એક પછી એક પાછા વાળવા માંડ્યા.





પછી તો એ પારધી આ બે નાજુક સુંદર પંખીનો ભક્ત બની ગયો. પંખી પણ એવાં સુંદર કે ત્યાં ફૂલછોડ ઉપર બેસીને જરાક જ ગળુ મોકળું મૂકે ત્યાં જાણે હવા જ ફરી જાય!

હવે એ બે પંખીઓને પણ સોહનની ઝૂંપડીની પ્રીતિ લાગી. એ પણ ત્યાં હમેશાં આવે હમેશાં બેસે. હમેશાં પોતાના કંઠને મોકળો મૂકે. હરે, ફરે, રમે, અને પછી ઊડી જાય. પાછાં બીજે દિવસે આવે જાણે સોહનને જ મળવા આવતાં હોય!

નિત્યનો સહવાસ મનમાં પ્રીતિનાં બીજ નાખે છે. તેમ સોહનને પણ આ પંખીની પ્રીત થઈ. એટલે હવે તો એ પંખી જો કોઈ દિવસ ન આવે, તો સોહન પારધીનું મન તે દિવસ શૂન્ય જેવું થઈ જાય. એને લાગે છે કે આજનો દિવસ એળે ગયો!

હવે એક દિવસ એવું બન્યું કે હંમેશ આવતું આ પંખીયુગલ સોહનની ઝૂંપડીએ આવ્યું નહિ. પારધી સોહન રાહ જોઈને થાકયો. પણ બેમાંથી એકે પંખી દેખાયું નહિ. બીજે દિવસે આવશે એમ માનીને એણે મન વળ્યું. પણ બીજે દિવસે પણ એ પંખી દેખાયા નહિ. પછી તો સોહન હમેશાં રાહ જુએ ને હમેશાં દિવસ ઊગ્યે પંખીને જોવા માટે બેસે, પણ પંખી દેખાય નહિ!

એમ ને એમ ઘણા દિવસ વહી ગયા. અને સોહન પારધીના દિલમાં આ પંખી ન આવ્યાનો શોક રહી ગયો.

પછી અચાનક એક દિવસ એક પંખી પાછું દેખાયું. એ જોઈને સોહનના દિલમાં આનંદ આનંદ થઈ ગયો. પણ એ એક પંખી ત્યાં આવીને બેઠું. અને એ તો આવીને ચુપચુપ બેઠું. એની બેસવાની ઢબ, છાની છાની ચારે તરફ જોઈ રહેતી એની આંખો, અને એના નાનકડા નાજુક શરીરને લાગેલો થાક, એ બધું જોઈને સોહનનું મન વિચારે ચડી ગયું!

એ પંખી નથી ગાતું નથી આનંદ કરતું. નથી બોલતું, નથી ફૂલોમાં રમતું, નથી પહેલાંની પેઠે સોહનની ઝૂંપડીના આંગણામાં ફૂદતું! એ તો જાણે હિમથી ઠરી ગયુ હોય તેમ શાંત બેઠું છે! એના મનમાં શું છે એ કોણ જાણે?

સોહન પારધીના દિલમાં હવે એક નવી જ વાત ઊભી થઈ એને એમ લાગવા માંડયું કે આ પંખીએ પોતાનો સાથી ગુમાવેલ છે, ને એને શોધવા માટે એ આંહીં આવેલ છે!

હું પંખીઓનો જાણકાર છું એમ જાણીને એ મારી મદદ લેવા આવ્યું છે!

અને એ સોહનની વાતમાં ખોટું પણ શું હતું? પંખી અને પશુ પણ માણસને પોતાનો મિત્ર ધારે ત્યારે તો એના દિલમાં આ જ વાત આવે નાં?

અને સોહન પારધી, પંખીઓને પાંજરામાં પૂરનારો, સેંકડો પંખીઓને કેદમાં નાખનારો, ખભે પોતાની થેલી લગાવીને, હાથમાં લાકડી લઈને હવે આ અફાટ જંગલમાં, આ શોક ભરેલા પંખીના દોસ્તપંખીને શોધવા માટે ચાલી નીકળ્યો!

વાત તો ગાંડા માણસ જેવી જણાતી હતી. પણ એમાં મહત્ત્વ તો આ વાતનુ હતું કે





સોહન પારધી પોતાના જીવનને પંખીની પ્રીતના બળે કેટલું ઊંચું લઈ ગયો હતો?

મહત્ત્વની વાત તો આ હતી. અને સૌના જીવનમાં છેવટે મહત્ત્વની વાત તો આ જ છે નાં કે એ પોતાને મળેલું જીવન શી રીતે ગાળે છે?

આપણને સોહનને પૂછવાનું મન થઈ આવે કે 'સોહન! ભાઈ! એવડા મોટા જંગલમાં એટલું નાનકડું પંખી તું ક્યાં શોધીશ?'

પણ જે સોહનના દિલની વાત હતી તે જ આપણા સૌના દિલની વાત નથી? પંખી મળે કે ન મળે પણ એક વખત કોઈકને માટે કંઈક પણ કરી જવાનો આનંદ—એ જેવો તેવો આનંદ છે?

એમ જ કહોને કે સોહન પંખીને શોધવા જતો ન હતો. પોતાના દિલના આનંદને મેળવવા જતો હતો.



હિમાંશુ વ્હોરા

## ટોળું

એક ટોળું વળ્યું;
સીનેમાને આંગણે
થીએટરને બારણે
વાદળ શું ઘટ્ટ
કરી હેકડેઠઠ્ઠ—
આમથી તેમ જરી સળવળ્યું
એક ટોળું વળ્યું.

કરી ગણગણાટ
માખી શો બણબણાટ
વિંખાયું, વિખરાયું
પિંખાયું, છૂટું પડ્યું—
ફાટેલ પ્રેમ-પત્ર શું
અણુ-બૉંબના અણુ સમું
પીંજાતા રૂ સરીખું
ત્યાં હતું જે ટોળું વળ્યું
એક ટોળું વળ્યું.

ઝંખતું વિલાસતાં ઝાંઝવાં
મથે જૂઠા સૌંદર્યને બાઝવા,
અસંભવને આંબવા
વાસ્તવ વિસારવા
સત્ય ભણી આંખ મિંચી
અસત્યને નીહાળવા
ભાળવાને ભ્રમણા
ન્યાળવાને રમણા
ભ્રમ-ભૂખ્યું માનવીનું જુથ મળ્યું
એક ટોળું વળ્યું.

પળમાં પૂરો થશે આ ફિલ્મ-શો
સરશે દેખાવ બધો ઇલ્મ શો
દશ્યો અદશ્ય થશે
મોહ-જાળ તૂટશે
મોજ તકલાદી ફૂટશે
લોક ઘેલું વછૂટશે
જકડાવા
એની એ જીવન-જંજીરમાં
પકડાવા
પુરાણી પેટ તણી પકડમાં.

વિસરીને રંગ બધા
ભૂલી તરંગ બધા
ફરી જીવશે એ જીવતર જંજાળ ભર્યું
—એક ટોળું વળ્યું.

પણ શાને આ ગણ
આ કીડીઓનું ધણ
અહીં ઉમટી ભેગું થયું?

છટકવા—
અનિવાર્ય કટુ જિંદગીના જંગથી
ભટકવા—
ક્ષણો અલ્પ તો ઉમંગથી
નાસવા ઘરેડથી
દિનરાત તણી પીડથી
ને રાચવા—
સ્ક્રીન તણા રંગમાં
વ્યર્થ કલ્પના તરંગમાં
તડપતું જન તણું ઝૂમખું થયું
એક ટોળું વળ્યું.







દ૦ બા૦ કાલેલકર

# નવા નેતૃત્વનો ઉદય

ગાંધીવાદી વિચારકો અને લેખકો પૈકીના કાકાસાહેબ કાલેલકર પણ છે અહીં પ્રગટ થયેલા આ લેખમાં આપણને કાકાસાહેબની જે નવી પેઢી માટેની દોરવણી જેવી વિચારસરણી મળે છે એ ભાગ્યે જ ગઈ પેઢી પાસેથી આપણને સાંપડે. જાતિભેદ માનવીમાં કલ્પવો જ શા માટે?........

પછાત વર્ગોની સમસ્યા ઉપર રાષ્ટ્ર લગભગ છેલ્લાં બે વર્ષ દરમિયાન સક્રિય લક્ષ આપી રહ્યું છે. હજારો વર્ષો સુધી પ્રારબ્ધવાદના ઘેન હેઠળ પોતાની સ્થિતિ પરત્વે દેવાધીન બની ગયેલા જનસમૂહોમાં પછાત વર્ગો માટેના પંચે વિવિધ રાજ્યોમાં કરેલાં પર્યટનોને પરિણામે અપૂર્વ જાગ્રતિ પ્રસરી છે. તેમણે બ્રિટિશ શાસન સંકેલાઈ જઈને સ્વરાજની સ્થાપના થવાનો ચમત્કાર પ્રત્યક્ષ નિહાળ્યો. જનસમૂહો એ પણ જોઈ શકે છે કે સ્વરાજની સરકાર સમસ્ત રાષ્ટ્રનું નવા આકારે પુનર્નિર્માણ કરવાના પ્રબળ પ્રયાસો કરી રહી છે.

પછાત વર્ગો માટેના પંચે બહાર પાડેલી પ્રશ્નાવલિ ઘણું શૈક્ષણિક મહત્ત્વ ધરાવે છે. ભારતીય વહીવટી તન્ત્રના ઇતિહાસમાં પહેલી જ વાર એક પ્રશ્નાવલિનું ઘણીખરી ભારતીય ભાષાઓમાં ભાષાન્તર થયું. આને પરિણામે દેશભરમાં જનસમૂહોને આત્મનિરીક્ષણ કરવાની અને પોતાની સ્થિતિ વિષે જાતે વિચાર કરવાની તક મળી. આત્મનિરીક્ષણના સામર્થ્યનો થોડાક લોકો જ ખ્યાલ કરી શકે છે. જ્યારે એક પ્રજા પોતાના લક્ષને અન્તર્મુખ બનાવે છે અને પોતાની સ્થિતિનો અભ્યાસ કરે છે ત્યારે તેમના માનસતન્ત્રમાં જાદુઈ પલટો આવે છે. હજારો વર્ષો સુધી સ્વતસિદ્ધ તરીકે સ્વીકારી લેવામાં આવી હોય એવી બાબતોને પડકાર કરવામાં આવી રહ્યો છે અને એ લોકો નવેસરથી વિચાર કરતા થયા છે.

આમછતાં એ સ્વીકારવું જોઈએ કે એ પ્રશ્નાવલિએ જનસમૂહોને જાગ્રત કર્યા અને તેમના હૃદયમાં નવીન આશાનો સંચાર કર્યો. પરન્તુ ઉપલા વર્ગોને જેટલે અંશે અસર કરવી જોઈએ તેટલે અંશે એ પ્રશ્નાવલિ અસર કરી શકી નહિ. ઉપલા વર્ગો, જેઓ કાં તો રાષ્ટ્રના ઘડતરની કે કારકીર્દિના ઘડતરની પ્રવૃત્તિમાં રોકાયલા હતા, તેઓ તો હમેશાં એમ જ માનતા હતા કે પછાત વર્ગોની સ્થિતિની તપાસ અસ્પૃશ્યતા નિવારણની સમસ્યા જેવી, અથવા તો શેડ્યુલ્ડ ટ્રાઇબ્ઝ, એટલે કે હવે જેઓ ગિરિજનો તરીકે ઓળખાય છે, તેમની સમસ્યા જેવી છે. પણ એ બે વચ્ચેનો મોટો તફાવત તેઓ હજી સમજી શક્યા નથી. અસ્પૃશ્યોની, હરિજનોની કે ગિરિજનોની સમસ્યાઓ, એ તો, અલ્પજનસંખ્યાની (માઈનોરિટીની) સમસ્યાઓ છે. અગાઉ ગુનેહગાર જાતિઓ તરીકે ઓળખાતી હતી તેવી જાતિઓની સમસ્યા પણ અલ્પજનસંખ્યાની સમસ્યા છે. પરન્તુ પછાત વર્ગોની સમસ્યા એ તો વસ્તીમાંની બહુજનસંખ્યાની (મેજોરિટીની) સમસ્યા છે અને તેથી એ ખુદ રાષ્ટ્રના નવઘડતરની સમસ્યા છે. હરિજનો, ગિરિજનો અને બીજા પછાત વર્ગો મળીને બનતા સમૂહને આપણે 'બહુજન' એટલે કે વસતિમાંની મોટા ભાગની જનસંખ્યા એવું નામ આપીએ. રાષ્ટ્રનો મોટો ભાગ તેમના વડે જ બનેલો છે. કેટલાક લોકો તેમને 'મહાજન' તરીકે ઓળખવાનું વધારે યોગ્ય માને છે. પણ આપણે 'બહુજન' એ શબ્દનો સપ્રેમ સ્વીકાર કરવો જોઈએ, કારણ કે કોઈ સાધારણ પ્રતિભાસંપન્ન વ્યક્તિએ નહિ પણ સ્વયં બુદ્ધ ભગવાને એ શબ્દ અપનાવ્યો છે. બુદ્ધ ભગવાને સર્વત્ર લખ્યું છે કે પોતાનું કાર્ય બહુજનના સુખ માટેનું, બહુજનના ઉત્કર્ષ માટેનું ('बहुजन सुखाय' 'बहुजन हिताय') છે. ખરું જોતાં હજારો વર્ષો થયાં જે થોડી જ જાતિઓએ વસ્તુતઃ રાષ્ટ્રનો કારભાર ચલાવ્યો છે તેમને 'મહાજન' તરીકે ઓળખવા જોઈએ. કારણ કે તેઓ સંસ્કૃત, કેળવાયલા, સુવ્યવસ્થિત અને સમર્થ છે. ભારતની સમગ્ર સંસ્કૃતિ આ મહાજનોનાં ચિન્તનો, પ્રયાસો અને સિદ્ધિઓ વડે રચાઈ છે. બહુજનનો ફાળો તો નિષ્ક્રિય સ્વરૂપનો છે, જોકે તે જરાયે દુર્લક્ષ કરવા જેવો કે નજીવો નથી.





બહુજન અત્યારે પહેલી જ વાર પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરતા જાય છે. અશિક્ષિત, પછાત વસતિથી ઊભરાઈ રહેલા ભારતમાં પુખ્ત વ્યક્તિનો મતાધિકાર હોવો જોઈએ એમ મહાત્મા ગાંધીજીએ જ સૂચવ્યું હતું. આ અત્યન્ત પરિવર્તનકારી પગલું હતું. પુખ્ત વયની વ્યક્તિઓના લાભ સાર્વત્રિક મતાધિકારને પરિણામે સમસ્ત સત્તા વસ્તુતઃ બહુજનને ફાળે ગઈ છે. આ સર્વ સમર્થ મતાધિકારનો પ્રયોગ કરવા માટે તેમણે જ્ઞાન, શિક્ષણ અને કુશળતા મેળવવાનું જ બાકી રહે છે. હવે બધી સત્તા વસ્તુતઃ બહુજનના હાથમાં પહોંચી ચૂકી છે, અને હવેથી દેશના અને દેશના ભાવિના તેઓ જ સૂત્રધાર છે, એમ મહાજનો સવેળા સમજી લે તો સારૂં. હવે બહુજન તરફ નિર્ભયપણે દુર્લક્ષ નહિ કરી શકાય. તેઓ આપણા માલિક છે. આપણે બને તેટલી ત્વરાપૂર્વક તેમને કેળવીએ અને કાર્યક્ષમતાની પરાકાષ્ઠા સુધી તેઓ પહોંચે એવી તેમને તાલીમ આપીએ. એમાં જ તેમની અને આપણી સલામતી અને રાષ્ટ્રનું ભાવિ સમાયલું છે. ઇતિહાસના અભ્યાસીઓને ખબર છે કે અકબર જ્યારે ગાદીએ આવ્યો ત્યારે નાની ઉંમરનો અને અનુભવ વિનાનો હોવાથી પોતાના એક પ્રધાનને રાજવહીવટ ચલાવવા દેતો હતો. આ પ્રધાનને આદર અને પ્રેમના સૂચક એવા 'ખાનબાબા'ના નામે ઓળખતા હતા. ખાનબાબા અકબરને નામે વફાદારીથી અને કર્તવ્યપરાયણતાપૂર્વક રાજ ચલાવતા હતા પણ જ્યારે અકબરે જોયું કે ખાનબાબા આપમરજી મુજબ કારભાર ચલાવતા હતા ત્યારે અકબરે સ્વસ્થપણે એવું સૂચન કર્યું કે ખાનબાબા, હવે આપને મક્કાની હજ કરવાનો વખત આવી લાગ્યો છે. એનો અર્થ એમ, કે બાદશાહ હવે પોતાનો કારભાર સંભાળી લેવા જેટલી ઉમ્મરે પહોંચ્યો છે. અત્યારના ખાનબાબા એટલે કે મહાજનોએ હવે થોડા જ વખતમાં બહુજન પાસેથી આવું જ કોઈ સૂચન સાંભળવાની ધારણા રાખવી જોઈએ. એનો અર્થ એમ, કે હવે રાષ્ટ્ર માટે નવું નેતૃત્વ આવી રહ્યું છે. ટૂંક વખતમાં જ સત્તાની ફેરબદલી થવાની છે અને જેઓ બહુજનનો વિશ્વાસ સંપાદન કરી શકશે તેઓ જ બહુજનની સેવા કરવાનો સરકણો અધિકાર મેળવી શકશે. અત્યાર સુધીના મહાજનોએ હવે પોતાનું સર્વોપરીપણું બહુજનને સોંપી દેવું પડશે અને નિઃસ્વાર્થ સેવા વડે અને ગૌણપદે કામ કરવાની તત્પરતા સહિત રાષ્ટ્રસમસ્તને ઉપયોગી બનવામાં સન્તોષ માનવો પડશે.

આપણે જાણીએ છીએ કે કેટલાંક રાજ્યોમાં જ્ઞાતિસંસ્થા સર્વસમર્થ છે. એટલે કે મહાજનોમાં જ્ઞાતિ, જ્ઞાતિમૂલક જૂથો, જ્ઞાતિના વિશિષ્ટાધિકારો, વગેરે જેના મૂળમાં છે એવા પક્ષો પડી ગયા છે. અનેકવિધ જ્ઞાતિઓનું આ ઘૃણાસ્પદ દસ્ય દૂર કરવામાં આવશે અને મહાજનોમાં જ્ઞાતિવાદ ઉપર રચાયલી બધી પક્ષાપક્ષી પણ દૂર કરવામાં આવશે અને મહાજનોનું સ્થાન લેનારાઓને પણ ખ્યાલ રાખવો પડશે કે હવે પછી જ્ઞાતિ અને જ્ઞાતિમૂલક જૂથોના હિતમાં કામ કરનાર કોઈ પણ તન્ત્રની આ જ દશા થશે.

જ્ઞાતિ, એ, આદિમાનવના માનસમાં જડ ઘાલેલી સંસ્થા છે. ભારતમાં ધર્મ સાથેના તેના સમ્બન્ધને લીધે તેને વધુ બળ સાંપડ્યું છે. જ્ઞાતિને ધર્મને લીધે બળ પ્રાપ્ત થયું, છતાં જ્ઞાતિએ ધર્મને નબળો પાડ્યો અને ધર્મને કળણમાં ખેંચી આણ્યો છે અને તેથી ધર્મે જ્ઞાતિનો બહિષ્કાર કરવો જોઈએ. ભારતમાં રાજકારણ પણ પ્રગટ રીતે કે પ્રસન્ન રીતે જ્ઞાતિના જ પ્રભુત્વ હેઠળ છે અને જ્ઞાતિએ રાજકારણને કલુષિત કર્યું છે. સામાજિક સમ્બન્ધોમાં પણ જ્ઞાતિનું જ પ્રાધાન્ય છે અને સામાજિક એકતા લગભગ નાશ પામી છે. ઈશ્વરે ભારતની પ્રજાને જ્ઞાતિવાદનાં અનિષ્ટો સમજાવવાને માટે આનાથી ભિન્ન સમાજપ્રકારવાળા બીજા ધર્મો આપણી સમક્ષ રજૂ કર્યા છે. આપણા સમાજે નજરોનજર જોયું કે જ્ઞાતિ વિના પણ સમાજો કેવા સમૃદ્ધ બન્યા અને વિકાસ પામ્યા, પણ આ બધો પ્રત્યક્ષ બોધ આપણા સમાજ માટે વ્યર્થ બન્યો. અને દિલગીરીની વાત એ છે, કે નવા આવનારા ધર્મો પણ વખતે ઓછે અંશે જ્ઞાતિવાદનો ભોગ બન્યા. દૈવની ઇચ્છાથી હવે આન્તરિક પરિવર્તન થવા માંડ્યું





છે. આ વખતે તો ધર્મ, રાજકારણ, સમાજવિજ્ઞાન વગેરે બધાં જ તત્વો જ્ઞાતિનો અસ્વીકાર કરશે એમ દેખાય છે. આપણે આશા રાખીએ કે કાંઈ નહિ તો છેવટે હવે જ્ઞાતિરૂપી આ પુરાણો દૈત્ય આ વિવિધ આક્રમણને પરિણામે પોતાનો ગજગ્રાહ છોડે.

પ્રાચીન કાળના ધાર્મિક અને સામાજિક સુધારકોએ જ્ઞાતિવાદ ઉપર પ્રહાર કર્યો હતા અને સમાજના ઊચ્ચ અને નીચ એવા વર્ગો પાડવા સામે તેમણે વિરોધ જાહેર કર્યો હતો. પણ તેમણે ધાર્મિક અને સામાજિક ભૂમિકાઓ ઉપર આ કાર્ય કર્યું હતું. રાજકારણના ક્ષેત્રે આ સમસ્યાનો સામનો કરવો, એ તો ગાંધીજીની જ જ પ્રતિભાનું પરિણામ હતું અને આજે રાજકારણ બધી સત્તાનું પ્રાપ્તિસ્થાન હોવાથી જ્ઞાતિવાદને તેનો આખરી અંજામ પણ રાજકારણીય વિચારણા દ્વારા જ મળશે. આપણે એ લક્ષમાં રાખવાનું છે કે આપણે હવે પછીનાં વીસ વર્ષમાં જ્ઞાતિની સામે વિજય મેળવવાનો છે. જો આપણા પ્રયાસો મન્દ પડશે તો ઓછામાં ઓછું બીજી થોડીક પેઢી સુધી જ્ઞાતિનું આવરદા લંબાશે, અને તો, જ્ઞાતિ આપણા બધાનો નાશ કરશે. અને તેથી નવા નેતાઓ બહુજન સામે મહાજનનો મોરચો માંડવાની ભૂલ ન કરે. એમ કરવું સહેલું છે. બહુજન બુદ્ધિપ્રધાન વર્ગોને કેવળ પોતાની સંખ્યાના જોરે જ પરાસ્ત કરી શકશે. પણ એથી રાષ્ટ્રિય એકતા ખંડિત થશે અને જ્ઞાતિનો વિજય થશે. નવા નેતાઓ એક બનીને સમસ્ત સમાજને જ્ઞાતિ સંસ્થા સામે સુસજ્જ બનાવે. આમ થાય તો જ માનવતાનો વિજય થાય અને આપણે જગતની એક સૌથી ઉન્નત સંસ્કૃતિને આખી દુનિયાની સેવા માટે પુનઃ ચેતનવંત બનાવી શકીશું.



જયન્ત પરમાર

## પંચામૃત

તારું નામ સ્મરી સખી ! અખર પંથે જિંદગી ખેડવા
લીધો છે ભેખ કારમો, નથી રહી સાફલ્યની ચિન્તના;
એ નામોચ્ચરણે જતી પળ બધી જીવિતની ચિન્તના;
સહેતી સર્વે, કદી નહીં ધખનને ઇચ્છું ન છ છેડવા

મળ્યાં જ્યારે અફાટ આપણ કથેલા વિશ્વ વચ્ચે જતાં
ઉભર્યા'તા અનેક અશ્રુ-ઉભરા છલકયા, રોકતાં,
ત્યારે એવા સુપ્રેમના પ્રણયરાહો સાથ કૈં રોકતાં
ગળ્યાં સાથે સદૈવ જે અફર ના એક ક્યારે થતાં.

હીંડો એવો વિયોગ એ અસહ્ય પ્રવેશ્યો પ્રવેગે યદા,
ત્યારે તારા અભૂલ સંસ્મરણમાં જીવ્યા કર્યું હોંશમાં.
તારે પાયે સમર્પણો સકળ છો ના કરું કીમતી,
કિન્તુ મારાં પ્રવેદનો હૃદયમાં સંચારતો સૌ તદા;
જે સર્વેનો તને સત્કાર ઉપયોગે ઇચ્છતો જોશમાં
પંચામૃતે પ્રક્ષાલવા નયન-અશ્રુ ખોળવાની મતિ.





પન્નાલાલ પટેલ

# તમન્ના

આપણા આ અગ્રણી વાર્તાકાર શ્રી અરવિંદના આધ્યાત્મવાદી વાતાવરણમાં રહી આવ્યાની જ જાણે આ હમણાં લખાયેલી વાર્તા પ્રતીતિ કરતી ન હોય! કુશળ વાર્તાકાર અહીં નાયિકાને કેટલી કુશળતાથી પોતાના વીસરાઈ ગયેલા આધ્યાત્મ ક્ષેત્ર ભણી ફરી પાછી વાળી લે છે?........

આડધે યૌવને જતાં એ પરણી હતી. હા પરણી હતી. જગતનો ઝાઝો ભાગ પરણે છે એ રીતે. એણે કદીય દાવો નો'તો કર્યો કે પોતે સ્નેહલગ્ન કર્યું છે કે નો'તું વળગાડ્યું લાકડે માંકડુંય.

અલબત્ત એનો પેલો કેળવાયેલો મિત્રવર્ગ તો માનતો હતો કે એણે પોતાના આ જીવનસાથીની ખોજમાં જ આટલો વખત વીતાવ્યો હતો. ને હવે એ મળી આવતાં એણે લગ્ન કર્યું.

પણ ના. એ ચોખ્ખું જ કહેતી હતી કે એવું કશું ન હતું. બલ્કે પોતાને જીવનમાં અન્ય કંઈ ન સૂઝતાં જ જાણીતો ને ઘસાઈ ગયેલો આ લગ્નમાર્ગ લીધો હતો. પોતાના સાથી મિત્રને પણ એણે આમ જ કહ્યું હતું: 'મને તારા પ્રત્યે પ્રેમ તો છે જ પણ એનો અર્થ એમ તો નથી જ કે હું તારી સાથે જોડાઈને પ્રભુતામાં જ સીધાં પગલાં માંડી રહી છું... હું જ તારા જીવનપંથનો દીપક બની રહી છું એવું પણ હું નથી માનતી કે તું પણ એવું માનનો હોય!'

સદ્‌ભાગ્યે એનો પતિ પણ સુહૃદયી બલકે સત્યનિષ્ઠ હતો. ને માટે જ એણેય પોતાને કે પોતાની આ સહચરીને છેતરવાની ચેષ્ટા ન કરી.

ને એટલે જ આ બેઉનું જીવન કોઈને પણ—પ્રેમ કરી કરીને પરણ્યાં હતાં એવાંનેય અદેખાઈ ઉપજાવે એવું હતું. બલકે કોઈ કોઈ તો કહેતાં પણ હતાં, 'જો આ તન્ના ને જીતુભાઈ કહે છે એ સાચું જ હોય તો આપણે કહેવું જોઈએ કે પ્રેમ કરતાંય આ સત્યનિષ્ઠા ચઢિયાતી છે. કારણ કે આજકાલ કરતાં ત્રણચાર વર્ષ થવા આવ્યાં પણ ક્યારેય એમનાં મન જરા સરખાં પણ ઊંચાં થયેલાં નથી દેખાયાં.'

'દેખાતાં તો આપણાંય નથી.' એક દલીલબાજ યુવતી હસી, 'કારણ કે આપણને દંભ કરતાં આવડે છે.'

'પણ એ લોકો તો એટલાં ઉસ્તાદ છે કે દંભ પણ સત્યમાં જ ખપી જાય છે. પૂછજે તું તન્નાને. એ જ કહે છે કે માણસનું જીવન પોતે જ એક દંભ છે.'

અલબત્ત આ બહેનપણી તન્નાના શબ્દો ટાંકીને એની ઠેકડી જ કરી રહી હતી. બાકી તન્ના આ માન્યતામાં ગંભીર હતી. એને સાચે જ સમજ નો'તી પડતી કે માનવીનું જીવન ગમે તેટલું સુખી હોય તો પણ એ અધૂરું જ છે. તો એવા અધૂરા જીવનને આદર્શ કેમ માની બેસાય?!

એના આ સવાલથી એના મિત્રો એને નિરાશાવાદી ભલે કહેતાં હતાં બાકી તન્ના જેટલી આશાવાદી બહુ ઓછી સ્ત્રીઓ હશે. આ પાંત્રીશ વરસની ઉમ્મરમાં મેળવેલા અનેક અનુભવોને અંતે ય કોઈ બાબતમાં એને સંતોષ કે શાન્તિ નો'તાં સાંપડતાં એનો અર્થ જ એ હતો કે એ માણસના આ ઉપરછલ્લા આનંદોથી ભોળવાઈ જાય એવી બાઘી ન હતી. બલકે ઊંડે ઊતરીને જોવાની એની આદત હતી અને આ આદતને લીધે જ ઇન્દ્રિયજન્ય ક્ષણજીવી આનંદો એને અધૂરા બલકે છેતરામણા લાગતા હતા.

શરૂઆતના થોડાક ખાટામીઠા અનુભવો પછી તો એને એમ પણ લાગેલું કે પોતે ભારતના પેલા અસલ દૃષ્ટાઓનો—અધ્યાત્મવાદનો પંથ લે. પણ એમાંય એને હારી ખાવા સરખું અથવા તો જીવનનો એમાં છેદ ઊડી જતો હોય એમ અધૂરું—એકાંગી જ લાગતું હતું. એટલે આવી સ્થિતિમાં એ, પ્રેમ, સત અને સેવા વગેરે નીતિની રીતે પેલાં શાન્તિ અને આનંદ ઢૂંઢી રહી હતી. તો સાથે સાથે નાની મોટી કળા અને સમૃદ્ધિઓથી પણ જીવનને એ સજાવતી રહેતી હતી. પણ આખર તો આ શાન્તિ અને આનંદ એણે



ઉપજાવી કાઢેલાં કહો બનાવટી જ લાગતાં હતાં.

ને છતાં ય એ વણથાકી વણથંભી આ જીવનની માર-ફત પેલાં અવર્ણનીય આનંદ અને શાન્તિની રટણા રટી રહી હતી.

ત્યાં તો તન્ના એક અતિ સુંદર બાળકની માતા બની. ને આ સાથે જ એ પેલી ઝંખના ને રટણા બધું જ ભૂલી ગઈ. જાણે ખુદ પેલાં અસલ આનંદ અને શાન્તિએ જ એના ખોળામાં અવતાર ન ધર્યો હોય!

સાચે જ કેવું મધુરું મધુરું બાળકનું આ હાસ્ય હતું. ને કેવી નિર્દોષ ને નિર્મળ આનંદભરી એની પેલી આંખો ય લાગતી હતી! જ્યારે એ અંગ તો—આવડી કોમળતા તો એણે ગુલાબના તાજાં ફૂલમાં ય કદી નો'તી માણી. સાચે જ સ્પર્શનો આવડો મધુરો આનંદ જીવનમાં પહેલી જ વાર એને જાણવા ને માણવા ય મળ્યો હતો.

તન્ના બાળક પાછળ સાચે જ ઘેલી બની ગઈ હતી. એટલું જ નહિ, આનંદ અને શાન્તિની પેલી રટણા પણ આજકાલ તો શમી ગઈ હતી.

ને આ જોઈને તો એના પેલા સુહૃદયી પતિને પણ એક પ્રકારની નિરાંત વળી; ભેદ પણ જાણે પામી ગયો: 'સાચે જ માતૃત્વમાં જ સ્ત્રી પોતાના જીવનની સાર્થકતા અનુભવી શકે છે. એ સિવાય જીવનનો બીજો કોઈ પણ રસ, એને આનંદ અને શાતા નથી આપી શકતો.'

અરે ઘરનાં પેલાં નોકરચાકરનું પણ 'મોટીબેન'ના આ આનંદે ધ્યાન ખેંચ્યું હતું. તેમાં ય એ બાળકને ઊંઘાડવા માટે હાલરડું ગાતી ત્યારે તો પેલી હૃદય-ભીની હલકે ચાર ખંડના એક જ બ્લૉકનું નહિ, બલકે આસપાસના બ્લૉકોનું વાતાવરણ પણ ઉલ્લાસ-ભર્યું અને આહ્લાદક જ બની રહેતું

જનતામાં જનાર્દન માનીને સ્વીકારેલી પેલી લોકસેવા પણ એને આ બાળઉછેરના કામ આગળ ઓછી રસભરી જ નહિ, ઓછા મહત્ત્વની પણ લાગવા માંડી. અરે બાળકનાં કપડાં બાળોતિયાં પણ એ પોતે જ ધોઈ નાખતી. એટલું જ નહિ, પછી તો એ કમરો પણ એ જ પોતે સાફ કરતી ને પેલાં અડધી દુકાન જેટલાં વસાવેલ રમકડાં વગેરે પણ ગોઠવતી ને સાફ-સુફ રાખતી. ને તે પણ ભગવાનઘેલી મીરાંના પ્રેમ અને ઉલ્લાસથી

જીતુએ તો એક દિવસ એની મશ્કરી પણ કરી: 'તું તો, જેમ કોઈ દૃષ્ટા દૃશ્ય સાથે એકરૂપ બની જાય એ રીતે જ આ બેબી સાથે?—

ઘેલી તન્નાની સ્નેહભરી આંખો અશ્રુભીની થઈ ઊઠી. 'ખરી વાત છે જીતુ! બેબીએ તો મારા જીવનને એવું ધન્ય બનાવી મૂક્યું છે કે—મને સમજ નથી પડતી, હું પ્રભુ પાસે મારી કૃતજ્ઞતા કેવી રીતે વ્યક્ત કરું!'

તન્નાની આંખમાં અશ્રુ ન હોત તો જીતુ જરૂર કહેત: 'કૃતજ્ઞતા તો મારી માન.'

અને એક દિવસ આવા જ મતલબની વાત નીકળતાં તન્નાને રમુજભરી જોઈને એણે એ કહી ય નાખ્યું પરંતુ તન્નાએ ય એને અચ્છો જવાબ આપ્યો: 'તો તો પછી પક્ષી અને તેમાં ય પશુ તો માણસ કરતાં ય વધારે ધરખમ રીતે પોતે સર્જક હોવાનો દાવો કરી શકે છે!'

'હા પણ એ ય, તારા આ પ્રભુ જેવું સાવ અકારણ તો નથી જ ને?'

પરંતુ તન્ના, ભગવાનની બાબતમાં ભાગ્યે જ દલીલને આગળ લંબાવતી. એટલે અહીં ય, 'ખરી રીતે તો ભગવાન વિષેની દલીલ જ અકારણ છે જીતુ, એ કંઈ દલીલ કર્યે નહિ સમજાય બલકે સમજવો હોય તો તપ અને શ્રદ્ધાની રીતે જ એ કંઈક સમજી શકાય!' આમ કહીને એ ચૂપ રહી ગઈ.

તો જીતુ ય—દલીલ ખાતર ભલે એ ગમે તેમ બોલતો હતો બાકી એટલું તો સમજતો જ હતો કે પોતાનું કહેવાનું પેલું સર્જક તત્વ પોતાના આદેશમાં તો



ન જ હતું. એટલે તન્નાના જીવનમાં આવડી તૃપ્તિ અને આનંદ પ્રેરનાર ભગવાન હોય તો એનો આભાર માનવામાં ય એની કશી જ હરકત ન હતી.

પરંતુ કૃતજ્ઞતા અને આભાર માનવા છતાં ય પેલો પ્રભુ જાણે નિષ્ઠુર ન હોય એમ એક દિવસ બેબી માંદી પડી!

જીતુને પણ નવાઈ લાગી: 'તન્નાની આટઆટલી કાળજી છતાંય એ કેમ આમ બિમાર પડી ગઈ?'

અરે ખુદ ડૉકટરો પાસે પણ આનો જવાબ કેટલો સાચો હતો એ કોણ કહી શકે? કારણ ફૅમીલી-ડૉકટરે કહ્યું કે જરા હવા લાગી ગઈ છે. તો પાંચમે દિવસે પેલા એમ. ડી. એ વળી જુદું જ કહ્યું: 'ખૂબ સાચવવી પડશે, ટાઈફૉઈડ લાગે છે.'

ખલાસ! તન્નાની છાતી તો બેબી માંદી પડી ત્યારથી જ બેસી ગઈ હતી, પણ ટાઈફૉઈડ સાંભળીને તો હૈયું પણ જાણે બેસવા લાગ્યું.

ડૉકટરને વિનવતાં તો એનાં પેલાં ફાળભર્યાં નેણમાં અશ્રુ પણ ઊભરાઈ આવ્યાં, 'જોજો હોં ડૉકટર! આપ કહો તો હું ઘેર નર્સ રોકું ને કહો તો હૉસ્પિટલમાં ખસેડવા પણ તૈયાર છું પણ એના જીવને'- આગળ એ બોલી જ ન શકી.

અલબત્ત ડૉકટરોએ એના આ ભયને હસી કાઢયો એટલું જ નહિ ઠપકો પણ આપ્યો: 'અરે! તમારા જેવાં સુશિક્ષિત આમ કરે પછી—હવે તો ટાઈફૉઈડ પણ મેલેરિયા જેટલો જ સહજસાધ્ય છે.'

ને છતાં ય, બબ્બે નર્સ રોકવા છતાંય બિમાર બેબી ઉપર ફણીધર નાગની જેમ ચોવીસે કલાક ઝળુંબી રહેલી તન્નાની ફીકર દિવસે દિવસે વધતી જ ચાલી, બેબીનો તાવ પણ સાથે.

આ જોઈ ને જીતુ તથા ડૉકટરોએ પણ આકાશ-પાતાળ એક કરવા સરખા પ્રયત્નો કર્યા.

ને છતાં ય ચૌદમે દિવસે બેબી ખલાસ થઈ ગઈ. સાથે તન્ના પણ, 'ધીબ' દેતીકને જતી પડી!... અલબત્ત ડૉકટરી સારવારથી એ ભાનમાં આવી ને કેટલાક દિવસ પછી પેલું સેવાનું કામ સંભાળ્યું. પરંતુ એમાંથી પેલાં શાન્તિ અને આનંદની મૉજ તો હવે કરવા સરખી જ નો'તી રહી. જ્યારે લોકોનો ઉદ્ધાર કરી નાખવાનો ભ્રમ તો મૂળથી જ ન હતો. ને આમ આ સેવાકાર્ય એ યંત્રવત્—કરવા ખાતર જ કરી રહી.

એટલું જ નહિ આ પછી તો એ મિત્રોથી પણ પાછી હળવા ભળવા ને ટોળટપ્પાં પણ કરવા લાગી.

પરંતુ એ મિલનોમાં ને હાસ્યની પાછળે ય જીતુને એક પ્રકારની તટસ્થતા વરતાવા લાગી હતી. એણે જોયું તો રસોયાને ભલે એ જાતજાતની વાનિયો કરવાની સૂચના આપતી હતી ને એને ય ભલે એ હોંશથી જમાડતી હતી બાકી પોતે તો જમવામાં ય જાણે યોગ કરી રહી હતી—જે વાની એને વધારે ભાવતી એને જ એ ઓછી ખાતી હતી. ખાતાં ખાતાં પેલા ભાવનાર તત્વને જાણે તપાસતી જતી હતી.

ને શા માટે ભોજનમાં જ? પહેરવા ઓઢવામાં ય એ અચ્છાં અચ્છાં કપડાં પહેરતી ને નવાનવા ઘાટ શીવડાવતી છતાં ય જીતુ જોઈ શકતો હતો કે આ વળગાડથી એ વેગળી જ થતી જતી હતી.

આવી ઝીણી બાબતોમાં આમ હતું પછી રંગરાગની તો વાત જ કયાં રહી? અરે પ્રાણના પેલા અતિ પ્રબળ આવેગ વખતે ય જીતુએ જોયું તો એ એમાંથી વેગળી થઈ જવા મથી રહી હતી.

ને એક દિવસ જીતુ પૂછ્યા વગર રહી જ ન શકયો: 'સાચે જ તેં સંસારથી વિરકત થઈ જવા ધાર્યું છે તન્ના?'

જીતુની જાણે દયા આવતી હોય તેમ તન્નાએ હાસ્ય કર્યું, બોલી: 'હું તો ઘણું ય ધારું પણ એમ ધારવાથી કંઈ વિરકત ઓછું થઈ શકાય છે?'

ને જીતુએ વળી એનો એ સવાલ કર્યો:



'તું જ તો એકવાર જીવન તજવાની વિરુદ્ધ હતી એમાં નરી કાયરતા જ માનતી હતી. ને હવે '—

તન્ના વળી હસી. સ્વગત બોલતી હોય તેમ વચ્ચે બોલી: 'પણ હવે મને લાગે છે કે કાયરતાથી જ આપણ આ આવા અધૂરા જીવનને વળગી રહ્યાં છીએ.' ક્ષણેક થંભી વળી બોલી: 'બલ્કે આપણી એ કાયરતાને લીધે જ આ નિરાધારતા છે.' અને જીતુ સામે જોઈ એને માઠું ન લાગે માટે હસીને સવાલ કર્યો: 'તે દિવસ તું પિતા હોવાનો દાવો કરતો'તો તો ભલા એમીને'—ને રૂદન આડે એ માંડ માંડ વાક્યને પૂરું કરી શકી, 'કેમ બચાવી ન શક્યો ?!' જીતુને પણ દુ:ખ થઈ આવ્યું. પ્રેમથી વ્યાકૂળ બનેલા અવાજે એણે કહ્યું: 'તન્ના! તું સમજુ થઈ ને ય આવી ગાંડી વાત કર્યા કરીશ! મૃત્યુ તો જીવ માત્રને છે. અરે આદિકાળમાં ઋષિ મુનિયોય —'

પણ તન્ના આથી આગળ સાંભળવાને તૈયાર ન હતી. ને વળી એ સ્વગતની જેમ બોલી ઊઠી: 'તો આપણે એવું જીવન મંજૂર નથી...અનેકાનેક દવાઓ પી પીને ને નાનાં મોટાં અનેક કષ્ટ સહીને જન્મ આપેલા બાળકને જો એ જીવાડી ન શકે તો પછી માતા થવાનો ને કહેવડાવવાનો અર્થે ય શો જીતુ ?' રૂદનનો ઘૂંટડો ભરી જતાં ને પાલવે આંખો કોરી કરતાં વળી એ બોલી: 'એના કરતાં તો બહેતર છે પશુપક્ષી જ કે જે, જીવન જીવન કરીને ભ્રમનાં જાળાં નથી ગૂંથતાં કે નથી ઢીમ્ ઢીમ્ વગાડતાં માતૃત્વ ઉપરે ય!'

બે પાંચ ક્ષણ થંભી વહે જતાં આંસુનું ય ભાન ખોઈ બેઠેલી તન્ના વળી બોલવા લાગી: 'આ આવા જીવનનાં આટ આટલાં યશોગાન નહિ કરો તો ય તમારાથી એ છૂટવાનું નથી પણ અહીં તો '—

અને જીતુએ જોયું તો પોતા તરફ માંડેલી એ આંખોમાં આંસુ સિવાય પણ બીજું કંઈક મલકી રહ્યું હતું. બોલી, 'જીવન છોડવાની વાત જ નથી બલ્કે બદલવાની વાત છે.'

'હા હા તન્ના, મને ખબર છે તું પૂર્ણયોગની વાત કરે છે એ. પણ ભલા એ શક્ય છે ?'—

વળી તન્નાએ જીતુ તરફ દયામણી નજરે જોયું: 'જીતુ! આપણાં જેવાં માણસ કે જેણે બહુ બહુ તો થોડાંક થોથાં વાંચ્યાં હશે ને એથી વિશેષ કંઈક તરંગ દોડાવી જાણતાં હઈશું પણ એટલા ઉપરથી આપણાથી અનેકગણા શક્તિસંપન્ન ને સત્યનિષ્ઠ માણસે બેઠેલા ને આત્મસાત કરેલા પંથને ભલા કેમ કરીને કહી શકીએ 'અશક્ય!'—પણ ત્યાં તો ખુદ તન્નાને જ પોતે ભાન ભૂલ્યાનો ખ્યાલ આવ્યો, હસીને ઉમેર્યું: 'પણ ભૂલી! દલીલને અહીં સ્થાન જ નથી. હોઈ પણ ન શકે!'—

પરંતુ બે પાંચ પળ થંભી વળી એણે વાત ઉપાડી: 'પણ એક વાત! આજે વાત નીકળી છે તો હું તને કહી જ દઉં કે જે નિખાલસતાથી આપણે સહજીવન સ્વીકાર્યું એ જ નિખાલસતાથી આપણે હવે અલગ પણ થઈ જઈએ!'—

જીતુ સાચે જ ઝંખવાણો પડી ગયો. એટલું જ નહિ દુ:ખી થઈ ઊઠ્યો: 'નહિ નહિ તન્ના! તારી અહીં સમજફેર થાય છે. તારા સમ જો મારો ઈરાદો જીવનથી કિનારો કરી જતી તને પાછા જીવન તરફ ખેંચવાનો હોય તો! પણ આ તો '—

ને જીતુની આ નિખાલસતા અને પ્રેમની મારી તન્ના ઢીલી પડી ગઈ ને વળી પાછી એ રફતે રફતે જીવન તરફ વળી...

તે જીવને પણ એના ઉપર વળી જાણે મહેર કરીને અતિ સુંદર એવા પુત્રની એને માતા ય ફરી બનાવી દીધી.—

અલબત્ત એનો અર્થ એમ તો નો'તો જ કે તન્નાએ મિત્રોની પેલી ટકોરથી ડરીને જગતના આ જીવનમાંથી પગ ખેંચી લેવા પડતો મૂક્યો હતો. તો એને હિસાબે, જીવન તજવાની કાયરતાને લીધે જ પોતે આ અધૂરા જીવન તરફ પાછી ફરી છે એમ પણ નો'તું



પરંતુ પેલા ક્રૂર વિધિએ એના ખોળામાંથી પેલું બીજું બાળકેય નિર્દય બનીને આંચકી લીધું !

ને આ સાથે જ જીતુ, તન્નાના દિલ દુઃખની કલ્પના કરતાં ચિત્તભ્રમ સરખો બની ગયો. એને સમજ નો'તી પડતી, 'તન્નાને હવે હું કઈ રીતે શાન્ત્વન આપીશ ? !'

પરંતુ આ વખતે તન્ના ન તો બેભાન બની કે ન એ આંસુની ધાર રેલાવવા સિવાય વિશેષ કંઈ રડી ય. લગભગ શાન્ત હતી.

ને જીતુના જીવને એક પ્રકારની નિરાંત વળી : 'ચાલો આ વખતે જીવનનો આ કારમો ઘા એણે હિંમતથી ઝીલ્યો છે !'...

પણ બીજે દિવસ નિત્યકર્મથી પરવારી ચાના ટેબલ ઉપર તન્નાની રાહ જોતાં જ ઉપર પડેલા સુંદર અક્ષરોવાળા પરબીડિયામાંના કાગળે એનો ભ્રમ ભાંગ્યો :

'પ્રિય જીતુ !'

તારા તરફના પ્રેમને લીધે જ તો મેં જીવનનો પેલો ભ્રામક અંચળો ઉતારતાં ઉતારતાં વળી ઓઢયો ને ? પણ આજે મને લાગે છે એ ય પેલા લોભામણા જીવનનો છળ જ હતો ! ઉપરાંત પ્રેમનો એ પ્રકાર પણ ઉતરતી કોટીનો ને ખૂદ કાયર હતો. બાકી પ્રેમ તો જગતના કોઈ પણ છેડા પર--અરે મૃત્યુ પછી પણ કે' છે કે અબાધિત રહે છે.

બાકી તો તારા લગ્નની કુમ્કુમ્ પત્રિકાની રાહ જોઈશ. દરમિયાન સરનામું પણ પાકું થયે જણાવીશ.

આશા છે મને માફ કરીશ.

તારી તન્ના.'

પરંતુ મિત્રમંડળે તો આ વાત જાણીને એને 'તમન્ના' જ કહી, એ સિવાય બબ્બે બાળક આમ મરેય નહિ ને છતાં ય એકંદરે સુખી કહી શકાય એવું જીવન છોડીને એ આધ્યાત્મકવાદ તરફ વળે ય નહિ !

★

**પ્રો. રમણ કોઠારી**

## વસંતાગમને

[ કવિવર ન્હાનાલાલને અંજલિ ]

કવિ ! આજ ગાઓ,
વસંત આવી; કવિ તો વધાવો.

આ જિંદગીમાં નિત ગાઈ જેને,
ઉરે ઉરે થાપી વધાવી જેને,
તેને સ્વીકારો કવિ આજ આવી;
વસંત રૂપે કવિતા પધારી.

વસંત વાત ?
ન માત્ર મ્હા પંચમીની જ જાત,
ન વા અરે પૂનમ કેરી રાત,
વને વને ફુલ્લ વસંત નાંગરી;
તેથી વધુ જીવનમાંહી પાંગરી.

વસંત શું જીવન નવ્ય ન્યાળું,
આ પુષ્પ પર્ણે મધુ રંગ ભાળું.
કવિતો સુણાવો કવિ કેરી વાણી,
આવી ઊભાં આંહી વસંતરાણી.

સૂનાં શ્રોતાજન બધાં, સૂના કવિજન દેશ,
સૂનાં પ્રણયકથાનકો, (અહીં)સૂના વસંત વેશ.

વસંત શા નૂતન સૂર ન્હાનલ !
આ માઘ માસે કદી ના જગાવો,
વસંત કોડામણીથી વધાવા
મ્હેમાન મોંઘા બની તો પધારો.
વસંત વૈતાલિક હે કવીન્દ્ર !
વસંત આતિથ્ય શું ના સ્વીકારો ?

★



બીજા સ્રાવો ભળેલા હોય છે. શુક્રવાહિની નલિકા વૃષણમાંથી બહાર નીકળી પેડુમાં જઈ છેક મૂત્રાશયના મૂળ સુધી જાય છે. ત્યાં એની એક શાખા વિસ્તૃત બની વીર્યાશય બને છે. અહીં વીર્ય સંઘરાઈ રહે છે. આની નળી અને શુક્રવાહિનીની નળી એક બનીને 'ઈજેક્યુલેટરી ડક્ટ' બને છે, જે અષ્ટીલાગ્રંથિમાંથી પસાર થઈ મૂત્રનળીના ઉપલા ભાગમાં ખૂલે છે. આ મૂત્રનળી એ વીર્ય ને પેશાબ બંનેના વાહન માટેનો માર્ગ છે. વૃષણના વચલા ભાગ આગળથી શુક્રવાહિની નલિકાને કાપી છૂંદી નાખી કે બાંધી દેવાથી પુરુષમાં કાયમી વંધ્યત્વ આવે છે. કારણકે શુક્રગ્રંથિઓમાંથી શુક્રકોષોને આગળ જવાનો રસ્તો બંધ થાય છે. સંતતિનિયમન માટે કે ગાંડા અને અમુક રોગીઓમાં વંધ્યત્વ આણવા ખાતર 'વાઝેક્ટોમિ' (Vasectomy) નું જાણીતું ઑપરેશન કરવામાં આવે છે તે આ નલિકાને કાપી નાખી છૂંદવાની ક્રિયા છે.

જન્મ પહેલાં થોડા વખત અગાઉ શુક્રગ્રંથિઓ પેડુમાં રહે છે. પછી તે વૃષણમાં ઊતરે છે. આવા નાજુક અને અત્યુપયોગી અવયવને કુદરતે પેડુમાં રાખવાને બદલે શરીરની સપાટી ઉપર લટકતું કેમ રાખ્યું હશે? સ્ત્રીઓમાં બીજકોષ પેદા કરતી બીજગ્રંથિઓ તો પેડુના રક્ષણમાં ગોઠવાયેલી છે. આંચળવાળાં પ્રાણીઓમાં ફક્ત હાથીની શુક્રગ્રંથિઓ પેડુમાં ગોઠવાયેલી છે, તો બીજાં પ્રાણીઓની સાથે મનવીની શુક્રગ્રંથિઓ શરીર બહાર શાથી હશે?

આમાં કાયાની કરામત સમાયેલી છે. એક તો વૃષણ 'એરકન્ડીશન્ડ' કોથળી છે. શુક્રગ્રંથિઓ શરીરના ઉષ્મામાનથી એક ડીગ્રી ઉષ્માભાનમાં રહે તો જ તે શુક્રકોષો ઉત્પન્ન કરી શકે એમ છે. એટલે એમને યથાયોગ્ય ઉષ્માભાનમાં રાખવા કાજે શરીરની બહાર વૃષણમાં ગોઠવવામાં આવી છે જેમાંથી પસીનો થવાથી શુક્રગ્રંથિઓ માટે માફકસર ઉષ્માભાન જળવાય છે. પુષ્કળ ઠંડી વખતે વૃષણ સંકોચાતાં ગ્રંથિઓ ઊંચી ચડવાથી એમને યોગ્ય ઉષ્માભાન મળી રહે છે.

કવચિત એક કે બંને શુક્રગ્રંથિ પેડુમાં રહી જાય છે. આ સ્થિતિમાં તે શુક્રકોષો પેદા કરી શકતી નહિ હોવાથી વ્યક્તિ વંધ્ય રહે છે. ઑપરેશન દ્વારા નીચે ઉતાર્યા બાદ તે કાર્યક્ષમ બને છે. વધારે કે લાંબા વખતના તાવ વખતે આ ગ્રંથિઓ ઉપર અસર થતાં શુક્રકોષો ઉત્પન્ન નહિ થવાથી કામચલાઉ વંધ્યત્વ આવી પડે છે. એક્સ-રે, રેડિયમ કે ગરમ ભઠ્ઠીઓ પાસે લાંબા સમય સુધી કામ કરનારાઓને વૃષણ ઉપર ગરમીની અસર પહોંચવાથી વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. નહાતી વખતે લાંબા વખત સુધી શુક્રગ્રંથિઓ ઉપર ગરમ પાણી નાખવાથી શુક્રકોષોનું ઉત્પાદન મંદ કે બંધ પડતું હોવાનું માનવામાં આવે છે, ગરમ પ્રદેશમાં વસનારાઓને પુષ્કળ તાપના દિવસોમાં આ સ્થિતિ પ્રાપ્ત થતી હોવાનું સ્વીકારવામાં આવ્યું છે.

શુક્રગ્રંથિનાં બે કાર્ય છે. એક તો તે શુક્રકોષો પેદા કરે છે. જેના ઉપર માનવકુળનો વંશવેલો કાયમ રાખનારી પ્રજનનક્રિયાનો મુખ્ય આધાર છે. બીજું તે ટેસ્ટાસ્ટેરોન નામનો સ્રાવ પેદા કરે છે, જે લોહીમાં ભળી આખા શરીરમાં વ્યાપે છે. પુખ્ત વય થતાં સુધી આ ગ્રંથિનું કાર્ય મંદ રહે છે. યૌવનારંભે એનું કામ ઝડપી બને છે. ટેસ્ટાસ્ટેરોન સ્રાવની અસર નીચે યુવાનમાં અવાજ બદલાવો, મૂછનો દોરો ફૂટવો, હૈડીઓ ફૂટવો, કામેચ્છા થવી અને બીજાં જાતિગત ઉપાંગોનો વિકાસ થાય છે.

ટેસ્ટાસ્ટેરોન કોઈ અજબ રસાયણ છે. સમસ્ત પ્રાણીસૃષ્ટિમાં નરદેહને ઓજસ, બળ, સ્ફૂર્તિ અને પૌરુષ આપનાર એ જ દ્રવ્ય છે. મરઘાના નાના બચ્ચાંને આનું ઇંજેકશન આપવામાં આવે તો મોટા મરઘાની જેમ એનાં વાણી અને વર્તન બને છે. યૌવનારંભે ટેસ્ટાસ્ટેરોનનો સ્રાવ શરૂ થઈ પચ્ચીસ-ત્રીસ વર્ષની વયે તો તે પૂર્ણ કળાએ પહોંચે છે. ત્યારબાદ ધીમે ધીમે ઘટતો જઈ સાઠ વર્ષની વયે તો તે મંદ પડે છે. કવચિત્ કોઈ વ્યક્તિમાં આવું અકાળે બને છે.





આમ થતાં દર્દી નિરતેજતા હતાશા ઉદાસીનતા અનિદ્રા અકારણ ઉશ્કેરાટ વગેરેનો ભોગ બને છે. ઉપચારમાં ટેસ્ટાસ્ટેરોનનાં ઇન્જેક્શન આપવાથી તેને પુનઃ સ્ફૂર્તિ અને જોમ પ્રાપ્ત થાય છે. એની કામ વૃત્તિ સતેજ બને છે. (પણ જો વીર્યમાં શુક્રકોષો ના હોય તો પ્રજનન તો થઇ શકતું નથી) પ્રચલિત માન્યતા મુજબ, આ દવાથી વૃદ્ધાવસ્થા અટકતી નથી કે વૃદ્ધોને જુવાનીનું જોમ આવતું નથી, વૃદ્ધાવસ્થા ટાળવા ખાતર બીજા માનવીની કે વાંદરાના શુક્રગ્રંથિ દર્દીના શરીરમાં મૂકવાની પદ્ધતિ અખત્યાર કરવામા આવે છે પણ જાણવા જેવું છે કે શુક્રગ્રંથિઓ ફક્ત એના માલિકના ઉપયોગ માટે જ કુદરતે બનાવી છે. એટલે આવા ઉપચારો નિષ્ફળ નીવડે છે.

હવે શુક્રકોષો વિષે. એમનું કદ અત્યંત સૂક્ષ્મ છે, લોહીનાં લાલકણો અને બીજકોષો કરતાં પણ નાનું, ફક્ત $\frac{1}{500}$ ઇંચનું. દરેક શુક્રકોષોને અંડાકાર માથું અને વાળ જેવી પૂંછડી હોય છે. પૂછડીના હલનચલનથી તે પ્રગતિ કરે છે. સૂક્ષ્માતિસૂક્ષ્મ માથામાં ૨૪ ક્રોમોસોમો હોય છે. ક્રોમોસોમોમાં સૂક્ષ્મદર્શક યંત્ર નીચે પણ ના દેખાય એવાં સૂક્ષ્મ હજારો જીનો છે. મા અને બાપનાં જીનો એકઠાં મળી બાળકનું શરીર ઘડાય છે. વ્યક્તિનાં શરીર વાળ ને આંખોનો રંગ, એની ઊંચાઈ, બુદ્ધિમતા, આયુર્મર્યાદા, શારીરિક રોગો ને ખોડો અને આવા બધા અનુવંશિક સંસ્કારો માબાપમાંથી બાળકને આ જીનો દ્વારા પ્રાપ્ત થાય છે. આપણા શરીરની પેઠે શુક્રકોષો પણ પરિપકવતા અને વૃદ્ધત્વ પામે છે. વારંવાર સંભોગ કરવાથી વીર્યમાં અપરિપકવ શુક્રકોષો આવવાથી પ્રજનનકાર્ય થઈ શકતું નથી. વળી શરીરમાં લાંબો વખત સંઘરાઈ રહેલા શુક્રકોષો મૃત્યુ પામે છે.

જાણવા જેવું છે કે બાળકની જાતિ નક્કી કરનાર પુરુષ જ છે. આ સંબંધમાં માતાને લેવાદેવા નથી. પુરુષના શુક્રકોષોમાં અડધા Y (વાય) જાતના છે તો અડધા X (એક્ષ) પ્રકારના છે. સ્ત્રીના ક્રોમોસોમ ફક્ત

### શુક્રકોષ

સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા પણ દેખાવો મુશ્કેલ એવો શુક્રકોષ ૧૩૦૦-ગણો મોટો કરી ચિત્રમાં બતાવ્યો છે.

a-માથું
b-શરીર
c-પૂછડી




X એક્ષ જાતના જ હોય છે. પુરુષના Y વાય ક્રોમોસોમ માતાના બીજ સાથે જોડાય તો દીકરો અવતરે છે અને જો પુરુષનો X એક્ષ ક્રોમોસોમ બીજ સાથે જોડાય તો દીકરીનો જન્મ થાય છે. માતાના બીજ સાથે પિતાના Y વાય ક્રોમોસોમનું જોડાણ એ કેવળ કુદરતી કરામત છે. એમાં માનવીની ઇચ્છા કે હેતુપૂર્વકની ગોઠવણી ઉપયોગી નથી નીવડતાં.

પુરુષના એક વીર્યસ્રાવમાં આશરે પચાસથી એંસી કરોડ શુક્રકોષો હોય છે. આમાંથી માત્ર એક જ સ્ત્રીના બીજ સાથે જોડાય તો ગર્ભધાન થાય છે. આમ થવા માટે ઘણી સુયોગ્ય સ્થિતિ હોવી જોઈએ. એક તો એમની જિંદગી માટે પ્રવાહી પોષણ હોવું જોઈએ. જે અષ્ટીલાગ્રંથિ, અને સેમાઈનલ વેસીકલ્સના સ્રાવોમાંથી મળી રહે છે. એમાં થોડી શર્કરા હોવાથી શુક્રકોષોને શક્તિ મળે છે. વળી આ અલ્કલિ હોવાથી યોનીની અમ્લતા નાશ પામે છે. અલ્કલિ માધ્યમમાં શુક્રકોષો જીવી શકે છે. શુક્રકોષો અત્યંત નાજુક છે. યોનીની પેશીઓની ગડો એને પર્વતારોહણ જેવી

નાથાલાલ દવે

# હિમાલયના ઉંબરમાં

ગયા અંકમાં અધૂરો રહેલો આ પ્રવાસલેખ આ અંકમાં પૂરો થાય છે. પણ આ ઉત્તરાર્ધમાં વિશ્વખ્યાત પહાડ-ખેડુ સાહસવીર તેનસિંગની વિગતસરી મુલાકાત ખૂબ વાચનક્ષમ બને તેવી છે એટલે આ ઉત્તરાર્ધ વધુ સમૃદ્ધ બનેલ છે......

[ ગતાંકથી પૂરું ]

ધૂપીનાં વૃક્ષો હવામાં ઝૂલતાં હતાં અને સફેદ વાદળાંઓ આવી આવીને વૃક્ષો વચ્ચે છુટ્ટાં પડી જતાં હતાં. પહાડો પર ધુમ્મસ હતું.

કાંચનજંઘાનાં દર્શનની આશાએ હું વહેલો આવીને બેઠો હતો. દાર્જીલિંગ પર સવાર પડતું હતું.

ધુમ્મસના સફેદ પરદા વચ્ચે એક આછી રૂપેરી રેખા ઊપસી. મધ્ય આકાશમાંથી ધુમ્મસ ખસ્યું અને હિમ મંડિત શિખરનો એક ધવલ ત્રિકોણ દેખાવા લાગ્યો.

હૃદય થંભી જાય એવું એ દૃશ્ય હતું. પ્રભાતના સૂર્યનાં પ્રથમ કિરણો કાંચનજંઘાને સ્પર્શતાં હતાં.

બીજું એક શિખર સ્પષ્ટ થયું. પછી ત્રીજું. કરાડ પર કરાડો ખુલ્લી થવા લાગી. બધે બરફ છે. પૂર્વ તરફથી તડકો આવે છે. બીજી બાજુ લાંબા પડછાયા પડે છે. પહાડની ડાબી બાજુએ એક નવું સુવર્ણબિંદુ મોટું થવા લાગ્યું. અંધકારમાંથી જાણે કે કોઈ દ્વીપ બહાર આવે છે. એની સીમા વિસ્તરવા લાગી. બે, ત્રણ, ચાર, નવાં શિખરો ઝળહળી રહ્યાં.

દૃશ્ય વિશાળ થતું ગયું. મુખ્ય શિખરની બાજુમાં બીજાં શિખરો દેખાયાં. વચ્ચેનો ખાલી ભાગ, તેના પરથી વાદળાંનો પટ ખસ્યો. આખી ગિરિમાળા ઉજ્જવલ ધવલ રંગોથી ઝળહળવા લાગી. કઠોર કરાડોએ કેવા કોમલ રંગો ધારણ કર્યા છે! રુદ્ર આજે સૌમ્ય સ્વરૂપે દર્શન દે છે.

અહીંથી ૬૦ માઈલને અંતરે ૨૮૦૬૮ ફીટ ઊંચો આ કાંચનજંઘાનો ભવ્યભીષણ પહાડ ઊભો છે. વચ્ચે છે ઘનઘોર જંગલો, કાળમીંઢની કરાડો, કાતિલ ઠંડી અને બરફનાં તોફાનો. ૧૯૩૪માં કાંચનજંઘા ચડવાનો એક માત્ર નિષ્ફળ પ્રયાસ થયો હતો. એફ. એસ. સ્મીથે આ ગિરિમાળાની વિકરાળ કરાડો અને ભયંકર હિમ પ્રપાતોનું વર્ણન કરતાં કહ્યું છે કે કાંચનજંઘા અને નંગપર્વત સદાય દુર્જેય રહેવાનાં છે. એની સરખામણીમાં એવરેસ્ટનું ચઢાણ સહેલું ગણાય છે.

પણ અહીંથી તો ભૂરા આકાશ નીચે રૂપેરી શિખરો પર ખીલતું આ પ્રભાત! એની સુકોમલ શોભાનું કેમ વર્ણન થઈ શકે? એ હિમાચ્છાદિત કરાડો પર પૂર્વ બાજુથી તડકો આવે છે, પશ્ચિમ તરફ પડછાયા પથરાય છે. તેમાં અગિયાર જેટલાં વિશાળ ગગનચુંબી શિખરો જુદાં તરી આવે છે. ધવલ હિમપુંજ પર તેજછાયાની અદ્ભુત લીલા રચાય છે. કેવું શુભ્ર,

---

થઈ પડે છે. યોનીના સ્રાવો કોક જલધોધના સામા પ્રવાહમાં તરતા જવા જેવા દુષ્કર થઈ પડે છે. આવા અંતરાયો ઓળંગી શુક્રકોષોને બીજને ભેટવા માટે સાત ઈંચનો પ્રવાસ ખેડવાનો છે. આમાં એકથી બે કલાક જેટલો સમય વીતે છે. પણ આટલો પંથ કાપવામાં તો લાખ્ખો શુક્રકોષો થાકના માર્યા નાશ પામે છે. લાખ્ખો પોષણ વગર અને કપરા સંજોગોને લીધે મરી જાય છે. કેટલાક સશક્ત રહે તે આગેકૂચ કર્યે રાખે છે. પણ આમાંય ચાર કલાક જેટલો સમય વીતી જતાં તેઓ થાકી જઈ છેવટે મૃત્યુ પામે છે. આમ સાનુકૂળ સંજોગોમાં કોઈ શુભ પળે કરોડોમાંથી માત્ર એક વીર્યવાન શુક્રકોષ બીજને ભેટે છે, એના શરીરમાં પ્રવેશે છે. આ બને છે બીજનું ફલિનીકરણ; અગર તો ગર્ભાધાન.







શાંત, નિર્મળ દૃશ્ય! કેવો વિપુલ વિસ્તાર! કેટલું અસીમ સામર્થ્ય! કેટલું હૃદય અને મનને સભર ભરી દેતું અપાર સૌંદર્ય! સમાધિસ્થ યોગી સમો નગાધિરાજ હિમાલય પ્રભાતનો તેજપુંજ જટા પર ઝીલતો પ્રશાંત આત્મલીન બીરાજે છે.

હાશ, આજે આંખો ધન્ય બની. જે જોવાનું હતું તે જોયું. દ્યાવાપૃથિવીને વ્યાપીને નભને સ્પર્શતા એવા વિરાટ પરમાત્માએ સવ્યસાચી અર્જુનને દર્શન આપ્યાં હતાં ત્યારે અનંતવીર્ય અને અમિતવિક્રમ એવા ઈશ્વરને 'सर्वं समाप्नोषि ततोऽसि सर्वः' કહી અર્જુને વંદન કર્યાં હતાં. સ્થાવરશ્રેષ્ઠ હિમાલયની ઊર્જિત વિભૂતિને આજે કંઈક એવા જ ભાવથી હૃદયવંદના કરી. કવિ કાલિદાસે જેને પૃથ્વીનો માનદંડ કહ્યો છે એ હિમાદ્રિ પર શાંત સૌમ્ય સૂર્યોદય નિહાળવાનું સૌભાગ્ય આજે પ્રાપ્ત થયું.

હિમમંડિત એ શિખરો પર પ્રકાશનાં વર્ષા વીશેક મિનિટ ચાલુ રહી. નીરવ પગલે ધુમ્મસ આવ્યું. અને આખું દૃશ્ય ધીરે ધીરે લુપ્ત થયું. મન અને પ્રાણમાં આનંદનાં ઝંકાર રહી ગયાં.

સામેના નેહરુ રોડ પર ગુલાબી રંગના મકાનની બારીઓ ઊઘડી. એ શેરપા તેનસિંગ નોરકેનું ઘર છે. એવરેસ્ટ પર સફળ આરોહણ કરીને તેણે વિશ્વભરમાં ખ્યાતિ મેળવી છે. કલકત્તાના ધનિકોએ સીમેન્ટનું આ ત્રણ માળનું મકાન બંધાવી તેનસિંગને ભેટ આપ્યું છે. તેનસિંગને મળીએ એટલે દાર્જીલિંગની યાત્રા પૂરી થાય.

*

'એશો, મોશાય!' રવીન્દ્રનાથ મિત્ર નામના એક બંગાળી સજ્જને અમારો સત્કાર કર્યો: 'બેસો, તેનસિંગ તૈયાર થઈને આવે છે.'

તેનસિંગની બંને પુત્રીઓ આવી. નીમ અને પીમ તેમનાં નામ છે. મિશન શાળામાં ભણે છે. તેનસિંગનાં પત્ની કૂણીમાં તડકો ખાતાં બેઠાં હતાં.

મેં કહ્યું: 'સૌરાષ્ટ્રથી આવું છું.'

સૌરાષ્ટ્રનું નામ ત્રણમાંથી કોઈએ સાંભળેલું નહીં, પણ ગૂજરાત કયાં આવ્યું તેની ખબર છે, અને પોરબંદરનું નામ તેઓ જાણે છે. કારણ કે ત્યાં મહાત્મા ગાંધીજીનો જન્મ થયો છે.

ભારતનો નકશો મારી પાસે હતો. તેમાં મેં પોરબંદર બતાવ્યું. ને કહ્યું કે, 'ત્યાંથી નજીક મોરબી છે. ૨૨૦૦ માઈલ દૂરથી અહીં આવ્યો છું.'

ત્રણે હસ્યાં: 'ઓહ! બહોત દૂર!'

મેં કહ્યું: 'અહીં આવવું એ મુશ્કેલ નથી. મુશ્કેલ તો છે અહીંથી નકશામાં અઢી ઈંચ દૂર એવરેસ્ટ છે ત્યાં પહોંચવું તે.'

ગમ્મત તેઓ સમજ્યાં. પંખીના જેવો નિર્મળ હાસ્ય-કલરવ ગાજી રહ્યો.

૧૯૧૪માં નેપાળના ખુમજુન ગામમાં તેનસિંગનો જન્મ થયો. નાનપણમાં દાદા તથા પિતા પાસેથી તે પહાડોની વાતો સાંભળતો. હિમાલયનાં ઉન્નત શૃંગો ચડવાની તમન્નાથી તે દાર્જીલિંગ નાસી આવ્યો. આરોહક ટૂકડીઓ સાથે તે સામાન્ય મજૂર તરીકે જોડાયો. ધીરે ધીરે તે શેરપાઓનો સરદાર બન્યો. હિમાલયનો તે એવો ભોમિયો બની ગયો કે તેના વગર કોઈ આરોહક ટૂકડીને ચાલે નહીં નેપાળી લોકો તેને 'બરફનો વાઘ' કહેવા લાગ્યા.

ઈ. સ. ૧૮૫૨માં બંગાળના રાધાનાથ સિકંદરે જ્યારે જાહેરાત કરી કે એવરેસ્ટ એ જગતનું સર્વોચ્ચ શિખર છે. ત્યારે જગતના શિખરિણીઓ એ ચડવા તલપાપડ બન્યા. કુલ અગિયાર ચઢાણો થયાં, તેમાં નવમાં તેનસિંગે ભાગ લીધો. ૧૯૨૧માં જ્યોર્જ એ. મેલરી નામના અંગ્રેજ શિક્ષકે પ્રથમ આરોહણ કર્યું. એવરેસ્ટ ચડવાની મુશ્કેલીઓનો જગતને પરિચય થતો ગયો તેમ તેમ તૈયારી પણ વધારે સચોટ થવા લાગી. ધીરે ધીરે સર થતી ગયેલી ઊંચાઈની તવારીખ જાણવા જેવી છે—

૧૯૨૧: નેતા—લે. ક. સી. કે. હાવર્ડબરી, ૨૩૦૦૦

ફીટ. '૨૨ઃ નેતા—બ્રિગેડિયર જનરલ સી. જી. બ્રુસ, ૨૭૩૦૦; '૨૪ઃ નેતા—જનરલ બ્રુસ, ૨૮,૧૫૦; '૩૩ : નેતા—રટલેજ, ૨૮૧૦૦ ; '૩૫ : નેતા—એરિક શિષ્ટન, ૨૩૬૦૦ : '૩૬ : નેતા-હ્યુ રટલેજ, ૨૩૭૦૦ ; '૩૮ ; નેતા —ટિલમેન, ૨૭૩૦૦ ; '૫૧ : નેતા—એરિક શિપ્ટન, ૨૬,૬૦૦. ૧૯૫૨માં સ્વિર ડૉ. આર. ડ્યુરાન્ટે ૨૮,૨૦૦ તથા ડૉ. આર. શિવાલીએ ૨૬,૫૭૫ ફીટની ઊંચાઈ સર કરેલી. છેલ્લે ૧૯૫૩માં કર્નલ જોન હંટની સરદારી નીચે આવેલ ટુકડીમાં ન્યૂ ઝીલેન્ડના મધમાખી ઉછેરનાર ઈ. પી. હિલેરી, તથા તેનસિંગે ગિરિસમ્રાટ એવરેસ્ટ પર પ્રથમ ધ્વજ ફરકાવ્યો.

૧૯૫૨માં સ્વિસ ટુકડીમાં તેનસિંગે એવરેસ્ટ પર ૨૮,૨૧૦ ફીટની ઊંચાઈએ પહોંચીને જગતનો ત્યાર સુધીનો આંક તોડેલો. રેમંડ લેમ્બર્ટ સાથે તે કૃત્રિમ પ્રાણવાયુ વગર જ ચડ્યો હતો. દસ દસ આક્રમણો છતાં દુર્જેય રહેલા હિમાલયના શિખરમણિ એવરેસ્ટ પર ઇતિહાસમાં પહેલીવાર માનવીએ પગ મૂક્યો. જગતના સાહસવીરોમાં શેરપા તેનસિંગ નોરકેનું નામ અમર બન્યું.

તેનસિંગ આવ્યા. ગરમ ભૂરું સ્વેટર તથા સુરવાલ પહેરી હતી. છબીઓમાં દેખાય છે તેનાથી જુદા જ પ્રકારનો તેનો દેખાવ છે. ગુલાબી ઝાંયવાળો ગોરટિયો ચહેરો, પડછંદ કસાયેલ શરીર, મુખ પર મધુર નિખાલસતા, તેનાં પત્ની જેને 'અનુપમ' કહે છે એવું સ્મિત. ભવ્ય દુર્ગમ પહાડોમાં તેની જિંદગીનાં ચાળીશ વર્ષ વીત્યાં છે. ભયાનક જોખમો ખેડવાં એ જ તેનું રોજનું કામ થયું છે. ચાલમાં સ્વસ્થતા છે, સ્ફૂર્તિ છે. દઢતાથી તે ડગલાં ભરે છે. સ્નેહથી તેણે હાથ લંબાવ્યો. તેનસિંગ સાથે હાથ મેળવવો એ નવો અનુભવ હતો. તેના સ્પર્શથી જાણે કે શરીરમાંથી વીજળી પસાર થઈ ગઈ.

ચઢાણ વખતે વાપરેલી ચીજો તેણે બતાવી. સ્વેટરો, મફલરો, ગાદીવાળા બૂટ, બરફ તોડવાની હળવી-ફૂલ કુહાડી; રેશમનો રમીઓ, હળવી પણ મજબૂત, ચઢાણ માટે ખાસ બનાવેલી માથાની ટોપી, બરફના ઉજાસ સામે આંખનું રક્ષણ કરવાના ચશ્મા, હવા પાતળી બને ત્યારે પ્રાણવાયુ લેવાનું યંત્ર, અને એવરેસ્ટ પર તેનસિંગ વાવટો ફરકાવે છે એ હિલેરીએ લીધેલી વિશ્વવિખ્યાત છબી. જગત ભરમાંથી ભેટો આવી છે. રેડિયો, ગ્રામોફોન, ચિત્રોનાં આલ્બમ, હિમશિખરોની છબીઓ, ફ્રેમો, ચંદનની છબીઓ, કલાકારીગરીના નમૂના, નેપાળ રાજ્યે આપેલો ઇલકાબ, દિલ્હી સુધારાઈએ આપેલું માનપત્ર, પંડિત નેહરુએ આપેલાં કોટ મફલર; રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ ભેટ આપેલ ચંદ્રક જેના પર કોતરેલ છે "साहसे श्री प्रतिवसति."

ચાલો તેના પ્રવાસની વાત સાંભળીએઃ—૧૯૫૩ ના માર્ચની ૮ મી તારીખે અમે કાઠમંડુમાં મળ્યા. સામાન આવી ગયો હતો. ૧૦ મી માર્ચે અમે ચાલ્યા. સાથે ૩૫૦ મજૂર હતા. સામાનના ૫૦૦ જેટલા દાગીના હતા. ૨૬ મી એ ત્યાંગબેકના મઠ પાસે પહેલો પડાવ નાખ્યો.

ત્યાંથી ત્રણ અઠવાડિયાં આસપાસનાં શિખરો ચડ્યા. વીશ હજાર ફીટની ઊંચાઈ પર રહેવા માટે શરીરને ટેવ પાડવા માટે એ જરૂરી હોય છે. ૧૮ મીએ ત્યાંથી પડાવ ઉઠાવ્યો. મારી સાથે પહેલી ટુકડીમાં ૨૦ કસાયેલા શેરપાઓ હતા.

લોત્સેનો ઢાળ વટાવતાં ત્રણ દિવસ થયા. સીધી કરાડો છે. બરફમાં પગથિયાં કાપવાં પડે છે. પછી જીનીવા સ્પર નામની દક્ષિણ કોલ બાજુની ધાર ઓળંગી. એની ઊંચાઈ ત્યાંથી ૨૦૦૦ ફીટ છે. શિખર પાસે સીધી ઊંડી ખાઈઓ અને કોતરો આવે છે, જે સીડીઓ મૂકીને ઓળંગવાં પડે છે. આગળ રસ્તો કરવાનું અમારું કામ હતું. ૨૪ મી મેના રોજ બોર્ડિલોન, ઇવાન્સ, હંટ તથા બે શેરપા કોલ સુધી આવી પહોંચ્યા.

પહાડનો ઢાળ હવે સીધો હતો. ઠંડી વધતી ચાલી. બરફની ખાઈઓ તો આવતી જ હતી. પણ આ વખતે હવા સ્વચ્છ હતી. વરસાદની નિશાની ન હતી. અમે ઑક્સિજન વાપરવાની શરૂઆત કરી. ૨૮ મી મેના





દિવસે ગ્રેગરી, લો, બધાંએ મળી ૨૭,૯૦૦ ફીટની ઊંચાઈએ પડાવ નાખ્યો.

એક કરાડની ઓથે મારો તથા હિલેરીનો તંબુ હતો. જેમ તેમ તેમાં રાત ગાળી. ૨૯ મી મેને શુક્રવારે સવારે ૬.૩૦ વાગે અમે એવરેસ્ટની દક્ષિણ બાજુ-એથી ચઢાણ શરૂ કર્યું. નવ વાગે શિખર પર પહોંચ્યા. હિલેરીએ શિખર પરથી છબીઓ લીધી. સામે તમે જુઓ છો તે ભારતનો ત્રિરંગી ધ્વજ શિખર પર રોપતી વેળાનો મારો ફોટોગ્રાફ, અખબારોમાં તમે એ જોયો હશે!

બીજી જૂનને દિવસે, રાણીના રાજ્યાભિષેકને દિને અમારા સફળ આરોહણના સમાચાર જગતમાં જાહેર થયા.

'ગિરિ શિખરે પહોંચ્યા ત્યારે તમારા મનમાં શી લાગણી થઈ?'

'આનંદ. પહેલાં તો આશ્ચર્ય પણ થયું કે આ બની શક્યું. તે સાથે નીચે ઊતરવાની ચિંતા થઈ.'

'આસપાસનું દૃશ્ય કેવું હતું?'

'ઉજ્જવલ બરફ, કાળો પથ્થર. બરફ મઢેલા શિખરોની મુંગી દુનિયા. શાંત, સ્તબ્ધ, અપાર વિસ્તાર; પણ એ બધું જોવા ત્યાં થંભી શકાય નહીં.'

'હવે પછી તમારો શો કાર્યક્રમ છે?'

'કાંચનજંઘા પર આરોહણ કરવું છે.' અને તેની નજર ધુમ્મસમાં ઢંકાયેલી એ ગિરિમાળાની દિશામાં વળી. થોડી ક્ષણ મૌન, પાછી વાત શરૂ કરી: 'અહીં પહાડો ચડવાની તાલીમશાળા શરૂ કરવી છે. આમંત્રણો તો ખૂબ આવ્યાં છે, દેશમાંથી તેમ જ બહારથી. પણ બધે જઈ શકાય તેમ નથી.'

'આ પર્વતારોહક સંસ્થાના તમે આચાર્ય થશો?'

'ના, તેના કરતાં અધ્યાપક થવું મને વધારે ગમે. સંસ્થાના નિયામક તરીકે અમે એક વ્યક્તિ પસંદ કરી છે. તે છે ભારતી વિમાની દળના મેજર જ્યાલ.'

'ખર્ચની શી વ્યવસ્થા થશે?'

'એક બોર્ડ રચાશે. તેના પ્રમુખ તરીકે પં. નેહરુ રહેશે.'

'પંડિતજીને પહાડો ચડવામાં ખૂબ રસ છે?'

જવાહરલાલ માટેનો સઘળો પ્રેમ અને આદર હવે તેનસિંગના ગુલાબી ચહેરા પર જાણે કે ખીલી રહ્યો

'કેમ ન હોય? દેશના હિમાલય જેવા જ વિશાળ પ્રશ્નો સાથે તેઓ રોજ ટક્કર લે છે. આખી પ્રજાને સાથે લઈને ચડવાની જહેમત તેઓ ઉઠાવે છે. તેમનું કામ પહાડો ચડવા કરતાં ઓછું મુશ્કેલ નથી.'

બીજી થોડી વાતો થઈ. તેનસિંગને મેં એક સૂતરની આંટી પહેરાવી. તેની એક નાનકડી તસ્વીર પર તેના હસ્તાક્ષર લીધા અને ફરી એક વાર તેની સાથે હાથ મેળવી તેની વિદાય લીધી. પૃથ્વીના ઉચ્ચતમ બિંદુ પર ઊભા રહીને સહસ્રશીર્ષા હિમાદ્રિને પ્રથમ વંદના કરનાર આ સાહસવીરના કસાયેલા ખડતલ દેહની, એના ગૌર લાલ ચહેરાની, એનાં સરલ સ્નેહપૂર્ણ હાસ્યની છબી મનમાં અંકાઈ ગઈ

પહાડ પરથી ગાડી ધીરે ધીરે નીચી ઊતરતી હતી. ત્યારે મનમાં ધૂપીનાં વૃક્ષોની શ્યામળ ઘટાઓ, ચોપાસે પથરાયેલી ચાની લીલીછમ ઘેરી અટારીઓ, નીલવર્ણી ગિરિમાળાઓ, વિવિધરંગી વાદળીઓ, દૂધ જેવું ધુમ્મસ અને તેની વચ્ચેથી હિમાચ્છાદિત કાંચન-જંઘાનાં શિખરો પર થયેલ શાંત સૂર્યોદયનાં દૃશ્યો ફરી ફરીને યાદ આવતાં હતાં. અને તેનસિંગને રાષ્ટ્ર-પતિએ આપેલા ચંદ્રકમાં કોતરેલા શબ્દો નજર આગળ રમતા હતા: સાહસે શ્રી પ્રતિવસતિ—જ્યાં સાહસ છે ત્યાં શ્રીનો વાસ છે. માણસે ઘણાં શિખરો સર કરવાનાં છે, સર્જનનાં, વિચારોનાં, અધ્યાત્મનાં. એ ચઢાણ એવરેસ્ટનાં ચઢાણથી ઓછાં વિકટ નથી. અને તે પણ કેવા અવિરામ પુરુષાર્થ, અખૂટ ધૈર્ય અને અપાર સાહસ 'માગે છે!

પરિશ્રમથી ડરીને જે પાછા વળે છે તેને ક્યાંય વિજયશ્રી સાંપડતી નથી.

✶

ડાહ્યાભાઈ પટેલ

# સુનંદા

આ આફ્રિકાવાસી બૅરિસ્ટર લેખકની વાર્તાઓમાં જે અદ્ભુત રસ કાયમ ભર્યો હોય છે તે આ વાર્તામાં પણ અથેતિ ભરેલો જ છે. વાર્તા વાંચ્યા પછી જ લાગે છે કે એ વાર્તા હતી. વાચતી વખતે તો જાણે ચિત્રોની હારમાળા આપણી સામે ન પસાર થતી હોય !......

વૃન્દાવનનાં એ ગગનચુમ્બિત મંદિરો, મંદિરોમાં હસિત સૌન્દર્યભર્યા મુખડે સ્વર્ગીય આનંદ આપતા ભગવાન કૃષ્ણ અને રાધા, કદમ્બ, કદલી અને આમ્ર-વૃક્ષોની કુંજો અને સુધારસભર્યાં યમુનાનાં પુનિત સલીલ એ દેવળોની કલા, ભાવભર્યા ભક્તોની ગદ્‌ગદિત વાણી અને પૂજારીઓના કલ્યાણકારી મંત્રો હું જોતો સાંભળતો ફરી રહ્યો. હજારો વર્ષોથી ભગવાન કૃષ્ણ અને રાધાના પ્રણય યુગલે ભારતવર્ષને પ્રણય-રસ પાયો છે. એ પ્રણય વ્યક્ત કરવા અસંખ્ય ભક્ત-કવિઓએ રાત્રિદિન એમના અંતરની કરુણ વીણા ઉપર ગાયા કર્યું છે. જેનાથી ભારતવર્ષનું હૈયું કરુણ રસના કોઈ અલૌકિક આનંદથી પ્રસ્પંદિત બની ધબકી રહ્યું છે.

એ જ વૃન્દાવન, એ જ કુંજો, એ જ યમુનાનો કિનારો મેં ધરાઈને જોયાં, અનેક વખત જોયાં. એ કુસુમોની સુગંધ જેનાથી ગોપીઓનાં અંતર ભગવાન કૃષ્ણને મળવા અધીરાં બનતાં. એ જ કુંજોની સંતાકુકડી જેમાં સ્નેહના રાસ રચાતા. એ જ પવનની શીતલ મંદ લહરીઓ જે ભગવાન કૃષ્ણની બંસીના સૂર દૂર દૂર ક્ષિતિજો સુધી લઈ જઈ સૃષ્ટિને આહ્‌લાદિત બનાવી દેતી.

જન્માષ્ટમીનો ઉત્સવ હતો. ભારતવર્ષના ખૂણે ખૂણેથી ભક્તિભર્યાં જનો વૃંદાવનમાં આવ્યાં હતાં. ધર્મશાળામાં કે પંડ્યાઓને ઘેર ઊતરવાની પણ જગ્યા ના રહી. સદ્‌ભાગ્યે મને એક સંસ્કારી બ્રાહ્મણને ત્યાં રહેવાની સગવડ મળી ગઈ. આવાં તીર્થસ્થાનોએ એ પંડ્યાઓની વૃત્તિ યાત્રાળુઓ પાસેથી જેમ બને તેમ વધારે પૈસા પડાવવાની હોય છે. યાત્રાળુઓની આવકમાંથી જ એમને ગુજારો કરવાનો હોઈ એ બધા જેમ બને તેમ છેતરપીંડી અથવા ભોળાં માણસોને ધર્મલાભનાં પ્રલોભનો બતાવી પૈસા પડાવવાની કોશિશ કરે છે. પરંતુ હું જે બ્રાહ્મણ કુટુમ્બમાં ઊતર્યો હતો એ કુટુમ્બના માણસો અત્યંત સંસ્કારી હોઈ વણલોભી અને કપટ-રહિત હતા.

એક પછી એક અનેક મંદિરો મારા મિત્ર બની ગયેલા એ બ્રાહ્મણના પુત્ર વિશ્વેશ્વર સાથે મેં જોયાં. એ મંદિરોનો ઇતિહાસ સાંભળ્યો. એમાં જગતને ભૂલી ભજન કરતા ભાવિકો જોયા. અંતરમાં જે આનંદ ઊભરાતો હતો તે તો અકથ્ય હતો. ઠેર ઠેર ભજન મંડળીઓ ભગવાન કૃષ્ણની કીર્તિગાથા ગાતી હતી. કીર્તિગાથા કરતાં પ્રણયનું; રાધાના વિરહનું એક અકથ્ય આનંદ આપતું દર્દગીત ગાતી હતી. નવા નવા સૂરો હતા, નવા નવા સરોદો હતા. હજારો વર્ષથી ગવાતો એ પ્રણય આજે પણ એટલા જ આનંદથી નિત્ય નવા સ્વરૂપે પ્રગટ થતો હતો.

ગોકુલઅષ્ટમીની સાંજે હું અને વિશ્વેશ્વર ફરતાં ફરતાં જયપુરનરેશે બંધાવેલા લાલ પથ્થરના વિશાળ મંદિર પાસે આવી પહોંચ્યા. મંદિરની બહાર અને અંદર એટલા બધાં માણસો હતાં કે આગળ જવું કેવી રીતે એ પ્રશ્ન થઈ પડ્યો. બધાં જ દેવળો આગળ ગીરદી હતી પરંતુ આ દેવળ આગળ આટલી બધી ગીરદી શાની એ પ્રશ્ન થઈ પડ્યો. મેં વિશ્વેશ્વરને કારણ પૂછ્યું: 'વિશ્વેશ્વર! આ મંદિર પાસે આટલાં બધાં માણસો ભેગાં થવાનું કારણ?'

'આજે સુનંદાદેવીનું નૃત્ય થવાનું એટલે.' વિશ્વેશ્વરે જવાબ વાળ્યો.

'સુનંદાદેવીનું નૃત્ય થવાનું? આથી આટલાં બધાં માણસો ભેગાં થયાં છે?'

'જી હા, સુનંદાદેવી જ્યારે નૃત્ય કરે છે અથવા ગાય છે ત્યારે એવી પ્રતીતિ થાય છે કે સાક્ષાત્ કોઈ



વૈકુંઠવાસી કે સુરસુવતી, કોઈ સ્વર્ગ-અપ્સરા, સાક્ષાત્ રાધા પોતે પૃથ્વીપટે ભગવાન કૃષ્ણને રીઝવવા, ખુશ કરવા આવી હોય!'

'એ સુનંદાદેવી કોણ છે? કેટલા વખતથી નૃત્ય કરે છે?'

'એ તો મોટો ભેદ છે. નથી એ વિષે એ કોઈને વાત કરતાં કે નથી એ વિષે કોઈ કાંઈ જાણતું. કોઈની પૂછવાની હિંમત પણ ચાલતી નથી. મંદિરની પૂજારણો અને પૂજારીઓ એમને વધારે કાંઈ પૂછવાની ધૃષ્ટતા કરી શકતાં નથી. એ કેટલાય વર્ષોથી આ મંદિરમાં નૃત્ય કરે છે. એમના વિષે વિવિધ વાતો થાય છે છતાં એમાં તથ્ય અને સત્ય શું છે તે કોઈ જાણી શકતું નથી.'

'પરંતુ એક સ્ત્રી અહીં વૃન્દાવનમાં વર્ષોથી રહેતી હોય તો એના વિષે કાંઈ ખબર જ ના પડે તે તો કેવી વાત!' મને વિશ્વેશ્વરની વાત સમજાઈ નહિ.

'એ આજકાલથી કે પાંચ દસ વરસથી નથી આવ્યાં. બધા વૃદ્ધો કહે છે કે લગભગ સિત્તેરથી પંચોતર વરસ થઈ ગયાં.

'સિત્તેર પંચોતેર વરસથી અહીં આવીને રહેલી સ્ત્રી નૃત્ય કરે છે? આટલી વૃદ્ધ ઉંમરે!'

મારા આશ્ચર્ય ઉપર આશ્ચર્ય પામી વિશ્વેશ્વર હસી પડ્યો. તે બોલ્યો: 'આ તો સ્ત્રી યુવાન છે યુવાન. વૃદ્ધ નથી.'

'પણ તમે જ હમણાં કહ્યું ને કે એ લગભગ સિત્તેરથી પંચોતેર વરસથી વૃન્દાવનમાં રહે છે તો પછી એની ઉંમર અત્યારે તો પંચાસીથી નેવુ—જો એ પંદર વરસની ઉંમરે આવી હોય તો ય થઈ હોય. એ સ્ત્રી યુવાન કેવી રીતે હોઈ શકે એ સમજી શકાય તેવું નથી!'

'એ તો ભેદ છે. ગહનતા છે. મારા પિતાજી એમ કહે છે કે એમણે પચાસ વરસ પહેલાં જ્યારે એ પાંચેક વરસના હતા ત્યારે જોયાં તે વખતે જેવાં એ દેખાતાં તેવાં જ આજે છે. નથી એ કદી બિમાર પડ્યાં સાંભળ્યાં કે નથી વૃદ્ધ થયાં. એમના વિષે મારા દાદા જે ત્રણ વરસ પહેલાં દેવલોક પામ્યા તે કહેતા કે આજથી લગભગ સિત્તેર વરસ પહેલાં જોયેલાં સુનંદાદેવી એવાં ને એવાં જ યુવાન છે.

વિશ્વેશ્વરની વાત મને હાસ્યાસ્પદ લાગી. પરંતુ વિશ્વેશ્વરે એટલા ગંભીર બની કહ્યું કે હું પણ વિચારમાં પડી ગયો.

'તમે કોઈ એમના જીવન વિષે કાંઈ પૂછતા કેમ નથી? એ એથી ગુસ્સે તો ના જ થાય' મેં કહ્યું.

'ગુસ્સે! એ ગુસ્સે થાય એવું કદી સાંભળ્યું નથી. હમેશાં નિર્મળ મધુરું હાસ્ય એમના મુખ ઉપર પ્રસરેલુ રહે છે. ધરતી ઉપર હોવા છતાં એ અનંતમાં ઊડે છે. એવી અદ્‌ભુત સ્ત્રી આજ સુધી મેં જોઈ તો નથી પણ સાંભળી કે વાંચી નથી.' વિશ્વેશ્વરના કથને મારું કુતુહલ વધારી દીધું.

'ચાલો મંદિરની અંદર જઈએ.' મેં કહ્યું, હું અને વિશ્વેશ્વર ઘણા પ્રયત્ન પછી મંદિરના અંદરના ભાગમાં ગયા. બહાર ગીરદી હોવા છતાં મંદિરમાં શાંતિ હતી. બધા સ્તબ્ધ બની જાણે મીણનાં પૂતળાં ના બની ગયાં હોય તેમ ઊભાં હતાં. શાન્તિનો ભંગ કરવો એ પણ જાણે પાપ હોય એવું વાતાવરણ હતું.

એટલામાં ઝાંઝરનો ઝણકાર થયો. એ ઝણકાર સાથે જાણે કોઈએ હૈયાની વીણા ઉપર અંગુલીસ્પર્શ ના કર્યો હોય તેમ દરેકના હૈયામાં મધુરો ગુંજારવ ઊઠ્યો. મંદિરના અંદરના ભાગમાં રોશની કરવામાં આવી હતી. એક પ્રતિમા—જાણે ધરતીમાથી તેજસ્વી એવી કોઈ દેવી પ્રગટ ના થતી હોય તેમ ધીરે ધીરે ઉપર આવવા લાગી. એના અંતરનો દૈવી આનંદ મુખકમલને મરકલડું બનાવી રહ્યો. એના ચંદ્રસમા ગોળ ચહેરા ઉપર જે તેજ, જે દિવ્ય જ્યોત પ્રસરી હતી તે કદી ભૂલાય તેવી નહોતી. બધાં સ્તબ્ધ બની જોઈ રહ્યાં.



એના મૃદુલ પગના ઠેકા પ્રમાણે ધીરે ધીરે તબલાંના તાલનો રણકો, વીણા, તંબુર અને સારંગીના સ્વરો વાતાવરણને દૈવી રસથી ભરવા લાગ્યાં. જાણે જાદુ પ્રસર્યું ના હોય એમ બધાં જ સ્તબ્ધ બની જોઈ રહ્યાં. જેમને જોવાની તક ના મળી તે સર્વ સૂરોના આરોહ અવરોહ પ્રમાણે ડોલવા લાગ્યાં.

સૂરોની જ જાણે એક અલૌકિક સૃષ્ટિ જન્મી હોય તેમ મને લાગ્યું. અને એ સ્વર્ગીય સૌન્દર્ય શામાં હતાં? એ સહેજ વળેલી નાસિકામાં? એ ગુલાબની પાંદડી સમા મૃદુ કપોલો ઉપર! દૂર દૂરથી આવતી બટ મોગરાનાં ફૂલોની સુગંધ સમું આવીને પાછું ચાલ્યું જતું એવું મીઠું સ્મિત—એક વખત નહિ અનેક વખત જુઓ અને ત્યાંથી એ જ આનંદ ઝરણુ ઝર્યા કરશે. એ નૃત્યમાં એની કલાભરી નમણી વલ્લરી જેવી નાના બાળક જેવી ચંચલ દેહ, નમતી, ગોળ ફરતી, અનેક અણઉકલ્યા ભાવ વ્યક્ત કરતી ત્યારે જે સૌન્દર્યનું દર્શન થતું તેનું વર્ણન શી રીતે કરી શકાય? એના કર કમલની મૃદુતા એવી દેખાતી કે જાણે એ પુષ્પ પાંદડીઓની જ બનેલ હોય!

એ નયનોમાંથી જાદુ વરસતું હતું. જોયા જ કરીએ છતાં એ સૌન્દર્ય પીતાં કદી તૃપ્તિ જ ના થાય! એ સૌંદર્યનો ખ્યાલ--એનું બ્યાન કેવી રીતે આપવું એ એક પ્રશ્ન છે.

કોઈ વખત ક્ષિતિજો ઉપર સંધ્યાટાણે વાદળો ભેગાં થાય છે. સૂર્ય વાદળો પાછળ અર્ધછૂપ્યા મુખડે હસતાં વાદળોને વિવિધ રંગે રંગી નાખે છે. પશ્ચિમ દિશા જુદા જુદા રંગના ચટાપટાથી શુશોભિત બની જાય છે. કોઈ જગ્યા રક્તવર્ણી હોય છે કોઈ નારંગી રંગની, કોઈ જાંબુડીયા, કોઈ વાદળી, કોઈ રજત-રંગી તો કોઈ સુવર્ણરંગી. કોઈ વાદળીનો આકાર હાથી સમો બને છે, કોઈનો પર્વતના શિખર સમો, તો કોઈનો વૃક્ષોની ઘટા સમો. અરીસા ઉપર પડતાં તેજ જેમ સામું ફેંકાય તેમ કોઈ વાદળીના હૈયા ઉપ-રનું તેજ એકાદ હવેલી, મંદિર કે મસ્જિદના ઊંચા શિખરને તેજથી હસાવી મૂકે છે. પોતાના માળા તરફ પાછાં ફરતાં પંખીનાં વૃન્દ એ સુશોભિન દૃશ્યને વધુ મનોહર બનાવવા એમની પાંખના વીંઝણા આકાશમાં વીંઝી રહે છે.

તેવી સંધ્યાટાણે પનિહારી એક લ્યુ એનું બેડલું લઈ થંભી જાય છે. ગોવાળ વિસ્મિત બની એની ગાયોને ઘરભણી હાંકતો હાંકતો પશ્ચિમ દિશામાં નજર નાખતો કેટલી ય વાર સુધી તાકી રહે છે. નદી કિનારે કે દરિયા કિનારે ફરવા નીકળેલાં મનુષ્યો એ દૃશ્ય જોઈ વિચારી રહે છે...મનમાં વિસ્મિત બની બોલી ઊઠે છે: 'અહોહો કેટલું સૌન્દર્ય! કેટલું અદ્ભુત દૃશ્ય!' પરંતુ કોઈ કહી શકતું નથી કે એ સૌંદર્ય એ દૃશ્યના કયા ભાગને આભારી છે. એમ જ લાગે છે કે રંગ, રૂપ, આકાર અને પ્રકાશના સમન્વયમાંથી આ અલૌકિક સુષમા ઉદ્ભવી છે.

સુનંદા વિષે પણ એમ જ કહી શકાય. એનું સૌંદર્ય એનાં સપ્રમાણ અંગાંગોને લીધે હતું, એનાં અનુપમ નૃત્યને આભારી હતું કે એનામાંથી ઉત્પન્ન થતી પ્રસન્ન મધુર પ્રસાદીને આભારી હતું તે કહેવું મુશ્કેલ બની જાય. એમ જ કહેવાનું દિલ થાય કે એ બધી જ વસ્તુને આભારી હતું. સુનંદાનું સૌંદર્ય એવું હતું. એનાં કેશ, નેત્રો, હસ્ત, ગ્રીવા, ઉંચાઈ, એનાં વક્ષ-સ્થળ, કટિ, અંગુલિ, એનું હલન ચલન અને વાણી બધું જ જોઈએ તો જાણે એક બીજાને વધારે ને વધારે સુંદર ના બનાવતાં હોય! જાણે કુદરતે એ યુવ-તીને ઘડવામાં જરા પણ ભૂલ કરી નથી. એને નિહાળ્યા જ કરો પરંતુ દૂરથી. એને સ્પર્શતાં જાણે એમ લાગે કે રંગને ડાઘ પડી જશે કે શું? જાણે ફૂલ–પાંદડીશાં એનાં કોમલ અંગાંગ કરમાઈ જશે કે શું? દૂરથી જ જોયા કરો એ સૌંદર્ય.

નૃત્ય બંધ થતાં બધાં જાણે સ્વપ્નમાંથી જાગ્યાં હોય તેમ લાગ્યું. સુનંદા નીચે સાજ લઈ બેઠેલા સંગીત-કારો પાસે જઈ બેઠી. તેણે એના સુરીલા સૂરે જાણે





સાક્ષાત્ ભગવાન કૃષ્ણને સંબોધી ગાતી હોય તેમ ગાવું શરૂ કર્યું :

બંસરી સુની જબ મૈને તિહારી
સુધ બુધ બીસર ગઈ મૈં સારી.

વારંવાર સૂરનો આનંદ વાતાવરણને મસ્ત કરવા લાગ્યો. એ મસ્તીની મઝા, એ સૂરોનાં ઉડ્ડયન સાથે આકાશપટે ભમવાનો અનોખો મોહ હું માણી રહ્યો. જાણે આવું દૃશ્ય કદી જોયું નથી, આવો સૂર કદી સાંભળ્યો નથી. જોવા મળશે નહિ, સાંભળવા મળશે નહિ. રાત્રિએ ત્રણ વાગ્યે હું અને વિશ્વેશ્વર પાછા ઘેર આવ્યા. મેં ઊંઘવા પ્રયત્ન કર્યો પણ વ્યર્થ. એ સૌન્દર્યના દર્શને મને પાગલ બનાવ્યો. વારંવાર વિચાર આવવા લાગ્યો. કોણ હશે આ દેવાંગના સમી લલના! ક્યાંથી આવી હશે! વિશ્વેશ્વર કહે છે તે ખરું હશે કે એની ઉંમર લગભગ પંચાશીથી નેવું વરસની થઈ હશે. એટલી ઉંમરે આવું યુવાન, આટલુ સુન્દર, આટલું ચેતનવંતુ મનુષ્ય કોઈ જોયું નથી, એટલું જ નહિ પણ કોઈ સાંભળ્યું પણ નથી.

બીજે દિવસે સાંજે વિશ્વેશ્વર સાથે હું જયપુરનરેશે બંધાવેલા પેલા દેવળમાં ગયો. મારે એ સ્રીના જીવનનો ભેદ જાણવો હતો. મારું કુતૂહલ એટલું વધી ગયું કે મેં વિશ્વેશ્વરને કહ્યું : 'વિશ્વેશ્વર! આ સ્રીના જીવન વિષે હું જો કાંઈ પણ જાણ્યા સિવાય જાઉં તો મને એમ જ લાગશે કે મારી યાત્રા અફલ ગઈ.'

વિશ્વેશ્વરે જવાબ વાળ્યો : 'ઘણા યાત્રાળુઓ પ્રથમ એવો વિચાર કરે છે. પછી જ્યારે જુએ છે કે સુનંદા દેવીના જીવનની ગહનતા જાણવી શકય નથી ત્યારે થોડા નિરાશ થવા છતાં સુનંદા દેવીનાં દર્શન પાવનકારી છે એમ મન મનાવી પાછા જાય છે.'

'વિશ્વેશ્વર! એમ મન મનાવું એવો હું નથી. છેવટે એ જાણવા માટે હું અથાગ મહેનત કરીશ ' આમ વાત કરતાં અમે મંદિરમાં ગયા. કેટલાય ભાવિક ભક્તો ટોળે વળ્યા હતા. થોડી વારમાં સુનંદાદેવીનું નૃત્ય શરૂ થયું. લગભગ અર્ધો કલાક નૃત્ય ચાલ્યું. અર્ધો કલાક સુનંદાદેવીએ જ, નૃત્ય પછી ભજન ગાયાં. ત્યાર પછી સુનંદાદેવી મંદિરમાંથી બહાર નીકળ્યાં. બીજા ભજનિકો હજી ગાતા હતા. છતાં સુનંદાદેવી જતાં લોકોનાં ટોળાં વિખરાવા લાગ્યાં.

'મારું માનવું છે કે લોકો સુનંદાને લીધે જ આ મંદિરમાં વધારે આવે છે!' મેં વિશ્વેશ્વરનો અભિપ્રાય પૂછ્યો.

વિશ્વેશ્વરે તરત જ જવાબ વાળ્યો : 'તમારી માન્યતા બરાબર છે. હમેશાં આ મંદિરમાં સાંજે જ્યારે સુનંદાદેવી નૃત્ય કરે છે ત્યારે ઘણી જ ગીરદી રહે છે.'

આ પ્રમાણે વૃન્દાવનમાં હું લગભગ આઠ દિવસ રહ્યો પરંતુ એ નર્તકીનો ભેદ પામી શક્યો નહિ. કંટાળીને હું આગ્રા, દિલ્હી વગેરે સ્થળોએ ફરવા ગયો. પરંતુ દરરોજ રાત્રિએ નૃત્ય કરતી સુનંદાની અદ્ભુત સૌન્દર્યવંતી મૂર્તિ સ્વપ્નમાં દેખાય જ. મને એ સ્રીના જીવનની ગહનતા પામવાની એટલી બધી તાલાવેલી લાગી કે મારા હરદ્વાર હૃષીકેશ વગેરે યાત્રાસ્થળોએ જવાના કાર્યક્રમને મોકુફ રાખી એકાએક હું પાછો વૃન્દાવન આવી પહોંચ્યો.

આ વખતે હું વિશ્વેશ્વરને ત્યાં જાણી જોઈ ના ઊતર્યો. તે સમયે યાત્રાળુઓ વધારે હતા નહિ આથી ધર્મશાળાઓ ખાલી પડી હતી. તરત જ મેં એક ઓરડી રાખી લીધી. જે મંદિરના બાજુના જ મકાનમાં હતી. હું દિવસે ઊંઘતો અને રાત્રિએ મંદિરમા મોડે સુધી બેસતો. મને એમ લાગતું કે મંદિર પાછલી રાતનું દીપકના પ્રકાશમાં ઝળહળી ઊઠે છે. પરંતુ હું જ્યારે મોડે સુધી બેસવાનો આગ્રહ કરતો ત્યારે પૂજારી દ્વાર બંધ કરવાના બહાના હેઠળ મને બહાર જવા સૂચના આપતો. આ પ્રમાણે મારી ઇચ્છા બર આવતી નહિ.

એક દિવસ એવું બન્યું કે મારા નિત્યના કાર્યક્રમ પ્રમાણે હું મંદિરમાં મોડે સુધી એકચિત્તે બેઠો હતો.

ભગવાન કૃષ્ણ અને રાધાના જપ ન કરતાં જાણે મારું અંતર સુનંદાનો જ જાપ ના જપતું હોય! એ ખ્યાલ આવતાં હું મનમાં જ હસતાં બોલ્યોઃ 'ભગવાન કરતાં ભક્તને પૂજવાની પ્રથા આપણા દેશમાં ક્યાં નવી છે!'

એટલામાં પૂજારી આવ્યો, હું મંદિરના એક અંધારા ખૂણામાં ભરાઈ ગયો. જો મને સંતાયલો જોયો હોત તો ચોર ધારી એ શોર બકોર કરી મૂકત. મંદિરનાં દ્વાર બંધ કરી એ બહાર નીકળ્યો

હું શાન્તિથી મંદિરમાં બેઠો. ભગવાનની મૂર્તિ નજીક ઘીનો ઝીણો દીવો બળતો હતો. વિશાળ મંદિરમાં હું આ પ્રણાણે અંધકારમાં એકલો બેઠો છું એ વિચારે મને ભયની કંપારી આવી. હું ધ્રૂજી ઊઠ્યો. જો મને મંદિરના પૂજારીઓ કે નોકરો આ પરિસ્થિતિમાં જુવે તો ચોર જ ધારે. મારી આ ઘેલછા ઉપર મને પસ્તાવો થવા લાગ્યો. મને મંદિરમાંથી બહાર નીકળી જવાનો વિચાર આવ્યો પરંતુ બહાર જવું શી રીતે? મંદિરનો વિશાળ દરવાજો બંધ હતો. મને એમ પણ વિચાર અવ્યો કે અંદરના ભાગમાં સંતાવાને બદલે બહાર જ રહ્યો હોત તો વધારે સારું. એટલામાં જાણે આછો પ્રકાશ મંદિર તરફ ના આવતો હોય તેવો ભાસ થવા લાગ્યો. મારું કુતૂહલ વધી ગયું. શાનો પ્રકાશ આવાં અંધકારમાં પ્રસરી રહ્યો હશે?

એકાએક હું આશ્ચર્ય પામી ગયો. મંદિરનાં દ્વાર જાણે આપોઆપ ખૂલી ગયાં. પ્રકાશથી ઝળહળતી એક યુવતી મંદિરમાં પ્રવેશી. મંદિરના દીવા આપોઆપ પ્રગટ્યા. દ્વાર આપોઆપ પાછાં બંધ થઈ ગયાં. હું સ્તબ્ધ બની જોઈ રહ્યો.

પેલી સ્ત્રી આંખમાં આંસુ લાવી ગદ્ગદિત કંઠે વદીઃ 'પ્રભુ! તારા દ્વાર ઉપર આવી છું તને મારાં નૃત્યથી રીઝવવા, મારા સંગીતથી ખુશ કરવા. પ્રસન્ન છો કે નહિ કહો! એક વખત બોલો!' હું એ સ્ત્રીના આર્જવભર્યા સૂરને સાંભળી રહ્યો. એકાએક જાણે ભગવાન કૃષ્ણ અને રાધાની મૂર્તિઓના મુખારવિંન્દ ઉપર સ્મિત પ્રસર્યું હોય તેમ મને ભાસ થયો. હું દર્શનના સુખમાં મારી વિકટ પરિસ્થિતિ ભૂલી ગયો.

એટલામાં તો પેલી ઊઠી. એણે પોતાનું નૃત્ય શરૂ કરી દીધું. એના ઝાંઝરના ઝણકાર સાથે સહસ્ત્ર વીણાઓના રસીલા તારોનો ગુણકાર ઊઠતો હોય એવું લાગ્યું. એ નૃત્યના આનંદમાં એ સૂરોના રસમાં હું એટલો મગ્ન બની ગયો કે મેં તાનમાં આવી તાલ આપવા માંડ્યો. પેલી યુવતીનું છતાં મારા તરફ ધ્યાન જ ના ગયું. એ મગ્ન હતી એના નૃત્યમાં —એની ભક્તિમાં.

લગભગ સવારના ચાર વાગ્યે એણે નૃત્ય બંધ કર્યું. એ એનો પૂજાનો થાળ લઈ મંદિરની બહાર જવા ઉપડી. મારી તરફ એણે નજર પણ નાખી નહિ. જાણે એ આ જગતની કોઈ વસ્તુને જોતી જ ના હોય.

હું એની પાછળ પાછળ ચાલ્યો. એ જેવી બહાર નીકળી કે બારણાં બંધ થવા લાગ્યાં. બારણાં પૂરાં બંધ થાય તે પહેલાં હું ઝડપથી બહાર નીકળી ગયો. મંદિર બહાર આવેલો ચોક વટાવી એ યમુનાના કિનારા તરફ ચાલવા લાગી. નદી થોડી દૂર હતી એ ઝડપથી એ બાજુ ચાલી રહી. હું પણ થોડા અંતરે એની પાછળ પાછળ ચાલવા લાગ્યો

આવા પાછલી રાત્રિના ભયંકર સમયે એકાંત નિર્જન રસ્તા ઉપર જતાં એને જરાકે ભીતિ ના હોય એ રીતે જરા પણ અટક્યા સિવાય કે ડર્યા સિવાય સડસડાટ ચાલી જતી હતી. લગભગ અર્ધો કલાક ચાલ્યા પછી એક બગીચા વચ્ચે આવેલા નાના મકાનમાં એ પેઠી. મકાનનાં દ્વાર આપોઆપ જ ખૂલી ગયાં હોય એમ લાગ્યું. હું પણ એ મકાનના બારણા નજીક ગયો.

મકાનની આજુબાજુ વિવિધ ફૂલોના છોડ ઝૂલી રહ્યા હતા. મકાન નાનું પણ સુઘડ હતું.

બારણા નજીક હું થોડી વાર વિચાર કરતો ઊભો.





આ રીતે રાત્રિએ એકલી પૂજા માટે મંદિરે આવતી આ સુવતી સુનંદા સાથે વાત કરવાની—અને નજીકથી નિહાળવાની—એના જીવનનો ભેદ જાણવાની મને એટલી તાલાવેલી લાગી કે થોડી વાર પછી યંત્રવત્ હું આગળ વધ્યો. મેં બારણા ઉપર ટકોરા કર્યા.

મારા ટકોરા સાથે જ બારણાં ખૂલી ગયાં. સામે જ હસિત મુખડે સુનંદા સાક્ષાત્ સૌન્દર્ય પોતે જ સ્ત્રીનું સ્વરૂપ ધારણ કર્યું હોય તેમ આવી ઊભી. એણે મને એક શબ્દ કહ્યો "આવો." પરન્તુ એક જ શબ્દમાં રહેલી માધુરીને હું માણી રહ્યો.

તેણે મને અંદરના ખંડમાં દોર્યો. નીચે પડેલી બેઠક ઉપર બેસવા સૂચના કરી. હું બેઠો.

સામે જ એક બાજઠ ઉપર એ વિરાજી.

'મને માફ કરજો આ રીતે રાત્રિએ આપને ઘેર આવવા બદલ.' મેં મારા વર્તન ઉપર શોચ કરતાં કહ્યું.

'અરે, અરે એમાં ઓછો જ આપે કોઈ ગુનો કે પાપ કર્યું છે! ઉલટું તમે આવ્યા એથી મને આનંદ થયો છે.'

'આપના વિષે મેં અનેક વાતો સાંભળી છે. આપ લગભગ નેવું વરસની ઉમરનાં છો એમ પણ સાંભળ્યું છે. આ બધી વાતોએ, તમારી એકનિષ્ઠ ભક્તિએ, તમારાં કલાભર્યાં નૃત્યોએ, તમારાં સ્વર્ગીય સંગીતે હું એટલો બધો આકર્ષાયો કે મારે જલદી પાછુ જવું હતું છતાં જઈ શક્યો નહિ, તમારા જીવનની કથા સાંભળવાની એટલી તમન્ના—ઝંખના જાગી કે હું અહીંથી દિલ્હી, આગ્રા વગેરે સ્થળોએ ગયો છતાં આપની પુણ્ય પવિત્ર મૂર્તિ એક ક્ષણ પણ મારાથી દૂર જતી નહિ. સ્વપ્નામાં પણ આપને જ જોતો. મેં દૃઢ સંકલ્પ કર્યો કે આપને મળ્યા સિવાય, બને તો, અને આપને સંકોચ ના હોય તો આપના જીવનની કહાણી સાંભળ્યા સિવાય અહીંથી પાછા ફરવું નહિ આજે મારા અંતરની એ ઇચ્છા પૂરી થઈ. આપની સાથે વાત કરી હું અત્યંત ધન્યતા પામ્યો છું.'

મારી શ્રદ્ધાભરી વાણી સાંભળી પ્રસન્નમુખે સુનંદાદેવી બાળક જેવું નિખાલસ હસતી ચાંદની જેવું સ્મિત લાવી બોલ્યાં: 'આપને મારી જીવનકહાણી સાંભળવી છે તો હું ખુશીથી જણાવીશ. પરંતુ એથી તમને ફાયદો શું?'

મેં ગંભીર બની કહ્યું; 'હું લેખક છું. આપની કહાણી હું શબ્દોના ચિત્રથી કોતરીશ અને મારી ગુર્જર ગિરાના મંદિરમાં મૂર્તિમંત બનાવીશ.'

સુનંદાદેવી મારો જવાબ સાંભળી ખુશી થયાં. તેમણે પોતે મને જણાવેલ કહાણી નીચે પ્રમાણે છે.—

જીવનની કલીએ હજી હમણાં જ એની ફૂલપાંદડીઓ સહેજ વિકસાવી હતી. હજી મુખારવિંદ ઉપર નહિ જેવી જ શરમની છાયા પ્રસરતી હતી. ખીલતી પાંદડીઓમાંથી સુવાસ અને સૌંદર્ય હમણાં જ પ્રસરવા લાગ્યાં હતાં. સોળ વરસની ઉંમર હમણાં જ પૂરી થઈ હતી.

માતા માલતીદેવી રાજસ્થાનની મશહુર નર્તકી હતી. પિતા મદનગોપાલ સંગીતસમ્રાટ હતા. માતાપિતા બંનેના સંસ્કાર, કલા અને સૌંદર્ય સંપૂર્ણપણે સુનંદામાં ઊતર્યાં.

જયપુરનરેશને ત્યાં ત્રણે જણ મહેમાન હતાં. રાજાના આગ્રહને વશ થઈ બધાં વૃન્દાવનમાં જાત્રા કરવા આવ્યાં. વૃન્દાવનમાં પૂર્વજોએ બંધાવેલા વિશાળ મંદિરનો વહીવટ રાજ્ય તરફથી જ થતો.

જ્યારે વૃંદાવનમાં માલતીદેવીના નૃત્ય પછી સુનંદાએ નૃત્ય કર્યું ત્યારે રાજા અને બંને રાજકુમારો અચંબો પામી ગયા, રાજા પવિત્ર અને ભક્તિભાવથી ભર્યા હૈયે બોલ્યો: 'માલતીદેવી! મદનગોપાળને પ્રભુએ એક બાળક દીધું તે તમને દીધું છે. એ નૃત્ય જોઈ મારો આત્મા કેટલો ઉત્કૃષ્ટ ઊર્ધ્વગામી બને છે! આવી કન્યકા પ્રભુ સમક્ષ જીવનભર નૃત્ય કરવાનું પસંદ કરે તો મંદિરની શોભા સંસ્કાર વધે.



મંદિરની પવિત્રતા વધે, જેનો સુમાર ના રહે.' એમ કહી જયપુરનરેશ નિસાસો નાખતો હસ્યો.

થોડીવાર પછી રાજા નિરાશ થઈ ત્યાંથી ગયો. રાજાની ઇચ્છા જોઈ માલતીદેવી અને મદનગોપાળ બંને દિલગીર થઈ ગયાં. એકની એક કલાસંપન્ન, ગુણસંપન્ન, સૌંદર્યસંપન્ન કન્યાને દેવદાસી તરીકે—પૂજારણ તરીકે આપી દેવાની ઇચ્છા કયાં માતા-પિતાને થાય!

સુનંદાએ જ્યારે એનાં માતાપિતાના ઉદાસીન ચહેરા જોયા ત્યારે તેણે ઉદાસીનતાનું કારણ પૂછ્યું. ઘણા આગ્રહ પછી માલતીદેવીએ કારણ કહ્યું. તરત જ હસીને સુનંદા બોલી ઊઠી, 'માતાજી! આથી વધારે રુડું કયું જીવન હોઈ શકે? કેટલાં પુણ્ય કર્યાં હોય ત્યારે ભગવાનના સાન્નિધ્યમાં જીવન ગાળવાનું મળે! આ વૃન્દાવનની કુંજો, જ્યાં પ્રભુએ પ્રણયની બંસીથી રાધાના અંતરને પ્રસ્પંદિત કર્યું હતુંઃ આ યમુનાનો કિનારો જ્યાં પ્રભુએ એમની શ્રેયસ્કર ક્રીડાઓ ખેલી હતીઃ સામે ત્યાં ગોકુળ જ્યાં પ્રભુએ જન્મ લઈ આ ધરતીને પાવન કરી—આ સ્થળ છોડીને મને બીજે જવાનું દિલ પણ થતું નથી.'

સુનંદાની આટલી ઉંમરે એવી સમજણ જોઈ માતા, પિતા નરેશ અને યુવરાજ બધાં જ ખુશ થયાં. એક ખુશ ના થયો રાજાનો કુંવર મહેન્દ્રદેવ. એના અંતરમાં અરેરાટી ઊઠી, 'શું સુનંદા—આટલી સૌંદર્યવંતી, આટલી કલાભરી સુનંદા સાધ્વી સ્ત્રીની માફક આ મંદિરનું શરણ ગોતશે? શું જીવતા જાગતા મનુષ્યને રીઝવવાના છોડી એની કલાનું પ્રદર્શન આ જડ પથ્થરની મૂર્તિઓ સમીપ કરશે? હરગીઝ નહિ બની શકે. આ વૃદ્ધો અને વેદિયા જેવા મારા મોટાભાઈની સમજાવી ભોળી અને બાળકબુદ્ધિની સુનંદા એમનું કહ્યું માની ગઈ છે. પરંતુ એને ખબર નથી કે યૌવનનો મદ માણ્યો ના હોય ત્યાં સુધી એનો સ્વાદ કોણ સમજી શકે?

જયપુર નરેશનો નાનો પુત્ર મહેન્દ્રદેવ વારંવાર વૃન્દાવનમાં જાત્રા કરવા આવે છે. એનું ચિત્ત સુનંદામાં પરોવાયું છે. જેમ જેમ સુનંદા વધારે ને વધારે ઉદાસીનતા સેવે છે તેમ તેમ એના તરફ વધારે ને વધારે આકર્ષાઈ પાગલ બનતો જાય છે. એ ઘેલછામાં એ ત્યાં જ વૃંદાવનમાં સખત બીમાર પડે છે. રાજાનો કુંવર બીમાર થાય એટલે બધા પૂજારીઓ પૂજારણો એની સારવારમાં પડે તે સ્વાભાવિક છે. કુમાર બીમારીમાં લવરી કરતાં સુનંદાનું નામ જપ્યા કરે છે. મંદિરનો મહંત સુનંદાને મહેન્દ્ર દેવ પાસે આજીજી કરી મોકલે છે.

સુનંદાએ આવી કુમારની સારવાર કરવા માંડી. થોડા દિવસમાં તો કુમારની બીમારી ચાલી ગઈ. એ સાજો થઈ ગયો. તેણે એક દિવસ સુનંદાનો હસ્તકમલ લઈ કહ્યું: 'સુનંદા! તું બાળક હતી અને હું પણ નાનો બાળક હતો, આપણે બંને મહેલના બગીચામાં રમતાં. યાદ છે? ત્યારથી હું તને ચાહું છું.' એમ કહેતાં કુમારની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં: 'દેવી! તેં આટલી યુવાન વયે આવું સાધ્વીનું જીવન પસંદ કર્યું સુનંદા! મારી પ્રીતે આપણને બંનેને ભેગાં કરવા ફરીથી આ તક—આ મોકો આપ્યો છે. ખરેખર હું તને મારાં તન મન ધનથી વધારે ચાહું છું. મારે સૃષ્ટિમાં તારા સિવાય બીજું કોઈ છે નહિ. મારા અંતરના અંતરમાં તું એક જ વિરાજમાન છે.' કુમારની વાણી સાંભળી સુનંદાએ કુમારના કપાળ ઉપર મૂકેલો હાથ દૂર કરવા પ્રયત્ન કર્યો.

'સુનંદા! તારો શીતલ હાથ આમ દૂર ના લઈ જઈશ. મને છોડીને તું કયાંય જઈશ નહિ. તારા વિયોગમાં હું જીવી શકીશ નહીં. હું બળીને ભસ્મ બનું છું.'

સુનંદાની ઉંમર તે વખતે સત્તર અઢાર વરસની હતી. એ ઉંમરે મુગ્ધા બનેલી બાળાનું હૈયું કોઈના પ્રેમ માટે તલસી રહે છે. એવું જ સુનંદાનું થયું. કુમારના આર્જવભર્યા શબ્દોએ એના હૈયામાં તુમુલ યુદ્ધ



જન્માવ્યું. મંદિરમાં રાહ જોતાં ભગવાન કૃષ્ણ અને રાધા એના નૃત્ય વિના રીઝાશે કોનાથી? પરંતુ કુમાર કહે છે કે સૌંદર્ય, આટલી કલા, પથ્થરોની મૂર્તિઓને રીઝવવાના મિથ્યા સ્વપ્નામાં વેડફી દેવી એથી વધારે કરુણા કઈ હોઈ શકે?

સુનંદા શંકાઓના ઝૂલે ઝૂલતી ભગવાનની મૂર્તિ પાસે પહોંચી ગઈ. એણે તે દિવસે પાગલની માફક નાચ્યા જ કર્યું. યુવાનીનાં બન્ધન તોડવા પ્રભુને અનેક પ્રાર્થનાઓ કરી એણે અનેક આંસુ સાર્યાં: 'પ્રભુ! રસ્તો બતાવો. મારું હૃદય વલોવાઈ રહ્યું છે.' સુનંદા આ રીતે આવેશમાં આવી ઘણી વખત પ્રાર્થના કરતી. આથી બીજા પૂજારીઓને એના વર્તન વિષે કોઈ જાતની શંકા આવે તેમ નહોતી. રાત્રિના બાર વાગ્યે એ મંદિરમાં આવી. તેણે નૃત્ય શરૂ કર્યું. છતાં એના અંતરમાં જરા પણ શાંતિ ના થઈ. પ્રભુ! તારી પ્રીતમાં હું રાત દિવસ રાચી છું—નાચી છું. આજે હવે તું મને છોડી દેશે! ઉગારી લે. કામ અને લોલુપતાના ઊંડા ગર્ત તરફ હું ધકેલાઈ રહી છું પ્રભુ! મને પડતીને બચાવી લે. મેં અત્યંત યુદ્ધ ખેલ્યું પરંતુ હું હારી ગઈ છું. મેં તારી ભક્તિ ત્યાગી છે. હું હવે તારી પૂજાને લાયક નથી રહી. હું અપવિત્ર બની ગઈ છું. પ્રભુ! મારો પ્રાણ લઈ લે. હું પતિત બનું તે પહેલાં તું મને તારા વૈકુંઠમાં ખેંચી લે.'—એમ કરુણ આર્જવ નાદે સુનંદા ઊઠી. ભગવાન કૃષ્ણની મૂર્તિને એ ભેટવા ગઈ તે જ વખતે કોઈએ એનો હાથ પકડ્યો.

એણે પાછું વાળીને જોયું તો બીમારીમાંથી ઊઠેલા કુમારની નિસ્તેજ દુઃખી આંખો એને ઝંખતી એનાં નેત્રોમાં પરોવાઈ હતી. કુમારે રુદન કરતી સુનંદાને એના ઉર ઉપર સ્નેહથી દબાવી. સુનંદા કુમારને વળગી પડી. બન્ને મંદિર છોડી દૂર દૂર ચાલ્યાં ગયાં.

સુનંદા અને કુમાર યૌવનમદે મદમાતાં એક સ્થળેથી બીજા સ્થળમાં વિલાસમાં ડૂબ્યાં ફરવા લાગ્યાં. એમની સૃષ્ટિ અમન ચમન અને આનંદથી ભરી ભરી બની ગઈ. દિવસો ઉપર દિવસો કઈ તરફ પસાર થતા લાગ્યા તેની એમને ખબર પણ પડતી નહિ.

સુનંદાને એની ભક્તિ એની પ્રાર્થના કોઈક જ વખત યાદ આવતી. નોકરો-ચાકરો, મનગમતાં ભોજન, સંગીત અને કુમાર—આ બધાંમાં એ ડૂબી ગઈ. એ કોઈ વખત એની પ્રાર્થના ગાવા જતી ત્યાં તો ઉષ્મા-ભર્યાં કુમારનાં ચુમ્બનો એના ઓષ્ઠો ઉપર પ્રેમનું ગીત રચી દેતાં. કોઈ વખત ભક્તિમાં એનું હૈયું ભગવાનની યાદમાં સમાધિસ્થ બનવા જતું ત્યાં તો એના પ્રેમીનાં આલિંગનો એની વીણાના તારોમાં પ્રેમના સૂરો ગૂંથી દેતાં. આમ મહિનાઓ અને વર્ષો વીતવા લાગ્યાં.

પરંતુ છેવટે સુનંદાના અંતરને પ્રતીતિ થઈ કે જગતના બધાં સ્નેહ વખતનાં વહેણ સાથે વહી જાય છે. ફક્ત એક પ્રભુનો જ સ્નેહ એવો છે કે દિવસે દિવસે એ વધતો જાય છે. જગતનાં સર્વ બંધન ઢીલાં થાય છે ત્યારે પ્રભુના પ્યારનાં બંધન વધારે ને વધારે સુદૃઢ બને છે. છતાં એના હૈયામાં કુમાર માટે સ્નેહનું ઝરણ વહેતું હતું. કિન્તુ કુમારના હૈયામાં તેના માટે પહેલાં જે પ્રીત હતી તે આજે હતી? પહેલાં જેવી અસ્ખલિત સ્નેહધારા આજે વહેતી હતી?! ના જવાબ નહિ.

કુમારના મનથી હવે સુનંદા સ્નેહનું નહિ પણ આનંદનું સાધન બની ગઈ. પૈસા માટે શરીર વેચતી સ્ત્રીઓ સાથે એ ઘણી વખત વિલાસ માણતો દેખાતો. સુનંદાનું હૈયું ભગ્ન થઈ ગયું. એ આકાશનાં અનંત ઉડ્ડયન કરનારી આજે અગીત ગર્તમાં ગબડી પડી. એના જીવનના ચૂરેચૂરા થઈ ગયા. એને સાંધવા માટે, સમું કરવા માટે કોઈ સાધન નહોતું. એનો સહારો નહોતો પૃથ્વીપટે કોઈ જગ્યા ઉપર.

કુમારના વિલાસી લોલુપ નિશાબાજ સંગથી થાકી એ દૂર દૂર ચાલી ગઈ. પાગલની માફક ફાટ્યાં તૂટ્યાં કપડાં પહેરી એ એક જગ્યાથી બીજી જગ્યાએ એના જીવનનું ખોવાયેલું અણમોલ ભક્તિનું રત્ન શોધતી ભમવા લાગી.



એના શરીર-ઉપર અનેક અત્યાચાર થતા. એના પતનનો પાર નહોતો. એના તરફ આંગળી ચીંધતાં જગતજનો કહેતાં: 'કેટલી અધમ સ્ત્રી! કેટલી પાપી!' કોઈ દયાળુ કહેતું: 'ભગવાને આટલી નાની સ્ત્રીની શી દુર્દશા કરી નાખી છે? પ્રભુ દયા કરી એને બચાવો.' એ ભીખ માગી પૂરું કરતી. પરંતુ ભીખ માગી ખાતાં એના અંતરમાં અત્યંત સંકોચ થતો. એક દિવસ એનો સૂતેલો અંતરઆત્મા જાગી ઊઠ્યો: 'ફરીથી એક વખત પ્રભુનાં ચરણોમાં જઈ મારા પાપનાં પ્રાયશ્ચિત કરીશ. પ્રભુ દયાળુ છે. એ જરૂર માફ કરશે.' એ દૃઢ નિશ્ચય સાથે ઊઠી.

પોતે કયા પ્રદેશમાં છે તેની તેને ખબર નહોતી. છતાં મથુરાનો રસ્તો પૂછતી એ આગળ અને આગળ વધવા લાગી.

ભૂખ, ચિંતા, દુ:ખ, ટાઢ, તડકો—એ બધાંના પરિણામે સુનંદાનું યુવાન શરીર અકાળે વૃદ્ધ બની ગયું. રસ્તામાં જ્યારે એ અત્યંત ભૂખી થતી ત્યારે જ એનો કોમળ પાતળો શિથિલ થઈ ગયેલો હાથ વટેમાર્ગુ સામે લંબાવતી. કોઈ પણ બુદ્ધિશાળી લાગણીવાળો માણસ જોઈ શકે તેમ હતું કે આ સ્ત્રી જીવનના કોઈ અદ્ભુત કામ, કોઈ ઊર્ધ્વગામી રાહ માટે સર્જાઈ છે. પસાર થતાં માણસો ભીખ માગતી સુનંદાને જોઈ વિચારતાં: 'આવી સ્ત્રીનું આટલું બધું પતન કેમ થયું હશે?' એમ કહેતાં એમના અંતરમાંથી નિસાસો નીકળી જતો. સુનંદા એ નિસાસો સાંભળી દુ:ખી થઈ જતી. આંસુ પણ ખૂટી ગયાં હતાં. એ રડી પણ શકતી નહોતી. રડવાની પણ તાકાત ચાલી ગઈ હતી. ભૂખી, તરસી, દુર્બળ બની ગયેલી એ આગળ અને આગળ ચાલી જતી હતી. જાણે એમ જ લાગે કે મૃત્યુ તટે જ એને માટે શાંતિ હશે. જાણે યમદૂત જ એને આરામનો, ચેનનો સંદેશો સંભળાવશે.

એક દિવસ ચાલતાં ચાલતાં એ એટલી થાકી ગઈ કે આગળ ચાલવાની એનામાં તાકાત ના રહી. યમુનાનાં નીર ખળખળ વહેતાં હતાં. યમુના કિનારે જ્યાં ભગવાન કૃષ્ણે એમની રસભરી, મદભરી, મતવાલી રાસલીલાઓ સર્જી હતી ત્યાં એ પવિત્ર ભૂમિ ઉપર ચાલી રહી છે તેનું એને જ્ઞાન નહોતું.

એ નીચે બેભાન થઈ ગબડી પડી. નદીના મીઠા મંદ સમીરે એને ઊંઘાડી દીધી. પવનની લહરીઓ એના મ્લાન ક્ષીણ કપોલોને ચૂમતી જાણે ચેતનાનાં અમૃત ના પાતી હોય! એ મોડી રાતે ઊઠી. અંધકાર ઘોર હતો. વાતાવરણ ભયંકર હતું. એ પોતે બેભાન બની ક્યાં ગબડી પડી છે તેની તેને ખબર નહોતી. ક્યાં જવું એ પ્રશ્ન હતો.

તે જ વખતે એના કર્ણે મંદિરનો મંગલકારી ઘંટારવ પડ્યો. એ સાનંદાશ્ચર્ય બેઠી થઈ. મંદિરની ચારે ય બાજુ જાણે દીપાવલી ના થઈ હોય તેમ દૂર દૂર ઊભેલું મંદિર એને હસતું હસતું પોકારી રહ્યું ના હોય: 'આવ બેટા! પ્રભુના ધામમાં. આ જ છે અપાપી–પાપીનું શિવસદન, કલ્યાણતીર્થ. અહીં જ વહે છે સ્વર્ગથી ઊતરેલું પસ્તાવાનું વિપુલ ઝરણ, જેમાં સ્નાન કરનાર સર્વ પાપોને કલંકોને ધોઈને સ્વચ્છ–પવિત્ર બને છે.'

સુનંદા આનંદમગ્ન બની ઊઠી. ઝળહળ જ્યોતિર્માલાથી સુશોભિત એવા એ વિશાળ મંદિર તરફ ઉતાવળા પગલે ચાલી. જાણે ગઈ કાલે જ તેણે એ આરતીના સ્વરને સાંભળ્યો હોય તેમ તેને પરિચિત લાગ્યો. એ મંદિરના દ્વાર ઉપર આવી પહોંચી. એણે જોયેલો પ્રકાશ જાણે એના માર્ગદર્શન માટે જ થયો હોય તેમ મંદિર સમીપ આવતાં તે અલોપ થઈ ગયો.

મંદિરનાં દ્વાર ઉપર આવતાં જ સુનંદા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતી કરુણ–પસ્તાવાભર્યા સ્વરે બોલી ઊઠી: 'પ્રભુ! કનૈયા કૃષ્ણ તને છોડીને શા માટે મોહાંધ થઈ હું દૂર ચાલી ગઈ?! પ્રભુ માફ કર.'

એ પૂરું બોલી નહિ ત્યાં તો બેભાન થઈ ફરીથી પગથિયાંમાં જ ગબડી પડી. જ્યારે જાગી ત્યારે સવાર થઈ ગયું હતું. એ ખાટલામાં સૂતી હતી. એની પાસે





આધેડ વયની એક સ્ત્રી બેઠી હતી. સુનંદા જાગી કે તરત જ તેણે પૂછ્યું 'હું ક્યાં છું?'

પેલી સ્ત્રીએ અત્યંત સ્નેહ અને દયાળુ સૂરે જવાબ આપ્યો :'બેટા! ગભરાઈશ નહિ. તું મંદિરના મહંતને ઘેર જ છે. હું એમની પત્ની: સત્યવતી. આજે વહેલી સવારે જ્યારે હું મંદિરમાં પૂજા અર્ચન માટે ગઈ ત્યારે તું મંદિરનાં પગથીઆંમાં બેભાન થઈ પડી હતી. તરત જ મેં તને મારે ત્યાં આણી.'

એટલામાં મહંતની પુત્રી ગરમ ગરમ દૂધ અને ખાવાનું લઈ આવી પહોંચી. સત્યવતી બોલી : 'બેટા! તું ઘણા દિવસથી ભૂખી હોય તેમ લાગે છે. આ દૂધ પી થોડો નાસ્તો કર. થોડા વખતમાં તો તારી તબિયત સારી થઈ જશે.'

'આ સ્થળ કયું છે?' દૂધ પીતાં પીતાં સુનંદાએ પૂછ્યું.

'આં સ્થળ વિષે તને ખબર નથી?! આ વૃન્દાવન જેના ઉપર અસંખ્ય સ્તુતિગીત લખાયાં છે. સેંકડો કવિઓએ ભગવાન કૃષ્ણ અને રાધાના અહીં ઉદ્ભવેલા પ્રેમને હજારો નહિ બલ્કે લાખો કવિતાઓમાં ગાયો છે. યોગેશ્વર, રસેશ્વર ભગવાન કૃષ્ણે જે ધરતીને એમનાં ક્રીડનોથી પવિત્ર, પુનિત, રસિક બનાવી છે એ જ આ વૃન્દાવન. આ સામે દેખાય છે તે જયપુર નરેશે બંધાવેલ વિશાળ મંદિર અને એ મંદિરનાં જ અમે પૂજારી.' સત્યવતીના કથનથી સુનંદા આશ્ચર્ય પામી ગઈ.

'અરે ભગવાન કૃષ્ણનું વૃન્દાવનમાં આવેલું આ મંદિર! એ મંદિરમાં તો મેં કંઈક રાત્રિઓએ પ્રભુને રીઝવવા નૃત્ય કર્યું છે, એનાં ગુણગાન ગાતાં મેં અસંખ્ય ભજન ગાયાં છે.' એમ કહી જાણે ગત સમયને યાદ કરતી હોય તેમ સુનંદા આંખો મીંચી થોભી ગઈ.

થોડીવાર ધ્યાનસ્થ બેસી એ આગળ બોલી: 'માતાજી! હું ઘણા વખતથી દૂર ગઈ હતી આથી આ સ્થળ ભૂલી ગઈ. હું ત્યાંથી ફૂલ વીણી પ્રભુની પૂજા અર્થે માળા ગૂંથતી. એમની સમક્ષ મેં કેટલીય વખત નૃત્ય કર્યું છે. માતાજી! સુનંદાદેવી જે મંદિરનાં મુખ્ય નર્તકી હતાં તેમને તો આપ ઓળખતાં હશો!'

સત્યવતી સુનંદાની વિગત સાંભળી બોલી ઊઠી: 'અરે તું કેવી વાત કરે છે? સુનંદાદેવી મંદિરનાં મુખ્ય નર્તકી હતાં નહિ પણ આજેય છે. પ્રભુને એમણે જેટલો પીછાણ્યો છે, પ્રભુની એમણે જેટલી પ્રાપ્તિ કરી છે, તેટલી પીછાણ તેટલી પ્રાપ્તિ કોણ કરી શકશે?

'માતાજી! હું અત્યારે જે સુનંદાદેવી મંદિરમાં નૃત્ય કરે છે તેમની વાત કરતી નથી. પરંતુ આજથી લગભગ પંદર વરસ પહેલાં આ મંદિરમાં નૃત્ય કરતાં તેમની વાત કરું છું. જેમનું જીવન પતીત બની ગયું, જેમણે પ્રભુની પૂજા છોડી અધમ માર્ગ ગ્રહણ કર્યો હતો તે સુનંદાદેવીની વાત કરું છું.'

સુનંદાની વાણી સાંભળી ગંભીર અને સહેજ ક્રોધિત થતાં સત્યવતી બોલ્યાં : 'બેટા! ભૂખ, દુઃખ, થાક, નિરાશા અને ચિંતાએ તારા મગજને નબળું બનાવી દીધું છે આથી પાગલ સ્ત્રી જેવી જ તું વાત કરી રહી છે. હું આ મંદિરના મહંતને છેલ્લા વીસ વરસથી પરણી છું અને વીસ વરસથી અહીં વૃન્દાવનમાં રહુ છું. જ્યારથી સુનંદાદેવી આવ્યાં ત્યારથી એમને હું ઓળખું છું અને આ એક જ સુનંદાદેવી આ મંદિરમાં આવ્યાં છે. અત્યારે એ મંદિરમાં બેઠાં બેઠાં પૂજા કરતાં હશે. તું મંદિરમાં જઈ જોઈશ તો ખબર પડશે કે પ્રભુની કૃપાથી એમના ચહેરા ઉપર જરા પણ ઉંમરની છાયા પડી નથી. જાણે એમને કદી વૃદ્ધાવસ્થા આવશે જ નહિ.' સત્યવતીના કહેવા મુજબ સુનંદા ઊઠી મંદિરમાં ગઈ. એના આશ્ચર્ય વચ્ચે તેણે જોયું તો એ પોતે જ બીજી કોઈ સુનંદા પ્રભુના ધ્યાનમાં બેઠી હતી. સુનંદા પોતે આ દૃશ્ય જાણે કોઈ માયાભર્યું જાદુ જોતી હોય તેમ જોઈ રહી.

પંદર વરસ પહેલાં. એનું શરીર જેવું હતું તેવું જ



શરીર આજે પણ મંદિરમાં પૂજા કરતી સુનંદાનું હતું. નિરાશાએ, ચિંતાએ એ મ્લાન નહોતું બન્યું કે પાપથી કલંકિત નહોતું બન્યું. એ પોતે તે દશ્યને જોઈ શકી નહિ. સમજી શકી નહિ. તેણે એની બંને આંખો હાથ વતી દાબી દીધી.

પરંતુ પૂજારણ સુનંદા તો એના તરફ ધીરે પગલે આવી પહોંચી. મધુર હસતાં તે બોલી : 'સુનંદા ! તારી આંખો ઉપરથી હાથ ઉઠાવી લે. જો મારી સામું જો.' તરત જ સુનંદાએ એના હાથ ઉઠાવી લીધા. તેણે નજર સામે રાધાજીને ઊભેલાં જોયાં. તે બોલ્યાં: 'તારે શરમાવાની જરૂર નથી. સુનંદા ! ભગવાને તને માફ કરી છે. તારી પ્રાર્થના સાંભળી પ્રભુએ તને અહીં બોલાવી છે. જે દિવસે દુન્યવી મોહમાં અંધ બની તું અહીંથી ચાલી ગઈ હતી તે દિવસે જ પ્રભુને તો ખાત્રી હતી કે જ્યારે તારો મોહ ઊતરી જશે ત્યારે તું જરૂર પ્રભુના મંદિરે પાછી આવશે. તારી ગેરહાજરીની કોઈને ખબર ના પડે આથી જે દિવસે તું અહીંથી ચાલી ગઈ તે દિવસથી જ મેં તારું સ્વરૂપ લઈ નૃત્ય કર્યું છે, પૂજા કરી છે. તું હવે તારું અસલ સ્વરૂપ ધારણ કર !' આમ જ્યાં રાધાજી બોલ્યાં નહિ ત્યાં તો સુનંદાનું શરીર પહેલાં જેવું સ્વરૂપવાન, સુવાન અને ચેતનવંતુ બની ગયું. સુનંદા આ ગહન ફેરફાર જોઈ રહી. એનું હૈયું આનંદથી છલકાઈ ગયું. એનો આત્મા ઊર્જિત સ્વર્ગીય રસમાં તળબોળ બની ગયો.

'સુનંદા !' રાધાજીએ આગળ બોલતાં કહ્યું: 'હવે તું આજથી તારું કાર્ય કરવા લાગી જા. તારા ભવનમાં જે દિવસે તું ચાલી ગઈ હતી અને જે સ્થિતિ હતી તેજ સ્થિતિમાં બધી વસ્તુઓ જોઈશ. પંદર વરસ સુધી તું ગેરહાજર હતી તેની કોઈને ખબર પણ નહિ પડે. આથી જરા પણ સંકોચ નહિ રાખતાં તું તારા કાર્યમાં લાગી જજે. પ્રભુ તારું નૃત્ય જોવા અધીરા છે. કેમ ખરું ને પ્રભુ !' એમ કહી રાધાએ ભગવાન કૃષ્ણની મૂર્તિ સામે જોયું. સુનંદાને ભગવાનના વદન ઉપર સ્મિત દેખાયું.

'સુનંદા ! હું હવે જાઉં છું' એમ જ્યાં રાધાજી બોલ્યાં ત્યાં તો સુનંદા એમને પ્રણામ કરતી જમીન ઉપર ઢળી પડી. રાધાજીએ એને ઊઠાવી છાતી સરસી ચાંપી. બીજી ક્ષણે તો જ્યાં રાધાજીની મૂર્તિ હતી તેમાં એ સમાઈ ગયાં.

આંસુભરી આંખે સુનંદા ભગવાન કૃષ્ણ અને રાધાની મૂર્તિને જોઈ રહી: 'પ્રભુ તારી કેટલી કૃપા છે! તારી દયાનું ઝરણ અનાદિ કાળથી વહ્યા જ કરે છે. પ્રભુ મારી પ્રાર્થના સ્વીકારજે.' એટલામાં સત્યવતી બીજી પૂજારણો અને પૂજારીઓ સાથે મંદિરમાં આવી પહોંચી. સુનંદાએ બધાંને ઓળખ્યાં. બધાં એને એના પતન માટે ઠપકો આપશે એવી આશંકામાં એ ઊભી, પરંતુ આશ્ચર્યની વાત એ હતી કે એના તરફ બધાં પૂજનીય ભાવે જ જોઈ રહ્યાં.

એટલામાં સત્યવતી બોલી : 'સુનંદા દેવી ! આજે સવારે અહીં એક વૃદ્ધ બીમાર અને ભૂખી તરસી સ્ત્રી આવી હતી. એ સ્ત્રી લાગતી હતી તો ઘેલી. કહેતી હતી કે એ પોતે સુનંદા છે. તેને મેં આપની પાસે મોકલી હતી. મેં મંદિરની ચારેય બાજુ તપાસ કરાવી પરંતુ ક્યાંય દેખાઈ નહિ. આપે એને જોઈ છે ?'

સત્યવતીને જવાબ આપતાં સુનંદા બોલી : 'સત્યવતી ! અને બહેનો ! એ સ્ત્રીની કોઈ ચિંતા કરશો નહિ. એની ઉપર પ્રભુએ કૃપા કરી છે. એ સુખી છે. અત્યંત સુખી છે. નહિ કલ્પી શકાય તેટલી સુખી છે.' સુનંદાના કથન ઉપર માંહોમાંહે ઘણી ચર્ચા થઈ. સુનંદા શું કહેવા માગે છે. તે કોઈ સમજી શક્યું નહિ. છતાં સુનંદાને એ વિષે બીજું કાંઈ પૂછવાની કોઈની હિંમત ચાલી નહિ.

તે વર્ષે ગોકુલ અષ્ટમીના તહેવારે મંદિરમાં જ્યારે સુનંદાએ નૃત્ય કરવા માંડ્યું ત્યારે ભગવાન કૃષ્ણ અને રાધાની મૂર્તિઓ આનંદથી હસતી હતી એમ કહેતાં કેટલાંય





ભક્તજનો આશ્ચર્યચકિત બની અદ્‌ભુત દૃશ્ય જોઈ રહ્યાં. કેટલાં ય શ્રદ્ધાળુ જનોએ સ્વર્ગીય સૂરો સાંભળ્યા જે એમણે પહેલાં કદી સાંભળ્યા નહોતા તે દિવસે યમુનાના કિનારા ઉપર ગોપ ગોપીઓ વચ્ચે રાસ રમતા રાધા-કૃષ્ણનાં દર્શન અનેક યાત્રાળુઓને થયાં.

આ વાતને બન્યા તો કેટલાય દાયકા થઈ ગયા પરંતુ સુનંદા એકધારી રીતે એકનિષ્ઠાથી ભગવાનની પૂજા કરે છે ભગવાનની મૂર્તિ સમક્ષ નૃત્ય કરતાં એ પોતે વૈકુંઠના દર્શન કરે છે. એ પોતે કહે છે કે હવે પ્રભુ-સદનમા જવાની વાર નથી.



શાન્તિ શાહ

## રાતાં ફૂલડાંની ફોરમ

મોસ્કોમાં બાળકો માટે બાળનાટક ગૃહો છે એ અમે જોવા ગયા. વિખ્યાત લેખક નીકોલાઈ ઓસ્ટ્રોવ્સકીનું "હાઉ ધી સ્ટીલ વોઝ ટેમ્પર્ડ" નું નાટક હતું. આખું થીએટર બાળકોથી ચિક્કાર હતું. વિશ્રાંતિ વખતે બાળકોને ખબર પડી કે હિંદી મહેમાનો આવ્યા છે. એટલે આખા થીએટરનાં બાળકો અમને ઘેરી વળ્યાં. કોઈએ હસ્તાક્ષર માગ્યા. કોઈએ અમારા સીરનામાં લીધાં. કોઈએ અમને બેજીઝ આપ્યા, કોઈએ રાતા સ્કાર્ફ આપ્યા, કોઈએ કાંઇ પૂછ્યું તો કોઈએ હિંદની નિશાળો અને રમતો વિષે પૂછ્યું.

મારી પાસે એક વિદ્યાર્થી હતો તેને મે દેશી ભઠ્ઠાની રમત શીખવી બે હાથ જોડી રાખવા અને લાત મારવાની. એ તો ખૂબ ખૂબ રાજી થયો. રમત બીજા વિદ્યાર્થીઓ શીખવા લાગ્યા અને ચાલી. આખા થીએટરનું વાતાવરણ નિર્દોષ આનંદ અને બાળકોના મીઠા અવાજથી ભરાઈ ગયું હતું. નાટક શરૂ થવાનુ હતું અને બાળકો કહે નાટક પૂરું થયા પછી અમારે મળવુ છે માટે જશો નહીં. અમે વચન આપ્યુ. નાટક પૂરું થયા પછી બાળકોનો પ્રવાહ આવ્યો અને અમને કહે અમારી સાથે ફોટો પડાવો. અમે બધાએ સાથે રહીને ફોટો પડાવ્યો અને પ્રેમથી વિદાય લીધી.

* * *

લેનીનગ્રાડના એક સંસ્કાર મંદિર—કલ્ચરલ પેલેસ—માં ગયા. ત્યાં બાળકો મજૂરો અને બધાને માટે આવાં સંસ્કાર મંદિરો હોય છે. આ સસ્કાર મંદિરમા સાંજના લોકો આવે છે અને પોતાને શોખ હોય તેવી પ્રવૃત્તિ કરે છે. આવા એક સંસ્કાર મંદિરની લાયબ્રેરી વિભાગમાં ગયા. એક ભાઈ વાંચતા હતા એમને પૂછ્યું: "શું કરો છો?" તે કહે "કામદાર છુ." અમે પૂછ્યું, 'જવાહરલાલ નેહરુને જાણો છો?" તુરત જવાબ મલ્યો: "શું અમેરિકામાં લોકો નેહરુને ઓળખતા નથી!"



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.



ઈશ્વર પેટલીકર

# દેશની ચારિત્ર્ય-મુડી

વિદ્યાર્થીકાળ કે જેમાંથી ભાવિ પેઢીના ચારિત્ર્યના પાયા નંખાય છે તે જ કાળ સાવ બિનપાયાદાર—ઉપરવાઈભર્યો પસાર થાય ત્યારે ? દેશની એ મુડી તો બહુમૂલી સમજવી જોઈએ. વિખ્યાત વાર્તાકાર અને સમજસુધારક અહીં એ વિષે વિચારવા જેવો પ્રસ્તાવ કરે છે...

આજથી વીસ વર્ષ ઉપર હું સોજીત્રા, બોર્ડિંગમાં મેટ્રિકના વરસ વખતે એક વરસ રહ્યો ત્યારે મને એકેય પ્રસંગ એવો સાંભરતો નથી કે બોર્ડિંગમાંથી ચોરી થઈ હોય. તેમજ હાઈસ્કૂલમાં રીસેસ વખતે વિદ્યાર્થીઓનાં પુસ્તકો વર્ગમાં પડી રહ્યાં હોય છતાં ચોરાયાં હોય તેવો પ્રસંગ સાંભળ્યો નથી. એને બદલે આજે શાળાઓમાંથી પુસ્તકો, છત્રીઓ વગેરે વિદ્યાર્થીઓની ચીજો ચોરાય છે. પુસ્તકો સેકન્ડહેન્ડ બુકસેલરોને ત્યાં વેચાયેલાં પકડાયાં પણ હોય છે. બોર્ડિંગમાંથી ચીજ વસ્તુઓ અને રોકડ પૈસા ચોરાતાં હોય છે.

અરે! શાળા છોડી ગયેલા એક બાવીસ વર્ષના વિદ્યાર્થીએ બોર્ડિંગ જીવન વખતે એનામાં પ્રવેશેલી જાતીય સુખ અંગેની અકુદરતી કુટેવની કબૂલાત કરતાં એટલા સુધીનું કહેલું કે બોર્ડિંગમાંનો ૭૫ ટકા વર્ગ આવી કુટેવોમાં ફસાયેલો હતો. ૧૮ વર્ષથી નાની ઉંમરના હાઈસ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓમાં અને તેય ગુજરાતમાં સારી હાઈસ્કૂલો ગણાતી એકમાંની આ સ્થિતિ, તો બીજે કેવી સ્થિતિ હશે!

થોડા વખત ઉપર એક કોલેજમાં વિદ્યાર્થીઓ સમક્ષ વાર્તાલાપ માટે ગયો હતો ત્યારે વિદ્યાર્થી મંડળની પ્રવૃત્તિનો ખ્યાલ આપતાં કાર્યકરે કહ્યું કે, હોસ્ટેલમાં ચોરીઓ થતી હોઈ, કોલેજનો અભ્યાસ છોડી દરરોજ બે વિદ્યાર્થીઓ હોસ્ટેલની ચોકી કરે છે!

ગામડાંઓમાં ચોરીઓ થતી હોય છે તે માટે રાત્રે ગ્રામજનો ટુકડીઓ પાડી રોન ફરતા હોય છે. પરંતુ કોલેજની હોસ્ટેલોમાં ધોળે દિવસે રોન ફેરવવી પડે તે કેટલા હદની વાત!

થોડા મહિના ઉપર મારા એક સ્નેહીનો ગ્રેજ્યુએટ થયેલો દીકરો એક હોટેલમાં અનીતિભર્યું જીવન ગુજારતી એક સ્ત્રી સાથે પકડાઈ ગયો હતો. તેની ઉપર પોલીસ કેસ થયો હતો. મેં એ વાત જાણી ત્યારે પૂછ્યું: 'આવે રસ્તે એ ક્યાંથી ચડી ગયો? ઘરમાં પત્ની છે, બાળકો છે અને આવું હલકું જીવન જીવતાં ક્યાંથી શીખ્યો!'

સ્નેહીએ કહ્યું: 'કોલેજમાં ગયો ત્યારથી ખરાબ રસ્તે ખરાબ સોબતે ચડી ગયો. શરૂઆતમાં તો આપણને શી ખબર પડે છે, છોકરો કેવી સોબતમાં છે અને શું કરે છે? પરંતુ પાછળથી ખબર પડી કે, પ્રોફેસરો સાથે ભાઈબંધી કરી એ પરીક્ષા વખતે પૈસાની ધાલમેલ કરતો હતો. પૈસાદારના છોકરાઓની ભાઈબંધી હોય. એ નાપાસ થતા હોય તો પાસ કરાવી આપવાની શરતે એમની પાસેથી ૪૦૦-૫૦૦ રૂપિયા પડાવે. અર્ધોપર્ધો પ્રોફેસરને આપે અને બીજા ખિસ્સામાં મૂકે અને એવા પૈસા ખોટા રસ્તે ખર્ચે. શરૂઆતમાં ઘરમાંથી એવા પૈસા મળે નહિ. પરંતુ આ લત લાગ્યા પછી ઘરમાં ચોરી કરતાં પણ શીખ્યો હતો!'

મને પોતાને તો કોલેજ હોસ્ટલનો કોઈ અનુભવ નથી પરંતુ આજથી ૧૫-૨૦ વર્ષ ઉપર શાળાની બોર્ડિંગમાં ચોરી થતી નહિ તેવું વાતાવરણ હતું ત્યારે પણ મારી સાથેના મિત્રો કોલેજ હોસ્ટેલોના જીવન વિષેની વાતો કરતા તેથી જોઈ શકાય છે કે તેમાં અપ્રમાણિકતા ચાલતી હતી. કલબના સેક્રેટરી થવા માટે વિદ્યાર્થીઓ મત મેળવવા માટે ઘણું ખર્ચ કરતા હતા એનું કારણ એ હતું કે રસોડાના વહીવટમાંથી ઘણા પૈસા મારી ખાવાના મળતા હતા. ખર્ચનાં જે બીલ રજૂ કરવામાં આવતાં હતાં તે લગભગ ખોટાં હોય જ. જે ખર્ચ થયું હોય તે કરતાં એમાં વધારે રકમ હોય, એ વિષે સહેજે શંકા નહિ. અને





મોટે ભાગે આવી રીતે કમાણી કરવા જ કલબના સેક્રેટરીઓ વિદ્યાર્થીઓ થતા એમ કહેવાતું. વીસ વર્ષ ઉપર પણ જો વિદ્યાર્થીઓમાં આ જાતની અપ્રમાણિકતા ચાલતી હતી તો આજે સ્થિતિ ક્યાં પહોંચી હશે ?

આપણા વિદ્યાર્થીઓની શિસ્ત અંગે પણ ફરિયાદ વધતી જાય છે. કોઈ જાહેર કાર્યક્રમ કૉલેજમાં હોય છે. મુખ્ય મહેમાન તરીકે દેશની સન્માનિત વ્યક્તિ પધારેલી હોય છે તેવે પ્રસંગે પણ વિદ્યાર્થીઓ જે ગરબડ કરે છે, બિનજરૂરી ઊભા રહી સભાની વ્યવસ્થાનો ભંગ કરે છે, વચ્ચે વચ્ચે અવાજો કરે છે, ત્યારે આપણા ઉચ્ચ શિક્ષણ લઈ રહેલા યુવાનોની નાગરિકતા વિષે દુઃખ થાય છે. આ શિસ્તની સ્થિતિ કેટલી હદે પહોંચી છે તે તો એક પ્રિન્સીપાલ સાથે વાત કરતાં જાણવા મળી હતી.

મેં કહ્યું : 'આપે તો વાંચ્યું હશે છાપામાં. એક કૉલેજમાં છોકરાએ છોકરીના ગાલ ઉપર હાથ ફેરવ્યો અને તેની ફરિયાદ છોકરીએ કરી છતાં પ્રિન્સીપાલ કંઈ કરી શક્યા નહિ.'

પ્રિન્સીપાલ : 'અરે એ તો એક કિસ્સો છાપામાં આવ્યો એટલે તમે જાણ્યો. બાકી છોકરાઓ શું શું કરતા હોય છે તે બધું તમે જાણો તો આઘાત પામો. દારૂબંધી થઈ એટલે. બાકી હોસ્ટેલમાં છોકરાઓ દારૂ પીએ, જુગાર રમે. શબ્દ હરીફાઈના જુગાર તો કૉલેજના છોકરાઓમાં વ્યાપ્યો છે, તેટલો બીજે ક્યાંય નહિ હોય.'

હું : 'આ સ્થિતિ આપણને ક્યાં લઈ જશે ?'

પ્રિન્સીપાલ : 'છેલ્લી સ્થિતિ તો એ આવી છે કે કૉલેજમાં પ્રિન્સીપાલની જગા ખાલી છે પણ કોઈ પ્રિન્સીપાલ તરીકે આવવા તૈયાર નથી !'

'કારણ ?'

'એ કૉલેજના છોકરાઓ એટલા તોફાની છે કે કોઈની એ જગા સંભાળવાની હિંમત ચાલતી નથી!'

અહીં વિદ્યાર્થીઓ અંગે જે ફરિયાદ કરવામાં આવી છે, તેના બધા જ વિદ્યાર્થીઓ છે તેમ કહેવાનો આશય નથી. ઘણા જુવાનો એવા પણ છે કે એમના વિષે માન પેદા થાય છે પરંતુ આખી વિદ્યાર્થી આલમનો વિચાર કરતાં એક વસ્તુ સહેજે નજરે પડે છે કે દિવસે દિવસે જે ચારિત્ર્ય વિદ્યાર્થી વર્ગનું હતું તે ઊતરતું જાય છે. સામાન્ય રીતે આપણે ચારિત્ર્ય શબ્દનો અર્થ સ્ત્રી પુરુષના જાતીય સંબંધ પૂરતો વાપરીએ છીએ. બીજા એનામાં ગમે તેટલા દુર્ગુણો હોય પણ જાતીય દુર્ગુણ એનામાં ન હોય તો એનું ચારિત્ર્ય ખરાબ છે એમ આપણે કહેતા નથી. પરંતુ ખરી રીતે ચારિત્ર્યની અંદર સત્યપ્રિયતા, ન્યાયવૃત્તિ, ખેલદિલી, પ્રમાણિકતા, શિસ્તપાલન, સ્ત્રીસન્માનની ભાવના, સંયમ વગેરે ગુણો આવી જાય છે. ઉપરના ગુણોની વિરુદ્ધ વર્તન હોય તો તે દુર્ગુણ કહેવાય અને જાતીય શિથિલતાને મહાન દુર્ગુણ કહેવાય.

આમ વિદ્યાર્થી આલમના સમગ્ર ચારિત્ર્યનો વિચાર કરતાં દરેક ગુણમાં એ પાછલી પેઢી કરતાં ઊતરતો જાય છે તેમ સામાન્ય રીતે દેખાય છે. યુવકો આપણા સમાજની આશા છે. એ પાયો જ જો આપણો નબળો હોય તો દેશની ઈમારત મજબુત શી રીતે ઘડાઈ શકે ? તો આ સ્થિતિમાં આપણા યુવકવર્ગનું સમગ્ર રીતે ચારિત્ર્ય ઘડાય, અને તેમનામાં પ્રવેશેલી શિથિલતા નાબુદ થાય તે માટે કેવી સ્થિતિ પેદા કરવી જોઈએ ?

ચારિત્ર્ય એ દેશની મુડી છે.



૧૯૧૮ના નવેંબરમા ગોધરામાં મળેલી પ્રથમ ગુજરાત રાજકીય પરિષદમાં આવતાં ગાંધીજીને આશરે ચારેક મિનિટ મોડું થવાથી પોતાના ભાષણની શરૂઆતમાં જ એ બોલ્યા હતા : 'અહીં આવતા હું ચાર મિનિટ મોડો પડ્યો : સ્વરાજ્ય એટલું મોડું આવવાનું !'





જયન્તિકા ઝવેરી

# જીવતરનો મેળ

જ્ઞાતિનાં બંધનો, રૂઢિગત રિવાજો અને પતિ-પત્નીની ભિન્ન વિચારસરણી કેટલીય વ્યક્તિઓનાં જીવતરમાં મૂળ નાખી દે છે, આ સત્ય પ્રસંગને અહીં રજૂ કરવામાં સત્ય પ્રસંગોનાં સફળ આલેખિકા વધુ સફળ તો એ માટે થયાં છે કે આમાં જીવતરનો સાચો મેળ દેખાય છે. મેળ વગરનાં જીવતર તો ગમે પણ કોને ?

ગાંધીજીની સત્યાગ્રહ-લડતમાં ભાગ લેનાર નવલોહિયા યુવાનો પૈકી નયન પણ એક હતો. તેનો જુસ્સો અને કામ કરવાની શક્તિથી વિદ્યાર્થી મિત્રોમાં તેણે અગ્રગણ્ય સ્થાન મેળવ્યું હતું. ગામડે ગામડે ફરીને પણ લોકોને જાગૃત કરવામાં તેનો હિસ્સો હતો જ. સ્વાતંત્ર્યઝંખના એટલી પ્રબળ હતી કે લડતનો કૉલ આવે ત્યારે આજુબાજુ જોવાનું જ ન હોય. ૧૯૩૦ ની લડત પછી તો તે ઘણી ઘણી વ્યક્તિઓના પરિચયમાં આવ્યો.

અમુક ઉંમરે જીવનસાથીની ભૂખ જાગે જ છે. નયન પણ યુવાનીના તે કાળ સુધી પહોંચી ગયો હતો. તેણે તો તેની લાગણી અને બુદ્ધિ બન્નેને સંતોષવી હતી. કૈલાસ સાથેનો તેનો પરિચય દિન પ્રતિ દિન વધતો હતો. પોતે ઇચ્છતો હતો એ રીતે બન્નેની વિચાર-સરણીમાં ઘણું સામ્ય હતું. કૈલાસ તેની સાથે જ કામ કરતી હતી. જીવનનાવ ચલાવવામાં બન્ને સમર્થ નીવડશે એમ લાગવાથી નયને કૈલાસ સમક્ષ લગ્નનો પ્રસ્તાવ રજૂ કર્યો અને કૈલાસે તે સ્વીકાર્યો પણ ખરો.

નયનનાં માતા-પિતા જૂનવાણી વિચારોથી રંગાયેલાં તો હતાં જ. એ ન હોય તો પણ માબાપનો પોતાના પુત્ર કે પુત્રી માટે અમુક જ—જ્ઞાતિ અને ગોળ પ્રમાણે—આગ્રહ હોઈ શકે. નયનની માતાનો એવો આગ્રહ હતો પણ નયન પોતાનાં વડીલોને ખૂબ સારી રીતે સમજાવી હા પડાવી શક્યો હતો.

કૈલાસ અને નયન સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્નગ્રંથિથી જોડાયાં.

અને હવે જ ખરા જીવનની—ખરી જિંદગીની શરૂઆત થઈ. કૈલાસ ખૂબ જ સ્વમાની હતી, તે કોઇનું પણ સાંભળી શકે તેમ નહોતી. સાસુનો વિરોધ તો પહેલેથી હતો પણ લગ્ન પછી તો એવો વિરોધ નહોતો જ રહ્યો શરૂ શરૂમાં તો બીજો કોઈ ખ્યાલ પણ ન પ્રવેશી શક્યો. કૈલાસને મનથી કંઈક ને કંઈક ઓછું આવતું જ જતું હતું. તે સાસુને પોતાનાં ન કરી શકી. પરાયાની ભાવના કે કહેવાતો સાસુનો હાઉ તેને ડરાવી ગયો તે બરોબર સમજી શકાયું નહિ પણ પોતાની ઇચ્છા વિરૂદ્ધ કંઈક કરી રહી છે તેવું ભાન તેને સતત રહેવા લાગ્યું. નયનને લડત દરમિયાન જેલ જવું પડ્યું. તેની જેલયાત્રાને કારણે કૈલાસ હવે એકલી અહીં રહી શકે તેમ નહોતી. તેનું લક્ષ્ય ઘરથી દૂર એવી કોઈ નોકરી તરફ ખેંચાયું. અને તે બહારગામ ચાલી ગઈ.

નયન જેલમાંથી પાછો ફર્યો ત્યારે કૈલાસના આ જાતના વર્તન પ્રત્યે પોતાની સંપૂર્ણ નાખુશી જાહેર કરી. આ જાતનું પગલું ભરવા માટે તેણે કૈલાસને ખૂબ સમજાવી પણ કૈલાસને તો પોતાનું સ્વાતંત્ર્ય ઘવાતું હતું. એકની બે ન થઈ. ક્યારેક નયન તેને મળવા થોડા દિવસ આવી જતો. બને ત્યાં સુધી કૈલાસ શ્વસુર ગૃહે જવાનું રાખતી જ હતી. દરમિયાનમાં કૈલાસે એક બાળકને જન્મ આપ્યો. હવે તો નયનનો આગ્રહ આ રીતે એકલાં નહિ રહેવા માટેનો વધ્યો. કારણ પોતે તો ધંધો અને સ્વાતંત્ર્ય-ઝુંબેશમાંથી જ ઊંચો આવે તેમ નહોતો. છતાં પોતાની લાગણી સંતોષવા માટે તેની પાસે કોઈ જ નહોતું. કૈલાસનું આ જાતનું વર્તન તેને ખૂબ સાલતું હતું. કારણ બન્ને અલગ જેવાં જ થઈ ગયાં હતાં. બન્નેનાં ગામ જુદાં અને કામ જુદાં જેવી સ્થિતિ હતી. જ્યારે નયનની ઇચ્છા તો કૈલાસ પોતાના હાથમાં હાથ મીલાવીને સાથે કામ કરે તેવી હતી. જે તેની પાસે તે ન કરાવી શક્યો. પોતાની





આદર્શ કલ્પનાના ભુક્કા ઊડી ગયા. તે પોતે પણ કંઈક અંશે અસ્વસ્થ રહેવા લાગ્યો.

*

માલતી ડૉકટર થઈને નોકરી અર્થે અમદાવાદ આવી હતી. તે મહારાષ્ટ્રીયન હતી. તેની વાણીમાં ખૂબ મીઠાશ હતી. થોડા વખતમાં તે પોતાના ધંધામાં પ્રખ્યાત થઈ ગઈ. પોતાના દેશ માટે પોતાનાથી બનતો ફાળો પણ તે આપતી હતી. સેવાપ્રિય તો હતી જ. થોડા ઘણા દેશસેવકોના પરિચયમાં પણ આવી. તેઓને પોતાની સેવા તે આપતી હતી.

નયન પણ એ રીતે માલતીના પરિચયમાં આવ્યો. તેમનો સંબંધ ધીરે ધીરે મિત્રતાનું સ્વરૂપ ધારણ કરી રહ્યો હતો. દરમિયાનમાં ૧૯૪૨ ની ગાંધીજીની 'હિંદ છોડો'ની હાકલ શરૂ થઈ. નયન જેલભેગો થઈ જવામાં માનતો નહોતો. બધા જ પકડાઈ જાય એટલે બહાર રહીને કામ કરનાર કોઈ રહે જ નહિ. તેની પાછળનું વૉરંટ ફરતું જ રહ્યું અને તે ભૂગર્ભમાં રહીને કામકાજ કરવા લાગ્યો ત્યારે પણ તેના જીવનમાં કૈલાસ અને માલતી બન્ને હતાં. કૈલાસ તેનાથી દૂર થઈ ગઈ હતી. પોતાની હોવા છતાં પોતાની નહિ કરી શકાતાં મનનો અસંતોષ તેને ડંખ્યા કરતો હતો. જ્યારે માલતી સાથેનો નવો પરિચય તેને આશાસ્પદ લાગતો હતો. બેપત્તા હોવા છતાં તે માલતીની મુલાકાત અચૂક લઈ આવતો. એ વખતે તો કૈલાસ પાસે પણ તે એટલો જ જતો. કૈલાસ તેને મળવા પણ છાની રીતે આવતી. પણ કૈલાસ નયનની ઝંખનાને સમજી શકી નહિ, નયનને સંતોષી શકી નહિ. અને પોતાની નજર સમક્ષ દેખાતો માલતી સાથેનો સંબંધ તેણે વિકસવા દીધો. સ્વાતંત્ર્યપ્રિય કૈલાસ પોતાના આદર્શને ખાતર સહેજ પણ નરમ બનવા તૈયાર ન થઈ શકી, નયનને ન જીતી શકી, તેનો 'સ્વભાવ' તેની આડે આવ્યો.

નયને માલતીમાં પોતાના આદર્શો જોયા. વધુમાં તેનો મળતાવડો સ્વભાવ, પોતીકાં કરવાની કળા જોઈ ખુશ થઈ ગયો. દોઢ બે વરસ પછી નયને કૈલાસને માલતી સાથેની પોતાની લગ્ન-ઇચ્છા જણાવી.

કૈલાસને માસિક ભરણ પોષણ ખર્ચ આપવાનું નક્કી કરી કોર્ટે બન્નેને છૂટાછેડા અપાવ્યા. બાળકની જવાબદારી પણ માથે હતી જ. નયને માલતી સાથે લગ્ન કર્યાં. નયનની માતાનો આ જાતનું પુનર્લગ્ન કરવા માટે પુષ્કળ વિરોધ હતો. છતાં તેણે પોતાની ઇચ્છા જાહેર કરી, સંજોગો બતાવીને વિરોધને શમાવી દેવા આગ્રહ કર્યો. માતાનો વધુ વિરોધ તો માલતી મહારાષ્ટ્રીયન હતી તે માટેનો હતો.

આજે કૈલાસ તેની પુત્રી સાથે એક ગામડામાં રહે છે. છોકરી મોટી પણ થઈ છે તેના અભ્યાસનો પ્રશ્ન મોટો છે. શહેરમાં રહેવું અને પોતાને સારી નોકરી મળી રહે એ પછીના ખર્ચ પૂરતું તે વિચારવામાં જ રહે છે. આજે પણ નયન પોતાની દીકરીને પોતાની પાસે રાખવા—ખાસ કરીને અભ્યાસ માટે કહે છે. પણ કૈલાસને તે ગળે ઊતરતું નથી. શા માટે તે એટલો સહારો પણ હવે દૂર ધકેલી દે ?

માલતીએ મોટા શહેરમાં હૉસ્પિટલ ખોલી છે અને તેની સારી આવક પણ છે. સુંદર સ્વભાવની આ સ્ત્રી ભિન્ન પ્રાંત-જ્ઞાતિની હોવા છતાં સાસુને જીતી શકી છે. જે સાસુ સાથે કૈલાસ બિલકુલ નહોતી હળી શકી તેને તેણે પોતાનાં કરી લીધાં છે. જો કે સાસુ તેઓની સાથે રહેતાં નથી—જ્ઞાતિભેદને કારણે પણ જરૂર પડ્યે થોડા થોડા વખતે તે ઘરની મુલાકાતે જાય છે અને હર્ષભેર સંતોષ વ્યક્ત કરી ઘેર પાછાં ફરે છે.

નયનને આજે, દશ વરસ પછી પણ માલતી તરફથી મળેલા આ જીવતરના મેળથી સંપૂર્ણ સંતોષ છે.

★



નાનુભાઈ દવે

# અંતર ઝબકી પ્રીત

વાસ્તવમાં બને કે ન બને એવી શંકા પેદા કરનારી આ વાર્તા અત્યારનાં ચિત્રપટોને વધુ પડતી બંધબેસતી થાય તેમ છે—અને ફિલ્મ-રસિયો આજનો જમાનો એટલે જ આને બિરદાવશે. વાર્તાકાર એક અચ્છા અભ્યાસુ નિરીક્ષક છે એ તો આ વાર્તા જ કહી આપે છે.........

'કેમ દાક્તર ક્યાં છે?' પરિચીત સ્વજનની અદાથી પ્રવેશ કરતાં પ્રફુલ્લે દવાખાનાના નોકરને મોટેથી પૂછ્યું. બાંકડા ઉપર સુટકેસ મૂકી એ લાગલો જ દાક્તરના ખંડમાં ગયો. નોકરે કહ્યું કે સાહેબ વિઝિટે ગયા છે, પણ એનું નહિ સાંભળતાં એ ઉપલે માળે ગયો.

'લીલાવતીબેન,' એણે દીવાનખાનામાંથી રસોડા તરફ જતાં બૂમ પાડી.. 'અરે ક્યાં છો બધાં? નિમંત્રણ આપીને સંતાઈ જવાનું હોય કે?' 'કોણ?' પૂછતાં લીલાવતી બહાર આવ્યાં. એમણે પ્રફુલ્લને ઓળખ્યો, એને આવકાર આપ્યો ને દીવાનખાનામાં લઈ ગયાં: 'તમે લખ્યું હોત તો અમે તેડવા આવત. તાર કેમ ના મૂક્યો?'

'હવે એમાં શી ખબર આપવી? તમે લગનની જ્યુબિલી ઉજવો એટલે સો કામ પડતાં મૂકીને પણ આવવું પડે. જોયું ને, છું ને સહુથી પહેલો? બીજાં બધાં ક્યારે આવશે?' ને વળી જવાબની રાહ જોયા વિના કહ્યું, 'પણ દાક્તર ચાર દિવસો ય દવાખાનું નહિ છોડે, આવી જયન્તિ! તમે કહેતાં કેમ નથી એમને? આવવા દો એમને ઘેર.' કહી એણે પોતાની પેટી ખોલી કપડાં કાઢવા માંડ્યા.

'ચાલો હું તમને તમારા રૂમમાં લઈ જાઉં.' લીલાવતી ઊભાં થયાં.

'ના રે, એ ભલે બીજાંને આપજો. હું તો અહીં વચ્ચે જ અડ્ડો જમાવીશ.' એને આ ઘર પોતાનું જ લાગતું હતું.

એટલામાં દાક્તર આવી પહોંચ્યા, ઉંમરે દસેક વર્ષ એ મોટા હતા પણ ઘણી સારી રીતે ભળી ગયેલા એટલે પ્રફુલ્લ એમને ભેટી પડ્યો. 'ચાલો પચીસ તો કાઢ્યાં! દાક્તર, તમને અભિનંદન. શી રીતે ખેંચ્યું હશે, પણ ચાલો એ સંભારી દુઃખી ના થશો.' કહી એ હસી પડ્યો.

લીલાવતીએ આ વાત ઉપાડી લીધી: 'અમે તો ચપટી વગાડતામાં જયન્તિએ પહોંચી ગયાં. પણ તમે શરૂ ક્યારે કરશો એ કહોને. આ વખતે આવ્યા છો તે નક્કી કરીને જ જવા દઈશું.'

દાક્તરે પણ મુદ્દો પારખ્યો: 'ખરી વાત છે, એ ગયો તો પછી આજે સિંગાપુર ને કાલે નૈરોબી, હાથમાં આવશે જ નહિ. ગળામાં ઘંટીનું પડ વળગાડીને જ મોકલીશું. પછી જોઈએ કેવો દોડાદોડી કરે છે તે!' દાક્તર હસતા ત્યારે જાણે આખું ઘર ખડખડ મુક્ત હાસ્યે ગાજી રહેતું.

પ્રફુલ્લે આમ તેમ જોતાં પૂછ્યું, 'છોકરાંઓ ક્યાં ગયાં?' લીલાવતીએ જવાબ દીધો, 'એમણે ટૂરમાં કાઢ્યાં, રજાઓ છે ને.' પ્રફુલ્લે ધમકાવતાં દાક્તરને પૂછ્યું, 'કેમ એમ કર્યું! એ તમને શું પજવે છે?'

દાક્તરે વળી હસીને કહ્યું: 'જયન્તિ ઉજવવી હોય તો એકલાં જ ઠીક, તારા જેવા બે ચાર મિત્રો હોય એટલે બસ. છોકરાંને આ બધું સારું ના લાગે.'

તે પછી કોણ કોણ આવનાર છે, કાર્યક્રમ શો છે. કેટલું રોકાવાનું છે વગેરે હકીકત માગી. દાક્તર વચમાં વચમાં નાટકી ઢબે ગંભીર બની જવાબ આપતા તો વળી ઘડીમાં બુલંદ હાસ્યની છોળો ઉડાવતા. બીજે દિવસે સાંજે ચારપાંચ કારમાં પાર્ટી સહેલગાહે ઉપડવાની હતી. ને બે દિવસ પછી પાછી ફરવાની હતી. પ્રફુલ્લ ઉતાવળે યાદી જોઈ ગયો, પણ પાછળથી યાદ આવ્યું હોય એમ ફરીથી ઝીણવટથી જોવા માંડી





અને સુહાસના નામ આગળ એ અચકચો. એણે દાક્તરને પહેલેથી પૂછવા માંડ્યું, 'આમાંથી હું કોઈને ઓળખતો હોઉં એમ નથી લાગતું, છે એક પણ!'

'એ તો તું જાણે. પણ નહિ ઓળખતો હોય તો યે ભળી જતાં વાર નહિ લાગે. બધાં સરળ સ્વભાવનાં સુખી કુટુંબો છે. અને તારું પડ—પેલું ગળે બાંધવાનું છે ને તે આમાં નથી. બધાં મળીને પછીથી ગોઠવીશું.'

કેશવલાલ વકીલ ને મંજુલા આવ્યાં. રેલ્વેના ભીમભાઈ ને અંજની આવ્યાં. લેખક મધુકર ને સુહાસ આવ્યાં ને એમની સાથે ઉમા ને પૂર્વી નામની બે નાની પાંચસાત વર્ષની દીકરીઓ પણ આવી એમણે કહ્યું, 'આવા પ્રસંગે એક બે બાળકો તો જોઈએ જ. ના લખી હતી છતાં અમે તો લાવ્યાં જ છીએ.' અને ખરે જ, આ બાળકીઓ મંડળીમાં સહુનો પ્રિયપાત્ર થઈ પડી. પ્રફુલ્લે તો એમની જોડે જ જમાવી દીધુ. બીજાં ત્રણ ચાર દંપતીઓ પણ આવ્યા હતાં. કોઈક દાક્તરના ઘરાકો હતાં તો કોઈક લીલાબેનના મંડળ તરફના ઓળખાણે હતાં. કોઈ બહારગામથી આવેલાં હતાં તો બીજાં આ જ ગામના હતાં.

ઘણોખરો સામાન દાક્તરે અગાઉથી રવાના કરી દીધો હતો. છતાં દરેક જણે ઠીક ઠીક સામાન સાથે લીધો હતો. ઉપડતી વેળાએ લીલાબેનને કોઈ પોતાની કારમાં ખેંચી ગયું ને દાક્તરને વળી બીજાં આગ્રહ કરીને સાથે લઈ ગયાં. દાક્તરની ગાડી પ્રફુલ્લે પોતાના ચાર્જમાં લઈ લીધી હતી અને ઉમા–પૂર્વી એની સાથે જ રહ્યાં હતાં. છેક છેલ્લી ઘડીએ સુહાસ-મધુકર પણ છૂટાં પડી ગયાં. સુહાસ પ્રફુલ્લની ગાડીમાં બેઠી ત્યારે 'મમ્મી આવી!' કહી બાળકો રાજી થયાં.

ગાડીઓ એક પછી એક ચાલુ થઈ ને છેવટે પ્રફુલ્લે પણ ઉપાડી. ગામની બહાર નીકળ્યા પછી લાંબી સડકે જવાનું હતું એટલે હાંકવાની રમત વાત હતી. પ્રફુલ્લ બહાનું શોધી ઉમા–પૂર્વી સાથે વાત ચલાવતો હતો. સુહાસ એ જોયા કરતી હતી. પંદર વીસ માઇલ કાપ્યા તોયે આવું જ ચાલ્યું. એટલે એણે અકળાઈને પૂછ્યું, 'કેમ આમ કરો છો? મને ભૂલી ગયા કે શું? પહેલાંની વિનોદિનીને—'

'જાણું છું.' પ્રફુલ્લે કહ્યું. ને તે પછી મોટર નીચે સડક ધીરેથી પસાર થતી લાગી. સુહાસે વળી મૌન રાખ્યું, જાણે એણે પ્રફુલ્લને તક આપી—જે કહેવું હોય તેનો વિચાર કરી લે.—પણ મૌન ચાલી રહ્યું. 'હું વિનોદિની રહી નથી. એ સાચું, પણ તેથી શું ઓળખાણ ભૂલી જવાય?'

'બાર વર્ષ થઈ ગયાં,' પ્રફુલ્લે વળી ગાડી ધીરી પાડી, એને કાંઈક કહેવું હતું પણ એટલું બધું કહેવું હતું કે બધું જ હોઠે આવી જવાથી કશું જ કહેવાતું નહિ. કે પછી એણે મનના આવેગોને બ્રેક મારી દીધી હતી?

'છો થઈ ગયાં!' સુહાસ બોલી, 'તે પછીયે ભગવાને મેળવ્યા તો ખરાં ને?' એના શબ્દોમાં ઊર્મિ આવી હતી. 'તમને મારો વાંક વસ્યો છે શું? બોલો, જે હોય તે, મનમાં ના રાખશો.'

'વાંક!' પ્રફુલ્લ પહેલીવાર હસ્યો, 'વાંક તો ખરો રતો. તમારો નહિ, મારો નહિ, પણ—સંજોગોનો, વિધિનો, વીતેલાં વર્ષોનો વાંક ખરોરતો. મને ખબર છે કે હું વિનોદિની સાથે બેઠો છું, પણ મારે એને સુહાસ જ ગણવી જોઈએ.'

'આવું ના કરશો.' સુહાસ વિનવવા લાગી 'તમે બોલો નહિ એ મારે તો સજા જેવું થયું. તમે તો દુનિયાભરમાં રખડીને મનને કઠણ કરી લીધું હશે, હું તો એવી જ રહી છું. હું કેમ કરીને મનને વારું?' વળી પાછી મનની ગડમથલોમાં મૌન સેવ્યા કર્યું.

'કેમ ચાલે છે?' પ્રફુલ્લે માંડમાંડ આટલા શબ્દો કાઢ્યા. સુહાસ ના બોલી, માત્ર જોઈ રહી. એને વધારે સાંભળવું હતું, ભૂતકાળનાં મોંઘેરાં સંસ્મરણો ઉખેળવાં હતાં, હેતના શબ્દો ઝીલવા હતા. મન ભરીને પહેલી પ્રીતનો પ્યાલો ફરીથી પીવો હતો. પણ આ પ્રફુલ્લને કોણ જાણે શું થઈ ગયું હતું.



'તમારાં બાળકો મજાનાં છે, ગમી જાય એવાં છે.' વળી પ્રફુલ્લ બોલ્યો. સુહાસને ગમ્યું તોયે મનમાં ચીઢ ચડી. શું કરવા એ આડી વાતો કરતો હશે ?

'મધુકરભાઈ શું લખે છે? વાર્તાઓ કે કાવ્યો?' પ્રફુલ્લે નવાનવા સવાલો શોધી કાઢ્યા હોય એમ પૂછ્યે રાખ્યું. સુહાસ ખિન્ન બની ચૂપ બેસી રહી. આ બધી વાતો એને કરવી હતી, ગમતી હતી પણ ખરી, પણ પહેલાં એને પોતાનું જાણવું હતું. પ્રફુલ્લ શું એને ભૂલી ગયો હતો, ભૂલી જવા ઇચ્છતો હતો? કેમ એ સાવ તટસ્થ બની ગયો હતો? એ શું જૂની વાત કહેતાં ડરતો હતો? કે પછી, એણે ક્યાંક બીજે મન લગાડી દીધું હતું?

વગર કહે સુહાસ-પ્રફુલ્લના મનમાં જૂના તરંગો અથડાતા હતા, પણ હોઠની પાળો તોડીને એનો પ્રવાહ વહેતો ન હતો. અચાનક સમીપમાં બેસવાની તક એમને મળી હતી, એકાંત મળ્યું હતું, ઊર્મિઓ જોરશોર કરતી હતી પણ બંને જણ એમને જકડી રાખતાં હતાં.

દાકતર વ્રજરાયે એક ઓળખીતા પારસીની વાડીમાં બંદોબસ્ત કરાવ્યો હતો. વિશાળ બંગલામાં શિકારની ટ્રોફીઓ લટકાવવામાં આવી હતી, પુષ્કળ રાચરચીલું હતું, સગવડો હતી. એમાં બધાં ગોઠવાઈ ગયાં, પ્રફુલ્લે તો અહીં પણ વચલા દિવાનખાનામાં જ મુકામ રાખ્યો, ને સહુની સાથે એણે ઓળખાણ વધારવા માંડી. એના મોજીલા સ્વભાવથી એ બધાનો મિત્ર પણ બની ગયો. જે કાર્યક્રમ નીકળે તેમાં એ ઉમંગથી ભાગ લેવા આગળ થતો. પુરીઓ વણવાથી તે ગાવા-વગાડવા ને તરેહ તરેહની રમતો-ખેલો સુધી એ રસથી પહોંચી જતો ને પોતાનાં અનુભવ ને પ્રવીણતા દાખવતો.

સાંજે બધાં ફરવા નીકળ્યાં. ચોગરદમ હરિયાળી હતી નમતા પહોરનો તડકો છાયાઓ લંબાવતો મલકાતો હતો. ચારના ભારા બાંધી વતનીઓ સામે આવતાં ને બાજુ પર ખસી જઈ આ સહેલાણીઓને મુગ્ધભાવે જોઈ રહેતાં. ઉમા-પૂર્વી સાથે પ્રફુલ્લ આગળ ચાલતાં જુદો પડી ગયો હતો. અને સુહાસ એની સાથે થવાનું મન કરતી પણ મંડળીથી છૂટી પડી શકતી નહોતી, વચમાં ખેંચાતી હતી.

'પૂર્વી' સુહાસે બે ચાર જંગલી ફૂલો આપવાના મષે હાથ લંબાવી બૂમ મારી પણ કોણ સાંભળે? એટલે એણે ઝડપ વધારી ફરીથી અવાજ કર્યો. પ્રફુલ્લે આ જોયું અને એ ઊભો રહ્યો. પૂર્વીએ ફૂલો જોયાં, સૂંઘ્યાં ને વાસ ના આવી એટલે ફેંકી દીધાં. એ ઉઠાવી લેતાં પ્રફુલ્લે કહ્યું, 'સીધાં મને જ આપ્યાં હોત તો–.' અને સુહાસ હસી પડી. એને લાગ્યું કે પ્રફુલ્લ આજે મુડમાં આવ્યો ખરો.

'કેવું રળિયામણું છે! લીલોતરી, પંખીઓ, વાદળાં ને આવડું મોટું આકાશ—હૈયું ભરાઈ જાય છે.' સુહાસે પ્રફુલ્લની ચારે તરફ જોતાં કહ્યું.

'મધુકરભાઈને કવિતા સ્ફુરી હશે, રાતે વાત છે એમની.' પ્રફુલ્લે કહ્યું. અને પોતાનો બચાવ કરતો હોય એમ ઉમેર્યું, 'લખતાં તો હવે આવડી રહ્યું, ગાતાંય નહિ આવડે, પણ બરાડા પાડવાનું મન તો ખૂબ થાય છે, હોં સુહાસ.'

'વિનોદિની નહિ કહો? એ નામ નથી ગમતું?'

'ગમે, પણ—' એક પંખી તીરવેગે પાસેના તળાવમાં ઊતર્યું ને ઝડપ મારી પાછું જતું રહ્યું. તે જોઈ પૂર્વી આનંદથી બોલી ઊઠી: 'એ–હે'. હાથ ખેંચી એણે પ્રફુલ્લને બતાવવા માંડ્યું.

'કેવું સુંદર તળાવ છે!' પૂર્વીને ધ્યાન દેતાં પ્રફુલ્લ બોલ્યો.

'નહાવાનું મન થઈ જાય એવું છે, ખરું ને?' એણે છોકરાંઓને પૂછ્યું.

'તો કેમ નહાતા નથી? કોઈએ રોકી તો નથી રાખ્યા ને.' જવાબ સુહાસ આપતી હતી. પ્રફુલ્લે એના તરફ જોયું ને બંને જણે મૂકભાષામાં વાત કરી.





'એમ ?'

'હા.'

અને એક ક્ષણમાં એક બે કપડાં ઉતારી પ્રફુલ્લ પાણીમાં પડ્યો. સુહાસ 'ના–ના' કહેતી રહી ને છોકરાં તાળીઓ પાડી હો હો કરી રહ્યાં. પાછળની મંડળી આવી પહોંચી ત્યારે તો પ્રફુલ્લ આગળ વધી ગયો હતો. છતાં દાક્તરે બૂમ પાડી: 'અરે પાછો આવ, પ્રફુલ્લ માંદા પડવું છે કે શું?' પણ સંભાળે છે જ કોણ. ઝડપભેર એ સામા કાંઠા તરફ જતો હતો.

'આ તો દુઃસાહસ કહેવાય. અજાણ્યાં પાણીમાં આમ ઝંપલાવવું—' મધુકરે કહ્યું. ને એની વાતને ઘણાખરાએ ટેકો આપ્યો સુહાસ ને એનાં બંને બાળકોનો મત જુદો પડતો હતો. ફેર એટલો હતો કે બાળકો જાહેર કરી શકતાં હતાં ને સુહાસ 'એ જાય' કહી ચિંતાથી જોઈ રહી હતી.

અચાનક એને સૂઝ્યું ને ઝપઝપ પ્રફુલ્લનાં કપડાં ઉપાડ્યાં.

'બિચારો ઠરી જશે.' કહી એણે છોકરાંને મધુકરની આંગળીએ ભરાવ્યાં. ને પાળે પાળે એણે દોડવા માંડ્યું. એ ત્યાં પહોંચી ત્યારે બે ચાર વતનીઓ ત્યાં હરખાતા ઊભા હતા.

'શોખીન જીવડો તો આ એક જ.'

'તો જાને તું ગે.'

'ઓલ્ય આવે છે સાથે ?' આમ વાતો ચાલી એટલામાં પ્રફુલ્લ કાંઠે આવી પહોંચ્યો. એક જણે માથેથી ફાળીઉં ઉતારી એની સામે ધર્યું. 'લ્યો ડીલ લૂછો.'

'કેમ આવડે છે ને તરતાં ?' એણે બધાંની સામું જોઈ પૂછ્યું. સુહાસને લાગ્યું કે એની જ ખાતરી એ માગી રહ્યો હતો. પોતાને મનમાં ઠપકો પણ આપ્યો કે એ પડ્યો, તે પણ એને લીધે જ ને....

ને, કેમ ભૂલી જવાય? એક વખત એને લીધે જ એ મન ખાટું કરી દેશપરદેશ જતો રહ્યો હતો. સુહાસને હજુયે સમજાતું ન હતું કે ત્યારે એણે મજાક કરી હતી કે નિર્ણય લેવાતું ફાવ્યું ન હતું. એણે જે વિલંબ કર્યો એથી સમજફેર થઈ ગયો ને અધીરો બનેલો પ્રફુલ્લ જતો રહ્યો, ગુમ જ થઈ ગયો. એ ક્યાં ક્યાં ભમ્યો હશે, એણે કેટલું વેઠ્યું હશે! એના અંતરમાં કેવા ઘા પડ્યા હશે?

એટલામાં બધાં આવી પહોંચ્યાં. કોઈકે ઠપકો આપ્યો ને કોઈકે સાબાશી પણ આપી. દાક્તરે કહ્યું, 'આપણે તો જોતા રહ્યાં પણ આ સુહાસને કેટલું લાગી આવ્યું તે જુઓ, કપડાં લઈને એ જ પાછળ દોડી—'.

'પહેલાંનું ઓળખાણ ખરું કે!' લીલાબેને પાછળ રહ્યે રહ્યે પૂછ્યું. બધાં હસી પડ્યાં પણ સુહાસનું મો વિલાયું. પ્રફુલ્લ હા પાડશે તો? તો બીજાં બધાં કેવું ધારશે? મધુકરના મનમાં કેવો ભ્રમ પેસી જશે! આ તોફાન વળી ક્યાંથી જાગ્યું? નિઃસહાય બની એણે પ્રફુલ્લ સામે જોયું, એણે નજર ઝીલી ને એક ક્ષણમાં બધું પામી ગયો હોય ને 'તું નિરાંત રાખજે' એમ ઉત્તર વાળતો હોય એમ હસીને એ બોલ્યો, 'તો તો સારું જ હતું ને. આજે મધુકરભાઈ કવિતા લખે છે તેમ હું પણ લખતો હોત.'

કઈ દિશાનો વાયરો વાયો તે કોણ જાણે પણ અચાનક ચઢી આવેલાં વાદળાં વિખરાઈ ગયાં. મધુકરને પોતાની પ્રશંસા ગમી. સુહાસને સ્પષ્ટ થયું કે પ્રફુલ્લ હજુયે હેત રાખે છે. બીજાં બધાંને તો આ એકલા જીવની મસ્તી ગમી ગઈ.

રાતે આગ્રહ કરીને પ્રફુલ્લે મધુકર પાસે એનાં કાવ્યો ગવડાવ્યાં અને પછી એણે સુહાસ ઉપર અણધાર્યો હુમલો કર્યો: 'ગંગાનો પ્રવાહ તો જોયો. હવે ગંગોત્રી! તમે દર્શન આપો, પ્રેરણાનું મૂળ નિરખીને પાવન થઈએ.'



સુહાસે આનાકાની કરી તેમ આગ્રહ વધ્યો. છેવટે એ ગાવા તૈયાર થઈ. બે ક્ષણ એણે આંખો મીંચી દીધી. શાંત બની ગઈ. એના કોઠે પ્રેમનો જ્યોતિ ઝળહળતો જોયો. ને શબ્દો સરી પડ્યા :

'મારે અંતર ઝબકી પ્રીત.'

મંડળી સ્થિર થઈ ગઈ હતી. અવાજ મધુર હતો અને એમાં દર્દ ભળ્યું હતું. સુહાસ જાણે પોતાના ઉપરથી કાણુ ગુમાવતી હોય એમ એની એ લીટી ફરી ફરીને ઉથલાવતી હતી. પ્રફુલ્લ એના સામું જોઈ રહ્યો, સરી જતી માનની લગામ એ પાછી સોંપવા મથતો હતો, પણ સુહાસે એની તરફ જોયું જ નહિ. ત્યાં બીજી લીટી આવી.

'હો મારે અંતર ઝબકી પ્રીત.
હું કહું કેવી રીત........'

ને ખરેખર શોધતી હોય એમ દીન બનીને પ્રફુલ્લ સામે જોઈ રહી.

અને ત્રીજું ચરણ ભયંકર તો નહિ આવે એ દહેશતે પ્રફુલ્લે પોતે જ ગાઈ નાખ્યું:

'હો......વ્રજરાયારે !
હો...લીલા રાધે રે !

આખી મંડળી આનંદથી હસી ઊઠી. દાક્તર દંપતીના હૈયામાં હરખની છોળ ઉછળી, છેલ્લાં પચીસ વર્ષમાં નહિ માણ્યો હોય એવો સ્નેહનો ફુવારો ઊડ્યો. નાનું સરખું ગીત લગ્નજયંતિનું સોહામણું સ્વરૂપ બની ગયું. કૈંકના દિલમાં અમી ઝરવા લાગ્યાં. પ્રફુલ્લથી યે ના રહેવાયું ને એણે સુહાસની પાસે સરકતાં કહ્યું :

'મારે અંતર ઝબકી પ્રીત,
હવે નથી કોઈ રીત,
–મંદિર સુનાં સુનાં રે.'

બીજાં ભલે હસ્યાં, પણ એ બે જણ તો બાર બાર વર્ષના વિજોગની પાળો તૂટતી જોઈ રહ્યાં, આંખમાં આંસુ આવતાં હતાં તે પરાણે રોકી રહ્યાં.

જયંતિ માણીને બધાં છૂટાં પડ્યાં ત્યારે પ્રફુલ્લ સહુનો પ્રીતિપાત્ર થઈ પડ્યો હતો. દરેક જણે એને પોતાને ત્યાં આવવા આગ્રહભર્યું નિમંત્રણ આપ્યું. દાક્તરે તો હઠ લીધી કે લગ્ન કર્યા સિવાય એણે જવાતું જ નથી. પણ એણે હસીને કહ્યું,

'મારું લગ્ન તો થઈ ગયું છે.'

'જુઠ્ઠો' દાક્તરે બરાડો પાડ્યો ને સુહાસનો શ્વાસ અદ્ધર થઈ ગયો.

'તો પછી પત્નીને લઈને કેમ ના આવ્યા? બતાવવી નથી કે શું?' મધુકરે પૂછ્યું.

'શી રીતે બતાવું!' એનો હાથ અચાનક હૈયા તરફ ગયો. એ ગંભીર ઉદાસ બની ગયો. અને પછી બધાં ખીસાં તપાસવા લાગ્યો. ચિંતાતુર અવાજે કહ્યું, 'હેં ક્યાં ગઈ? અહીં જ હતી ને, કોઈ લઈ ગયું કે શું? હવે......'એણે નાટક ચલાવવા માંડયું એમ બધાં સમજી હસ્યાં, માત્ર સુહાસથી દેખ્યું ના ગયું, ને એ અંદર જતી રહી.

સહુથી પહેલો આવ્યો હતો એ હકે સૌથી પહેલાં વિખુટા પડવાનું પ્રફુલ્લે પોતાને માટે રાખ્યું. સુહાસની વિદાય લેવા એ ગયો ત્યારે એ હાથ જોડી ઊભો રહ્યો.

'જાઉં છું' એણે માત્ર હોઠ ફફડાવ્યા.

'ફરી ક્યારે આવશો?' સુહાસે માંડ માંડ આંખની પાંપણો ઊંચી કરતાં કહ્યું.

જવાબમાં પ્રફુલ્લે ડોકું ધુણાવ્યું: 'નહિ આવું.' ફરીથી હોઠ ફફડ્યા ને એ પાછો ફર્યો.

'ના, ના એમ જતા ના રહેશો. જરા સાંભળો. પાછા જરૂર આવજો. બોલો આવશો ને?' સુહાસ પાસે આવીને ઊભી હતી : 'મેં તમને બહુ દુભવ્યા છે પણ માફ કરો. એક વાર હસીને હા પાડો. પછી જાવ.' પણ પ્રફુલ્લે પાછું વાળીને જોયું નહિ. દાદરના પાંચ સાત પગથિયે એણે ખીસામાંથી રૂમાલ ખેંચ્યો, ને મોં લૂછી એ જતો રહ્યો.





ઉમા-પૂર્વી એને લઈ જનારી ગાડીમાં ક્યારનાં ગોઠવાઈ ગયાં હતાં. એમણે બારીમાંથી ડોકીઉં કરી રહેલી મમ્મીને બતાવવા પ્રફુલ્લને વારંવાર ખેંચ્યો પણ એણે આડું જોઈ લીધું. સુહાસ એક મીટ ઝીલવા આકાશ પાતાળ એક કરી રહી હતી, પણ વ્યર્થ. મોટર ઉપડી ગઈ તે તરફ એ જોઈ રહી ને દેખાતી બંધ થઈ ત્યાં સુધી તાકી રહી. એ જ માર્ગે ખસતી ખસતી નજર પાછી વળી ત્યારે રસ્તામાં વેરાયલાં ફૂલો એને દેખાયાં.

*

બીજાં બે વર્ષ વીત્યાં. સુહાસને ઝંખના હતી પણ ન તો પ્રફુલ્લ દેખાયો કે ન તો એના સમાચાર સાંભળ્યા. કોણ જાણે શાથી એનું શરીર લેવાતું ગયું. વજરાય દાકતરે ટોનિકો લખી આપ્યાં ને ઈન્જેક્શનો આપ્યાં પણ ફારી લાગી નહિ. શરીર ગળતું ગયું. આખરે દાક્તરે એને દવાખાનામાં પોતાની દેખરેખ તળે લીધી.

'સુહાસ' દાક્તરે મમતાથી કહ્યું. 'તને આરામ થઈ જશે હોં. જરા મન મજબુત રાખજે.'

પણ સુહાસે એમનું કહેવું કબુલ ના રાખ્યું. બારણા તરફ જોઈ રહેતી આંખો એણે દાક્તર તરફ વાળી ત્યારે એમાં નિરાશા જામી ગઈ હતી. એને કૈંક કહેવું હતું પણ આટલાં વર્ષે મન ખોલીને વાત કરવા જેવું એને કોઈ દેખાતું ન હતું. એક દિવસ એની પથારીમાં પૂર્વીને બેસાડીને હાથ ફેરવતી હતી ત્યાં એને પેલું ગીત યાદ આવ્યું ને એણે ગાવા માંડ્યુ:

મારે અંતર ઝબકી પ્રીત
હું કહું કેવી રીત
ઓ પ્રીતમ પ્યારા રે...

સાંજ ઢળવા આવી હતી. દિવસ થાકીને આડે પડખે લંબાતો હતો. ગીતની આગળની કડીઓ આજે એને સુલભ બની હતી:

મુજ ભોળીની થઈ ગઈ ભૂલ
મેં ના આપ્યું તમને ફૂલ
ઓ વ્હાલા મારા રે...

નર્સો-દાક્તરો નોકરો સહુ આઘાં પાછાં થઈ ગયાં હતાં. આજ સુહાસે અંતર ખોલ્યું હતું ત્યારે એનો ધબકાર ઝીલવા પૂર્વી એકલી જ હતી. માના મુખ સામે જોઈ એને સમજ ના પડી કે એને ગમે છે કે નહિ. નીચે ઊતરી બારણું ખોલીને એ ઊભી રહી અંદર ગીત ચાલુ હતું:

કદી આવી ન કરીએ રીસ
હજુ એકવાર દેખા દઈશ--

અને એની નજર બારણામાં ઊભેલી એક વ્યક્તિ સાથે સંધાઈ. 'પ્રફુલ્લ!' એણે શું એને જ જોયો હતો કે કોઈ બીજો હતો એ? એના હાથ લંબાયા ને કોઈ એમાં ઝીલાયું. કેવો મીઠો સ્પર્શ હતો એ— 'પ્રફુલ્લ, તું આવ્યો ખરો. હું તારી જ રાહ જોતી હતી.'

'હું આવ્યો તો ખરો, પણ સુહાસ! તેં આ શું કરી નાખ્યું? આવા હાલ—'

'તને તો ખબર છે, પ્રફુલ્લ! બાર વર્ષે મેં પ્રીતમ દીઠો ને મારું હૈયું ઝોલા ખાઈ ગયું. તેં તો સ્મિતની બુકાની નીચે તારી વેદનાઓ છૂપાવી રાખી, અજાણ્યા જેમ સહુની સાથે રહ્યો ને કોઈને અણસાર પણ ના આવવા દીધો. મને તેં બચાવી લીધી ને પોતે ખંભાતી તાળું મારી જતો રહ્યો. પણ હું શું કરું! તારા સંયમે હું ઘેલી બની, મનમાં ડંખ વાગ્યો. તને અન્યાય કરીને આપણા ભવ રગદોળ્યા તેનું ભાન થયું, હવે એ ઘામાંથી ઘણું જીવન ચૂઈ ગયું છે. હવે એક જ આશા રહી છે પ્રફુલ્લ!' ને એણે આંખમાં આંખ પરોવીને વિચાર્યું કે કહું કે નહિ? પ્રફુલ્લ એની લાગણીઓને કેવી રીતે ઊઠાવી રહ્યો છે તે જોવા એ મથતી હતી.

પ્રફુલ્લે જોયું કે સુહાસ ખૂબ થાકી ગઈ હતી. આટલું



બધું બોલતાં એનો અવાજ ધ્રૂજવા માંડ્યો હતો. એને ફિકર થઈ કે પોતાને લીધે એ આટલી લાગણી-વશ બની ગઈ ને આટલો શ્રમ ઊઠાવ્યો પણ હવે વાત ઠેલવાનો અવસર ન હતો.

'શી આશા છે વિનોદિની?' એણે પૂછ્યું.

'આજે તારા હોઠે મારું નામ ચઢ્યું ખરું, પ્રફુલ્લ, પણ હશે. મારી દયા ના ખાઈશ. મને સાચું કહેજે— તેં મને માફ કરી છે? તે દિવસે મેં તને ઉત્તર ના વાળ્યો કે શું કર્યું પણ તું અધીરો થઈને જતો રહ્યો. તું અટલ રહ્યો ને હું—હું ગોઠવાઈ ગઈ. શું કરું, આજે એનું પ્રાયશ્ચિત્ત શી રીતે કરું? મને કહે, હજુયે મારા ઉપર તારો પ્રેમ કાયમ છે?' સુહાસ બોલી.

'વિની, મારી પ્રિય, એની શંકા જ કેમ આવે? મારા રોમ રોમમાંથી તને ચાહતો આવ્યો છું, તું એક જ બીજું કોઈ નહિ. વિની, એથી તો હું જતો રહ્યો. મારે તારો પ્રેમ સાચવીને જાળવવો હતો. અહીં રહ્યો હોત તો મેં ક્યાંક એનું પ્રદર્શન કર્યું હોત, ક્યાંક મારી ભૂખ ઊઘાડી થઈ હોત, કદાચ તારો સંસાર હું રઝળાવત. બાર વર્ષે તને ફરીથી મળ્યો ને મારા દિલમાં તોફાન ઊઠવા માંડ્યું. મને શા ને શા વિચારો આવ્યા. થયું કે એટલો કાળ તોડી ફોડીને સળગાવી દઉં—ફરી પાછાં અમે બે થઈને રહીએ. એવી હિંમત પણ હતી. પણ ના, સુહાસ ઘણી દૂર નીકળી ગઈ હતી. જે મારા માટે શક્ય હતું તે એને માટે ન હતું ને હું જતો રહ્યો, ફરીથી કહે ને પેલું તાળું વાસી દીધું'

'ને આજે, કોના બોલાવ્યાથી આવ્યો?'

'કોઈ નથી વિની. મનમાં બળતરા ઊઠી હતી, કેમ જાણે તું બોલાવી રહી છે એમ સંભળાયું. વારંવાર અવાજ ઊઠ્યા ને સીધો અહીં જ આવ્યો. તે દિવસે વટેમાર્ગુ જેમ રસ્તાની ધાર ઉપર તારા કાજે મારા પ્રેમનાં ફૂલ મૂકીને ગયો હતો, આજે આપોઆપ પાછો આવી તારા મોં ઉપર મારો હાથ મૂકું છું. વિની, પ્રેમની મઝા એકલા ઉપભોગમાં નથી તે હું શીખ્યો છું. સ્મૃતિમાંથી કે હૃદયના સમર્પણમાંથી જે મધુરપના ઝરા વહે છે તેનો મન ભરીને લહાવો લીધો છે. એ સદ્‌ભાગ્ય તેં જ આપ્યું છે ને!'

આ બધું કહેતાં કહેતાં પ્રફુલ્લ ઊંડો ઊતરી ગયો હતો. એની નજર આગળ વિની હતી પણ એની આકૃતિયે ઓગળી ગઈ હતી, માત્ર ભાવની ધારાઓ વરસી રહી હતી. વિનીએ પ્રફુલ્લનો હાથ લઈ પોતાના હૈયે મૂક્યો હતો ને આંખો મીંચી ગઈ હતી. પ્રફુલ્લ અટક્યો ત્યારે પણ એણે ખોલી નહિ.

'વિની, તારે બીજું શું જાણવું છે? પૂછી લે મને. આજે મને સંકોચ રહ્યો નથી. બોલ વિની—'

પણ વિની શું બોલે? એ પોઢી ગઈ હતી. ખુશ-ખુશાલ થતો એનો પ્રાણ પાંખો પ્રસારીને ઊડી ગયો હતો અને એક મધુરા સ્મિતની આભા એના મોં ઉપર મૂકતો ગયો હતો.

દાક્તર આવ્યા, મધુકર આવ્યો, બાળકો આવ્યાં. બીજાં પણ ઘણાં જણ હતાં. એ સહુને વારીને પ્રફુલ્લ બહાર લઈ ગયો. એ હાથ જોડી ઊભો રહ્યો: 'જિંદગીભરમાં કશું આપ્યું નથી. આજે માગી લઉં છું. કોઈ જ અંદર ના આવશો. હું સોંપી દઉં ત્યાં સુધી કોઈ બારણા આગળ ફરકશો નહિ!' દાક્તર બધાંને સમજાવીને લઈ ગયા.

પ્રફુલ્લે મળ્યાં એટલાં ફૂલો મંગાવ્યાં. હારનાં તોરણો લટકાવ્યાં. નર્સને બોલાવી એક ઉત્તમ બનારસી સાડી સુહાસને પહેરાવી, શણગાર કરાવ્યાં, ઘીના દીવા પ્રગટાવ્યા. ધૂપસળીઓ ચેતાવી. ને પછી એકલો એની સમીપ આવી બેઠો.

'સૂઈ જા વિની. તારી આખરની ઘડીએ તને મૂકીને હું નહિ જાઉં. મને કે તને કલંક લાગે તો ભલે, પણ આજે મારા પ્રેમનો હું ઈન્કાર નહિ કરું.





'શું આપણે ભૂલ કરી! અકસ્માત તેં જુદો વિસામો કર્યો ને હું વાદળાંને ખેંચી જતા આકાશને સ્વચ્છ રાખતા પવનની સંગાથે આમતેમ થઈ ગયો —બંનેએ જે કર્યું—મને ક્યાંય એમાં ભૂલ વસી નથી. આખરે તો આપણે એકબીજાના ઉપર પ્રેમ ઢોળ્યો જ છે ને

'વિની તું નિરાંતે સૂજે. આપણે વિખુટાં રહ્યાં એમાં કોઈનો દોષ નથી, કશું દુઃખ પણ નથી માનતો. મારો સ્નેહ માલિકી નહોતો માગતો. એ તો માત્ર એનો પડઘો વાંછે છે, બીજો એવો જ લય મળે જેમાં એ વિલય થઈ જાય છે. તું જો વિની, તેં મને ઘણું આપ્યું છે, જિંદગીભર ખૂટે નહિ એવું હું પામ્યો છું. તું જરાયે રંજ ના કરીશ, હોં વિની.'

એક એક ફૂલ ઊંચકીને એ આમથી તેમ ગોઠવતો ગયો, ને હૈયું હાલવતો ગયો. મનમાં જેટલું સૂઝ્યું ને જેવું સ્ફુર્યું એ તમામ વિનીની આસપાસ વેરતો ગયો. તેમ વધુ ને વધુ ભાવકુસુમો ખીલતાં ગયાં.



**સઆદત હસન મન્ટો**

## ઢોર

ઉર્દૂના આ ખ્યાતનામ લેખકનું ગયા માસમા અવસાન થયું. એની ખુલ્લમ ખુલ્લું કહેવાની નીતિએ ચોખલિયા વર્ગને હેરાન હેરાન કરી મૂક્યો. ગુજરાતીમાં પ્રગટ થયેલું 'માણસાઈના સીમાડા' નામનું એક જ પુસ્તક છે એટલે ગુજરાતી વાચકો મન્ટોનાં લખાણોથી અજાણ્યા છે ..........

મહા મુશ્કેલીએ ધણી-ધણિયાણી ઘરની થોડીઘણી ઘરવખરી બચાવવામાં સફળ થયાં. જુવાન દીકરી હતી તેનો કંઈ પત્તો ન મળ્યો. નાનકડી બાળકી હતી તેને માતાએ એની છાતી સરસી બીડી રાખી. એક ભૂરી ભેંસ હતી તેને હુલ્લડખોરો હાંકીને લઈ ગયા. ગાય બચી ગઈ. પણ એનું વાછરડું ન જડ્યું. ધણી-ધણિયાણી, એમની નાની બાળકી અને ગાય એક સ્થળે છુપાઈ ગયાં.

ઘોર અંધારી રાત હતી. બાળકીએ ડરીને રડવા માંડ્યું તો જાણે શાન્ત વાતાવરણમાં ઢોલ પીટાવા માંડ્યા. માતાએ ભયભીત થઈને બાળકના મો ઉપર હાથ મૂકી દીધો કે દુશ્મનો સાંભળી ન જાય. અવાજ દબાઈ ગયો. બાપે સાવચેતી ખાતર ઉપર પાણકોરાની જાડી પછેડી નાખી દીધી.

થોડીકવાર પછી છેટેથી કોઈ વાછરડાના ભાંભરવાનો અવાજ આવ્યો. ગાયના કાન ઊભા થઈ ગયા. એ ઊઠી, અને આમતેમ ગાંડીતૂર દોડાદોડ કરીને ભાંભરવા માંડી. એને છાની રાખવાના ઘણા ઘણા પ્રયત્ન કરવામાં આવ્યા, પણ તે નિષ્ફળ નીવડ્યા.

ગોકીરો સાંભળીને દુશ્મનો આવી પહોંચ્યા. દૂરથી મશાલોનાં અજવાળાં દેખાયાં.

ધણિયાણીએ એના ધણીને ભારે ક્રોધપૂર્વક કહ્યું: 'તમે આ ઢોરને શા સારુ આપણી સાથે લઈ આવ્યા!'



ઈશ્વરભાઈ પટેલ

# શ્રદ્ધા રાખો

ભાગલા પડયા પછી નિરાશ્રિતોની હાડમારીઓ અને તેમની સંતોષવૃત્તિ તેમની પાસેથી જે જે સાહસો, જહેમત અને શ્રદ્ધા દેખાડી ગઈ તે જ આ અંગ્રેજી ઉપરથી તૈયાર કરેલ એક આશાવાન માનવીની ઉજળી કહાણીમાં લેખકે રજૂ કર્યું છે—ખૂબ પ્રવાહી શૈલીમાં......

એનું નામ મીડલમેન. પશ્ચિમ જર્મનીના એક શહેરમાં આવેલી બે ફેકટરીઓનો એ જનરલ મેનેજર. પોતાનો ધંધો સુખચેનથી એ કરતો હતો એવામાં ૧૯૪૬ના ફેબ્રુઆરી માસમાં રાજ્યના વડા પ્રધાનનું એને તાત્કાલિક તેડું આવ્યું અને એ એમને મળવા ગયો. વડા પ્રધાને દર્દમય ભાષામાં એને જણાવ્યું, "પૂર્વ જર્મની અને પાડોશી દેશોમાંથી લાખો જર્મન હિજરતીઓ અને નિરાશ્રિતો આપણા રાજ્યમાં આવે છે. એ સૌને ઠેકાણે પાડવાના છે. એ કામ તમે ઉપાડશો?"

રાજ્યના ત્રીજા ભાગનાં ઘર બોમ્બવર્ષાથી ભસ્મીભૂત થયાં હતાં. લાખોના આ વસવાટ માટે નહોતાં નાણાં, નહોતો પૂરવઠો, નહોતા કર્મચારીઓ અને નહોતી ઓફિસ. છતાં મીડલમેને એ ભગીરથ કામ ઉપાડયું. રોજ સવારે એ ફોન પર રાજ્ય અધિકારીઓને પૂછી લેતો કે એ દિવસે કેટલાં સ્ત્રી, પુરુષ અને બાળકો આવવાની ગણત્રી છે અને એ એની ગોઠવણમાં લાગી જતો. એની સરેરાશ રોજની ૧૨૦૦ માણસોની હતી!

સૌથી પહેલી જરૂરિયાત વસવાટ છાવણીની હતી. મીડલમેને રાજ્યની સહાયથી શાળાઓનાં મકાનો, અર્ધભગ્ન મજૂર-નિવાસો, અને અશક્તાશ્રમોનો કબજો મેળવ્યો, અને એમાં નિરાશ્રિત વણઝારો અને હિજરતી કાફલાઓને ઉતારવા લાગ્યો.

પછી સવાલ આવ્યો એ સૌને ભોજન પીરસવા થાળી વાટકા અને જળપાત્રનો. વાસણના વેપારી એવા એક મિત્રને એણે ફોન કર્યો. એણે પૂછ્યું, "પણ, એના દામ કોણ ચૂકવશે?" મીડલમેને જવાબ વાળ્યો, "વિશ્વાસ રાખો. ગમે તેમ કરી તમારું પતવીશું." મીડલમેનનો આ જ સૌને માટેનો સ્થાયી ઉત્તર હતો: "શ્રદ્ધા રાખો. બધું કરીશું. દરેકનું બીલ ચૂકવીશું."

અમેરિકન સૈન્ય પાસેથી એણે પંદર વેગન વપરાયેલું તંબુનું સાધન ખરીદ્યું. ફાટેલું તૂટેલું કેનવાસ સૌથી પહેલું કાપી લઈ એને ગોદડીઓ બનાવવામાં વાપરી દીધું, અને એને ઓઢા ચઢાવ્યા કોથળાના કંતાનના. આખા કેનવાસમાંથી એણે કપડાં અને ઓવરકોટ બનાવ્યાં. હિજરતીઓમાંથી જ નવ હોશિયાર દરજી વીણી લઈ દરેકને પચીસ જણ મદદમાં આપ્યા અને એમ એમની જ મહેનતથી એણે એ નકામા તંબૂના કાપડમાંથી ૮૩૦૦૦ જોડ કપડાં કર્યાં અને દસ શિલિંગના સસ્તા દામે એક જોડ વેચી.

બાકી રહેલા ટુકડામાંથી એણે હાથમોજાં તૈયાર કરાવ્યાં અને બજારમાં જ્યારે કાળા બજારમાં એક પાઉંડથી ઓછી કિંમતે એક જોડ મેળવવી દુર્લભ હતી ત્યારે તેણે સાંધીસુંધી તૈયાર કરેલી ૪૨૦૦૦ જોડ માત્ર ત્રણ પેન્સે આપી!

૭ મહિના પછી આ આખા સોદાનો એણે હિસાબ કાઢ્યો ત્યારે બધું ય પતાવતાં એક લાખ માર્ક વધ્યા!

આ થતી શરૂઆતથી સૌને ખાત્રી થઈ ગઈ કે જાતમહેનતથી ઘણું ઊભું કરી શકાશે.

મીડલમેન એની યોજનાઓ આગળ ધપાવવાનું વિચારી રહ્યો હતો ત્યાં દેશભરમાં એક કટોકટી ઊભી થઈ. હિજરતી અને નિરાશ્રિતોની આ સતત વણઝારથી મુંઝાયેલા ૪૯૬ નગરમાલિકોના નગરપતિઓએ સામટાં રાજીનામાં આપી દીધાં અને કામ સ્થગિત થયું.



આ સૌની તાત્કાલિક એક સભા બોલાવાઈ અને મીડલમેને એમને ૭ કલાક સતત સમજાવટ કરી કે રાષ્ટ્રીય કટોકટીના આ પ્રસંગે આપણે હાથ હેઠા કરીએ તો આપણા સૌની કૂખ લાજે અને દેશને લાંછન મળે. મીડલમેનની કુનેહભરી સમજાવટને પરિણામે સૌએ રાજીનામાં પાછાં ખેંચ્યાં અને એ આ નિરાશ્રિતોની વણઝારને કામે લગાડવાના પેંતરા ગોઠવવા લાગ્યો.

એક દિવસ જરીકામ કરતો એક નિરાશ્રિત વેપારી એને મળવા આવ્યો, અને એમનું કામ શરૂ કરવા એણે મકાનની માગણી કરી. મીડલમેનને પહેલાં તો સૂઝ પડી નહિ અને એ લાચારી વ્યક્ત કરવા ઇચ્છતો હતો ત્યાં એને પુરાણી લશ્કરી બરાકો યાદ આવી. બારી-બારણાં વગરનાં એ છાપરાંમા એણે એમને વસાવ્યા. પછી એક બેન્કની લોન મેળવી એને ઠીક કરાવ્યાં. ૩૫૦૦ હાથ ત્યાં કામે લાગ્યા! આજે પ્રતિમાસ એ સાડાત્રણ લાખ પાઉન્ડના માલની નિકાસ કરે છે અને એમ દેશને અનાજની આયાત કરવા જરૂરી નિકાસ ભંડોળ પૂરું પાડે છે.

એટલામાં દ્રાક્ષ ઊગાડનાર ખેડૂતોની એક મંડળીનો એને ભેટો થઈ ગયો. એમણે દ્રાક્ષ માટે જમીનની માગણી કરી. મીડલમેનને ક્યાંય જમીનનાં દર્શન થયાં નહિ એટલે એક ખેડૂતે કહ્યું, "જ્યા આજસુધી કશુંય ન ઊગ્યું હોય એવી કોઈ જગા અમને બતાવો તો પણ ચાલશે."

મીડલમેન એમને એક તૂટેલા વિમાનઘર પર લઈ ગયો. ત્યાં એ લોકોએ ઝૂંપડા બાંધ્યાં, અને અઠવાડિયા પછી એ ત્યાં જોવા ગયો તો પેલા લોકોએ જમીન સાફ કરી દ્રાક્ષના રોપ લગાવી દીધા હતા. આજે એ વિમાનઘર પર ૭૨ કુટુંબોએ નવુ ગામ વસાવ્યું છે અને સંત સ્ટીફન નામ આપ્યુ છે.

એવામાં મીડલમેનની નજર પડી દેશના હજારો માબાપ વિહોણા, ગેરરસ્તે દોરાયેલા જર્મન યુવાનો પર. અપાર વિપત્તિનો ભોગ બનેલા એમાંના કેટલાક તો બાળ ગુનેગાર પણ થઈ ગયા હતા. કેટલાંક વેપારી મંડળોએ આવા યુવાનોને ધંધો શીખવી રાગે પાડવા માટે બાળઘર શરૂ કર્યાં હતાં. આવાં બાળઘરની મુલાકાતને પરિણામે મીડલમેનને લાગ્યું કે એ બરાબર નહોતું. એ બાળકોને કુટુંબજીવનની અનિવાર્ય જરૂર હતી!

મીડલમેને જોયું કે કેટલાંય કુટુંબો ત્રણ ઓરડાવાળાં ઘર ઊભાં કરતાં હતાં. એ ચાર ઓરડી બાંધે તો સહેલાઈથી એક બે ભગ્ન કુટુંબ યુવાનોને રાખી શકે. અમેરિકન મિત્રમંડળને સમજાવી તેણે એવી યોજના કરી કે ચાર ઓરડી બાંધવા તૈયાર થનારને ઉપરનું મંડળ સારી મદદ કે લોન આપશે અને બાંધકામ સાહિત્યમાં એમને પ્રથમ પસંદગી મળશે. નતીજો એ આવ્યો કે કેટલાંય કુટુંબને ઘર માટે જરૂરી મદદ, લોન કે સામગ્રી મળી ને કેટલાય જુવાનોને કુટુંબ હૂંફ મળી.

હવે સવાલ આવ્યો ખેડૂતોનો. નહોતી એમની પાસે જમીન કે નહોતાં હથિયાર. પુરુષો પણ મોટા ભાગના બેબ વર્ષોમાં ખલાસ થઈ ગયેલા. સામાન્ય રીતે જમીનવાળા ખેડૂત યુવાનને પરણવા ખેડૂત યુવતી તૈયાર થાય મીડલમેને એવો કાયદો કરાવ્યો કે જે છોકરી નિરાશ્રિત ખેડૂત છોકરાને પરણશે તેને પાંચ વરસ સુધી કરવેરામાંથી મુક્તિ મળશે. પરિણામ એ આવ્યું કે વીસ હજાર છોકરીઓ નિરાશ્રિત યુવાનોને પરણી ગઈ અને બધાંને અહીંતહીં જમીન આપી કામે વળગાડ્યાં.

હવે અણઉકલ્યો કોયડો રહ્યો નિરાશ્રિત ડાક્ટરો, વકીલો વગેરે ધંધાદારીઓનો. ધંધાદારી ઈર્ષા ને હરીફાઈને કારણે એમને સ્વીકારવા કે આવકારવા કોઈ તૈયાર નહોતું.

મિડલમેને પોતાની કચેરી પાસે નવી વસ્તી અને એની આ અંગેની જરૂરિયાતોના વિગતે નકશા તૈયાર કરાવ્યા અને બધા વકીલ, ડાક્ટરોને ભેગા કરી એમને સમજાવ્યું કે વધેલી વસ્તીના હિસાબે નવા માણસો ક્ષેત્રમાં ઝંપલાવશે તો પણ એમને મુશ્કેલી



નહિ નડે. એ સમજાવટને લીધે અણઘટતી હરીફાઈ કે ઈર્ષા અટકયાં અને નિરાશ્રિત એક પાસેથી સાધનો માટે લોન અપાવી એ સૌ વકીલ ડાકટરોને એણે ઠેકાણે પાડયા.

પણ આ બધામાં એને નાણાંની ખૂબ તંગી ઊભી થઈ. આવકના ૪૦ % જેટલો આવકવેરો નાખવા છતાં ખાડો તો એટલો ને એટલો જ રહ્યો એટલે મીડલમેને એક અભૂતપૂર્વ યોજના હાથ ધરી. એણે એક એવો કર નાખ્યો કે દરેક જર્મન પાસે ૧૯૪૮ માં જે કંઈ મિલ્કત હોય તે બધીનો અર્ધો ભાગ સરકારને ઈકવાલાઈઝેશન ટેકસ તરીકે આપી દેવો અને આ કરની રકમ પછીના ત્રીસ વરસમાં સરખે હપ્તે સરકાર પાછી વાળશે એમ ઠરાવ્યું. નિરાશ્રિતોને આ કરમાંથી ૧૭૦૦ પાઉન્ડની મત્તા સુધી મુક્તિ આપી. પરિણામ એ થયું કે વીસ કરોડ પાઉંડ કર પેટે એને પ્રતિવર્ષ મળતા થયા અને એનું કામ પાટે ચઢયું.

પરિણામે એણે ૧૯૫૩ના અંત સુધીમાં ૫૯૧૦૦ હાથઉદ્યોગ કેન્દ્રો, ૯૩૯૨ ફેકટરીઓ અને ૩૮૪૦૦ નવાં ખેતરો વસાવ્યાં. ત્રીજા ભાગની વસ્તીને નવાં મકાનમાં વસાવી દીધી છે. અને એક કરોડ ૭ લાખ જેટલાં ઘરવિહોણાંને એણે ઘર કામની હુંફ આપી છે.

હરેક સપ્તાહને અંતે એ નવાં ઠામઠેકાણે પડેલાં દેશજનોની મુલાકાતે જાય છે. એવી એક મુલાકાત પ્રસંગે એણે એક નાની ઝૂંપડી આગળ બેઠી બેઠી અને ગૂંથ્યા કરતી એક વૃદ્ધાને જોઈ. ઘરમાં રાચરચીલામાં માત્ર દેવદારનાં ખોખાં જ હતાં પણ એ ખોખાં પર એક પ્યાલામાં ફૂલ શોભી રહ્યાં હતાં. વાતવાતમાં એને ખબર પડી કે એ વૃદ્ધા એક વખત ૬૦૦ એકરના ખેતરની માલિક હતી એનું ડઝન ઉપરાંત માણસોનું ભર્યુંભાદર્યું ઘર યુદ્ધમાં વેરવિખેર થઈ ગયું. એનો પતિ ને અર્ધો ડઝન ઉપરાંત છોકરા એમાં ખપી ગયા. હવે એના બે છોકરા અને બે છોકરી સાથે એ એ ઝૂંપડીમાં રહેતી હતી. ચારેય જણ આજુબાજુ કામે લાગ્યાં હતાં.

એની આ વીતકકથા સાંભળીને મીડલમેને એ વૃદ્ધાને કહ્યું, "માજી તમારે માટે હું કશું કરી શકું તેમ હોઉં તો તે કરતાં મને ખરેખર આનંદ થશે."

ડોકું ધુણાવતાં એ વૃદ્ધાએ કહ્યું, "અમારે રહેવાને છાપરું છે, ખાવા પૂરતું અન્ન મળે છે અને ઘરનાં બધાં કામે લાગ્યાં છે. હાલ પૂરતું આ ઘણું છે. બાકીનું અમે આપમેળે ફોડી લઈશું."

મીડલમેનના ચહેરા પર સ્મિત ફરકયું. એ વૃદ્ધાને બચ્ચી કરવાનું એને મન થયું કારણ કે એના સારા યે જીવનનો પાઠ એ પાકી રીતે પામી ગઈ હતી.









મોહનલાલ વ્યાસ

# 'હવે ચિંતા રહી નથી'

જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં નીતિની, સાચી નીતિની જરૂર હોય છે. આપણે રોજે રોજ એવા કેટલાય પ્રસંગો જોઈએ છીએ કે જેમાં નીતિ પણ ભરી પડી હોય અને અનીતિ પણ હોય. આ લેખક જેવી ગ્રહણ કરીને રજૂ કરવાની દૃષ્ટિની જ ખાસ જરૂર છે......

મારી સામેની જગા પર એક સજ્જન બેઠા હતા. ટ્રેઈન પૂરપાટ દોડ્યે જતી હતી. આકાશ વાદળોથી છવાયેલું હતું. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. વચમાં કોઈ કોઈ વાર વીજળી ચમકારો મારી જતી હતી અને તેની પાછળ મેઘગર્જનાનો અવાજ પણ સંભળાતો હતો.

એ સજ્જન શિક્ષિત અને સંસ્કારી હોય એવી છાપ ઊઠતી. એમની જોડે બેઠેલા એમના કોઈ પરિચિત મિત્ર સાથે ભાવનાવશ થઈ દુ:ખ વ્યક્ત કરતા હોય એ રીતે વાત કર્યે જતા હતા. તેમની વાત પરથી લાગતું હતું કે તેઓ ભારે સત્યપ્રિય અને પ્રમાણિક વ્યક્તિ હશે.

તેઓ વેદનાભર્યા પણ ઉચ્ચ સ્વરે કહી રહ્યા હતા : "આપણે જ્યાં સુધી એક બીજા વચ્ચે શુદ્ધ વ્યવહાર રાખીશું નહિ ત્યાં સુધી દેશની નીતિમત્તાનું ધોરણ ઊંચે આવવાનું નથી. ગાંધીજીએ આપણને સ્વરાજ અપાવ્યું. આપણે તેમના સાચા વારસ તરીકે લોકોની રગેરગમા તેને વણી લેવાનું છે. આપણા સમાજજીવનમાં આજે જે પ્રકારે લાંચરૂશ્વત ચાલી રહી છે એ સહી જાય તેવી નથી. એની સામે જેહાદ ઊઠવી જોઈએ."

તેના પરિચિત મિત્રે કહ્યું : "વિમળભાઈ, તમારી વાત તો તદ્દન સાચી છે. વ્યક્તિઓ સુધરશે તો જ આ કાર્ય પરિપૂર્ણ થઈ શકશે. મારું તો માનવું છે કે લાંચ લેનાર જેટલો જ લાંચ આપનાર પણ સમાજનો ગુનેગાર છે. બંને શિક્ષાને પાત્ર છે."

દુ:ખપૂર્ણ અવાજે લાગણીવશ થતાં જરા ઉશ્કેરાઈને સજ્જન બોલ્યા : "મારું ચાલે તો લાંચ લેનારને તો ફાંસીએ જ ચડાવું. રાજ્ય પગાર આપે છે—પ્રમાણિકપણે ફરજ બજાવવા માટે. જે માણસ રાજ્યને બેવફા નીવડે તેની દયા ખાવી ન ઘટે. સમાજે તો આવા માણસોનો બહિષ્કાર જ કરવો જોઈએ. તેઓને માટે તો આકરામાં આકરી સજા જ હોય."

પરિચિત મિત્ર બોલ્યા : "એમ ફાંસી તો ન અપાય આપનાર લેનાર બંને ગુનેગાર છે. કોણ કોને ફાંસીને માચડે લટકાવે! આજે જ્યાં જોઈએ ત્યાં આવું જ ચાલે છે. મને તો લોક શિક્ષણ એ એક જ ઉપાય લાગે છે : ગમે તેટલુ સહન કરવું પડે પણ લાંચ ન આપવી એવું લોકો જે દિવસે નક્કી કરશે તે દિવસે તેના અંત આવશે."

સજ્જન જરા શાંત પડ્યા. કહેવા લાગ્યા : "તમારા જેવા જ બધું બગાડે છે. ફાંસી નહિ તો જાહેરમાં ફટકા મારવાની સજા તો લાંચ લેનારને થવી જોઈએ. આમ નહિ થાય ત્યાંસુધી આપણો આરો નથી."

હું બેઠો બેઠો પુસ્તક વાંચી રહ્યો હતો. મારું લક્ષ આ વાતચીત તરફ ખેંચાયું હતું. પુસ્તક બંધ કરી હું આ સંવાદ એકચિત્તે સાંભળી રહ્યો. વચમા ટાપસી પૂરવાનું મન થયું પણ રોક્યું. એ સજ્જન પ્રત્યે મારો આદર વધ્યો હતો. મનમાં વિચારતો હતો : "આપણા દેશમાં અત્યારની પરિસ્થિતિમાં આવા માણસો વધુ હોય તો કેવું સારું! પ્રજાની નીતિમત્તા અને સદાચાર ત્યારે જ ઊંચા આવશે કે જ્યારે આવા સજ્જન પુરુષોની સંખ્યા વધશે." એમની વિશુદ્ધ ભાવનાઓ માટે એમને અભિનંદન આપવાની મારી ઇચ્છા થઈ ગઈ પરંતુ સંયમ રાખવો ઇષ્ટ માની હું બેસી રહ્યો.

એટલામાં ગાડી ધીમી પડી. સ્ટેશન આવ્યું. પેલા સજ્જનના પરિચિત મિત્ર વિદાય લઈ ઊતરી પડ્યા. પેલા સજ્જનના મુખ ઉપર ખિન્નતા નજરે પડતી



હતી. કોઈ ઊંડા મનોમંથનમાં પડ્યા હોય એમ લાગતું હતું.

થોડી વાર થઈ. ટ્રેઈન ઉપડવાની તૈયારી થઈ રહી હતી. બહાર વીજળીઓ ઝબકારા મારતી હતી. આકાશ ખૂબ ઘેરાયેલું હતું. વરસાદ પણ જોરદાર શરૂ થઈ ચૂકયો હતો. એવામાં એક સદ્‌ગૃહસ્થ ઉતાવળા ઉતાવળા અમારા ડબ્બામાં ચડ્યા. ચારે તરફ કંઈ શોધતા હોય તેમ જોવા લાગ્યા. અમારા તરફ આવ્યા. મારી સામે બેઠેલા સજ્જનને જોયા ત્યારે આનંદમાં આવી ગયા. એકદમ બોલી ઊઠ્યા: "વિમળભાઈ, તમે અહીં ક્યાંથી? કઈ તરફ? બહુ વરસે મળ્યા, તબિયત કેમ છે? મારાં ભાભી કેમ છે? બાળકો શું કરે છે?" બહાર વરસાદનું અનુકરણ કરતા હોય તેમ સવાલોનો ધોધ ચાલ્યો.

પેલા સજ્જન પણ ઉત્સાહમાં આવી ગયા. બંનેએ હાથ મિલાવ્યા. જેમ લાંબા સમયે કોઈ સ્નેહી મળવાથી આનંદ થાય તેમ પેલા સજ્જન આનંદિત અને હળવા થઈ ગયેલા જણાયા. મને પણ થયું કે હવે ફરી પાછો કંઈક રસિક સંવાદ સાંભળવા મળશે.

એટલામાં ગાડી ઊપડી. બંને મિત્રો વાતે વળગી ગયા હતા. વાતો પરથી જણાયું કે બંને જૂના પાડોશીઓ હતા. થોડી વાર આડી અવળી વાતો કર્યા પછી તેઓ એટલા બધા તલ્લીન થઈ ગયા જણાયા કે આજુબાજુ કોણ બેઠું છે તેનું તેઓને ભાગ્યે જ ભાન રહ્યું હશે. અંગત કૌટુંબિક વાતો ચાલી રહી હતી.

આગંતુક ગૃહસ્થ બોલ્યા: "વિમળભાઈ, ઘણા વખતે મળ્યા. તમોને અચાનક મળતાં ખૂબ આનંદ થયો. તમારું આરોગ્ય તો સારું જ હશે. મારાં ભાભી પણ કુશળ હશે."

સજ્જન બોલ્યા: "અરે! તમારાં ભાભીનું તો પૂછવું જ નહિ. હમણાં તો તેની તબિયત એટલી બધી સુધરી છે કે તમે તેને ઓળખી જ ન શકો."

ગૃહસ્થે કહ્યું: "વાહ! વિમળભાઈ, અમારી આવી જ કદર કરશો. શું મારાં ભાભીને પણ ન ઓળખી શકું? ગમે તેવો ફેરફાર થયો હોય પણ હું ઓળખી જ કાઢું. એ વાત તો ઠીક પણ બેબી શું કરે છે? હવે તો મોટી થઈ ગઈ હશે?"

સજ્જને પ્રત્યુત્તર આપતાં કહ્યું: 'શું મારા ભાઈ, તમે પણ જમાનાજૂની વાત કરો છો. બેબીને ઘેર પણ બેબી છે: એ તો ક્યારની મેટ્રીક પાસ થઈ પરણી ગઈ. એને ઘેર તો પારણું ઝૂલે છે. તમારા આશીર્વાદે જમાઈ પણ ખૂબ ધનિક અને સારા સ્વભાવના મળ્યા છે."

ગૃહસ્થ જરા મજાકમાં બોલ્યા: "તમે પણ ખરા વિમળભાઈ, લગ્નમાં અમને તો સાવ ભૂલી ગયા.એમ જ હોય. ધનિક વેવાઈ મળે એટલે પાડોશી ક્યાંથી યાદ આવે. ચાલો, એ વાત તો હવે ગઈ પરંતુ તમારા અરવિંદનું શું? એ તો હવે ગ્રેજ્યુએટ થઈ ગયો હશે. ખૂબ સરસ છોકરો છે."

અરવિંદનું નામ પડતાં જ પેલા સજ્જનના મોં પર ઝલક આવી ગઈ અને ઉત્સાહથી બોલ્યા: 'હવે અરવિંદ માટેની મારી ચિંતા મટી ગઈ છે. ભારે હોશિયાર થઈ ગયો છે. કૉલેજનું શિક્ષણ પૂરું કરી નોકરી પર પણ લાગી ગયો છે. હવે લગ્ન લેવાનો વિચાર કરીએ છીએ.'

ગૃહસ્થ બોલ્યા: "ત્યારે તો વાંધો નહિ. બેબીના લગ્નમાં ભલે અમોને ભૂલી ગયા પરંતુ બાબાના લગ્નનો લહાવો તો જરૂર આપશો ને? અરવિંદ જેવો સાચો અને વિવેકી છોકરો ભાગ્યે જ મળશે."

સજ્જને હસતાં હસતાં કહ્યું: "એ જ મારી ચિંતા હતી ને? એનો સ્વભાવ એટલો બધો સરળ અને સીધો હતો કે એનું દુનિયાના વ્યવહારમાં ગાડું કેમ ચાલશે તેની મને સતત ચિંતા હતી. પરંતુ મારા પણ પ્રભુ છે ને? હવે ચિંતા રહી નથી. બાહોશ થઈ ગયો છે. સારું કમાય છે."





ગૃહસ્થે કહ્યું : "ઘણા આનંદની વાત. નોકરી સારી મળી હશે. પગાર પણ સારો હશે."

સજ્જન બોલ્યા : "સરકારી નોકરી મળી ગઈ છે. પગાર તો ઠીક બહુ સારો ન કહેવાય. પરંતુ પગાર કરતાં બમણું બીજી રીતે પાડે છે. એટલે તો હું કહું છું કે હોશિયાર થઈ ગયો છે અને મારે એની ચિંતા રહી નથી."

સજ્જનના આ છેલ્લા શબ્દોએ મારા દિલ પર અચાનક સખત આઘાત કર્યો. હું ધ્રૂજી ઊઠ્યો બહાર વીજળીનો ભારે ચમકારો થયો. મેઘગર્જના થઈ અને કડાકા સાથે ધોધમાર વરસાદ શરૂ થઈ ચૂક્યો.

ઘડી પહેલાં વેદનાપૂર્ણ સ્વરે લાગણીવશ બની લાંચરૂશ્વત લેનારને ફાંસીની સજા આપવાની, જાહેરમાં ફટકા મારવાની અને સામાજિક બહિષ્કાર કરવાની જોરશોરથી હિમાયત કરતા આ સજ્જન એના પોતાના જ પુત્રના વર્તન માટે આટલું બધું ગૌરવ લઈ રહ્યા હતા ! લાંચ લઈ પગાર કરતાં બમણી રકમ મેળવવા માટે પોતાના પુત્રને બિરદાવતા હતા ! એમને માટે આ ગાથા ગૌરવની હતી કે શરમની ! આ વિચારમાં હું તો ઘડીભર દિંગમૂઢ બની ગયો.

હજુ બંને મિત્રો વાતો કર્યે જતા હતા પરંતુ મારા દિલમાં ઊઠેલા માનસિક ઝંઝાવાતને લીધે હું કશું જ સાંભળી શક્યો ન હતો. તેઓની વાતમાંથી મારું દિલ ઊઠી ગયું હતું. મારા અંતરમાં જોર શોરથી ભણકારા ઊઠતા હતા : વિચાર, વાણી અને વર્તન વચ્ચેનું આ વિશાળ અંતર શું આપણા આજના સમાજજીવનની કરુણતા હશે !

એવામાં ગાડી એકાએક થંભી. સ્ટેશન આવ્યું હતું. હું વિચાર તંદ્રામાંથી જાગ્યો. જોયું તો બંને મિત્રો હસતા હસતા ગાડીમાંથી ઊતરી રહ્યા હતા. હું શૂન્યમનસ્ક એમને ઉતરતાં જોઈ રહ્યો.

અને બહાર ઘનઘોર આકાશ, વીજળીના કડાકા અને પ્રલયની ઝાંખી કરાવતા ભારે મેઘ તૂટી પડ્યા હતા. અમાવાસ્યાની એ ઘોર અંધારી રાત હતી.



શ્રીકેત

# તારા ચરણે

અંધારી રાતના આસમાનમાં ઝળકતા આ લાખ લાખ તારકો, ઓ કૃપાનાથ ! જાણે તારી જ આંખોના પ્રતિબિંબ હોય તેવા દેખાય છે.

નિરવ રાત્રિની શાંતિને ભેદીને પેલા પીપળાનાં પાંદડાંઓનો મર્મર અવાજ જાણે તારું જ મધુરું ગાન ગાતાં હોય તેવું સંભળાય છે.

આ પહાડીની ટોચેથી પડતું આખડતું ઝરણું જાણે તારા ચરણોમાં પડવાને અધીરું બનીને દોડી રહ્યું છે.

મારા ભગવાન ! તેં જ આ સૃષ્ટિ સર્જી છે. છતાં કેટલો વિરોધાભાસ ? મારું મન તારી આ મહાન લીલાને નમન કરે છે.





રાજુ પંડિત

# આંગળી ચીંધ્યાનું પુણ્ય

હિંદ વિષે લખાયેલાં સમૃદ્ધ પુસ્તકોના લેખકો મોટા ભાગના હિંદીઓ નથી. તેવી જ રીતે અહીં પરિચય કરાવેલ પુસ્તકના લેખક પણ અમેરિકન પ્રોફેસર છે એટલે જ એ પુસ્તક સમૃદ્ધ હોય એમ ન કહેવાય......

**The art and Architecture of India**
[Benjamin rowland, published by Penguin Books, Baltimore, maryland Pp. 480 price 8.80]

વીસ વીસ વર્ષના પૂર્વની કલાના સતત સંશોધનને અંતે લખાયેલું આ તેજસ્વી પુસ્તક હિંદના સ્થાપત્યના ઇતિહાસમાં એક અમૂલ્ય ઉમેરો કરે છે. એના વિદ્વાન લેખક શ્રી. બેંજામીન રોલેંડે આ પુસ્તક લખવા માટે બે વાર હિંદ, પાકિસ્તાન ને અફઘાનિસ્તાનનો પ્રવાસ ખેડ્યો છે ને હિંદી કલા વિષેના અલભ્ય ગ્રંથો મેળવીને એનો ઊંડો અભ્યાસ કર્યો છે. પરદેશી વિદ્વાનો આપણા દેશના સ્થાપત્યનો આટલો ઊંડો અભ્યાસ કરીને એનો અચ્છો ચિતાર આપે એ હકીકતથી દુઃખી થવા જેવું ન હોવા છતાં શરમાવા જેવું તો છે જ.

આ સુંદર ગ્રંથના લેખક ડૉ. બેંજામીન રોલેંડ અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીના લલિતકલાના પ્રાધ્યાપક છે. પાશ્ચાત્ય કલાના ઇતિહાસમાં એમને ખૂબ ઊંડો રસ હોવાથી ચૌદમી સદીની સ્પેનીશ અને ઇટાલિયન કળા વિષે એમણે અત્યંત માહિતીપૂર્ણ પુસ્તકો લખ્યાં છે. ૧૯૩૨માં એમણે ખેડેલા દૂર પૂર્વના પ્રવાસે એમના હૃદયમાં પૌર્વાત્ય કલા ને સ્થાપત્ય પ્રત્યે અભિરૂચિ જગાવી. ૧૯૩૩માં એમણે પૌર્વાત્ય કલા શીખવવાની જવાબદારી સ્વીકારી. હાર્વર્ડ યુનિવર્સિટીમાં એ વિષય શીખવતાં શીખવતાં એમણે જે ઊંડો અભ્યાસ ને સંશોધન કર્યાં એના પરિપાકરૂપે જન્મ્યું આ પુસ્તક.

આ પુસ્તક મુખ્યત્વે પશ્ચિમના વાચક માટે લખાયું છે. એ માત્ર થોડા સ્થાપત્ય કે કલારસિકોને માટે જ નથી. કલામાં રસ ધરાવતા સામાન્ય માનવીને પણ લક્ષમાં લઈને એમણે લખ્યું લાગે છે. હિંદી સંસ્કૃતિને પ્રમાણિકપણે સમજીને એનો ઇતિહાસ ખૂબ ચીવટાઈથી આલેખ્યો છે. પ્રાગ્-ઐતિહાસિક કાળથી (એટલે કે વૈદિક યુગથી) શરૂ થઈને એ હિંદુ ધર્મની ઘણી અટપટી વિગતો આલેખે છે. બૌદ્ધ-ધર્મની પડતી પછી હિંદુ ધર્મના પુનરુત્થાન વિષે પણ ઘણી રસિક માહિતી એમાંથી મળે છે.

બીજા ભાગમાં પુરાણ કાળ (એટલે કે મૌર્ય, સુંગ અને આંધ્ર) વિષે વિગતો આલેખી છે. પર્વતો ને ગુફાઓમાં કોતરેલી સુંદર મૂર્તિઓ તથા અજંતા, ઈલોરાનાં કલામંડળો વિષે વિગતો આલેખ્યા પછી ત્રીજા અને ચોથા ભાગમાં રોમન સંસ્કૃતિની હિંદી સંસ્કૃતિ ઉપરની અસર ને બૌદ્ધ સંસ્કૃતિના સુવર્ણ-કાળ તથા અસ્તકાળ વિષે સવિસ્તર વિવેચન કરે છે.

બૌદ્ધધર્મ પૂર્વના દેશો તરફ વળ્યો ત્યારે હિંદુ ધર્મમાં પુનરુત્થાનનો આરંભ થયો ને એ ગાળામાં હિંદમાં ચિત્રકળા ને સ્થાપત્યનો અસાધારણ વિકાસ થયો. પરદેશોમાં પ્રસરેલા બૌદ્ધ ધર્મે સિલોન, કમ્બોડિયા, જાવા, બર્મા તથા જાપાનમાં ખૂબ સિદ્ધિ મેળવી. એ બધાં જ દેશની કલા બૌદ્ધ સંસ્કૃતિ વડે ઉદ્ધાર પામી.

નવલકથાનાં પાનાંની માફક સરી જતાં આ ગ્રંથનાં ૫૦૦ પાનાં ૫૦ સદીઓની બારીમીકી સંસ્કૃતિક સરવાણીઓ આલેખે છે. પુસ્તકનો હેતુ તો માત્ર ધર્મના સ્થાપત્ય ને કલાના ઇતિહાસ પર થયેલી અસર જ વર્ણવવાનો છે, પરંતુ એ વિષય પણ ક્યાં નાનો-સૂનો છે? એ ઇતિહાસ હિંદ પૂરતો મર્યાદિત રહી શકે એમ ન હતો, આથી જે દેશો આ સંસ્કૃતિની અસર નીચે આવ્યા એમના વિષેનો ઉલ્લેખ પણ અનિવાર્ય બન્યો છે.



એટલે પ્રેમમાં પડેલાં યુવક-યુવતી શરીર-સંબંધ કરી બેસવાની હદ સુધી પહોંચી જાય એ લગ્ન સંસ્થાને અને પ્રેમની વિશુદ્ધિને મોટી થપ્પડ મારી જાય છે.

અને એ થપ્પડ વાગતી જ જોઈએ એવું આ વાર્તા જાણે ધરાઈ ધરાઈને કહેવા માગતી હોય તેમ એ એક જ શરીરસંબંધ પછી તરત જ કથાનાયક અભિમન્યુને, રાજદ્વારી બાબતોથી સંડોવાયો હોઈને ધરપકડ કરાવીને જેલમાં ધકેલી દે છે. અને સવારે લગ્ન લગ્નને ઠેકાણે રહી જાય છે. વાર્તાની કરુણતા, કાલ્પનિક કથા હોત તો આટલેથી અટકી જવી જોઈતી હતી. પણ વાસ્તવિકતાના પૂરા આગ્રહી લેખક અહીંથી તો કરુણતાનું વિશદ પ્રકરણ શરૂ કરી બેસે છે. ચંદન સગર્ભા બની ચૂકી હોય છે. અને તેના ઉપર થતી માનસિક અસરને પરિણામે અને તેથી ય વધુ તો પોતાની જ માતાએ ગર્ભપાત કરાવવાના આશયથી આપેલી ઝેરી દવાની અસરથી એ કાચી કુમળી કન્યા સાવ ભાંગી પડે છે, એટલું જ નહિ પણ વધુપડતા રક્તસ્રાવથી એ ગર્ભપાત પોતાના જીવનો પણ અંત આણી દે છે ત્યારે નાયિકા પ્રત્યે લેખક આટલા બધા ક્રૂર શી રીતે બની શકયા એવું પૂછયા વગર રહી શકાતું નથી.

લગભગ સાડાચારસો પાનાંમાં વિસ્તરેલી આ નવલકથાના બન્ને ભાગ પૂરા કરીને તેની નાયિકા ચંદન માટે તેની બા અને દાદી જેમ આપણે પણ બાંધેલી મોટી આશાઓ આંખની અશ્રુધારામાં નીતરવા લાગે છે ત્યારે ઘડીભર સ્તબ્ધ થઈ જવાય છે નવલકથાની ચંદન આમ મરે જ નહિ એમ કહેવાનું મન થાય તો પણ વાસ્તવિક ચંદન મરે જ મરે એમ આપણને લાગ્યા વિના રહેતું નથી. લેખકની એ જ સાચી સફળતા આપણને કલ્પનાના ઢોળ વગરની એક સરસ છતાં હૃદયસ્પર્શી વાર્તા આપી જાય છે. ગુજરાતી વાચકો આ જ લેખકનાં વધુ પુસ્તકો માટે સહેજે અપેક્ષા રાખે એવું આ લેખકને ગુજરાતીમાં લાવનાર આપણા ફાવટવાળા અનુવાદકને કહેવાનું અસ્થાને નથી જ.

**વૃંદાવન :**

[ લે. રમણ કોઠારી. પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. કિંમત સવા રૂપિયો. ]

એકાવન પાનાંનો આ નાનકડો કાવ્યસંગ્રહ એક પ્રોફેસર કવિ આપી રહ્યા છે અને તે તેમનો પ્રથમ સંગ્રહ છે એટલે આ સંગ્રહમાં છે તેવાં પ્રણયકાવ્યો સિવાયનાં બીજાં કાવ્યોનો સંગ્રહ આપણને મળશે એવી શુભ ભાવના સાથે આ સંગ્રહ આવકારવાનું મન થાય જ.

કવિનાં સંવેદનો ખૂબ જાગૃત છે. એ આ નાનાં કાવ્યો, ગઝલો અને ગીતોથી જણાય છે તો ખરું જ. અને દરેક પ્રણયીના જેટલી જ તીવ્રતાથી એમની વાણી કવિતા સ્વરૂપ પકડે છે ત્યારે મૃત્યુને પણ સહજતાથી આવકારનાર કવિ ગાઈ લે છે :

> સારી દુનિયા ગમે, વહેલું મોતે ગમે !
> એક તું શી ના દૂર સખી ! જવું ગમે.

પ્રિયના સાંનિધ્યે કવિ મૃત્યુને પણ કેવું મીઠું આહ્વાહન આપે છે ?

'પ્રીતિ' જેવી થોડી પંક્તિઓમાં ઘણું કહી જતી મિતાક્ષરી કવિતા જેટલી જ રોચક 'તાજનાં દર્શને' જેવી સહેજ લાંબી કવિતા વાચનીય બની છે. 'મને દૂરે દૂરે—'જેવું ગીત તો ગુંજ્યા જ કરવાનું મન થાય એવું કર્ણપ્રિય બની શક્યું છે.

ટૂંકમાં નાનાં મોટાં ચોવીસ કાવ્યોમાં મિલન, વિયોગ અને સમાપનમાં કવિએ ઢાંકી ઢાંકીને પણ પ્રગટ કરવાની પ્રણયી કલા એવી સુંદર રીતે રજૂ કરી જાય છે કે પ્રો. કોઠારી આથી પણ વધુ વ્યવસ્થિત અને ફાવકાં કાવ્યો ગુજરાત સમક્ષ વધુ ને વધુ ધરે.








રતી સાહિત્ય સંઘ લિમિટેડ ફર્નાંડીઝ બ્રીજ ગાંધીરોડ પો. ઑ. ન ૭૭ અમદાવ

મુ૰ દીપક પ્રિંટરી અમદાવાદ




# Pandya Business Group of East Africa

**MOMBASA :**
Hardware & Ironmongery Ltd. Box 253
Karachwalla Ltd. Box 148
Coast Properties Ltd. Box 168
Pandya & Co. Ltd. Box 135

**NAIROBI :**
Hardware Stores Ltd. Box 266
Karachiwalla (Nairobi) Ltd. Box 916
Elys Ltd. Box 411
Nairobi Steel Wares Ltd. Box 1733
Building & Hardware Ltd. Box 3911

**JINJA :**
Uganda Hardware Ltd. Box 109

**KAMPALA :**
Hardware & Ironmongery (Uganda) Ltd. Box 430
Kikagati Stores Ltd. Box 347
Elys (Uganda) Lld. Box 166
Electrical & Radio Works Ltd. Box 430

**DAR-ES-SALAAM :**
Hardware & Ironmongery (Tanganyika) Ltd. Box 285
Elys (T) Ltd.

**TANGA :**
Hardware Stores (Tanga) Ltd. Box 209

**LONDON OFFICE :**
East Afrika Traders Corporation (London) Ltd. 232/238 Bishopsgate.

અંક ૧૨ : માર્ચ '૫૫
સળંગ અંક : ૩૦૦
સમાજમાં સંસ્કાર અને




'ઊર્મિ' : વર્ષ ૨૫
'નવરચના': વર્ષ ૧૯
સાહિત્ય પ્રેરતું સામયિક

ક્રમ



સૂચના

* લવાજમ વરસનું સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* છુટક નકલ બાર આના : વિદેશમાં એક રૂપિયો.
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું
* નમૂનાનો અંક મંગાવતી વખતે બાર આનાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* સર્વ લખાણોનાં કૉપીરાઈટ સુરક્ષિત રાખેલા હોય છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ
ફ્રેનીન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ લિ; ફ્રેનીન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



ધૂમકેતુ

# પુનર્જાગૃતિ

હે મારા આત્મા! તું કેવાં કેવાં સોનેરી સ્વપ્નાં સંઘરીને આંહી આવ્યો હતો? અને આંહી મેં તારાં એ સોનેરી સ્વપ્નાંને સોનાના બે ચાર ટુકડા માટે હરરાજી કરીને વેચી માર્યાં! અરે! એ કમનસીબી! તારી પાસે તો યુગયુગની સમૃદ્ધિ હતી. રાત્રિના તારકો પણ સાંભળવા થંભી જાય એવું સંગીત હતું. યુગના યુગને મૂર્ત કરે એવું તારું વાદ્ય હતું. પણ રે! મેં પામરે તને પણ વેચ્યો અને બદલામાં બે રોટલી મેળવી કે ચાર પુરી મેળવી!

તું અખૂટ સમૃદ્ધિનો સ્વામી મારે ત્યાં આવ્યો. ને હું મારી ગરીબીના વિચારને તજી શક્યો નહિ. તું મારે ત્યાં હતો, પછી હું કોઈ દિવસ ક્યાં ગરીબ હતો. એટલી સાદી વાત પણ મને સૂઝી નહિ!

તારા ગળામાં જે ગાણું બેઠું છે, તે જ મારા હૃદયમાં પણ સ્ફુરતું હતું. પણ તેં તો જીવન-ભર ગાયા કર્યું, ને મુક્ત ગાનના આનંદથી આકાશને ને હવાને ભરી દીધાં. તું પળે પળે જીવન મેળવતો રહ્યો. પણ મેં તો મારું ગાન ખોઈ દીધું. અને કાગળના ફૂલના એક હાર માટે એને વેચી માર્યું.

મારે ત્યાં યુગયુગની સમૃદ્ધિથી છલકાતો આત્મા આવ્યો અને એ આત્માને મેં કોકને ત્યાં બંદીખાને નાખ્યો.

તું મારું આ ગાણું તારા કંઠમાં ભરીને એને વહેતું તો મૂક! વખતે તારું એ ગાણું સાંભળીને હું ફરીવાર જાગીશ!



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે   સંપાદક: જયન્ત પરમાર




### નવા ફેરફારોમાં લોકોનો ઉત્સાહ

આર્થિક અને સામાજિક ફેરફારો લાવવા દેશમાં વિવિધ આંદોલનો ચાલી રહ્યાં છે, અખતરાઓ થઈ રહ્યા છે, યોજનાઓની પરંપરા ચાલે છે, લોક-ઉત્સાહને જગાડવા પ્રયત્નો થઈ રહ્યા છે, અત્યંત જરૂરી એવી સ્થિરતા રાખવામાં આવી છે, કાર્યક્ષ વહીવટી તંત્ર જળવાઈ રહ્યું છે, પરદેશો સાથેનો સંબંધ સુધારવામાં આવે છે. એમ ચોદિશથી ફેરફારો માટેના યત્નો જોઈ શકાય છે.

આમછતાં લોકહૃદયને આ ફેરફારોમાં શ્રદ્ધા પડી હોય એમ દેખાતું નથી. અહિંસક લડત દરમ્યાન લોકોમાં જેટલો વિશ્વાસ ઊભો કરી શકાયો હતો તે હજી નવાં કામો તરફ ઊગ્યો નથી. ત્યારે આપણે નિઃશસ્ત્ર કચડાયેલા ને વહેંચાયલા હતા છતાં સવિનયભંગની લડતે જોર પકડ્યું હતું. એ એક જ પ્રવૃત્તિથી પરિણામ જરૂર દેખાશે એવી આશા ઉપજી હતી. એમાં ઘણી ખુવારી થઈ પણ એ રાહે ચડેલા લોકો પોતાને ધન્ય સમજતા.

સ્વરાજની વાત એક, રીતે હક સાબીત કરવાની અને સામાન્યજનને માટે પરોક્ષ લાગે તેવી હતી. જ્યારે સામાજિક-આર્થિક બાબતો એમના જીવનને ઝટ સ્પર્શે એવી, સમજાય ને વિના અવરોધે અમલી બને એવી છે. સ્વરાજની સિદ્ધિની ખુમારી આવ્યા પછી યે, સાધનનું બળ મેળવ્યા છતાં યે આ દિશામાં લોકોને ગળે ઊતરી હોય એવી ચોક્કસ વાત ઊભી થઈ નથી. નિરાશ થયા વિના કે વાંકની ફેંકાફેંકી કર્યા વિના આટલો એકરાર કરી લેવા જેવો છે.

### ઉમદા સાધનોનું ઓછું જોર

વિનોબાનું ભૂદાન, વિકાસમંડળોનું શ્રમદાન, રચનાત્મક કાર્યકરોના ગ્રામઉદ્યોગ—આ ત્રણમાં વ્યાપી રહેલી ખાદીવાળી ગાંધીજીની ભાવનાઓ, આ ભાવનાઓ લઈને ગામેગામ ફરતા સંત સરખા તેજસ્વી સેવકો એ આ દેશનું પરમ સદ્‌ભાગ્ય છે.

પણ નિષ્ઠાનો જરાયે આક્ષેપ કર્યા વિના જે કહી શકાય તો એમની વૃત્તિ-પ્રવૃત્તિઓમાં એટએટલાં સમાધાનો છે કે એમાં ઘણું બધું નભે છે. એમને બધાંની સાથે મેળ રાખવો છે, બધાંનો સાથ ખોળવો છે, બધાંનો ઉદ્ધાર કરવો છે ને પ્રતિષ્ઠા આપવી છે. શ્રીમંતો અને સરકાર સાથે એમને નાતો વધારવો છે અને ગરીબોને ઉપદેશ દઈ આદર્શોની પૂંજીનું વારંવાર પ્રદર્શન કરતા ફરવું છે. મોક્ષ અને પાપપુણ્યનાં પારાયણો કરતા સાધુઓ હવે જેમ દર્શન-કથા પૂરતા જ લાયક રહ્યા છે તેમ આપણા સામાજિક-આર્થિક ક્ષેત્રના આ સાધુઓ પણ એવા વિશાળ મતવાદી બનતા જાય છે કે એમની પાસે જે 'ઘણું' છે એ ઉમદા હોવા છતાં એનું જોર ક્ષીણ છે, કશાનો વિરોધ કરી શકે એવું નથી.

એમને પોતાની વાતમાં શ્રદ્ધા હોત તો એમાં ક્રાંતિનાં કૂંપી આજે ઊઠત, જે એમની પ્રતિકૂળ હોત તેના પાટીયાં બેસી જાત. લોકોને દ્વિધા ના રહેત, વિલંબ સુંવાળો ના લાગત. આટલી મોટી રાજસહાનુભૂતિ મેળવ્યા છતાં જો એ પ્રજાના દિલ સુધી નથી પહોંચી શકતા તો એનો અર્થ એ કે મૂળમાં દર્શનની અધૂરી ઝાંખી અને પોતાને પ્રતિકૂળ હોય એવા પ્રવાહોને રોકવાની અનિચ્છા, એટલું જ નહિ પણ એમની



સાથે મેળ અને સમાધાન કરવાની વૃત્તિ. જાણે આ સંઘની બુદ્ધિ સંશયથી ઘેરાયલી છે, બહુ માર્ગે વહેંચાયલી છે, કે કોઈનેય અપ્રિય ના થવાય એ રીતે દબાઈને નમીને ચાલવાની છે.

### કાયદાનું જોર વિશ્વાસ નહિ લાવે

બીજો પ્રયત્ન છે સરકારનો. એણે પ્રયોગશાળાઓ સ્થાપી છે, ઉદ્યોગનાં થાણાં નંખાવ્યાં છે, ચલણની પ્રતિષ્ઠા જાળવી છે, તંત્રની શિથિલતા કાઢી મોભો વધાર્યો છે, યોજનાઓ ઘડી છે ને ખીલવી છે. માન ઉપજાવે એવું કેટલુંય કર્યું છે. પણ આ બધું જોઈનેય લોકહૈયું ઉપકારના જળથી છલકાઈ જતું નથી, ચકિત પણ થતું નથી, અને જે આશા પડે છે તે પણ દૂરના ગાળાની અધૂરી ને સ્પષ્ટ સમાનતાના ધોરણે સમાજ રચવાનાં જે વચન નીકળે છે તેને ચૂંટણીઓનાં જાહેરનામાની તોલે સમજવામાં આવે એ કેવી કરુણ ઘટના છે.

એમને પ્રજા આગળ સેવા બતાવવી છે ને એમ કરી વધારે અધિકાર મેળવવા છે. એમને ભપકો વધારી લોકોને આંજી નાખવા છે. મનાઈઓ, ઈજારા, અંકુશો, કરવેરા, કાયદા, અધિકારીઓ આવું બધું અનેકગણું કરી મૂકી રૈયતને રાંક બનાવવી છે. કોઈ ને કોઈ ગુનામાં લોકો સંડોવાતા રહે એવી પેરવી કરવી છે. એક જ સ્થાન મેળવીને તે નહિ છોડવાની—રાષ્ટ્રધ્વજ ઓઢીને સૂઈ જવાની તક સુધી—જાણે સંતલસ કરીને જ તેઓ આવ્યા છે.

એમણે લોકકલ્યાણની જે યોજનાઓ કરી છે તેમાં જોર હોય કે ભૂલો હોય એ જુદી વાત પણ દેશને ચોક્કસ દિશાસૂચન નથી મળતું. મધ્યવર્તી ક્ષેત્રે લાગણીઓ વહેંચાયલી દેખાય છે. ઇચ્છા અને આચરણ જુદી જુદી દિશામાં જતાં રહે છે. અને એમ આપણે જે મેળવી રહ્યા છીએ તે શેના ભોગે છે તે કોઈ બતાવે તો ઘણો ભ્રમ જતો રહે.

સામાજિક ક્ષેત્રે જે ફેરફારોની વાત થાય છે તે જાણે મન ચોરીને થાય છે. વિવિધ અનિષ્ટ રિવાજોની પકડ દૂર કરવા કે ધનની પ્રતિષ્ઠાને બદલે સાદાઈ અને પ્રેમની ભાવના વિકસે એવી પ્રણાલીઓ પાડવા આથી વધારે ધ્યાન જવું જોઈએ. કાયદાના જોર વિના સમજણપૂર્વક માનવી ફેરફારો કરે અને નવા વિચારથી રંગાયલા સમાજો રચે એવી ઇચ્છા કાર્યકરોમાં કે આગેવાનોમાં નથી દેખાતી.

### ક્રાંતિ ક્યાં છે?

સમાજવાદી પદ્ધતિની અને છતાં સર્વોદયનાં લક્ષણોવાળી સરકાર રચાય અને તેની દોરવણી નીચે આ દેશના લોકોની જીવનપદ્ધતિ ઘડાય એવી આશા રાખવી વ્યર્થ છે. જે વિવિધ પ્રવાહો આપણા જીવનને રંગી રહ્યા છે એમાંથી એકેય ચોખ્ખી છબી ઊઠતી નથી. લોખંડનાં કારખાનાં, ગંગાનું સ્નાન, મજૂરસંઘોનું સંગઠન, ઉપવાસો, હડતાળો, યજ્ઞો, રાસાયણિક ખાતર, હરિજન પ્રધાનો, જ્ઞાતિઓના મેળાવડા, ભવ્ય લગ્ન સમારંભો, શ્રમદાન—આવી કેટલીય બાબતોમાં એકી સાથે ઓતપ્રોત રહેતા આગેવાનો પ્રજાને મુંઝવી રહ્યા છે.

ક્રાંતિ લોહીઆળ ના પણ હોય, ભલે એ અહિંસક હોય. છતાં ફૂટબોલના દડાને જેમ ફેંકવો હોય તેમ ફેંકાય એવું ક્રાંતિ સાથે ના ચાલે. એની દિશા ચોક્કસ, એની ગતિ વેગીલી, વચમાં અવરોધો આવે તો એમને મનાવી લઈ કે હરાવી દૂર કરે એવી સબળ, સિદ્ધિનાં ફૂલ-ફળ બેસવાનાં છે એવી શ્રદ્ધાવાળી હોય, આવી ક્રાંતિ ક્યારે આવશે?

આપણી પાસે પંચવર્ષીય યોજના છે. એને સાચવીને પાર ઉતારે એવા આગેવાનો છે, લોકોમાં ઉત્સાહ ફેલાવે એવાં આંદોલનો છે, સંતો છે, સેવકો છે, સિદ્ધાંતો છે. છતાંયે એવું કશુંક નથી જે અનિષ્ટને છતું કરી નિર્મૂળ કરે અને ધ્યેયનો માર્ગ ધોરી બનાવી આપે.

### ઉદારમતવાદીઓની ઉણપ

ત્રાવણકોર-કોચીનમાં પ્રજાસમાજવાદી પક્ષ સત્તા ઉપર હતો ત્યારે ગોળીબાર થયેલો. અને ત્યાંના મુખ્ય





પ્રધાને તપાસ સમિતિ નીમવાની ના પાડેલી. છતાં એ જ પક્ષના આગેવાન લોહિયાએ તપાસ માટે જોરદાર માગણી કરેલી. તે પછી વાલોડમાં ગોળીબાર થયો અને મોરારજીએ તપાસ કરવાની ના પાડી. આવી ના પછી જાણીતા કોંગ્રેસવાદીઓમાંથી કોઈનો અવાજ ના ઊઠે તો નવાઈ લાગે જ.

તપાસને અંતે સજાની વાત આવે ત્યારે સરકાર એના નોકરોની સંભાળ લઈ શકે છે. તપાસ ઢાંકવાથી તો સીધી વાત હોય તે પણ વાંકી બની જાય. લોકશાહી વ્યવસ્થામાં બિનજરૂરી જણાય એવી બાબતો પણ જાળવવી પડે છે એ હવે અજાણ્યું નથી.

હશે, એક તપાસ ના થઈ. પણ રચનાત્મક કાર્યમાં પડેલાઓ કે ભૂદાનદ્વારા સર્વોદયનું કામ ચલાવનારા ભાઈઓ સત્તાવાળાઓનો પક્ષ કરી ચૂપ રહે તો પછી સામાન્ય નાગરિકનું તો ગજું જ શું?

માનીએ–ના માનીએ પણ ઉદારમત જેવી ઉમદા ચીજ પ્રજામાંથી અલોપ થવા માંડી છે. પક્ષનું રાજકારણ એવી પકડ જમાવતું જાય છે કે એની ઉણપો–ત્રુટિઓનો ઉલ્લેખ અઘટિત ગણાશે અને વખત જતાં એવો વિચાર પણ સહન નહિ થાય. આ શું ઓછી કરુણતા છે?

### પ્રજાનું રાજ્ય ક્યારે?

આ રાજ્ય હવે પ્રજાનું છે એમ મનાવતી વેળા એ જોવું બહુ જરૂરનું છે કે પ્રજા કરતાં સરકારી નોકરોને વિશેષ લાભ કે સગવડ ના મળે.

રેલ્વેની મુસાફરીમાં સરકારી વગથી કોઈનાં રિઝર્વેશન છીનવાઈ જાય તો એ પ્રજાને અન્યાય થયો ને સરકારી નોકરોને ખાસ લાભ મળ્યો એમ કહેવાય.

એકોમોડેશન ખાતું જરા સરખી કાયદાની બારીકી ખોળી કોઈનું મકાન ખાલી કરાવે અને તે મકાન સરકારી નોકરને મળી જાય તો એ ખાસ લાભ થયો. ખૂબી એ હોય છે કે આ રીતે ખાલી કરાવેલાં મકાનો સસ્તાં ભાડાનાં હોય છે. મોંઘા ભાડાવાળા મકાનમાં કાયદાની બારીકીઓ શોધવાની કોણ ઇચ્છા કરે!

નવાં નવાં ખાતાં, નવા ને વધતા દરના કર, નવાં લાઇસન્સો, નવાં પત્રકો, નવા નિયમો આ બધું પ્રજાને માટે કનડગતરૂપ છે અને સરકારી નોકરોને હરખ ઉપજે એવી બાબતો છે. આવાં સાધનોદ્વારા પ્રજા ઉપર દાબ બેસાડવાની તક મળતી જાય છે.

સ્વરાજ પછીના અમલ ઉપર લોકોની પ્રીતિ વધતી નથી તેનું કારણ આવાં કારણોથી ઉપજતા અણગમામાં છે.

### વૃત્તિઓ ઉપરનો અંકુશ

કહે છે કે ઘણાં ગામડાંઓએ ગ્રામપંચાયતોદ્વારા સુંદર પ્રગતિ કરી છે. લોકો ખૂબ ઉત્સાહથી શ્રમદાન કરી રહ્યા છે અને એ દ્વારા સંઘભાવનાનો ખૂબ વિકાસ થતો જાય છે. ઉત્સાહમાં આવી જઈ ગ્રામ પંચાયતે એ ઠરાવો કર્યો છે કે ગામમાં કોઈએ ચા પીવી કે પાવી નહિ, ચા વેચવી નહિ ને રાખવી પણ નહિ. આવું તમાકુ વિષે પણ થવા લાગ્યું છે.

ચા–તમાકુ વ્યસનો છે અને એ દૂર થાય એવું સહુ ઇચ્છે પણ ખરા. પરન્તુ, પંચાયતના ઠરાવનું વ્યક્તિ ઉપર ભારણ ના રહે તો સારું. આવા નિયમોના ભંગ માટે સજા નહિ હોય કે આકરી ટીકા પણ નહિ, થાય તો પંચાયત વધારે શોભશે. વ્યક્તિઓને કેટલીક છૂટ રહેવી જોઈએ અને ચા–તમાકુનો ઉપયોગ કોઈકને કદીક કરવો પડે તો એની સામે બહિષ્કારનો કે દંડનો ભય ના આવવો જોઈએ.

આવી છૂટ રાખવામાં નહિ આવે તો ઘણો સંભવ છે કે મનાઈઓની યાદીઓ વધતી જશે—મનસ્વી થતી જશે. અને ચોખલિયા સમાજની વ્યાધિઓથી વ્યક્તિઓનો વિકાસ રુંધાશે. વૃત્તિઓને કેળવવી એક બાબત છે અને તેને દબાવવી કચડવી એ જુદી વાત છે, વૃત્તિઓને મારીને માણસ પોતાની નૈસર્ગિક શક્તિને પૂરી રીતે ખીલવી શકતો નથી.

### ગામડાંમાં રંગભૂમિ

ગરબા–નાટકો લોકપ્રિય બને તે પહેલાં એમાં હરીફાઈઓ ગોઠવાય એ બરોબર નથી. સ્પર્ધાથી ઉત્તેજન

મળે એમ કહેવું હોય તો નબળી શરૂઆત અગર તો બિનતૈયારીવાળી હરીફાઈઓ વહેલી નિરાશા લાવે એમ પણ કહેવું પડશે.

ગીત-ગરબા-નૃત્ય-નાટક એમાંથી જે અનુકૂળ આવે તેનો ઉપાડ ગામડાંમાંથી થવો જોઈએ. જોઈતી વસ્તુ અને તૈયારીઓ ઓછાં સાધનોથી કરી લેવાની આદત પડતી જશે તેમ આ પ્રવૃત્તિનો પાયો સંગીન થતો જશે. મોટાં નામની પાછળ દોડવાની, બંધબેસતું ના હોય તે ખેંચી લાવવાની અને ઝાઝો ડોળ કરી નાખવાની ધાંધલ ચાલી જશે.

ગામડાંના નાના લેખકો સ્થાનિક જીવનમાંથી વીણેલા પ્રસંગો કલાત્મક રીતે રજૂ કરતાં શીખે એટલે સાહિત્ય જે ઉપલા થરમાં જ હમણાં પ્રવેશી શકે છે તે ઝટપટ લોકપ્રિય બનવા માંડે અને લેખકો તથા પ્રજા વચ્ચે દોસ્તી જામે. પણ એમ માનવું કે ગામડાંની રંગભૂમિ નથી જ થવાની કે પછી શહેરો અને ગામડાનું સાહિત્ય નોખું ઉછરવાનું છે તો એના કરતાં બહેતર છે કે આટલાં વર્ષો સંગીન રંગભૂમિ વિના ચાલ્યું તેમ થોડાં વધુ વર્ષો વીતી જાય. લોકજીવનના આધાર વિનાની રંગભૂમિનો સંગ સ્પર્ધાઓ છતાંયે કાચો જ રહેવાનો.

## ધર્મશાળાનો પુનરુદ્ધાર

કાશીના ઘાટનું સમારકામ ચાલશે એ સમાચાર રસ્તા કે પૂલની મરામત કરતાં વધારે મહત્ત્વના છે. નદી તળાવના ઘાટ અને તેની શોભા પહેલાંના લોકોએ ધર્મભાવનાથી કરેલી પણ ધર્મની ભાવનાએ પલટો ખાધો તેથી ઘસાઈ પણ ગયેલી. હવે આવાં બાંધકામો તરફ નજર જાય એ ખુશી થવા જેવું છે.

પણ પેલી ધર્મશાળાઓનું શું?

હજારો મુસાફરો ગામેગામ ધર્મશાળાઓનો હજુયે લાભ લે છે. ખર્ચ નહિ જેવું થાય. સગવડ ઘણી મળે અને કોઈ જાતની લપછપ નહિ એવી આ ધર્મશાળા આપણા દેશની જાળવવા જેવી સંસ્થા છે. આપણા જીવનદૃષ્ટિમાંયે આ સંસારને ધર્મશાળા જેવો ગણ્યો છે. એક મુકામેથી બીજે જવામાં દુઃખ નહિ, માયા નહિ, ઝાઝી બાંધછોડ નહિ. આપણી સંસ્કૃતિમાં આટલી ભળી ગયેલી ધર્મશાળાઓ હવે કેમ ભાગ્યે જ બંધાય છે? એની પુનર્વ્યવસ્થા તરફ પણ ખાસ ધ્યાન જતું નથી. જે ધર્મશાળાઓએ આટલાં વર્ષો સુધી કામગીરી બજાવી ને હજુ જે સેવા આપ્યા કરે છે તેની વધારે કદર થવી ઘટે છે. આધુનિક સગવડો સાથેની નવી ધર્મશાળાઓ બંધાતી રહે એમ કોણ નહિ ઇચ્છે? માણસની ભીડ વખતે પૈસા લીધા વિના મદદગાર થવામાં ઇસ્પિતાલ જેવી જ ધર્મશાળા પણ ખપની છે.

## ગુજરાતમાં 'કાસિમ' પાકશે?

વિકાસકેન્દ્રો અને શ્રમયજ્ઞોના આ જમાનામાં પણ વિદ્યાર્થીવર્ગ જવાબદારીથી સાવ અલિપ્ત રહ્યો છે. તેને જબ્બર એવી થપ્પડ લગાવે તેવો હૈદ્રાબાદનો ૧૮ વરસનો મહંમદ કાસિમ અલી એક જ્વલંત દાખલો પૂરો પાડે છે. કેળવણી માટે વધુમાં વધુ બેદરકાર રહેતી આપણી સરકાર પણ આવા કિશોર માટે રહી રહીનેય મદદરૂપ નથી બની શકી એ ખરેખર શોચનીય છે. મા, ત્રણ નાના ભાઈઓ અને એક નાની બહેનને લઈને ૧૪ વર્ષનો કાસિમ મહબુબનગર જેવા નાના ગામમાંથી હૈદ્રાબાદ (દક્ષિણ) જેવા નગરમાં ભણવા સાથે પોતાના કુટુંબનું પોષણ કરવા માટે આવ્યો. છાપાં વેચવાથી માંડીને ભાડાની રીક્ષા ફેરવવા સુધીનો ધંધો કરી ચૂકેલો કાસિમ ૧૮મે વરસે કોલેજમાં સાયન્સના બીજા વર્ષમાં પહોંચ્યો છે. નીતિનો એ આશક કોઈ ઉતારૂની સોનાની ઘડિયાળ રીક્ષામાં રહી ગયેલી જણાતાં એ ઘડિયાળના માલિકને પાછી આપે છે ત્યારે આપણી વિદ્યાર્થી આલમની અત્યારની મોટા ભાગની અનૈતિકતા ઉપર આપણને કમકમાટી વછૂટે છે. અને એની ખ્વાહીશ તો જુઓ: ગ્રેજ્યુએટ થઈને પોતાના ગરીબ વણકર કુટુંબના ભરણપોષણ ઉપરાંત પોતાનાં ભાંડુડાંઓને ભણાવવાની એની ગજબની તમન્ના તેની પાસે ભણવાની સાથે આવી કાળી મજૂરી કરાવે એ ઓછું અનુકરણીય





ગણાય? ગુજરાતી વિદ્યાર્થીઓમાંથી આવા દાખલા આપણને કયો 'કાસિમ' આપશે?

### ભાવિ આડે મોટી દિવાલ

હિંદની વસતિ ગણતરીનો ૧૯૫૧નો રીપોર્ટ બહાર પડી ચૂક્યો છે તેમાંની વિગતો આપણે જાણીએ છીએ ત્યારે આજે પણ નિરક્ષરતાનો ચોંકાવી દેનારો આંકડો બધાને પહેલી નજરે આંખો ઊડીને વળગે તેવો છે. ૧૬.૬ ટકા લોકો જ હજુ આપણા દેશમાં 'સાક્ષર' છે—અને તેમાંય આ દેશની ૩૬ કરોડની વસતિમાંના આ ૭ કરોડ સાક્ષરોમાંથી ૬ લાખ તો ફક્ત વાંચી જ શકે છે: લખી પણ જાણતાં નથી! ભણેલા વર્ગમાંથીય પાંચ કરોડથી વધુ માણસોએ માધ્યમિક શાળાની કેળવણી પણ લીધી નથી! આખા દેશમાં ૭.૯ ટકા જ સ્ત્રીઓ ભણેલી છે. તેમાં સૌથી વધુ (૧૩.૫ ટકા) દક્ષિણ ભારતની અને સૌથી ઓછુ (૩.૬ ટકા) ઉત્તર ભારતની સ્ત્રીઓ ભણેલી છે. સ્ત્રીકેળવણી માટે વધુમાં વધુ પ્રયાસ ક્યારે થશે? પ્રજાના ઘડતરની જવાબદારી જેને શિર છે એ જ અશિક્ષિત?

હિંદની વસતિ-ગણતરીના રીપોર્ટના પાંચમા નંબરના પેપરમાં આથી પણ વધુ ચોંકાવનારા અને આપણા માટે વિચારણીય આંકડા રજૂ થયા છે તે આપણા પ્રધાનો, નેતાઓ અને અમલદારો પાસે ગંભીર પ્રશ્ન બનવા જોઈએ. પોતાનાં પુત્ર-પુત્રીઓ માટે વિદેશની કેળવણી પણ સુલભ બનાવનાર આપણા દેશના એ પ્રજાહિતેચ્છુઓ આપણી પોતાની કેળવણીને બિન-ખરચાળ બનાવવાને બદલે હજુ ખાનગી અને ધંધાદારી કેળવણી-સંસ્થાઓને છચોક પોષી રહ્યા. એથી રાષ્ટ્રના ઊજળા ભાવિ આડે મોટી દિવાલ ખડી કરી નથી રહ્યા?

### શ્રી 'જયભિખ્ખુ'ને ચંદ્રક

મુંબઈના અધ્યાત્મજ્ઞાન-પ્રચારક મંડળ તરફથી સં. ૨૦૦૯નો બુદ્ધિસાગરસૂરિ જૈન સાહિત્યચંદ્રક 'ચક્રવર્તી ભરતદેવ' એ પુસ્તક માટે શ્રી 'જયભિખ્ખુ'ને ફેબ્રુઆરીએ મુંબઈમાં એનાયત થયો. એ ગુજરાતી સાહિત્યને પણ ગર્વ લેવા જેવી વાત થઈ છે.

'જયભિખ્ખુ' તખલ્લુસથી જ ગુજરાતી સાહિત્યમાં જાણીતા થયેલા આ સાહિત્યકાર એમનાં અનેક વિષયોનાં વિવિધ પુસ્તકોથી જાણીતા છે જ. ખાસ કરીને જૈન ધર્મના સાહિત્યમાંથી તેમણે ઘણું ઘણું ગુજરાતને આપ્યું છે અને તેમાં જૈનેતરો પણ એટલો જ રસ લઈ રહ્યા છે એ અભિનંદનીય ગણાય. લેખન એ તેમનો મુખ્ય વ્યવસાય અને ઐચ્છિક વિષય છે. જૈન દર્શનના અચ્છા અભ્યાસી અને સંસ્કૃત સાહિત્યના નમ્ર વિદ્યાર્થી હોઈને તેમના સાહિત્યમાં ભારોભાર અભ્યાસની સમતુલા જળવાઈ રહે છે.

શ્રી 'જયભિખ્ખુ'ને મળેલા આ બહુમાન માટે અભિનંદન તો આપવાનાં જ હોય—એમનું સર્જન, એમની સાધના અને એમની સુજનતા પણ પૂરતા અભિનંદનનાં અધિકારી છે.

*

ચાર ચાર વરસ સુધી એકધારૂં આકર્ષણ જમાવી ચૂકેલા ઊર્મિના પ્યારા લેખક

**શ્રી 'વસુબંધુ'**

આવતા અંકથી 'સર્વોદય કે સામ્યવાદ?'—એ લેખમાળા જેવી જ બીજી અભ્યાસુ લેખકમાળા ઊર્મિમાં શરૂ કરે છે. 'સર્વોદય કે સામ્યવાદ?' શરૂઆતથી ન વાંચી શકીને પસ્તાયેલા કેટલાંય વાચકો આ નવી લેખમાળા આવતા અંકથી વાંચવી ન ચૂકે એ માટે ઊર્મિના ચાલુ વર્ષના આ છેલ્લા અંકમાં આ જાહેરાત કરતા અમે હર્ષ અનુભવીએ છીએ.

—સંચાલકો



## શહેરીઓ માટે

[૧] સવારમાં વહેલા ઊઠો. મળશુદ્ધિ કરો. [૨] મળશુદ્ધિ કરી ખુલ્લી હવામાં ઘૂમો
[૩] હાથ-પગને વધુમાં વધુ કામે લગાડો. [૪] દિવસમાં એક કલાક ખડખડાટ હસો
[૫] રાતના ઉજાગરા ઓછા કરો. [૬] બહારનાં ખાણાં ને પીણાં શાપરૂપ છે

હૃદયરોગ (હાર્ટફેલ) આજે વધી ગયો છે: કારણ કે પગ નકામા થયા છે. વાહનનો વપરાશ વધી ગયો છે. પગ ન ચાલે, એટલે પેટ બગડે છે. બગડેલા પેટમાં ખોરાક પચતો નથી ગૅસ પેદા થાય છે. એ બ્લડપ્રેસર જગાવે છે: આ પ્રેસર હૃદય પર હુમલો કરી માણસને નકામો કરી નાખે છે. માટે અગત્યના આરોગ્યના નિયમો પાળો.

યાદ રાખો કે દાન, પુણ્ય કે દાક્તર તમને સાજા નહિ કરે. તમે તમારી જાતને ઘડો. આમ નહિ કરો તો દર્દ, દવા ને દાક્તર તમારે લમણે લખાયા છે.

આળસ, અભિમાન ને અજ્ઞાનતા ખૂબ તેજીમાં છે, એમાં મંદી કરો.

પાયા વગરનું ઘર, ખેતી વગરનો ધંધો, જાતમહેનત વગરનું જીવન નકામું છે.

મકાન એટલે માંસ: દાગીનો એટલે હાડકાં: રોકડ નાણું એટલે લોહી.



ડાહ્યાભાઈ પટેલ

### સખાને !

સખા રાત્રિ દહાડો સ્મરણ મુજને હાય વસમાં
સતાવે છે તારા, મધુરતમ ગોઠિ બહુ કીધી
ગયો ચાલી પ્યારા વતનમહી તુ તો વિસરીને
જતાં તે શું કીધુ વિરહદુ:ખ રહેવુ કઠિન છે.

નહોતુ મે જાણ્યું તુજ સ્મરણ આવુ દુ:ખભર્યું
હશે મારે હૈયે અગન બળતી એ જગવશે
નહોતું મે જાણ્યુ તુજ મિલનનો મોહ મુજને
અરે રે ભોકાશે મુજ જિગરમાં એ શર સમો.





ધૂમકેતુ

# મહા પાપી !

*ઐતિહાસિક પ્રસંગો એટલા બધા વેધક હોય છે કે કાલ્પનિક વાર્તાઓ કરતાં પણ એમાંનું વાર્તાતત્ત્વ વધુ સચોટ હોય. અહીં મૂકેલી નવી નવલિકા 'જલબિન્દુ'ની તદ્દન જ નવી આવૃત્તિમાંથી લીધેલી છે........*

સાધ્વી મહારાણી અહલ્યાબાઈ, એક વખત સંધ્યા સમયે, પોતે ઊભા કરવા ધારેલા મંદિરના સાન્નિધ્યમાં ઊભાં હતાં.

શિલ્પીઓ ત્યાં હાથ જોડીને એમની સામે ઊભા રહી ગયા હતા. થોડે દૂર એમની પાલખી હતી. આસપાસ ઘોડેસવાર સૈનિકો હતા. દૂર દૂર નર્મદાનાં જળ વહી રહ્યાં હતાં. ડુંગરમાળાઓમાંથી ઘેર પાછા ફરતા જંગલીઓના અવાજ આવી રહ્યા હતા.

એ વખતે આપસ આપસમાં કોઈ સરદાર મંદિરના અદ્ભુત દેખાવની પ્રશંસા કરી રહ્યો હતો, તો બીજો 'યાવત્ચંદ્ર દિવાકરૌ' રહી જનારી 'નામના'ને વખાણી રહ્યો હતો. સાધ્વી મહારાણીએ બધી વાતો સાંભળી રહી હતી. પણ એના દિલમાં તો મહા શોકનો સાગર વહી રહ્યો હતો. એના દિલમાં સ્વજનોનો શોક હતો. અને પોતાની સાચી વાતને ટાળી નાખનારી આ અતિ પ્રશંસાનો પણ શોક ઊભો થઈ રહ્યો હતો. આ મંદિર એની એકની એક પુત્રી મુક્તાબાઈની યાદીમાં એ બંધાવી રહી હતી એ ખરું. પણ એ વાત એટલી જ ન હતી. થોડા જ વખત પહેલાં મુક્તાબાઈ સતી થઈ ગઈ હતી. મુક્તાબાઈનો એકનો એક પુત્ર મરણ પામ્યો. અને પછી એનો પતિ પણ એ શોકમાં ગયો. એ અસહ્ય વેદનામાં મુક્તાબાઈ સતી થઈ ગઈ!

મહારાણી અહલ્યાબાઈ જોતાં રહ્યાં, અને મુક્તાબાઈ નામશેષ થઈ ગઈ. એણે કોઈની જ વાત કાને ન ધરી. અહલ્યાબાઈનું રૂદન પણ એને ડગાવી ન શક્યું.

અહલ્યાબાઈએ પોતે પણ જુવાન પુત્ર ખોયો હતો. જુવાનીમાં પતિ ગુમાવ્યો હતો. એ અસહ્ય વેદના એ ગમે તેમ સહી રહી હતી, ત્યાં આ નવી વેદના આવી.

એણે પુત્રી ગુમાવી હતી. પુત્રીનો પુત્ર ગુમાવ્યો હતો. અને જમાઈ પણ ખોયો હતો. તે છતાં પણ અપાર ધીરજથી એ સંસાર ચલાવતી રહી હતી. શોક સાગરમાં જેણે સત્કર્મની નૌકા વહેતી મૂકી, તે શોક-સાગરના તળીયામાં રહેલાં, આનંદમોતી મેળવે છે, એ એક જ પરમસત્યને આધારે, એનું જીવન ટકી રહ્યું હતુ. અને વહી રહ્યું હતું. ઉપર સંસાર દેખાતો હતો. કામ દેખાતાં હતાં. નિત્યનાં કામ નીચે શોક-સાગર વહેતો હતો.

પણ આ પરમસત્યને સમજવાને બદલે, લોકોમાં તો એની દેવી તરીકેની નામના ઊભી થતી એણે જોઈ. એના અવતારની ગાથાઓ એના સાંભળવામાં આવી. એની આસપાસ કૈંક વાતોનાં જાળાં ઊભાં થવા માંડ્યાં. અને એમાં એણે મેળવેલી મૂળ વસ્તુ—સત્કર્મનો મહિમા—ખોવાઈ જવા માંડી. માણસનો મહિમા ઊભો થતો હતો. અને એ મહિમા ઈશ્વરના મહિમાને પણ અળગો કરે એવું ભયંકર, કઢંગું રૂપ ધારણ કરતો હતો. અહલ્યાબાઈના હૃદયમાં વેદના જાગતી હતી. એને આ પાપ પોતાને આંગણે આવતું દેખાતું હતું.

પોતે પોતાનો શોક સહેવા માટે જે કામ કરી રહી હતી, તેને લોકોએ અતિ પ્રશંસામાં કેવું દેવી રૂપ આપી દીધું હતું? અને એ એક મહા પાપ હતું, એ સમજણ લોકોને હતી નહિ!

અત્યારે પણ આ મંદિર યાવત્ચંદ્ર દિવાકરૌની નામના માટે બંધાઈ રહ્યું છે, એ જ વાત બધે થતી એણે જોઈ.

પણ જડમાં જડ પથ્થર, એને ઈશ્વરના નામે જે મૂકે, તે પથ્થર, એને માટે શોક તરવાનું સાધન બને, બીજાને માટે એ પ્રાર્થનાનું ધામ બને. એ વાત ભૂલાઈ ગઈ.



એ સત્ય ભૂલાઈ ગયુ અને એને બદલે કીર્તિના સ્તમ્ભો જ સૌના મનમાં આવીને વસ્યા

અહલ્યાબાઈ પોતાનાં સ્વજનોનો શોક, અને લોકની અતિ પ્રશસાનો ભયકર પાપશોક, એ બંને વહેતાં ત્યા શાત ઊભાં રહી ગયાં હતાં, નર્મદાનાં પાણી ઉપર એમની નજર ઠરી ગઈ હતી એમને કાઈક આશ્વાસન એમાથી મળ્યુ આ નદીને કિનારે અનેક નગરો ઊગ્યાં, ફૂલ્યા અને આથમ્યાં, એમ જ આ પણ આથમી જશે, અને એનુ નામ ભૂનાઈ જઈ, છેવટે તો ઈશ્વરનો મહિમા જ રહેશે, એ વિચારકણિકા એમને કાઈક આશ્વાસન આપી ગઈ

એમની એ વિચારકણિકાની કસોટી હોય તેમ એ નર્મદાનાં નીર જોતાં હતાં ત્યાં, એક વિખ્યાત શાસ્ત્રીને એમણે પોતાની તરફ આવતો જોયો

એના હાથમા કાંઈક પોથી હતી અને એ મોએથી પણ કાંઈક બોલતો આવતો હતો

તે પાસે આવ્યો અહલ્યાબાઈ એને બે હાથ જોડીને નમ્યાં અને એ શાંતિથી સાભળવા એની સામે જોઈ રહ્યાં

શાસ્ત્રીજીએ પોથી ઉઘાડી તેમાંથી ગીર્વાણ ભાષામાં લખેના શ્લોકો બોલવા માંડ્યા

એક તો ગીર્વાણ ભાષા, શાસ્ત્રીના અત્યત શુદ્ધ સુદર ઉચ્ચાર શ્લોકબદ્ધ કાવ્યના મધુર સ્વરો, અને નર્મદાનો કિનારો !

ઘડીભર તો લાગ્યુ કે જાણે દેવવાણીમાં આકાશ પોતે બોલી રહ્યુ છે !

પ્રશસા પૂરી થઈ એમાં અહલ્યાબાઈને દેવી તુલ્ય ગણીને પુષ્પોના ઢગની વચ્ચે મૂર્તિરૂપે મૂકયા હતા વાંચનાર સાંભળનાર સૌના દિલમા એ વાણીના મધુર પડઘા હજી પણ ઊઠતા હતા

એવી સરસ એ વાણી હતી

પથ્થર કરતાં પણ વધારે ટકનારા શબ્દોના કારણ જોઈને સૌ ડોલી ગયા હતા

હમણાં મહારાણી અહલ્યાબાઈ આ બ્રાહ્મણને નવાજી દેશે એવી આનદભરી આશા સૌમાં પ્રગટી હતી

મહારાણી અહલ્યાબાઈએ શાસ્ત્રીજીને બે હાથ જોડીને ફરીને નમસ્કાર કર્યાં અને પછી ધીમે શાંત દઢ અવાજે કહ્યુ 'માણસની સ્તુતિ માણસ કરે ત્યારે પાપ ઊભુ થાય છે શાસ્ત્રીજી ! આ ગ્રથ મને આપો

શાસ્ત્રીજીએ ગ્રથ અહલ્યાબાઈના હાથમા આપ્યો તેમણે તરત એક પરિચારકને કહ્યુ 'આ ગ્રથને નર્મદાના જળમા પધરાવી દે ! એકદમ દોડ, જા !'

સૌ જોતા રહ્યા ને પોતાની પ્રશસાનો એ મહા ગ્રથ અહલ્યાબાઈએ જળમાં પધરાવી દીધો

પછી બે હાથ જોડીને શાસ્ત્રીજીને વિનતી કરી કોઈ ઈશ્વરી મહિમાનો ગ્રથ લખીને લાવો, શાસ્ત્રીજી ! માણસનો મહિમા માણસ ગાય, એમાથી તો છેવટે એક વધુ પાપ દુનિયામાં આવે ! માણસનો મહિમા ગાનારો પાપી છે પણ એ મહિમાને જાણીજોઈને પોતાના જમાનામાં ફેલાવા દેનારો, મહા પાપી છે !

અહલ્યાબાઈની વાણી સાભળીને સૌનાં માથાં નીચે નમી ગયાં

'હુ મદિરો બધાવુ છુ—મારી નામના માટે નહિ મારો શોક ભૂનવા માટે શોક ભૂનવાનાં બીજા પણ સાધન છે તેનો પણ હુ ઉપયોગ કરુ છુ આ એક વધુ સુદર સાધન છે, તેનો પણ ઉપયોગ કરુ છુ

કારણ કે શોક, ઈશ્વર માણસને એટલા માટે આપે છે કે, એના દ્વારા એ વધુ સુદર વધુ પવિત્ર બને માણસ જાતને આનદ કરતા વધુ મોટી ભેટ શોકની મળી છે '

ભગવતી નર્મદાના જળ આ વાણીને સાંભળતા ડોલી ઊઠ્યા

દ૦ બા૦ કાલેલકર

# શ્રેષ્ઠ વરદાન

કોઈ સંપાદકે લેખ માગ્યો. જવાબમાં કાકાસાહેબે વિષય પૂછ્યો. પોતે જ વિષય પસંદ કરીને લખી આપે તેવો સંપાદકે આગ્રહ રાખ્યો. ત્યારે બરાબર તે જ વિચારને અનુરૂપ ઉપનિષદની આ સુંદર નાની વાર્તા યાદ આવી. મંગલપ્રભાતમાંથી અનુવાદ કરી તે અહીં મૂકે છે........

દિવોદાસનો પુત્ર પ્રતર્દન એક બળવાન ક્ષત્રિય રાજા હતો. દુનિયાભરના પીડિત લોકોને તો એ મદદ કરતો જ હતો. પણ જરૂરને વખતે દેવોના રાજા ઈન્દ્રને પણ એની મદદ મળતી. એક વાર એક લડાઈમાં પોતાની તાકાત બતાવીને એણે ઈન્દ્રને સંતુષ્ટ કર્યા. સંતોષ પામેલા ઈન્દ્રે તેનું બહુમાન કરવાના ઈરાદાથી તેને પોતાના ભવ્ય મહેલમાં બોલાવ્યો. દેવરાજે પ્રતર્દનનું દરેક રીતે ઠાઠમાઠથી સ્વાગત કરતાં કહ્યું: 'હું તને વરદાન આપું છું. જે જોઈએ તે માગી લે.'

પ્રતર્દને કહ્યું: 'માણસને માટે જે હિતકારી હોય છે તે જ આપ મારા માટે પસંદ કરો.'

ઈન્દ્રે વાંધો લીધો: 'વરદાન ક્યાંય કોઇ બીજો માણસ પસંદ કરે ખરો? પોતે પસંદ કરે એનું જ નામ વરદાન. પોતાને શું જોઇએ છે એ બીજા શી રીતે જાણે? એટલે માણસે પોતે જ માગી લેવું જોઈએ. એ જ યોગ્ય છે.'

પ્રતર્દન એટલાથી કાંઈ હારી જાય એવો થોડો હતો! તેણે દેવરાજને કહ્યું: 'ભગવાન, મેં માન્યું કે આપ સત્ય-વ્રત છો. આપ મને વરદાન આપવાવાળા છો. "વર" નો અર્થ છે શ્રેષ્ઠ. જે સૌથી શ્રેષ્ઠ છે એ જ મને આપવા માટે આપ બંધાયેલા છો માણસને માટે સૌથી શ્રેષ્ઠ શું છે એ હું શું જાણું? જે હું માગું તે આપ આપો પણ તે આપના મનથી શ્રેષ્ઠ ન હોય તો આપને શ્રેષ્ઠ ન આપ્યા જેવું લાગે. આપે તો મને શ્રેષ્ઠ આપવાનું વચન આપ્યું છે.'

સત્યરૂપી ઈન્દ્ર આથી પરાજિત થયા, ઉપનિષદ્કાર કહે છે, सत्यंहि अिन्द्रः।

છેવટે ઈન્દ્રને જ પ્રતર્દનને માટે વરદાન પસંદ કરવું પડ્યું. ઈન્દ્રે કહ્યું: 'હે પ્રતર્દન! તું મને જ ઓળખ. મને, સત્યને ઓળખવું એ જ માણસને માટે સૌથી વધુ હિતવાળું છે. જે સત્યને વળગી રહે છે એને પાપ નથી લાગતું. એને ક્યારેય પશ્ચાત્તાપ નથી કરવો પડતો.



એક માણસે ઊભા થઈ ને કહ્યું, 'આમારા ગામમાં એક વિદ્વાન હતો. તે એમ કહેતો કે વિદ્વાનોના ત્રણ પ્રકાર છે, પણ એક પ્રકારને, બીજાના કરતા ઊંચો ગણવાની વાત શરૂ થઈ, ત્યારથી વિદ્વાનો ગયા. નહિતર અમારો આખો દેશ વિદ્વાનોનો બનેલો હતો અને એમાં દરેક વિદ્વાન મોટામાં મોટો હતો. એમાં નાના મોટાના કોઈ ભેદ જ નહોતા.'

—ધૂમકેતુ [ નવા પુસ્તક 'જ્ઞાનકુંજ'માં ]



પન્નાલાલ પટેલ

# પ્રેમ-પત્ર

બીજાની દેખાદેખીથી આત્મવંચના કરી બેસનાર કેટલીય વ્યક્તિઓ આપણી ઉછરતી પેઢીમાંથી મળી આવશે. આ આખી વાર્તામાં એ વૃત્તિ કેટલી બધી બળવત્તર બનતી જાય છે—વાર્તા પૂરી થાય છે ત્યારે તો જાણે શિરોય પહોંચતી આત્મવંચના બધું છતું કરી દે છે.........

'જાને પદમા વાંચને? કાલ તો પરીક્ષા છે ને તું ત્રણ વર્ષેય મેટ્રિકમાંથી નીકળીશ કે નહિ?'

'પરીક્ષા તો આપણે બધાયને છે. બીજાને કો'છો ને તમે કેમ નથી વાંચતા?' કહી પદમા મંજરી તરફ આંખો માંડી એની જાડી ટૂંકી ગરદન હલાવી રહી. ટૂંકા કપાળ પર ભવાં ચઢાવી પૂછી રહી.

મંજરીની આસપાસ બેઠેલી પેલી ચાર પાંચ છોકરીઓ—કોઈ આંખો વાટે તો કોઈ હોઠ દ્વારાયે પદમા તરફની ચીઢ ઠાલવવા લાગી એકે તો છણકા સાથે કહ્યું પણ ખરું: 'પદમા તો મને દીઠી નથી ગમતી!'

આ સાથે જ બાકીનીય બોલી ઊઠી. 'મનેય બેન કે'વું પડે છે પણ સાચમુચ ભુથ્થડ જેવી છે. કોઈ વાતે સમજતી જ નથી ને!'

ખુરશી ઉપર ઘોડો કરીને બેઠેલી પદમા ચિઢાવાને બદલે હસી રહી. ડોકું હલાવી રહી. બે પાંચ ક્ષણ પછી ઠંડે કલેજે બોલી: 'શાની ગમે પદમા તમને! તમે કો' એમ કરે તો—'

મંજરી ઊભી થઈ પદમાને બાથમાં લેતી હોય તેમ બાવડે હાથ રાખતાં કહ્યું: 'મારી બેન નહિ પદમા!—'

'ઉંહુ, હુ ઊઠવાની જ નથી ને મંજરીબેન.'

'બસ પદમા! મારું કહ્યું ય નહિ માને? તારી મોટી બેનનું કહ્યું?'

'એક શરતે; તમે આ બે દિવસથી ગુસપુસ શું કરો છો એ કો' તો જ.'

'મેં તને કહ્યું ને કે અમે પરીક્ષા પૂરી કર્યા પછી 'ટ્રીપ' પર જવાનું વિચારીએ છીએ.'

'ઉં...હું' પદમા એનું જાડું ઠીંગણું શરીર હલાવી રહી, 'એ વાત છે જ નહિ ને.'

'તો શું છે? તું જ કે'ને!' ટોળીમાંથી એક વળી ચિઢાઈ ઊઠી. 'કહી દઉં, હે મંજરીબેન?'

'કહી દે. પણ જો ધીમેથી; મારા કાનમાં—' અને મંજરીએ એની પાતળી દેહ-લતા જરાક નમાવી

'પ્રેમ-પત્રોની.' કહી પદમા મોંમાંથી મધુ ટપકી પડવાની બીક હોય તેમ હોઠોને બીડી રહી. પેલી છોકરીઓ તરફ નજર નાખતાં ડોકું, અંગ—અરે ખુરશીય હલાવી રહી: 'કેમ સાચી વાત ને મંગળા બેન? જાણી ગઈ ને પદમા?'

'શાના પ્રેમ-પત્રો વળી?' મંગળા જાણે કંઈ જાણતી જ ન હોય તેમ બીજી છોકરીઓ તરફ જોવા લાગી, પૂછવા લાગી: 'હે 'લી મધુરી! આ પદમા શું બકે છે?'

'કોણ જાણે!' મધુરીએ હસતાં હસતાં કહ્યું.

'મધુરીને શું પૂછે છે? મને પૂછને? કહી દઉં મંજરીબેન?'

'તું તો બહુ બૂમો પાડે છે! હું કંઈ બે'રી નથી, ધીમેથી, બરાબર મારા કાનમાં કે' જોઉં.' મંજરીએ પદમાના મો આગળ કાન માંડ્યો.

એક તો પદમાનો અવાજ જરાક જાડો, એમાં વળી વાત જાણતી હતી એ આનંદનો ઉછાળો, ત્રીજું ભળ્યું હાસ્ય. પદમા ઘણું ય ધીમુ બોલવા ગઈ પણ તો ય પેલી છોકરીઓએ તો ચોખ્ખું સાંભળ્યું: 'તમે બધાં તમારા પેલા પ્રેમ-પત્રો—નહિ એક વાર સુપ્રિન્ટેન્ડેન્ટ પેટીઓમાંથી કઢાવી—'

'એ તો આખું છાત્રાલય જાણે છે.' કહી મંજરી ઊભી થઈ ગઈ.



'હા પણ,' પદમા ય ઊભી થઈ. ઊંચી પાનીઓ કરતાં મંજરીના કાનમાં બોલી : 'તમે પાછાં ચોરી લાવવા કહો છો એ તો કોઈ નથી જાણતું ને!' અને ખુશખુશાલ થઈ ઊઠી, જાણે નાચતી હોય તેમ ઘૂમાઘૂમ કરતાં બોલી: 'કેમ જાણું છું ને મંજરીબેન, ના કે'તી'તી ને,-મંગળા, પૂછ મંજરી-બેનને. કે'યે પદમા જાણે છે કે નઈ?' ઓછું હોય તેમ વળી એ ડોક, બદન ને આંખો નચાવી રહી.

અને એ સુંદર લાગતાં પાંચ સાતેય ઘાટીલાં મોં ઉપર શોકની, અણગમાની કાળી વાદળી ફરી વળી. એક બે આંટા માર્યા પછી મંજરી એ લોક સામે આવી, ઊભી, પૂછ્યું : 'પદમા જાણે છે તો શું થઈ ગયું? એ કોઈને કે'શે નહિ કંઈ.' અને એ પદમા તરફ ફરી, 'કેમ પદમા.' એને બાથમાં બારી તરફ લઈ ગઈ.

પણ પેલી છોકરીઓને તો એક તલભાર વિશ્વાસ ન હતો. અંદરોઅંદર કહ્યું પણ ખરું : 'મંજરીને ખબર નથી કે એ સિસ્ટરની કેટલી લાડકી છે. અરે એણે જ ચાડી કરીને આપણા કાગળો લેવડાવી લીધા.'

'સાચી વાત છે. માંયની માંય અને બા'રની બા'ર,' મંગળા બોલી.

'હું તો તને પે'લેથી જ કે'તી'તી કે પદમાને કોઈ ખાનગી કાગળ ન વંચાવવો પણ તું તો ઉલટી સામેથી વંચાવવા દોડતી.' મધુરીએ કહ્યું.

'આય વાત કરે છે તે!' કરી મંગળાએ જોડેની છોક-રીને પક્ષમાં લીધી : 'આપણને કંઈ ખબર હતી ચારુ કે પદમા આમ કરશે?'

'છોડને વાત. એણીએ તો મારાય ઘણા કાગળ વાંચ્યા છે.'

'પોતાને કોઈ ન ચાહે એટલે બીજાનું ય બગાડી આપવું? પન એમાં આપન સું કરીએ ભઈ! કંઈ કોઈને કેવા ઓછું જવાય છ કે પદમાને ચાહો? તો ય મેં તો—એ મારી પાછળ પડી એટલે ભલા-મન કરી જોઈ—એના પ્રેમીને સ્તો—પન આપણ નથી સાંભળતાં, આખીય હાઈસ્કૂલ એને 'રિંગતું રિંગતું' જ કરે છ ને?' આ બધાયમાં કંઈક નાની લાગતી, યૌવનને ઉંબરે ય હજુ નહોતી પહોંચી એવી પીલુએ વાત કરી.

પીલુની વાત કંઈ સાવ ખોટી ન હતી, બલકે નેવું ટકા સાચી હતી. યૌવન તરફ ધમધોકાર ધસ્યે જતી પદમા માટે પ્રેમ એ કોઈ અલૌકિક બાબત હતી. ક્લાસમાં કોઈ વધારે માર્ક્સ લઈ જાય કે હોંશિયારી દેખાડી જાય, માસ્તરની કોઈના ઉપર મહેરબાની ઊતરી પડે કે રમતમાં કોઈ ઇનામ જીતી જાય એ કોઈના ઉપર એને તલભાર પણ ઈર્ષા નો'તી. પરંતુ જો કોઈ છોકરીને છોકરા સાથે વાત કરતી દેખી જતી તો પદમા બળી જ ઊઠતી—માત્ર રાખ થવી જ બાકી રહેતી. સમોવડી છોકરીઓને એણે પ્રેમ વિષે ઘણા ઘણા સવાલ પૂછ્યા હતા ને એ પ્રમાણે ઘણા તરીકા અજમાવ્યા હતા; પણ અત્યાર સુધી મૅટ્રિકમાં ત્રણ વર્ષ કુટાવા છતાંય એકેય છોકરો એના પ્રેમમાં પડ્યો ન હતો, કાગળની એક ચબરખી સુદ્ધાં ય કોઈએ નહોતી લખી!

પણ આમાં વાંક તો પદમાનો જ હતો. એને ભલે કોઈ સુંદર ન કહે, બાકી કદરૂપી તો ન જ કહી શકે. કદે ભલે ઠીંગણી હતી, રંગે ભીને વાન હતી એ ય સાચું, પણ સામી બાજુ એના અંગપ્રત્યંગમાં જાણે કોઈ આંબડી* મંજરીએ મોરી! લચી પડી! અને ડાકલા વગાડતી યુવાની તરફ ધપ્યે જતા છોકરાઓ માટે આ કંઈ કમ—ઓછું ન હતું. પણ વાંક તો પદમાનો પોતાનો જ હતો! એની તરફ આકર્ષાતાં મશ્કરી કરતા છોકરાઓ સામે એ બહેન-પણી આગળ ફરિયાદ નોંધાવતી : 'અરે એ તો મશ્કરી કરતો હતો—'

* આંબડી=નાનો, ઉછરતો આંબો





મધુરી-મંજરી તો નવાઈ સાથે હસી જ પડતી: 'ત્યારે શું કરે ગાંડી?' અને બબડતી: 'આય ચક્કર જ છે ને?'

પદમાને ચીઢ ચઢતી: 'જા જા હવે. એવી ગંદી મશ્કરી તે હોય વળી.'

જો કે મધુરી મંજરીએ તો આનો વિરોધ છતો ન કર્યો, બલકે પદમાની જ ગાડી પકડી, પણ એક વાર પીલુએ આ ફરિયાદ સામે કહી નાખ્યું: 'સાની ગંદી હવે! કોઈએ કંઈ ગાળબેર તો નહિ દીધી હોય ને!'

'ગાળ જ ને? આંખથી ઇશારો કરે—ને એક તો વળી મને સંભળાવવા કવિતાનાં ટાયલાં જ કરતો હતો.'

પીલુ તો કવિતાનુ નામ સાંભળીને જ ટટાર થઈ બેઠી: 'બોલ. જોઉં છે યાદ?'

'શું, કપ્પાળ બોલું? "વાલલિયે વાત કરી: આવે વસંત! આવે વસંત!" આવું આવું.'

પીલુ હતાશ થઈ ઊઠી, જાણે આ અભાગણીએ મણિને પથ્થર સમજી ફેંકી ન દીધો હોય! બોલી: 'અરે બાપા! આને તું ટાયલાં કેંતી હોય તો પ્રેમથી હાથ જ ધોઈ નાખવા બે'તર છ.' ક્ષણભર ચૂપ રહ્યા પછી કહ્યું, 'તારે એ કવિ તરફ જરાક હસવું તો હતું, પાગલ!'

'લે રે'વા દે રે'વા હવે. તમારા કોઈના કાગળમાં તો આવું ગંદું કંઈ નથી આવતું. પેલી મંજરી-બેનના કાગળે ય મેં વાંચ્યા છે ને એમાં ય કોઈ કોઈ ઠેકાણે કવિતા હોય છે પણ એ તો નાનાલાલ જેવા કવિની, એ ઘડી દિલ હાલી જાય એવી.'

'એમ? મંજરીનો પ્રેમી એવો રસિક છે એમ?'

'ને તારો પ્રેમીય ક્યાં કમ છે? મેં તારા કાગળ ન વાંચ્યા હોય તો ને!'

સાચી વાત હતી. આ પ્રેમમાં પડેલી છોકરીઓએ તો પોતાના જ કાગળ વાંચ્યા હતા, પણ પદમા તો એ બધાંયના વાંચતી; કોઈથી લાડ કરીને તો કોઈને વળી ધમકાવતીય ખરી: 'વાંચવા દે, નહિ તો સિસ્ટરને જ કહી આવીશ; આખી બોર્ડિંગમાં ઉહાપોહ કરી મૂકીશ.'

અને પદમા એ કાગળો કોઈ અવર્ણનીય આનંદ સાથે વાંચતી, લાગણીઓમાં એટલી બધી ડૂબી જતી કે જાણે એ કાગળ એને જ ઉદ્દેશીને ન લખાયો હોય! મંજરી જેવીનો કાગળ તો એ ફરવા ટાણે સાથે લઈ જતી. કોઈ વાડ ઓથે કે ઝાડ નીચે બેસીને અનેક વાર વાંચતી. ભાન ભૂલી જતી ને રાચ્યા કરતી. મંજરીનો કાગળ છે એ ખ્યાલ આવતાં નિઃશ્વાસ નાખતી. કોઈ વાર તો અકળામણનાં આંસુય સારી લેતી!

બીજી બધી છોકરીઓ પદમાને જમ જેવી દેખતી. પીલુને એ થોડીક ગમતી પણ તેય પોતાની પ્રેમ કથામાં રસ લેતી હતી માટે.

હા, એક મંજરીને એને માટે દુઃખ થતું હતું. પણ કરે શું! પોતે જો છોકરીને બદલે છોકરો હોત તો એને ચાહત—અઠવાડિયાને બદલે દરરોજનો પ્રેમ-પત્ર લખત! મંજરીને એક વાર વિચાર આવ્યો, પદમાને કોઈ છોકરાને નામે પત્ર લખવાનો—પણ પરિણામનો ખ્યાલ કરતાં હિંમત ન ચાલી: 'પેલી યમુનાને કોઈએ લખ્યો હતો જ ને? વાત ખુલ્લી પડતાં કેટલી બે-આની થઈ. બિચારીને છાત્રાલય છોડયે જ છૂટકો થયો!' અને મંજરીએ પત્ર લખવાને બદલે ઉલટાની એને ચેતવી 'જો ગાંડી પ્રેમ-પત્ર પ્રેમ-પત્ર કરીને ક્યાંય બની જતી આ છોકરીઓને તું કેમ ન સમજતી.'

પણ પદમાના મનમાં તો આમ હતું: 'બનાવવા પૂરતુંય કોઈ પ્રેમ-પત્ર લખે છે! લખનાર કે'વાની નથી કે મેં લખ્યો છે: એટલે બીજી છોકરીઓ તો માનશે જ ને કે પદમાય કોઈના પ્રેમમાં પડી છે!'

અને જો પેલી સુપ્રિન્ટેન્ડેન્ટ એટલી કડક ન હોત તો

મંગળા મધુરી પીલુ વગેરેમાંથી કોઈ લખતેય ખરું. એ લોકો તો અત્યારેય એ જ વિચારી રહ્યાં હતાં: 'આ રિંગણાને કોઈએ કાગળ લખ્યો હોત તો એના મોંએય ડૂચો દેવાઈ જાત ને?'

મધુરીની વચ્ચે મંગળા બોલી ઊઠી: 'વાત તો સાચી છે. સિસ્ટરેય સમજી જાત કે પદ્મા પણ આપણા જેવી છે.'

પીલુ ખુશ થઈ ઊઠી: 'અરે પછી તો એ જ આપના બધાના કાગજ લાવી દેત. એક એને ખબર પડવી જોઈએ કે એનો કાગજ પણ સિસ્ટર પાસે સપડાયો છ. ને સિસ્ટર એને આપે એમાં ભૂલેય નહિ.'

'વાત તો સાચી છે. એ 'ઘેલી'ને કરીશું એવું?' અત્યાર સુધી લગભગ ચૂપ રહેલી—પ્રેમની નવી જ શરૂઆતવાળી બાકીની બે છોકરીઓય ખુશ થઈ ઊઠી, 'પદ્માનો કાગળ સપડાશે તો એ સિસ્ટરને અસ્ટમ-પસ્ટમ ભણાવીને ય લઈ આવશે'

'તો પછી આપનનેય જોર કરતાં ફાવસે, કાયદા પરમાને આપનનેય આપના કાગજ આપવા પડશે.'

અને એ લોકોએ પદ્માને કાગળ લખવાનું નક્કી કર્યું: પીલુ લખે, મધુરી કવર આપે, ને મંગળા ટપાલમાં નાખી આવે. એક માત્ર મંજરીની સંમતિ જ બાકી હતી.

ત્યાં તો પદ્મા પાસેથી છૂટી થતી મંજરીએ એ જ સમાચાર આપ્યા: 'લો! સાંભળો, મધુરી; પદ્માબેનની ય એ જ મહોકાણ છે. એમનો ય એક કાગળ સિસ્ટરે કબજે કર્યો છે.'

ક્ષણભર તો એ લોકો માની જ ન શક્યાં. મંજરી સ્વગત બોલતી હોય તેમ પદ્મા તરફ કતરાતી નજર નાખતાં બોલી: 'મને આ બે દિવસથી વહેમ તો પડ્યો કે પદ્મા, પહેલાંની પદ્મા નથી રહી. કંઈક છે! તે સિવાય આટલી બધી ખીલે નહિ તો?'

'સાચી વાત પદ્મા?' પીલુ ઊભી થઈ ગઈ. શરમને લીધે ઘેરા લાલ રંગે રંગાઈ ગયેલા પદ્માના મોંને ઊંચું કરતાં વળી કહ્યું: 'મારા સમ જો સાચું ન કહે તો!'

'અરે એની આંખો જ જો ને! એને શું પૂછે છે પીલુ?' મંજરીએ કહ્યું: 'લે આમ આવ, ચાલ પદ્મા. હવે તો તારેય અમારી સાથે બેસવું પડશે.' જ્યારે પીલુ તો એને ખેંચી જ લાવી, જાણે શરમાતી સંકોચાતી કન્યાને ચોરીમાં ન લઈ આવતી હોય!

'જુવો,' મંજરીએ શરૂઆત કરી: 'આપણે તાળું ઉઘાડવાની કે ચોરી કરવાની કંઈ જ જરૂર નથી. ખુદ પદ્મા જ એ કામ કરી લાવશે.'

મધુરી બોલી: 'હા પણ ક્યારે? આજે જ?'

'એક બે દિવસમાં' મંજરીએ કહ્યું.

'આજ કાલમાં લાવે તો ખરું નહિ તો—સિસ્ટર છે હૃદય વગરની. એ કે' છે એમ જ કરશે—' પીલુએ મંગળાને અનુમોદન આપ્યું, 'સાચી વાત છે. એક તરફથી આપન ઘરે પહોંચીશું ને સામી બાજુથી આપના વાલીઓને આપના પ્રેમ-પત્રો મલસે! સું સરસ છ જો!'

'સાળીએ ગોઠવ્યું છે કેવું!' મધુરીથી બોલી જવાયું. અને પછી તો સૌ કોઈ પોતપોતાની પેલી ભાવિ પરિસ્થિતિ ગાઈ રહ્યાં। 'મને તો મારા મોટાભાઈ બોલશે સુદ્ધાં નહીં'...'અરે મારા બાપુ તો ઘરમાં જ નહિ પેસવા દે ને!' 'તમારે તો ગમે તેમ પણ માબાપ છે, જ્યારે મારે તો વડીલ છે પારકી જણી (ભાભી)!' મંજરી છેલ્લે બોલી.

સૌ બોલ્યા પછી પદ્મા કેમ છાની રહે: 'તમે બધાં તો ઠીક પણ મને ક્યાં સૂઝ્યું કે આ ઘેર જવાને ટાણે—'

મધુરી બોલી ઊઠી: 'તેં તો હાથે કરીને—'

પદ્માનું મોં ફટ કરતુંકને કરમાઈ ગયું, તડૂકી ઊઠી, 'જો મધુરી તું ચઢાવે છે પણ—' આગળ એનાથી બોલી જ ન શકાયું.



પદ્માનો રોષ જોઈ સૌ કોઈ ક્ષણભર વિચારમાં પડી ગયાં, સમજી જ ન શક્યાં કે પદ્મા ગુસ્સે કેમ થઇ ગઈ, એ કહેવા શું માગે છે?

આ બધામાં એક મંજરી જ કંઈક કળી ગઈ. પેલા લોકો સવાલ પૂછે કે પદ્મા કંઈક આગળ બોલે તે પહેલાં તો એણે ખડખડાટ હાસ્ય કરતાં જાણે ડોલમ-ડોલ નાવડાનું સુકાન જ ફેરવી નાખ્યું, 'હી. હી. હી... અરે તમે બધાં જ ગાંડાં ગાંડાં છો. પદ્મા બિચારી સાચું કે' છે. તમારા બધાંના કાગળો આવે એ કંઈ નહિ ને એનો આ એક આવ્યો એવો આ મધુરી—' આ પળે સૌ કોઈને મધુરી દોષિત લાગી.

'પણ હું શું કહું છું એ તો સાંભળો?' મધુરીએ બચાવ કર્યો, 'હું એમ કહું છું કે પદ્માએ જો આપણ કોઈને વાત કરી રાખી હોત તો એનો કાગળ ટપાલી પાસેથી આ બારોબાર જ ન ઊડાવી લેત!'

'હાં! ત્યારે એમ કે'ને.' કહી મંજરી હસી રહી, સાથે બીજી છોકરીઓયે જ્યારે હસી ઊઠેલી પદ્મા તો કહેવા પણ ગઈ, 'ત્યારે હું તો એમ સમજી કે—'

વળી મંજરી બોલી ઊઠી, 'લો મરવા દો એ વાત હવે. આપણે મૂળ વાત જ કરો. જો મધુરી, પદ્માનો આજકાલમાં બીજો કાગળેય આવે કદાચ, એટલે તારે ટપાલીને કહી રાખવાનું કે—'

'અરે બિચારો એ તો આપનો દાસ છે, હું એને કહી રાખીસ.'

'તો બસ. ને જો પદ્મા તારે આપણા એ કાગળો આજ ન બને તો કાલ, પણ મોડામાં મોડા કાલ રાત સુધીમાં લાવી આપવાના!'

'જરૂર. ભેગો મારો કાગળેય છે તે આજ રાતે જ લઈ આવીશ.'

મંજરી ઊભી થઈ, 'લો ચાલો તમે બધાં પોત-પોતાના રૂમમાં ચાલ્યાં જાઓ. સિસ્ટર આવવાનાં છે હવે.'

પદ્માએ વળી મંગળા મધુરી પીલુને યાદ દેવરાવ્યું: 'મારો કાગળ લઈ લેવાનો પણ.'

'આવશે તો ને!'

'જરૂર આવવાનો છે.' પદ્માનો આનંદ માતો ન હતો.

'તો એ લોકો જરૂર લઈ લેશે, ગાંડી!' મંજરીએ કહ્યું.

'અરે હું ચોપડી લઈને બગીચામાં જ બેસું છું. પછી તો બસ ને!' અને પદ્માને ટપલી મારી પીલુ ચાલતી થઈ.

મંજરીએ પાછળ રહેલી પદ્માનેય કાઢી: 'તું કેમ ઊભી છે! પ્રેમમાં પડી છે, હવે તો વાંચ જરા!

જો કે પદ્માની ઇચ્છા હજુ ય જવાની ન હતી પરંતુ મંજરી ચોપડીમાં ડૂબકી મારી ગઇ. એને જવું જ પડ્યું. પણ તેય પીલુ પાસે જઈ બેઠી.

થોડીક વારમાં ટપાલી છાત્રાલયના એ વિશાળ બગીચામાં દાખલ થયો. બાજુના મંડપની ઓથેથી પીલુએ બોલાવ્યો 'સી...સ!'

પણ એણે નકારાત્મક ડોકું હલાવ્યું. પીલુ પાસે દોડી ગઈ: 'પદ્મા પંચોલીનો?'

ટપાલીએ નોટો ગણતા બેન્કરની જેમ પહેલા પંદર વીસ કાગળ ગણી નાખ્યા. એક કવર બહાર કાઢ્યું. આપવા જતાં કંઈક કહે તે પહેલાં તો પીલુએ કાગળ લેતાં કહી દીધુ: 'ચાર આના કાલ.' અને ચાલતી થઈ. કાગળ વાંચતી પદ્માના આનંદનું પૂછવું જ શું! એ પૂરો કરે તે પહેલાં તો પીલુએ પાંચ વાર માગણી કરી: 'મને તો વંચાવ! જોઉં તો ખરી તારો પ્રેમી કેવુંક લખે છે. અમે કેમ વંચાવતાં હતાં તમને!'

'લે વાંચ ભાઈ. પણ કોઈને કે'વાનું નહિ!'

પરંતુ કે'વાની જરૂર જ ક્યાં હતી? ટપાલીને જોઈને જ મંગળા મધુરી ત્યાં ટપકી આવ્યાં.

અને કાગળ વાંચ્યા પછી ત્રણેય જણ પદ્માની અદેખાઈ કરતાં હોય તેમ બોલ્યાં: 'કેટલો સુંદર, કાગળ

લખ્યો છે! કે' તો ખરી 'લી આ કાગળ લખનાર છે કોણ?'

પણ પદમા તો જવાબ આપવાના બહાને કાગળ આંચકી લેતીકને ફરાર જાણે પારેવડું ઊડી ગયું.

જ્યારે પેલાં ત્રણ આ કાગળ લખનારની અટકળ કરી રહ્યાં. પા કલાકની માથાકૂટ પછી સહમત થયાં: 'નક્કી એ નવા માસ્તર વગર બીજો કોઈ હોઈ જ ન શકે. લેખકના જેવો જ આ કાગળ છે. અક્ષરેય એવા જ છે.'

પીલુએ તો પદમાના ટેસ્ટનાં વખાણ કર્યાં: 'આપન એની મશ્કરી કરતાં 'તાં પણ સાચે જ—પદમાનો તેસ્ટ પેલેથી જ ઊંચો છ. છોકરાઓની મશ્કરીને એ હંમેશા તાયલાં જ કહેતી.'

અને સાંજ ટાણે ફરવા નીકળ્યાં ત્યારે તો પદમાને એટલી બધી ચિઢવી કે બિચારી હેરાન થઈ ઊઠી. પાછા ફરતી વખતે મંજરીએ કહ્યું એ કંઈ જ ખોટું ન હતું: 'પદમા, આજના દિવસમાં જ તારું પાંચ શેર વજન વધ્યું હશે!'

'હા, પણ હવે આપણા પેલા કાગળ લાવતાં દસ શેર ઘટી જશે.' મધુરીએ મતલબની વાત કાઢી.

પણ ન કાઢી હોત તો ય પદમા તો લાવી આપવાની જ હતી. જમીને સીધી જ સિસ્ટરની રૂમમાં ગઈ. મંજરીએ શિખવાડ્યું હતું એ પ્રમાણે લાડ સાથે વિનંતિ કરી: 'પેલાં બધાં કે' છે કે અમારા કાગળ આપો તો જ કાલે પરીક્ષામાં કંઈક લખાય; નહીં તો સિસ્ટર, મંજરીબેન તો કે' છે મારે તો પરીક્ષામાં બેસવું જ નથી.'

પણ સાચું પૂછો તો એ બધી સિસ્ટરને ખાલી ધમકી હતી. અને તેથી જ તો એણે એ છોકરીઓને બોલાવીને એક લાંબા લેક્ચર પછી સૌ સૌના પત્રો આપી દીધા ને? એક પત્ર ન આપ્યો પદમાને, બે દિવસ પર આવ્યો હતો તે. 'તમારા બધામાં જો પ્રેમપત્ર હોય તો એક આપણી આ ઘેલીનો જ. તમે જાઓ, મારે આ ઘેલીને થોડુંક પૂછવું છે.' પીલુએ તો બહાર નીકળ્યા પછી મંજરી વગેરેને કહ્યું પણ ખરું: 'ભોલી પદમાનો પ્રેમી સિસ્તર ઝુંટવી ન લે તો સારું!'

આ રસહીણ લાગતી સિસ્ટરને પ્રેમમાં રસ લેતી જોઈને સૌ કોઈને નવાઈ તો લાગી જ હતી. અને તેથી જ ત્યારે એ પાંચ સાતે ય છોકરીઓ પદમાની રાહ જોતી ઓસરીની પેલી બાજુ ઊભી હતી ને!

ત્યાં તો પદમા હાથમાં પેલો કાગળ નચાવતી આવી લાગી. મંજરી, મધુરી, પીલુ, મંગળા વગેરેએ એને ઘેરી લીધી: 'શું કે'તાં 'તાં સિસ્ટર?'

'કપ્પાળ એમનું! મને કે' છે તું ય આખર પ્રેમમાં પડી! ને પછી તો મને કે' છે કોણ છે આ કાગળનો લખનાર એ બતાવ!'

'હું કે'તી જ હતી ને?' પીલુ બોલી ઊઠી.

'પછી તેં શું કહ્યું?' મંજરીએ સવાલ કર્યો.

'હું દેખાડતી હઈશ વળી? અસ્ટમ્ પસ્ટમ્ ભણાવીને છૂ...' અને આ છૂ... સાથે ત્યાંથી ય પદમા છૂ થઈ ગઈ.

મંજરી તો વિચારમાં જ પડી ગઈ: 'આ છોકરી બધાંને બનાવે છે કે ખુદ બને છે?'

પરીક્ષાના દિવસો હતા છતાંય સમય બગાડીને મંજરીએ એને ઉલટ પાલટ સવાલ કર્યા પણ પદમા મોં ખોલીને જવાબ આપે તો ને?

'અરે ગાંડી! આ આજ છેલ્લો દિવસ છે. ફરી પાછાં ક્યાં મળીશું? તું તારો પ્રેમી તો દેખાડ એક વાર, પદમા. હું તો નહિ લઈ લઉં તો.'

એકાદ બે પળ ચૂપ રહ્યા પછી પદમાએ કહ્યું: 'અચ્છા તો કાલ રાતે મેલ પર તને પહોંચાડવા આવીશ ત્યારે.'

મંજરી તો ઉલટી વધારે વિચારમાં પડી ગઈ, પણ

મન મનાવ્યું: 'ખેર, કાલ જે હશે તે ખબર પડી જશે.'

અને બીજે દિવસે તો સવારથી માંડીને તે છેક—જવા નીકળી ત્યાં સુધી મંજરીએ કહ્યા કર્યું : 'જોજે હોં, પદમા, સ્ટેશન ઉપર હું તમારા બેઉની રાહ જોઈશ !'

બીજી સાહેલીઓને ય કોણ જાણે ક્યાંથી ખબર પડી. એને વિનતિ કરી : 'ને અમને નહિ કે ? નહિ લઈ લઈએ તો તારા પ્રિયતમને.'

પદમા ઉદાર બની ને એમનેય હા ભણી. 'પણ જુવો, તમે બધાં એક જ ડબ્બામાં બેસજો ભઈ: ડબ્બે ડબ્બે ફરતાં મને શરમ આવશે.' વાત સાચી હતી. અત્યારે ઉલ્લેખ કરતાં જ પદમાના એ ભીના વાન પર શરમની ઘેરી ટશરો ફૂટી નીકળી હતી.

મંજરી તો મુંઝવાતી જ ચાલી; મન મનાવ્યું: 'ચાલો કલાક પછી જે હશે એ સમજાઈ જશે ..'

પછી શું સમજાય ! બારીમાં ડોકું કાઢી પદમાની રાહ જોઈ રહેલી મંજરી, મધુરી તો થાકી જ ગયાં અનેક તર્ક વિતર્ક કર્યો : 'જો પેલા માસ્તર જ પ્રેમમાં પડ્યા હોય તો પદમા સાથે આપણને મળવા ન પણ આવે.'

'કાં તો કોઈ પ્રેમી જ ન હોય ?'

'ને કેમ જાન્યું બેઉ જન અહીં આવવાને બદલે સિનેમા જોવા નહિ ઉપડ્યાં હોય ?'

આવી આવી અટકળોમાં પાંચ મિનિટનો ઘંટ વાગ્યો. સૌ કોઈએ આશા છોડી; અલબત્ત આંખો તો ન જ ખસેડી. અને ત્યાં તો મોટા બારણામાંથી અડધી બહાર નીકળી રહેલી પીનુ બોલી ઊઠી : 'આવી, આવી, ઓ આવે.'

વચ્ચે બેઠેલી મંગળાએય માથું ઘાલ્યું. મંજરીએ હાંક મારી : 'પદમા, પદમા, આ તરફ.'

'આ તો એકલી લાગે છે.' મધુરીએ કહ્યું.

જ્યારે મંજરીએ તો નજીક આવી ચૂકેલી પદમાને જ સવાલ પૂછ્યો : 'કેમ 'લી એકલી ?'

'ક્યાં એકલી છું ?' હૈયા પર રાખેલી ચોપડી જરા છેટી પાડતાં એ તરફ આંખો નચાવતાં પદમા બોલી 'જોઉં ?'

'આમ જ જોઈ લે ને.'

અને પદમાએ ઉઘાડીને ધરેલી એ ચોપડી—પેલી લીટી તરફ ચારે ય ચોટલા ઝુકી પડ્યા : 'પ્રિય પદમાને, સપ્રેમ'

સૌ કોઈનો મનનું પીલુ તો બોલી જ પડી : 'સખી તો માસ્તરના જેવી જ છે.'

મંજરી તો સાવ મુંઝવાઈ પડી. પણ કોને પૂછે ! ગાડી તો ચાલવા માંડી હતી.

'સાહેબજી મંજરીબેન. બધાં કાગળ લખજો ઘરને સરનામે !' વગેરે બૂમો સાથે પદમા પેલી ચોપડી હલાવી રહી, બોલી રહી : 'મંજરીબે...ન, એ...'

મંજરી મહાદેવના વાગતા ડમરુની જેમ હાલી રહેલી પદમાના હાથમાંની ચોપડી તરફ તાકી જ રહી. મનમાં થયું : 'પદમા પોતાને એ ચોપડી હલાવીને, આમાંનું કંઈ જ ન મળે એવું તો નથી કહી-સૂચવી રહી ને ?' આવો સવાલેય ઊઠ્યો પણ એનેય કેમ કરીને સાચો માને. પેલી ચોપડી દેખાવી બંધ પડી. મંજરીએ માથું અંદર લીધું. સ્વગત બોલતી હોય તેમ બબડી : 'કોણ જાણે સાચું છે કે બધાંને બનાવી રહી છે;' અને એક ભારે શ્વાસ લેતાં વાક્ય પૂરું કર્યું :' કાં તો બિચારી પોતાને—પોતાનામાં રહેલી પેલી ઘેલછાને પોતે જ બનાવી રહી હોય !'



ચુનીલાલ મડિયા

# શુકનવંતી બોણી

સર્જકની વાણી પણ હમેશાં લેખન જેટલી જ પ્રભાવશાળી હોય છે એ આપણને, આપણા લોકહૈયે વસી ગયેલા આ સાહિત્યકારને ' રંગદા ' નાટ્યસંગ્રહ માટે સુવર્ણચન્દ્રક અર્પણ થયો ત્યારે ગઈ નવમી જાન્યુઆરીએ સૂરતમાં નર્મદ સાહિત્યસભા સમક્ષ બોલાયેલું આ વક્તવ્ય કહી જાય છે...

લખવાનું કામ કરનાર માણસને બોલવાનું કહેવામાં આવે ત્યારે મોટી મુશીબત ઊભી થાય છે. આમ તો હું બહુ બોલકો—વધારેપડતો બોલકો માણસ ગણાઉં છું. મારી જીભ જરૂરિયાત કરતાં વધારેપડતી લાંબી હોવાની મારી બેઆબરૂ બંધાઈ ગઈ છે. પણ આજને પ્રસંગે હું બોલવા ' બેઠો ' નથી પણ ઊભો છું—પીઢ વિદ્વાનો, સાક્ષરો અને સાહિત્યરસિકો સમક્ષ ઊભો છું તેથી સંકોચ અનુભવું છું.

આજને પ્રસંગે શું બોલવું એની મને મુંઝવણ થઈ પડેલી. એકાંકીના સ્વરૂપ અને ' ટેક્નિક ' વિશે હું એક નિબંધ તૈયાર કરી રહ્યો છું એમાંથી થોડુંક વાંચી જવાનું વિચારેલું. પણ પછી ખ્યાલ આવ્યો કે મુરબ્બી શ્રી. વિષ્ણુપ્રસાદભાઈ જેવા મર્મજ્ઞ વિવેચક પ્રમુખસ્થાને બેઠા હોય ત્યારે કોઈ સાહિત્યપ્રકાર વિશે બોલવાની ચેષ્ટા, નાને મોઢે મોડી વાત કહેવા જેવી લાગે. જે પુસ્તકને નિમિત્તે આ સમારંભ યોજાયો છે, એ " રંગદા " નાં નાટકો વિશે જ થોડી અંગત વાતો કહેવાનું મન થયું. પણ એમ કરવા જતાં રખેને આત્મપ્રશસ્તિનો સૂર ઊઠી જાય, એવો ભય લાગ્યો. આખરે, જેવી સૂઝે એવી થોડી અંતરની વાતો કહેવાનું જ ઉચિત લાગે છે.

માણસના ઉત્તમોત્તમ વાર્તાલાપો શ્રોતાઓ સમક્ષ નહિ પણ પોતાની જાત સમક્ષ જ થઈ શકે. મન સાથેના મનના વાર્તાલાપ જેવું સ્વાભાવિક સંભાષણ બીજું કોઈ ન હોઈ શકે. આ મનોમન વાતચીતમાં પોતાના જ મન સિવાયના કોઈ શ્રોતાની હાજરીનું સભાનપણું જેટલે અંશે દાખલ થાય એટલે અંશે એનું સંભાષણ અસ્વાભાવિક, કૃત્રિમરીતે ઔપચારિક અને વધારેપડતું વ્યવહારડાહ્યું બની જવાનો ભય રહે છે. અત્યારે અહીં ઉપસ્થિત થયેલા વિદ્વજ્જનો અને સાહિત્યરસિકો અંગે સભાન થયા વિના તો છૂટકો જ નથી, છતાં મારા વક્તવ્યને શક્ય તેટલું સ્વાભાવિક અને પ્રમાણિક બનાવવાનો પ્રયત્ન કરીશ. એને પરિણામે મારા ઉદ્‌ગારો જરા અ-રૂઢ જેવા લાગે તો નિભાવી લેશો એવી વિનતિ કરું છું.

નર્મદ સાહિત્ય સભાએ મારા એકાંકી સંગ્રહનું જે બહુમાન કર્યું છે, એ માનને હું લાયક નથી એમ કહીશ તો એ ઉદ્‌ગાર મને પોતાને જ અપ્રમાણિક લાગશે અને આપને એ ઔપચારિક ટાહ્યલું લાગશે. આ ચન્દ્રકપ્રદાનને પરિણામે હું બહુ હર્ષ નથી અનુભવતો એમ કહેવા જેટલી સ્થિતપ્રજ્ઞતા મેં કેળવી નથી—કેળવવા માગતો પણ નથી. હર્ષશોક અને માનાપમાનની મારી લાગણી તો સરેરાશ માણસ જેટલી જ તીવ્ર છે. મારા ભાવોદ્રેક મારાં કેટલાંક પાત્રોના ભાવોદ્રેક જેવા જ ઉગ્ર હોય છે. કોઈ વિવેચક કે તંત્રી તો શું, સામાન્ય પ્રૂફ-રીડર પણ મારું લખાણ વખાણે તો હું રાજીરાજી થઈ જાઉં, એવો હરખુડો માણસ છું. બહુ ઉગ્ર ટીકાત્મક વિવેચનો જીરવવા જેટલી સહિષ્ણુતા હું કેળવી શક્યો નથી. માનાપમાન અંગેના આવા અસહિષ્ણુ અને વધારેપડતા આળા સ્વભાવને જાણે કે શિક્ષા કરવા જ વિધિએ એવી યોજના કરી લાગે છે, કે મારે ભાગે માન કરતાં અપમાનના, પુરસ્કાર કરતાં તિરસ્કારના પ્રસંગો વધારે પ્રમાણમાં આવતા રહે છે. આવા અનેક અનુભવોની ચપાટો ખાઈખાઈને માનાપમાનની બાબતમાં આળાપણું જરા ઓછું થયું છે અને થોડીક પરલક્ષિતા પણ કેળવી શકાઈ છે. આપની સંસ્થા તરફથી " રંગદા ' ને સાંપડેલી પ્રશંસાને પણ આવી પરલક્ષિતાથી અવલોકું તો ક્ષમ્ય ગણશો.





ગયા વર્ષના આરંભમાં "રંગદા" ને નર્મદ-ચન્દ્રક આપવાની જાહેરાત થઈ અને સાહિત્યસભા તરફથી સત્તાવાર પત્ર મળતાં પહેલાં સૂરતનાં દૈનિકોમાં આ સમાચાર વાંચ્યા ત્યારે પહેલ વહેલી લાગણી તો મધુર ગભરામણની થયેલી. મનમાં થયું કે આ નાનકડા માથા ઉપર આવડું મોટું પાઘડું શોભશે ખરું? નર્મદ જેવા યુગપુરુષના નામ વડે અંકિત થયેલો ચન્દ્રક પ્રાપ્ત કરવા જેટલી લાયકાત મેં કેળવી છે ખરી? નાટ્યલેખનને ક્ષેત્રે મેં કરેલું કામ આવી પ્રતિષ્ઠિત સાહિત્યસંસ્થા તરફથી બહુમાન મેળવવા જેવું માતબર છે ખરું? ... રખે માનતાં કે આ ઉદ્ગારોમાં હું વિનમ્રતાનો ડોળ કરી રહ્યો છું. પરિચિત લોકો જાણે છે કે વિનમ્રતાનો ગુણ મેં કદી કેળવ્યો નથી. મારી પોતાની ત્રુટિઓ અને મર્યાદાઓનો જ આ ઉદ્ગારોમાં એકરાર છે. ચન્દ્રક-પ્રદાન અંગેની જાહેરાત વાંચીને મેં ખરેખર અકળામણ અનુભવેલી. નાનું બાળક અ-ગંભીરપણે કેવળ મોજ ખાતર નિશાન તાકતું હોય અને એમાંથી આકસ્મિક લક્ષ્યવેધ થઈ જતાં જે આશ્ચર્ય અનુભવી રહે એવો જ આ અનુભવ હતો. અને અંતરની એ મધુર મુંઝવણને જાણે કે બરોબર વાચા આપતો એક સૂચક પત્ર પણ એ દિવસોમાં મળેલો. આજથી બરાબર એક વરસ પહેલાં—૧૯૫૪ના જાન્યુઆરીની ૯ મી તારીખે મારા મિત્રસમોવડા મુરબ્બી ઉમાશંકર જોષીએ લખેલું:

"પ્રિય ભાઈશ્રી,

> તમને સુવર્ણચંદ્રક—અને તે નર્મદના નામથી અંકિત—મળવાનું જાણી ખૂબ આનંદ થયો. "રંગદા" એ રંગ રાખ્યો કહેવાય. નાટકમાં તમારી સાધના ટૂંકી વાર્તા કે નવલકથા કરતાં ઓછી છે, છતાં એ છોગું થઈને બેઠું. એનો અર્થ એ કે નાટકમાં પણ તમારે વધુ કામ કરવું રહેશે..."

આ પત્રમાં ખરેખર મારી મનોમુંઝવણનો પડઘો છે. ૧૯૫૧માં હળવેક રહીને સેરવી દીધેલો આ નાટક સંગ્રહ એક સાહિત્યસભા તરફથી સ્વીકૃતિની છાપ પામ્યો, એને પરિણામે હવે વાચકો—અને ખાસ કરીને તો વિવેચકો—આ નાટકોનું વધારે કડક પરીક્ષણ કરતા થશે, હાઈપર ક્રિટીકલ બની જશે, એવો ભય લાગ્યો. આ બોલતી વેળા પણ હું એ ભયની લાગણીમાંથી સર્વાંશે મુક્ત થઈ શક્યો નથી. એનું કારણ એ છે કે નાટકને ક્ષેત્રે મારી સાધના ટૂંકી છે—બહુ ટૂંકી છે. મેં પહેલું વહેલું નાટક, ભણતો હતો ત્યારે કોલેજના મેગેઝિનમાં લખેલું. "ટ્રિગોનોમેટ્રી" નામનું એ નાટક પછીથી 'સાતડે મીંડે શૂન્ય' નામે 'રંગદા'માં ગ્રંથસ્થ કરેલું. છેલ્લાં ૧૪ વર્ષમાં આ નાટક શાળા-કોલેજો વગેરેમાં એટલું બધું ભજવાયું છે કે હવે એની સોમી નાઈટ ઉજવવી પડે એવો ભય છે. પણ એ ચમત્કૃતિયા પ્રહસનને હું આદર્શ એકાંકી નથી ગણતો. એક દૃશ્ય કે એક અંકમાં પૂરા થતા સંવાદો કે ક્રિયાશીલતાથી નાટક નથી બની શકતું. અને કદાચ એમાં નાટ્યતત્ત્વ આવી શકે તો પણ એકાંકી તો એ બને કે ન પણ બને. આજ સુધીમાં મેં ટૂંકાં નાટકો લખવાના ચાલીસેક અખતરા કર્યા છે. એમાંથી એકાંકી કેટલાં નીપજી શક્યાં છે, એ તો અધિકારી વિવેચકો જ કહી શકે. સારાં એકાંકીનું સર્જન એટલું તો મુશ્કેલ છે કે એક લેખક જીવનભરમાં ડઝનેક એકાંકી આપી શકે તો ધન્યતા અનુભવી શકે.

કમનસીબે ટૂંકી વાર્તાને ક્ષેત્રે મારી સ્થિતિ છાપેલ કાટલા જેવી થઈ પડી છે, પણ મારો રસનો વિષય અને [illegible] પ્રકૃતિ, વાર્તા કે નવલકથા નહિ પણ નાટક છે. કથાવસ્તુઓ કાગળ ઉપર ઉતારતાં પહેલાં એની જે માનસિક રિહર્સલ કરવી પડે એ રિહર્સલ હું નાટકની શૈલીએ કરી જોઉં છું. તેથી હમણાંહમણાં ઘણી રચનાઓનાં ખોખાં મનમાં તૈયાર થયા પછી લાગ્યું છે કે આ વસ્તુ વાર્તા કરતાં નાટકના રૂપમાં વધારે વેધક બનશે. પરિણામે, એકાદ વરસથી મારું વાર્તાલેખન લગભગ બંધ પડી ગયું છે. એવી જ

રીતે, કેટલીક નવલકથાઓનાં તો એકાદ બે પ્રકરણો લખ્યા પછી એને કથાદેહ આપવાને બદલે નાટ્યદેહ આપવાને લોભે લેખન અટકાવી દીધું છે.

આમ, 'રંગદા' ને સાંપડેલા આ બહુમાનની મારે મન કોઈ ફલશ્રુતિ હોય તો એ છે કે આ પ્રસંગે મને નાટ્યપ્રકાર ગંભીરપણે ખેડવાની ચાનક ચડાવી છે. મારો નવો એકાંકીસંગ્રહ 'વિષવિમોચન' આ મહિનામાં જ પ્રગટ થવાનો છે. પુરસ્કારો, પારિતોષિકો અને ચન્દ્રકો જેવાં પ્રોત્સાહનો વડે સર્જકતા સમૃદ્ધ બની શકે કે કેમ, એ ભલે કદાચ ચર્ચાનો વિષય રહે. પોતાના ચિત્તની આંતરસૃષ્ટિમાં જ રમમાણ રહેનારા મહાન કલાકારો બાહ્યસૃષ્ટિ તરફથી સાંપડતી સ્તુતિથી જલકમલવત્ રહી શકતા હશે. એવા સમ્યકદર્શી સર્જક શ્રેષ્ઠને હું નમન કરું છું, કેમ કે, પ્રશાંસા કે નિંદા બાબતમાં એવી અલિપ્તતા દાખવવાની મારામાં શક્તિ નથી. મને તો, આગળ કહ્યું તેમ, કોઈ માણસ સહેજ વાંસો થાબડે તો સોગણું શૂર ચડે એવો મારો સ્વભાવ છે. અને તેથી જ, ગયા જાન્યુઆરીમાં 'રંગદા'ને ચન્દ્રક આપવાની જાહેરાત થઈ ત્યારથી મને, એ જ ગ્રામીણ લાગતો શબ્દ વાપરીને કહું તો, નાટકો લખવાનું શૂર ચડ્યું છે. મારા 'હું' વિશેની આટલી બધી વાતો સાંભળીને આપને કંટાળો ન આવ્યો હોય તો હજી એક વધારે પેટછૂટી વાત પણ કહી દઉં. આપણા દેશમાં ઘણીવાર એવું બને છે કે લાયકાત ન ધરાવનાર માણસો કોઈ ઉચ્ચ હોદ્દા ઉપર આરૂઢ થઈ બેસે પછી તેઓ એ હોદ્દા માટેની આવશ્યક પાત્રતા કેળવવા મથે છે. હું પણ આજકાલ એવા જ અનુભવમાંથી પસાર થઈ રહ્યો છું. અને પરિણામે મારો ત્રીજો એકાંકીસંગ્રહ તૈયાર થવા આવ્યો છે. આમ, લખતાં લહિયો થાય એ ન્યાયે ભવિષ્યમાં હું સારાં નાટકો લખી શકીશ તો એનું શ્રેય નર્મદ સાહિત્ય સભાને જ જશે.

રસશાસ્ત્રીઓ કદાચ કહેશે કે દ્રવ્યલાભ કે પારિતોષિકોને કલાસર્જન સાથે કશો સંબંધ નથી. હું એમ નથી માનતો. અલબત્ત, પારિતોષિકો કે પ્રશંસાને વધારેપડતું મહત્વ ન આપીએ, છતાં સાહિત્યસર્જનમાં આવી સ્થૂલ વસ્તુઓની ઉપકારકતા પણ સાવ ઉવેખવા જેવી નથી. ટાગોરની નવલકથા 'ગોરા' કેવા સંજોગોમાં લખાયેલી એ વિશે શાંતિનિકેતનના એક અંતેવાસીએ કહેલો કિસ્સો યાદ આવે છે. બંગાળી સાપ્તાહિક 'પ્રવાસી'માં ચાલુ નવલકથા લખાવવા માટે તંત્રી રામાનંદ ચેટર્જીએ રવીન્દ્રનાથને ત્રણસો રૂપિયાનો એડવાન્સ ચેક મોકલી આપેલો. કહેવાય છે કે આ આગોતરો પુરસ્કાર મળતાં ગુરુદેવ એટલા તો પ્રભાવિત થયેલા કે એમણે એ અઠવાડિક માટે ઝડપભેર આ મહાકાવ્યની કક્ષાની નવલકથા લખી આપેલી. ત્રણસો રૂપિયાની રકમ આજને ધોરણે કદાચ મામુલી લાગે. 'ગોરા' જેવી મહાનવલ માટે એ સમયની પરિસ્થિતિ ધ્યાનમાં લેવી જોઈએ. 'પ્રવાસી'ના જે અંકમાં 'ગોરા'નું પ્રથમ પ્રકરણ પ્રગટ થયેલું એ જ અંકમાં આપણા ગોવર્ધનરામની મૃત્યુનોંધ છપાયેલી. એ દેશકાળમાં અને રવીન્દ્રનાથ જેવા દાર્શનિકના કિસ્સામાં આવો પુરસ્કાર સર્જન પ્રવૃત્તિમાં આડકતરી રીતેય નિમિત્ત બની શક્યો હોય તો મારા જેવા એક અદના લેખકને આજનું સન્માન અનેકગણું વધારે પ્રોત્સાહક બની રહે એમાં શી નવાઈ?

તેથી જ, રામાનંદબાબુના પેલા એડવાન્સ ચેકની જેમ આજના ચંદ્રક-પ્રદાનને હું 'પોસ્ટડેટેડ ચેક' ગણું છું. 'પોસ્ટડેટેડ' શબ્દ અંગે ગેરસમજ ન કરશો. હું એમાં એવો ભાવાર્થ આરોપું છું કે સૂરતની આ ગુણગ્રાહી સભાએ મારી કાલીઘેલી કલમની જે કદર કરી છે એ કદર માટેની સાચી લાયકાત, તમારી જ આશિષથી, હું કદાચ ભવિષ્યમાં કેળવી શકીશ. જતે દિવસે મારે હાથે કોઈક ગણનાપાત્ર નાટક નીપજશે તો આ સન્માન સાર્થક થયું ગણાશે. નર્મદ સાહિત્યસભાની આ સન્માનપ્રથા વ્યક્તિલક્ષી નહિ પણ કૃતિલક્ષી હોવાને કારણે ભવિષ્યમાં આપને તૃપ્તિકર નીવડે એવી નાટ્યકૃતિ રચવા માટે સતત પ્રયત્નશીલ





રહેવાનો કૉલ આપું છું. અત્યારે તો, સૂરત શહેરમાંથી સાંપડેલા આ સન્માનને મારી જીવનસંપદામાં શુકનવંતી બોણી તરીકે સ્વીકારું છું—અત્યંત નમ્રતાપૂર્વક સ્વીકારું છું.

આ 'નમ્રતાપૂર્વક'નો શબ્દપ્રયોગ એક વિદેશી લેખકનો ઉછીનો લઈને અહીં વાપરું છું. ગઈ ૧૦મી ડિસેમ્બરે સ્ટોકહોમમાં હેમિંગ્વેને નોબેલ પારિતોષિક અપાયેલું ત્યારે એ અમેરિકન લેખકે પોતાને ઘેરબેઠાં જે આભારપ્રવચન લખી મોકલેલું એમાં કહેલું: 'No writer who knows the great writers who did not receive the *prize can accept it other than* with humility.'

ભૂતકાળમાં ઘણા લેખકોને આપણે પારિતોષિક નથી આપી શક્યા. ઉદાહરણ તરીકે, 'રાઈનો પર્વત'ને આ ચન્દ્રક કરતાંય ચડિયાતું પારિતોષિક ન મળ્યું હોય ત્યારે 'રંગદા' માટેનું આ ઇનામ વિનમ્રતા સિવાય બીજી કઈ રીતે સ્વીકારી શકાય?

આવે પ્રસંગે સંસ્થાનો આભાર માનવાનો રિવાજ હોય છે. પણ જે વસ્તુ રિવાજ બને, એ ઘણીવાર ઔપચારિકતાને કારણે કેવળ ક્રિયાકાંડ જેવી બની જાય છે, એમાં, સચ્ચાઈનો રણકો ઓછો સંભળાય છે પણ હું ઉલટભેર કહેવા માગું છું કે આ સ્થળે મારી ઉપસ્થિતિ જ અત્યંત આભારવશ છે. સાહિત્યસભાના વિદ્વાન કાર્યવાહકોએ 'મારા પુસ્તક પ્રત્યે જે પ્રેમ દાખવ્યો છે એને હું હંમેશાં કૃતજ્ઞભાવે યાદ કરીશ. સૂરત શહેરનો આ સમારંભ મારા જીવનનું એક મીઠું સંભારણું બની રહેશે. તેથી જ આ શહેરના એક સપુત અને એક મહાન ગુજરાતી વિભૂતિ, જેનું નામ આ ચંદ્રક સાથે સંકળાયેલું છે, એ વીર નર્મદને વંદન કરીને પ્રાર્થું છું કે આ ચંદ્રકને શોભાવવાનું સામર્થ્ય મને સાંપડે. અને મારી એ મનોકામના ફળીભૂત થાય એ માટે આપની પાસેથી અભિનંદન કરતાં શુભાશીષની વધારે અપેક્ષા રાખું છું.



એ વિચાર માત્રથી જ મન ખિન્ન થાય છે કે હવે ઊર્મિમાં 'વસુબન્ધુ'ની લેખમાળા હશે નહિ. છેલ્લું પ્રકરણ જાણ્યું. આમાં એટલું ચડપણંધ લખ્યું છે કે કંઈક અંશે આખી લેખમાળાને ગેરઇન્સાફ થઈ ગયો છે. એ એક જ પ્રકરણને એઓ જો ધારતે તો ખુશીથી એક વર્ષ સુધી હજી ચાલુ લખી શકતે. નકશાની ખૂબી તો સામાન્ય વાચકને ત્યારે જ સમજાય કે એઓએ કલ્પેલા છ નકશા બરોબર લેખમાળામાં આવી ગયા હોત. આ લેખમાળા સચિત્ર બની પુસ્તકરૂપે પ્રગટ થાય એ જોવા હું ઘણો જ આતુર છું. અવકાશમાં ઊડતા પ્રધાનોનાં અને શિક્ષણની ધુરા લઇ બેઠેલાઓના પગો જ્યારે નક્કર ધરતી ઉપર ખૂંચશે ત્યારે બાળકોને સાચો, સરળ અને પ્રયત્ન કર્યા વગર યાદ રહી શકે તેવો ઇતિહાસ ભણાવવા માટે આ પુસ્તક સામે નજર ગયા વગર છૂટકો નથી એમ મારું નમ્ર માનવું છે.

—સેપજી બિજપાલ ગાલા [મુંબઈ] ૨૫-૧૨-૫૫

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું કયારેય ભૂલશો નહિ.

જયન્તિકા ઝવેરી

# કરમાયેલી કળી

પ્રેમ અને લાગણી બાળકોના ભાવિ જીવનમાં કેટલો બધો અગત્યનો ભાગ ભજવે છે એ આ કરુણ સત્ય પ્રસંગ-વિશેષ કેટલી સહજતાથી કહી જાય છે! માનસશાસ્ત્ર અને ફિલસૂફી જેવા પોતાના અભિરુચિક વિષયો આ પ્રસંગમાં લેખિકા સફળ રીતે વણી શક્યાં છે........

ચાર એક વરસની ઉંમરે માતાવિહોણી બનેલી રમાને કુટુંબમાં પોતાના પિતા સિવાય બીજો કોઈ જ સહારો નહોતો. નજીકનું કહી શકાય તેવું કોઈ સગું પણ નહોતું કે જે તેનો માસી, મામા, ફોઈ કહેવાનો ઉમળકો પૂરો કરે. આવી સાવ એકલવાયી દીકરીની બધી જ જવાબદારી પિતા ઉપર હતી. રમાને મન પણ જે કંઈ ગણો તે બધું જ પિતા હતા. અને પિતા પણ રમાને માની ખોટ ન સાલે તેમ રાખવા પ્રયત્ન કરતા હતા. પૈસે ટકે બીજી કોઈ ઉપાધિ ન હતી. ઘરમાં રસોઈ માટે એક બાઈ રાખેલ હતી.

રમા જેમ જેમ મોટી થતી ગઈ તેમ તેમ અણસમજમાં ગુમાવેલી માતાની ખોટ સાલવા લાગી. માતાની યાદ સતાવવા લાગી. તે કેવી હશે તેની કલ્પના નિત્ય નવું સ્વરૂપ પકડવા લાગી. પડોશના ઘરોમાં માતૃત્વ-સ્નેહ જોઈ તેનું હૃદય માતા માટે ઝંખી ઊઠતું. આ બધું સમજવા માટે પિતા પુત્રીથી ઘણા દૂર હતા. તે તો તેને જોઈતી બધી બાહ્ય સગવડ જ પૂરી પાડી શકે તેમ હતા. મીલીટરી તાલીમ પામેલા પિતાને આંતર-મંથનોની કુમાશનો અનુભવ તો ક્યાંથી હોય! ભણવામાં રમા હોશિયાર હતી. સંગીતકળામાં પણ તે પ્રવીણ હતી. તીક્ષ્ણ બુદ્ધિ ધરાવતી રમાની બીજી બાજુ જોવાનો તો વારો પણ ક્યાંથી આવે! એ રીતે રમા નરમ પણ ઘણી હતી, જીવનમાં આપણે જેને સંસ્કારિતા કહીએ છીએ; —આનુવંશિક ઊતરી આવેલા ગુણો—તેનો વિકાસ કોઈ પણ રીતે તેનામાં થઈ શક્યો નહોતો. તે બિલકુલ એકલી પડી ગઈ હતી. એવી કોઈ સહિયર પણ નહોતી મેળવી શકી જેની પાસે હૈયા-વરાળ ઠાલવી શકે.

રમા મેટ્રિકમાં આવી અને તેનાં લગ્ન તબીબી તાલીમ લઈ રહેલા અનિલ સાથે લેવાયાં. આટલાં જલદી લગ્ન લેવાનું કારણ પણ ભર્યાભાદર્યા કુટુંબમાં જઈ છોકરી સુખી થાય અને એને લાગતી ખોટ એ દ્વારા પૂરાઈ શકે એ જ હતું. અનિલના પિતાના જાજરમાન વ્યક્તિત્વ આગળ ઘરમાં કોઈની હિંમત નહોતી કે તેમનો બોલેલો શબ્દ ઉવેખી શકે અને ભણેલા અનિલે કમને પણ લગ્નની ધુંસરી સ્વીકારી.

અનિલનો અભ્યાસ ચાલુ હતો. તે શહેરમાં હોસ્ટેલમાં રહેતો હતો. એ રીતે તે રમાથી દૂર હતો જ. પણ બને ત્યાં સુધી તે રમાને મળવાનું ટાળતો. ઇચ્છા ઉપરવટ થયેલાં લગ્નને કારણે તે બંને સામસામા અથડાઈ જતાં તો પણ દૂર ભાગતો. બિચારી રમા! આશરો શોધવા જતાં તે જ વિલાઈ ગઈ. ન કોઈને કહેવાય કે ન સહેવાય. તે મનમાં ને મનમાં ખૂબ મુંઝાવા લાગી. અને ત્યાર પછી જ દુનિયાનું ભાન તેને થવા માંડ્યું. કારણ તેની અજ્ઞાનતા લગ્ન પછી પણ ભારે હતી. માતાના સ્નેહ વગરના ઉછેરમાં સ્વાભાવિક સંકોચ અને અજ્ઞાનતા વધુ ભાસે છે. કુદરતી રીતે થતા વિકાસનો ખ્યાલ નહિ મેળવી શકવાને કારણે યૌવનને ઉંબરે ઊભેલી યુવતી એકવાર ભ્રમમાં પડી જાય છે. આપણા કવિ પ્રેમાનંદે માતા વિનાની કુંવરબાઈ પાસે સાચું જ કહેવડાવ્યું છે,—

**'ગોળ વિના મોળો કંસાર, માતા વિના સૂનો સંસાર**
**ઘડો ફુટે રઝળે ઠીકરી, મા વીણ રઝળે દીકરી.'**

રમા મેટ્રિકની પરીક્ષા પસાર કરી ગઈ. આગળ અભ્યાસ કરવાની તેની ઇચ્છા હતી પણ તેના જીવનનો પ્રશ્ન તે પહેલાં ઉકેલવા માગતી હતી. અને તેના પ્રયત્ને કંઈક લાગણી ઉદ્‌ભવી. ગમે તેમ પણ રમા અને અનિલ પતિ-પત્ની તરીકે સારી રીતે જીવવા લાગ્યાં. દરમિયાન રમાએ એક પુત્રને જન્મ આપ્યો.





સુંદર, દેખાવડું પુષ્ટ શરીરવાળું બાળક સહેજે વહાલું લાગે જ.

રમા સાસરે બહુ ઓછું રહેલી. અનિલ જ્યારે જ્યારે રજાઓમાં આવે ત્યારે ત્યાં રહેલી અને એ વખતે થોડા દિવસનો મહેમાન હોય એટલે બહાર હરવા ફરવાનું વધુ થતુ. ઘરની રહેણી કરણીથી રમા બિલકુલ અજ્ઞાન હતી. પિયરમાં રહીને જે વસ્તુથી અજ્ઞાન હતી તે સાસરે આવીને પણ ન મેળવી શકી. તેની સાસુ ઘણીવાર તેને ટકોરતાં અને શીખવા કહેતાં પણ અનિલ તો ક્યારેક એ દરખાસ્ત જ ઉડાડી મૂકતો. અને એમાં મોટો હાથ તેના સસરાનો પણ હતો. તે જેવી લાડકોડમાં ઉછરી છે તેવી જ અહીં રહેવી જોઈએ તેમ તેઓ કહેતાં. કોઈને તેના હિતનો ખ્યાલ ન જ આવ્યો. ખુદ રમા પણ ઉત્સાહ બતાવી કંઈ ન શીખી શકી.

તબીબી અભ્યાસ પૂરો કરી તરત જ મોટા શહેરમા દવાખાનું ખોલવાની તક અનિલને મળી. રહેવા માટે જગ્યા ભાડે રાખી તુરત રમાને બોલાવી લીધી. જવાબદારી લઈને ઘર ચલાવવાની તેનામાં શક્તિ જ નહોતી. હવે તો અનિલને ફુરસદ પણ ક્યાંથી હોય? દવાખાનું અને 'વીઝીટ'માંથી માંડ પરવારી ઘેર આવતો ત્યારે ઘરમાં કંઈ જ ઠેકાણું ન હોય. ઘરની અવ્યવસ્થા જોઈને જ તે થાકી જતો. જમવાનું તો ક્યારેય નિરાંતનું તૈયાર ભાણું મળે નહિ. દિવસે દિવસે તે કંટાળતો ગયો. મિત્રોને ઘેર બોલાવતાં પણ વિચાર થઈ પડતો. અને આમ ને આમ તેનો ગુસ્સો રમા ઉપર ઉતરવા લાગ્યો. અકાળે પ્રવેશતો કકળાટ ઘરમાં શરૂ થયો. અનિલ પોતાની જ મુશ્કેલીઓ જોવામાં મસ્ત હતો. ક્યારેય તે રમાનો વિચાર ન કરી શક્યો કે તેના સંજોગો પણ જોઈ ન શક્યો. બે વરસ પહેલાંની પોતાની ભૂલ તો તેને ક્યાંથી જ સાંભરે? પોતે ધાર્યું હોત તો તે ઘણું શીખી શકી હોત. આમ દિવસો વધુ ને વધુ ત્રાસમય વીતવા લાગ્યા. મૂઢ જેવી બની ગયેલી રમાને તો આ બધું સમજાયું જ નહિ અને ખૂબ વિચારે ચડી ગઈ. તેના મગજ ઉપર આની ખૂબ જ અસર થઈ. ક્યારેક ક્રૂર બની જતું અનિલનું વર્તન તે સાંખી શકી નહિ. દિવસે દિવસે સુધરવાને બદલે વધુ બેદરકાર બની. અજ્ઞાત મન તેને પોકારવા માંડ્યું, જાત જાતના વિચારોએ તેના મગજને કોરી નાખ્યું. બસ, હવે તો તે પોતાની ધૂનમાં જ રહેવા લાગી.

ઉપરે અનિલ દવાખાનું છોડી ઘર બંધ કરી પોતાને ગામ આવ્યો. રમાનું મગજ તો દિવસે દિવસે વધુ બગડતું ચાલ્યું. પિયરમાં જઈને તે રહેવા લાગી પણ ત્યાં પણ તેને શાંતિ નહોતી. પિતાનું વર્તન તેને ડંખતું હતું. અનિલનો ત્રાસ સહન કરીને પણ તે રહેતી હતી ખરી. આવી પરિસ્થિતિમાં પણ તેણે માતૃત્વને ઝળકાવ્યું—પુત્રીને જન્મ આપ્યો. જન્મ આપીને જાણે છૂટી થઈ ગઈ હોય તેમ તેણે ક્યારેય તેને ઉછેરવા હાથ લંબાવ્યો નહિ. પોતાનાં બાળકો હતાં. 'મારાં છે' એવું ભાન તો પુષ્કળ હતું પણ તેની દરકાર રાખવાની શક્તિ જ હણાઈ ગઈ હતી. પિતા પણ મૃત્યુને શરણ થયા એટલે હવે તો સાવ એકલી પડી ગઈ. મગજની અસ્થિરતા વધતી ગઈ. ગાંડા માણસની માફક તે ફરવા લાગી, પણ તેને પોતાનું—પોતાની વસ્તુઓનું બધું જ જ્ઞાન-ભાન હતું. એના મગજમાં ભયંકર ભય સ્થાન જમાવીને બેઠો હતો. અનિલનો ડર પુષ્કળ હતો.

બીજાં બધાં પોતાનો વારસો ઝૂંટવી લેવા પ્રયત્ન કરે છે, એટલે બધાં ભેગાં થઈને તેને મારી નાખશે એમ માનીને તે કોઈપણ વસ્તુ પોતાના હાથે કર્યા સિવાયની તો મોંમાં નાખતી પણ નહિ. બધે જ એને ઝેર નાખેલું દેખાતું હતું. આમ બેદરકાર બનેલી રમાએ પોતાનું શરીરસ્વાસ્થ્ય ગુમાવ્યું.

નવાઈની વાત એ છે કે આવી હાલતમાં તે ભણવાનો મોહ તજી નહોતી શકી. હિંદીની પરીક્ષા, કોલેજ જવાનો ઉમળકો—બધું જ, પણ પોતાની રીતે. હિંદીનું આખું પેપર પોતાની જ રીતે વિચારોથી ભરપૂર ઘસડી નાખ્યું. બાળકો પોતાનાં છે તેનું ભાન સદૈવ તેને હતું. પિયર રહેતી હતી છતાં



નિશાળના સમયે ત્રણચાર આંટા મારી આવતી અને બાળકોને જોતી એટલે શાંતિ થતી.

છેલ્લે છેલ્લે તો તે ખૂબ હેરાન થઈ. ખાવા પીવાનું લગભગ બંધ કરી નાખ્યું હતું. શરીરથી સાવ નંખાઈ ગયેલી રમા એકલી જુદી પડી ગઈ. દૂરનાં એવાં તેનાં એક ફોઈ તેની પાસે રહેવા આવ્યાં. સાસુને કે અનિલને તો એ જાણે પાસે ઢુંકવા જ નહોતી દેતી. કેટલાય દિવસનું આ ભૂખ્યું શરીર પથારીમાં પણ જાણે સૂવાની તાકાત ગુમાવી બેઠું હતું. ભર યૌવનની મસ્તી મહાલવાના કાળે એ સાવ નિરાશ બની ગઈ. બે બાળકો અને પતિની શીળી હુંફ પણ એને દઝાડયે જ ગઈ.

અંતરનાં અરમાનો અંદર ને અંદર ભરી રાખીને ખીલવાને કાળે એ કળી કરમાઈ ગઈ. એ પથારી એની છેવટની નીવડી. પાંચેક દિવસની પથારી એને ચિરનિદ્રામાં પોઢાડી ગઈ.



પ્રવાસ

## હેલી

અકાળે ભેટેલાં અબુધ અણધારેલ સમયે,
વિખૂટાં પડયાં એ સમજ બહુ નહોતી થઇ હતી.
વિખૂટયાં ને તેમાં મિલન ક્ષણનું થાય ઉભયે,
મળેલાંને છોડયાં, મિલન વચ હેલી થઈ જતી.



કાન્તિલાલ મ. બોકર

## ટહૂકી જાજે

ગાન ગુંજે છે, ગાન ગુંજે છે, દિલમાં મારાં ગાન,
તાલનાં મોજાં ઊછળી તેમાં આજ કરે તુફાન.
દિલમાં ગાનને સ્થાન હતું ના, સૂર ના તેમાં માન,
લોહીની ધબકે ધબકે આજે સ્ફૂરે શાં આ ગાન ?
ગાન સ્ફૂરે ને ગાનની સાથે કવિતાનાં સન્માન,
દિલ વહ્યું છે આજે તો, ત્યારે છોને વહાવે ગાન.
ગાનને તાને, કાવ્યની સાને, દિલને તાણેવાણે
મસ્તીની સખી ધૂન મચી છે, કોણ તને પીછાને ?
સખરી તારી પ્રીતિ વહી ને દિલમાં ફૂટયું ગાન,
પીછાણ તારી મારી કંઈ ના, પ્રતીતિ તારું ગાન.
લોક ન જાણે, છો ન જાણે, કુંજતી સખી ગાન,
દિલે આવાં ટહૂકી જાજે મોર કોયલનાં ગાન.



નટવરલાલ પટેલ

## મ્હોંજોણું

ખબર નથી કે ખોળું મુખડું કોનું ?
રોજે રોજે ખોદી રહ્યો હું કંઈ ખાણનું સોનું ?
ખબર નથી કે ખોળું મુખડું કોનું ?

ખરાં રતનની ખાણો ખોળી,
ખાલી તો ય રહી આ ઝોળી,
સેવી રહ્યો હું સમણું કોના ચાંદરતન શા મ્હોંનું ?
ખબર નથી કે ખોળું મુખડું કોનું ?

સુધા છલકતી કોઈની વાણી
કોઈના સ્નેહ તણી સરવાણી
હજીયે હું તો શોધી રહ્યો છું અમૃત એ આંખોનું.
ખબર નથી કે ખોળું મુખડું કોનું ?

મહેરામણમાં ગોતી ગોતી,
શોધું મુખનું માંડણ મોતી,
ખોવાયેલું ખોળું મારા ગયા જનમનું સોણું
ખબર નથી કે ખોળું મુખડું કોનું ?

શશિયર સમ મુખડાં કંઈ મીઠાં,
માનવના મેળામાં દીઠાં,
લાખ દીઠાં મેં મુખડાં પણ ના પૂરું થયું મ્હોંજોણું,
ખબર નથી કે ખોળું મુખડું કોનું ?







ઈશ્વર પેટલીકર

# સાચી દિશાનો પુરુષાર્થ

મધ્યમ અને ગરીબ વર્ગને મોટામાં મોટો ફટકો રહેંસી નાખતો હોય તો પોતાનાં દીકરા દીકરીનાં લગ્નનો. લગ્નખર્ચ તેમને આર્થિક રીતે સાવ પીસી નાખે છે. એ ખર્ચ ઓછો થાય તો કેટલાં બધાં કુટુંબો સુખી થઈ જાય ? .....

વધી ગયેલા લગ્નખર્ચની વાત આવે છે કે જ્ઞાતિમાંથી વર મેળવવાની મુશ્કેલી અનુભવવાનો વખત આવે છે ત્યારે એમાંથી શો માર્ગ કાઢવો તે વિચાર વામાં આવે છે. એ માટે સૂઝે તે પ્રયત્ન પણ નાના મોટા થાય છે. પરંતુ એમાં સફળતા મળતી નથી અને સવાલ ગૂંચાતો જતો દેખાય છે.

કારણ ? જે પ્રયત્નો થાય છે તે જ્ઞાતિને પાયામાં રાખીને થાય છે. જ્ઞાતિના જૂના બંધારણ પ્રમાણે પોતપોતાનાં પંચ હતાં—છે. એ પટેલીઆઓ સુધારક નથી, જમાનાને ઓળખતા નથી, એ અસંતોષમાંથી નાતમાં સુધારક ગણાતા યુવકો અને વડીલો જ્ઞાતિ મંડળો સ્થાપે છે દરેક જ્ઞાતિનાં લગભગ આવાં મંડળો છે. અને તે જ્ઞાતિના સામાજિક સુધારા કરવા પ્રયત્ન કરે છે. છતાં ભાગ્યે એમાં એમને સફળતા મળી હોય છે. અપવાદરૂપ કોઈ જ્ઞાતિમાં નાની સંખ્યાને લીધે અમુક પ્રમાણમાં સફળતા હોય તો.

પાટીદાર યુવક મંડળ કે પાટીદાર ભગિની મંડળ, જેના પ્રમુખ સરદાર સાહેબ, દરબાર સાહેબ, ભક્તિબા વગેરે થયેલાં. તેમાં થયેલા ઠરાવો પણ જ્ઞાતિએ કે તેમાં જોડાયેલા સભ્યોએ પૂરતા પ્રમાણમાં પાળ્યા હોય તેમ બન્યું નથી. રાજકીય ક્ષેત્રે આટલી મોટી સિદ્ધિ મેળવનાર નેતાઓ મંડળને મળ્યા છતાં એ મંડળો કેમ સફળ ન થયાં ?

સેનાપતિ કે સૈન્ય ગમે તેટલું બહાદુર અને બાહોશ હોય પણ એમને લડવા માટે મળેલી સાધનસામગ્રી, હથિયાર, દારૂગોળો નકામો હોય તો એમના પ્રયત્નનું શું પરિણામ આવે ? જ્ઞાતિપંચને વગોવતાં જ્ઞાતિ સુધારક મંડળો ગમે તેટલી ભાવના સેવતાં હોય, પણ જ્ઞાતિનો પાયો ખવાઈ ગયા પછી એવા ખોદેલા પાયા ઉપર જ્ઞાતિના સુધારક મંડળની ઇમારત પણ શી રીતે ટકે ? પછી એ ઇમારત ચણનાર મોટા ઇજનેરો હોય તો પણ શું ?

આપણે મરણપથારીએ પડેલા માણસ પાસે મદદની આશા રાખીએ તો કેટલી સફળ થાય ? જ્ઞાતિ પણ મરવા પડેલી એવી જ એક જૂની પ્રથા છે. જ્ઞાતિનુ વૃક્ષ આમ બહારથી મજબૂત દેખાય છે, પણ અંદરથી એનુ આખું થડ પોલું થઈ ગયું છે. એનાં મૂળિયાં તૂટી રહ્યાં છે. જ્ઞાતિનું પહેલું બંધન ધંધો હતો અમુક જ્ઞાતિ એટલે અમુક જ ધંધો. આજે એ બંધન રહ્યું નથી. જ્ઞાતિનું બીજું બંધન એટલે રોટી વ્યવહાર. અમુક જ્ઞાતિવાળા અમુકનું જ ખાઈ શકે, બીજાનું ખાતાં વટલાઈ જાય ગામડામાં આજે પણ રોટી-વ્યવહાર પળાય છે. પરંતુ કોઈ એને ન પાળે તો, એથી સત્યાનાશ થઈ ગયો, એને નાત બહાર મૂકવો તે સ્થિતિ રહી નથી. એટલે એ બંધન પણ વ્યક્તિને ઊની આંચ લાવી શકતું નથી. ત્રીજું બંધન પિત્રાઈઓ. જેમની વચમાં વસવાનું છે તેમના કાયદા પાળવામાં ન આવે તો એ હળવા મળવાનો વ્યવહાર ન રાખે તે બીક જ્ઞાતિ પ્રમાણે ધંધાની મર્યાદા ન રહી એટલે સારો ધંધો મેળવવા કમાણી કરવા વતન નથી બહાર વસવાટની શક્યતાઓ વધી, એટલે રોજ પિત્રાઈની જરૂર ન રહી. પછી જ્ઞાતિપંચના કાયદાની એને શી પડી હોય ? એટલે એ બંધન પણ ઢીલુ થઈ ગયું

સૌથી છેલ્લો ફટકો જ્ઞાતિ ઉપર પડ્યો છે તે જ્ઞાતિ વિષે કોઈને ઉજળા ભવિષ્યની શ્રદ્ધા નથી. એના પ્રત્યે આદર નથી. એ અર્થમા કે જે જે જ્ઞાતિઓમાં કેળવણી વધી, બહારનો વસવાટ વધ્યો, તે તે જ્ઞાતિઓમાં જ્ઞાતિસુધારાની પ્રવૃત્તિઓ મંદ પડી ગઈ છે. કોઈ એમાં રસ લેવા તૈયાર નથી. ચરોતરની પાટીદાર જ્ઞાતિ ઘણી મોટી છે. બીજાના



પ્રમાણમાં અમુક અંશે સમૃદ્ધ છે. કેળવણીમાં આગળ વધેલી છે, અને લગ્નખર્ચમાં એની મુશ્કેલી પણ વધારે છે, છતાં જ્ઞાતિપંચો નહિવત છે અને યુવકમંડળ કે એવું કોઈ સમગ્ર જ્ઞાતિનું કોઈ મંડળ પણ નથી. જ્ઞાતિમાં સૌથી મોટા ગણાતાં છ–બાર ગામના ગોળનું કોઈ પંચ અસ્તિત્વમાં નથી અને તે પછી જે બીજાં ગોળ ગણાય છે, મોટી અને નાની, સત્તાવીસ બાવીસ ગામ, સોળ ગામ વગેરે ગામવાર જે જુદા જુદા ગોળ છે, તેમનાં પંચ હોવા છતાં, કોઈ કોઈ વખત ભેગા થતાં હોવા છતાં એમણે કરેલા કાયદાનો લોકો અમલ કરાવી શકે તેવાં પંચ શક્તિશાળી પણ નથી.

આમ જ્ઞાતિનું આખું ઝાડ અંદરથી પોલું થઈ ગયું છે અને એનાં મૂળિયાં તૂટી ગયાં છે. ફક્ત એક ધોરી મૂળિયું—લગ્નવ્યવહારમાં જ્ઞાતિની મર્યાદા—તૂટયું નથી એટલે જ્ઞાતિ રૂપી ઝાડ ઊભેલું દેખાય છે. અને એ ઊભેલું છે એટલે આપણે એને પહેલાં જેવું મજબૂત અને ફળ આપી શકે તેવું જુવાન માનીએ છીએ. ઝાડનું ધોરી મૂળિયું એ સૌથી મજબૂત ઊંડું ગયેલું મૂળિયું હોય છે. નાનાં મૂળિયાં જેટલી ઝડપે તૂટે અને સૂકાય તેટલી ઝડપે એનો નાશ ન થાય. એને વધારે વાર લાગે. પરંતુ બીજાં મૂળિયાં તૂટે એટલા પ્રમાણમાં ઝાડને પોષણ મળતું ઓછું થાય, તેની સજીવતા—તંદુરસ્તી ઘટે. પરિણામે ધોરી મૂળિયું તૂટયું ન હોય તો પણ એમાંથી રસ–જીવન મેળવવાની તાકાત ઝાડની ઘટે. અને એમાંથી ઝાડ એક કાળે ઊભું ને ઊભું સૂકાઈ જાય છે કે ધોરી મૂળિયું તૂટે તો ઊથલી પડે. જ્ઞાતિના ઝાડની આજે છેલ્લી સ્થિતિ છે.

આવી જ્ઞાતિ પાસે સુધારા કરાવવાની આશા રાખવી એ સૂકાઈ જવા આવેલા ઝાડ પાસે ફળની આશા રાખવા જેવુ છે. પરંતુ માણસ ઝાડ સૂકાઈ ગયેલું ન જોઈ શકે એટલે ફળની આશામાં એને પાણી સીંચે તેમ સુધારો કરવા ઇચ્છતા પુરુષો જ્ઞાતિપંચોને જાગ્રત કરવાની વાત કરે છે. જ્ઞાતિનાં નવાં મંડળો રચવાની વાત કરે છે, પણ એ બધાં જળસીંચનથી જ્ઞાતિમાં નવી શક્તિ આવવાની નથી અને કોઈ ઉકેલ નીકળવાનો નથી. કારણ કે, એ વાત હવે જ્ઞાતિની તાકાત બહારની છે.

કોઈ કોઈ, સરકારે કાયદો કરવો જોઈએ તેવી રીતનો રસ્તો શોધે છે. પરંતુ અનાજની તંગીને લીધે સરકારે વરસો સુધી જમણવાર ઉપર અંકુશ મૂક્યો, છતાં અપવાદરૂપ લગ્ન સિવાય બધાં લગ્નમાં એનો ભંગ થયો છે તે આપણે નરી આંખે જોયો છે, છતાં સરકારના કાયદાથી લોકો ઓછો ખર્ચ કરતા થઈ જશે તે આપણે શી રીતે માનીએ છીએ?

જો જ્ઞાતિપંચ, જ્ઞાતિમંડળો કે સરકારી કાયદાથી લગ્નખર્ચમાં ઘટાડો ન થવાનો હોય તો પછી આ પ્રશ્નનો ઉકેલ શો? એનો ઉકેલ જ નથી? તો શું સામાન્ય માણસોએ લગ્નખર્ચમાં મરી જવું?

આ પ્રશ્ન ઉકેલવા માગતા સુધારકોએ અને આ પ્રશ્નથી મૂંઝાતા અને મુશ્કેલીમાં મુકાતા વડીલોએ સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે કે જૂની રીતે—જ્ઞાતિની રીતે આ કોયડો ઉકલે તેમ નથી. લગ્નવ્યવહારનું ક્ષેત્ર અને લગ્નખર્ચ એક સિક્કાની બે બાજુ છે. અમુક મર્યાદિત ગોળ કે કુટુંબ કે જ્ઞાતિમાં લગ્નનો વ્યવહાર કરવો એનો અર્થ એટલો જ કે મુખ્ય પસંદગી પરણનાર પાત્રને નથી આપવામાં આવતી. પણ લગ્નવ્યવહારના ક્ષેત્રને આપવામાં આવે છે. જ્યાં સુધી એ ક્ષેત્રને મુખ્ય સ્થાન છે ત્યાં સુધી વેપારના માર્ગ અને પુરવઠાના સિદ્ધાંત પ્રમાણે તેમાં ખર્ચ થવાનો. લગ્નખર્ચનો ઉકેલ લાવવો હોય તો લગ્નક્ષેત્રની મર્યાદાને પણ છોડવી જોઈશે.

લગ્નક્ષેત્રની મર્યાદાને છોડવામાં આવે તેનો અર્થ, લગ્નમાં મુખ્ય પસંદગી સમાજની નહિ પણ વ્યક્તિની બની જાય છે. વ્યક્તિના કુટુંબને જોવામાં આવે તે ખરૂં, પરંતુ મુખ્ય તો વ્યક્તિની લાયકાત જોવામાં આવે છે. જો વ્યકિત લાયક ન હોય તો લગ્નસંબંધ બાંધવાનો પ્રશ્ન ઊભો ન થાય. એટલે આજે લગ્નનો પ્રશ્ન વ્યકિતનો નહિ પણ સામાજિક ગણાય છે, તેનો આખો પાયો જ બદલાઈ જાય, લગ્નનો પ્રશ્ન વ્યકિતગત બની જાય.





લગ્નનો પ્રશ્ન વ્યક્તિગત બની જાય તો લગ્નખર્ચ પણ વ્યક્તિગત બની જાય એમાં બીજાએ વ્યવહારને ખાતર શક્તિ વગર તણાવું પડે છે તે ટળી જાય માણસનો ધંધો જેમ વ્યક્તિગત બની ગયો છે, એટલે એ જ ધંધો કરવો એમ પિત્રાઈને વ્યવહારથી તણાવું પડતું નથી એની શકિત હોય એ ધંધો એ કરે છે પરિણામે રોજનું જીવનધોરણ પણ કમાણી પ્રમાણે દરેક રાખે છે પિત્રાઈ તરીકે અમુક વ્યવહારથી રાખવું પડે તેવું નથી ધંધો, રોજીંદુ જીવનધોરણ વગેરે જેમ વ્યક્તિગત થયું તેમ લગ્નનો પ્રશ્ન પણ વ્યક્તિગત થઈ જાય તો જ્ઞાતિ કે કુટુંબનાં બંધન સિવાય પાત્રનો પસંદગી કરવામાં આવે અને કુટુંબની આર્થિક સ્થિતિ, અંગત રુચિ પ્રમાણે કોઈ વધારે ખર્ચ કરે તો પણ એથી બીજાને તણાવાનો સવાલ ન રહે

ખર્ચ માણસ સામાજિક પ્રતિષ્ઠા મેળવવા કરે છે સામાજિક પ્રતિષ્ઠા દ્વારા એ મેળવવા શું માગે છે? નાતમાં પોતાનું ઘર સારું ગણાય ઘર સારું ગણાવાનો ફાયદો શો છે? પોતાના દીકરા-દીકરીનાં લગ્ન સારા ઘેર જોડાય તે આજે લગ્નવ્યવહારમાં ક્ષેત્રનું —જ્ઞાતિ, કુટુંબનું—આ જાતનું મહત્ત્વ છે માટે એ પ્રતિષ્ઠા મેળવવા માણસ ખર્ચ કરે છે જેને નથી પહોંચાતું તે પણ દેવું કરીને પ્રતિષ્ઠા ગણાય તે ક્ષેત્રમાં કન્યા આપે છે પરંતુ જ્ઞાતિ-કુટુંબને પ્રતિષ્ઠા ન મળતા પરણનાર પાત્રને પ્રતિષ્ઠા મળવા માંડે તો ખોટા ખર્ચો બંધ થઈ જાય ન પોષાતું હોય તે દેખાદેખી તો ન જ કરે

આ માટે બારમાનો દાખલો મોજુદ છે મરણ પાછળ મોટી નાત જમાડવી તેમાં પહેલા પ્રતિષ્ઠા મળતી હતી સુધારકોએ શરૂઆતમાં બારમા અંગે હિલચાલ શરૂ કરી ત્યારે રૂઢિચુસ્તોએ મચક ન આપી, પરંતુ વરસો વીતતાં જોયું કે જે બારમા નથી કરતા તેમની પ્રતિષ્ઠા જતી નથી અને કરે છે તેમની પ્રતિષ્ઠા વધતી નથી એટલે એ રૂઢિચુસ્તોએ પણ બારમા આપોઆપ બંધ કરી દીધા શું એ બધા રાતોરાત સુધારક થઈ ગયા? ના, પણ એમણે જોયું કે બાર માથી પ્રતિષ્ઠા મળતી નથી તો પાની શું કામ ખર્ચ કરવો? છતાં હાલ અમુક જ્ઞાતિઓમાં બારમા થતાં હોય છે તેમાં પણ ઓટ આવી છે લગ્નક્ષેત્રે જેમ ખર્ચમાં ભરતી આવી છે તેમ એમાં ભરતી આવી નથી, કારણ કે એમાં પ્રતિષ્ઠા રહી નથી આમ, લગ્નખર્ચ નાબૂદ કરવો હોય, તો એ ખર્ચ દ્વારા મળતી પ્રતિષ્ઠા મટવી રહી એ ત્યારે નીકળે કે લગ્ન માટે પસંદગી અમુક ક્ષેત્ર પૂરતી મર્યાદિત ન હોય પણ વ્યક્તિ યોગ્ય હોય તેને લીધે પસંદગી થાય. આટલું થવા છતાં માબાપો અમુક ખર્ચ તો કરવાનાં કારણ કે દીકરા દીકરી પરણાવવામાં એ લહાવો માને છે એટલે લગ્નમાં પ્રતિષ્ઠા માટે ખર્ચ નહિ થાય તો પણ પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે લહાવો લેવા ખર્ચ કરશે લગ્નનો પ્રશ્ન નાતનો મટી કુટુંબનો થાય છે એટલે માબાપ પોતાના શોખ રૂચિ પ્રમાણે એને ઉજવશે, અને તેની વ્યવહાર તરીકે બીજાને નકલ કરવાની રહેશે નહિ

તદ્દન ઓછું ખર્ચ તો, જ્યારે લગ્નનો પ્રશ્ન કુટુંબનો મટી કેવળ પરણનાર યુવકયુવતીનો બને તો જ થાય બને પરિચયમાં આવ્યા પછી પરણવા તૈયાર થાય તો એમાં યુવક અને યુવતીને સરખી ગરજ હોય, એક બીજાને ઉપકાર કરવા કે એમાંથી આર્થિક લાભ મેળવવાની દૃષ્ટિથી પરણવું ન હોય એટલે એક થઈને ઉકેલે માબાપને માથે એ ખર્ચની જવાબદારી ન હોય કે માબાપ એને લહાવો લેવાનો પ્રસંગ પણ ન માનતા હોય એટલે નવી જિંદગી શરૂ કરતા યુવક યુવતીએ લાંબી કમાણી કરી ન હોય એટલે એને સાદાઈથી અને ખર્ચાળ બનાવ્યા વિના ઉજવે-પતાવે આ બધું ક્યારે બને? આજે લગ્નનો ખર્ચ ભયાને મારી નાખે છે તેનું શું? એનો ઉકેલ બતાવ્યા સિવાય ભવિષ્યની વાતથી ભૂખ શી ભાગી?

આ ઉકેલ જો દૂરનો દેખાતો હોય તો, એને નજીક લાવવા, દૂરના અંતરને કાપવા ઝડપથી પગ ઉપાડવા છૂટકો અંજિન દૂર દેખી માણસ જો માહિતગાર થાય



તો, એ મોડો મોડો ય શી રીતે ત્યાં પહોંચવાનો હતો? કોઈ પણ વસ્તુ પુરુષાર્થ કર્યા વગર સાધ્ય થતી નથી. કાયરને માર ખાવો પડે છે. અને સામાજિક કામો એવાં છે કે થોડાના પુરુષાર્થથી પગદંડી પડે છે. એટલે રૂઢિ પ્રમાણે ગતાનુગતિ ચાલનાર મોટો સમુહ પાછળ આવે છે અને તે કાયમનો માર્ગ બની જાય છે. લગ્નનો પ્રશ્ન પણ આમ તો મુશ્કેલ અને દૂરનો દેખાય છે, પરંતુ એને જો ઝડપથી ઉકેલવો હોય તો આ માર્ગ વિષે જેને શ્રદ્ધા છે તેણે એ સ્વીકારીને ચાલવું રહ્યું. એ રસ્તે પ્રયાણ તો શરૂ થયું છે, પરંતુ પગદંડી પડી નથી. પગદંડી પાડવાની જવાબદારી લગ્નખર્ચ નાબુદ કરવા માગતા હોય, લગ્નનો વિકટ બનતો પ્રશ્ન ટાળવા માગતા હોય તે સૌ કોઈ સુધારકો, વડીલો અને યુવક-યુવતીનો છે. જેટલા ઓછા-પ્રમાણમાં એ જવાબદારી આપણે અદા કરીશું તેટલો વિલંબ એમાં થવાનો અને ત્યાં સુધી રૂઢિનો ભોગ થઈ રિબામણ સહેવી પડવાની.

આ રસ્તો લાંબો અને મુશ્કેલ લાગતો હોય તો પણ, આ સિવાય બીજો કોઈ ઉપાય નથી. અને એ સ્વીકારવા તૈયાર ન હોય તેમની મુશ્કેલી દૂર કરવાની રામબાણ દવા જ્ઞાતિ મારફત શોધવાના પ્રયત્ન વ્યર્થ જવાના છે. આ લાંબો રસ્તો છે, સફળતા મળવી મુશ્કેલ છે, એમ હિંમત હારી, જ્ઞાતિનાં હથિયાર શોધશે તો એ બૂઠાં થયેલાં હથિયારથી સિદ્ધિ મળશે નહિ. એ કરતાં લાંબો રસ્તો—મુશ્કેલ રસ્તો થોડો પણ તૈયાર થયો હશે તો પાછળ આવનારનું એટલું કામ થયેલું તૈયાર મળશે, ને એને બાકીનું કામ કરવાનું જ રહેશે. છેવટે સાચી દિશાનો પુરુષાર્થ જ ફળદાયી નીવડે છે તેવી શ્રદ્ધા સાથે આ પ્રશ્નમાં જેમને ધગશ હોય તેમણે કામ કરવું રહ્યું.



મને અહીંઆ ગંભીર વાંચન માટે બહુ જ ઓછો વખત મળે છે. વિચારવંત લેખકોના વિદ્વત્તાભર્યાં લેખો વાંચવાની મને બહુ જ ભૂખ રહે છે પણ મગજનું રોકાણ બહુ જ ગંભીર બાબતોમાં રહેતું હોઇને બહુ જ ઇચ્છા છતાં Solid Reading માટે વખત મેળવી શકતો નથી. ઊર્મિના જાન્યુ. અંકમાં 'સંસ્કૃતિનું સરવૈયુ' વાંચીને તેમાં આવતી બધી વિગતો ઉપર હું મુગ્ધ થઇ ગયો છું. લેખ બે ત્રણ વખત વાંચવા છતાં મને સંતોષ થતો નથી. આપણી ઉણપો, પ્રજા અને રાષ્ટ્ર તરીકે હજારો વર્ષોથી થતું આવેલું આપણું પતન અને આપણી મહાનતા વિષે મોટા મોટા માણસો તરફથી થતી વાતો—આ બધાં તરફ મને ચાલુ અણગમો રહેતો, પણ તે વિષે કડીબંધ વિગતો જેવો લેખ મારા વાંચવામાં આ વખતે આવ્યાં.

આપણે પ્રજા તરીકે આગળ આવવું હશે અને પ્રાણવંત રાષ્ટ્ર તરીકે બીજા રાષ્ટ્રોની હરોળમાં ઊભા રહેવું હશે તો, વાસ્તવિક્તાનો ઝીણવટભર્યો અભ્યાસ કરીને, આપણી ખામીઓને સમજીને અને આપણી ત્રુટિઓને સત્ય સ્વરૂપમાં સ્વીકારીને ભગીરથ પ્રયત્ન આદરીશું તો જ આપણે સાચી દિશામા પગલું માંડયું એમ ગણી શકાય, બાકી તો આ લેખક કહે છે તેમ આપણે આવતાં બસો વર્ષમાં એક જૂની પ્રજા તરીકે અસ્તીત્વમાં નહિ હોઈએ.

—મગનભાઇ છ. પટેલ [એડન] ૧૪-૧-'૫૫

ફેબ્રુ૦ '૫૫નું 'ઊર્મિ' વાંચીને આ પત્ર લખવાનું મન થયું છે. 'સુનંદા' વાર્તા ખરેખર ગમી. ને જ્યારે રાધાજી પોતે ભક્ત માટે આટલું કરે છે તે વાંચતા તો આંખમાં આંસુ આવી ગયાં—ભગવાનને ભક્તનો કેટલો પ્યાર છે! ભક્તના પતનને કેટલી હદે માફ કરી દે છે! આ છે ભગવાનની વાત. ને માણસ હોય તો! ને બીજી વાર્તા વાંચી 'તમન્ના.' મને રોજ પન્નાલાલ પટેલની વાર્તાઓ ગમે છે જ છતાંયે આ વાર્તામાં મઝા ન પડી. કારણ કે અધ્યાત્મવાદનું વાતાવરણ સર્જવા જતાં વાર્તાની મઝા મારી ગઈ છે, આના કરતાં તો એમની તળપદી ભાષામાં ને એ લોકની વાર્તા લખે છે ત્યારે આપણને એનાં વહનમાં સાથે જ ખેંચી જાય છે, એમાં જાણે લેખક ઓતપ્રોત થઈ જાય છે. શબ્દો શોધવા પડતા નથી ને આવામાં જાણે એમનેય મહેનત કરવી પડે છે ને વાંચનારને પણ પોષના વહનમાં ખેંચી શકતા નથી.

—રંભાબેન ગાંધી [મુંબઈ] ૯-૨-'૫૫





બલદેવ મહેતા

## મત્સર જોઈ લીધા છે

મનના મત્સર જોઈ લીધા છે.
અમી પીધાં છે, ઝેર પીધાં છે.
મનના મત્સર જોઈ લીધા છે.
નાહક બોલાવોમા અમને, રૂપ પીધાં છે કુરૂપ થઈને,
જરામહીં જર્જર થઈ જાતાં, રૂપ દીઠાં છે, રંગ પીધા છે,
મનના મત્સર જોઈ લીધા છે
હરિનો સાથે મેળ કરીને નિયમ કીધા છે, હુકમ દીધા છે,
સાંજસવારે દર્પણમાં પલટાતા ચહેરા જોઈ લીધા છે,
અનુભવે આથમતા મારા ઐશ્વર્યોના રંગઢંગને,
પામર થઈ પંપાળુ ત્યારે હીણુ બનીને રોઈ લીધાં છે,
મનના મત્સર જોઈ લીધા છે.
કોઈ મને પડકારે ત્યારે, અદકું તેજ બતાડે ત્યારે,
અદકી સમજણવાળાં આગળ ઉપર ઉપરથી નમન કીધાં છે,
પણ રે પણ આ ભીતર મારું, હુંકાર કરીને કાં પડકારે,
નિયમ પ્રમાણે બોલું નહિ તો ય આડી નજરે જોઈ લીધા છે,
મનના મત્સર જોઈ લીધા છે.
સૂક્ષ્મદેહ પંપાળી મનમાં માન્યું કે મેં જીત કરી,
ગરજ જગાડી, ભય દેખાડી, નમ્ર બનાવી, પ્રીત કરી,
ભજે લોક બે ઘડીક ત્યાં તો મનમાં માન્યું શુંય કર્યું,
નાના જીવતરના રંગમંડપે અમને આવી કોક વર્યું,
તેજ ઢાંકીને તુચ્છ કીધા છે.
મનના મત્સર જોઈ લીધા છે.
બુદ્ધિશાળીની આલમનો આ નાનકડો પ્રસ્તાવ કર્યો છે,
ભોળપથી લજવાતા લોકો એનો એવો ભાવ ભર્યો છે,
જુનવાણી તાસીર ન ચાલે, આ દુનિયાના વહેવારે,
તૂટી મરે છે નાહક શાને વણ સમજ્યે એકાકારે,
સરળ જીવનમાં સ્વાદ કિયો છે?
ક્ષીરસાગર રેલી, દુનિયા અચરજ પામે, અચરજ ક્યાં?
પવન તેજના સમાગમે હુંકાર કરે તો અચરજ ક્યાં,
રત્નધામ તો ભીતરમાં ને તુફાન ક્યારે જાવા દે,
તુફાન સામે લડનારાઓ ક્યા જીવનના લ્હાવા લ્યે!
બાલતણાં દર્શન દીધા છે,
મનના મત્સર જોઈ લીધા છે.



શેખાદમ આબુવાલા

## જિંદગીના જખમ

જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!

પુષ્પની લગની લગાડી પાથરી દીધાં છે રણ,
સ્વપ્નની લત આપીને આપ્યું સદાનું જાગરણ,-
પ્યાસની બેચેની આપી દૂર રાખ્યા છે ઝરા,
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!
જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!

મોતીઓની શોધ કરનારાને અંગારા મળે,
ફૂલની માળાને બદલે સાપના ભારા મળે,
આ તે છે જાદુઈ નગરી કે પછી તારી ધરા!
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!
જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!

બાગમાં આવ્યા તો ચારે કોર વેરાની મળી,
દૂર દુનિયાથી ગયા તો પણ પરેશાની મળી,
બેઉ બાજુ આ રીતે થાતી રહી છે સરભરા!
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!
જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!

ધ્યેય કેરી ઝંખના કરનારને કાંટા મળે.
એક ડગલું ચાલતાં કંઈ કેટલા ફાંટા મળે,
દૂર મંઝિલ થાય છે હું કેટલી રાખું ત્વરા!
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!
જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!

કોઈનો રંગીન પાલવ, કોઈના ઉરનું રુધિર,
કોઈને સુખની વસંતો, કોઈને દુખની શિશિર,
ઊની ઊની ઊર્મિઓના ભાગ્યમાં કાતિલ કરા!
જીવીએ તો જીવીએ શી રીતથી બોલો જરા!
જિંદગીને જખમ પણ કેવા મળ્યા છે આકરા!

આ બધું હોવા છતાં મસ્તી અમે ખોતા નથી,
કાલની ચિંતા કરી આજે અમે રોતા નથી,
મન અમારું સ્વર્ગ છે ને કલ્પના છે અપ્સરા!
જીવવું જો હોય તો આ રીતથી જીવો જરા!



નાથાલાલ દવાણી

# વિનોબાનાં વિચારબિન્દુ

દુનિયાભરના દેશોનું જે ૯૬ રતલની સુકલકડી કાયા ઉપર ધ્યાન દોરાયું છે તે આપણું ગૌરવ વિનોબાજીના વિચારની કણિકાઓ પણ કેવી સચોટ છે! હિંદીમાંથી અનુવાદ કરેલાં આ વિચાર-બિન્દુઓ પસંદ કરવાની અનુવાદકની દૃષ્ટિ પણ આવકાર્ય જ છે...

કોષના સર્વ શબ્દોનો 'ઈશ્વર' જ એકમાત્ર અર્થ છે.

*

સ્વધર્મ સહજ-સાધ્ય હોય છે—બાળકને દૂધ પાવાનો ધર્મ માતા મનુસ્મૃતિમાંથી નથી શીખતી.

*

સ્વધર્મ પ્રતિ પ્રેમ, પરધર્મ પ્રતિ આદર અને અધર્મ પ્રતિ ઉપેક્ષાનો ત્રિવેણીસંગમ એટલે ધર્મ-પ્રયાગ.

*

સિંહ હિંસક છે, એટલે એણે પાછું વાળીને જોવું પડે છે. અહિંસક માટે સિંહાવલોકનનું કોઈ પ્રયોજન નથી.

*

અસ્તેયથી હું જગત જીતું છું, અપરિગ્રહથી એનો ત્યાગ કરું છું.

*

મારી ત્રયી: માતા, ગીતા, તકલી.

*

જે વાણી સત્યને સંભાળે છે, એ વાણીને સત્ય સંભાળે છે.

*

આત્મદર્શન જીવનનું કાવ્ય છે.

*

પ્રથમ પ્રેમ, પછી ત્યાગ, અંતમાં શાન્તિ.

*

પ્રેમ અને વૈરાગ્યનું સામંજસ્ય કરવું એ જ તો છે વિવેકનું કામ.

*

'વિશ્વનાથ' ભગવાનનો ધંધો છે, 'દીનાનાથ' ધર્મ.

*

અર્થ કહે છે, 'હક્કનું રક્ષણ કરવું એ કર્તવ્ય છે.' ધર્મ કહે છે, 'કર્તવ્ય કરતા રહેવું એ હક્ક છે.'

*

'રાધા' એટલે નિષ્કામ આરાધના.

*

જ્યાં પાવિત્ર્ય, ત્યાં સૌન્દર્ય અને જ્યાં સૌન્દર્ય, ત્યાં કાવ્ય.

*

ઉપયોગિતા ધર્મનું શરીર છે, ચિત્તશુદ્ધિ આત્મા.

*

લક્ષ્મી, શક્તિ અને સરસ્વતી (ક્રમશઃ વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણની) સુરક્ષિત દેવીઓ છે. એકલી સેવાદેવી જ સાર્વજનિક દેવી છે.

*

આળસ, અજ્ઞાન અને અશ્રદ્ધા—આ ત્રણે 'મહારિપુ' છે.

*

પાણિનિનો જે ઉત્તમ પુરુષ એ જ ભગવાનનો પુરુષોત્તમ.

*

ભિન્ન દેવતાઓ એક જ દેવતાની ગુણ-મૂર્તિઓ છે.

*

શોધન-ત્રયી: વિચારશોધન, વૃત્તિશોધન, વર્તનશોધન.

*

જીવનમાં ભય રાખવાથી મૃત્યુ નિર્ભય બનશે.

*

કર્મયોગી—સફેદ દૂધવાળી કાળી ગાય.

સંન્યાસી—સફેદ દૂધવાળી સફેદ ગાય.

*





વિશ્વ નિદ્રાધીન વિષ્ણુ જ છે, એને પ્રેમાદરપૂર્વક જ જગાડવું જોઈએ.

*

વિવેક એટલે બુદ્ધિ અને ભાવનાનો સમન્વય.

*

શિક્ષણ એટલે સત્-સગ. શિક્ષણની આથી ભિન્ન વ્યાખ્યા હું નથી કરી શકતો.

*

સામ્ય કેટલાંયે છે, પરંતુ એ સર્વમાં બ્રહ્મસામ્ય અંતિમ અને શ્રેષ્ઠ છે.

*

'પ્રિયં બ્રહ્મ'—ઈશ્વર પ્રેમમય છે—એ શ્રુતિવચન છે. ભક્તિમાર્ગનો બીજમંત્ર એ જ છે.

*

નિંદા-સ્તુતિની બાદબાકી કરનાર મનુષ્ય પોતાની મેળે મુક્ત બની જાય છે.

*

કુકડાનો સ્વર તીવ્ર, મૃદુ, ક્રમિક અને અનુકંપિત હોય છે. જગાડનારની વૃત્તિ પણ એવી જ હોવી જોઈએ.

*

સ્વય 'રંગાયુ' અને અન્યને 'રંગવા' એ તો સંતોનો સ્વભાવ જ છે, એમાંય તે તરુણોને 'રંગવાનું' તો એમનું અવતાર-કાર્ય છે.

*

આર્તભક્ત ઈશ્વરનું હૃદય છે, જિજ્ઞાસુ ઈશ્વરની બુદ્ધિ છે,અર્થાર્થી ઈશ્વરનો હાથ છે અને જ્ઞાની ઈશ્વરનો આત્મા.

*

જંગલ કાપીને કંઈ અગ્નિને રસ્તો બનાવવો પડતો નથી, એના પાવક પગલે પગલે આપમેળે જ રસ્તો થતો જાય છે. ભક્તને માટે પણ, તેમ જ પરિસ્થિતિ કદી પ્રતિકૂળ નથી હોતી.

જ્ઞાન મંત્ર છે, કર્મ તંત્ર છે, ઉપાસના ઉભયને સંયુક્ત કરી દે છે.

*

શ્રી ગણેશાય નમઃ એટલે શ્રી ગુણેશાય નમઃ.

*

સન્યાસ અને યોગ એક જ જ્ઞાનાગ્નિની જ્વાલાએ છે.

*

અવતારોની જન્મભૂમિ, સંતોની ભૂમિ અને વીરોની કર્મભૂમિ ધન્ય છે!

*

માનવનો મુખ્ય ધર્મ કયો?—માનવતા.

*

સત્ય વ્યાવહારિક અપૂર્ણાંક નહીં, આધ્યાત્મિક પૂર્ણાંક છે.

*

નિદ્રા અને જાગૃતિ, એ બંનેના ગુણો મળીને સમાધિ બને છે—બંનેના દોષો મળીને સ્વપ્ન.

*

મનોનિગ્રહ એટલે માનસિક શક્તિઓનો સંગ્રહ.

*

કોઈ કહે છે, જે કૂવામાં નથી એ ડોલમાં ક્યાંથી આવે?

હું કહું છું, જે દોરીમાં નથી એ ડોલમાં આવે જ છે કે નહિ?

*

ઉપયોગિતાવાદ સ્વયં પોતાની ઉપયોગિતા માની જ લે છે

*

કાયર-અને ક્રૂર એક જ છે.

*

નદીમાં હું ભગવાનની વહેતી કરુણા જોઉં છું.

*

ચિત્ત ધોવા માટે ઉપયુક્ત: તપશ્ચર્યા રૂપી મૃત્તિકા, હરિપ્રેમ રૂપી જલ.

*

ભૌતિક જ્ઞાન જો અજ્ઞાન નહિ હોય, તો ઐશ્વર્ય હશે, પરન્તુ એ જ્ઞાન તો નથી જ નથી.

*

સંસારમાં નીતિ તેમજ ભક્તિની સત્તા રહે, એ ધર્મનો ઉદ્દેશ્ય છે.

*

કાળો કંબલ મને પ્રિય છે. કાળા કંબલનો સહવાસ એટલે શ્રીકૃષ્ણનો સહવાસ.

*

સન્ત સૂર્ય પેઠે ખેતરોમાં પાક સર્જશે.

સુધારક અગ્નિ પેઠે ભાત પકાવશે.

*

'બુદ્ધિ'-પ્રામાણ્ય જોઈએ, 'અહં'-પ્રામાણ્ય નહીં;

*

પિપીલિકા ઉત્તમ ગુરુ.

વિહંગમ ઉત્તમ શિષ્ય.

*

જીવન વિચાર, અનુભવ અને શ્રદ્ધાનું સુફળ છે.

*

સંત ગાય સમાન વત્સલ છે, એટલે જ સ્વયં તત્ત્વજ્ઞાનની કડબ પચાવીને સંસારને ભક્તિ નીતિનું દૂધ પાતા રહે છે.

*

દાન પરિગ્રહનું પ્રાયશ્ચિત છે અને એટલે એમાં અભિમાનને અવકાશ ન હોય.

*

પુણ્યશાળી ઈશ્વરની પાસે જાય છે, કારણ કે એ પુણ્યશાળી છે. પાપી ઈશ્વરની પાસે જઈ શકે છે, કારણ કે એ પાપી છે.

*

'મહત્ત્વાકાંક્ષા'—

કેટલી અલ્પ વસ્તુ છે આ!

*

હવા એની મેળે મારા ઓરડામાં આવે છે. સૂર્ય એની મેળે મારા ઓરડામાં પ્રવેશ કરે છે. ઈશ્વર પણ એ પ્રકારે એની મેળે જ મળનાર છે. બસ, મારા ઓરડાને પૂરેપૂરો ખુલ્લો રહેવા દો!

*

ખુલ્લી હવામાં સચ્ચિદાનંદ સાથે મિલન થાય છે—

આકાશ—સત્

વાયુ—ચિત્

તેજ—આનંદ

*

બુદ્ધિ અમલમાં લાવવી એટલે જ બુદ્ધિ 'ચલાવવી.'

*

બ્રહ્મચારી એટલે સ્ત્રી અને પુરુષ એકસ્થ.

*

જ્ઞાન કરતાં દૃષ્ટિ મહાન.

*

સેવા વ્યક્તિની, ભક્તિ સમાજની.

*

કર્મ છોડવું અશક્ય છે, કારણ કે છોડવું ય તો કર્મ છે.

*

'સંન્યાસ લેવાનો' કોઈ અર્થ જ નથી થતો, કારણ કે સંન્યાસનો અર્થ જ છે 'ન લેવું'

*

'જગતની પહેલાં શું હતું!'

'તારા આ પ્રશ્નનો અભાવ હતો.'

*





સંસારમાં જો ભગવાન ન મળતા-હોય, તો એમને બહાર મળવાની આશા જ વ્યર્થ છે.

*

પ્રાપ્તિ કરતાં પ્રયત્નનો આનંદ અધિકતર હોય છે.

*

શ્રુતિ બ્રહ્મ જ બતાવે છે અને શ્રુતિ જ બ્રહ્મ બતાવે છે - શ્રુતિમાં મારો આવો બેવડો વિશ્વાસ છે.

*

શત્રુ પર પ્રેમ કરવો સુરક્ષિત છે.

*

હે ગોપાલ કૃષ્ણ, મારો અહંકાર કાલિનાગ છે. એનું શિર કચડીને તું એને જ્યારે નાથીશ ત્યારે મને 'કાલિયા–મર્દન' ની કથામાં વિશ્વાસ બેસશે!

*

કામ–ક્રોધને આપસમાં લડાવી મારવામા જ્ઞાનની કુશળતા છે.

*

આત્માઓ સર્વ છે, પરંતુ આત્મવાન એકાદ જ.

*

'અહં બ્રહ્માસ્મિ' માં 'તત્ ત્વમસિ' નો નિષેધ નથી.

*

જીવવાની ઇચ્છામાં મૃત્યુનું બીજ છે. જેવી એ ઇચ્છા ગઈ, મૃત્યુ મર્યું.

*

ભૂતમાત્રમાં ભગવાનનાં દર્શન થવા લાગશે ત્યારે સંત સેવા કાજે કેમ તલસે છે, એનું રહસ્ય સમજાશે.

*

સર્વ ધર્મ સત્યના અંશાવતાર છે.

*

ધર્મ સંસારમાંથી મોક્ષ પ્રતિ લઈ જનાર પુલ છે, એટલા માટે એનો એક-પગ સંસારમાં અને બીજો પગ મોક્ષમાં હોય છે.

*

સત્યની પરિભાષા નથી, કારણ કે પરિભાષાનો જ આધાર સત્ય છે.

*

'બલિદાન' બોલતાં જ બલિનું સ્મરણ થઈ આવે છે. બલિદાન એટલે આત્મસમર્પણ

દુર્બલનું 'બલિદાન' નહીં, બલિદાન બલવાનનું.

*

ગીતા અનાસક્તિ ઉદ્બોધે છે, પરંતુ ઈશ્વરમાં આસક્ત રહેવાનું કહે જ છે.

*

કમલ એટલે અલિપ્ત પવિત્રતા.

*

$\frac{\text{સેવા}}{\text{અહંકાર}} = \text{ભક્તિ}$

★

મકરન્દ દવે

## અસંતોષ

પતંગિયું ફૂલે ફૂલે ભમી નિઃશ્વાસે ·
કહેઃ મળ્યું રૂપ હાય, મળી ન સુગંધ!
ફૂલો બોલેઃ અમારે તો પાંખ નહીં પાસે
હાય પેલું પતંગ શું ઊડે છે અબંધ!

★



શશી શહાણે

# પરોપદેશે પાંડિત્યમ્ !

પોતે શું કરે છે તેનો કયારેય ખ્યાલ સુદ્ધાં કર્યા વગર આખી દુનિયાને પોતાનું ડહાપણ દર્શાવે એ તે કેવું માનસ ? જયા અને સીતા બન્ને સ્ત્રીઓ છે. પણ એકનું કહેવાતું શિક્ષણ એને જ હણી નાખે છે જ્યારે બીજીના દિલની ઉદારતા આપણને જચી જાય છે...

ત્રિલોક વિદેશ ગયો ત્યારે તેની પત્ની સીતા અને એક બાળકને મૂકીને ગયો હતો. પોતે દક્ષિણનો હતો એટલે પોતાની માતૃભાષા તામિલ અને અંગ્રેજી સિવાય બીજી ભાષા જાણતો નહિ. હિંદથી ગયેલાં બીજાં વિદ્યાર્થીઓ તેની સાથે હતાં તેમાં પ્રાંતપ્રાંતનાં યુવક–યુવતીઓ હતાં એટલે ત્રિલોકને હિંદ છોડયાનું બહુ દુઃખ ન થતું.

વિદેશમાં મેળવાય તેટલું મેળવ્યું, ફરાય તેટલું ફર્યો, અને એ આખા સમુદાયમાં તેની સાથેની એક ગુજરાતી યુવતી તરફ તે અજાણતાં આકર્ષાયો. પેલી યુવતી માનસશાસ્ત્રની વિદ્યાર્થિની હોઈને ત્રિલોકને આકર્ષવા બધી રીતે સફળ નીવડી. અને તે આકર્ષણ તો એટલી હદે જઈ પહોંચ્યું કે વિદેશથી આવ્યા પછી પણ ત્રિલોક પોતાની પત્ની અને બાળકને પોતાને ઘેર મૂકીને સ્વતંત્રરીતે રહેતી આ યુવતીને ત્યાં પડ્યો પાથર્યો રહેવા લાગ્યો.

એ યુવતીનું નામ હતું જયા. ત્રિલોક તરફ આકર્ષાવાનું જો તેના જ માનસશાસ્ત્ર પ્રમાણે આપણે કારણ રજૂ કરીએ તો એ હતું કે તે પરણવાની ઉંમરે પહોંચ્યા છતાં અપરણિત હતી, અને પુરુષને પોતા તરફ આકર્ષવાની તેની ઢબછબ એવી જાતની હતી કે ત્રિલોક તો શું પણ કોઈ પણ યુવક તેના તરફ આકર્ષાય. ત્રિલોક પરણેલો હતો તેથી શું થઈ ગયું ? એક સંસ્કારી યુવતી પોતાની જ જાતિની એક ઘરરખ્ખુ ગૃહિણીને ભયંકર અન્યાય કરી રહી હતી એ માનસશાસ્ત્રમાં પારંગત બનેલી જયા જેવી યુવતી પણ ન સમજી શકે એય કયાં ઓછું વિચારણીય હતું ! અને છતાં જયા ત્રિલોકની જ સાથે લગ્ન કરવા તૈયાર થઈ હતી, વધુ ને વધુ ઉત્સુક બની હતી.

સીતા બહુ ભણેલી નહોતી. ત્રિલોક સાથે મિત્રમંડળમાં કે સમાજમાં બની ઠનીને 'કંપની' આપી શકે તેમ નહોતી. પોતાના બાળકને જયાના માનસશાસ્ત્રની રીતે પોતે ઉછેરી શકે તેમ નહોતી. છતાં જયા પ્રત્યે ઈર્ષાની એક આછી રેખા પણ ન ઉઠાવનાર સીતાના દિલની ઉદારતા કેટલી બધી જયા ભેગી થાય તો ય કયાં બતાવી શકે તેમ હતું ? પોતે પોતાના પતિને જયા સાથે પરણવાની ખુશી થઈને મંજૂરી આપી શકે તે પણ તેની કેટલી મોટી સ્વાર્થત્યાગી વૃત્તિ રજૂ કરતી હતી ? પોતે પોતાના બાળકમાં રચીપચી રહીને પતિનું હિત ઇચ્છશે, પતિપરાયણ રહીને પોતાનું સતીત્વ સાચવશે, જરૂર જણાશે ત્યારે પતિ પાસે સેવા માટે હાજર થશે—આવાં તો કેટલાંય, પોતાના પતિને હચમચાવી દેતાં વચનો એ સામેથી આપી શકી પણ ન તો ત્રિલોક સીતાનું માનસ સમજી શકયો કે ન પેલી માનસશાસ્ત્રમાં પારંગત જયા સમજી શકી. જયાના માનસશાસ્ત્રની પદ્ધતિએ ચાલતા 'કલીનીક'માં આવતા કેટલાય 'કેસ'નો પોતે ઉકેલ લાવતી ત્યારે સીતા જેવી સ્થિતિમાં આવેલી કેટલીય યુવતીઓને તેમના પતિ તરફના અસંતોષનું કારણ નિદાન તરીકે રજૂ કરતી. માનસિક નબળાઈવાળાં બાળકોનું નિદાન કરવામાં પણ તે સીતાના બાળકને નજર સામે રાખીને બોધ આપતી કે આ બાળકને તેના પિતા તરફથી કોઈ જાતનો પ્રેમ મળ્યો નથી એ જ મોટી ખામી છે !

જયાનું એ કલીનીક આવા કેસ માટે પ્રમાણભૂત ગણાવા લાગ્યું. પણ માનસશાસ્ત્રની પારંગત એ કલીનીકની સંચાલિકા પોતાની જ જાતિની એક અજ્ઞાન સ્ત્રીના મનનો ઉકેલ શોધવા કયારેય તૈયાર ન જ થઈ. ત્રિલોકને સીતાથી વધુ ને વધુ દૂર રાખવા લાગી. પોતાથી ઘડીભર પણ અળગો કરતી નહિ. પોતે જાતે જ ત્રિલોકને મોટરમાં ઓફિસે મૂકી આવે અને નિયત સમયે લઈ આવે !





ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ઇન્સ્યુલિન

*દવાઓની શોધખોળ—એ વિષય પણ દર્દી અને ડૉક્ટર બન્ને માટે મહત્ત્વનો હોય છે. અહીં રજૂ કરાયેલી દવા આજે તો જગજાહેર છે, પણ તેને જનતા આગળ રજૂ કરનાર તેના શોધકને અને તે દવાને સંપૂર્ણપણે આપણે જાણીએ —અને તે પણ એક પાવરધા ડૉક્ટર લેખક પાસેથી ત્યારે ?......*

**મા**નવજાતને પીડતા સામાન્ય ગંભીર રોગો ત્રણ છે. એક તો હૃદયરોગ, બીજો કેન્સર ને ત્રીજો સંધિવા. આવો ચોથો રોગ ડાયાબેટિસ ( મધુમેહ ) છે. ડાયાબેટિસમાં આપણે જે કાર્બોહાઇડ્રેટ ખોરાક ખાઈએ છીએ એનો શરીરમાં બરાબર વપરાશ થતો નથી. ખાંડ ગોળ ચોખા ઘઉં બટાટા વગેરે કાર્બોહાઇડ્રેટ ખોરાક છે. સામાન્ય રીતે આપણે જે બધો કાર્બોહાઇડ્રેટ ખોરાક ખાઈએ છીએ એનું પાચન થવા બાદ ગ્લુકોઝ બને છે જે લોહીમાં જઈ સંઘરાય છે. અહીંથી ગ્લુકોઝ ( શર્કરા=ખાંડ ) જરૂર પ્રમાણે છૂટી થઈ શરીરમાં વપરાય છે. એનાથી શરીરમાં શક્તિ પેદા થાય છે.

ડાયાબેટિસમાં આ વ્યવસ્થા તૂટી પડે છે. વપરાયા વિનાની સંઘરાયેલી ખાંડ લોહીમાં જમા થાય છે, અને ત્યાંથી પેશાબ વાટે શરીર બહાર ફેંકાઈ જાય છે. શરીરની જરૂરિયાત મુજબ શર્કરાના વપરાવાથી દરદીને ખૂબ ભૂખ લાગે છે. તે બહુ ખાય છે છતાંય એનું વજન ઘટે છે અને અશક્તિ આવે છે. પુષ્કળ પેશાબ થવાથી તરસ પણ ખૂબ લાગે છે.

આ બધું થવાનું કારણ શું ? આપણા પેટમાં પેનક્રિયાસ ( અગ્નાશય ) નામની એક ગ્રંથિ છે એનો પાચકરસ આંતરડાંમાં જાય છે. એનાથી ખોરાક પચે છે. આ ઉપરાંત આ ગ્રંથિમાં થોડા કોષસમુહો છે. જે એના શોધકના નામ ઉપરથી આય

' ઊર્મિ'–નવરચના 'ના જાણીતા લેખક
ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી
[ ’૫૪નો કુમાર ચન્દ્રક જેમને મળ્યો છે ]



લેંગ્સ ઑફ લેન્ગરહેન્સ કહેવાય છે. આનો ઇન્સ્યુલિન નામનો સ્રાવ છે, ઇન્સ્યુલિન શરીરમાં શર્કરાના વપરાશ ઉપર કાબુ ધરાવે છે. જ્યારે આ કોષો નાશ પામે છે ત્યારે ઇન્સ્યુલિન ના મળવાથી લોહીમાં શર્કરા એકઠી થાય છે અને ડાયબેટિસનાં ચિહ્નો દેખા દે છે.

ઇ. સ. ૧૯૨૦ની સાલ સુધી દવાજગતમાં ઇન્સ્યુલિન જાણીતું ન હતું. ઇ. સ. ૧૯૨૧ માં બેન્ટિંગ અને બેસ્ટ નામના કેનેડિયન વિજ્ઞાનીઓએ ડાયાબેટિસના ઉપચાર માટે ઇન્સ્યુલિન નામની દવા શોધી. આ દવાથી લાખ્ખો ડાયાબેટિસના દરદીઓની આયુમર્યાદા લંબાઈ છે. આ અગાઉ આ રોગની દવા ન હતી. રોગીને ભૂખે મારવામાં આવતા. તે ખૂબ દુઃખ પામી અકાળે અવસાન પામતા હતા. હવે આ લોકો ઇન્સ્યુલિન સાથે કાળજીભર્યું જીવન જીવતા હોવાથી બીજાઓની સરખામણીમાં લાંબી જિંદગી ભોગવે છે. શર્કરા વગરનો ખોરાક લેવાથી રોગી ઇન્સ્યુલિન લીધા વિના પણ વર્ષો સુધી જીવે છે.

અમુક લોકો આ રોગના ભોગ થતા હોવાનું રહસ્ય હજુ જણાયું નથી. અમેરિકા, ન્યૂઝિલેન્ડ ને ઑસ્ટ્રેલિયા જેવા ખાનપાનથી સમૃદ્ધ દેશોના લોકો એનાથી બહુ પીડાય છે બીજા લોકોની સરખામણીમાં યહુદી હિન્દુ અને ઇટાલિયનો આનાથી બહુ પીડાય છે. ૬૫ ટકા આ રોગ વારસાગત મળે છે. માબાપ તરફથી રોગ નહીં પણ એ થવાની શક્યતા પ્રાપ્ત થાય છે.

ડાયાબેટિસ માટે આશીર્વાદરૂપ ઔષધ ઈન્સ્યુલિનનો શોધક ફ્રેડરિક ગ્રાન્ડ બેન્ટિંગ હતો. ઇ. સ. ૧૮૯૧માં કૅનેડામાં એનો જન્મ થયો હતો. દાક્તર બન્યા પછી પહેલા યુદ્ધમાં નોકરી કર્યા બાદ મેડિકલ સ્કૂલમાં ફિઝિયોલૉજીના શિક્ષક તરીકે કામ કર્યું.

અધ્યાપન દરમિયાન બેન્ટિંગને પેનક્રિયાસ ગ્રંથિની કામગીરીનો અભ્યાસ કરવામાં રસ પડ્યો. કૂતરામાં આ ગ્રંથિ કાઢી લેવાથી ડાયાબેટિસ રોગ થઈ આવે છે આ હકીકતના આધારે બેન્ટિંગે વિચાર્યું કે ડાયાબેટિસના રોગને પેનક્રિયાસનું સત્વ આપવામાં આવે તો આ રોગ કેમ ના મટે ? આથી એણે આ ગ્રંથિના લૅન્ગરહેન્સ કોષોનો સ્રાવ છૂટો પાડવાનો પ્રયોગ કરવાનો વિચાર ગોઠવ્યો.

આથી ઇ. સ. ૧૯૨૧માં ટોરોન્ટો યુનિવર્સિટિના આધ્યાપક મેકલીઓડને મળી બેન્ટિંગે પ્રયોગો કરવાનાં સાધનોની માગણી કરી. પ્રો. મેકલીઓડને બેન્ટિંગની શક્તિઓ માટે શંકા ઊઠી. અગાઉ આ કાર્યમાં બેન્ટિંગથી પણ વધારે લાયક વિજ્ઞાનીઓ નિષ્ફળ નીવડ્યા હતા છતાં બેન્ટિંગની ધગશ જોઈ પ્રો. મેકલીઓડે એને દસ કૂતરા અને બેસ્ટ નામના તબીબી વિદ્યાર્થીને જાણીતા સાથી તરીકે આપ્યો.

ઈ. સ. ૧૯૨૧ના મેની ૧૬ મી તારીખે બેન્ટિંગે કામ શરૂ કર્યું. તંદુરસ્ત કૂતરાનું પેટ ચીરી પેનક્રિયાસ ગ્રંથિની નલિકા બાંધી દીધી. થોડાં અઠવાડિયાં પછી ધાર્યા મુજબ પેનક્રિયાસ ગ્રંથિ મૃતઃપાય થઈ ત્યારે એને કાઢી લઈ મીઠાના પાણીમાં એનું સત્વ કાઢ્યું. બીજા કૂતરાના પેટમાંથી પેનક્રિયાસ ગ્રંથિ કાઢી લીધી. આથી કૂતરાના પેશાબમાં પુષ્કળ શર્કરા જવા લાગી અને દસ દિવસમાં તો તે મરવા પડ્યો. જુલાઈની ૨૭ મી તારીખે બેન્ટિંગે પેનક્રિયાસ ગ્રંથિનું સત્વ કૂતરાને ઈન્જેક્શન દ્વારા આપ્યું. જાદુઈ અસર થઈ. લોહી અને પેશાબમાંથી ખાંડ અદૃશ્ય થઈ. કૂતરો ટટ્ટાર બેસી પૂંછડી પટપટાવવા લાગ્યો. કૂતરો જો કે બીજા દિવસે તો મરી ગયો પણ બેન્ટિંગને ખાતરી થઈ કે પેનક્રિયાસના સત્વમાં ડાયાબેટિસ મટાડવાનો ગુણ છે:

બેન્ટિંગની આ શોધના ગુણ માટે દાક્તરી આલમ શંકાશીલ હતી પણ બેન્ટિંગ અને બેસ્ટે પ્રયોગો ચાલુ રાખ્યા. એમને ખાતરી થઈ કે પેનક્રિયાસના સત્વનાં ઈન્જેક્શન આપવામાં આવે ત્યાં સુધી શર્કરા અંકુશમાં રહે છે. શરીરમાં શર્કરા ઉપયોગી નીવડે છે. રોગીનું પોષણ વધે છે ને મોતમાંથી ઉગરી જાય છે. પણ આ સત્વનો ગુણ વિશેષ નહીં તો માત્ર ખોટ પૂરવા જેટલો જ છે. જ્યાં સુધી આપવામાં આવે ત્યાં સુધી ગુણ દાખવે છે. એમણે સત્વને દવાના સ્વરૂપમાં આપી શકાય એવું બનાવ્યું અને નામ આપ્યું 'એક્સ્ટ્રેટ આઈલેટીન.'

બેન્ટિંગના પ્રયોગમાં કૂતરાં ક્યારનાંયે વપરાઈ ગયાં હતાં. મદદનીશનાં આઠ અઠવાડિયાં પણ પૂરાં થયાં હતાં. પ્રો. મેકલીઓડ રજા ભોગવવા યુરોપ ગયા હતા. બેન્ટિંગ અને બેસ્ટ પાસે નાણાં નહીં હોવાથી પ્રયોગો આગળ ધપાવવા કૂતરાં અને બીજા સાધનોની ખેંચ હતી. આમ છતાંયે એમણે કામને આગળ ધપાવ્યે રાખ્યું. પેનક્રિયાસના સત્વની અસરકારકતાનું નિદર્શન કરવા લાગ્યા.

પ્રો. મેકલીઓડ યુરોપથી પાછા ફર્યા ત્યારે બેન્ટિંગે તેમને પોતાના પ્રયોગોથી વાકેફ કર્યા. પ્રો. મેકલીઓડને બેન્ટિંગની કામગીરીમાં મૂલ્યપરિવર્તક શોધનાં દર્શન થયાં. એમના દિલમાં 'ચોર' પેઠો. લૂંટારવૃત્તિ પેદા થઈ. એમણે બીજાં કામ પડતાં મૂકી પ્રયોગોમાં ચિત્ત પરોવ્યું. બેન્ટિંગના પગલે એમણે શોધખોળ ચાલુ રાખી પણ બેન્ટિંગ અને બેસ્ટને પ્રયોગોથી વેગળા રાખ્યા. એમણે પેનક્રિયાસના સત્વનું નામ આઈલેટીન બદલી સોહામણું 'ઇન્સ્યુલિન' રાખ્યું. એની શોધખોળ પોતાના નામે જાહેર કરી. એમાં બેન્ટિંગ કે બેસ્ટના કામનો ઉલ્લેખ પણ ના કર્યો! એમના ઉપર અભિનંદનનો વરસાદ વરસ્યો.

બેન્ટિંગ અને બેસ્ટના પ્રયોગો પણ ચાલુ હતા. એમને દવા બનાવનારી પેઢી તરફથી આર્થિક સહાય અને સગવડ મળ્યાં હતાં. એમના કામની પણ કદર





થઈ. ઈ. સ. ૧૯૨૩માં પ્રો. મેકલીઓડની ભાગીદારીમાં બેન્ટિંગને નોબલ ઇનામ મળ્યું. બેન્ટિંગે પોતાની રકમમાંથી બેસ્ટને ભાગ આપ્યો. જ્યારે મેકલીઓડે દાવાના ચુકાદાના પરિણામે—પોતાની રકમનો અડધો ભાગ સાથીદારને આપ્યો. બેન્ટિંગને ટોરેન્ટો યુનિવર્સિટિમાં વૈદક શોધખોળમાં પ્રાધ્યાપક-પદ પ્રાપ્ત થયું. શોધખોળ ચાલુ રાખવા કૅનેડા સરકારે ૧૫૦૦ પૌંડની દેણગી જાહેર કરી. ઈ. સ. ૧૯૨૯માં બેન્ટિંગ રીસર્ચ ફાઉન્ડેશન સ્થાપવામાં આવ્યું. ૧૯૩૦માં બેન્ટિંગ ઇન્સ્ટીટ્યુટ ખુલ્લું મૂકવામાં આવ્યું. ચાર વર્ષ બાદ બેન્ટિંગને સરનો ઇલકાબ એનાયત કરવામાં આવ્યો ઇ. સ. ૧૯૪૧ની ૨૧મી ફેબ્રુઆરીએ ન્યુફાઉન્ડલેન્ડમાં એરોપ્લેન અકસ્માતમાં આ જગહિતૈષી વિજ્ઞાનીનું અવસાન થયું.

ઇન્સ્યુલિન એ ડાયાબેટિસની સંપૂર્ણ દવા નથી. એનો ગુણ તો ફક્ત શરીરમાં ઊભી થયેલી એ સત્વની ખોટને પૂરી પાડવાનો જ છે. એટલે જ્યાં સુધી એનાં ઇન્જેક્શન આપવામાં આવે ત્યાં સુધી લોહીમાં અને પેશાબમાં આવતી શર્કરા અદશ્ય થાય છે. પણ આ એનો કામચલાઉ ગુણ એટલો બધો અસરકારક છે કે એના સેવનથી ડાયાબેટિસના લીધે ઊભા થતા પ્રાણઘાત ઉપદ્રવો ઊભા થતા નથી. દરદી પથ્યવાળો ખોરાક ખાઈ સુખભર્યું જીવન વિતાવી શકે છે. આમ ખાનપાનમાં પથ્ય જાળવવાનું હોવાથી આ રોગના રોગી અન્ય રોગીઓ કરતાં લાંબુ પણ જીવે છે. ઇન્સ્યુલિનની શોધ અગાઉ ડાયાબેટિસના દરદીઓ મહાયાતના વેઠી અકાળે અવસાન પામતા હતા. હવે તે બેન્ટિંગ અને બેસ્ટની ઇન્સ્યુલિનની શોધના પ્રતાપે સુખભર્યું લાંબુ જીવન જીવી શકે છે. ડાયાબેટિસના રોગીઓ આ બંને વિજ્ઞાનીઓના ઋણી છે.

★

# સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**ગુજરાતી ગેય કવિતા**: રમણલાલ છો. મહેતા. પાનાં ૮૪. બે રૂપિયા. પ્ર. ગજાનન વિ. જોશી, અમદાવાદ, ૪. **ખેડા સત્યાગ્રહ**: શંકરલાલ દ્વા. પરીખ. પાનાં ૩૧૪. ત્રણ રૂપિયા. **વિચાર માધુરી** (ભા. ૨): આનંદશંકર ધ્રુવ. પાનાં ૨૭૯. બે રૂપિયા. **ગુજરાતી પર અરબી ફારસીની અસર** (ભા. ૧): ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક. પાનાં ૪૩૮. સાડાચાર રૂપિયા. **ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ—ઇસ્લામ યુગ.** (ખંડ ૨): રત્નમણિરાવ ભી. જોટે. પાનાં ૩૧૮. પાંચ રૂપિયા.—ચારેયના પ્રકાશક: ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ. **વનકુંજ** ધૂમકેતુ. પાનાં ૧૯૬. ત્રણ રૂપિયા. **પારિજાત**: પૂજાલાલ. પાનાં ૨૧૪. ચાર રૂપિયા. **હૅમ્લેટ**: શેકસપિયર અનુ. હંસા મહેતા. પાનાં ૧૮૪. ત્રણ રૂપિયા. —ત્રણેયના પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **શબ્દ અને અર્થ**: ભોગીલાલ જ. સાંડેસરા. પાનાં ૨૨૩. અઢી રૂપિયા. મુંબઈ યુનિવર્સિટી પ્રકાશન. **પાકિસ્તાનનો પરિચય**: સં. સોપાન. પાનાં ૧૩૬. એક રૂપિયો. **આપણા રાજકીય પક્ષો**: સં. સોપાન. ૧૨૬. એક રૂપિયો. —બન્નેના પ્રકાશક: અભિનવ ભારત પ્રકાશન. મુંબઈ, ૧. **પિંજર**: અમૃતા પ્રીતમ. અનુ. સુમિત્રા ઠાકોર. પાનાં ૧૬૨. અઢી રૂપિયા. નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ. **વિજ્ઞાનમંદિર** (ભા. બીજો): ડૉ. કાન્તિલાલ છ. પંડ્યા. પાનાં ૩૭૩. ત્રણ રૂપિયા. પુસ્તકાલય મંડળ, વડોદરા. **કવિતા ૧૯૫૪**: સં. સુરેશ દલાલ. પાનાં ૬૪. એક રૂપિયા. ત્રિપાઠી લિ., મુંબઈ. **બિચારાં સુનંદાબહેન!**: ગુલાબદાસ બ્રોકર. પાનાં ૨૬૮. ચાર રૂપિયા. સ્વાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. **સ્થિતપ્રજ્ઞદર્શન**: પાનાં ૨૦૭. દોઢ રૂપિયો. **ગીતા પ્રવચનો**: પાનાં ૨૯૨. એક રૂપિયો. **ઇશાવાસ્યવૃત્તિ**: પાનાં ૬૪. દશ આના—ત્રણેયના લેખક. વિનોબા ભાવે અને પ્રકાશક નવજીવન કાર્યાલય, અમદાવાદ.

✶



હરિમોહન ઝા

# ગીતાનો મર્મ

મૈથિલીના વિખ્યાત લેખકની આ કટાક્ષવાર્તા વાંચતી વખતે ગીતાના અભ્યાસીઓને તો સહેજે હસવું આવે જ. ખટ્ટરચાચા જેવું પાત્ર તો હિંદી સાહિત્યમાં અમર રહેશે જ. મૂળ મૈથિલીના હિંદી અનુવાદ ઉપરથી આ વાર્તાને ગુજરાતીમાં ઉતારનાર છે **શ્રી કૃષ્ણવદન જેટલી**......

ખટ્ટર ચાચા ભાંગ ઘૂંટી રહ્યા હતા. મારા હાથમાં ચોપડી જોઈ પૂછવા લાગ્યા : 'આ શું છે?'

મેં કહ્યું : 'શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.'

ખટ્ટર ચાચા જરા સ્મિત કરી બોલ્યા : 'અરે સાહેબ, ત્યારે તો તમારાથી દૂર રહેવું જોઈએ.'

ચકિત થઈ મેં પૂછ્યું : 'એમ કેમ, ચાચા?'

ખટ્ટર ચાચા ભાંગ વાટતા વાટતા બોલ્યા : 'અરે, પહેલાં તો અર્જુનને મોટા નાનાનો ભેદ હતો. તે વિચારતો હતો કે બાપ કે કાકા પર હાથ કેમ ચલાવાય. કિંતુ ગીતાના આસવનું પાન કરી તે એવો મસ્તાનો થઈ ગયો કે વૃદ્ધ પિતામહની છાતીને બાણોથી ભેદી નાખી. તેથી મને પણ તમારો ડર લાગે છે કે કોઈ દિવસ કોઈ ઝઘડો થઈ જાય અને તમે પણ અર્જુનની માફક વિચાર કરો કે—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः

'એટલે ચાચાજીના આત્માને શસ્ત્ર કાપી નથી શકતું, એક દિવસ કસીને દાતરડું લગાવી દઉં! અને તમારી ચાચી બીજી બાજુ રડવા માંડે, ત્યારે તેને સમજાવો કે —

वासांसि जिर्णानि यथा विहाय...

અર્થાત્ ચાચાજીનું ખોળીયું બદલાઈ ગયું છે; તેમને નવો દેહ મળ્યો છે, તમારે તો ખુશ થવું જોઈએ, રડો છો શેના? જનાબ! જો ગામનું યુવકદળ આ વાતની નકલ કરવાનું શીખી લે, તો કેટલા ચીચા શહીદ બનશે એનું કહેવાય નહિ. એથી હું તમને વિનતિ કરું છું કે મારી સાથે ભલે ભાંગ પીધા કરો, પણ ગીતાનું સેવન ના કરો. જો તમને લોકોને કાંઈ બીજું કામ ન સૂઝે તો પચીસી ખેલો, વાંસળી વગાડો. કાંઈ ન થઈ શકે તો વાંસ લઈ માછલી મારો, પરંતુ ગીતાની લત ના લગાડો.'

મેં કહ્યું : 'ચાચા, આ તો કબીરદાસની ઉલટી વાણી થઈ! આખી દુનિયા કહે છે કે ગીતા જેવું કોઈ બીજું જ્ઞાન નથી, તેનાથી લોકો જ્ઞાન-વૈરાગ્ય શીખે છે...અને તમે તો...'

ખટ્ટર ચાચા ભાંગની ગોળી કરતા બોલ્યા : 'અરે ગાંડા, જો અર્જુને ગીતાનો ઉપદેશ સાંભળી ગાંડીવ ફેંકી દઈ ભગવાં વસ્ત્રો પહેર્યાં હોત, કવચ ઉતારી કમંડલ ધારણ કર્યું હોત અને યુદ્ધક્ષેત્ર છોડીને સીધો વારાહ ક્ષેત્રનો રસ્તો પકડ્યો હોત, તો હું સમજત કે ગીતામાં જ્ઞાન વૈરાગ્યની વાતો ભરી છે. પરંતુ તે તો એવો નિસ્પૃહ થઈ મસ્તક-છેદન કરવા લાગ્યો કે જાણે કોઈ કોબીજને કાપતું હોય. અરે, આમેય ગામમાં ભાલા બરછી તૈયાર રહે છે. તેમાં જો વળી ગીતા રૂપી પથરી પર તેની ધાર તેજ બને તો આખું ગામ કુરુક્ષેત્ર થઈ જશે. એથી હું હાથ જોડું છું કે અત્યારે જ્યારે લોહી ગરમ છે ત્યારે ગીતા ના વાંચો. હા, જ્યારે મારા જેટલી ઉંમરના થાવ અને લોહી ઠંડું પડે ત્યારે ગીતા-પાઠ કરો તેમાં એટલી હરકત નહિ.'

મેં કહ્યું : 'ખટ્ટર ચાચા! એવું લાગે છે કે કદાચ તમે ગીતાનો સાચો અર્થ સમજ્યા નહિ હો. ગીતાકારનો અભિપ્રાય કાંઈ બીજો જ હોય!'

ખટ્ટર ચાચા ગર્જીને બોલી ઊઠ્યા : 'અરે! બીજો અભિપ્રાય કેવી રીતે સમજું? ગીતાકાર જાતે જ સારથિ થઈને આગળ બેઠા હતા. ત્યારે તેમણે કેમ મનાઈ ના કરી? એમણે કહેવું જોઈતું હતું, હે અર્જુન! મેં તને જ્ઞાન આપ્યું. આ દેહ નશ્વર છે. સંસાર ક્ષણભંગૂર છે. હસ્તીનાપુરનું શું અસ્તીત્વ? એક દિવસ બધું માટીમાં મળી જશે. તેના માટે તું આટલો દુઃખી શા માટે? સાંસારિક સુખ બધું તુચ્છ છે. જે તૃષ્ણાને જીતે છે, તે જ બુદ્ધિમાન છે. તું રાજ્યનો મનોરથ છોડી દે. તેના માટે શું વૃદ્ધ પિતામહ અને





શ્રેષ્ઠ આચાર્ય પર તીર ચલાવવાં તને શોભે છે? આ ઝઘડો છોડી ચાલ મારી સાથે હિમાલય. અર્જુન ક્ષત્રિય હોવા છતાં રણમેદાન છોડી ગયો એમ લોકો હસશે એવું ન માનતો. જેઓ સાચા જ્ઞાની છે તેઓ નિંદા અને પ્રશંસાથી વિચલિત થતા નથી. કિન્તુ આ બધું તો તેમણે તેને કહ્યું નહિ. ઉલટો તેને ચડાવ્યો કે, નિસ્પૃહ બની ખૂબ યુદ્ધ કર. અને તમે સમજો છો કે ગીતામાં વૈરાગ્ય છે! હાય રે બુદ્ધિ!'

મેં કહ્યુ: 'ચાચા, મોટા મોટા માણસો ગીતાના પ્રચારથી વિશ્વશાંતિ કરવા ઇચ્છે છે અને તમને તેમાં યુદ્ધનો સંદેશ મળે છે!'

ખટ્ટર ચાચા કપડાથી ભાંગ ગાળતાં બોલ્યા: 'તમે ચારણી ગીતો સાંભળ્યાં છે? ઢોલ સાથે કેવા લલકારાય છે! આખરે તો રામ કરે તે થાય, એક દિવસ બધાને મરવાનું તો છે જ! અને એ ગીતો-દુહા પર કેટલા મરણ પામે છે! મને તો ગીતામાં આવી જ જાતનો લલકાર લાગે છે—

हन्तवन्त इमे देहा......

'પરંતુ જનાબ! કોઈ દિવસ મરવાનું છે જ તો આજે જ મરી જઈએ, એ તર્ક મારી સમજમાં નથી આવતો.'

મેં કહ્યું: 'ચાચા, ભગવાન એવું કહેવા માગે છે કે કદી જીવનો નાશ નથી થતો.'

ખટ્ટર ચાચાએ કહ્યું: 'આ બધું પટાવવાની એક રીત છે. આ જીવનો નાશ નથી થતો તો ખૂનની સજા ફાંસી શા માટે થાય છે? ભગવાન અર્જુનને તો ઉપદેશ આપે છે કે—

गतासूनगतासुंश्च नानुशोचन्ति पण्डिताः

—પરંતુ જ્યારે અભિમન્યુનો વધ થયો ત્યારે તેમનું આ જ્ઞાન ક્યાં ગયું હતું? જો એ વાત સત્ય હોય કે—

न जायते म्रियते वा कदाचित्...

—તો પછી જયદ્રથ પર વેર લેવા આટલો બધો પ્રપંચ શા માટે કરવો પડ્યો? એ વખતે એ કેમ આ વચનો ભૂલી ગયા કે—

दुःखेष्वनुद्विग्नमना ...'

'અરે, તમે હજી નાદાન છો! એ બધું નહિ સમજો.'

મેં કહ્યું: 'ખટ્ટર ચાચા, એ તો જાણીતું છે કે...

सर्वोपनिषदो गावो:

—બધા ઉપનિષદોનું મંથન કરી, ઉપનિષદોરૂપી ગાયો દોહીને કૃષ્ણભગવાને ગીતારૂપી અમૃત કાઢી અર્જુનરૂપી વાછરડાને પાયું.'

ખટ્ટર ચાચા હસતાં હસતાં કહેવા લાગ્યા: 'હા, અર્જુન ખરેખર વાછરડો જ હતો. તેથી તો સમજાવી પટાવી કૃષ્ણે તેને લડાઈમાં જોડી દીધો. અરે, સાચું તો એ છે કે આખી ગીતાની રચના ઉશ્કેરવા માટે જ થઈ છે. શ્રી કૃષ્ણ લડાવવા ઇચ્છતા હતા. અર્જુનને તેમણે ગાંડો બનાવ્યો અને પોતે 'મહાભારતનો તમાશો જોયો. અર્જુનને પણ એવો એ કાળો શ્યામ રંગ લાગ્યો કે રાજ્યના લોભે તેણે આખા વંશનો સંહાર કરી નાખ્યો.'

મેં કહ્યું: 'ચાચા, અર્જુને તો અનાસક્ત થઈ યુદ્ધ કર્યું હતું, રાજ્યના લોભે નહિ.'

ખટ્ટર ચાચા બોલ્યા: 'હં! હસ્તીનાપુરની ગાદી જાણે તને જ તે સોંપી ગયો હશે! અરે, અનાસક્ત રહ્યો હોત તો શું કાકાના દીકરાના લોહીથી રાજ્યાભિષેક કરત? હાય રે ઇન્દ્રપ્રસ્થનું રાજ્ય! તારે માટે એટલું લોહી રેડાયું છે કે આજ સુધીમાં દિલ્હીનો કિલ્લો લાલ થઈ ગયો છે!'

ખટ્ટર ચાચાની ભાંગ તૈયાર થઈ ગઈ હતી. આખો લોટો એકવારમાં જ તે ચડાવી ગયા અને સુસ્થિર થઈ કહેવા લાગ્યા: 'પહેલેથી જ શ્રી કૃષ્ણની ઇચ્છા લડાઈ કરવાની હતી તેથી અર્જુનને ચડાવ્યો. અર્જુન તો સાવ ઉલ્લુ જ હતો. આત્મા અમર છે, માટે યુદ્ધ કર. રાજ્ય મળશે, માટે યુદ્ધ કર. ક્ષત્રિય છે, માટે યુદ્ધ કર,—અને આ સાંભળીને પણ અર્જુનનો વ્યામોહ દૂર ન થયો એટલે તેનું મોં જ એકવાર

બતાવીને તેને ઠરાવી દીધો કે એમ ના સમજે તો આમ સમજ.'

મેં કહ્યું : 'ખટ્ટર ચાચા, ગીતામાં તો જે આટલો જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ છે તે તમને નથી સૂઝતું ?'

ખટ્ટર ચાચાની આંખો લાલચોળ થઈ ગઈ. તે બોલ્યા : 'બધાયે યોગોનું એક જ તાત્પર્ય કે કૌરવોને મારો. પરંતુ સીધું કહેવાથી તો અર્જુન સમજતો નહોતો, તેથી તેને સમજાવવા માટે જ્ઞાન-વિજ્ઞાન યોગ, કર્મયોગ, રાજયોગ વગેરેની મહાજાલ બીછાવી દીધી. એમાં અર્જુનની બુદ્ધિ ગુંચવાઈ ગઈ. અને શ્રી કૃષ્ણે જેમ નચાવ્યો તેમ નાચ્યો. પણ જેનામાં સમજવાની શક્તિ છે, તે તો સમજી જ જશે કે ભગવાને અર્જુનને કેવો ઠગ્યો છે.'

મેં કહ્યું : 'ખટ્ટર ચાચા, મને તો એમ નથી લાગતું કે શ્રી કૃષ્ણે અર્જુનને ઠગ્યો હોય.'

ખટ્ટરચાચા બોલ્યા : 'તું વળી કયા ખેતરનો મૂળો ? કેટલાયે વિદ્વાનોની સમજમાં આ નથી આવતું. પરંતુ મને તો સાફ સાફ જણાય છે. એક જગ્યાએ કહે છે—

प्रजहाति यदा कामान्......

—અર્થાત્ જે બધા મનોરથોનો ત્યાગ કરી દે છે, તે જ સાચો જ્ઞાની છે. અને વળી પાછું રાજ્યનું પ્રલોભન પણ આપે છે:

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौन्तेय ! युद्धाय कृतनिश्चयः

—હે અર્જુન ! જો મરશે તો સ્વર્ગ મળશે અને જીતશે તો રાજ્ય મળશે. બંને હાથમાં લાડુ છે. માટે ઊઠ અને યુદ્ધ કર. અર્જુને તર્કશાસ્ત્ર વાંચ્યું નહોતું એટલે આ રજ્જુપાશ—દોરડાના બંધનમાં—બંધાઈ ગયો. હું જો તેની પાસે હોત તો કહેત હે કૃપાનિધાન ! એને (અર્જુનને) ત્રીજી દશા પણ મળે એમ છે અને તે એ કે તે જીવતો જ બંદી બની જાય. ત્યારે હાથમાં નહિ રાજ્ય આવે કે નહિ આવે સ્વર્ગ. પરંતુ અર્જુન તો કેવળ તીરંદાજ હતો. કોઈ પક્ષધર સાથે જો ભગવાનની મુલાકાત થઈ હોત, તો સમજી જાત.'

મેં કહ્યું : 'ચાચા, તમે તો બધે તમારું જ તર્કશાસ્ત્ર લાગુ કરી દો છો.'

ખટ્ટરચાચા બોલ્યા : 'કેમ ના લગાડું ? એ તો આપણા દેશની મુખ્ય વિદ્યા છે. છિદ્રાન્વેષણની આવી સૂક્ષ્મ દૃષ્ટિ બીજી કઈ જાતિમાં છે ? જુઓ, એક જગ્યાએ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે—

न भिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता

અને વળી પાછું આમ પણ કહ્યું છે કે—

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति ते ऽव्ययाम्
संभावितस्य चाकीर्तिः मरणादतिरिच्यते

એકવાર તે કહે છે કે :

सुखदुःखे समेकृत्वा

અને વળી આગળ ચાલતાં કહે છે :

तस्मात् उत्तिष्ठ यशोलभस्व

હવે તમે જ બતાવો કે જય પરાજય, યશ અપયશ હાનિ-લાભ, પ્રશંસા-નિંદા બધાંને સમાન સમજવાં જોઈએ તો પછી ભગવાન વિજય અને યશનો લોભ કેમ આપે છે ? નિન્દા અને અપકીર્તિનો ડર શા માટે બતાવે છે ? એ અર્જુન હતો એવો કે તેણે આ બધાં પરસ્પર વિરોધી વચનોને સ્વીકારી લીધાં અને તેને કાંઈ જવાબ ન સૂઝ્યો. મારાથી એવું ન થાત.'

મેં ક્ષુબ્ધ થઈ કહ્યું : 'ચાચા તમે તો એવી વાત કરો છો કે આસ્તિકના મનમાં પણ સંશય ઉત્પન્ન થાય; તો શું સાચે જ તમે એમ માનો છો કે ભગવાને અર્જુનને ઠગ્યો હતો ?'

ખટ્ટર ચાચા ખડખડાટ હસી પડ્યા. એક ચપટી ફાકી મોંમાં મૂકતા બોલ્યા : 'તમે પણ પાગલ જ છો ! અરે, આ તો કવિની કલ્પના છે. કવિને તો કોઈ આધાર જોઈએ. કોઈએ રામચંદ્રનો પ્રસંગ





સઈ યોગવશિષ્ઠની રચના કરી તો કોઈએ કુરુક્ષેત્રની પૃષ્ઠભૂમિમાં ગીતા રચી. નહિ તો તમે જ કહો કે ધમસાણ યુદ્ધમાં ગીતાના અઢાર અધ્યાય કહેવાનો અને સાંભળવાનો કોને અવકાશ હતો ? જ્યાં સુધી ગીતાના અઢાર અધ્યાય ચાલતા હતા ત્યાં સુધી શું અઢાર અક્ષૌહિણી સેના કુરુક્ષેત્રમાં પલાંઠી મારી બેસી રહી હતી ? અને સંજયના કાનમાં શું રેડિયો મૂક્યો હતો ? વાસ્તવિક રીતે કવિને કોઈ બહાને સાંખ્યયોગ અને વેદાન્તની પંડિતાઈની બડાશ મારવી હતી, તે તેણે મારી.'

મેં કહ્યું : ' ચાચા, ત્યારે તમારી દૃષ્ટિમાં તો ગીતાની કોઈ ઉપયોગિતા નથી ?'

ખદ્દર ચાચા બોલ્યા : ' ઉપયોગિતા કેમ નથી ? એક લાભ તો એ છે કે મજૂરોની હડતાલ બંધ પડશે.'

મેં ચકિત થઈ પૂછ્યું : ' એ કેવી રીતે ચાચા ?'

ખદ્દર ચાચા બોલ્યા : ' જુઓ ગીતાનો ઉપદેશ છે કે :

कर्मण्येवाधिकारस्ते

અર્થાત્ અનાસક્ત થઈ કર્મ કરો. ફળની આશા રાખો નહિ. કોલ્હુના બળદને ગોળ સાથે શું કામ ? જો આટલું જ્ઞાન મજૂરોને થઈ જાય તો કોઈ કારખાનામાં હડતાલ ન પડે.'

મેં પૂછ્યું : ' બીજો કોઈ લાભ ?'

ખદ્દર ચાચાએ કહ્યું : ' દેશની વસ્તી જે કૂદકે ને ભૂસકે વધી રહી છે, તે ઓછી થશે.'

મને તાકી તાકીને જોઈ રહેલો દેખી ખદ્દર ચાચા બોલ્યા :

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन

આ શ્લોકના અર્થ પર સારી રીતે ધ્યાન આપો. એમાં સંતતિનિયમનનો મંત્ર સમાયો છે. પ્રત્યેક નવા પરણેલા દંપતીએ આ સ્મરણમાં રાખવો જોઈએ પણ તું ભત્રીજો છે, વધારે સ્પષ્ટ રૂપમાં કેવી રીતે કહું ?'

આમ કહી ખદ્દરચાચા કાન પર જનોઈ વીંટળી જંગલ જવા તૈયાર થયા.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## વસન્ત

ગાતી વસંતગીતો છૂપી નિકુંજ મહીં
નેહભીની કોકિલા હો.

ફૂલની સુગન્ધ લઈ ઘૂમતા પ્રમત્ત થઈ
વ્હાલભર્યો વાયરા હો.

મો'ર્યા આંબલિયાની દેહે વિંટાઈ લતા
થનગનતી ગેલતી હો.

સારસની જોડ તીરે સરવરનાં શાંત નીરે
છબછબતી ખેલતી હો.

નયનો ઘેરાય મારાં કેસૂડલે જોઈ ફૂલો
લાલ વળી કેસરી હો.

સોણું લે'રાય મીઠાં, સોણાંની લહેર મહીં
દુઃખ જતાં ઓસરી હો.

બંસીના બોલ સુણી ઝબકીને જાગી હું તો
પ્રેમગીતો ગુંજતી હો.

પૂરવની પ્રીત સ્મરી ચાલી હું નેહભરી
કુંજગલી ઢૂંઢતી હો.





કૃશન ચન્દર

# સઆદત હસન મન્ટો

મન્ટો અને કૃષ્ણચન્દ્ર. ઉર્દૂનાં આ બન્ને લેખકોની કલમની તીખાશ કાચાપોચાથી તો જીરવાય પણ નહિ. બન્ને દોસ્તો હતા. મન્ટોના અવસાનને દિવસે કૃષ્ણચન્દ્રની કલમ કંપી ઊઠી. લિપિ ફેરવીને એ કંપેલી કલમનો મૂળ આસ્વાદ મળે એ હેતુથી અનુવાદ કર્યા વગર જ કહાનીમાંથી આ લેખ અહીં મૂક્યો છે......

એક અજીબ હાદિસા હુઆ હૈ. મન્ટો મર ગયા હૈ, ગો વહ એક અર્સે સે મર રહા થા. કભી સુના કિ વહ પાગલખાને મેં હૈ, કભી સુના કિ બહુત જ્યાદા શરાબ પીને કે કારણ અસ્પતાલ મેં પડા હૈ, કભી સુના કિ યાર–દોસ્તોંને ઉસસે સમ્બન્ધ તોડ લિયા હૈ, કભી સુના કિ વહ ઔર ઉસકી બીબી–બચ્ચે ફાકોં પર ગુઝર કર રહે હૈં. બહુત સી બાતેં સુનીં. હમેશા બુરી બાતેં સુનીં, લેકિન યકીન ન આયા, ક્યોંકિ ઇસિ અર્સે મેં ઉસકી કહાનિયાં બરાબર આતી રહીં. અચ્છી કહાનિયાં ભી ઔર બુરી કહાનિયાં ભી. ઐસી કહાનિયાં ભી જિન્હેં પઢકર મન્ટો કા મુંહ નોચનેકો જી ચાહતા થા; ઔર ઐસી કહાનિયાં ભી, જિન્હેં પઢકર ઉસકા મુંહ ચૂમને કો જી ચાહતા થા. યે કહાનિયાં મન્ટો કી ખૈરિયત કા ખત થીં. મૈં સમઝતા થા, જબ તક યે ખત આતે રહેંગે, મન્ટો ખૈરિયત સે હૈ. ક્યા હુઆ અગર વહ શરાબ પી રહા હૈ, ક્યા શરાબખોરી સિર્ફ સાહિત્યકારોં તક હી સીમિત હૈ ? ક્યા હુઆ અગર વહ ફાકે કર રહા હૈ, ઇસિ દેશકી તીન ચૌથાઈ આબાદીને હમેશા ફાકે કિયે હૈં. ક્યા હુઆ અગર વહ પાગલખાને ચલા ગયા હૈ, ઇસિ સનકી ઔર પાગલ સમાજ મેં મન્ટો જૈસે હોશમન્દ કા પાગલખાને જાના કોઈ અચંભે કી બાત નહીં. અચંભા તો ઇસિ બાત પર હૈ કિ વહ આજ સે બહુત પહલે પાગલખાને ક્યોં નહીં ગયા. મુઝે ઇન તમામ બાતોંસે ન તો કોઈ હૈરત હુઈ, ન કોઈ અચંભા હુઆ. મન્ટો કહાનિયાં લિખ રહા હૈ, મન્ટો ખૈરિયત સે હૈ, ખુદા ઉસકે કલમ મેં ઔર ઝહર ભર દે।

મગર આજ જબ રેડિયો પાકિસ્તાનને યહ ખબર સુનાયી કિ મન્ટો દિલકી ધડકન બન્દ હોને કે કારણ ચલ બસા, તો દિલ ઔર દિમાગ ચલતે–ચલતે એક લમહે કે લિએ રુક ગયે. દૂસરે લમહે મેં યહ યકીન ન આયા. દિલ ઔર દિમાગ ને વિશ્વાસ ન કિયા કિ કભી ઐસા હો સકતા હૈ. એક લમહે કે લિએ મન્ટો કા ચેહરા મેરી નિગાહોં મેં ઘૂમ ગયા. ઉસકા રોશન ચૌડા માથા, વહ તીખી વ્યંગભરી મુસ્કરાહટ, વહ શોલે કી તરહ ભડકતા હુઆ દિલ કભી બુઝ સકતા હૈ ? દુસરે લમહે મેં યકીન કરના પડા. રેડિયો ઔર પત્રકારોંને મિલકર ઇસકી તસદીક કર દી. મન્ટો મર ગયા હૈ. આજ કે બાદ વહ કોઈ નયી કહાની ન લિખેગા. આજ કે બાદ ઉસકી ખૈરિયત કા કોઈ ખત નહીં આયેગા.

આજ સર્દી બહુત હૈ, ઔર આસમાન પર હલ્કી–હલ્કી–સી બદલી છાયી હુઈ હૈ, મગર ઇસિ બદલી મેં બારિશ કી એક બૂંદ ભી નહીં હૈ. મન્ટો કો રોને–રુલાને સે ઇન્તિહાઈ નફરત થી. આજ મૈં ઉસકી યાદમેં આંસૂ બહાકર ઉસે પરેશાન નહીં કરૂંગા. મૈં આહિસ્તા સે અપના કોટ પહન લેતા હૂં ઔર ઘર સે બાહર નિકલ જાતા હૂં.

અજીબ ઇત્તફાક હૈ. જિસ દિન મન્ટો સે મેરી પહલી મુલાકાત હુઈ ઇસિ રોજ મૈં દિલ્લી મેં થા. જિસ રોજ વહ મરા હૈ, ઉસ રોજ ભી મૈં મૌજૂદ હૂં. ઉસી ઘરમેં હૂં, જિસમેં આજસે ચૌદહ સાલ પહલે વહ મેરે સાથ પન્દ્રહ દિન કે લિએ રહા થા. ઘર કે બાહર વહ બિજલીકા ખંભા હૈ, જિસકે નીચે હમ પહલી બાર ગલે મિલે થે. યહ વહી અન્ડરહિલ રોડ હૈ, જહાં હમ દોનોં કામ કિયા કરતે થે. યહ મૈડન હોટલકા બાર હૈ, યહ મોરી ગેટ મેદ્સ કા ઘર હૈ, યે જામા મસજિદ કી સીઢિયાં હૈ, જિસમેં હમ કબાબ ખાતે થે, યહ ઉર્દૂ બાઝાર હૈ. સબ–કુછ વહી હૈ, ઉસી તરહ હૈ. સબ જગહ ઉસી તરહ સે કામ હો





રહા હૈ. આલ ઇન્ડિયા રેડિયો ભી ખુલા હૈ, મૈડન હોટલ કા બાર ભી ઔર ઉર્દૂ બાઝાર ભી. ક્યોંકિ મન્ટો એક બહુત મામૂલી આદમી થા. વહ એક ગરીબ સાહિત્યકાર થા. વહ મન્ત્રી ન થા કિ કહીં કોઈ ઝંડા ઉસકે લિએ ઝુકતા. વહ સટ્ટેબાજ બ્લૈક માર્કેટિયા ભી નહીં થા કિ કોઈ બાઝાર ઉસકે લિએ બન્દ હોતા. વહ કોઈ ફિલ્મસ્ટાર ન થા કિ સ્કૂલ ઔર કાલિજ ઉસકે લિએ બન્દ હોતે! વહ એક ગરીબ સતાઈ હુઈ જબાન કા ગરીબ ઔર સતાયા હુઆ સાહિત્યકાર થા. ઐસે આદમી કે લિએ કૌન રોયેગા, કૌન અપના કામ બન્દ કરેગા? ઇસલિએ આલ ઇન્ડિયા રેડિયો ખુલા હૈ, જિસને ઉસકે ડ્રામે સૈંકડોં બાર બ્રાડકાસ્ટ કિયે હૈં. ઉર્દૂ બાઝાર ભી ખુલા હૈ, જિસને ઉસકી હજારોં કિતાબેં બેચી હૈ ઔર આજ ભી બેચ રહા હૈ. આજ મૈં ઉન લોગોં કો ભી હંસતા દેખ રહા હું, જિન્હોંને મન્ટો સે હજારો રૂપયોં કી શરાબ પી હૈ. મન્ટો મર ગયા, તો ક્યા હુઆ, બિજનેસ બિજનેસ હૈ! એક લમહે કે લિએ કામ નહીં રુકના ચાહિએ. વહ જિસને હમેં અપની સારી જિન્દગી દે દી, ઉસે હમ અપના એક લમહા નહીં દે સકતે. સર ઝુકાયે એક લમહે કે લિએ ઉસકી યાદ કો હમ અપને દિલોં મેં હી તાજા નહીં કર સકતે. શુક્ર કે સાથ, આજિજી કે સાથ, દિલી હમદર્દી કે સાથ ઉસ બેકરાર રૂહ કે લિએ જિસને 'હતક,' 'નયા કાનૂન,' 'ખોલ દો,' 'ટોબાટેકસિંહ' ઐસી દર્જનોં બેમિસાલ ઔર અમર કહાનિયોં કી રચના કી. જિસને સમાજ કી નિચલી તહોં મે ઘુસકર વહ પિસે હુએ, કુચલે હુએ, સમાજ કી ઠોકરોં સે વિકૃત ચરિત્રોં કા નિર્માણ કિયા, જો અપની અપૂર્વ કલા ઔર યથાર્થ ચિત્રણ મેં ગોર્કી કે 'લોઅર ડેપ્થ્સ કે ચરિત્રોં કી યાદ દિલાતે હૈં. ફર્ક સિર્ફ ઇતના હૈ કિ ઉન લોગોંને ગોર્કી કે લિએ અજાયબ ઘર બનાયે, મૂર્તિયાં સ્થાપિત કીં, નગર બસાયે ઔર હમને મન્ટો પર મુકદમે ચલાયે, ઉસે ભૂખા મારા, ઉસે પાગલખાને મે પહુંચાયા, ઉસે અસ્પતાલોં મેં સડાયા ઔર આખિર મેં ઉસે યહાં તક મજબૂર કર દિયા કિ વહ કિસી ઇન્સાન કો નહીં શરાબકી એક બોતલ કો અપના દોસ્ત સમઝને પર મજબૂર હો જાયે.

યહ કોઈ નઈ બાત નહીં. હમને 'ગાલિબ' કે સાથ યહી કિયા થા, 'પ્રેમચન્દ' કે સાથ યહી કિયા થા, 'હઝરત' કે સાથ યહી કિયા થા ઔર આજ મન્ટો કે સાથ ભી યહી સલૂક કરેંગે, ક્યોં કિ મન્ટો કોઈ ઉનસે બડા સાહિત્યકાર નહી હૈ, જિસકે લિએ હમ અપને પાંચ હજાર સાલ કી સંસ્કૃતિ કી પુરાની પરમ્પરા કો તોડ દેં. હમ ઇન્સાનોં કે નહીં મકબરો કે પુજારી હૈ. આજ દિલ્લી મેં મિર્જા ગાલિબ કી પિકચર ચલ રહી હૈ. ઇસિ તસ્વીર કી કહાની ઇસી દિલ્લી મેં, મોરી ગેટમેં બૈઠકર મન્ટો ને લિખી થી. એક દિન હમ મન્ટો કી તસ્વીર ભી બનાયેંગે ઔર ઉસસે લાખોં રુપયે કમાયેંગે, જિસ તરહ આજ હમ મન્ટો-કી કિતાબોં કે જાલી એડીશન હિન્દુસ્તાન મેં છાપ-છાપકર હજારોં રુપયે કમા રહે હૈં. વહ રુપયે જિનકી મન્ટો કો અપની જિન્દગી મેં સખ્ત જરુરત થી. વહ રુપયે આજ ભી ઉસકી બીબી-બચ્ચોં કો ગરીબી ઔર જિલ્લત સે બચા સકતે હૈં. મગર હમ ઐસી ગલતી નહી કરેંગે. અગર હમ અકાલ કે દિનોં મેં ચાવલોં કે દામ બઢાકર હજારો ઇન્સાનોં કે ખૂન સે અપના નફા બઢા સકતે હૈ, તો ક્યા ઉસી મુનાફે કે લિએ એક ગરીબ સાહિત્યકાર કી જેબ નહીં કતર સકતે મન્ટો ને જબ 'જેબકતરા' લિખા થા ઉસ વક્ત ઉસે માલૂમ નહીં થા કિ એક દિન ઉસે જેબ કતરોં કી એક પૂરી-કી-પૂરી કૌમ સે વાસ્તા પડેગા.

મન્ટો એક બહુત બડી ગાલી થા. ઉસકા કોઈ દોસ્ત ઐસા નહી થા, જિસે ઉસને ગાલી ન દી હો. કોઈ પ્રકાશક ઐસા ન થા, જિસસે ઉસને લડાઈ મોલ ન લી હો, કોઈ માલિક ઐસા ન થા, જિસકી ઉસને બેઇજ્જતી ન કી હો, પ્રગટ રૂપ સે વહ પ્રગતિશીલોં સે ખુશ નહીં થા, ન અપ્રગતિશીલોંસે, ન પાકિસ્તાનસે, ન હિન્દુસ્તાનસે, ન ચચા શામ સે, ન રૂસસે. જાને ઉસકી બેચૈન ઔર બેકરાર આત્મા ક્યા ચાહતી



થી. ઉસકી જબાન બેહદ તલ્ખ થી. વર્ણન-શૈલી થી તો કસીલી ઔર કંટીલી, નશ્તર કી તરહ તેજ ઔર બેરહમ, લેકિન આપ ઉસકી ગાલી કો, ઉસકી કડી બાતોંકો, ઉસકે તેજ, નોકીલે, કંટીલે શબ્દોં કો જરા-સા ખુરચ કર તો દેખિએ, અન્દર સે જિંદગીકા મીઠા મીઠા રસ ટપકને લગેગા. ઉસકી નફરતમેં મુહબ્બત થી, નગ્નતા મેં આવરણ, ચરિત્રહીન ઔરતોં કી દાસ્તાનોં મેં ઉસકે સાહિત્યકી સચ્ચરિત્રતા છિપી થી. જિન્દગી ને મન્ટો સે ઇન્સાફ નહીં કિયા, લેકિન તારીખ જરૂર ઉસસે ઇન્સાફ કરેગી.

મન્ટો બયાલીસ સાલ કી ઉમ્ર મેં મર ગયા. અભી ઉસકે કુછ કહને ઔર સુનને કે દિન થે. અભી અભી જિંદગી કે કડવે તજરબોંને, સમાજકી બેરહમિયોંને, વર્તમાન વ્યક્તિવાદિતા, અરાજકતા ઔર તટસ્થતા કો કમ કર કે ઉસસે 'ટોબાટેકસિંહ' જૈસી કહાની લિખવાયી થી. ગમ મન્ટો કી મૌત કા નહીં હૈ. મૌત લાજિમી હૈ. મેરે લિએ ભી ઔર દૂસરોં કે લિએ ભી. ગમ ઉન ન-રચી હુઈ રચનાઓંકા હૈ જો સિર્ફ મન્ટો હી લિખ સકતા થા. ઉર્દૂ સાહિત્ય મેં અચ્છે-સે-અચ્છે કહાનીકાર પૈદા હુએ, લેકિન મન્ટો દોબારા પૈદા નહીં હોગા ઔર કોઈ ઉસકી જગહ લેને નહીં આયેગા. યહ બાત મૈં ભી જાનતા હૂં ઔર રાજેન્દ્રસિંહ બેદી ભી, ઇસ્મત ચુગતાઈ ભી, ખ્વાજા અહમદ અબ્બાસ ભી ઔર ઉપેન્દ્રનાથ 'અશ્ક' ભી. હમ સબ લોગ ઉસકે પ્રતિદ્વન્દી, ઉસકે ચાહનેવાલે, ઉસસે ઝગડા કરનેવાલે, ઉસસે પ્યાર કરનેવાલે, ઉસસે નફરત કરનેવાલે, ઉસસે મુહબ્બત કરનેવાલે, દોસ્ત ઔર હમસફર થે. ઔર આજ જબ વહ હમમેં નહીં હૈ, હમમેં સે હરએકને મૌત કે શહતીર કો અપને કંધે પર મહસૂસ કિયા હૈ. આજ હમમેં સે હરએક કી જિન્દગી કા એક હિસ્સા મર ગયા હૈ. ઐસે લમહે મેં અગર હમ યહ ફૈસલા કર લેં કિ હમ લોગ મિલકર મન્ટો કી જિમ્મેદારિયોં કો પૂરા કરેંગે, તો ઉસકી ખુદકુશી બેકાર નહીં જાયગી.

આજ સે ચૌદહ સાલ પહલે મૈંને ઔર મન્ટો ને મિલકર એક ફિલ્મી કહાની લિખી થી, 'બનજારા.' મન્ટો ને આજ તક કિસી દૂસરે સાહિત્યકાર કે સાથ મિલકર કોઈ કહાની નહીં લિખી થી. ન ઉસકે પહલે, ન ઉસકે બાદ. લેકિન વે દિન બડી સખ્ત સર્દિયોં કે દિન થે. મેરા સૂટ લિપટા હુઆ થા ઔર મન્ટો કા સૂટ ભી લિપટા હુઆ થા. મન્ટો મેરે પાસ આયા ઔર બોલા—એ કૃશન! નયા સૂટ ચાહતા હૈ?

મૈંને કહા—હાં!

—તો ચલ મેરે સાથ.

—કહાં?

—બસ, જયાદા બકવાસ ન કર, ચલ મેરે સાથ.

હમ લોગ એક ડિસ્ટ્રીબ્યૂટર કે પાસ ગયે. મૈં વહાં અગર કુછ કહતા, તો સચમુચ બકવાસ હી હોતા, ઇસ લિએ મૈં ખામોશ રહા. વહ ડિસ્ટ્રીબ્યૂટર ફિલ્મ પ્રોડક્શન કે મૈદાન મેં આના ચાહતા થા. મન્ટો ને પન્દ્રહ બીસ મિનટ કી બાતચીત મેં ઉસે કહાની બેચ દી ઔર ઉસસે પાંચ સૌ રૂપયે નકદ લે લિયે. બાહર આકર ઉસને ઢાઈ સૌ મુઝે દિયે, ઢાઈ સૌ ખુદ રખ લિયે. ફિર હમ લોગો ને અપને અપને સૂટ કે લિયે બઢિયા કપડા ખરીદા ઔર અબ્દુલગની ટેલર માસ્ટર કી દૂકાન પર ગયે. ઉસે સૂટ જલ્દી તૈયાર કરને કી તાકીદ કી. ફિર સૂટ તૈયાર હો ગયે, પહિન ભી લિયે ગયે. મગર સૂટકા કપડા દર્જી કો દેને ઔર સિલને કે દૌરાન મેં જો અન્તર આયા, ઉસમેં હમ બાકી રૂપયે ઘોલકર પી ગયે. ચુનાન્ચે અબ્દુલગની કી સિલાઈ ઉધાર રહી ઔર ઉસને હમેં સૂટ પહિનને કે લિએ દે દિયે. મગર કઈ માહ તક હમ લોગ ઉસકા ઉધાર ન ચુકા સકે. એક દિન મન્ટો ઔર મૈં કશ્મીરી ગેટ સે ગુઝર રહે થે કિ માસ્ટર અબ્દુલગની ને હમેં પકડ લિયા. મૈંને સોચા આજ સાફ-સાફ બે ઇજ્જતી હોગી. માસ્ટર અબ્દુલગની ને મન્ટો કો ગરેબાન સે પકડકર કહા—વહ 'હતક' તુમને લિખી હૈ?





મન્ટો ને કહા—લિખી હૈ તો ક્યા હુઆ? અગર તુમસે સૂટ ઉધાર લિયા હૈ, તો ઇસકા યહ મતલબ નહીં હૈ કિ તુમ મેરી કહાની કે અચ્છે આલોચક ભી હો સકતે હો. યહ ગરેબાન છોડો.

અબ્દુલગની કે ચેહરે પર એક અજીબ-સી મુસ્કરાહટ આયી. ઉસને મન્ટો કા ગરેબાન છોડ દિયા ઔર ઉસકી તરફ અજીબ-સી નઝરોં સે દેખકર કહને લગા—જા, તેરે ઉધાર કે પૈસે માફ કિયે.

વહ પલટકર ચલા ગયા. ચન્દ લમહોં કે લિએ મન્ટો બિલ્કુલ ખામોશ ખડા રહા. વહ ઇસ તારીફ સે બિલ્કુલ ખુશ નહીં હુઆ. બડા રંજીદા ઔર દુખી ઔર ખફા-ખફા-સા નઝર આને લગા—સાલા ક્યા સમઝતા હૈ. મુઝે સતાતા હૈ, મૈં ઉસકી પાઈ-પાઈ ચુકા દૂંગા. સાલા સમઝતા હૈ, 'હતક' મેરી અચ્છી કહાની હૈ. 'હતક'? 'હતક' તો મેરી સબસે બુરી કહાની હૈ.

લેકિન ન મૈંને, ન મન્ટો ને અબ્દુલગની કો પૈસે દિયે, ન ઉસને હમસે લિયે. આજ મુઝે જબ યહ ઘટના યાદ આયી, તો મૈં ઉસ વક્ત અબ્દુલગની કી દૂકાન ઢૂંઢતા કશ્મરી ગેટ પહુંચા. મગર અબ્દુલગની વહાં સે જા ચુકા થા. કઈ બરસ હુએ પાકિસ્તાન ચલા ગયા થા. કાશ, આજ અબ્દુલગની ટેલર માસ્ટર મિલ જાતા, ઉસસે મન્ટો કે બારે મેં દો બાતેં કર લેતા. ઔર કિસી કો તો ઇસ બડે સહર મેં ઇસ ફુજૂલ કામ કે લિએ ફુરસત નહીં હૈ.

શામ કે વક્ત મૈં જો૦ અન્સારી, એડિટર 'શાહ-રાહ' કે સાથ જામા મસજિદ સે તીસ હજારી અપને ઘર કો આ રહા થા. રાસ્તે મેં મૈં ઔર જો૦ અન્સારી આહિસ્તા આહિસ્તા મન્ટો કી શખ્સિયત ઔર ઉસકે આર્ટ પર બહસ કરતે રહે. સડક પર ગઢે બહુત થે, ઇસલિએ બહસ મેં બહુત-સે નાજુક મુકામ ભી આયે. એક બાર પંજાબી કોચવાન ને ચૌંકકર પૂછા—ક્યા કહા જી, મન્ટો મર ગયા?

જો૦ અન્સારી ને આહિસ્તા સે કહા—હાં, ભાઈ! —ઔર ફિર અપની બહસ શુરૂ કર દી. કોચવાન ધીરે ધીરે અપના ટાંગા ચલાતા રહા.

લેકિન મોરી ગેટ કે પાસ ઉસને અપને ટાંગે કો રોક લિયા ઔર હમારી તરફ ઘૂમકર બોલા—સાહબ, આપ લોગ કોઈ દૂસરા ટાંગા કર લીજિએ. મૈં આગે નહીં જાઊંગા—ઉસકી આવાઝ મેં એક અજીબ-સા દર્દ થા.

ઇસકે પહલે કિ હમ કુછ કહ સકતે, વહ હમારી તરફ દેખે બગૈર અપને ટાંગે સે ઉતરા ઔર સીધા સામને કી હોટલ મેં ચલા ગયા.



જયન્ત પરમાર

## ખમીર

ક્યાં એ મન્થન વૃત્તિ ને ક્યાં
નિવૃત્તિના જામ્યા થોક;
પળ પળ નિવૃત્તિમાં પેખી
ઓસુ' જીવન સર્વે ફોક.
એ જીવનના સ્વાદ નિરાળા
આસ્વાદોમાં સ્વાદ નવા,
સ્વાદે જીવ્યા જીવન એવા
જીવનમાંથી દૂર જવા.

એકે એકે અંકોડાના
તોડી નાખ્યા છે સૌ દોર;
એવાં આજે અંતર જાગે,
સામે અંધારા સૌ ઘોર.
જીવ્યું જીવન ફેર્યું જેનું
કૃશ થયેલું જીવનહીર,
ઝંઝા વચ્ચે જીવ્યા કર્યું
—સાચું જીવન એહ ખમીર.



બળવંત નાયક

# યુગાન્ડાનો પહેલો પુત્ર

દેશોદેશની દંતકથાઓ હોય છે. પ્રજા તેમાંથી બોધ પામે એ હેતુ આવી કથાઓમાં વિશેષ હોય છે. પૂર્વ આફ્રિકાના યુગાન્ડા પ્રદેશની એવી જ એક કથાને લેખકે તેમની આગવી શૈલીમાં ગુજરાતીમાં રજૂ કરી છે—ખૂબ સહજતાથી અને પ્રવાહીપણે......

એક એવો સમય હતો જ્યારે યુગાન્ડામાં લોકોની વસતી જેવું કંઈ હતું જ નહિ. ફક્ત એક જ માણસ રહેતો હતો. તેનું નામ હતું કીન્ટુ. કીન્ટુને એક જ મિત્ર અને તે એક ગાય.

યુગાન્ડાની આ ધરતી પર વાદળોનો દેશ. એ દેશના રાજાનું નામ ગુલુ. રાજાને ઘણાં દીકરા–દીકરી. આ છોકરાં મેઘધનુષ્યના ઘણાં શોખીન એટલે જ્યારે જ્યારે મેઘધનુષ્ય દેખાય ત્યારે આ છોકરાં એના પર થઈને નીચે ધરતી પર રમવા ઊતરે. યુગાન્ડાનો પ્રદેશ તો પૃથ્વી પરનો બગીચો. એમાં ખૂબ ખૂબ જંગલો, ખૂબ બગીચા, છોકરાંને તો આવા રમણીય પ્રદેશમાં રમવાની ખૂબ મઝા પડે. દિવસ આખો ધરતી પર રમે અને સાંજ થાય તે પહેલાં ઘેર પાછાં ચાલ્યાં જાય. એક દિવસ રાજકુંવરોએ મેઘધનુષ્ય જોયું. ધરતી અને આકાશ વચ્ચેનો આવો સુંદર રંગબેરંગી પૂલ જોઈ રાજકુંવરોએ પોતાની બેન નામ્બીને બોલાવી. નામ્બી તો મેઘધનુષ્ય જોઈ છક્ થઈ ગઈ. બોલી ઊઠી: 'ચાલો, આપણે આ રંગીન પૂલ પર સરકીને નીચે ધરતી પર જઈએ.'

ત્યાં જ મોટા ભાઈ પાવલોએ ધીમેથી કહ્યું : 'પણ આ વાતની ખબર વાલુમ્બે(મૃત્યુ)ને નહિ થવી જોઈએ.'

બીજાં બધાં ભાઈબેનોએ એ વાત વાલુમ્બેને નહિ જણાવવાની ખાત્રી આપી.

બીજી વખત જ્યારે મેઘધનુષ્ય દેખાયું ત્યારે વાલુમ્બે સિવાય બધાં ભાઈબેન તૈયાર થઈ ગયાં અને પૂલ પરથી એક પછી એક સરકી નીચે યુગાન્ડાની ધરતી પર આવ્યાં.

પૃથ્વી પરના એ બગીચાનું અલૌકિક સૌંદર્ય જોઈ છોકરાં તો આશ્ચર્યઅવધિમાં ડૂબી ગયાં. યુગાન્ડાનું એ સૌંદર્ય જોયા બાદ એમને લાગ્યું કે એમના મહેલમાં જે સૌંદર્ય હતું તે તો માત્ર કૃત્રિમતાનો ડોળ જ કરતું હતું. અહીં એક એક વસ્તુમાં સપ્રમાણતા જળવાઈ હતી અને એકએક ચીજ બીજી ચીજને વધુ સુંદર બનાવી રહી હતી. એ ધરતી પર ઠેર ઠેર નાનાં મોટાં ઝરણાં, નાની મોટી નદીઓ વહી રહી હતી. રંગબેરંગી ભૂરા ડુંગરા હતા, તો હિમાચ્છાદિત શિખરો એ ડુંગરાને વધુ રમણીય બનાવી રહ્યાં હતાં. નાનાં મોટાં જંગલો અને એ વનરાજી, વર્ષોથી તપસ્વીની અદાએ ઊભાં રહેલાં વૃક્ષો અને ખૂબ જ વહાલથી એને વીંટળાઈને વળગી રહેલી લતાઓ! પવનની લહેરો સામે ઝૂલતાં અને વાવાઝોડાં સાથે ભયંકર અવાજ કરતાં એ વૃક્ષો! વાદળોનું તાંડવ અને એની સાથે નૃત્ય કરતી વીજળીનું સંગીત! એ વિરાટ નૃત્ય અને દિગંતને ભરી દેતું એ અણસૂણ્યું સંગીત!! એ બધું એમને મન અલૌકિક, અદ્ભુત, અનોખું હતું.

એ લોકો આગળ વધતાં વધતાં એક સુંદર બગીચામાં આવી ચઢ્યાં. બાગમાં ઠેર ઠેર સાદાં ઝરણાં વહી રહ્યાં હતાં. શરુના લાંબા પડછાયા નીચે હરણાં બેઠાં હતાં. નજીકનાં જંગલોમાંથી ક્યારેક ક્યારેક હિંસક પ્રાણીઓની દુખાર્ત ચીસ સાથે, હાથી જંગલી ભેંસ અને ગેંડાનો ચિત્રવિચિત્ર અવાજ સંભળાતો હતો. એવા અવનવા વાતાવરણ વચ્ચેથી તેઓ આગળ વધતાં વધતાં એક જગ્યાએ આવીને ઊભાં રહી ગયાં. ક્યાંકથી સૂરીલો અવાજ આવતો સંભળાયો. નામ્બી એ દિશા તરફ આગળ વધી. એના ભાઈઓ એની પાછળ પાછળ ગયા. થોડે દૂર ગયાં ત્યાં સામે જ લીલી હરિયાળી ટેકરી દેખાઈ. ટેકરી પરનાં ગુલમહોરનાં ઝાડને અઢેલીને કોઈ બેઠું હતું. એની બાજુમાં કેટલાંક હરણાં હતાં. સામેથી નાચતી નાચતી ગાય આવી રહી હતી. વાંસળીનો સૂર એમને ટેકરી પર ખેંચી ગયો. નામ્બી





વૃક્ષની પાછળ જઈ ઊભી રહી. ઘડીક એણે ટેકરી પરથી નીચેની ધરતી તરફ જોયું. અને એ તો આનંદની મારી પાગલ બની ગઈ. નામ્બીએ ઇશારો કરી પોતાનાં ભાંડુઓને બોલાવ્યા. એ લોકો ધીમે પગલે પેલા યુવાન પાસે ગયાં.

નામ્બીએ ધીમેથી છતાં મધુર અવાજે યુવાનને પૂછ્યું : 'યુવાન, તું કોણ છે?'

પણ યુવાન પોતાની વાંસળીના સૂરમાં એવો તો તલ્લીન બની ગયો હતો કે સ્વર્ગની કોઈ અપ્સરા એના કર્ણદ્વારે ટકોરા પાડી રહી હતી તેનો પણ એને ખ્યાલ નહોતો.

નામ્બી એ સહન કરી શકી નહિ. એટલે યુવાનના ખભા હલાવી નાખતાં પૂછ્યું : 'એ...! એ...!'

આ વખતે યુવાન ધ્યાનભંગ થયો. એની નજર નામ્બી તરફ ગઈ.

નામ્બીએ સ્મિત સહ પૂછ્યું : 'યુવાન! તું કોણ છે? અને અહીં શું કરે છે?'

કીન્ટુને મન આ કોઈ અદ્‌ભુત સ્વપ્ન હતું. એટલે એ કંઈ બોલી શકયો નહિ. બેબાકળો બની એ પૃથ્વીવાસી કરતાં ભિન્ન એવાં એ વાસીઓને જોઈ રહ્યો.

નામ્બીએ તેઓ કયાંથી આવે છે અને શા માટે આવ્યાં છે તે વાત યુવાનને કહી એટલે કીન્ટુ જરા સ્વસ્થ બન્યો. એણે પોતાની વાત એમને કહી અત્યાર સુધી જે અંતર હતું તે હવે ધીમે ધીમે દૂર થવા લાગ્યું. અજાણ્યાં લાગતાં માણસો સ્વજન જેવા લાગવા માંડયાં અને તેમણે ખૂબ ખૂબ વાતો કરી.

નામ્બી અને એના ભાઈઓની વાત સાંભળી કીન્ટુએ પણ પોતાની વાત કહી. કીન્ટુએ એકલાએ જ કેવી રીતે દિવસો પસાર કરવા પડે છે તે વાત સાંભળી નામ્બીની આંખમાં પાણી ઉભરાયાં અને તે ખૂબ ખૂબ દુઃખી બની અને એવી જ દશામાં એ બોલી પડી : 'કીન્ટુ, થોડા જ દિવસમાં હું પાછી આવીશ અને તારી સાથે જ રહીશ. પછી તો તને એકલું એકલું નહિ લાગે ને?'

આવી વાત સાંભળી કીન્ટુ તો નામ્બી તરફ જોઈ જ રહ્યો. સંધ્યાકાળ થવા આવ્યો હતો. દિવસ આખાના પ્રવાસ બાદ સૂર્ય સામેના ચંદ્રગિરિ પર્વતની પાછળ આરામ લેવા જઈ રહ્યો હતો. નામ્બીના ભાઈઓ હેરાન પરેશાન થઈ રહ્યા હતા. ઉતાવળે ઉતાવળે તેઓ પોતાના મહેલમાં જવા રવાના થયા. રસ્તામાં ભાઈઓએ નામ્બીને સખત ઠપકો આપતાં જણાવ્યું : 'ન જાત ન ભાત, કોઈને ઓળખીએ નહિ અને તેની સાથે રહેવાનું વચન આપી બેઠી. તારામાં તે કાંઈ અક્કલ છે? પૃથ્વીવાસીને આવું કહેવાય! પિતાજીને જ્યારે આ વાતની ખબર પડશે ત્યારે!'

બીજા ભાઈઓએ કહ્યું : 'અને પૃથ્વીવાસી સાથે લગ્ન કરવાની પિતાજી તને કદી પણ સંમતિ આપશે ખરા?' છતાં નામ્બી દૃઢ બનીને કહેતી : 'હું જરૂર પાછી આવીશ. કીન્ટુ સાથે લગ્ન કરીશ અને પૃથ્વી પરના આ બગીચાને મારું ઘર બનાવીશ. પિતાજીને મારા પર પૂરેપૂરો વિશ્વાસ છે. અને હું વચનભંગ કરું એવું તે કદી નહિ ઇચ્છે એની મને ખાતરી છે. અત્યારે જ આ વાતનો હું ફેંસલો કરીશ અને પિતાજીને જણાવી પૃથ્વી પર આવી વસીશ.'

વાદળોના દેશમાં પહોંચી કુંવરોએ તેમણે પૃથ્વી પર જે કંઈ જોયું હતું તેની વાત રાજાને કહી સંભળાવી તો નામ્બીએ કીન્ટુને પોતે આપેલા વચનની વાત કહી જણાવી.

રાજાને પહેલાં તો ખૂબ ગુસ્સો ચઢ્યો. પણ પછી શાંત થઈ કહ્યું : 'બેટી, તેં એવો નિર્ણય કર્યો જ છે તો જા મારા આશીર્વાદ છે. પણ આ વાત તદ્દન છૂપી રાખજે, કોઈને જણાવીશ નહિ અને તેમાં પણ ખાસ કરીને તારા ભાઈ [1]વાલુમ્બેને તો આ વાત કહેતી જ નહિ. વાલુમ્બેને આ વાતની જાણ થતાં તે તારી સાથે આવવા તૈયાર થશે અને પૂરી પરતું તારું સુખ છિન્નભિન્ન કરી નાખશે.'

---

૧. વાલુમ્બે : આપણે જેમ યમરાજ કહીએ છીએ તેમ આફ્રિકનો વાલુમ્બે કહે છે. વાલુમ્બે એટલે મૃત્યુ.



પિતાજીની વાત સાંભળી નામ્બી આનંદની મારી પાગલ જેવી બની ગઈ. હસતાં; નાચતાં એણે સર્વ તૈયારી કરવા માંડી. એક એક પળ એને એક યુગ જેવી લાગતી હતી. આખરે સંધ્યાકાળનો સમય આવ્યો. આકાશમાં મેઘધનુષ્ય દેખાયું અને એનું મન પુલકિત બન્યું. મેઘધનુષ્યના અવનવા રંગ જેવાં એનાં રંગી સોણલાં મૂર્ત સ્વરૂપ પામતાં હતાં તે જોઈ નામ્બીના આનંદનો પાર નહોતો. પિતાજીના આશીર્વાદ મેળવી આનંદઅવધિમાં એ પોતાના બે ભાઈઓ સાથે આગળ વધવા લાગી ત્યાં જ એને કંઈ યાદ આવી ગયું. સહસા એ પાછી દોડી. પિતાજીને કહેવા લાગી: 'બાપુ, કસોડી અને [1]કુકુ લેવાનાં તો હું ભૂલી જ ગઈ.'

કસોડી અને કુકુ લઈ નામ્બી ઉતાવળી ઉતાવળી પાછી ફરતી હતી ત્યાં રસ્તામાં જ વાલુમ્બે તેને મળ્યો. પૂછ્યું: 'બેન, આમ ઉતાવળી ઉતાવળી કાં જાય છે?

નામ્બીએ કશો જવાબ આપ્યા વિના ચાલવા માંડ્યું. એટલે વાલુમ્બે પણ તેની પાછળ પાછળ ગયો. આખરે નામ્બીએ કહેવું પડ્યું: 'વાલુમ્બે, તું મારી સાથે ક્યાં આવે છે? હું તો પૃથ્વી પર જઈ રહી છું અને પિતાજીની એવી આજ્ઞા છે કે તારે ત્યાં નહિ આવવું.'

'ઓહો! એટલે બેનબાએ આ વાત મારાથી છૂપી રાખી છે ખરું ને? કંઈ વાંધો નહિ. તું તારે જા પણ હું તારી પાછળ જ આવ્યો છું તે યાદ રાખજે.' એમ કહી વાલુમ્બે મહેલ તરફ દોડતો દોડતો ચાલ્યો ગયો.

નામ્બી પોતાના માર્ગે આગળ વધી રહી હતી પણ હવે એના મનમાં પહેલાંના જેવો ઉત્સાહ નહોતો. પગમાં ચાલવાની શક્તિ નહિ હોય એવું એને લાગવા માંડ્યું. હૃદયના અભિનવ ભાવો હૃદય સાગરે જ લુપ્ત થતા લાગ્યા. એનું હૃદય ભરાઈ આવ્યું. જેમ તેમ પોતાના ભાઈઓ પાસે પહોંચી પણ ત્યાં પહોંચતાંવેંત જ તેનાથી રડી દેવાયું. બંને ભાઈઓ પરિસ્થિતિથી વાકેફ થયા અને એમને નામ્બી પર ખૂબ ગુસ્સો પણ આવ્યો: 'મૂર્ખી! તેં તારા હાથે જ તારું સુખ છિન્ન ભિન્ન કરી દીધું છે. પિતાજીની આજ્ઞાનું ઉલ્લંઘન કરી વાલુમ્બેને તેં વાત કરી તેનું પરિણામ સારું તો નહિ જ આવે. છતાં ચાલ, હવે કોઈ માર્ગ નથી. પરિસ્થિતિનો સામનો કર્યા સિવાય બીજો કોઈ ઇલાજ નથી.'

અને એ લોકો રંગીન પૂલ પરથી પસાર થઈ પૃથ્વી પર આવ્યાં. નામ્બી હજુ સ્વસ્થ બની નહોતી એટલે પૃથ્વી પરના સ્વર્ગ સમા પોતાના બનાવેલા વતનની વનશ્રી, સૌંદર્ય અને એ રંગીન વાતાવરણ એને સ્પર્શી શક્યું નહોતું. ઘાયલ હરણીની માફક પોતાના ભાઈઓ સાથે એ આગળ ધસડાઈ રહી હતી. એ જ સ્થિતિમાં એ લોક કીન્ટુ પાસે પહોંચ્યાં. એ જ ગુલમહોરના ઝાડ નીચે બેસી કીન્ટુ વાંસળી વગાડી રહ્યો હતો. એ જ હરણાં એની ફરતે વીંટળાઈ રહ્યાં હતાં. એનાં એ જ ઝરણાં વહી રહ્યાં હતાં... વાતાવરણમાં એ જ સુંદર તાજગી હતી...પણ...નામ્બી આજે કંઈ જુદી જ લાગણી અનુભવી રહી હતી. કીન્ટુ કંઈ સમજી શક્યો નહિ.

ભાઈઓ બહેનની રજા લઈ પાછા ફર્યા.

બીજે દિવસે પણ નામ્બીને ઉદાસ જોતાં કીન્ટુ મુંઝાયો. કીન્ટુએ નામ્બીને ખુશ કરવા, એને આનંદમાં રાખવા અનેક પ્રયાસો કર્યા. એ દરરોજ એને અવનવી વાતો કહે, નવી નવી જગ્યાએ ફરવા લઈ જાય. જંગલ, ડુંગર, કોતરો બતાવે. નદી, તળાવ અને સમુદ્રની સહેલ કરાવે. પણ નામ્બી તો ઉદાસ જ રહેતી. છતાં કીન્ટુ એના પ્રયાસમાંથી લગીરે ડગ્યો નહિ. અને એનું સારું પરિણામ પણ આવ્યું. થોડા દિવસ બાદ નામ્બીમાં ચમત્કારિક ફેરફાર થતો લાગ્યો, એના મુખકમળ પર સહસ્ત્ર પાંખડી વિકસતી દેખાઈ, એની આંખોના ઊંડાણમાં આનંદ

૧. કસોડી અને કુકુ: કસોડી એટલે મકાઇ; કુકુ એટલે મરઘાં. કસોડી અને કુકુ એ આફ્રિકનોનો મુખ્ય ખોરાક છે.





લહરીઓ ઊઠતી દેખાઈ, એની ચાલમાં ને ગતિમાં ફેરફાર થયેલો લાગ્યો એ હવે હસી હસીને વાત કરતી હતી. કીન્ટુ સાથે કદમ કદમ મિલાવી બધે ફરતી હતી, નાચતી નાચતી ડુંગરા ચઢતી હતી. વાતાવરણમાં એને ગજબની મોહિની લાગતી હતી. વહેતાં ઝરણાં એને નવા જીવનની ગતિ અર્પતાં હતાં. નાચતાં કૂદતાં હરણાં એને જીવનનો ઉલ્લાસ આપી જતાં હતાં, સરોવરમાં ખીલતાં કમળ એનાં અવનવા સોણલાંને વિકસાવી જતાં હતાં. સલુણી સંધ્યા એના લાલિત્યને અવનવા રંગ અર્પી જતી હતી આકાશના તારા એને અનોખી દુનિયામાં લઈ જતા હતા.

એ પરોઢિયું, એ ઉષા, એ બપોર, એ નમતો પહોર, એ સંધ્યા અને એ રાત્રિ ! એ બધું હવે એને ચિરપરિચીત બની ગયું.

કીન્ટુ હજુ તો સૂઈ રહ્યો હોય ત્યારે કયારેક એ વહેલી પરોઢે નીકળી પડી હોય અને વિક્ટોરિયા સરોવરનાં શાંત જળની અરીસા જેવી સપાટીને બગાડી નાખી એકલી જ આનંદ લૂંટી—એ અરીસામાં પોતાનું પ્રતિબિંબ જોઈ—મટુંગીમાં (ઘડામાં) પાણી લઈ પાછી આવી પહોંચી હોય. અને પોતાના વિશાળ બાહુપાશ વચ્ચે નિદ્રિત કીન્ટુનું મોઢું ગોઠવીને તેની મોટી આંખો પર વહાલથી મીઠી ચુમી ભરતી હોય ત્યારે પરોઢની શીતળ લહરીએ ઉષાનો પાલવ પેલા ચંદ્રગિરિ પર ફર ફરી રહ્યો હોય.

આ હતું નામ્બીનું નવું જીવન. સુખપ્રાપ્તિના આ પરમ સૌંદર્યના ઝળકાટમાં મુગ્ધ બની નામ્બી તો તેના રસાસ્વાદમાં ભાન ભૂલી ગઈ, એ સુખ એટલું મધુર, એટલું આનંદપ્રેરક, એટલું અપૂર્વ હતું કે ક્વચિત તેને લાગતું કે આ કોઈ ભ્રમ તો નહિ હોય ! આ કેવળ કોઈ સુખદ સ્વપ્ન તો નહિ હોય ?....!

એક દિવસ નામ્બી કસોડીનાં બી અને કેળના રોપા કીન્ટુને બતાવી બીનું વાવેતર કેવી રીતે કરવું અને કેળના રોપા કેવી રીતે રોપવા તે બતાવી રહી હતી ત્યાં જ ઘડી પહેલાંના શાંત વાતાવરણમાં અચાનક ફેરફાર થઈ ગયો સામેના ડુંગરાની ખીણોમાંથી વાયરા શરૂ થયા અને વર્ષોથી તપસ્વીની અદાથી ઊભાં રહેલાં લાંબાં લાંબાં વૃક્ષો હાલી ઊઠયાં ! ઘડી પહેલાં જે વનદેવી શાંત હતી તેની જગ્યાએ કરાલ સ્વરૂપા વન લક્ષ્મી દૃશ્ય થઈ સાથે મૂશળધાર વરસાદ તૂટી પડયો વીજળીનું માદક નૃત્ય શરૂ થઈ ગયું અને એ અદ્ભુત નૃત્ય સંગીતમાં કડાકા તાલ આપવા લાગ્યા વાતાવરણમાં અચાનક થતા ફેરફારથી કીન્ટુ માહિત ગાર હતો પરંતુ આજનો આ અવનવો ફેરફાર જોઈ એને પણ આશ્ચર્ય થયું.

નામ્બીના હૃદયમાં ફાળ પડી એનું મન કોઈ અમંગળ ભાવિનાં એંધાણ કરવા લાગ્યું. કીન્ટુને એ વળગી પડી અને એવી જ સ્થિતિમાં વાવાઝોડું પસાર થઈ ગયું ત્યાંસુધી એ બન્ને ઝાડ નીચે ઊભાં રહ્યાં.

વાતાવરણની ભયંકરતા ધીમે ધીમે ઓછી થવા લાગી છતાં વીજળીનું માદક નૃત્ય તો હજી ચાલુ જ હતું એ નૃત્ય જેટલું નયનમનોહર હતું તેટલું ભયંકર હતું. ફરીથી વાદળોના ગડગડાટ અને કડાકા થયા. આ વખતે તો આભ તૂટી પડતું હોય એવું લાગ્યું. નામ્બી કીન્ટુની વિશાળ ભૂજા વચ્ચે સમાઈ ગઈ. કીન્ટુ એને આશ્વાસન આપતો હતો. પરંતુ નામ્બી ભયભીત બની રહી હતી એવી જ સ્થિતિમાં એનાથી અજાણ્યે ચીસ પડાઈ ગઈ. અને એબાકળી બની એ બોલવા લાગી: 'કીન્ટુ, જો સામેના ડુંગ પરથી કાળાં વાદળો વચ્ચેથી પેલું કોઈ આવે છે......'

એ વાલુમ્બે હતો. બહેનને મળવા આવતો હતો.

ભાઈને જોઈને કઈ બહેનનું હૃદય નાચી નહિ ઊઠે ! પણ નામ્બીના હૃદયમાં વાલુમ્બેને જોતાં ધ્રાસકો પડયો. તેણે કીન્ટુને વાલુમ્બે વિષે તમામ વાત કહી જણાવી અને કહ્યું: 'આપણા સુખી સંસારમાં એ આગ લગાડે તે પહેલાં આપણે એને દૂર કરવો જોઈએ.'

વાલુમ્બે હસતો હસતો બહેન-બનેવીને મળવા આવ્યો



એટલે એમને ક્રમને પણ એનું સ્વાગત કરવું પડયું. દરમ્યાનમાં કીન્ટુએ વાલુમ્બેને સમજાવવાના અનેક પ્રયાસો કર્યા. પણ વાલુમ્બે એમ સહેલાઈથી સમજે એવો કયાં હતો ? એટલે કીન્ટુ અને નામ્બીએ એને વચન આપતાં જણાવ્યું : 'તું જો અહીંથી જતો રહે અને પાછો નહિ આવે તો અમારું પહેલું બાળક અમે રાજીખુશીથી તને સુપ્રત કરીશું પછી કંઈ છે ?' વાલુમ્બે સંમત થયો અને ચાલ્યો ગયો.

વાલુમ્બે ગયો એટલે કીન્ટુ અને નામ્બી પાછાં ખૂબ આનંદમાં દિવસો પસાર કરવા લાગ્યાં. હોંશે હોંશે શામ્બા (ખેતરો) તૈયાર કરવા લાગ્યાં. કસોડી તેમજ રૂનો સરસ પાક ઉતારવા લાગ્યાં.

એક એક દિવસ એમના જીવન પર નવો ઓપ ચઢાવતો ગયો. એમની ઝૂંપડીની બાજુમાંથી વહેતી નાઈલિ નદી, સામે પારના કાંઠાની ટેકરીઓના ઢોળાવ પરની વનરાજી, ઝૂંપડીની આસપાસનાં કેળનાં ઝૂલતાં ઝૂંડ–શામ્બા, અને એ બધાંને પોતાની ઉન્માદભરી લાગણીઓમાં સમાવી દેતી નામ્બી—એની જુવાની તો ખરે જ દિવસે દિવસે વધારે મસ્ત અને બેકાબૂ થવા મથતી હતી.

અને એમાંથી જ એક દિવસ એનું હૃદય કોઈ અવનવો અનુભવ કરવા લાગ્યું. દરેક સ્ત્રીના જીવનમાં પ્રથમ વાર આવતો એ પ્રસંગ! એ પ્રસંગની મધુરતામાં પોતે પોતાની જાતને તણાવા દીધી તેની તે રાત્રિ! એ પ્રથમ મિલન! અને ત્યાર પછીની એ રોજની ઘટના!—એ બધું એની નજર સમક્ષ તાદૃશ્ય થવા લાગ્યું...નામ્બી માતા બનવાની હતી!

અને પહેલા પુત્રના જન્મ વખતે એને ખૂબ ખૂબ ચિંતા થવા લાગી. એની નજર સમક્ષ બિહામણાં દૃશ્ય ખડાં થવા લાગ્યાં. પણ એ પુત્રનો જન્મ થઈ ગયો. વાલુમ્બે દેખાયો નહિ—વર્ષો સુધી એનાં દર્શન થયાં નહિ એટલે નામ્બી અને કીન્ટુના મનમાંથી ધીમે ધીમે પેલો ભય દૂર થઈ ગયો.

પણ ત્યાં જ એક દિવસ વાલુમ્બે આવ્યો. ખૂબ ગુસ્સામાં હતો. અને ગુસ્સો ઠાલવતાં જ બોલ્યો : 'તમે તમારું વચન પાળ્યું નહિ અને તમારું પહેલું બાળક મને સુપ્રત કર્યું નહિ એટલે હવે તો હું આ ધરતી પર જ રહેવાનો.'

અને ત્યારથી યુગાન્ડાની ધરતી પર માનવીએ પહેલું મૃત્યુ જોયું.



ચાણ ઠાકોરનો ઓરમાન ભાઈ મરી ગયો હતો, ઠાકોરને ખબર કહેવડાવવા એક ખેપિયો મોકલવામાં આવ્યો. એ ઠાકોરની ગઢીએ પહોંચ્યો. ઘોડાની લગામ ખેંચી એણે મોટેથી બૂમ પાડી :

'ચાણ!'

ઠાકોર દોઢીની બહાર આવ્યા.

'શું કામ છે?' એણે પૂછ્યું.

'તમારા ઓરમાન ભાઈ સાગેસા મરી ગયા છે.' ખેપિયાએ બૂમ પાડી અને કહ્યું.

મિજાજી ઠાકોરને ખેપિયાની અલગારી ને આઝાદ જબાન ગમી નહીં. એટલે એણે દાઢીને કહ્યું:

'હા, સાગેસા ગુજરી ગયો એ ખબર પડી. પણ એ ખબર કોઈ માણસ સાથે તો મોકલવા હતા!'

'એમણે માણસને કહેવા તો માણસ જ મોકલ્યો હતો : પણ મને, તમને કહેવા મોકલ્યો.'

એટલું કહીને ખેપિયાએ ઘોડાને એડી મારી દોડાવી મૂકચો.





ધ્રુવકુમાર પંડયા

# નર્મદાનું નૌકાટન

ઉછરતા યુવાનોમાં સાહસ કરવાનો જે તરવરાટ હોય છે તેનો આપણા દેશમાં કોઈ ઉપયોગ નથી કરતું. રજાઓના દિવસો સાવ નિષ્ક્રિયતાથી ગાળે છે સેવાદળ એકેડેમી, મહેમદાવાદ તરફથી યોજાયેલ આ હોડી–પ્રવાસમાં સાહસ તો ભર્યું જ પડ્યું છે, સાથે સાથે યુવાનોને આવા પ્રવાસો માટે પ્રેરણા પણ...

ગુજરાતના બે ચાર યુવાનો હતા. અકસ્માત ભેગા થઈ ગયા અને દિવાળીની રજા નકામી ન જવા દેવી એવી ધૂન સાથે બે રબરની હોડીઓ લઈને ભુસાવળથી તાપી નદીમાં પ્રવાસે નીકળ્યા. તાપી નદીની કાંઈ જ ખાસ માહિતી નહિ. નદીના પ્રવાસનો ખાસ અનુભવ નહિ અને પ્રવાસની શરૂઆત કરી. અથડાતા, કુટાતા, અનુભવ લેતા અને કંઈક નવું કર્યાનો આનંદ સેવતા ૧૪ દિવસે કાકડાપાર પર હોડીઓ લાંગરી. ત્રણ દિવસના ભૂખ્યા, સૂર્યના તાપથી બળેલા, અતિશય શ્રમથી થાકેલા, ફાટેલ તૂટેલ કપડે ચારે જણા પોતાને વતન પાછા ફર્યા—બે સૂરત અને બે અમદાવાદ. આ પ્રવાસનો હેવાલ કોંગ્રેસ સેવાદળની પ્રવાસ પ્રવૃત્તિને સુપ્રત થયો અને એમાંય એક નવીન પ્રવાસનો માર્ગ મળ્યો. ૧૯૫૨ના ઑક્ટોબરમાં થયેલા આ તાપી નદીના પ્રવાસ દરમિયાન જ બીજા પ્રવાસનો સંકલ્પ થયો હતો અને તેમાં કોંગ્રેસ સેવાદળની પ્રવાસ પ્રવૃત્તિએ પ્રોત્સાહન આપ્યું એટલે ૧૯૫૪ના સપ્ટેમ્બરમાં નર્મદાના પ્રવાસની જાહેરાત થઈ.

એન્જિનીયરીંગની છેલ્લી પરીક્ષાની તૈયારી કરતાં કરતાં નરેને માહિતી ભેગી કરવા માંડી, સુરેશે સૂરતમાં બેઠા બેઠાં વણાટના કારખાનાનો કારોબાર સંભાળતાં સાધનો તૈયાર કરવા માંડ્યાં, કુમુદબહેને આવી પાણીથી બગડે નહિ, લાંબો વખત ચાલે અને સખત મહેનત અને થાક સામે ટક્કર ઝીલાવે એવો ખોરાક અને રસોડું તૈયાર કરવા માંડ્યું અને હું ગોઠીયાઓની શોધમાં મંડી પડ્યો. તાપી પ્રવાસનો જૂનો સોબતી રામુ દુકાન છોડી અમદાવાદથી આવ્યો અને સાથે ચિત્રકાર ગોસ્વામીને લાવ્યો. સુરેશ સાથે એનાં પત્ની વિમળાબહેન તૈયાર થયાં, મારી સાથે સંસ્કારયાત્રામાં સાથે ફરતા ૫૫ વર્ષના ઝીણાકાકા અને શાંતિલાલ, ભરત અને રણછોડ તૈયાર થયા. સૂરતથી ચિત્રકાર વાસુદેવે કમર કસી. બીજી બાજુ કારખાનાનો દરવાજો છોડી લેયાજી તૈયારી કરવા માંડ્યા અને કોલેજ છોડી નરેશ તૈયાર થયો.

આમ ૭ મી નવેમ્બરે અમારો ૧૪ જણનો કાફલો ચાર રબરની હોડી, એક કેનવાસની હોડી, બે ગાંસડીમાં સમાઈ જાય એવડું રસોડું, અને બીજાં જોઈતાં સાધનો લઈ સૂરતથી જબલપુર જવા પહોંચ્યો. અને ત્યાંથી મોટર વચમાં ખોટકાઈ પડી એટલે ૧૧મીની રાતના મંડલાગઢ પહોંચ્યાં. અમારા ચિત્રવિચિત્ર પોષાક અને સાધનોને પરિણામે ટ્રેઈનમાં અને પ્રવાસ દરમિયાન હોડીમાં અને કિનારા પર ત્યાંના લોકો માટે અમે કૌતુક બની રહ્યાં. કોઈએ નાટકવાળાં છે, કોઈએ સીનેમાવાળા છે, કોઈએ ડાન્સીંગ પાર્ટી છે, કોઈએ જલસાપાર્ટી, કોઈએ મગરના શિકારી તો કોઈએ, સરકારી અફસરો, ગણી અમને નવાજ્યાં. સારાયે પ્રવાસ દરમિયાન અમે એ લોકો માટે એક આનંદનુ સાધન બની રહ્યાં.

સૌથી પ્રથમ અમારા પ્રવાસની શરૂઆત અમે સહસ્રધારાથી કરી. મંડલાગઢથી ગાડું કરી ત્યાં પહોંચ્યાં. નદીનું પાણી અનેક ધારાઓમાં પથ્થર પરથી નીચે પડે. દૃશ્ય એવું સુંદર કે હોડીઓ તૈયાર કરી પ્રવાસની શરૂઆત કરવાનું તો બાજુએ જ રહ્યું અને ચિત્રકારોએ કાગળ, પેન્સીલ, પીંછી લઈ દોડાદોડ કરી મૂકી. બે ફોટાવાળા પણ ઝાલ્યા ન રહ્યા અને સુરેશ ફિલ્મના કેમેરા લઈ દોડ્યો. ખૂબ સુંદર, કોઈને ય છોડવું ન ગમે છતાં છેવટે ત્રણ કલાક મોડા અમે ત્યાંથી નીકળ્યાં અને પ્રવાસનો આરંભ કર્યો.

પાંચ દિવસના સતત પ્રવાસ પછી, જંગલમાંથી પસાર થતી નર્મદાનાં નીર ઉલેચતા ઉલેચતા અમે



આ નૌકાટનનાં સાહસવીરો : કાળી બંડીવાળા આ પ્રવાસકથાના લેખક છે.

ગૌરીઘાટ આવ્યાં. આ દિવસો દરમિયાન બધાંની બરાબર કસોટી થઈ. સામાન્ય રીતે જંગલનાં વિસ્તારમાં નદી ડુંગરોની વચ્ચે મોટાં સરોવરોમાં ફેરવાઈ જાય, પાણીનો શાન્ત પ્રવાહ ધીમો અને ઉંડાઈ ખૂબ. પાંચ છ માઈલ આમ ચાલે અને પછી પાણીના પ્રવાહમાં વેગ આવે, કાં તો નદી એકદમ છીછરી બને અથવા તો પથ્થરો આવે; સરોવરમાં હલેસાં મારી કંટાળ્યાં હોઈએ એટલે પથ્થરો આવે અને અમે નાચી ઊઠીએ. પથ્થરોમાં કુદાવતાં કુદાવતાં હોડી આગળ દોડાવી જઈએ.

દરેક હોડીમાં ત્રણ વ્યક્તિઓ હોય અને સાથે સામાન હોય. બે વ્યક્તિઓ હલેસાં મારે અને એક વ્યક્તિ પોતાનું કામ પતાવે. ચિત્રકારો ચિત્ર દોરે, ફોટાવાળા ફોટા લે, કોઈ નોંધપોથી લખે તો કોઈ વાસણ સાફ કરે, અને જો કાંઈ જ ન સૂઝે તો વારીમાંથી છૂટાં થાય એટલે હોડીમાં ને હોડીમાં જ લંબાવે.

કેનવાસની હોડીએ બધાંની કસોટી લીધી. આગળ ચાલવામાં આડાઈ કરે અને દમ ભીડીને હલેસાં મારીએ ત્યારે માંડ આગળ ડગ ભરે. પરિણામે ગૌરીઘાટ પરથી ત્રણ મિત્રોને અને આ હોડીને વિદાય કર્યાં અને બીજે દિવસે પથ્થરોમાં તોફાન કરતા કરતા ધુંવાધાર તરફ આગળ વધ્યાં.

ગૌરીઘાટથી ધુંવાધાર ૧૦–૧૨ માઈલ થાય. પાણીનું વહેણ જોરદાર અને જાત જાતના ખડકોમાંથી પસાર થવાનું. વળી બન્ને કિનારે જાત જાતના ઘુમ્મટોવાળાં





જૂનાં શિવાલયો. વહેણની મઝા છોડી કિનારે ઉતરવાનું મન ન થાય અને કિનારા પરનાં શિવાલયોના ઘુમ્મટો અમને પોતાની પાસે આવવા સાદ દે.

આવી ત્રિશંકુ જેવી દશામાં અમે આગળ વધીએ. વચમાં એક ધોધ આવ્યો. ૮ થી દસ ફૂટ ઊંચો. એક હોડીએ અંદર ભૂસકો માર્યો અને સહીસલામત બહાર નીકળી. એ જોઈ બધાંને અંદર ઝંપલાવવાનું મન થયું. બહેનો પણ જાય એવી નહોતી. એમની હોડીએ પણ ઝંપલાવ્યું અને નાચતી કૂદતી આગળ વધી. ધુંવાંધાર પર પહોંચતા પહેલા એની ખ્યાતિ ખૂબ સાંભળેલી. કાકાસાહેબ કાલેલકરે ખડું કરેલું આખું દૃશ્ય ધોળી રાખ્યું હતું. પણ એ ધોધ અને એ સંગેમરમના ખડકો, ને એમાંથી પસાર થતી નર્મદાને જોયા પછી અમારામાંથી કોઈને પણ આગળ વધવાનું મન ન થયું. આંખ ફરે ને નવીન દૃશ્ય નજરે પડે. ૩૦૦ થી ૬૦૦ ફૂટ ઊંચી સંગેમરમરની ભેખડો. વચમાં વહેતું શાંત પાણી અને તેમાં નૌકા-વિહાર. જિંદગી જીવી જાણનાર યુવાનના દિલમાંથી એ દૃશ્ય એકવાર જોયા બાદ એને હઠાવવું અશક્ય બને.

એક ચિત્રકાર અહીં જ રોકાયા અને બાકીનાં અમે આગળ વધ્યાં. નર્મદા નદી વિષે ૧૮૮૭માં બહાર પડેલા રોયલ ગેઝેટીઅરના હેવાલ સાથે અમારા અનુભવો સરખાવતાં અને જ્યા જ્યાં વિરોધાભાસ લાગે ત્યાં ત્યાં ટિપ્પણ કરતા અમે આગળ વધ્યાં. ધુંવાધાર છોડયા બાદ ચોથે દિવસે સરકારી હેવાલમાં નહિ એવા એક ધોધે અમને રોક્યાં. કાળા પથ્થરોની વચમાંથી નદી ત્રણ પગથિયાંમાં લગભગ ૩૦ ફૂટ જેટલી નીચે ઊતરે. એ વટાવી આગળ ચાલ્યાં અને બીજે દિવસે બ્રાહ્મણીઘાટ આવી પહોંચ્યાં. જૂનું પુરાણું આ યાત્રાનું ધામ, પાસે જ શતધારાનો રમ્ય પ્રદેશ, નદી સેંકડો ધારામાં પથ્થર પરથી ઊતરે અને તરત જ થોડું આગળ ચાલીએ કે આ ધામ આવે. અહીંથી બીજા એક ચિત્રકાર શિક્ષક વિદાય થયા. હવે અમે નવ જણા જ બાકી રહ્યાં. બધાં જ સરખી કસોટીની સરાણે ચઢી ચૂકેલાં અને ટક્કર ઝીલવાની પૂરી તૈયારીવાળાં.

હવે ત્રણ હોડી બાકી રહી. હોડીનાં અમે નામ પાડેલાં તેમાં 'સાધના', 'સજની', અને 'સુનીતા', તરતી રહી અને 'સાંવરી'ને બંધ કરી સાથે રાખી. ધુંવાધાર છોડયા બાદ બન્ને કિનારે ખેડ-પ્રદેશ અને જમણે કિનારે બીડનો પ્રદેશ. જમણી બાજુ જઈએ તો ઢોર ખૂબ એટલે દૂધ, છાશ વગેરે મળે અને ડાબી બાજુ અનાજ ખૂબ મળે. એક બાજુ મધ્ય પ્રદેશ અને બીજી બાજુ ભોપાલ, અને પછી મધ્ય ભારત એમ વહીવટી વાડાઓ વટાવતાં અમે આગળ વધ્યાં.

અમારો નિત્યક્રમ વધુ વ્યવસ્થિત બન્યો. સવારે ૬–૩૦ વાગે હોડીઓ નદીમાં પડે અને સામાન ગોઠવાય તથા પ્રવાસ શરૂ થાય. બપોરે હોડીમાં જ અથવા કિનારે કોઈ સુંદર સ્થળ શોધી ભોજન પતાવી લઈએ અને પાછા સાંજના ૪—૩૦ કે ૫—૦ સુધી પ્રવાસ ચાલુ જ રહે. સાંજ પડે અને પડાવ માટે સ્થળની શોધ ચાલે અને લાકડાંની શોધ શરૂ થાય. સ્થળ મળતાં હોડી થોભે. સામાન કિનારે ઊતરે અને તંબુ તણાય. ત્રણ જણ રસોઈની ધમાલમાં પડે, ત્રણ જણ દૂધ, છાશ અનાજ વગેરેની શોધમાં ઊપડે અને ત્રણ જણાં તંબુઓ ઊભા કરવા માંડે. બધાં જ સૌથી પ્રથમ લાકડાં ભેગાં કરવા મંડી પડે. લાકડાં અમારાં રાતનાં સાથી. તાપણું કરીએ અને આસપાસ બેસી ઠંડી ઉડાડીએ. રાતના એ સંત્રીને જાગૃત પણ રાખે અને આસપાસના પ્રદેશમાં અજ-વાળું પણ પાથરે. રાત્રે સાડાનવ સુધી વાતો ચાલે, ભાવિની યોજનાઓ થાય, ગીતો કે ગપ્પાં ચાલે અને રસોડાવાળાંને બીજા દિવસની સવાર માટે નાસ્તો અને બપોર માટેના ભોજનની તૈયારી કરવાનું સોંપી બધાં તંબુમાં ભરાય. મોડી રાત્રે સંત્રી એકલો રહે ત્યારે તાપણું એનો સાચો સાથી બને. ઘણે સ્થળે જંગલમાં જ્યાં વાઘ અને ચિત્તાનાં પગલાં કિનારે પડ્યાં હોય ત્યાં અમારો પડાવ હોય. રાત્રે વાઘની ત્રાડ સાંભળાય





ત્યારે સંત્રીને (પછી તે ભાઈ હોય કે બહેન) તાપણું ખૂબ મદદકર્તા થઈ પડે. સવારના ૪—૩૦ વાગે બધાં જાગે. જાગે ને કામે લાગે અને થોડા સમયમાં બધું સમેટી ૬–૩૦ને સુમારે તો આગળ પ્રયાણ કરવા તૈયાર થઈ જાય.

વચમાં વચમાં અનેક રમ્ય દૃશ્યો આવે, એને છોડીને આગળ ધપવા મનને મનાવવું પડે. આગળ એથી વધુ રમ્ય સ્થળો આવશે એ આશાએ ઉત્સાહથી આગળ ધપીએ. દિવસ દરમ્યાન જો કોઈ બીજું એવું સ્થળ ન આવે તો રાત્રે સૂતી વખતે પાછલું સ્થળ છોડ્યાનો વસવસો મનમાં રહી જાય.

બ્રાહ્મણીઘાટથી હોશંગાબાદ પહોંચતાં પાંચ દિવસ થયા. જમણી બાજુ વિંધ્યાચળ પર્વતના ફાંટાઓ કદીક પાસે આવતા અને કદીક દૂર દૂર દેખાતા, રોજબરોજ નવાં નવાં દૃશ્યો જોવાનાં મળતાં અને અમારો પ્રવાસ આગળ ધપતો. કદીક હોડીમાં પ્રવાસ દરમ્યાન થાકની અસર જણાતી તો મુક્તકંઠે ગીતો ગૂંજી ઊઠતાં અગર તો સમાજ કે રાજકારણ પર ગરમાગરમ ચર્ચાઓ ચાલતી યા રેડીઓ પર સંગીત સાંભળતાં. મોટે ભાગે આ બધાંનો લહાવો લૂંટનાર અમારા નવ જણ ઉપરાંત હતાં વૃક્ષ, નદીનો, શાંત જલ–પ્રવાહ કે એ જ પ્રવાહમાં મસ્તી રેડતા અને પાણીને આમતેમ ઉછાળતા મોટા પથ્થરો. જંગલની વનરાજીઓ કે કિનારે રખડતી કોક કોક ગાય ભેંસો.

હોશંગાબાદ જિલ્લાનું મુખ્ય થાણું, બાંધેલા સુંદર ઘાટ અને જૂના સમયનો કિલ્લો મોગલ સૂબા હુસેન-શાહે તે બંધાવેલો. અત્યારે ફક્ત થોડાં ખંડિયેરો આમતેમ પડ્યાં છે. એક દિવસનો આરામ કરી આગળ ધપ્યાં. નદીમાં ઠીક ઠીક દિવસો પસાર કર્યાં હતા. પ્રવાસનો અનુભવ પણ ઠીક મળ્યો હતો એટલે ખૂબ વિશ્વાસથી અમે આગળ વધ્યાં. સત્તર દિવસથી અમારો પ્રવાસ એકધારો ચાલુ હતો. હોશંગાબાદથી દોઢ માઈલ દૂર પહેલવહેલો અમને અકસ્માત નડ્યો. પથ્થરોમાંથી પસાર થતાં એક હોડી બે ખડકોની વચ્ચે ફસાઈ, સામાન અને માણસો ઊછળીને પાણીમાં પડ્યાં અને બધાં પ્રવાહમાં ખેંચાયાં. નવેનવ વ્યક્તિઓની સમયસૂચકતા, મનમાં ખૂબ ધીરજ અને કામની આવડતને લીધે ખાસ નુકસાન ન થયું. બધાં બચ્યાં, સામાન પણ બચ્યો. ફક્ત જે સામાન છૂટો હતો તે પાણીમાં ગયો. અમારો એક કૅમેરા અને થોડાં કપડાંનો હવાલો કાયમને માટે નર્મદાને સોંપી અમે આગળ જવાનું નક્કી કર્યું. અકસ્માતને પરિણામે બધાં કપડાં તથા બિસ્તર સૂકવતાં એક દિવસ આખો ગયો છતાં ફરીથી પાછા આનંદ કરતાં અમે વધ્યાં.

હોશંગાબાદથી હાંડીયા પહોંચતાં જુદા જ અનુભવો થયા. વચમાં સુંદર ચળકતા અને રંગબેરંગી ખડકોની વચ્ચેથી નદી પસાર થાય, જાણે કોઈ મોગલ બાદશાહે વિહાર માટે નદીના બંને કિનારા બાંધી ન લીધા હોય એવું લાગતું હતું. બંને બાજુ ચમકતા પથ્થરોના વ્યવસ્થિત ગોઠવેલાં ચોસલાંનો બનેલો ઢાળ પડતો કિનારો, વચમાં સ્વચ્છ પ્રવાહ, જગ્યા ખૂબ સુંદર, બંને બાજુ જંગલનો વિસ્તાર એટલે બહુ ઓછા માનવીઓએ એનો લાભ લીધો હશે.

આગળ ચાલતાં બીજા દિવસે પથ્થરોની ભૂલભૂલામણીમાં પેઠાં. નદીની વચમાં ખૂબ પથ્થરો પડેલા, પ્રવાહ અનેક વિભાગમાં વહેંચાઈ ગયેલો, આગળ ક્યાં જવું તેની કાંઈ સમજણ ન પડે એટલે એમાં અથડાતાં કૂટાતાં, રસ્તો ન મળે તો પાછાં ફરતાં, છેવટે ઘણો સમય બરબાદ કરી એમાંથી બહાર નીકળ્યાં, ખડકો રંગબેરંગી હતા એટલે અમને ખૂબ આનંદ પડતો.

હાંડીયા પહોંચી ત્યાંથી ઓમકારેશ્વર સુધીના પ્રવાહની ભાળ કાઢવા માંડી. કોઈ એ માહિતી આપી શક્યું નહિ. રોયલ ગૅઝેટિયર અમારી સાથે હતું, પણ અત્યાર સુધીના અમારા અનુભવ પરથી એના પર આધાર રાખવાનું અમે છોડી દીધું.

અમારો પ્રવાસ તો ફક્ત નૌકાપ્રવાસ હતો, પણ જેમ જેમ આગળ વધતાં ગયાં તેમ તેમ એ સંશોધન–પ્રવાસમાં ફેરવાયો. રોજ દિવસ દરમ્યાન નિરીક્ષણ





થાય અને રાત્રે ગેઝેટિયરમાં શું સાચું છે! ક્યાં ભૂલ છે!—વગેરેની ટિપ્પણ થાય.

હાંડીયાથી આગળ કોઈ વહાણુ નદીમાં ગયેલાં જ નહિ. એટલે કોઈપણ જાતની માહિતી વિના અમે આગળ વધ્યાં. આગળ વધતાં સીધાં જાંબુવનમાં પ્રવેશ્યાં. નદી અનેક ફાંટામાં વહેંચાઈ પ્રવાહ વેગમાં વહે અને નદીની વચમાં પાણીમાં ઠેર ઠેર ખૂબ ગીચ જાંબુનાં વૃક્ષો ઊગેલાં એ વૃક્ષોની ડાળીઓ પકડતાં, પથ્થરો પરથી હોડી ઊંચકી આગળ રાખતાં, અમે જ્યારે ૧૪ માઈલ પસાર કર્યાં ત્યારે અમારાં શરીર પરનાં કપડાંનાં ચીંથરાં ઊડી ગયેલાં. હોડીઓએ પણ સારો ભાર સહન કરેલો.

વળી આગળ વધ્યાં તો ખડકોના વિરાટ સાગરમાં આવી પડ્યાં. કોઈ જગાએથી આગળ જવાનો રસ્તો નથી; જ્યાંથી પ્રવાહ વડે ત્યાં જવાય એની કોઈ શક્યતા ન દેખાઈ.

છેવટે સામાન ખભે ચઢાવીને માઈલો સુધી જંગલ ખુંદતાં આગળ વધ્યાં અને ફરીથી હોડીઓ પ્રવાહમાં મૂકી. થાક અમારા પર હવે અસર કરવા માંડી હતી. હોડીઓ પણ આરામ તેમ જ મરામત માગતી હતી અને ખોરાક પણ ખૂટવા માંડ્યો હતો.

વચમાં "માનધારા"નો ધોધ આવ્યો. રમણિક કરતાં વધુ ભયંકર એ છોડીને આગળ વધ્યાં અને ફરીથી એકવાર સાહસ ખેડી આ પાર કે પેલી પારનો જ નિર્ણય લઈને આગળ વધવાનો પ્રસંગ ઊભો થયો. બંને બાજુ ભયંકર ઊંચી શિલાઓ, ઉપર ચઢવું અશક્ય, દૂર દૂર ગાઢ જંગલ, નદી ખૂબ સાંકડી અને ઠેર ઠેર મોટી મોટી શિલાઓ પ્રવાહની વચ્ચે પડી હતી. પ્રવાહનો જોસ પણ ખૂબ હતો, મહાસાગરની યાદ અપાવે તેવાં પ્રચંડ મોજાં ઊછળે અને ઊભાં તથા આડાં વમળોનો તો પાર નહિ.

પણ અમારા મનમાં એક જ નિશ્ચય હતો—ગમે તે સંજોગોમાં આગળ વધવું. ભયંકર રીતે ઊછળતા પાણીમાં મોત નાચતું દેખાય છતાં મોતની સાથે મિત્રતા બાંધી અમે તો એમાં ઝંપલાવ્યું.

કોઈ જગાએ વીસ ફૂટ તો કોઈ જગાએ ૩૦ ફૂટ પહોળી ખાઈમાંથી આખી નર્મદાનું પાણી વહે. જરા સરતચૂક થાય, જરા હોડી ઊંધી ફરે તો મોત જડબાં ફાડી અમારે માટે ઊભું જ હતું.

આમછતાં એમાંથી અમે પસાર થયાં. એકવાર હોડી વમળમાં ફસાઈ ત્યારે શરીરમાં જેટલું હતું તેટલું બધું જોર ભેગું કરી હલેસાં મારી એમાંથી બહાર નીકળ્યાં. બધા દિવસમાં જેટલી શક્તિ નહીં ખર્ચાઈ હોય તેટલી તે પાંચ સાત મિનિટમાં ખર્ચી કાઢી.

બીજે દિવસે આ ૨૦ માઈલના પ્રદેશમાંથી બહાર નીકળી 'ધેડી ધોધ' પાસે આવ્યા. ત્યારે અમે થાકીને લોથ થઈ ગયા હતાં. પથ્થરને પડકારતી અમારી હોડીઓ પણ જોવા જેવી થઈ ગઈ હતી. ધેડી ધોધે અમારા મનનો બધો થાક હરી લીધો. ખૂબ સુંદર ધોધ, ગ્રેનાઈટ પથ્થરોની વચમાંથી એ પડતો, કોઈ જૂના મહેલની યાદ આપે તેવા સ્તંભો અને કમાનો કુદરતીરીતે પડેલાં. પાણીએ જાણે કે પોતાને રહેવા માટે પોતાની તાકાતથી મોટો રાજમહેલ તૈયાર કર્યો હોય તેવું લાગતું. ત્યાં બેસી ઓમકારેશ્વર પહોંચીશું એટલે પ્રવાસનો નક્કી કરેલો સમય પૂરો થશે એમ જણાયું. વળી સાધનો પણ મરામત માગતાં હતાં. શક્તિ પણ સાવ ખૂટી ગઈ હતી. એટલે બીજે દિવસે ઓમકારેશ્વર પહોંચ્યાં અને ત્યાં બીજીવાર બાકીનો પ્રદેશ પૂરો કરવા તાજામાજા યુવાનો સાથે પૂરતાં સાધનો સાથે આવવું એવો નિર્ણય કરી અમે અમારી હોડીઓ નદીમાંથી ઉઠાવી અને બધો સામાન પાછો બાંધી, નર્મદાને આખરી સલામ કરી, કડવાં મીઠાં સ્મરણોની ગઠરી બાંધી અમે બધાં ટ્રેઈન મારફતે ઘર ભેગાં થઈ ગયાં.

*



પ્રો. ડૉ. નરસિંહ મૂ૦ શાહ

# કાઉન્સીલ ઑફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ (C.S.I.R.)

વીસ વર્ષ વીતી ગયાં. અનેક ચર્ચા અને મંત્રણાઓના પરિણામે ૧૯૩૫માં તે વખતની હિંદી સરકારે દેશમાં ઔદ્યોગિક સંશોધનનો સમન્વય કરી એક મધ્યસ્થ સંસ્થા તરીકે કામ આપે તે અર્થે ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ બ્યૂરો સ્થાપ્યું. આ બ્યૂરો સ્વાયત્ત બને એમ હતું અને તેનો ઉદ્દેશ 'દેશની જરૂરીઆતોને અનુકૂળ સંશોધન–સંસ્થા તેમાંથી ઊભી કરી શકાય' એ હતો. અલીપુર–કલકત્તામાં ગવર્મેન્ટ ટેસ્ટ હાઉસમાં તેની એક સંશોધન શાખા કાઢવામાં આવી. ૧૯૩૯માં મહાયુદ્ધ ફાટયું અને આ વ્યવસ્થા ઊણપવાળી લાગવાથી બ્યૂરોનું કામ બંધ કરવામાં આવ્યું.

'ઔદ્યોગિક સંશોધન કેવી રીતે આગળ ધપાવવું અને તેને કઈ દિશામાં વાળવું, જેથી યુદ્ધની પરિસ્થિતિના પરિણામે તેની અગત્ય અને શક્યતાઓ તપાસી હિંદી ઉદ્યોગોની ખીલવણી થાય' એ ઉદ્દેશથી ૧૯૪૦માં બોર્ડ ઑફ સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ સ્થાપવામાં આવ્યું. સંશોધનના ક્ષેત્રમાં કામ કરતી સંસ્થાઓનું કાર્ય આયોજીત કરી તેનો ઔદ્યોગિક ઉપયોગ થાય એવી પણ એક શરત હતી. ચાલુ સંશોધન કાર્યની તપાસ, નવી દરખાસ્તો મંગાવવી, ચર્ચાઓ ગોઠવવી અને સરકારને ઔદ્યોગિક સંશોધન અંગે ભલામણો કરવી એ પણ એના કાર્યપ્રદેશમાં રાખવામાં આવ્યું હતું.

આ બોર્ડના કાર્યનો અનુભવ ઉત્તેજક લાગ્યો અને દેશના હિતમાં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનને ઉત્તેજવા ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ ફંડ સ્થાપવા ધારાસભામાં ઠરાવ પાસ થયો. સરકારે આ ઠરાવ સ્વીકારી રિસર્ચ ફંડની વ્યવસ્થા કરવા એક સ્વતંત્ર સંસ્થા તરીકે ૧૯૪૨માં કાઉન્સીલ ઑફ સાયન્ટીફીક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ (ટૂંકાવીને સી. એસ. આઈ. આર.)ની સ્થાપના કરી અને તેને નીચે પ્રમાણે કાર્યો સોંપ્યા: (૧) ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ ફંડનો વહીવટ (૨) વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધનની વ્યવસ્થા (૩) વિજ્ઞાન સંસ્થાઓ (૪) શિષ્યવૃત્તિઓ (૫) સંશોધનનાં પરિણામોનો ઉદ્યોગોની ખીલવણી અર્થે ઉપયોગ (૬) સંશોધન માટે પ્રયોગશાળાઓ વગેરે (૭) પ્રકાશન અને (૮) ઉપરના હેતુઓની સિદ્ધિ અર્થે કોઈ પણ પ્રવૃત્તિ હાથ ધરવી.

કાઉન્સીલની વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ બે સલાહકાર સમિતિઓ દ્વારા ચાલે છે: (૧) સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીઅલ રીસર્ચ બોર્ડ અને (૨) એન્જીનીયરિંગ સંશોધન બોર્ડ. પહેલી બોર્ડમાં તજ્જ્ઞોની બનેલી સંશોધન સમિતિઓની મદદ લેવામાં આવે છે. દરેક સંશોધન યોજનાની વિગતવાર પરીક્ષા તજ્જ્ઞોની સમિતિને સોંપવામાં આવે છે. આ સમિતિ મંજૂર રાખે તો યોજના હાથ ધરવામાં આવે છે. સમિતિ તેના પર તપાસ રાખે છે અને બીજી યોજનાઓ પણ તૈયાર કરે છે. વિજ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાને લગતા વિષયોવાર લગભગ ૨૬ સમિતિઓ આ કાર્ય માટે નીમવામાં આવી છે.

એન્જીનીયરિંગને લગતા પ્રશ્નો પર સલાહકાર સમિતિઓનું કામ બોર્ડ ઑફ એન્જીનીયરિંગ રિસર્ચ કરે છે. જુદી જુદી યોજનાના એન્જીનીયરિંગને લગતાં પ્રશ્નો તે હાથ ધરે છે, તેમ જ નવીન યોજનાઓ કાઢે છે. રસ્તા, નહેરો, રેલ્વે અને બીજાં વાહનવ્યવહારના પ્રશ્નો તેના કાર્યપ્રદેશમાં સમાય છે.

કાઉન્સીલનો વહીવટ નિયામક સભાના હાથમાં છે. હિંદના વડાપ્રધાન તેના પ્રમુખ છે અને કુદરતી સાધનો અને વૈજ્ઞાનિક સંશોધનખાતાનો પ્રધાન તેનો ઉપપ્રમુખ છે. નિયામક સભા પોલીસીને લગતી બાબતો પર નિર્ણયો કરે છે અને રિસર્ચ અને એન્જીનીયરિંગ બોર્ડની ભલામણો અનુસાર જુદી





જુદી સંશોધન યોજનાઓ માટે ગ્રાંટ વગેરે મંજૂર કરે છે. નેશનલ લેબોરેટરીઓને બાદ રાખતાં કાઉન્સીલે છેલ્લાં ૧૫ વર્ષોમાં ૨૨૮ સંશોધન યોજનાઓ પર યુનિવર્સિટીઓ અને સશોધન સંસ્થાઓમાં કાર્ય કરાવ્યું છે. માત્ર વ્યવહાર સશોધન જ નહીં પણ મૂળભૂત વૈજ્ઞાનિક સંશોધનને પણ તેણે ઉત્તેજન આપ્યું છે. કાઉન્સીલે ૧૪૫ પેટન્ટ આ વર્ષોના ગાળામાં લીધેલ છે ૧૯૪૦–૪૧માં કાઉસીન્લનું ચાલુ ખર્ચ ૩.૧૮ લાખ રૂપિયા હતું' આજે તે આંકડો ૭૩ લાખ રૂપિયા ઉપર પહોંચ્યો છે. કાઉન્સીલે કરેલી પ્રગતિનો ખ્યાલ આ ઉપરથી સહેજે આવે છે. ૧૯૪૨માં કાઉન્સીલે ત્રૈમાસિક જર્નલ ઑફ સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ શરૂ કર્યું હતું. આ ત્રૈમાસિક ૧૯૪૪માં માસિક થઈ વૈજ્ઞાનિક પત્રોમાં મહત્વનું સ્થાન મેળવી શક્યું છે. દેશનો કાચો માલ અને ઔદ્યોગિક સાધનોને લગતી માહિતી ભેગી કરી તપાસી અને ગોઠવી તેનો એક આધારભૂત ગ્રંથ રચવાનું કામ પણ કાઉન્સીલે કર્યું છે. 'ડીક્ષનેરી ઑફ ઇકોનોમિક પ્રોડક્ટ્સ'ની આ યોજનાના પરિણામે 'વેલ્થ ઑફ ઇન્ડીયા'— 'હિંદની સંપત્તિ' નામે પુસ્તકો પ્રગટ થતાં જાય છે.

હિંદમાં વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સશોધનને આગળ ધપાવવા રાષ્ટ્રીય પ્રયોગશાળાઓની સ્થાપના C. S. I. R. નું સંગીન કાર્ય છે. બાર રાષ્ટ્રીય પ્રયોગશાળાઓની સ્થાપનાએ દેશમાં વૈજ્ઞાનિક સશોધનને વેગ આપ્યો છે અને હિંદના યુવકોને સંશોધન કામમાં તકો આપી છે. આ પ્રયોગશાળાઓ સબંધી પરિચયાત્મક માહિતી 'કુમાર'માં આવે છે. એટલે જિજ્ઞાસુએ એ વાંચી લેવી. આ બધી પ્રયોગશાળાઓમાં થતું કાર્ય તપાસી તેના પર સમીક્ષા કરવા અને સરકારને સૂચનો ને ભલામણો કરવા ઇંગ્લેન્ડના સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક પ્રોફેસર સર એ. છગરટનના અધ્યક્ષપદે ભારત સરકારે એક સમિતિ નીમી હતી તેણે આ બધી પ્રયોગશાળાઓમાંથી બહાર પડતું સશોધન કાર્ય જોઈ સંતોષ જાહેર કર્યો હતો અને ઔદ્યોગિક સંશોધન પર વિશેષ ભાર મૂક્યો હતો, અને અભિપ્રાય આપ્યો હતો કે જે ઉદ્દેશોથી આ સંસ્થાઓ સ્થપાઈ છે તે ઘણે અંશે ફળિભૂત થયો છે. સી. એસ. આઈ. આર. અને ખેતીવાડીખાતાં અને વૈદકીય સશોધન વિભાગો વચ્ચે વિશેષ સહકાર અને સહ-આયોજન પર ઇંગરટન સમિતિએ ભારપૂર્વક ભલામણ કરી છે, નેશનલ રિસર્ચ ડેવલપમેન્ટ કોર્પોરેશનને વિશેષ સહાય આપવા માટે પણ સૂચન કર્યું છે. આ કોર્પોરેશન સશોધનનાં પરિણામો ઉદ્યોગોમાં લાગુ પડવાનું કામ કરે છે. આમ C. S. I. R. આપણા દેશના ઔદ્યોગિક વિકાસમાં મહત્વનો હિસ્સો આપી રહેલ છે.

નીચે બતાવેલ યોજના સી. એસ. આઈ. આરની રચના સમજવા આપી છે:—

સી. એસ. આઈ. આર.

વડાપ્રધાન (પ્રમુખ)

ઉપપ્રમુખ

નિયામક સભા

નિયામક, ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક સશોધન, ટેકનીકલ સલાહકાર અને મુખ્ય વહીવટી અધિકારી

મંત્રી–મુખ્ય મથકનો વહીવટ

| | | | | |
|---|---|---|---|---|
| બોર્ડ ઑફ સાયન્ટીફીક અને ઇન્ડસ્ટ્રીઅલ રિસર્ચ<br>૨૬ સશોધન સમિતિઓ | બોર્ડ ઑફ એન્જીનીયરિંગ રિસર્ચ<br>૫ સશોધન સમિતિઓ | —ઔદ્યોગિક માહિતી<br>—ડીક્ષનેરી<br>—જર્નલ<br>—રજીસ્ટર વૈજ્ઞાનિકોનાં નામોનું દફતર | ઉદ્યોગો સાથે સંબંધ<br>સશોધન સંસ્થાઓ અને તેમની પ્રયોગશાળાઓ | રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ ૧૨ |

૧૯૪૭માં સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી વિજ્ઞાનને અગ્રસ્થાન મળવા લાગ્યું. તેની ખીલવણી અર્થે ૧૯૪૮માં

હિંદની સરકારે એક ખાતું કાઢ્યું અને તેવું કાર્ય વડાપ્રધાને પોતાના હસ્તક રાખ્યું અને C. S. I. Rના નિયામક ડૉ. ભાટનગરને તેના મુખ્ય મંત્રી નીમ્યા. અણુસંશોધન બોર્ડ અને C. S. I. R ના કેટલાક કાર્યો તેમને સોંપવામાં આવ્યાં. બીજા પ્રધાનનાં ખાતાઓની વૈજ્ઞાનિક બાબતો પણ આ ખાતાના કાર્યપ્રદેશમાં સોંપવામાં આવી. વૈજ્ઞાનિક સંશોધનનું નિયમન, સરકારી ખાતાંઓને વૈજ્ઞાનિક સલાહ, યુનિવર્સિટીઓ અને સંશોધન અંગે આર્થિક મદદ અને સંચાલન, શિષ્યવૃત્તિઓ અને પરદેશો સાથે વૈજ્ઞાનિક સંબંધો વગેરે બાબતો તેને હસ્તક સોંપી. ૧૯૪૮માં એટમિક એનર્જી એકટ અનુસાર ઇન્ડીયન એટમિક એનર્જી કમીશન ( એ. ઈ. સી. ) સ્થાપવામાં આવ્યું અને મુંબઈ ખાતે ટાટા ઇન્સ્ટીટ્યૂટ ઑફ ફન્ડામેન્ટલ રિસર્ચને તેનાં કાર્યો માટે એક કેન્દ્ર તરીકે પસંદ કરવામાં આવ્યું. એ. ઈ. સી. નો ખનીજ સર્વે વિભાગ યુરેનિયમ, થોરિયમ, બેરીલ અને મોનાઝાઈટ જેવાં અણુશક્તિ માટે ઉપયોગી ખનીજો દેશમાંથી શોધવા ઉપયોગી કાર્ય કરી રહેલ છે. અમદાવાદ ફીઝીકલ રિસર્ચ લેબોરેટરી, બેંગ્લોર ઇન્ડીયન ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ, કલકત્તા ન્યૂકલીઅર ફીઝીકસ ઇન્સ્ટીટ્યૂટ વગેરે સ્થળે સંશોધન ચાલે છે. કલકત્તામાં અણુવિભાજન માટે સાઈકલોટ્રોન ચાલુ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત ગણિત, ભૌતિકવિજ્ઞાન અને રસાયનશાસ્ત્રમાં સંશોધન અને ઉચ્ચ શિક્ષણનું ધોરણ સુધારવા અને ઊંચું લાવવા એ. ઈ. સી. તાલીમ આપવાના કામમાં મદદ કરે છે.

આમ વિજ્ઞાનની બાબતમાં હિંદ ખૂબ આગળ પગલાં ભરી રહ્યું છે. જે કાર્ય છેલ્લા પાંચ દશકાઓમાં ન થયું એ કાર્ય માત્ર એક દશકાનાં ગાળામાં સિદ્ધ થયું છે. આજે હિંદના યુવકને વિજ્ઞાનના ક્ષેત્રમાં પુષ્કળ તકો છે. આ સંશોધન-સંસ્થાઓ આપણા દેશના વિકાસમાં યોગ્ય ફાળો આપે અને દેશને સમૃદ્ધ બનાવે તો તેનું કર્યું સાર્થક થશે. વિજ્ઞાનની જ્યોત દેશના અંધારા ખૂણાઓને ઉજાળે તો વિજ્ઞાનની સંહારાત્મકતા ભૂલાય અને માનવીના જીવનમાં પ્રકાશ મળે.



લાભશંકર વે૦ રાવળ

## ફાગણ

ખીલ્યો ફાગણ રાગી.

વરણાગતની વ્યાકુળ વેણુ અંતર વીંધી વાગી,
ખીલ્યો ફાગણ રાગી.

ફાટું ફાટું જોબન થાતું વસંતનું વરણાગી,
વિરહન પાન પીળાં ત્યાગીને મિલન લાલી જાગી,
હૈયે હૈયાં હેતે રમતાં, પ્રીત બની બડભાગી;
ખીલ્યો ફાગણ રાગી.

કેસૂડાંનો અંગે છાંટી કેસરભીનો રંગ,
અનંગ તીરે ઘાયલ થાતો કોરો ખૂદ અનંગ;
લૂંટમલૂંટાં લ્હાણી કેરી લાય જગતને લાગી,
ખીલ્યો ફાગણ રાગી.

મન મસ્તીની મોસમ મીઠી મદઘેલી થઈ મ્હોરી,
વસંતની સાથે ગાંડાતૂર ફાગણ ખેલે હોરી;
માદકતાની મદહેલીમાં ભાન ભૂલે વેરાગી,
ખીલ્યો ફાગણ રાગી.







છોટાલાલ મા. કામદાર

# જીવન સૌરભ

જીવનના આવા કેટલાય પ્રસંગો હંમેશાં દરેકનાં જીવનમાં બનતા હોય છે. ફક્ત એ પ્રસંગોને ઝડપીને રજૂઆત કરવાની જરૂર હોય છે. એ વિષયમાં પાવરધા ગણી શકાય તેવા આ લેખકના આવા પ્રસંગોથી ઊર્મિના વાચકો પરિચિત છે જ......

મુંબઈમાં જ્યારે હાર્બર બ્રાન્ચ રેલવે બંધાતી હતી ત્યારે સ્વ. શ્રી વાલચંદ હીરાચંદ તેના કોન્ટ્રેક્ટર હતા. પોતાના માટે શોલાપુર તથા બીજાં સ્થળોએ કામ કરેલ કેટલાક ગધેડાવાળાને તે મુંબઈ લાવ્યા હતા. તેમને લાવવાનું કારણ એ હતું કે તેઓ પોતાના કામમાં પાવરધા હતા. શ્રી વાલચંદ તજ્જ્ઞો માટે મરી પડતા એ તેમની નબળાઈ હતી.

બહારગામના કામ માટે જે દર તે લોકોએ માગ્યા હતા તે તેમને આપવામાં આવ્યા હતા. મુંબઈમાં ગધેડાને ખવડાવવાનો જે ખર્ચ આવે તે તેમના ધ્યાનમાં રહ્યું નહોતું. અલબત્ત પોતાના ગામમાં તો રાત્રે ગધેડાઓને છોડી મૂકવામાં આવતા અને તેઓ ગમે તે ખેતરમાં જઈ પોતાનું પેટ ભરી આવતા હતા.

ગધેડાવાળાઓને આ ખર્ચ આકરું લાગ્યું. તેમનો ખર્ચનો અડસટ્ટો ખોટો પડતો હોઈ તેઓ ગધેડાં પાછાં લઈને પોતાના ગામ પાછા જવા માગતા હતા.

આને અંગે હાથમાં લીધેલ કામ અસ્તવ્યસ્ત થઈ જતું, એટલું જ નહિ પરંતુ ગધેડાવાળાઓને અગાઉથી આપેલ પૈસામાં મોટું નુકશાન જતું હતું. કાં તો ગધેડાવાળાઓને કામપર રાખવા અગર તો તેમને ધીરેલ પૈસા કાયદાની મદદથી પાછા મેળવવા. આને અંગે બેલિફોને મોકલીને તેમની માલ મિલકત–ગધેડાને ભેગાં કરી, જતાં અટકાવવાના હતા. પોતાની ફરજ બજાવવાના યત્નમાં તેમને ખૂબ આનંદ મળી રહેતો હતો. ગમેતેમ પણ બેલિફોને તેમની ગંભીર ફરજમાંથી એક પ્રકારનો ફેરફાર પ્રાપ્ત થયો હતો.

*

ગધેડાં વિષે વાત નીકળતાં નેતાજીએ કહેલી (અને શ્રી. એસ. એ. આયંગરે પોતાના પુસ્તક 'અન્ટુ હિમ એ વિટનેસ'માં વર્ણવ્યા મુજબની) એક વાત યાદ આવે છે.

નેતાજીને બીજાની નિર્દોષ મશ્કરી ઉડાવવામાં ખૂબ આનંદ આવતો, પણ પોતાની જ મશ્કરીનું વર્ણન કરતાં તેમના આનંદનો પાર રહેતો નહોતો. 'ઈન્ડિયન નેશનલ આર્મી' (હિંદી રાષ્ટ્રીય દળ)ના અદ્દભુત બનાવ પર પડદો પાડવાની તૈયારી હતી ત્યારે એક સાંજે કુઆલાલંપુરમાં ભોજન સમારંભમાં શ્રી આયંગરે આ વાત સાંભળી હતી.

નેતાજીએ ૧૯૦૦ ના ડિસેંબર માસને યાદ કરતાં કહ્યું કે 'હું તે વખતે હિંદમાં કારાવાસમાં હતો, હું બહાર નીકળીને દેશ છોડવાને આતુર હતો. ખૂબ વિચારણા પછી, જો મારો સત્વર છૂટકારો ન થાય તો ભૂખહડતાલ પર જવાનો મેં નિર્ણય કર્યો. મેં 'બુલડોગ' વર્ગના બ્રિટિશ સુપ્રીન્ટેન્ડન્ટને મારો નિર્ણય જણાવ્યો. તેનામાં ખૂબ રમુજવૃત્તિ હતી. નેતાજીએ ભોજનના ટેબલ આસપાસ ભેગા થયેલાઓ તરફ નજર નાખીને પૂછ્યું, 'તેણે મને શું કહ્યું તે તમે જાણો છો!' તેણે કહ્યું, 'મી. બોઝ, યાદ રાખજો કે એક જીવતો ગધેડો મરેલા સિંહ કરતાં વધારે સારો છે.' આમ કહીને નેતાજી એવા હસ્યા કે આખું ભોજનગૃહ તેના હસવાથી ગાજી રહ્યું.

*

લોર્ડ બર્કનહેડના પુત્રે લખેલ તેના પિતાના જીવન ચરિત્રમાં શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ સંબંધી એક ઉલ્લેખ છે. બર્કનહેડ, વિઠ્ઠલભાઈ પટેલને ગ્રેઝ ઈનમાં ભોજન માટે લઈ ગયા હતા. જીવનચરિત્રના લેખકના શબ્દોમાં 'શ્રી. પટેલ વિનયી હિંદુ હતા. પણ તેમની આગતા-



સ્વાગતા કરવાનું કાર્ય મુશ્કેલ હતું.' લૉર્ડ બર્કનહેડે તેમને પૂછ્યું કે 'તમે કયું પીણું લેશો ?' શ્રી પટેલે થોડો સમય ગંભીરતાપૂર્વક વિચાર કરીને કહ્યું કે 'હું થોડું પાણી લઈશ.' લૉર્ડ બર્કનહેડે કહ્યું કે 'આ હોટેલમાં તે એક જ એવું પીણું છે કે જેના વિષે મત દર્શાવવાની મારી લાયકાત નથી, પણ મને ખાત્રી છે કે તે તમને ફક્કડ લાગશે.'

*

જ્યારે વ્હિસ્લરે એક પ્રખ્યાત વ્યક્તિનું ચિત્ર પૂરું કર્યું ત્યારે તે વ્યક્તિને તે ચિત્ર બતાવીને તેણે પૂછ્યું કે 'તમને આ ચિત્ર ગમે છે કે કેમ!' જવાબ વાળ્યો કે 'મિ. વ્હિસ્લર, મને ગમે છે તેમ હું કહી શકતો નથી, તમારેય કબુલ કરવું પડશે કે તે કળાનો ખરાબ નમુનો છે'

કળાકારે પોતાના એક આંખના ચશ્માથી તેના પ્રત્યે જોઈને કહ્યું, 'હા પણ તો પછી તમારેય કબુલ કરવું પડશે કે તમે કુદરતનો ખરાબ નમુનો છો'

*

અત્યારે દક્ષિણ આફ્રિકામાં ચાલી રહેલ રંગભેદની લડતને અંગે આ દેશના રંગ ભેદના કેટલાક બનાવોનું સ્મરણ થાય છે. અલબત્ત તે સમયે પણ અહીંની પરિસ્થિતિ આફ્રિકાની પરિસ્થિતિ કરતાં કયાંય સારી હતી.

સ્વ. શ્રી ચીમનલાલ સેતલવડ, ફક્ત ચામડીના રંગ અંગે ગોરાઓની સાથે પોતે કેવી લડત ચલાવી હતી તેના કેટલાક દાખલા પોતાના 'સ્મરણો'માં આપે છે.

આવા એક પ્રસંગે તે પોતાના કારકુન સાથે મહાબળેશ્વરથી પાછા આવતા હતા. તે રાતના લગભગ નવ વાગ્યે વોલ્ટેર પહોંચ્યા. ગાડી મધરાત પછી આવવાની હતી. તેની તે રાહ જોતા હતા.

સર ચીમનલાલે પોતાના માટે પહેલા વર્ગની તથા કારકુન માટે બીજા વર્ગની ટિકિટ ખરીદ કરી. તેઓ બન્ને વેઈટીંગરૂમમાં જઈ બિછાનું પાથરી સૂવાની તૈયારી કરવા લાગ્યા. થોડા સમય પછી બે યુરોપિયનો પર્વતના હવા ખાવાના સ્થળેથી ત્યાં આવ્યા. તેઓ વેઈટીંગ રૂમમાં આવ્યા અને ત્યાં બે હિંદીઓને જોઈ તેમની પાસે કયા વર્ગની ટિકિટો હતી તે અસભ્યતાથી પૂછ્યું. સર ચીમનલાલે તેમને કશો જવાબ આપ્યો નહિ, એટલે સ્ટેશન માસ્તરને બોલાવવામાં આવ્યા. સ્ટેશન માસ્તરે યુરોપિયનોને ખાત્રી આપી કે આ પ્રખ્યાત હિંદી પાસે અવશ્યક ટિકિટો હતી, એટલે તેઓ ત્યાંથી ચાલ્યા ગયા અને ગાડીની રાહ જોઈને પ્લેટફોર્મ પર આંટા મારવા લાગ્યા.

હવે સર ચીમનલાલને આ યુરોપિયનોને હિંદી સાથે અણગમતી મુસાફરી કરાવવાનો વિચાર સૂઝયો. તેમને ખબર હતી કે આ ગાડીમાં પ્રથમ વર્ગના બે જ ખાના રહેતા હતા. તેથી તેમણે કારકુનને બીજા વર્ગની ટિકિટ બદલાવીને પહેલા વર્ગની ટિકિટ લેવાનું તથા જ્યારે ગાડી આવે ત્યારે એક ખાનામાં બેસી જવાનું કહ્યું. પોતે બીજા ખાનામાં બેસશે તેમ કહ્યું.

જ્યારે ગાડી પ્લેટફોર્મ પર આવી ત્યારે બન્ને 'કાવતરાખોરો'એ પોતાની યોજના તાત્કાલિક અમલમાં મૂકી. પરિણામે યુરોપિયનોએ દરેક ખાનામાં એક હિંદીને જોયો. તેઓએ બન્ને 'કાળા માણસો'ને એક જ ખાનામાં બેસવાનું કહ્યું, પણ તેમની વાત પર કોઈએ લક્ષ આપ્યું નહિ. તેમણે જવાબ આપ્યો કે અમને અહીં સગવડ છે, એટલે અહીંથી ફેરવવાની અમારી ઇચ્છા નથી!

પરિણામે જે ચર્ચા ચાલી તેને અંગે ગાડી વીસ મિનિટ ખોટી થઈ. છેવટે બન્ને યુરોપિયનોને પોતાના ખાનામાં એક હિંદી સાથે ચલાવી લેવું પડ્યું.

*

અમેરિકાથી આવેલ વિદ્યાર્થીઓને સત્કાર કરવા મળેલ વિદ્યાર્થીઓની સભામાં પાકિસ્તાનના વડા પ્રધાન શ્રી મહમદઅલીએ નીચેની વાત કહી હતી. ભાષણ





ઈશ્વરલાલ મો. દવે

# સેવાભાવી સંસ્થા

સંસ્થાઓનો ઉદ્‌ભવ કેવી નાની વાતમાંથી થાય છે તેનો અનુભવ તો સંસ્થાના પ્રણેતાઓ કે એના સંચાલકોને હોય છે. આજે મહાવૃક્ષ જેવી લાગતી વડોદરાની વિખ્યાત—પુસ્તકાલયોના પ્રાણસમી સંસ્થા પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ એનો પ્રત્યક્ષ પુરાવો છે.

વરસો પહેલાંની વાત છે: સ્વ. મોતીભાઈ અમીનની ઓફિસમાં કામ કરતા એક કારકુનને એઓશ્રીએ રૂ. ૧૩૦૦) રાજ્યોનાં પુસ્તકાલયો માટે લવાજમ ભરવાને આપ્યા. પેલા ગૃહસ્થને મનીઑર્ડર ન કર્યું. અને એણે એ રકમ જમણે હાથે લઈને ડાબે હાથે પોતાના ખિસ્સામાં મૂકી. વરસ આખરે ઑડિટ થતું ત્યારે મનીઑર્ડરની પાવતીઓ ન દેખાઈ અને એ રકમનો ભેદ પકડાયો. આ નાના પ્રસંગે શ્રી. મોતીભાઈને વિચારમાં મૂકી દીધા. એમને થયું કે આવા કામ માટે એકાદ સહકારી મંડળ હોય તો આવું ન બને. અને એ વિચારના નાના તણખામાંથી આજની આ સંસ્થા પુસ્તકાલય સ. સ. મંડળ લિ., વડોદરા, ઊભું થયું.

માનવીને જેમ સંસારના અનેક સુખ–દુઃખમાંથી પસાર થવું પડે છે તેમ આ પુસ્તકાલય મંડળ ઉપર પણ એવા તડકા–છાંયડા આવી ગયા છે. આ બધી મુશ્કેલીમાંથી પસાર થઈને આજે એ સંસ્થા વધુ તેજસ્વી બની છે. વધુ સેવાભાવી બની છે. વધુ સમૃદ્ધ બની છે. આ સંસ્થાનો કાર્યપ્રદેશ પ્રધાનપણે ગ્રામ પુસ્તકાલયો છે. કોઈનું અંગ તહિત ન ધરાવતી આ સંસ્થાના સૂત્રધાર છે. શ્રી વાઘજીભાઈ અમીન: શાંત, કરેલ ને વહેવારદક્ષ વાઘજીભાઈના હૈયામાં એક જ ધગશ છે, એક જ તમન્ના છે કે ગુજરાતના પ્રત્યેક ગામડાને આ સંસ્થા વધુ કેમ ઉપયોગી થઈ શકે. આ સંસ્થા કોઈ દલાલી કરતી વેપારી પેઢી નથી. આ સંસ્થાના પાયા ઊંડા ને સ્થિર છે. એના કાર્યકરોના દિલમાં ઉજ્જવલ આદર્શ છે. એઓએ સેવાની દીક્ષા લીધી છે. વાઘજીભાઈની આજુબાજુ આવા કર્તવ્યનિષ્ઠ ને દષ્ટિવંતા સેવકોનું જૂથ છે.

દેશનું નવનિર્માણ જ્યારે થઈ રહ્યું છે ત્યારે, નવી પરિસ્થિતિ સમજવા માટે મૂલ્યાંકનોનું મહત્ત્વ સમજવું અનિવાર્ય છે. ગ્રામ પુસ્તકાલયોને આ સંસ્થા ત્રીસ વરસોથી માર્ગદર્શન આપે છે. ૧૦૧૩ જેટલા એનાં સભાસદો છે. એનું પુસ્તકોનું વેચાણ છેલ્લા વરસમાં રૂ. ૮૯૨૮૬–૨–૯ નું છે અને પત્રો–છાપાંનાં લવાજમ ૧૨૩૦ ગ્રામ પુસ્તકાલયો વતી રૂ. ૭૨૨૫૭–૦–૦ નું ભરેલું છે. આ દૃષ્ટિએ જોતા આ સંસ્થાનું મહત્વ અને ઉપયોગિતા ઘણી છે. આ સંસ્થાનું વ્યવસ્થાપક મંડળ જાણીતા લોકસેવકોનું બનેલું છે.

અમે આ સંસ્થાનો ઉત્તરોત્તર વધુ વિકાસ થતો રહે, અને જનહિતનું કામ કરતા રહે તેમ ઇચ્છીએ છીએ.



---

કરવાની માગણીની અવગણના કરતાં તેણે આ વાતનો ઉલ્લેખ કર્યો હતો.

એક દેશમાં ગુનેગારોને શિક્ષા તરીકે સિંહના પાંજરામાં પૂરી દેવામાં આવતા હતા. એક વખત એક રીઢા ગુનેગારને સિંહના પાંજરામાં પૂરી દેવામાં આવ્યો. તેણે સિંહ પાસે જઈને કાનમાં કંઈક વાત કરી. સિંહ ત્યાંથી દૂર ચાલ્યો ગયો. ત્યાં ભેગા થયેલ લોકોએ તેને પૂછ્યું કે 'તેં સિંહને શું કહ્યું!' તેણે જવાબ આપ્યો કે 'મેં સિંહને કહ્યું કે* ભોજન પછી ભાષણ કરવાનો રિવાજ છે.'

*રાજકોટમાં દેના બેંકના શાખાના ઉદ્‌ઘાટન પ્રસંગે શાહ સોદાગર શ્રી. પ્રાણલાલ દેવકરણ નાનજીના માનમાં યોજાયેલ ભોજન સમારંભ વખતે આ વાત પહેલી વહેલી તેમણે કરી હતી.





અનવર આગેવાન

# પિયા બિન હોરી લગી મેરે મનમેં !

વસંતનું આગમન ધરતી પર થાય છે ત્યારે સમસ્ત પ્રકૃતિ નવવસ્ત્ર ધારણ કરેલ કો સોહાગભરી નવવધૂ શી ખીલી ઊઠે છે. મંદ મંદ વાતો પરાગભીનો સમીરણ સારા ય વન ઉપવનને મહેકથી ભરી દે છે. ઠેકઠેકાણે મુગ્ધાની અદાથી મદીર મુસ્કાન વેરતાં ફૂલો ખીલે છે, તો ક્યાંક પ્રકૃતિવધૂના સેંથામાં સિંદૂર ભરતાં કેસૂડાં નીંધલે છે. દરેક વૃક્ષ, દરેક વેલી નવકૂંપળોથી લહેરખાં લે છે. અને વસંત રાણીના વારણાં લેતી કોયલ કૂહુ...કૂહુ...ના મધુરા સ્વરોથી સમસ્ત વનમાં સંવેદન જગાડે છે. આ રીતે વસંતના આગમને સારી ય પ્રકૃતિ નવાં રૂપ, રંગ ને રસથી તરબોળ બને છે. કવિ 'બિહારી' આ બહારે-બાગ પ્રકૃતિને જોઈ મુગ્ધતાથી ગાઈ ઊઠે છે :

છકી રસાલ-સૌરભ સને,
મધુર-માધુરી ગંધ,
ઠૌઈ-ઠૌર ઝૌરત ઝંપત
ઔર-ઔર મધુ ગંધ.

ભાવાર્થ—આમ્ર-મંજરીની મધુ સુગંધે અને માધુરી લતાના મદઝર્યા મહેકાટથી મસ્ત બની, પુષ્પરસની મદિરાથી ચકચૂર બનીને ભ્રમરનો સમુહ ઠેકઠેકાણે ઘૂમતો પુષ્પ-લતાઓ પર ઊતરી પડચો છે.

મધુઝરતી આ વસંતનું સામ્રાજ્ય ધરતીના એક-એક વનમાં પ્રસરી રહે છે. એ જોઈ 'બિહારી'ની વિયોગી નાયિકા કહે છેઃ

દિસ-દિસ કુસુમિત દેખિયત
ઉપવન વિપિન સમાજ,
મનહુ વિયોગિનું કોં કિયૌ
સર-પંજર ઋતુ રાજ !

હે સખિ ! જો તો ખરી, વન ઉપવનની પ્રત્યેક દિશાઓ ફૂલોથી લચી પડી છે, ખીલી ઊઠી છે ત્યારે ઋતુરાજે વિરહિણીઓના મનને તો કામ-બાણથી શર-પંજર બનાવી દીધાં.

વસંત તો માદક-ઉત્સવોનો કાળ છે. આ ઋતુમાં આવતી હોળી એટલે પ્રેમ, મસ્તી અને શૃંગારની હદ. હોલિકોત્સવ ટાણે પ્રકૃતિ સાથે લોકહૈયાં પણ ડોલી ઊઠે છે. ગાન-તાનથી થનગની ઊઠે છે. એ આનંદ, એ મસ્તીનો રંગ કવિતામાં ખીલ્યો છે.

હિન્દી સાહિત્યમાં હોળી-ઉત્સવના ઘણાં સુંદર વર્ણનો મળે છે. ભક્ત કવિ સુરદાસે રાધાકૃષ્ણ અને ગોપીઓ વચ્ચે ખેલાતી હોળીનું ભાવમય ચિત્ર દોર્યું છેઃ

ઈત રાધા ઉત શ્રી ગિરિધર
ઇત ગોપી ઉત ગ્વાલ
ખેલત ફાગ રસિક બ્રજ-વનિતા
સુંદર શ્યામ તમાલ.

આનંદભેર હોલીનો ઉત્સવ ઉજવાઈ રહ્યો છે, અબીલ, ગુલાલની બોછાર બોલે છે ત્યારે કવિ ભારતેન્દુજી એક વિયોગિનીના મુખમાંથી બોલાવે છે :

સખી હમરે પતિ પરદેશ
હોરી મૈં કાસો ખેલૌં ?
જીન કે પ્રિતમ ઘર હૈ સજની
તિનહી કી હૈ હોરી,
હમ અપને મોહન સોં બિછુરી
વિરહસિંધુ મેં બોરી.
ચોઆ ચંદન અબિર અગરજા,
ઔર હુ સુખ કે સાજ,
'હરિચંદ' પિય બિનુ સબ હમકો
વિષ સેં લાગત આજ.

વિરહિણી સ્ત્રીને સુખનાં સાધન પ્રિયતમ-વિરહમાં વિષ સરખાં લાગે છે. કારણ કે, દુઃખના સમયમાં સુખની સામગ્રી-ચીજોનું સ્મરણ દુઃખના દર્દમાં ઉમેરો કરે છે. કવિએ થોડા જ શબ્દોનાં વ્યથિત હૃદયનું યથાર્થ ચિત્રણ કર્યું છે.

વિયોગિની નાયિકા આગળ જતાં કહે છે :





હોરી નાહક ખેલું મૈ મનમેં,
પિયા બિન હોરી લગી મેરે મનમેં,
સૂનો જગત દિખાવ શ્યામ બિન,
બિરહ બિથા બાઢી મન મેં.
પિયા બિન હોરી લગી મેરે મન મેં !

વિદગ્ધ-હૃદયા વિરહિણીની વલોવાતી વેદનાને પ્રેમ-દિવાની મીરાં પણ દર્દભરી વાણીમાં વ્યક્ત કરે છે:

હોલી પિયા બિન લાગે ખારી
સુણો રી સખિ મેરી પ્યારી
સૂનો ગાંવ દેશ સબ સૂનો, સૂની સેજ અટારી
સૂની વિરહિણુ પિય બિન ડોલે, તજ દઇ પીવ પિયારી
ભઈ હું યા દુખકારી—હોલી૦
દેશ બિદેશ સંદેશ ન પહુંચે
હોય અંદેશો ભારી
ગિણતાં-ગિણતાં ઘસગી રેખા
અંગલિયાં કી સારી
અજહું નહીં આયે મુરારી—હોલી૦
અબ તો મેહર કરો પ્રભુ મુઝ પર
ચિત્ત દે સુનો હમારી,
'મીરાં' કે પ્રભુ મિલજ્યો માધો—
જનમ જનમ કી કવાંરી,
લગી દરશણુ કી થારી—હોલી૦

આ રીતે હિન્દી કવિઓએ હોલી સાથે હૈયાની યારી બાંધી છે. એ સાથે તાદાત્મ્ય સાધ્યું છે અને એ અનુભૂતિને અવનવા રૂપ ને રંગમાં બહેલાવી છે. હવે અંતમાં જુઓ યુગકવિ નિરાલાજીનું રતિરસ અભિસારનું હૃદયંગમ ચિત્ર. એમાં કવિ પ્રેમ, આનંદ અને વિહ્વળતા મોકળે મને ગાય છે:—

નયનોં કે ડોરે લાલ ગુલાલ ભરે ખેલી હોરી
જાગી રાત સેજ પ્રિય પતિસંગ
રતિ-સનેહ-રંગ ઘોળી
દિપિત-દીપ પ્રકાશકંજ છબિ
મંજુ મંજુ હંસ બોલી
મલી મુખ ચુંબન રોલી
પ્રિયકર કઠિન-ઉરો પરસ કસ
કસક મસક ગઇ ચોલી
એક વસન રહ ગઇ મંદ હંસ
અધર દશન અનબોલી
કલી-સી કાંટે કી તોલી
મધુ ઋતુ રાત મધુર અધરોં કી
પી મધુ સુધિ-બુધ ખોલી
ખુલે અલક મુંદ ગયે પલક-દલ
શ્રમ સુખકી હદ હોલી
બનિ રતિ કી છબી ભોલી
બીતી રાત સુખદ સપનોં મેં
પ્રાણ પવન પ્રિય ડોલી
ઊઠી સમ્હાલ બાલ મુખ લટ
પટ દીપ બુઝા હંસબોલી
રહી યહ એક ઠિઠોલી.

આમ અંતરના દલ-દલને વિકસાવે તેવી મુગ્ધતાથી, ઉરની ઉષ્માભરી લાગણીથી હિન્દી કવિઓ ઋતુરાજ વસંતને વિવિધરૂપે પોતાની વાણીમાં ગાયો છે, બહલાવ્યો છે.





### પંચવર્ષીય યોજના :

[ લે. વાડીલાલ ડગલી પ્ર. ગુજરાત ભારત સેવકસમાજ કિં. ૩ આના. ]

પક્ષાપક્ષીથી મુક્ત રહીને હિંદના આર્થિક ને સામાજિક વિકાસ અર્થેની પ્રવૃત્તિઓમાં સહકાર આપવાના હેતુથી સ્થપાયેલ ભારત સેવક સમાજનું આ પ્રથમ પ્રકાશન છે. હિંદની પ્રથમ પંચવર્ષીય યોજના એ, લાંબા ગાળાની ગુલામી પછીનો પહેલો આર્થિક ઘડતરનો પ્રયોગ છે. યોજનાનો પરિચય સંક્ષિપ્તમાં પણ લેખકે સરસરીતે કરાવ્યો છે.. આવી, સામાન્ય વાચકને સમજાય એવી હેતુલક્ષી પુસ્તિકાઓ ભારત સેવક સમાજ પ્રસિદ્ધ કરવાનું ચાલુ રાખશે?

### ભૂદાન યજ્ઞ :

[ લે. વિનોબા ભાવે, પ્ર. નવજીવન કાર્યાલય, અમદાવાદ. કિં. ૧-૪-૦ ]

જગતભરમાં કાંઈક નવાઈ ને કુતૂહલ જન્માવી ચૂકેલા ભૂદાન યજ્ઞના પ્રણેતા શ્રી. વિનોબા ભાવેનાં પ્રવચનોનો આ ટૂંકો સંગ્રહ છે. એ પ્રવચનો એવાં ક્રમબદ્ધ રીતે ગોઠવવામાં આવ્યાં છે કે એ પ્રવૃત્તિના ઉદ્ભવનો ને ઘડતરનો સરસ ખ્યાલ સામાન્ય જિજ્ઞાસુ વાચકને મળી રહે.

વિનોબાએ સામાન્ય પ્રવચનોમાં પણ ભૂદાનનું તત્ત્વજ્ઞાન રસમય ને અસરકારકરીતે સમજાવ્યું છે. ઘણી દલીલો સાથે અસંમત થવાનું મન થાય તો પણ એ ચિત્તને ઘડીભર હલાવીને ચિંતનમાં ડૂબાડી દે એવી હૃદયના ઊંડાણમાંથી નીકળતી એમની વાણી છે. વીસમી સદીના એક મહાન સંત ગાંધીજીની વિચારપદ્ધતિને એના જીવંત સ્વરૂપમાં ટકાવી રાખનાર ને એને વિકસાવનાર તરીકે શ્રી. વિનોબા ભાવે ઇતિહાસમાં અમર થઈ જશે.

સામ્યવાદને ખાળવાની એમની પદ્ધતિ વિધેયાત્મક (Positive) છે, નિષેધાત્મક (Negative) નથી અને તેથી જ એમની દલીલ અમીર ને ગરીબ ઉપર સરખી અસર ઉત્પન્ન કરે છે. પંદર એકર જમીન ને પાંચ દીકરા ધરાવતાં માણસ પાસે પણ છઠ્ઠા દીકરા તરીકે ઊભા રહીને જમીન માગવાની વિનોબાની નીતિ આર્થિક દૃષ્ટિએ આવકારદાયક ગણાય કે કેમ એ શંકાસ્પદ છે. એમની આ નીતિના બચાવમાં એમણે ઘણી દલીલો રજૂ કરી છે, પરંતુ ભૂદાન પ્રવૃત્તિ પાછળનો એમનો હેતુ અહિંસકરીતે સામાજિક ન્યાય સ્થાપવાનો હોય તો આ નીતિની કાંઈક પુનર્વિચારણા થવી ઘટે છે. ભલા હૃદયનો ગમે તે માનવી લાગણીથી દોરવાઈને ફકીરી સ્વીકારવા તરફ વળે એ હિંદ જેવા ત્યાગવૃત્તિપ્રધાન દેશમાં અસ્વાભાવિક નથી. પરંતુ પંદર એકરમાંથી એક કે બે એકર જમીન સ્વીકારનારને એ રીતે ભૂદાનનો આંકડો મોટો કરવામાં ગૌરવ લેવું જોઈએ નહીં. વધુ સારો ઉપાય એ છે કે યોગ્ય ગણત્રી પછી કુટુંબની સંખ્યા ને ઓછામાં ઓછી અમુક આર્થિક જરૂરિયાત પોષવા માટે આવશ્યક જમીનનું પ્રમાણ નક્કી કરીને જ જમીન





દાનમાં લેવી જોઈએ. અહીં તો આજે દાનમાં આપેલી કાલે આપનારને જ પાછી દાન આપવી પડે એવી પરિસ્થિતિ ઉદ્ભવશે.

આપણી ભૂદાન પ્રવૃત્તિની મુખ્ય વિશિષ્ટતા એ છે કે એ એક વ્યક્તિના વિચાર પ્રમાણે જ દોરવાય છે ને એમાં જોડાયેલા કાર્યકરો માત્ર પૂજ્યભાવે એ વ્યક્તિના વિચારોનું પુનરાવર્તન કરે છે. એમાં કશું ખોટું નથી, પરંતુ સાથે સાથે આર્થિક સમાનતાના હેતુને લક્ષમાં લઈને આ પ્રવૃત્તિનું યોગ્ય નિયોજન થાય એ અત્યંત જરૂરી છે.

બાકી આ નવી પ્રવૃત્તિ માનવ હૃદયમાં કંઈક પરિવર્તન આણવામાં ને તિરસ્કાર ને હિંસા વડે જીવતા સામ્યવાદી ને મૂડીવાદી સમાજને કોઈ નવી ને નક્કર દિશા ચીંધવામાં સહેજ સફળ તો નીવડશે જ.

### સાગરસફરી સિંદબાદ: અલીબાબા ને ચાલીસ ચોર: નસીબના ખેલ:

[ લે. સત્યમ્ પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય અમદાવાદ. કિં. પહેલી બેનો ૧। રૂપિયો, છેલ્લીનો ૧॥ રૂપિયો ]

અંગ્રેજીમાં વિખ્યાત થઈ ચૂકેલી આ વાર્તાઓની સરળ ગુજરાતીમાં લેખકે કરેલી રજૂઆત ખૂબ સરળ ને સ્વાભાવિક લાગે એવી છે. સંસ્કારી ને શૌર્યભરી વાર્તાઓ માટે તલસતાં કિશોર-કિશોરીઓને આ નાનકડાં પુસ્તકો ખૂબ ગમી જશે.

લેખકે મૂળ અંગ્રેજી પુસ્તકો—કે જેને આધારે આ વાર્તાઓ લખી છે—નો ઉલ્લેખ કર્યો હોત તો સારું હતું. આ વાર્તાઓ કિશોરો માટે હોવા છતાં એના પહેલે પાને ઝીણા અક્ષરે લખેલું 'વક્તવ્ય' માત્ર વડીલો ને શિક્ષકો માટે જ હોય એવું એની ભારેખમ ને શબ્દપ્રચુર શૈલી પરથી લાગે છે. છપાઈ સરસ છે ને જોડણીશુદ્ધિ વિષે અભિનંદનીય કાળજી લેવામાં આવી છે. ગુજરાતી કુટુંબોમાં આરબ દેશની આ અદ્ભુત વાતો જરૂર પ્રિય થઈ પડશે.

### સાંખ્યસાર તથા યોગસાર:

[ સં. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય, અમદાવાદ. કિં. ૬ આના. ]

ગુજરાતના ભક્તકવિ છોટમ (વિ. સં. ૧૮૬૮-૧૯૪૧)ની અપ્રસિદ્ધ કાવ્યોની હસ્તલિખિત પ્રતોમાંથી ખૂબ મહેનત લઈને તૈયાર કરેલું આ નાનકડું પુસ્તક શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રી વડે સંપાદિત થયું છે. આજથી ૧૦૦ વર્ષ પહેલાં જન્મેલા કવિ છોટમનાં કાવ્યો ભાવિક ભક્તો આજે પણ ગાય છે.

આ નાનકડું કાવ્ય-પુસ્તક ખૂબ સરળ ને મધુર છે, આથી સામાન્ય માણસ માટે ગંભીર પુસ્તકો વડે જે વિષયો સમજવા મુશ્કેલ પડે એ આવાં સરળ કાવ્યો દ્વારા ઝટ સમજાય છે.

સસ્તું સાહિત્ય કાર્યાલય આપણા ભુલાવા માંડેલા સાહિત્યને કાળજીપૂર્વક સંભારીને એને ચિરંજીવી બનાવવાનો ખૂબ અભિનંદનીય યત્ન કરે છે. ગુજરાતે આ સંસ્થા વિષે મગરૂર થવા જેવું છે.

### તુલસી સતસઈ:

[ અનુ. નાગજીભાઈ અ. મહેતા, પ્ર. સસ્તું સાહિત્ય કાર્યાલય કિં. ૧॥ રૂપિયો ]

ગોસ્વામી તુલસીદાસજીના રચેલા સાતસો ઉપરાંત દુહાઓનો આ સરળ ગુજરાતી અનુવાદ સામાન્ય વાચકને તુલસીદાસજીને સમજવામાં ખૂબ મદદરૂપ થશે. પુસ્તક સાત સર્ગમાં વહેંચાયેલું છે ને એમાં ભક્તિ, જ્ઞાન, ઉપાસના, કર્મસિદ્ધાંત અને રાજનીતિનું વર્ણન સરળ ને રોચક શૈલીમાં તુલસીદાસજીએ કર્યું છે.

પુસ્તકની શરૂઆતમાં તુલસીદાસજીનું ટૂંકું પણ જીવનચરિત્ર મૂક્યું હોત તો સારું હતું.

### ચિત્રમય તીર્થરાજ આબુ:

[લે. મુનિશ્રી જયંતવિજયજી પ્ર. યશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર. કિં. ૧॥ રૂપિયો.]

કુદરતી સમૃદ્ધિ, ઠંડી આબોહવા અને શિલ્પકળાના ઉત્તમ નમૂના માટે જાણીતા બનેલા તીર્થરાજ આબુની વિશિષ્ટતા વ્યક્ત કરતાં કેટલાંય સુંદર ચિત્રો આ પુસ્તકમાં સંગ્રહાયાં છે. દરેક ચિત્રની નીચે મૂકેલી



સવિસ્તર નોંધ જિજ્ઞાસુ યાત્રિકને અત્યંત ઉપયોગી માહિતી પૂરી પાડે છે.

રજૂઆતકળા વિષે આપણે જરા વધુ પાવરધા ન થઈ શકીએ ? હિંદ સરકારના માહિતીખાતાએ આજ વિષે બહાર પાડેલા સચિત્ર પુસ્તક આગળ આ પુસ્તક કેવું ઝાંખું લાગે છે? વ્યવહારુ ગુજરાતીઓ પુસ્તકો ખરીદવાનો શોખ કેળવીને પ્રકાશકોને નવા પ્રયોગો કરવા માટેનો ઉત્સાહ ન આપી શકે?

### કુસુમબહેન દેસાઈને:

[ સંપાદક : કાકા કાલેલકર, પ્ર. નવજીવન કાર્યાલય અમદાવાદ, કિં. બાર આના ]

ગાંધીજી અને કસ્તુરબાએ ૧૯૨૭ થી ૧૯૪૬ ના વીસ વરસના ગાળા દરમિયાન કુસુમબહેનને જે પત્રો લખ્યા હતા તે કુલ ૧૧૬ પત્રોનો આ સંગ્રહ છે. ઉપરથી જોતાં પત્રો ઘણા ટૂંકા લાગે છે. પણ તે ટૂંકામાં પણ ઘણું બધું સમાયેલું છે તેનો ખ્યાલ તો વાંચનારને જ આવે.

જન્મદાતા માબાપ પોતાના બાળક પ્રત્યે પ્રેમ રાખે છે તે તો સ્વાભાવિક છે. પણ તેને ભૂલાવી નાખે તેવા શુદ્ધ પ્રેમનું દર્શન આ પત્રોદ્વારા થાય છે. કુસુમબહેનની તબીયત બરોબર નહોતી તે વખતે દૂર બેઠાં બેઠાં—ગણત્રીની કામની પળોમાં પણ જાણે પોતાની ફરજ ચૂકતા નથી. 'તારે ખોરાકમાં અમુક નિયમીત લેવું જોઈએ. શરીરની પહેલાં કાળજી રાખ. ગજા ઉપરવટ કામ કરી અહંકારને પોષવો નહિ.' અને હમેશાં તબીયતના સમાચાર તો પૂછાવેલા હોય જ. આ કંઈ એકલાં કુસુમબહેન માટે નહોતું પણ આશ્રમનાં દરેક ભાઈ–બહેનોની તેઓ દૂર બેઠાં બેઠાં પણ કાળજી રાખતાં હતાં. સ્ત્રી–પુરુષ આશ્રમમાં નિર્મળપણે એકત્ર રહે એ તેમનો નવો પ્રયોગ હતો.

પૂ. બાના તો માત્ર તેર જ પત્રો છે. પણ તેમાંથી તેમની આશ્રમવાસીઓ પ્રત્યેની લાગણી અને કેળવેલી આત્મીયતાનો ખ્યાલ આવે છે. કોઈની માંદગી સાંભળે અને તે પોતાથી દૂર હોય તો પણ એક વાર તો તેની પાસે જઈ આવતાં.

પુસ્તકના અંતમાં સ્વ. હરિલાલ માણેકલાલ દેસાઈ અને કુસુમબહેન દેસાઈનો ટૂંક પરિચય આપ્યો છે. કુસુમબહેન દેસાઈ તે સ્વ. હરિલાલ દેસાઈ—ગુજરાતનાં મૂક સામાજિક કાર્યકરનાં પત્ની. અભણ કુસુમબહેન તેર વરસની નાની ઉંમરે પોતાની રાજી ખુશીથી ઉંમરમાં ઘણા મોટા એવા હરિભાઈ સાથે લગ્નગ્રંથિથી જોડાયાં હતાં. આટલી નાની ઉંમરમાં ગૃહસ્થ જીવનનો ભાર ઉપાડી સાથે સાથે સેવામય જીવન અને પતિના સાન્નિધ્યમાં સાહિત્યરસ પણ ઠીક ઠીક જમાવી શકયા હતાં. ચોવીસ વરસની ઉંમરે વૈધવ્ય પ્રાપ્ત થતાં પૂ. બા–બાપુજી સાથે આશ્રમમાં જીવન અને ત્યારબાદ પોતાના પતિનું કાર્ય પૂરું કરવાની તેમની તમન્ના.

પૂ. ગાંધીજીએ હરિભાઈના સ્વર્ગવાસ અંગેના પત્રમાં પોતાનો સંતોષ વ્યકત કર્યો હતો કે 'તમે એનાં પત્ની હતાં તેના કરતાં શિષ્યા વધારે હતાં...... હરિભાઈને જ પરણવાનો આગ્રહ હતો. તમારી પસંદગીને તમે અનેક રીતે દીપાવી શકો છો. જે બાળા પોતાના કરતાં બહુ મોટી ઉંમરના પુરુષને પતિ તરીકે પસંદ કરે છે તે શરીરને નહિ પણ તે શરીરના સ્વામીને વરે છે.'

શ્રી. કુસુમબહેન પોતાના આગવા વ્યક્તિત્વને દીપાવી રહ્યાં છે. અને જાહેરમાં આ પત્રસંગ્રહ મૂકી જે આસ્વાદ ચખાડયો છે તે બદલ ધન્યવાદ.

### નવ સંતો:

[ લે. યશોધર મહેતા. પ્ર. ભારતી સાહિત્ય સંઘ લિ., અમદાવાદ. કિં. રૂા. ૧-૦-૦ ]

ભારતના જ નહિ પણ જીસસ અને રાબિયા જેવાં વિશ્વભરમાં જાણીતાં સંતોનાં કમલચિત્રોવાળી આ ચોપડી જીવનચરિત્રના સાહિત્યમાં એક અદનો ઉમેરો કરે છે.





મહાવીર, જીસસ, સહજાનંદ, દયાનંદ સરસ્વતી, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, નૃસિંહાચાર્ય, હંસદેવજી અને રાબિયા એ નવ સંતોનાં કલમચિત્રોથી શોભતી આ ચોપડીનું નામ જ તેના વસ્તુને જાહેર કરી દે છે. વિદ્યાર્થીઓ, ઊછરતી પેઢી અને ધાર્મિક--આસ્તિક જનો માટે ખૂબ ઉપયોગી અને જરૂરી થઈ પડે તેવું આ પુસ્તક શ્રી યશોધર મહેતાની સરી જતી અને રસળતી કલમે લખાયેલ છે તેથી એની બહુમૂલ્યતા વધે છે. આ નાનકડી ચોપડી એટલે જ આપણે કોઈના પણ હાથમાં આપવી ચૂકીએ નહિ એવી નિર્દોષ બની શકી છે. જીવન ચરિત્રોનાં પુસ્તકોમાં આ ચોપડી તેનું આગવું સ્થાન શોભાવશે જ એમાં શંકા નથી.

**ઉત્તરા :**

[ લે. જયન્તિ દલાલ. વિક્રેતા રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ. કિં. અઢી રૂપિયા. ]

દસેક વરસ પહેલાં લેખકનો પ્રગટ થયેલો આ પ્રથમ વાર્તા-સંગ્રહ બીજી આવૃત્તિમાં પ્રવેશ્યો તે પહેલાં તો કેટલીય કડવી-મીઠી અનુભવી ચૂક્યો છે એ લેખકે બીજી આવૃત્તિ વેળાએ લખેલા નિવેદનથી પણ જાણી શકાય છે.

આ સંગ્રહની વીસ વાર્તાઓ લેખકની શરૂઆતની વાર્તાઓ છે એટલે જ એમાં પ્રયોગશીલતા, સચોટતા, રેખા માસિકમાં એ વખતે 'નિર્વાસિત' કલમનામથી પ્રગટ થયેલી એટલે એ કલમનામને ન્યાય આપતી તંગદિલી અને શ્રી દલાલની વિશિષ્ટ પ્રકારની આગવી શૈલીવાળી છે એટલે વાંચતી વખતે પણ એકવાર શ્રી દલાલની વાચા સાંભળી હોય તેને તો એવા જ ભણકારા વાગે કે આપણે વાર્તા વાંચતા નથી પણ શ્રી દલાલને સાંભળીએ છીએ !

અને એટલે જ નાટકકારની નાટ્યશૈલીથી સભર આ વાર્તાઓ વધુ આસ્વાદ્ય બની છે. દશ વરસ પછી પ્રગટ થયેલી આ બીજી આવૃત્તિ વધુ પ્રચલિત થશે એ તો પહેલી આવૃત્તિ સાવ અદશ્ય રીતે સાહિત્યની દુનિયામાં આવી ને ગઈ એની ગાથાને પણ વધુ ઝડપથી બંધ કરી દેશે એવી ખૂબ સચોટ આ ટૂંકી વાર્તાઓ માટે બની શકે તો નવાઈ નહિ !

શ્રી દલાલની વાર્તાઓ હમેશાં વાંચવી ગમે તેવી તો હોય જ છે, પણ ટૂંકામાં ખૂબ ખૂબ કહી જવાની તેમની શૈલીલાઘવતા ખરેખર ગુજરાતી લેખકોમાં વીરલ છે.

**દાદાજીની વાતો :**

[ લે. ઝવેરચંદ મેઘાણી. પ્ર. સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર. કિં. રૂ. ૨-૪-૦ ]

બાળકો અને મોટેરાંઓમાં પણ ખૂબ જ પ્રિય થઈ પડેલું આ પુસ્તક આઠમી આવૃત્તિમાં પ્રવેશે છે ત્યારે એક વિશિષ્ટતાભર્યો ઉમેરો થયો છે એ ખાસ નોંધપાત્ર છે. સ્વ. મેઘાણીના આવા જ બીજા લોકપ્રિય પુસ્તક 'ડોશીમાની વાતો 'માંથી પાંચ વીણેલી વાર્તાઓ આ આવૃત્તિમાં ઉમેરીને હવેથી 'ડોશીમાની વાતો ' નવી આવૃત્તિ માટે રદ બાતલ કર્યું છે. તેના કારણ રૂપે આ આઠમી આવૃત્તિમાં લેખક-પુત્રે કરેલું નિવેદન ખરેખર આવકાર્ય છે : 'ડોશીમાની વાતો 'માંની કેટલીક વાતો ખૂબ કરુણઘેરી છાપ પાડનારી હતી અને એ બાળ-કિશોર માનસ માટે ઠીક ન કહેવાય. એ કારણે સ્વ. મેઘાણીએ કરેલા આદેશ મુજબ એમાંથી એવા ભાવ વિનાની પાંચ વાર્તાઓ જુદા પુસ્તકરૂપે પ્રગટ ન કરતાં આ પુસ્તક દાદાજીની વાતોમાં ઉમેરીને આ નવી આવૃત્તિ પ્રગટ કરી છે જે બંને પુસ્તકોની ગરજ સારશે એમાં શંકા નથી જ.' આપણા કિશોરો હોંશેહોંશે વાંચે અને સાંભળે એવી આ વાતો છે.

*

# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## આપણી જાપરચણા

વર્ષ ૨૫ : અંક ૭ થી ૧૨ : ઓક્ટો૦ '૫૪ થી માર્ચ '૫૫. સળંગ અંક ૨૯૫ થી ૩૦૦

[પહેલો આંકડો અંક નં. અને બીજો આંકડો પાનું દર્શાવે છે : લેખનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે.]








નવચેતન



# વનની વાટે

ડાહ્યાભાઈ પટેલ

ગૂર્જર સાહિત્ય સંઘ લિમિટેડ
ફર્નાન્ડીઝ બ્રીજ
ગાંધીરોડ પો. બૉ. નં ૭૩

